# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ



શિશિર : ૨૦૫૧

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૫ : વર્ષ ૩૭ : સળઙ્ગ અઙ્ક ૨૨૩

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર ૨૦૫૧ : વર્ષ ૩૭ : સળઙ્ગ અઙ્ક ૨૨૩




**તન્ત્રી**

43966 ધીરુ પરીખ

**સલાહકાર**

રાજેન્દ્ર શાહ * નિરઞ્જન ભગત

**સહયોગ**

નલિન રાવળ, જગદીશ ત્રિવેદી, માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઇપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

શિશિર વિ. સં. ૨૦૫૧ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૫

# કવિલોક



## કાવ્યમાં ભાષા

કાવ્યમાં ભાષાનો પ્રાણતત્ત્વ લેખે મહિમા કરીએ ત્યારે ત્હેમાં પ્રયોજાતી ભાષાના સ્વરૂપ અને પ્રવર્તન વિશે કેટલાક ખ્યાલો સ્પષ્ટ કરી લેવા જોઈએ. કાવ્યમાં મોટેભાગે તો વ્યવહારમાં પ્રચલિત ભાષાનો જ ઉપયોગ કરવામાં આવે છે, એટલે કે એનાં શબ્દ, અર્થ વ્યાકરણ જેવાં અઙ્ગ પરત્વે મૂલગત કોઈ પ્રકારભેદ નથી. જે ભેદ છે તે કાવ્યમાં ત્હેના પ્રયોજનના સન્દર્ભમાં નીપજતા ત્હેના વિશિષ્ટ સ્વરૂપનો છે. કવિ રોજની સામાન્ય· વપરાશની ભાષાને કાવ્યની રૂપનિર્મિતિના ઉપાદાન તરીકે પ્રયોજે છે ત્યારે ભાષાની સકલ શક્તિને ખપમાં લેવા તાકે છે, એ ભાષાના ઉપાદાન તરીકે પ્રયોજે છે ત્યારે ભાષાની સકલ શક્તિને ખપમાં લેવા તાકે છે, એ ભાષાના સૌન્દર્યઅંશને પ્રગટ કરવા મથે છે, ત્હેની અર્થદાયકતાનો પૂરો લાભ લેવાનો પ્રયાસ કરે છે ને પુરસ્કારતિરસ્કારની ત્હેની પ્રતિભાદત્ત શક્તિથી રૂપનિર્માણ અનવદ્ય બની રહે એવી ભાષાની પસન્દગી કરે છે. કાવ્યમાં કવિપ્રતિભાએ પસન્દ કરેલી ને પ્રયોજેલી ભાષા લૌકિક હોવા છતાં, જાણે અલૌકિક હોય એવી આભા ને શક્તિ ધારણ કરે છે, કાવ્યની ભાષાની જ્યારે વાત કરીએ ત્યારે આ અલૌકિક ભાષાની વાત કરીએ છીએ એ બરાબર ધ્યાનમાં રહેવું જોઈએ, કવિતાની લોકોત્તરતાના, અલૌકિકતાના સ્વીકારમાં એવી ભાષાનો પણ સ્વીકાર રહેલો છે એમ સમજવું જોઈએ. અલઙ્કાર, રીતિ, વક્રોક્તિ, રમણીયાર્થ પ્રતિપાદક શબ્દ - આ સૌને કાવ્યનો પ્રાણ ગણનાર આલઙ્કારિકોએ ભાષાની રૂપવિધાયક સૌન્દર્યસાધક અલૌકિક શક્તિનો જ મહિમા કરેલો સમજાય છે. અલઙ્કારને કાવ્ય કહેવામાં, રીતિને કાવ્યનો આત્મા કહેવામાં, વક્રોક્તિને કાવ્યનું જીવિત કહેવામાં ને કાવ્યને રમણીયાર્થપ્રતિપાદક શબ્દ કહેવામાં તે તે આચાર્યને શબ્દની શોભા, ત્હેની ચારુતા, પદોના ઉચિત વિન્યાસથી નીપજતી રમણીય ભાત, પદ-પ્રયોગની સૌન્દર્યસિદ્ધિમાં અનેકવિધ શક્તિ ને ક્ષમતા ને પદાન્તર્ગત સૌન્દર્યનો જ પુરસ્કાર છે.

જયન્ત પાઠક

('કિમપિદ્રવ્યમ્'ના 'કાવ્યમાં ભાષા' નામક પ્રકરણમાંથી)

# કાવ્યમાં અપૂર્વતા

વિનોદ અધ્વર્યુ

*અપૂર્વં યદ્વસ્તુ પ્રથયતિ વિના કારણં કલામ્*
*જગદ્ ગ્રાવપ્રખ્યં નિજ રસભરાત્ સારયતિ ચ ।*
*ક્રમાત્પ્રખ્યોપાખ્યા પ્રસર સુભગં ભાસયતિ યત્*
*સરસ્વત્યાસ્તત્ત્વં કવિ સહૃદયાખ્યં વિજયતે ॥*

આચાર્ય આનન્દવર્ધનના ધ્વન્યાલોક પર 'લોચન' નામે ટીકા લખતાં, અભિનવગુપ્તાચાર્ય ઉપર્યુક્ત મઙ્ગલાચરણના શ્લોકના પહેલા જ શબ્દમાં 'અપૂર્વ'નો નિર્દેશ કરે છે.

અહીં 'અપૂર્વ' જાણે કેવળ 'વસ્તુ'નું જ વિશેષણ લાગે છે પણ કોઈ પણ વસ્તુ પોતે 'અપૂર્વ' હોતું નથી, તે અપૂર્વ બને છે — કારણ કે તે કવિના અપૂર્વ - વિશિષ્ટ અને વિલક્ષણ - દર્શનને મૂર્ત કરવાનું વિષયરૂપ માધ્યમ બને છે. એ 'વસ્તુ'નું નવનિર્માણ કાવ્યકૃતિ રૂપે સહૃદયના હૃદયસુધી પહોંચે તે દરમ્યાન તો સર્જકના કવિકર્મ દ્વારા તેનું જે પરિવર્તન થાય છે તેનો નિર્દેશ પણ આ શ્લોકમાં 'વિનાકારણકલામ્', 'નિજ રસભરાત્', 'પ્રખ્યોપાખ્યાપ્રસર — સુભગં ભાસયતિ' વગેરેમાં મળી રહે છે. એ બધાને લક્ષમાં લેતાં, 'અપૂર્વ'ની સિદ્ધિ કેવળ વસ્તુની અ-પૂર્વતા એટલે કે નવીનતાથી જ થતી નથી તેની પ્રતીતિ થાય છે.

કાવ્ય, બલ્કે કોઈ પણ કલાકૃતિ પાસે આપણી - ભાવકની - અપેક્ષા હોય છે આ અપૂર્વતાની. જો કાવ્યમાંથી કોઈક અપૂર્વ એવા તત્ત્વનો અહેસાસ ન થાય તો આપણી સૌંદર્યભાવના - રસાકાંક્ષા - સન્તોષાતી નથી. એ અપૂર્વતાનો અનુભવ જે ભાવકની ચેતનાને પ્રકાશવન્ત ચમત્કારથી ઝળહળાવી દે છે તે જ કલાકૃતિની સાચી ઉપલબ્ધિ છે.

આ અપૂર્વતાની અપેક્ષા તો 'સર્જન' શબ્દમાં જ અભિપ્રેત છે. સર્જવું એટલે જેનું અસ્તિત્વ નથી - ને ન હતું - તેનું નિર્માણ કરવું. જો તેમ ન હોય તો તે કેવળ પુનરાવર્તન - અનુકરણ જ છે. એટલે તેના પરિચયથી - આસ્વાદનથી પેલો અસાધારણ ચમત્કાર અનુભવાતો નથી. જે 'અપૂર્વ' નથી તે 'સર્જન' જ નથી.

કલાકૃતિમાં આપણી ખોજ આ અપૂર્વના અનુભવની હોય છે. પરન્તુ, 'યદ્વસ્તુ...' એ શબ્દોના પ્રાથમિક અર્થથી સમજાય છે તેમ અપૂર્વતા માત્ર વસ્તુનિષ્ઠ ગુણ નથી. કવનવિષયમાં પ્રાપ્ત થતી દેખીતી નવીનતા તો માત્ર કાવ્યકલેવરગત પ્રાથમિક અને સ્થૂળ અંશ છે. અલબત્ત, વસ્તુગત જે અપરિચિત અને અનપેક્ષિત તે ચિત્તને ચોંકાવે - આકર્ષે અને કૌતુકથી આનન્દનો અનુભવ પણ કરાવે. તે જ રીતે, કાવ્યકલેવર સમ્બન્ધિત અન્ય તત્ત્વો - રીતિ, આકૃતિયોજના, અલઙ્કારવૈચિત્ર્ય, ભાષાબન્ધ અને શબ્દપ્રયોગાદિમાં પ્રતીત કવિકૌશલની વિચિત્રતા તથા બુદ્ધિચાતુર્ય પણ કાવ્યકૃતિના આકર્ષણનું અને આનન્દનું કારણ બની શકે. પણ એ ભૂમિકા કલાના રસાત્મક મર્મથી અનભિજ્ઞ, 'મુગ્ધરસિક' એવા કૌતુકપ્રિયની ને ક્યારેક વળી રચનાચાતુરીમાં રાચનારની જ હોય. પરિમાર્જિત અભિરુચિવાળા સહૃદયના હૃદયાહ્લાદનું નિમિત્ત તે નીવડી ન શકે. આવું રચનાગત વૈચિત્ર્ય પણ કેવો આનન્દ આપી શકે છે તે દલપતરામપન્થી કાવ્યોના શોખીનો તો જાણે જ છે. એ પ્રકારનું પણ મનોરઞ્જન એવી રચનાઓમાંથી મળે છે માટે જ મમ્મટાચાર્યે નિમ્નપ્રકારનું ગણીને પણ તેને 'ચિત્રકાવ્ય'નું નામ આપી કાવ્ય તો કહ્યું જ છે. પ્રણ્ડિતરાજ જગન્નાથ આટલા ઉદાર ન જ થાય તે સમજી શકાય તેવું છે.

પરન્તુ, મર્મજ્ઞ સહૃદયને જે 'રસાનન્દ'ની અપેક્ષા છે તે તો આવી રચનારમત કે વસ્તુનાવિન્ય જ નહીં પણ અર્થરમતથી પણ સન્તોષાતી નથી. મમ્મટે તેથી જ 'શબ્દચિત્રમ્' સાથે 'અર્થચિત્રમ્' પણ મૂક્યું છે.

આવી બધી કાવ્યકલેવરગત નવીનતાઓ, કથનવસ્તુ કે કથયિતવ્યની પણ આ ભૂમિકાની નવીનતાઓ એ અભિનવગુપ્ત દ્વારા અભિપ્રેત 'અપૂર્વતા' નથી. અપૂર્વતા કેવળ કાવ્ય શરીરગત લક્ષણ નથી કે અલઙ્કારાદિની કલ્પનાઓ પૂરતું તે મર્યાદિત નથી. તે તો કાવ્યોદયના આરમ્ભબિન્દુ સમી કવિની અનુભૂતિથી તે ભાવકના કાવ્યભાવન પર્યન્તની સમગ્ર પ્રક્રિયામાં, કવિચિત્તના સાદ્યન્ત નિર્માણવ્યાપારમાં અને તેની ઉપલબ્ધિરૂપ કાવ્યકૃતિના સર્વાંશોમાં પ્રાણતત્ત્વ તરીકે અનુસ્યૂત હોય છે.

વસ્તુથી માંડીને તે કાવ્યકૃતિની સર્વસામગ્રી દ્વારા કવિની અપૂર્વ અનુભૂતિ મૂર્ત આવિષ્કાર પામે છે ત્યારે તે સામગ્રીનું કવિના સર્જનોન્મેષની 'વિના કારણ'તા કવિના પોતાના દર્શનથી - 'નિજ રસભરાત્' થતું વાસ્તવિક સામગ્રીનું અલૌકિક અને અપૂર્વ એવું રૂપાન્તર અને તેમાંથી નીપજતું કવિપ્રતિભા - પ્રાખ્ય - અને કવિની અભિવ્યક્તિ - ઉપાખ્ય એટલે કે અનુભૂતિ - અભિવ્યક્તિના સુભગ પરિણામ રૂપ કાવ્યપુદ્ગલ એ બધું અપૂર્વતાનો અનુભવ કરાવે છે. અભિવ્યક્તિ દ્વારા જ નહીં પણ અભિવ્યકતિ 'રૂપે' થતી અનુભૂતિનો આવિષ્કાર પોતે જ અપૂર્વ ઘટના હોય છે.

આવી અપૂર્વતા વસ્તુ, ભાષાબન્ધ - અલઙ્કાર - રચનાચાતુરી વગેરે નવીન જ હોય તો જ થાય તેવું ય નથી. આદિકાળથી અદ્યાપિપર્યન્તની રોજેરોજની સુપરિચિત ઘટનાઓ સૂર્યોદય અને ચન્દ્રોદયને પણ વિષય તરીકે લઈને ગાયત્રીમન્ત્રથી આજ સુધી કેટલી ઉત્તમ કાવ્યકૃતિઓ સર્જાઈ છે ! 'સાગર અને શશી' કે 'શરત્પૂર્ણિમા', 'ભણકારા', 'શ્રાવણી મધ્યાહ્ને' કોઈના વિષયો નવા નથી. 'તેરસાતની લોકલ' કે 'ફાઉન્ટનના બસસ્ટોપ પર'નું જગત તો નિત્ય પરિચિત છે, પરન્તુ તેમાંથી નીપજેલી કાવ્યકૃતિઓ 'અપૂર્વ' છે.

અપૂર્વતા કવિના દર્શનમાં છે - અનુભૂતિમાં છે. તે જ વિષયને અપૂર્વ બનાવેછે અને બીજી ભૂમિકાએ આ અનુભૂતિની અપૂર્વતા અભિવ્યક્તિમાં પણ અપૂર્વતા પ્રેરે છે.

તો, કાવ્યની ઉત્તમ કસોટી તેમાં અનુભવાતી આ અપૂર્વતામાં છે. કેવળ અભિવ્યક્તિ નાવિન્ય, વિચાર કે અલઙ્કાર અથવા રીતિનો નવો તુક્કો ઘડીક રીઝવી જાય, અપૂર્વતાનો હૃદયસ્પર્શી અનુભવ ન કરાવે. ગમે તેટલી રૂપાળી અને આધુનિક વિવેચન પરિભાષાથી તેને નવાજીએ પણ તત્ત્વતઃ તે તુક્કા, કરામત કે તરકીબ અથવા બુદ્ધિચાપલ્યથી આગળ ન જાય. એ બધીય રચનાકુશળતા સાર્થક થાય જો તે કાવ્યમાં અન્તર્નિહિત અપૂર્વતાના આવિષ્કાર માટેની અનિવાર્યતાનું પરિણામ હોય. એવું હોય ત્યારે કાવ્યનો પ્રત્યેક શબ્દ - પ્રત્યેક અંશ - પ્રત્યેક વળાંક કે લયહિલ્લોળ કવિકર્મની અપૂર્વતાનો અહેસાસ કરાવે છે.

રવીન્દ્રનાથ, 'નવીન' અને 'નૂતન' એ બે શબ્દો 'માત્ર નવીનતા' અને 'અપૂર્વતા'ને સૂચવતા અલગ અલગ અર્થોમાં પ્રયોજે છે. જે માત્ર જુદું છે તેને તે 'નવીન' કહે છે અને જે ચૈતન્યને સ્પર્શે ને ઝઙ્કૃત કરે તેવું 'અપૂર્વ' છે તેને તે 'નૂતન' કહે છે. આ 'નૂતન'માં 'સનાતન'નો અનન્યસાધારણ આર્વિભાવ હોય છે. જે 'નવીન' છે તે કાલાન્તરે લુપ્ત થઈ રસહીન બની જાય છે, પણ જે 'અપૂર્વ' છે - 'નૂતન' છે તે સદાય 'નૂતન' જ રહે છે, તે પ્રત્યેક આસ્વાદને 'નવ નવ રૂપે' પ્રાપ્ત થાય છે. 'ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ'ની અહીં પૂરા અર્થમાં પ્રતીતિ થાય છે.

ઉત્તમ સર્જન એટલે 'અપૂર્વ'નો આર્વિભાવ !

# ગુજરાતના મુશાયરા

## રાજેશ વ્યાસ

ગુજરાતી ભાષામાં ગઝલનો ઇતિહાસ સોથી સવાસો વર્ષનો છે એમ ગણી શકાય. વળી ગુજરાતી ભાષામાં લખાયેલી અને લખાતી ગઝલો ભારતની અન્ય ભાષાઓની સરખામણીમાં ગુણવત્તા અને પ્રમાણમાં સૌથી વધુ સમૃદ્ધ જણાય છે. પરન્તુ ગુજરાતમાં મુશાયરા-પ્રવૃત્તિનો ઇતિહાસ એટલો સમૃદ્ધ અને જૂનો નથી. ૧૯૩૦માં રાંદેરમાં મુસ્લિમ ગુજરાતી સાહિત્ય મણ્ડળની સ્થાપના થઈ હતી અને ત્યારે યોજાયેલા આ મુશાયરાને ગુજરાતી ભાષાનો સૌ પ્રથમ મુશાયરો ગણી શકાય. ૧૯૩૦માં યોજાયેલા આ મુશાયરા પછી ૧૯૩૩ના ગાળા સુધીમાં સાત મુશાયરાઓ થયેલા તેવાં પ્રમાણ મળે છે. વળી મુશાયરાનું સ્વરૂપ પણ સ્વાતન્ત્ર્યોત્તર મુશાયરાની સરખામણીમાં તદ્દન ભિન્ન સ્વરૂપનું જણાય છે. એ વખતના મુશાયરાના અહેવાલો જોતાં સ્પષ્ટ જણાય છે કે તેનું સ્વરૂપ ત્યારે સાહિત્ય પરિષદના અધિવેશનોની કાર્યપદ્ધતિ જેવું હશે. મુશાયરાની શરૂઆતમાં મુશાયરાના પ્રમુખ, સ્વાગત પ્રમુખ વગેરે પોતાનાં પ્રવચનો કરતા હતા. તેમનાં પ્રવચનોની બુકલેટો વહેંચવામાં આવતી હતી. ગઝલ અને ત્હેના વિવિધ પાસાઓની ચર્ચાઓ થતી હતી. અને આ બધું પૂરું થાય પછી મુશાયરાની શરૂઆત થતી હતી. અહીં એ નોંધનીય બાબત છે કે ગઝલના સ્વરૂપ અને ત્હેના પાસાઓની ચર્ચા નવોદિત ગઝલકારો અને શ્રોતાવર્ગને સજ્જ કરવા માટે થતી હતી. અને ખરેખર પાયાની આ કામગીરીએ એ વખતના શ્રોતાઓને પણ વધુ જાણકાર અને સમજદાર કર્યા હશે.

ગુજરાતમાં ૧૯૩૦થી આરમ્ભાયેલા અને આજ સુધી એટલે ૧૯૯૪ સુધીના સમયગાળા દરમ્યાન નજર નાખીએ છે તો ૬૪ વર્ષમાં મુશાયરાનાં સ્વરૂપ અને મુશાયરાની પદ્ધતિમાં નોંધપાત્ર ફેરફાર થયેલો જોવા મળે છે. મુશાયરો એટલે કવિસમ્મેલન. શાયર એટલે કવિ અને શાયરી એટલે કવિતા એવા અર્થ અત્યારે પ્રચલિત છે. પરન્તુ આ સન્દર્ભે શૂન્ય પાલનપુરીએ ત્હેમના 'અરુઝ' પુસ્તકના પૃ. ૬ ઉપર પ્રકાશ પાડ્યો છે :

"ગુજરાતમાં આજકાલ 'શાયર', 'મુશાયરો' અને શાયરી' જેવા શબ્દો ખૂબ જ પ્રચલિત છે. એ શબ્દો મૂળ જે અરબી શબ્દ પરથી બન્યા છે તે શબ્દ છે 'શેર'. એનો અર્થ 'જાણવું' થાય છે. એ પરથી શાયરી એટલે જ્ઞાનની વાતો; શાયર એટલે જ્ઞાની અને મુશાયરો એટલે એવી સભા જ્યાં આવી જ્ઞાન-ગોષ્ઠિ કરવામાં આવતી હોય."

ઉપર દર્શાવેલ અર્થ શાબ્દિક છે; પારિભાષિક અર્થમાં શેર એટલે કવિતા; શાયર એટલે કવિ અને મુશાયરો એટલે એવું સમ્મેલન જેમાં કાવ્ય-વાચન કરવાનું હોય.

મુશાયરો એ ખરા અર્થમાં એવી પ્રવૃત્તિ છે જ્યાં સાહિત્યને લોકો સુધી લઈ આવવાની કામગીરી કવિ-શાયર પોતાની પઠનકલા, પોતાની રજૂઆતકલા દ્વારા કરતો હોય છે. જોકે મુશાયરાના લાભ અને ગેરલાભ બન્ને રહ્યા છે. મુશાયરાના લાભની ચર્ચા પ્રથમ કરીએ. મુશાયરા-પ્રવૃત્તિને લીધે ગઝલ એ ગુજરાતમાં પરદેશી કાવ્યપ્રકાર ન રહેતાં લોકોનાં હૃદય સુધી પહોંચીને તે સાચા અર્થમાં ઝિલાઈ. ગઝલનું સ્વરૂપ જ એવું છે કે તે હૃદયને તરત જ સ્પર્શે અને ત્હેમાં સમૂહની સામે અસરકારક રીતે રજૂઆત કરવાને લીધે તે જલદી સ્પર્શી જાય છે, લોકપ્રિય થાય છે. મુશાયરા-પ્રવૃત્તિને લીધે ગઝલ સાચા અર્થમાં પઠનની કલા પણ છે એ પણ સાબિત થયું છે. અમૃત ઘાયલે જણાવ્યું છે તેમ :

*એમ મજબૂરી એક રહી ગઈ મનમાં,*
*એક ગઝલ જેમ મરી જાય રજૂઆત વગર.*
*અમૃત ઘાયલ*

ખરેખર જો યોગ્ય રજૂઆત ન મળે તો ગઝલ જાણે મરી જતી હોય છે. ગઝલ જ શું કામ, કવિતા-માત્ર જો તેનું યોગ્ય રીતે પઠન કરવામાં ન આવે, જો તેની યોગ્ય રીતે રજૂઆત કરવામાં ન આવે તો ત્હેનું હાર્દ-ત્હેનો પ્રાણ ગુમાવી બેસતી હોય છે. આ પ્રવૃત્તિને કારણે જ મરીઝ, ગનીના સમયગાળાના ગઝલકારોમાં ગઝલ રજૂઆત કરવાની કળા પૂર્ણ કળાએ ખીલી ઊઠેલી જણાય છે. ક્રમશઃ સમયની સાથે સાથે મુશાયરા-પ્રવૃત્તિ ઓછી થવાને લીધે પઠનકલા પણ જાણે નાશ પામતી ગઈ હોય તેવું લાગે છે. અનુભવે એવું લાગ્યું છે કે મુશાયરામાં રજૂ થતી ગઝલો મોટાભાગે લાંબી બહરોની હોય છે ત્યારે તે વિશેષ ધ્યાનાકર્ષક બનતી હોય છે. વળી લાંબી બહરની ગઝલોમાં જ ગઝલકાર કે શાયરને રજૂઆત કે પઠન માટે મોકળું મેદાન મળતું હોય છે. મુશાયરાઓએ સમાજને અને ગઝલ સાહિત્યને નજીક મૂકી આપ્યાં છે.

સામા પક્ષે જોઈએ તો મુશાયરા-પ્રવૃત્તિ એક સમયગાળામાં એવી જોર પકડતી ગઈ કે ગઝલ સાહિત્ય ન બનતાં તુકબન્દી બની ગઈ. સતત શ્રોતાઓને રીઝવવા, દાદ ઉઘરાવવા, લોકપ્રિય થવા કવિઓએ વિષયવસ્તુ તેમ જ ભાષાની દૃષ્ટિએ નિમ્નસ્તરની કે હલકીફૂલકી ગઝલો રજૂ કરવાનો ઝોક રાખ્યો. પરિણામે ગઝલમાં સભારંજની તત્ત્વ વિશેષ પ્રમાણમાં ઘૂસી ગયું. મુશાયરા દરમ્યાન સસ્તી લોકપ્રિયતા, હલકું વિષયવસ્તુ જેવાં તત્ત્વો સમાવવાની સાથે સાથે શાયરો ત્હેમાં નશો અને રાજકારણ લઈ આવ્યા. અને પરિણામે મુશાયરાએ પતનના માર્ગ તરફ આગળ ધપાવ્યું. મુશાયરામાં શાયર ગઝલ રજૂ કરતાં કરતાં એક મિસરો પૂરો કરી બીજો મિસરો શરૂ કરે ત્યારે કે વચ્ચે વચ્ચે બિનજરૂરી અને છન્દ બહારના શબ્દો પ્રયોજે છે, જેવા કે જો, ને, કે વગેરે. અને આમ ગઝલમાં છન્દદોષ સર્જાય છે. વળી રજૂઆત દરમ્યાન કે પઠન કરતી વખતે ઉચ્ચારોમાં અમુક છૂટછાટ, અમુક ઝડપથી, અમુક ધીમેથી અમુક શબ્દને પ્રલમ્બ લયમાં રજૂ કરીને ગઝલ કહેવામાં આવતી હોવાથી મુશાયરાને લીધે ગઝલકારમાં છન્દ-શૈથિલ્ય અને છન્દ પરત્વે પ્રમાદ સેવાતો જાય છે. આમ મુશાયરાના અતિરેકે ગઝલકારને ગઝલથી અને ત્હેના સર્જકત્વથી ઘણે દૂર પહોંચાડી દીધો છે.

આદિલ-રાજેન્દ્રના સમયગાળાથી મુશાયરા-પ્રવૃત્તિમાં નોંધપાત્ર ઘટાડો અને પરિવર્તન આવેલું જોવા મળે છે. મરીઝ-ગનીના ગાળાને મુશાયરાના અતિરેકનો ગાળો પણ ગણી શકીએ. તો આ સમયગાળામાં મુશાયરાઓ નહીંવત્ થઈ ગયેલા જણાય છે. આજના ગઝલકારમાં ગઝલ-રજૂઆતની કલા વિશેષ જોવા નથી મળતી ત્હેનું એક કારણ આ પણ છે. મુશાયરા યોજાતા હતા ત્યારે શ્રોતાવર્ગ પણ જાગ્રત અને ગઝલથી ઘડાતો જતો હતો. વળી, ગઝલકાર પણ હૃદયને જે સ્પર્શી જાય, આમ જીવનને જે સ્પર્શતા હોય તેવા વિચારો, ભાવો અને વિષયોનું નિરૂપણ ગઝલમાં કરતો હતો. કદાચ આ જ કારણે ગતપેઢીના ગઝલકારોના શેર વધુમાં વધુ અવતરણક્ષમ બન્યા છે. એક તરફ મુશાયરા-પ્રવૃત્તિ નહીંવત્ અને બીજી તરફ ગુજરાતની જ સમૃદ્ધ ક્લબો હલકી કક્ષાનાં કવિસમ્મેલનો કરવાની હુંસાતુંસીમાં પડેલી છે. ગુજરાતી કવિ અને ગઝલકારોએ પણ શઠ્યતા, શૂન્યતાના આંધળા અનુકરણમાં આધુનિક દેખાવાની લહાયમાં અઘરું લખીએ તો જ ઉચ્ચ કવિતા કહેવાય એવા વ્યામોહમાં, શબ્દોની તોડફોડ કરીએ તો જ ગુજરાતી ભાષા અને સાહિત્યને વિશ્વસાહિત્યમાં મૂકી શકાશે એવી વિકૃતિમાં 'દિખા સો લિખા' કે સ્વાનુભૂતિને ઠોકર મારીને બેફામ લખ્યું છે. બેચાર સામયિકોએ છાપ્યું છે અને સરવાળે મુશાયરા તો ઠીક સાહિત્યપ્રેમી એવા સામાન્ય માનવીને પણ ગુજરાતી સાહિત્યથી દૂર કરી મૂક્યો છે. આજે હવે લોકો સુધી

મુશાયરાની એક અકળ વાત જણાવું તો મુશાયરામાં કોઈ શાયર કોઈ બીજા શાયરને સાંભળવામાં મોટાભાગે રસ ધરાવતો નથી હોતો. પોતાના વારા વખતે કઈ ગઝલો રજૂ કરવી, શ્રોતાઓ કેવા છે વગેરે વિચારોમાં જ પરોવાયેલો હોય છે. ક્યારેક પ્રખ્યાત ગઝલકાર કે ત્હેના કરતાં મોટો ગઝલકાર ત્હેની સામે જોઈને ગઝલ રજૂ કરે તો તે દાદ આપવાનો અભિનય કરતો હોય છે, તો ક્યારેક પોતે રજૂ થાય ત્યારે દાદ મળે કે મન્ચ ઉપરથી રજૂ થતા ગઝલકારની સાથે પોતાને સારા સમ્બન્ધો છે એ ટકી રહે તે માટે પણ તે દાદ આપીને ત્હેની પઙ્ક્તિઓને રજૂ કરતો હોય છે. મોટાભાગે ગઝલકારો તેમની ખૂબ જાણીતી થયેલી અને એવી જ ગઝલો રજૂ કરતા હોય છે જેને અગાઉ ખૂબ દાદ મળી હોય. નવી ગઝલો કે ગમ્ભીર વિષયને સ્પર્શતી ગઝલો રજૂ કરવામાં ગઝલકારને ઘણી વાર જોખમ લાગતું હોય છે.

ઘણી વાર મુશાયરાઓમાં સરસ બનાવ પણ બનતા હોય છે. જેમાં ગઝલકારની પ્રતિભાનો પરિચય અને તેની વાક્‌શક્તિ કે તેનું વાક્‌ચાતુર્ય શ્રોતાઓને જાણવા મળતું હોય છે. ગુજરાતી ગઝલ આજે ઉર્દૂ-ફારસીના પ્રભાવમાંથી અને છાંટમાંથી સમ્પૂર્ણપણે મુક્ત થઈને ગુજરાતી કાવ્યપ્રકાર જ બની ચૂકી છે ત્યારે પણ, મુશાયરા ત્હેના મૂળ સ્વરૂપને બદલે તદ્દન અલગ સ્વરૂપે યોજાય છે ત્યારે પણ 'વાહ વાહ', 'દુબારા', 'બહોત ખૂબ', 'ઈર્શાદ', 'મુકરર', 'તરન્નુમસે', જેવા શબ્દો પ્રચુર માત્રામાં વપરાય છે. આ શબ્દો વગર જાણે મુશાયરાનું વાતાવરણ જ નથી જન્મતું. ઈર્શાદ અને તરન્નુમસે સિવાય મોટાભાગના શબ્દો કવિતાના વખાણરૂપે કવિ કે કવિની પ્રશંસારૂપે પ્રયોજવામાં આવે છે અને આપણે જાણીયે છીએ કે તેને દાદ કહેવાય છે. દાદ આપવી અને દાદ લેવી એ બન્ને વાત નશા જેવી છે.

આ દાદ, આ વાહ વાહ, ગઝલ અને ગઝલકાર બન્ને માટે જોખમી બની રહેતી હોય છે. ગઝલકાર પોતાની અનુભૂતિઓ અને પોતાની સર્જનશક્તિના ભોગે લોકપ્રિય વિષયો અને હલકીફૂલકી ગઝલો રચવામાં ડૂબી જાય છે અને તેની આગામી ગઝલોનું પતન થાય છે. આ સન્દર્ભે બે શેર જોઈએ :

*આગામી સૌ ગઝલનું પતન થઈ ગયું શરૂ,*
*ખોવાઈ જાઉં છું હું હવે વાહ વાહમાં.*

*મરીઝ*

*સહુની વચ્ચે ગઝલ નથી કહેવી,*
*મારશે ક્યાંક "વાહ વાહ' મ્હને*

*મનોજ ખણ્ડેરિયા*

મુશાયરાનું સઞ્ચાલન કરનાર સઞ્ચાલક શાયરને ગઝલકારોના અનેક શેર કણ્ઠસ્થ હોય છે. રજૂઆતની કાબેલિયત ધરાવતો હોય છે ને સૌથી વિશેષ તો શ્રોતા અને ગઝલકારની નાડ પારખીને સાનુકૂળ વાતાવરણ રચી આપતો હોય છે. નવોદિત ગઝલકાર સૌ પ્રથમ ગઝલ રજૂ કરતો હોય છે અને ત્હેમાં ક્રમે ક્રમે પીઢ ગઝલકારો રજૂ થતા જતા હોય છે.

ગઝલકાર મુશાયરામાં પ્રથમ મુક્તક અને એ પછી ગઝલ કે નઝમ રજૂ કરતો હોય છે. ગઝલ બે રીતે રજૂ કરવામાં આવતી હોય છે. એક તહતુલફ્ઝ અને બીજી તરન્નુમની રીતે.

(૧) તહતુલફ્ઝ એટલે કાવ્યપઠન. જ્યારે ગઝલને ગાયા વગર પ્રભાવક રીતે રજૂ કરવામાં આવે છે ત્યારે એ પદ્ધતિને 'તહતુલફ્ઝ' કહેવાય છે. ગુજરાતી ભાષામાં શયદા, સગીર, મરીઝ, ઘાયલ, સૈફ, આદિલ, રાજેન્દ્ર, ચિનુ, મનોજ, શોભિત, મિસ્કીન વગેરે આ રીતે ગઝલો રજૂ કરે છે.

(૨) તરન્નુમ એટલે લયપૂર્વક કાવ્યગાન કરવું. મુશાયરામાં ગઝલને ગાઈને રજૂઆત કરવામાં આવે છે ત્યારે તરન્નુમથી રજૂઆત થઈ એમ કહેવામાં આવે છે. ગુજરાતમાં બરકત વિરાણી 'બેફામ', ગની દહીંવાલા,

શૂન્ય પાલનપુરી વગેરે તરન્નુમથી ગઝલો રજૂ કરતા હતા. જોકે મરીઝ-ગનીના સમયગાળા પછી મુશાયરાઓમાં બેફામ કે ગનીની જેમ માત્ર તરન્નુમથી જ કોઈ ગઝલ રજૂ કરતું હોય એવું હવે જોવા નથી મળતું. ક્યારેક કોઈ ગઝલકાર એકાદ વાર કે ભાગ્યે જ તરન્નુમથી ગઝલ સંભળાવે તેવું બનતું હશે પરન્તુ ગુજરાતી મુશાયરાઓમાંથી તો તરન્નુમની પ્રથા જાણે નામશેષ થઈ ચાલી છે.

મુશાયરાના પ્રકારો બે પડે છે :

(૧) તરહી અને (૨) ગેરતરહી.

તરહી મુશાયરાનો રિવાજ આરમ્ભી ગાળા સિવાય વિશેષ પ્રચલિત થયેલો જોવા મળતો નથી. તરહી મુશાયરા યોજાતા પહેલાં જે પઙ્ક્તિ (મિસરા) પર ગઝલ લખવાની હોય તે મિસરાઓની જાહેરાત કરી દેવામાં આવે છે અને તે જ મિસરાઓ ઉપર લખાયેલી ગઝલો રજૂ કરવાનું કવિઓને નિમન્ત્રણ આપવામાં આવે છે. તરહી મુશાયરામાં અપાયેલી પઙ્ક્તિઓ ઉપર જ ગઝલકારે ગઝલ રચીને કરવાની હોવાથી ઘણાંબધાં બન્ધનોનો સામનો કરવો પડે છે. એક જ પઙ્ક્તિ ઉપર બધાએ ગઝલ લખી હોવાથી એક જ પ્રકારનો છન્દ, એક જ રદીફ અને એક જ સરખા કાફિયાઓ પાસેથી કામ લેવાનું થાય છે. અને આમ થવાને લીધે વિચારોનું પુનરાવર્તન, કૃતકતા અને ક્યારેક માત્ર જોડકણાંઓ જ ફળસ્વરૂપે મળતાં હોય છે. સામે પક્ષે એમ પણ કહી શકાય કે આ પ્રકારની રચના કરવાને લીધે કવિની સર્જકશક્તિનો પણ પરિચય મળી શકે છે. જોકે આ પ્રકારના તરહી મુશાયરાઓને લીધે ગઝલ એ ક્રાફ્ટવર્ક કે કટિંગ-પેસ્ટિંગનું કામ બની રહેતી હોય છે. અને આથી જ ગઝલો રચવી એ ગૃહઉદ્યોગ જેવી પ્રક્રિયા બની રહેતી હશે. જોકે હવે તરહી મુશાયરાઓનું અસ્તિત્વ રહ્યું જ નથી.

ગેરતરહી મુશાયરામાં ગઝલકાર પોતાની જે પસન્દ પડી હોય તે ગઝલ નઝમ અને મુક્તક રજૂ કરતો હોય છે. મોટાભાગે ગેરતરહી મુશાયરાઓ જ લોકપ્રિય થતા હોય છે. ગુજરાતમાં ગેરતરહી મુશાયરાનું પ્રમાણ જ આરમ્ભથી વિશેષ જોવા મળે છે. તરહી મુશાયરાઓ બહુ યોજાયા નથી તેમાં કોઈ પક્ષે કશું જ ગુમાવા જેવું થયું નથી.

આજે ઇલેક્ટ્રોનિક્સ યુગમાં ટી.વી.ના અને ચેનલોનાં આક્રમણ એવાં થયાં છે કે જાહેર મુશાયરા ઓછા થઈ ગયા છે. દૂરદર્શન-કેન્દ્રો ઉપર મુશાયરાઓનું ક્યારેક આયોજન થાય છે, જેમાં સમય અને બીજી અનેક મર્યાદાઓને કારણે મુશાયરાના વાતાવરણ કરતાં કૃતકતાનો વિશેષ પરિચય જોવા મળે છે. જોકે ધીરે ધીરે એનાથી ટેવાઈ જતાં એ મુશાયરાઓ પણ આવું વાતાવરણ રચી આપશે એવી શ્રદ્ધા જન્મે છે.

## ગ્રાહકોને સૂચના

હવેથી 'કવિલોક'નું વાર્ષિક લવાજમ જાન્યુઆરીથી ડિસેમ્બર સુધીનું વર્ષ ગણીને સ્વીકારવામાં આવશે. આ વર્ષે જેમનું લવાજમ અધવચ પૂરું થતું હોય તેમણે બાકી રહેલા માસદીઠ રૂપિયા આઠ લેખે ગણીને વધારાની રકમ મોકલી આપવા વિનંતી છે.

# રમેશ પારેખ અને તેમની કવિતા વિશે કેટલુંક

જગદીશ વ્યાસ

રમેશ પારેખનું કાવ્યસર્જન એટલું માતબર છે કે એના વિશે બે વાત કહેવાતી હોય ત્યાં ચાર વાત કહેવાની ચૂકી જવાતી હોય એમ પણ બને. એમની કવિતાની સર્વ બાજુઓને આવરી લેવા માટે જુદા પ્રયાસની જરૂર પડે. અહીં કેવળ વ્યાપકભાવે આગળ તરી આવતી એમની કવિ તરીકેની લાક્ષણિકતાઓની વાત કરવા ધાર્યું છે. એમ કરતી વખતે અનિવાર્ય સ્થળો સિવાય, પૂર્વે ક્યાંક ને ક્યાંક ચર્ચાઈ ગયેલા મુદ્દાઓથી બને ત્યાં સુધી દૂર રહેવાનું પણ પસન્દ કર્યું છે. અહીં મેં 'છ અક્ષરનું નામ'ની બીજી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે, પૃષ્ઠાંક સર્વત્ર એ આવૃત્તિના છે.

રમેશ મોહનલાલ પારેખનો જન્મ તા. ૨૭-૧૧-'૪૦ના રોજ અમરેલીમાં થયો હતો. એસ.એસ.સી. સુધીનું શિક્ષણ પણ તેમણે ત્યાં જ મેળવ્યું. ચિત્રકલામાં રસ હોવાથી એ વિષયમાં આગળ અભ્યાસ કરવાની એમની ઇચ્છા આર્થિક કારણોસર બર આવી શકી નહીં. ત્યાર બાદ અમરેલી જિલ્લા પચ્ચાયતમાં નોકરી સ્વીકારી તેઓ અમરેલીમાં જ હંમેશ માટે સ્થાયી થયા. વચ્ચે '૮૨ની આજુબાજુના ગાળામાં તેઓ ગાંધીનગર આવ્યા, પણ એકાદ વરસમાં જ વતન અમરેલીનું ખેંચાણ તેમને અમરેલી બોલાવી ગયું. કવિએ અમરેલી ગામને કેટલું ચાહ્યું છે તેની પ્રતીતિ આપણને તેમનાં અમરેલી વિશેનાં ગીતોથી અને અન્ય ગીતોમાં આવતા અમરેલીના ઉલ્લેખોથી થાય છે, તો અમરેલીએ કવિના વનપ્રવેશે તેમની સમગ્ર કવિતાના ગ્રન્થ 'છ અક્ષરનું નામ'નું પ્રકાશન કરીને અને તે નિમિત્તે વિવિધ કાર્યક્રમો યોજીને તેનો જે ઉત્સવ ઊજવ્યો તે પરથી અમરેલી પણ કવિને કેટલું ચાહે છે તેની પ્રતીતિ થાય છે.

વતન અમરેલીમાં રહ્યે રહ્યે વાર્તાસર્જન કરતા રમેશ કોઈ શુભ ઘડીએ કાવ્યસર્જન પણ કરવા લાગે છે. એવામાં '૬૭ના ગાળામાં કવિ અનિલ જોશી અમરેલી આવે છે અને તેમની વચ્ચે મૈત્રી થાય છે. રમેશની એ ગાળામાં રચાયેલી કૃતિઓ અનિલ જોશી અમદાવાદ 'રે' મઠના કવિમિત્રોને મોકલી આપે છે. તેમની તરફથી પ્રોત્સાહન મળતાં રમેશ એ જ ઢબની કૃતિઓ ઉત્તરોત્તર રચતા જાય છે અને જોતજોતાંમાં તો એક નોંધપાત્ર કવિ તરીકે ગજું કાઢી બતાવે છે. કવિએ કાવ્યોની નીચે રચાયાની તારીખ નોંધી હોવાથી ખ્યાલ આવે છે કે પહેલાં ઇતર પ્રકારનાં કાવ્યો લખતા રમેશ કવિ અનિલ જોશીના સમ્પર્ક બાદ ગીત-સર્જન કરવા તરફ વળ્યા. 'છ અક્ષરનું નામ'માં 'ક્યાં' સઙ્ગ્રહની જે ત્રણ ગઝલો છે — 'ચાંદની' (પૃ.૩૦), 'હવાઓ' (પૃ.૩૯) અને 'આંખો મીંચી દઉં તો...' (પૃ.૪૩) તે અનુક્રમે તા. ૯-૭-'૬૬, ૬-૭-'૬૬ અને ૧૯૬૬માં રચાયેલી છે; જ્યારે 'પરપોટો' નામની પરમ્પરિત કટાવમાં ચાલતી રચના તા. ૨૫-૭-'૬૬ના રોજ રચાયેલી છે. અનિલ જોશીના સમ્પર્ક પહેલાંની કોઈ ગીતરચના 'ક્યાં'માં જોવા મળતી નથી.

'ક્યાં'નું ૧૯૭૦માં થયેલું પ્રકાશન ગુજરાતી ગીતકવિતાના ઇતિહાસમાં શકવર્તી નીવડનાર હતું. એમાં ગીતો, ગઝલો, છન્દોબદ્ધ અને ગદ્યમાં રચાયેલાં કાવ્યો સંઘરાયાં છે. 'ક્યાં'નાં આ તમામ પ્રકારનાં કાવ્યોમાંથી ગીતોએ એવી સિદ્ધિ બતાવી કે રમેશનું નામ એક અગ્રણી ગીતકવિ તરીકે સહુ કાવ્યરસિકોના ચિત્તમાં અઙ્કિત થઈ ગયું. કાવ્યલેખનના આરમ્ભકાળથી પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'ક્યાં'ના પ્રકાશન સુધીના પાંચેક વર્ષના ગાળામાં તેમણે જે વિકાસ સાધી બતાવ્યો અને

પછી ટંકશાળમાંથી ખણખણતા સિક્કાઓ પડતા હોય એવા વેગથી તેઓ જે વિપુલ કાવ્યસર્જન કરતા રહ્યા અને એક પછી એક કાવ્યસંગ્રહો આપતા રહ્યા તેને કવિની નૈસર્ગિક પ્રતિભાશક્તિનું જ ફળ ગણવું રહ્યું. પહેલા કાવ્યસંગ્રહ 'ક્યાં' પછી ૧૯૭૯માં 'ખડિંગ', ૧૯૮૦માં 'ત્વ', ૧૯૮૧માં 'સનનન', ૧૯૮૫માં 'ખમ્મા આલા બાપુને!' ૧૯૮૬માં 'મીરાં સામે પાર', ૧૯૮૯માં 'વિતાન સુદ બીજ' અને ૧૯૯૧માં 'અહીંથી અંત તરફ' જેવા સંગ્રહો પ્રકાશિત થઈ ચૂક્યા છે અને હજી કવિની કલમ એ જ જુસ્સાથી પ્રવૃત્ત રહેતી હોવાનું તેમનાં વિવિધ સામયિકોમાં પ્રગટ થતાં કાવ્યો પરથી સમજાય છે. આ બધા સંગ્રહોએ રમેશની 'ક્યાં'ના પ્રકાશનથી ઊભી થયેલી અગ્રણી ગીતકવિ તરીકેની છાપને વધુ ને વધુ દૃઢ કરી છે.

રમેશનાં બધાં કાવ્યોને એકસાથે જોતાં જણાય છે કે એમની કવિપ્રતિભા થોડુંક બન્ધન અને વિશેષ મુક્તિ હોય એવા કાવ્યસ્વરૂપમાં પોતાની સર્વોચ્ચ કક્ષાએ પ્રવર્તે છે. એનું ઉદાહરણ એમનાં ગીતો છે. જેમાં લય અને પ્રાસનું બન્ધન છે તો ઉપાડ પછીની કડીઓમાં લય અને પ્રાસના વૈવિધ્યની મુક્તિ પણ છે. ગઝલોમાં કાફિયાની ચુસ્તી એમની મુક્તિને થોડીક ઓછી કરે છે પણ માત્રામેળ સન્ધિઓનો લય એમની પ્રતિભાને વહેવાને પૂરો અવકાશ આપે છે. અક્ષરમેળ છન્દોમાં કાવ્યસર્જન કરતી વખતે સૌથી વધારે બન્ધનનો સામનો કરવાનો આવે છે ત્યારે તેમની પ્રતિભા પોતાની સ્વાભાવિક ગતિએ પ્રવર્તી શકતી નથી અને અનિર્વાહ્ય યતિભઙ્ગ થયા કરે છે :

*રસ્તાઓ રઝળ્યા કરે નગરમાં મંજાર સર્પો સમા*
*ને એની ચપટીય કોઈ ઘરમાં<u>થી</u> <u>ના</u> દવા નીકળી*

(પૃ. ૨૯૮)

*હથેળી — જે<u>માં</u> <u>જં</u>ગલ સતત ખોવાય, ન જડે*

(પૃ. ૩૦૦)

*આંખોને <u>અંગ</u>ત પગરખાં જેવું આંસુ મળ્યું'તું*
*તેને આ <u>કંટક</u>-નગરમાં લૂંટવાની કથા છે.*

(પૃ. ૩૦૧)

*કરે બાપુ પસ્તાણું ગઢ પછવાડે મૂતરવા..*

(પૃ. ૩૫૮)

જોકે, જેમાં એકસામટા ચારપાંચ લઘુ કે ગુરુ અક્ષરો ન આવતા હોય એવા વસન્તતિલકા જેવા છન્દને કવિ સમ્ભાળી પણ શકે છે. આને સામે પક્ષે પરમ્પરિત માત્રામેળ છન્દોમાં રચાયેલાં લાંબાં-ટૂંકાં કાવ્યોમાં અને ગદ્યકાવ્યોમાં ઉત્તરોત્તર બન્ધન ઘટતું જતું હોવાથી કાવ્યને એકસૂત્રે બાંધનાર એક મહત્ત્વનું પરિબળ ઓછું થતાં તેમનાં એ પ્રકારનાં કાવ્યોમાં પ્રસ્તાર અને શબ્દાળુતા વધતાં જતાં જણાય છે.

સ્ફુરી આવેલી એકાદ પઙ્ક્તિને કે એમ જ સ્ફુરી આવેલા એકાદબે શબ્દઝૂમખાંને પૂર્ણ કાવ્યનું રૂપ આપવા મથામણ કરવી એ કવિ રમેશની તરત ધ્યાનમાં આવતી વિશેષતા છે. એમને માટે એ એક સાહસની સફર છે. એમનું પ્રત્યેક કાવ્ય એમની આવી સફરની ગવાહી છે. અલબત્ત, સ્વાભાવિક રીતે જ એમની બધી સફરો તો નહીં પણ અનેક સફરો એવી છે કે જેમાં આપણને અવારનવાર હમસફર થવું ગમે. એમનાં કાવ્યોમાં જે અપાર વિષયવૈવિધ્ય આવ્યું છે તેના મૂળમાં એમની આ સાહસવૃત્તિ રહેલી છે. 'છ અક્ષરનું નામ'માંની અનુક્રમણિકા જોવાથી પણ આની પ્રતીતિ થઈ શકે તેમ છે.

રમેશ પ્રબળપણે આત્મલક્ષી કવિ છે એ હકીકત ઊડીને આંખે વળગે એટલી પ્રગટ છે. સ્વકીય સંવેદનોને કાવ્યરૂપ આપવાનું એમને માટે સાવ સહજ છે. અલબત્ત, વિવિધ નામધારી પાત્રોનાં કાવ્યો એમણે સર્જ્યાં છે,

પરન્તુ એ નામનું મહોરું હઠાવીએ તો નીચે કવિનો જ ચહેરો આપણને દેખાશે. કવિ જાણે જે તે કાવ્ય સર્જતી વખતે જે તે પાત્રનું મહોરું ધારણ કરતા હોય એવું માત્ર આ 'ખડિંગ'નાં કેટલાંક ગીતોનાં ઉદાહરણો પરથી પણ જણાઈ આવશે :

*ઢોલીયો અંદરના ઓરડામાં ઢાળજો !*
*(આજ મારી છાતી પર ઊગ્યો છે કાળોછમ વાળ, જો...)*

('૯૯ વર્ષના રજપૂતનું ઊર્મિગીત', પૃ.૧૨૯)

*લાવ, મારો હાથ : મારી રેખા વાંચીને મને કહી*
*આપું હાથવગી વાતો*

('જ્યોતિષીનું ગીત', પૃ.૧૩૨)

*જો દરિયો મારી મા હોત. તો મારે પણ મા હોત.*

('નમાયા બાળકનું ગીત', પૃ.૧૩૬)

*કાળી બરાકની બ્હાર મોર બોલે છે*
*(ઉઘાડે છોગ) રહી રહીને*
*દારોગા, રોક...રોક...મારા બદમાસ*
*કાન ભાગી છૂટ્યા છે મને લઈને*

['જનમટીપના કેદીનું (વરસાદી) ગીત', પૃ. ૧૪૦]

અલબત્ત, પાત્રોને અનુલક્ષીને સર્જાતાં સર્વ કાવ્યોમાં આપણે કવિનાં આત્મલક્ષી સંવેદનો શોધવાનો પ્રયાસ કરીએ તો તે કાવ્યસર્જનની પ્રક્રિયાને અને કવિની કલ્પનાશક્તિને નહિ સમજવા બરાબર કહેવાય. આમ છતાં રમેશ એમનાં પાત્રલક્ષી ગીતોમાં એવી વિગતો ગૂંથતા રહે છે જે આપણને પાત્રના સંવેદનને કવિનું આત્મલક્ષી સંવેદન માનવા પ્રેરે. 'ત્વ' સઙ્ગ્રહનાં કેટલાંક ગીતોનાં ઉદાહરણો આ વાત સમજવા માટે સહાય કરશે :

*૧૯૪૦માં પડ્યો હતો દુષ્કાળ,*
*તંઈથી મનજીભાઈની આંખ બની રેતાળ,*
*('મનજી કાનજી સરવૈયા', પૃ. ૨૭૪)*

*૧૯૪૦થી આ ડી. દાસ સુધીમાં જીવવું નામે*
*કેટલા દહાડા ?*
*('ડી.દાસ', પૃ. ૨૭૫)*

મનજી કે ડી.દાસના સન્દર્ભમાં કવિની જન્મસાલ ૧૯૪૦નો ઉલ્લેખ કવિએ તે તે ગીત રચતી વખતે મનજી કે ડી.દાસનું મહોરું ધારણ કર્યું હોવાનો નિર્દેશ કરે છે. આમ પણ કવિનું વ્યક્તિત્વ અન્તર્મુખી છે. બહારના જગતમાં બનતા બનાવોની એમને જાણકારી હોય છે પરન્તુ એ બનાવો એમને એટલી ઉત્કટતાથી સ્પર્શતા નથી, જેનાથી એના વિશેની કૃતિ, નીવડેલી કૃતિ બની આવે. સામે પક્ષે, એમનાં અજ્ઞત સંવેદનો નિરૂપતી કૃતિઓ નીવડેલી કૃતિઓ બની આવી હોય એવું અનેક સ્થળે જણાય છે. આ માટે 'વિતાન સુદ બીજ'ની 'દુષ્કાળ-૧૯૮૭' અને 'દુષ્કાળ - ૧૯૮૭-૮૮' જેવી કૃતિઓ અને 'ખડિંગ'ની 'વૃક્ષસંવનનાર્થીનું ગીત' અને 'ખુલ્લી તલવાર જેવી છોકરી' જેવી કેવળ બે-ચાર કૃતિઓ પણ સરખાવી જોવા જેવી છે.

કવિના આ આત્મલક્ષીપણાને ખુદવફાઈને નામે પણ ઓળખી શકાય. એનો ખરો પરચો એમની ગઝલોમાં થાય છે. એમનું આત્મલક્ષી સંવેદન એટલું પ્રબળ છે કે તે ગઝલના સ્વરૂપને અનુકૂળ થવાને બદલે ગઝલના સ્વરૂપને પોતાને અનુકૂળ બનાવી લે છે. આથી જ એમની ગઝલો અન્તરઙ્ગ પરત્વે તો ઠીક પરન્તુ બહિરઙ્ગ પરત્વે પણ ક્યારેક ગીત સમી બની જાય છે.

કોઈ પણ કાવ્ય હોય, ભાવક માટે તે માત્ર ભાષાસૃષ્ટિ નથી હોતું, એક ભાવસૃષ્ટિ પણ હોય છે. રમેશ વિવિધ ભાવોની એવી રમ્ય સૃષ્ટિ ખડી કરી આપે છે કે ભાવકના ચિત્તને એમાં રમમાણ રહેવું ગમે છે. એમનાં અનેક કાવ્યોમાં ભાવનો એવો તો આવેગ હોય છે કે ભાવક એમાં તત્કાળ તણાઈ જાય. જે તે

ભાવને ભાવક સામે સુગ્રથિત આકૃતિબદ્ધ રૂપમાં મૂકવામાં એમની લય પરની પકડ, એમનો ભાષા પરનો કાબૂ. એમની અભિવ્યક્તિની મૌલિકતા ઇત્યાદિ મૂળમાં રહેલાં જ હોય છે. પરન્તુ આ બધું હોય અને માત્ર પેલો ભાવ ન હોય તો રચના કેવળ શબ્દોની રમત બની રહે છે જેમાં ભાવકચિત્તને અવારનવાર રમમાણ રહેવાનું ગમતું નથી. રમેશમાં આવી શબ્દરમતો નથી મળતી એમ નથી, પરન્તુ એવાં કાવ્યો અનેક છે, જેમાં ભાવકચિત્ત અવારનવાર રમમાણ રહેવાનું પસન્દ કરે. કવિના અત્યાર સુધીમાં પ્રગટ થયેલા કાવ્યસઙ્ગ્રહોમાંથી માત્ર છેલ્લા કાવ્યસઙ્ગ્રહ 'અહીંથી અંત તરફ'માંનાં 'જોરાવર ગ્રામકન્યાનું ગીત', 'મને ખુશ્બૂની જેટલું તું વ્હાલ કર !' 'પાંદડું અને દરિયો', 'બાલલીલાનાં ગીતો', 'થાય ટાણું...', 'જેવી આ સાંજ છે' જેવાં કેટલાંક ગીતો જોવાથી પણ આ વાતની પ્રતીતિ થશે. અઢીએક દાયકાના કાવ્યસર્જન પછી પણ તેમના પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'ક્યાં'ની સાથે હરીફાઈ કરે એવા ભાવના જે ફુવારાઓ તેમની રચનાઓમાંથી ઊડતા રહે છે તે એમનામાં ભાવોનો અણખૂટ પાતાળઝરો હોવાનું માનવા પ્રેરે છે.

એમનાં પ્રણયકાવ્યો અને પ્રકૃતિકાવ્યોમાં વિવિધ ભાવોની રમઝટ જામેલી જોવા મળે છે. એમાં ખાસ નોંધપાત્ર એ છે કે એમનાં પ્રણયકાવ્યોમાં પ્રિયમાત્ર તરફ જેવી ઉત્કટ અને આત્મીય લાગણી વ્યક્ત થાય છે તેવી જ ઉત્કટ અને આત્મીય લાગણી એમનાં પ્રકૃતિકાવ્યોમાં પ્રકૃતિનાં વિવિધ તત્ત્વો-પદાર્થો તરફ પ્રગટ થાય છે. પ્રકૃતિ સાથેનો આવો આત્મીય સમ્બન્ધ ગુજરાતી કવિતામાં અનન્ય છે. 'ખડિંગ'નાં 'વૃક્ષસંવનનાર્થીનું ગીત', 'નમાયાબાળકનું ગીત', 'પોરબન્દર તા. ૨૫-૧૨-'૭૪ એક ઘટના ધર્માન્તરની' જેવાં ગીતો કે 'સનનન' સગ્રહનાં 'મહેમાનગતિ,' 'મોગરાની કળી' જેવાં ગીતો આ સન્દર્ભમાં ખાસ ઉલ્લેખપાત્ર છે.

કાવ્યનાં સ્થળ, પ્રસઙ્ગ કે પાત્ર સાથે સુસઙ્ગત રીતે પારિભાષિક શબ્દો યોજવાની ચીવટ રાખવામાં પણ તેમની ખૂબી છે. 'ત્વ' સઙ્ગ્રહના 'પ્રાણજીવન હરજીવન મોદી'માંના કોર્ટમાં ઉપયોગમાં લેવાતી ભાષાના શબ્દપ્રયોગો કે 'ખડિંગ' સઙ્ગ્રહના 'જ્યોતિષીનું ગીત' માંના જ્યોતિષશાસ્ત્રના શબ્દપ્રયોગો કે 'ત્વ' સઙ્ગ્રહના જ 'ગીત અલારખાં-ડ્રાઇવરને અર્પણ'માંના ડ્રાઇવરના વ્યવસાય સાથે સમ્બન્ધિત શબ્દપ્રયોગો કરવામાં તેમની આ ચીવટ જણાઈ આવે છે. એનાથી કાવ્યવિષયને અનુરૂપ વાતાવરણ ઊભું કરવામાં મોટી મદદ મળી રહે છે.

રમેશની પ્રથમ નેમ તો ભાવકને વિસ્મયમાં ગરકાવ કરી દઈને કૃતિમાંની ભાવસૃષ્ટિમાં વિહાર કરાવવાની હોય એવું એમનાં અનેક કાવ્યો પરથી જણાશે. એ માટે તેઓ કાવ્યમાં વ્યત્યય, કપોળકલ્પિત કે સર્‌રિયલ તત્ત્વનો સૂઝપૂર્વક પ્રયોગ કરે છે. એમની ભાષામાં જે ઇન્દ્રિયવ્યત્યય અને તે ઉપરાન્તના વિવિધ વ્યત્યયો યોજાય છે તેની પાછળ પણ કવિનું આ જ વલણ કામ કરતું જણાશે. એકબે ઉદાહરણો જુઓ :

*દર્પણ-શી આંખ તમે ફેરવી લીધી*
*ને મારો ચહેરો ઢોળાઈ ગયો ધૂળમાં*

(પૃ. ૩૮૫)

અમરેલીમાં અરજણ આલીશાન આદમી છે.

ઢોળાવું ક્રિયાપદ કોઈ પ્રવાહી માટે વાપરવાને બદલે અહીં ચહેરા માટે વાપર્યું છે. તો આલીસાન વિશેષણ કોઈ મકાન માટે વાપરવાને બદલે આદમી માટે. ભાષાનો આવો સ-ભાન અને આવા હેતુપૂર્વકનો વિનિયોગ એમના તમામ પ્રકારનાં કાવ્યોમાં થયેલો છે. આ ઉપરાન્ત કપોળકલ્પિત કે સર્‌રિયલ તત્ત્વના વિનિયોગનાં ઉદાહરણો પણ એમનાં અનેક કાવ્યોમાં મળી આવે છે. અહીં માત્ર બે જ ઉદાહરણો જુઓ :

*પણ પછી તો એનો હાથ*
*મૂળો વધે એમ મૂળમાંથી વધવા લાગ્યો..*
*પણ વધતો વધતો હાથ નીકળ્યો બહાર.*
*કેડ્ય સેરીમાં કોઈને દીઠો ન મેલે.*
*માણહનાં હાડકાં ખોતરી નાખે.*
*ઊંઘ ખોતરી નાખે,*
*વિચાર —*
*ઈનો હાથ કોલંબસ થઈ ગયો !*

('સુખ', પૃ. ૪૩૪)

*જેવો મકાઈના છોડને અડ્યો..*
*કે સફળક કરતુંક અધું અંગ ડોડો થઈ ગયું..*

('બજારભાવે અને હું', પૃ. ૪૭૪)

આધુનિક નગરજીવનની વિષમતાઓ, સામાજિક નિસબત, મનુષ્યજીવનને ક્ષુબ્ધ કરનારી સામ્પ્રત ઘટનાઓ, અસ્તિત્વના પ્રશ્નો, ધર્મ અને ઈશ્વરને લગતા પ્રશ્નો આ બધું રમેશની કવિતામાં ક્યાંક ને ક્યાંક, કોઈ ને કોઈ રીતે આવે તો છે, પરન્તુ એ તેમની કવિતાની સ્વાભાવિક તાસીર નથી. એમની કવિતા તો મોટે ભાગે આપણી આંખોમાં વિસ્મય આંજી કોઈ આનન્દલોકમાં આપણને વિહાર કરાવી લાવે છે. ભલે અલ્પકાળ માટે પણ, આપણી જાતમાંથી આપણને મુક્ત કરીને આવો આનન્દવિહાર એમની કવિતા કરાવી આપે છે એ કંઈ એમની નાની સરખી સિદ્ધિ નથી. 'વિતાન સુદ બીજ'ની એક ગઝલના મક્તામાં તેમણે કહ્યું છે :

*રમેશ હું પયગંબર થઈને વરસું છું*
*કાગળિયાં છલકાવું છું સરવરની જેમ*

(ઠિસ રૂપે જોયો' પૃ. ૪૮૦)

આપણે ઇચ્છીએ કે એમની કાવ્યવૃષ્ટિ અનવરત વરસતી રહે અને કાગળોને સરોવરની જેમ છલકાવતી રહે.

❑

## દાનપૂર્તિ

૧૨૦૦/- ભારતીબહેન સારાભાઈ ટ્રસ્ટ તરફથી વિશ્વકવિતા વ્યાખ્યાનમાળા માટે

## નવા આજીવન સભ્યો

ડૉ. અરુણ જે. કક્કડ (રાજકોટ)

## નિરીક્ષા

રાજેન્દ્ર શાહ

આ... નિર્જન વિપિન એકાન્તે
મન્દ...
   મન્દ કર્ણગુઞ્જ સમો
કોનો આ અવાજ ?
ચોગમ-સમીપ તેમ દૂર સુધી
ઢૂંઢે છે નજર
   ખાલી ખાલી
   ફરી ફરી,
ક્યાંય કોઈ ન જણાય;
વળી વળી મન મહીં પ્રશ્ન
કોણ અહીં કહીં રહ્યું છન્ન ?

અડાબીડ તરુગાઢ હવે નથી વન :
અવશિષ્ટ રહેલની
   કહીં કહીં છાયા,
   વધુ તો ઉઘાડ અને તાપ.
રહી રહી પાગલ શો વાય છે પવનઃ
તન્દ્રાલસ પર્ણની મર્મર
   કે આ
અગોચર કંઈકનો સઙ્કેત કરન્ત
   થતો ગોચર આલાપ ?
માત્ર મન્દ મૃદુ કર્ણગુઞ્જ
   સ્પન્દન, તરઙ્ગ
ધ્વનિત ન શબ્દ નહીં સૂઝ
તથૈવ તે લાગે અન્તરઙ્ગ..

આ...મ આ...મ
   જોઉં છું તો
દિશાફેર થઈ દ્રુમછાયા
બદલાયા હવાનાયે રાહ,

ત્યહીં...
આ... તો
તારસ્વરે બોલે કો બટેર,
અકેલ ?
   કોની ધરી આશ ?
નહીં પ્રતિસાદ...
   વિફલ પ્રતીક્ષા-
પાંખ ફેલાવીને અન્તરીક્ષે ઊડી જાય
   આર્દ્ર કણ્ઠનું રટણ.

વિદાય;
   પડી જાય જાણે સોપો;
પળ પર પળ રવહીન
પણ
વળી કર્ણગુઞ્જ...

સામે, એકાદ વામ સામે
પીળાં પર્ણની પડખે
   કાળી કીડીનો પ્રવાહ,
અવિરત
   જતી ને આવતી બેઉ ધારે
ગતિરોધ કરી
   કોણ કોની સાથે કરે કર્ણકથા ?
ઊકલે ન ભેદ, રહે
   નયનની કેવલ નિરીક્ષા.

આ નિર્જન વિપિન એકાન્ત
આક્રાન્ત થતું હોય યદિ
ચુપચાપ ચરણની ચાલે
હવાનું વહન આપે એની આ
આગાહી ?

દૂર... સીમાન્તે
ધરાની વેદીનો
યજ્ઞ-અગ્નિ જ્વાળાઓનો
કુસુમ્બી આલોક
દિગન્તે જણાય ઝળાં ઝળાં;
ગગને છવાય
ધૂમિલ અન્ધાર તણાં દલ-
દલ લઈ રહે-
અવનિનું આવરણ થઈ રહે-
એ સમાન ઝોક...

કશું અસ્ત, કશું હો ઉદિત !
દ્વય નહીં, એક જ ઉભય;
દિવા-નિશિ
આ કર્ણગુઞ્જાર-
અવિરત
લોચન ભીતર, જાણે
સૂર-મૂર્છના-ગ્રામનો થયેલ આધાર
જાણે સ્વપ્ન...
ઝિલ્લિરવ ઝાંઝરનો
ઝીણો ઝીણો ઝણઝણકાર.

❑

## ગઝલ

**'પ્રણય' જામનગરી**

શાન્ત સાગર સાવ છે ને સ્થિર છે તટ,
આંખની ચારે તરફ છે ઝળહળાહટ.

એ હદે ડૂબી જવાયું છે ખરેખર,
હોઠ પર થમ્ભી ગઈ છે તારીયે રટ !

કેટલી ખાનાખરાબી થઈ ગઈ છે,
રાખવાનો તે છતાંયે આપણે વટ !

સાત સાગર પાર કરવાના સદા, ને
સાથમાં લઈ નીકળ્યા કાચો અહીં ઘટ !

આંખ ઊંચકી જ્યાં શક્યો આંહીં હું, કે
દૃશ્ય પર પાડી દીધો ત્યાં એમણે પટ !

ને 'પ્રણય' ત્યાં સાવ બેહોશાઈ ચાલ્યો,
ત્હેં ઝુલાવી ભાલ પર જ્યાં સાંવરી લટ !

❑

## મ્હને ત્હેં

**જગદીશ વ્યાસ**

મ્હને ત્હેં કહ્યું એટલે ઘણું,
બધાં ઝરણ દરિયે પ્હોંચે એવું તો ક્યાં છે અહીં ?
જો ! અડધે જઈ શોષાતાં ઝરણાં પણ છે કે નહીં ?
નથી આયખું હોતું સરખું સઘળાં ઝરણાં તણું.

ઝરણાને શોષાતું જોવું ગમે નહીં તે છતાં,
સવારના જાગીને જોતાં ઝરણું હો લાપતા;
એથી એનું મરવું જોવું સારું છે સોગણું.

# ભગવાન

## લલિત ત્રિવેદી

(અર્પણ સ્વ. મનુભાઈ ત્રિવેદી 'સરોદ' ઊર્ફે 'ગાફિલ'ને)

### ભગવાનને ખબર છે

ક્યાં ધ્યાન ઓગળે છે, ભગવાનને ખબર છે,
ભગવાન ઓગળે છે, ભગવાનને ખબર છે.

છે ગુમ શોધનારા, કોને અહીં હું પૂછું ?
ભગવાન ક્યાં મળે છે, ભગવાનને ખબર છે.

અઢળક અને અકળ છે, શાશ્વત અને સકળ છે...
અફલક છતાં ફળે છે, ભગવાનને ખબર છે.

ગોકુળ મ્હને રજા દો, હે કૂળ ! મ્હને જવા દો.
નિર્મૂળ પણ ગળે છે, ભગવાનને ખબર છે.

તલ્લીન આંખ જ્યારે એકાદ ક્ષણ ખૂલે છે;
બ્રહ્માણ્ડ ઝળહળે છે, ભગવાનને ખબર છે.

❑

### ભગવાન જાણે છે બધું

ક્યારે ગુફા થૈ જૈશ હું, ભગવાન જાણે છે બધું,
હું કોનું ખણ્ડિત મૌન છું, ભગવાન જાણે છે બધું,

બ્રહ્માણ્ડના એ ભેદનો હું હલ થઈ આવ્યો હતો,
હલમાં હલાહલ શું ભળ્યું, ભગવાન જાણે છે બધું.

હો મોક્ષની ઇચ્છાનો અન્તિમ મોહ પણ સ્વાહા હવે,
આ હોમને શું શું ફળ્યું, ભગવાન જાણે છે બધું.

તેજોતમસ અનહદ ને હદની શું ફકીરને છે તમા ?
એના કમણ્ડળમાં છે શું, ભગવાન જાણે છે બધું.

ધણટારવોની પાર, અનાદિ પૂર્વની પેલી તરફ,
પેલી તરફના જાપનું ભગવાન જાણે છે બધું.

### ઈશ્વર ભલું કરે

બેત્રણ સબદના પ્યારનું ઈશ્વર ભલું કરે,
જોગી ! અલખ અપારનું ઈશ્વર ભલું કરે.

આંખો નહીં ખૂલે ને ઇશારા નહીં રહે,
કે તેજ તાગનારનું ઈશ્વર ભલું કરે.

એ શ્વાસ વચ્ચે શ્વેત ધજા ફરફર્યા કરે,
સાક્ષાત ના થનારનું ઈશ્વર ભલું કરે.

એ મેઘધનુષ્યોના રઙ્ગ સાત તો નથી,
આકાશ આપનારનું ઈશ્વર ભલું કરે.

એક સાંજ આપી અમને સહનશીલ કરી ગઈ,
રૂંવામાં ભટકનારનું ઈશ્વર ભલું કરે.

બેપાંચ શખ્સ જીભના તળિયા તરફ ગયા,
કુરબાન ઊતરનારનું ઈશ્વર ભલું કરે.

લેખણમાં ધૂળ બાકી છે અન્દર બહારની,
કાગળમાં પ્રગટનારનું ઈશ્વર ભલું કરે.

### આંખની —

મેઘલતા મહેતા

આંખની —
બે પત્રાવલીમાં પાંત્રીસ ભોજન પીરસીને
ને પછી પીરસતો જ ગયો
ને આંખે ઓડકાર ખાધો.
તારી છાકમછોળ
મ્હારી આંખોમાંથી છલકાઈ,
અને
હૃદય તરબોળ.

## હે મૂંગા સજન !

જગદીશ વ્યાસ

ચૂપ રહી બોલવા ન દીધા ત્હમે જ, હતું અમને તો બોલવાનું મન;
હોઠને તો જેમતેમ રોક્યા છે પણ નથી રોકાતાં બોલતાં નયન.

વીંઝીને પાંખ છેક સાતમા આકાશ સુધી પળભરમાં પ્હોંચવાનું ઝંખી
સળિયાને પકડીને પાંખો રે ફફડાવે મ્હારામાં કેટલાંય પંખી,
પિઞ્જરને સાવ અમે ખોલી દઈએ ને ત્હમે વાસેલું રાખો ગગન.

માથા પર ઊંચકું છું બેડાં ને ઊંચકું છું મણમણની લાકડાની ભારી,
એવું કદીય નથી બનતું કે બેસી પડું અધવચ્ચે થાકની હું મારીઃ
મ્હારાથી આજ નથી ઊંચકાતું એક નહીં કીધેલી વાતનું વજન.

આવે પતઙ્ગિયું એ વખતે શું ફૂલ કદી વાસે છે પોતાનાં બારણાં ?
ધારો કે વાસે તો એને કહેવાય નહીં પોતાની જાતની પ્રતારણા ?
પૂછું છું આંખથી હું આંખથી જવાબ ત્હમે આપજો હે મૂંગા સજન !

## કે ઊંઘ ઊડી ગઈ છે

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

લમ્બાઈ રાત આગળ કે ઊંઘ ઊડી ગઈ છે,
પ્રત્યેક શ્વાસ અટકળ કે ઊંઘ ઊડી ગઈ છે.

શું વ્યર્થ બતાડું બળ કે ઊંઘ ઊડી ગઈ છે,
લે આવ કે વળે કળ કે ઊંઘ ઊડી ગઈ છે.

બસ એ જ વિચારોમાં આ જાગતો પડ્યો છું,
પૂરાં થયાં છે અઞ્જળ કે ઊંઘ ઊડી ગઈ છે.

આજે જ આમ દીઠી ચોળે છે રાત પીઠી,
અન્ધાર ઊભો ઝળહળ કે ઊંઘ ઊડી ગઈ છે.

કંઈ પણ બન્યું જ ક્યાં છે સન્દુય જ્યાંનું ત્યાં છે,
ખખડી જરાક સાંકળ કે ઊંઘ ઊડી ગઈ છે.

વીતી ન કોઈ રીતે એ આજ સ્વયં વીતે,
છે બ્હાવરી પળેપળ કે ઊંઘ ઊડી ગઈ છે.

## નગરનેહ

નલિન પણ્ડ્યા

સકળ નગરનો પાગલ એવો
પાંપણના પલકારે પીગળ્યો
પચ્ચમસૂરનો પહાડ
એનાં વસ્ત્રો ઊડ્યાં લીરેલીરા,
કેશઘટાની વનરાજિમાં
સાધકનો જન્મારો નીકળ્યો.
યુગ પલટતી નદીઓ વહેતી,
પદ્માસનમાં બેઠેલા
પહાડો પ્રગટ્યા,
પન્થો ડોલ્યા,
વડલા ઘૂરક્યા,
પર્ણ પર્ણ શો અવસર ઊમટ્યો.
આંખોની એ પાર ઊતરતો
મર્મોનો મર્માટ ખલકતો જોઉં.
કંઈક ઝાંખું ઝાંખું સળગ્યું !
વ્રેહનેહના સેતુ તૂટ્યા
તડ તડ તતડ્યા તન્ત
મનોમન શૂન્ય શૂન્યથી
તાણાવાણા ભળ્યા શૂન્યમાં.
જાય તણાતો નદી નદીમાં રઙ્ગ,
રાજવીમહેલ, મિરાતો,
ધૂળ ધૂળના ગોટે ગોટા;
એમાંથી નીસર્યું સકલનગર !

❑

## પરિણતિ

પ્રવીણ પણ્ડ્યા

આપણે પરસ્પરને જોયાં
જેમ
ગાઢ અન્ધકારમાં
ટમટમતા બે દીવા
દૂર દૂરથી જોયાં કરે એકમેકને
જેમ
બે પક્ષી દૂર દૂરથી
એકબીજા માટે બોલ્યાં કરે એક જ બોલી.
એકસાથે
આપણે આકાશમાં જોયાં હતાં
તારાઓના પ્રકાશમાં
પરસ્પરની નજીક સરકતાં બે વાદળ
જ્યારે
આપણું મિલન થયેલું વસ્તુ જગતમાં,
અહીં માણસથીયે વધીને છે ચીજ વસ્તુઓ
જેની કાયાથી પણ પ્રગાઢ છે
છાયા.
એક ઘર હતું
જ્યાં આપણે એકબીજાને મળવાનું હતું.
એક જીવન
જે
બન્નેએ જીવવાનું હતું.
ઘરને અનેક ખૂણા
જીવનને ઘણાય પાસા
એમાં આ ચીજ-વસ્તુઓ
અને
એનીયે આગવી ભાષા.
એક થવા
આ ઘરમાં વસેલાં આપણે
કબાટનાં ખાનાંઓમાં મુકાયેલી
પોતપોતાની વસ્તુઓની
જેમ
અલગ થતાં રહ્યાં.
કિશોરી અમોનકરની કેસેટ ત્હારી જ રહી
અને
મહેંદી હસન ગઝલ ગાતા રહ્યા
મ્હારા હૃદયના એક ખૂણામાં.
તું
મારી સિગારેટના ધુમાડાને પાર કરીને
આવી નહોતી શકતી મ્હારા સુધી
અને
હું
મોગરાની વેણીની સુગન્ધ વિના
પાર નહોતો કરી શકતો
ત્હારા અસીમ સૌંદર્યને,
હું સોફા પરની ધૂળમાં
આંગળીથી લિસોટા પાડતો
અને ઉઝરડાતું ત્હારું સ્ત્રીત્વ,
તું
પડોશીના ગાલીચાને વખાણતી
અને
રુક્ષ થઈ જતો મ્હારી અન્દરનો પુરુષ.
આજે
આ વેરવિખેર ઘરમાં
કિશોરી અમોનકરનો સુરીલો દર્દભર્યો સ્વર
સમ્ભળાયા કરે છે
જેની આસપાસ ખૂટે છે

ત્હારું ભાવવિભોર અસ્તિત્વ,
કદાચ
ત્હારી ભીતર પણ મહેંદી હસન ગાતા હશે
'યે ધૂઆઁ સા કહાઁ સે ઊઠતા હૈ.'
અન્ધકારમાં ટમટમતા બે દીવા બુઝાઈ રહ્યા છે,
બે વાદળ
વિખૂટાં પડીને અટવાઈ રહ્યાં છે
ઝળહળતા તારાઓની ભીડમાં
જેને
ક્યાંકથી જોઈ રહી છે તું
અહીંથી
જોઈ રહ્યો છું હું.

## છીપમાં મોતીની જેમ

પ્રવીણ પણ્ડ્યા

બેચેની
એમ ઊઠે છે
જેમ
પ્રચણ્ડ પવન ફૂંકાતાં
તીવ્ર વેગે ફેરફૂદરડી ફરતું
ખડખડાટ હસતું
ક્ષિતિજોની સીમા સામે બણ્ડ પોકારતું
ઊભું થાય
આખેઆખું
રણ.
બેચેની ઊઠે છે
ત્યારે ઊતરી જાય છે મ્હેં સજેલા સ્વાઙ્ગ
ચીજ-વસ્તુઓની દુનિયા પરથી ઊઠી જાય છે
મન
જેમ
કઙ્કાલ પરથી
ચીસાચીસ કરતું
ઊડી જાય ગીધ.
હું
દબાયેલો છુપાયેલો ધરબાયેલો છું
જેમ
ધરતી તળે ધરતી
પાણી નીચે પાણી
વાદળ પછી વાદળ પછી વાદળ
પછી ?
અરીસામાં
પ્રતિબિમ્બના સ્થાન પર હોય છે
એક પ્રશ્નાર્થચિહ્ન
જ્યારે
હું
બેચેન હોઉં છું.
મ્હારા અવ્યક્ત ભાવ
સમુદ્રનાં મોજાંની
જેમ
શબ્દના ખડક
સાથે
પટકાઈ પટકાઈને સાંભળે છે
પોતાના
તૂટતા
અસ્તિત્વને.
હું
ભીતર ને ભીતર ઘુમરાઉં છું,
કદાચ
પાંગરી રહ્યો છું
છીપમાં મોતીની જેમ.

## નદીમાં પૂર જોતાં

મફત ઓઝા

આ નદીમાં પૂર આવ્યું હતું,
પર્વતોના પર્વત અરવલ્લીના તણાઈ આવ્યા હતા એ ઘડીએ
ખીણો ટેકરીઓ પર ઊગી ગયેલું ઘાસ
વહેતું હતું બે કાંઠે —
સિંહની ત્રાડ, વાઘની છલાઙ્ગ ને મૃગના દોડતા પડછાયા
ફીણ ફીણ થતાં ઓવરબ્રિજના થાંભલે અથડાઈ
કિનારાનાં છાપરાં તરફ તણાઈ જતાં હતાં.
વનનાં વન મ્હારા શહેરના બે તટે
ઊગેલાં વૃક્ષને જોતાં જળમાં જળ થઈ દોડતાં સસલાં જેવાં-

લોહીનો ટશિયો ફૂટેલાં મ્હારાં પગલાં
પૂરમાં તણાતાં મ્હેં જોયાં પછી તો —
મ્હારાં વસ્ત્રો આપોઆપ મ્હારાં અઙ્ગો પરથી અદશ્ય થઈ ગયાં હતાં.
શરીર પરની રૂંવાટી ઘુરકતી હતી એય જોઈ શકાતી હતી.
જે વૃક્ષ પર હું વાનરની જેમ ચડ્યો હતો તે
વચ્ચોવચ પટ વચ્ચે ઊભું હજી —
મ્હારે ખાબડવું હતું મ્હારી નદીમાં ધબાક દઈને
પણ કોઈનો કર્કશ હાથ મ્હને પકડી રહ્યો હતો પાછળથી.

લોકોનાં ટોળેટોળાં ઓવરબ્રિજના કઠેડા પરથી ઝૂક્યાં હતાં
અને કહેતાં હતાં પોતાના ખોવાયેલા ચહેરાની કથા એકમેકને.
વ્યથા મ્હારી એ હતી-
ત્રણ દાયકાથી.અહીં વસું છું છતાં કેમ કોઈ નથી પરિચિત ?
બદલાયો છું હું કે એ બિલ્ડિંગો બની ગયાં છે બધાં ?
યુગોથી પરિચિત મ્હેં મ્હારા જળને પૂછ્યું તો —
બે કાંઠે વહેતો હું
જળમાંથી માણસ થઈ ગયેલો ઓવરબ્રિજ
છેલ્લાં કેટલાંય વર્ષોથી પૂરને જોયા કરું ને મ્હારામાં વિસ્તરે છે રણ.

## ઋતુ સન્ધિકાળે

પ્રિયવદન શેઠ

નૈર્ઋત્યથી પ્રગટ મેઘ તણી ઘટાઓ
છાઈ રહી ગગન પશ્ચિમમાં પ્રવેગે,
ફૂટી રહ્યાં હરિત અઙ્કુર ઘાસનાં તે
સ્પર્શે સમીર-મૃદુ-ના મલકન્ત હર્ષે.
ને દૂર ત્યાં જલતરઙ્ગની સઙ્ગ કેવું
નૌકા તણું નયનરમ્ય સુહન્ત નૃત્ય !

ત્યાં પૂર્વમાં પૃથુલ વ્યોમ તણા ઉછઙ્ગે
સોહી રહે સુભગ પૂનમનો શશાઙ્ક.
સૌન્દર્ય એ વિધુ તણું નિજ નીર ઝીલી
રેવા વહે કલરવે દિશ દક્ષિણે આ,
ને ઉત્તરે મનહરા ધ્રુવ તારિકા એ
સોહે લલાટ નભને લઘુ ાંદલા શી.

આ સન્ધિકાળ ઋતુનો, દિન-રાત્રિનોય
આનન્દની લહરને જગને અનન્ય !

## પ્રેમનો વ્યવહાર

કિરીટ ગોસ્વામી

જીવ સાથે શિવ તણો નાતો રહે,
પ્રેમનો વ્યવહાર ત્યાં થાતો રહે.
આયખાનું વસ્ત્ર ફાટી જાય છો,
એ ઉપર સમ્બન્ધની ભાતો રહે.
આ હૃદયના બાગમાં આઠે પ્રહર
લાગણીનો વાયરો વાતો રહે.
આહ પણ પલટાઈ જાશે વાહમાં,
ચીસને પણ, દોસ્ત ! તું ગાતો રહે.
હું પિયાલી શબ્દની ભરતો રહું,
રઙ્ગ એનો રોજ છલકાતો રહે.

## ખાંયણાં

કનુ સુથાર

આજના જેવું વાય નહીં-કો વાણું,
ભવમાં પે'લું ટાણું,
પિયુ મ્હારો આવશે.

*

વેલીએ બેઠું ફૂલ હવામાં ઝૂલે,
અન્તર એવું ખૂલે,
ત્હારા સંસ્પર્શમાં.

*

ઝરમર ઝીણો વરસે ક્યારનો મેહ,
અન્તરે છૂપ્યો નેહ,
વહી જાય નેણથી.

*

ત્હારા વિનાની એક ઘડી જુગ જેવી,
જીરવું તોય તો કેવી,
ખૂટે ના જિન્દગી.

*

લોક ના ભાળે ને મેળવી આંખ-શું આંખ,
પગને આપતો પાંખ,
પિયુ મારો આવશે.

*

દિન ઊગે ને પૂરવના અજવાળે,
ઊભી તળાવની પાળે,
જોતી રહું વાટડી.

*

## — કે રોકા જરી

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

ક્યાં જશે આ પ્રાણ અન્તરિયાળ કે રોકા જરી,
લાગણીઓ પર મુકાશે આળ કે રોકા જરી.

કોણ લે ત્હારાં વગર સમ્ભાળ કે રોકા જરી.
દુઃખ હજુ છે સાવ ન્હાનું બાળ કે રોકા જરી.

કેટલો ચાલે છે કપરો કાળ કે રોકા જરી,
તું થકી છે પણ્ડની કૈં ભાળ કે રોકા જરી.

'આવજે' કહેતાં પડે છે ફાળ કે રોકા જરી,
આ ક્ષણો છે પારધીની જાળ કે રોકા જરી.

નીકળી જાજે પરોઢે સાવ ઠણ્ડે વાયરે,
છે દસે દિશામાં ઊઠી ઝાળ કે રોકા જરી.

શક્ય છે કે કાલ પસ્તાવો જ કરવાનો રહે,
આજનું એકાન્ત છે વિકરાળ કે રોકા જરી.

કે ફરીથી કઈ રીતે ને ક્યાં હશે મળવું લખ્યું ?
ખૂબ ઝડપી છે જીવન-ઘટમાળ કે રોકા જરી.

## હાઈકુ

મેઘલતા મહેતા

ઊંઘતી રાત
અન્ધાર ઓઢી, લહે
સૂર્યનું સ્વપ્ન.

❑

# ચન્દ્રાલયનો ચકરાવો

## રજનીકાન્ત પચ્ચોલી

Ghost-like I paced round the haunts of my childhood. Earth seemed a desert I was bound to traverse seeking to find the old familar faces. — Charles Lamb

ઊંચી પાળો મરડ માટીની
ચન્દ્રાલયનો ચકરાવો,
વારિ જાણે વરખ ચાંદીનાં !
ચન્દ્ર ઊગીને ઊતરી આવે,
રાત આખી અહીં ન્હાય.
પવનની શીળી લહેરો વ્હાય,
ભૂલું હું કેમ કરીને ઘટા
ધરીને જટા
ઊભેલો વડલો કરતો આડ. ૧

ભૂત થઈને પાછો આવી,
આ ચકરાવે ભમી રહ્યો છું.
માયા છૂટે ?
નહીં ત્યાનો હું.
કાયાનાં બન્ધન તો તૂટ્યાં
તોય ન ભવના ભાવ વછૂટ્યા.
દેવ થયો છું !
આંખો મારી બન્ધ થાય ના
રહે ઉઘાડી ભાળે સઘળું,
ભૂત થઈને આ ચકરાવે ભમી રહ્યો છું. ૨

હુંય ભૂત ને
ચકરાવો પણ ભૂત બન્યો છે !
ઝાડ હતાં જે ન્હાનાં બાંઠાં
થઈ મોટાં તોતિંઝ હસે છે.
થડ ડાળાં કાપ્યાના મોટા
ઘાવ હતા તે રૂઝ આવીને
પુરાઈ ગ્યા છે.
ગોળ ગોળ ગાંઠો ઢાંકે છે
જુના વ્રણના ઘાવ. ૩

ભૂત થઈને શોધું ભમતો
પહેલાં અહીં રહેતાં તે સૌને
ખિલખિલાટ આ હસે ડોસલી...
દાંત પડી ગ્યા...
એ જ હતી તે રૂપયૌવના
જેને રસ્તે જતી નીરખવા
ઘરને ઉમ્બર
ઠેસ ખાઈને ઊંધો પડ્યો'તો ?
ભૂત થઈને ભમી રહ્યો છું

ચન્દ્રાલય સરવરની ભેખડ
પીળી માટી જળ છે ઊંડું.
એ તો એ જ પણ...
ક્યાં છે પેલી
ભીને વસ્ત્રે
વીંઝી ભીના કેશ નિતમ્બે
ઝાકળનો વરસાદ કરીને
જતી જવાની ?
ભૂત થઈને ચુડેલ થઈ છે !
પોલો વાંસો...
જો દેખ્યો તો ધબ્બ દઈને પડશો હેઠા
ભૂત થયા છો તોયે પાછા
રામ ત્હમારા રમી જશે, હા !

ભરી બજારે સોંસરવો હું
ચાલ્યો જાઉં કોઈ જુએ ના !
અચરજ કેવું ? ભૂત થયો છું.
નામું મ્હારું નથી ત્હમારે
લખ્યું ચોપડે ?
ઓળખાણની છાપ ઓસરી

ગઈ હવે હું ભૂત...
નીરખે આંખ ઉઘાડી તોયે
નથી જાણતા એ જ ત્હમે છો ! ૬

મીઠાવાળાના ચકલેયે
ચકલું એકે...
મ્હને નથી ઓળખતું !
મન્દિરમાં લક્ષ્મીનારાયણ
ઊભા આંખ વકાસી !
કોઠારી ચકલાની પેલી
ચકલી ક્યાંય ઊડી ગઈ !
પચ્ચોળીનો માઢ...
ઝરૂખો તૂટી લટકે
નથી કોઈને ભાળ
બચુડો અહીંયાં ભટકે
પણ્ડિત ભૂખણ પચ્ચોળીનો
વારસ રઝળે ભરી બજારે ! ૭

અલ્યા, અલ્યા તું કેમ નથી ઓળખતો ?
હતા આપણે ભેરુ, ભઈલા,
આટાપાટા, ગિલ્લીદણ્ડા સાથે રમતા,
ઘેરૈયા થઈ ઘાંચીવાડે
જાડી ઘાંચણને ચીડવતા,
સાથે ફેરફુદડીઓ રમતા,
અરે ગાંડિયા, વિષ્ણુ, ત્હારી
મૂછોના જો વાળ ફરફરે...
મોતીબિંદુનાં આંખે આવ્યાં પડળ ?
હતા આપણે ભેરુ ભઈલા
ચન્દ્રાલયમાં ન્હાતા !
નથી પડી ગમ ?
નહીં ત્યાંનો હું,
ના હું અહીંનો....
નહીં ક્યાંયનો ?
ભૂત થઈને ભમી રહ્યો છું. ૮

## પતઙ્ગિયું

જગદીશ ત્રિવેદી

હતું તો અદ્દલ પતઙ્ગિયા જેવું કંઈક —
પણ પતઙ્ગિયું નહોતું,
પાંખો પરની ટીપકીનો રઙ્ગ
અને એની ઊડાઊડ —
ઘડીકમાં આ ડાળ, ઘડીકમાં પેલી,
અદ્દલ જોઈ લ્યો પતઙ્ગિયું —
પણ લાગતું નહોતું પતઙ્ગિયું.
અડક્યા વગર પણ આવતો હતો અન્દાજ
એની નરી કોમલતાનો —
અડકું ને કદાચ ઓગળી જાય તો !
મોંસૂઝણાને હજી તો હતી થોડીક વાર
મ્હારે એકલ ઓરડે
આ ખૂણેથી તે ખૂણે -
તે ખૂણેથી આ;
આ વસ્તુ પરથી તે વસ્તુ પર,
તે વસ્તુ પરથી આ-
જામી હતી અરવ ઊડાઊડ !
નર્યા અન્ધારમાં પણ -
જ્યાં જ્યાં એ ઊડતું-બેસતું
રઙ્ગબેરઙ્ગી તેજછાંટણાં ઉડાડતું :
શું હશે એ ?
કહેવાય છે કે ક્યારેક જ ક્યાંક
રમતું દેખાય છે કોઈને નજરપથમાં
એ પતઙ્ગિયું.



## ગીત

રમેશ પારેખ

આવો વરસાદ જેના માથે ન વરસ્યો એ માણસડો તદ્દન કઝાળ છે.
ખોબે ને ધોબે એના ખિસ્સામાં ખણખણતા સિક્કાઓ શું ? ધૂળમાટી !
મૂછે લીંબુડાં લટકાવતા એ ભાયડાની નપુંસક નકરી રૂંવાટી
આપે વરસાદ એ જ સાચુંકલું નાણું જે સંઘરી લે એ જણ ખડકાળ છે.

એવા અક્કરમીના પડિયાનું કાણું કોણ પૂરે જે સેવે છે ટી. વી. ?
એના કરતાં તો એક વિધવા સારી જે કોઈ છબી સામે સળગાવે દીવો.
આવા વરસાદથી ય જીવવાના કોઈ સારા કારણની કોઈને શું ભાળ છે ?



## બે કાવ્યો

ફિલિપ કલાર્ક

૧.

બજારમાં
પ્લાસ્ટિકનાં ફૂલો
ખરીદતાં
ખરીદતાં
એકાએક
યાદ આવ્યું કે
આજે તો છે
વસન્ત પઞ્ચમી.

૨.

બેસવાના
ઓરડામાં
બેઠું છે મધ
અને
સુવાના ઓરડામાં
પેઠો છે સાપ.

## સહજ અભિસાર

ઉશનસ્

ઉચ્છ્વાસે, નિઃશ્વાસે
એમ હું શ્વાસે શ્વાસે
આવી રહ્યો છું હે મુજ પ્રિયતમ !
વધુ તવ પાસે પાસે...

રતિશીલ આકુડી પ્રીતિ,
ગતિશીલ છે મુજ ગીતિ,
પ્રીતગીત સ્ખલે હર હેલે આગળ આગળ પ્રાસે.

જે ક્ષણ જીવન પૂરું થાશે
શ્વાસશું બન્દગીયે શમી જાશે,
પ્રેમ મૂંગો થઈ શમશે મુજ,
તવ કરપાશે વિશ્વાસે.



# ક્યારેક હોય છે

## ફિલિપ ક્લાર્ક

ક્યારેક હોય છે એવી ક્ષણો
કોઈ કારણ વગર કોરાયા કરે છે કાળજું,
મનમાં કહેવા ધારેલી વાતોના શબ્દો
એશટ્રેમાં ઘુમરાતી રાખની જેમ ઘુમરાયા કરે છે.
હથેળીમાં વળે છે પરસેવો, હાડમાં તાવ જેવું
લાગ્યા કરે છે.

ક્યારેક હોય છે એવી ક્ષણો, આપણે આપણામાં
હોતા નથી.
આપણા જ દુશ્મનો આપણામાં કરતા હોય છે લહેર
આયનામાં પડતી જાય છે તિરાડો
આપણે જીર્ણ દીવાલોની જેમ ખરતા હોઈએ છીએ.

ક્યારેક હોય છે એવી ક્ષણો,ગમતાને અડીએ ત્યાંજ
થઈ જાય છે ભડકો, વ્યાપી જાય છે ધુમાડો
આંખો ચોળતા આપણે ચૂપચાપ ચાલ્યા જતા
હોઈએ છીએ.
કાંકરીનો થાય છે પ્હાડ, કાગનો થઈ જાય છે વાઘ.
બીકણ સસલી જેવા બની ગયેલા આપણે
ખુલ્લી સડકો, સાંકડાં મન, વાત વાતમાં અથડાઈ
જવાય.

ક્યારેક હોય છે એવી ક્ષણો-એકાએક ચાલી જાય
છે વીજળી,
દીવાસળી શોધતાં શોધતાં ભટકાઈ જઈએ છીએ
એકમેકને
ટી. વી. સ્ક્રીન ઉપર વિખરાઈ જતા હોય છે રંગો
આપણે નજરને સ્થિર કરવા કરીએ છીએ પ્રયત્નો.

ક્યારેક હોય છે એવી ક્ષણો
ભાગ્યરેખાઓ સાપ થઈને સરકી જાય છે
કોક રંગતું હોય છે, આપણે રંગાતા હોઈએ છીએ
કોક ચણતું હોય છે, આપણે ચણાતા હોઈએ છીએ
આપણે પાયામાંથી હચમચી જઈએ છીએ.

ક્યારેક હોય છે એવી ક્ષણો
ડૂબી જવાની કે મરી જવાની આવે છે મજા
જાણ્યા છતાં અજાણ્યા બની જવું પડે છે
હથેળીમાં સાચવેલાં ફૂલો મસળીને નાખવાં પડે છે
ને કોક આવીને ગોઠવાઈ જાય છે ફૂલદાનીમાં...

ક્યારેક હોય છે એવી ક્ષણો
પાંખ જેવું કશું ફૂટતું હોય છે
મરી પરવારી હોય છે આપણી ઊડવાની ઇચ્છાઓ
ક્યારેક હોય છે એવી ક્ષણો
જ્યારે કશું જ બનતું નથી ને ઘણુંબધું બનતું હોય
છે.

**વસન્ત**

૧.

આમ્ર-મઞ્જરી
- ટુહુક કૂહુ...કુહુ
પઞ્ચમ સૂરે.

૨.

નવયૌવન -
રતિ-રાગ લોચને
'લ્લસે અજમ્પે.

## નવા ઉતારા

પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'

વ્હેલાં થૈ 'ગ્યાં કશુંય કહ્યું ના કારવ્યું વીજ-વેગે;
બોલાયું ના રડી પણ શક્યો ડુઝ્ઝરા શ્વાસ-સઝ્ઝે.
આંખો સામે પરિચિત હતો ખણ્ડ તે ડૂબી ચાલ્યો;
તે દા'ડાથી વિરહ-વડલો શુંય અઝ્ઝાઝ્ઝ ફાલ્યો !
વીંટો વાળી ગગન લઈ ગૈ ગામ-ગિરાસ સાથે
દ્વેષીલી તે નિયતિ મળવી શાન્તિ ક્યાં કોની બાથે ?
ધીમે ધીમે નિયત ગતિથી પન્થ ટૂંકો થતો 'તો,
ગોથું ખાધું પગ પડી ગયો ધાપશીમાં અચિન્તો !

ઊંચે જોઉં ગગન રસતાં સારસો હાર થૈને,
ગાણાં-છલ્લો અનિલ ઊલટ્યો ચેતના-મ્હેક લૈને.
ડોલે - ખીલે સભર ઉદરા બાજરી ચિત્તહારા,
કે એ રીતે સીમ ? સકલ શું ? શાય ફૂટ્યા જવારા!
જ્યાં જ્યાં મ્હારી નજર પડી ત્યાં રઝ્ઝ પૂરે ચિતારા;
આજે ત્હારા નવતર થયા હાશ ! કેવા ઉતારા !

## અમૃત-બારી

પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'

પ્હોંચી 'ગ્યાં'તાં સમદર રણો જંગલો ખીણ વીંધી
સુખદ્વારે છલ છલ હતાં ભાગ્ય-એ વાટ ચીંધી.
પૈડું ભાંગ્યું સફર ઊછલી ખેપમાં ખોટ ખાધી.
ના જાણું કે કરમગતિની કેવી આ ચોટ લાધી ?
ઓચિન્તાના ધાણધાણી ઊઠ્યા આગિયા તોપગોળા.
ભાગોળેથી ધણ છટકિયાં, ઊડિયાં સ્મિત-ટોળાં.
સ્વપ્નામાંયે નિધનવિધિ કે વ્હાલીને હોઠ તાળું
જાગ્યે-ઊંઘ્યે જરીય કળ ના સાવ ભેંકાર ભાળું.
શેં સ્હેવાશે વિરહ કપરો ? જીવવું ખારું ઝેર !
તાણાવાણા અલગ થઈ ગ્યા, મોતની માગું મ્હેર.

ભીંતેથી ત્યાં સ્મિત સહ વદી; નાથ, ભૂલી ગયા કે
છેલ્લે જે રૂહે જનકજનની બેય રૂપે જીવે તે ?
સ્નેહી સાથે મરણ રચવું ધાડ એમાં શી મારી ?
થોડું થોડું મરણ નિતનું એ જ અમૃત-બારી.

## એક ત્હારો ટહુકો... એક મ્હારો ટહુકો

લાલજી કાનપરિયા

એક ત્હારો ટહુકો, એક મ્હારો ટહુકો અને ટહુકારો આખુંયે જઙ્ગલ,
ખોરડાને હોય ભલે વણ્ડીની આડશ ને ગામને ભલે હોય કિલ્લો,
વાયરાને રોકટોક હોય નહિ કોઈની, ખુલ્લો ફટાક સાવ ઝીલો !
એક ત્હારો છાંટો, એક મ્હારો છાંટો અને ઝરણાની વ્હેશે રે કલકલ,
એક ત્હારો ટહુકો, એક મ્હારો ટહુકો અને ટહુકાશે આખુંયે જઙ્ગલ.
પાંપણને પૂછીને લખશું કાગળ એનો દરશન જેમ દેજો જવાબ,
એકાદું ફૂલ ત્હમે મોકલો તો બદલામાં આપીશું મઘમઘતી છાબ !
એક ત્હારો તે બાગ, એક મ્હારો તે બાગ અને ઢોળાતો રહેશે પરિમલ,
એક ત્હારો ટહુકો, એક મ્હારો ટહુકો અને ટહુકાશે આખુંયે જઙ્ગલ.



## સંભાળમાં

ભગવતીકુમાર શર્મા

ચાંદની ઢોળાય અન્ધારે ભરી પરસાળમાં;
જાણે કોઈ મોગરા ગૂંથે છે કાળા વાળમાં.
છાંયડાને આંચ ન આવે લગીરે એટલે;
સૂર્ય સ્વેચ્છાએ રહ્યો જકડાઈ લીલી ડાળમાં.
કોઈ વેળા તો પતન પણ ધ્યાનાકર્ષક હોય છે;
હિમશિલા સાથે ગગન ગબડે છે સીધા ઢાળમાં.
સૂર્યકિરણોનો લઈ કાંટો જો ઊગ્યો પૂર્વમાં;
માછલી બદલે ગયો સપડાઈ દરિયો જાળમાં !
કોઈ પત્થર, કોઈ રણ, કોઈ બરફ - મ્હારું હૃદય;
કેમ લીલાં તરણાંઓ શોધો ત્હમે દુષ્કાળમાં ?
તે પછી ચિન્તાને કોઈ ક્યાં રહ્યું કારણ કહો !
મોત ખુદ હાજર છે મ્હારા શ્વાસની સંભાળમાં.
ભુર્જપત્રો, ભુર્જપત્રો ભુર્જપત્રો તે વિના
મ્હારા ઘરમાંથી મળે બીજું તે શું નિરમાળમાં ?

## કાજળની કોટડી

ભગવતીકુમાર શર્મા

ડઙ્ખે છે જન્મથી મ્હને એક લિસ્સી નાગણી;
કાઢી શકાય કઈ રીતે ઇચ્છાની કોથળી ?
ચન્દન ઘસી રહ્યો છું હું નિષ્કામભાવથી;
જાણું છું : મ્હારી ફરતે છે કાજળની કોટડી.
સિંહાસને તો પાય પણ ધરવો નથી કદી;
અટકાવે છે છતાં મ્હને બત્રીસ પૂતળી.
મીંચાતાં વેંત સ્વપ્નમાં ખોવાઈ જાય છે;
આંખો મળી છે બે મ્હને કેવી કહ્યાગરી !
શલ્યા બને અહલ્યા ચરણસ્પર્શ જો મળે;
કણસે છે મહીં કંઈક કવિતાઓ વણલખી.



## આકાશની વિભૂતિ

વ્રજલાલ દવે

આકાશની વન્દ્ય લહું વિભૂતિ
ભણ્ડાર ત્યાં તેજ તણો યુગોથી જે.
સીંચી રહે માનવચિત્ત પ્રેરણા.
ગ્રહોમહીં આ પૃથિવી સુભાગી
ઝીલી રહી ભાનુની ભર્ગધારા;
ધરાપરે આભની ઝાંય ઊતરે
સિન્ધુ નદી સ્રોવર સઙ્ગ ગેલતી,
તારા ગ્રહો સ્વચ્છ જલોમહીં યે
રાતો ભરીને અવગાહતા રહ્યા,
માટી કણોમાં જલ આભનાં ભળે
યજ્ઞે નવેલે ધનધાન્યને રળે.
હો કાળ એનાં વખ કે નખોથી
કરે નહીં સૂર્યની જ્યોત ખણ્ડિત;
આનન્દના નાદથી આભ મણ્ડિત.

## માહિતી આપી ગયાં

હરીશ જસદણવાળા

શ્વાસ મીઠી વાંસળીની માહિતી આપી ગયા,
હાથ ઘાયલ આંગળીની માહિતી આપી ગયાં.

આગની ધમકી અહીં કોણે દીધી કોને ખબર ?
જઙ્ગલો દીવાસળીની માહિતી આપી ગયાં.

આંખને ગમતી નથી નિર્જળ, ગમે છે જળસભર,
કોણ કાળી વાદળીની માહિતી આપી ગયાં ?

એક શીર્ષક ફૂલ જેવું આ ગઝલને આપવા,
શબ્દ પણ કોમળ કળીની માહિતી આપી ગયાં.

## ભગવી ઋતુ

કરસનદાસ લુહાર — કમલેશ વ્યાસ

પાણીની આગ છે અને બળવું છે, પાનબાઈ !
આ મન ડગે, એ મેરુનું ચળવું છે, પાનબાઈ !
નાભિકમળથી નેણ લગ મીઠાશ મઘમઘે,
આંખોથી ૐ ને જ ચગળવું છે, પાનબાઈ !

પ્રત્યેક રન્ધ્રમાં સતત ફૂલો ઊગી રહ્યાં,
ભગવી ઋતુનું એ જ તો ફળવું છે, પાનબાઈ !
અક્ષરથી પર રહી અને અક્ષરને પ્હેરિયે,
હોવાપણાંમાં એ રીતે ભળવું છે, પાનબાઈ !

પામી શકાય એ રીતે શ્રાવણની શાશ્વતી,
વૈશાખની પીડાથી પલળવું છે, પાનબાઈ !
ભાંગી પડી બ્રહ્માણ્ડનો ભુક્કો થઈ જશે,
ઝઞ્ઝાનું લોહીમધ્ય વમળવું છે, પાનબાઈ !

હળવાશના આ ભારથી હળવા નથી થવું,
પત્થરપણું લઈને પીગળવું છે, પાનબાઈ !
"તળનો બતાવો તાગ મ્હને આજ, બાઈજી !"
આકાશ થઈને આપણે ઢળવું છે, પાનબાઈ !

## રેડ-લાઇટ એરિયા

નટરાજ બ્રહ્મભટ્ટ

લાલબત્તીને મળે ક્યાંથી બુઝાવાનું ?
એક નાસૂરને વળી કેવું રૂઝાવાનું ?
મુંઝવણ જ્યાં સામટી આઠે પ્રહર પહેરો ભરે
લ્યો પછી એને હવે ક્યાંથી મુંઝાવાનું ?
શું હશે એ દર્દ બોલો શી હશે એની દશા ?
એક પુણીને સતત જ્યાં હો પીંજાવાનું
આમ જૂઓ તો નર્તનમાં કંઈ નથી ને હોય શું ?
સાજ એનું એ ને એનું એ બજાવાનું.
કંઈક તો સ્વાદિષ્ટ હોવી જોઈએ આ વાનગી
થાય કાં ઇચ્છાને ત્યાંનું ત્યાં જ જાવાનું ?
એમ તો ચેરાપુંજી એને કહો ખોટું નથી
બારમાસી હોય છે એને ભીંજાવાનું
શો ફરક પડવાનો એને રૂ કહો રેશમ કહો ?
હોય જેને ઓઢવાનું કે બિછાવાનું.

## મ્હારા સપનાનો સાયબો

**યોગેશ પણ્ડ્યા**

તાણી તલવાર માગે હૈયાનાં દાન, મ્હારા સપનાનો સાયબો...
બથમાં બાંધીને મ્હને રાખે છે બાન, મ્હારા સપનાનો સાયબો....

અઙ્ગ અઙ્ગ મળવાને આડે છે બસ એક ચોમાસુ ચાર ચાર માસનું,
બળજબરી વાપરીને અથરો ના થા મ્હેં ય પારેવું પાળ્યું છે પ્યાસનું,
સમજાવ્યો તો ય મ્હારો ચીમળે છે કાન, મ્હારા સપનાનો સાયબો.
મધરાતે નીંદરમાં આવે 'ને લાવે છે ઝેરી પતઙ્ગિયાંની ટોળી,
પહેલાં પતઙ્ગિયાંને ઉડ્ડાવે, બાદ મ્હને રાખે છે હેતમાં ઝબોળી;
સપને આવીને કેવાં કરતો તોફાન. મ્હારાં સપનાનો સાયબો...
કમખો ભીંજાઈ ગયો. ટહુકા વેરાઈ ગયા હુંય આજ ઘેલી થઈ ગઈ,
એવો તો ધોધમાર વરસ્યો રે સાયબો આઠ દિ'ની હેલી થઈ ગઈ...

ચાવે કેવાં ને કેવાં ચવડાવે પાન, મ્હારા સપનાનો સાયબો...
તાણી તલવાર માગે હૈયાનાં દાન, મ્હારા સપનાનો સાયબો.

## બે ગઝલ

**વિજય રાજ્યગુરુ**

વલ્કલો ધારણ કરીએ પાગલો પેઠે હસીએ.
ચાલ સાથી આપણે પાછા ગુફાવાસી બનીએ.

પીઠ પાછળની છરીનો ભય ન હો જે જઙ્ગલોમાં
આપણે ત્યાં ન્હોર, નખ, દન્તાવલી સાથે રહીએ.

મુક્ત હસવા મુક્ત રડવા પર ન હો પ્રતિબન્ધ તેવી
તાપણીની ચોતરફ આદિમ બની હરફર કરીએ.

ના નહીં ફાવે વીજાણું કે વિષાણુની લડાઈ,
ચાલ હાથોહાથ અથવા ફક્ત પત્થરથી લડીએ.

જે કશું ઢાંકે નહીં ને આવરણ રાખે નહીં તે
પ્રકૃતિ પાસે ફરી આદમ ફરી હળવા થઈએ.

ગતસમયમાં પગ ઝબોળી દુર્ગ ઊભો છે હજી,
સાંભરણના જળ ડખોળી દુર્ગ ઊભો છે હજી.

ભીંતમાં પીપળ ઉગાડી, કાંગરા ખેરી ખડો,
આંખમાં ઇતિહાસ ઘોળી દુર્ગ ઊભો છે હજી.

હાકલા, પડકાર હલ્લા, હણહણાટી સાંભળે,
યાદની તલવાર તોળી દુર્ગ ઊભો છે હજી.

ગામ, તૂટી ભીંતમાંથી બહાર ફેલાઈ ગયું,
આંખને કરતો પહોળી દુર્ગ ઊભો છે હજી.

સાચવે છે અઙ્ગ પર એ તોપગોળાના જખમ,
કાંધ પર લઈ જીર્ણ ડોળી દુર્ગ ઊભો છે હજી.

# સ્નેહરશ્મિ

ધીરુ પરીખ

ગાંધીયુગની ગુજરાતી કવિપેઢીમાં 'સ્નેહરશ્મિ' તખલ્લુસથી જાણીતા કવિ ઝીણાભાઈ રતનજી દેસાઈનો જન્મ ૧૯૦૩ના એપ્રિલની ૧૬મી તારીખે વલસાડ જિલ્લાના ચીખલી ગામે થયેલો. એમણે ૧૯૨૦માં અસહકારની લડતમાં ઝમ્પલાવ્યું અને મૅટ્રિકમાંથી જ અભ્યાસ છોડી દીધો. પરન્તુ ૧૯૨૧માં અમદાવાદની ગૂજરાત વિદ્યાપીઠમાંથી 'વિનીત'ની પરીક્ષા પસાર કરી. ૧૯૨૬માં રાજ્યશાસ્ત્રનો વિષય લઈ ત્યાંથી સ્નાતક થયા, અને ૧૯૨૬થી ૧૯૨૮ સુધી ગૂજરાત વિદ્યાપીઠમાં જ રાજ્યશાસ્ત્રના અધ્યાપક તરીકે સેવાઓ આપી. વળી પાછા ૧૯૩૦માં સવિનય કાનૂનભઙ્ગની લડતમાં સક્રિય બન્યા અને 'સત્યાગ્રહ પત્રિકા'નું સમ્પાદન કરવા બદલ નવ મહિનાનો કારવાસ ભોગવ્યો. બીજે જ વર્ષે સૂરત શહેરની કૉઙ્ગ્રેસના પ્રમુખ વરાયા. ફરી પાછી બે વર્ષની જેલયાત્રા. આમ, કારકિર્દીના આરમ્ભમાં જ એમણે હિન્દની સ્વતન્ત્રતાની લડતમાં સક્રિય રહી પોતાની દેશદાઝની પ્રતીતિ કરાવી આપેલી.

પરન્તુ ૧૯૩૪થી એમની જીવનદિશા બદલાઈ. હવે એમણે પુનઃ શિક્ષણના ક્ષેત્રમાં ઝમ્પલાવ્યું. ૧૯૩૪માં મુમ્બઈમાં વિલે પારલેની ગોકળીબાઈ શાળામાં તેઓ આચાર્ય તરીકે નિયુક્ત થાય છે. ત્યારથી તે અમદાવાદના ચી.ન. વિદ્યાવિહારમાંથી નિયામક તરીકે નિવૃત્ત થયા ત્યાં લગી પ્રાથમિક માધ્યમિક શિક્ષાણક્ષેત્રે તેમણે સન્નિષ્ઠાપૂર્વક સેવાઓ આપી. ૧૯૩૮માં અમદાવાદની વિખ્યાત શિક્ષણસંસ્થા શેઠ ચી.ન. વિદ્યાવિહારમાં આચાર્યપદે જોડાઈ ત્યાંથી જ નિયામકપદેથી નિવૃત્ત થયેલા. એ ગાળામાં ચી.ન. વિદ્યાવિહાર અને 'સ્નેહરશ્મિ' એકબીજાના પર્યાય બની ગયેલા. આ ઉપરાન્ત એઓ ઉચ્ચ શિક્ષણક્ષેત્રે પણ કર્મરત રહ્યા હતા અને મુમ્બઇ તેમજ ગુજરાત યુનિવર્સિટીના સત્તામણ્ડળોમાં રહી પોતાની વ્યવહારદક્ષતા અને વિદ્યાપ્રીતિનો પરિચય કરાવી આપ્યો હતો. ત્રણેક વાર તેઓ ગુજરાત યુનિવર્સિટીના કાર્યકારી કુલપતિ તરીકે પણ સેવાઓ આપી ચૂક્યા હતા. શિક્ષણ એમનો પ્રથમ પ્રેમ. એમની શૈક્ષણિક સિદ્ધિઓને લક્ષમાં લઈ ૧૯૬૧માં રાષ્ટ્રપતિ ઍવૉર્ડ તથા ત્યાર પછી કચ્છ તરફથી ચન્દ્રકાન્ત મેમોરિયલ પારિતોષિક પણ એનાયત થયેલાં.

જેમ શિક્ષણમાં તેમ સાહિત્યમાં પણ સ્નેહરશ્મિ આજીવન સક્રિય રહ્યા હતા. એમણે ૧૯૨૧થી કવિતાક્ષેત્રમાં સક્રિયતા દાખવી પોતાની સર્જક કારકિર્દીનો આરમ્ભ કરેલો. એમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'અર્ઘ્ય' ૧૯૩૫માં પ્રગટ થયા પછી લગભગ એક તપ બાદ ૧૯૪૮માં એમનો બીજો કાવ્યસઙ્ગ્રહ 'પનઘટ' પ્રકટ થયેલો ત્યાર પછી લાંબા મૌન બાદ ૧૯૭૪માં 'અતીતની પાંખમાંથી' નામે ત્રીજો કાવ્યસઙ્ગ્રહ આપે છે. સાતમા દાયકામાં એમની સિસૃક્ષા જપાની કાવ્યપ્રકાર હાઇકુ તરફ આકર્ષાય છે અને ગુજરાતી ભાષામાં તે કાવ્યપ્રકારને પ્રતિષ્ઠિત કરવામાં ૧૯૬૭માં પ્રકટ થયેલો તેમનો પહેલો હાઇકુસઙ્ગ્રહ 'સોનેરી ચાંદ રૂપેરી સૂરજ' સીમાસ્તમ્ભરૂપ બની રહે છે. તેમની આ સિદ્ધિને કેન્દ્રમાં રાખી તે જ વર્ષનો રણજિતરામ ચન્દ્રક એનાયત થાય છે. એમનો બીજો હાઇકુસઙ્ગ્રહ 'કેવળ

બીજ' ૧૯૮૪માં પ્રકટ થાય છે. એમની આ કાવ્યસ્વરૂપની લગન અને મગનને કારણે, સંસિદ્ધિ અને સમૃદ્ધિને કારણે કાકાસાહેબે એમને 'હાઇકુરશ્મિ' કહેલા. ૧૯૮૬માં એમનાં કેટલાંક હાઇકુના અંગ્રેજી અનુવાદનો સંગ્રહ 'સનરાઇઝ ઑન સ્નોપિક્સ' પ્રકટ થએલો. 'તરાપો' અને 'ઉજાણી' (૧૯૮૦) એમનાં સફળ શિશુકાવ્યોના સંગ્રહો છે. એમનાં ત્યાર સુધીનાં સકલ કાવ્યોને સમાવતો સર્વકાવ્યસંગ્રહ 'સકલ કવિતા' ૧૯૮૪માં બહાર પડે છે. એમની કવિતામાં ગાંધીપ્રભાવ તેમજ રવીન્દ્રપ્રભાવ તળે ભાવનાવાદ અને રહસ્યવાદનાં દર્શન થાય છે. અલ્પમાત્રમાં વાસ્તવવાદ અને અતિમાત્રામાં રોમેન્ટિક વલણ તેમની કવિતાની પ્રમુખ તાસીર છે. ગુજરાતના લોકઢાળો તથા જૂની રંગભૂમિના ગાનસંસ્કારોના પડઘા પણ એમણે પોતાની ગેય રચનાઓમાં સફળતાથી ઝીલ્યા છે. એમનાં છન્દોબદ્ધ કાવ્યો પણ એમની છન્દોલયચુસ્તીનાં ઉદાહરણો છે. એમણે ૧૯૬૦ પછીના નૂતન કવિતાપ્રવાહને વસ્તુ અને અભિવ્યક્તિની દૃષ્ટિએ પણ પોતાની પછીની રચનાઓમાં પ્રયોગાત્મક સ્તરે અપનાવ્યો છે એ એમની એક જાગ્રત સર્જક તરીકેની ગવાહી પૂરે છે. જો કે ગીતો અને છન્દોબદ્ધ કાવ્યોમાં એમને જેટલી સફળતા મળી છે તેટલી પાછળનાં ગદ્યકાવ્યોમાં મળી છે તેમ નહિ કહી શકાય. કવિતાના અને કવિજનના એ ઉત્કટ ચાહક રહ્યા હતા.

એમણે કવિતા ઉપરાન્ત વાર્તા, નવલકથા, નાટિકા, આત્મચરિત્ર, વિવેચન આદિ ક્ષેત્રે પણ પ્રદાન કર્યું છે. એમની ટૂંકી વાર્તાના સંગ્રહો 'ગાતા આસોપાલવ' અને 'તૂટેલા તાર' (૧૯૩૪), 'સ્વર્ગ અને પૃથ્વી' (૧૯૩૫), 'મોટીબહેન' (૧૯૫૫) 'હીરાનાં લટકણિયાં,' 'શ્રીફળ' અને 'કાલાટોપી' (૧૯૬૨) એમ દર્શાવે છે કે તેમના પર વિષય અને રચનારીતિ પરત્વે બહુધા ધૂમકેતુની અસર રહેલી છે. એમની એકમાત્ર નવલકથા 'અન્તરપટ' વિવિધ પાત્રમુખે તેમની આપવીતી રજૂ કરતી વિશિષ્ટ પ્રયોગાત્મક રચનારીતિની સામાજિક-સાંસ્કૃતિક પરિસરવાળી નોંધપાત્ર કૃતિ છે. 'મટોડુ અને તુલસી' (૧૯૮૩) એમની નાટિકાઓનો સંગ્રહ છે; તો એક સંવેદનશીલ સમભાવી ભાવકની હેસિયતથી લખાએલા તેમના વિવેચનાત્મક લેખો 'પ્રતિસાદ' (૧૯૮૪)માં સંગૃહીત થયા છે. પરન્તુ એમનું બીજું વિશિષ્ટ પ્રદાન એમની આત્મકથાના ભાગ 'મારી દુનિયા' (૧૯૭૦), 'સાફલ્ય ટાણું' (૧૯૮૩), 'ઊઘડે નવી ક્ષિતિજ' (૧૯૮૭), 'વળી નવાં આ શૃંગ' વગેરે છે. વિશાળ સમયપટ પર વિસ્તરેલી આ આત્મકથા વ્યક્તિ સ્નેહરશ્મિ તેમજ શિક્ષક, સાહિત્યકાર, સ્વાતન્ત્ર્યસેનાની, વહીવટકાર સ્નેહરશ્મિનો સુપેરે પરિચય કરાવવા ઉપરાન્ત ગુજરાતના સાંસ્કૃતિક, સામાજિક, શૈક્ષણિક, સાહિત્યિક ક્ષેત્રોનો પણ દસ્તાવેજી ચિતાર આપી રહે છે. એમના આ ક્ષેત્રનાં પ્રદાનને ધ્યાનમાં રાખી ૧૯૮૫નો નર્મદ-ચન્દ્રક એનાયક કરવામાં આવ્યો હતો. એમની સાહિત્ય શિક્ષણ ક્ષેત્રની સુદીર્ઘ સક્રિય સેવાને બીરદાવતાં દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીએ એમને માનદ્ ડી. લિટ્.ની પદવીથી નવાજેલા. ગુજરાત સરકારે એમને નરસિંહ મહેતા એવોર્ડ પણ એનાયત કરેલો.

ઝીણાભાઈ દેસાઈ ૧૯૭૨માં બે વર્ષ માટે ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ ચૂંટાયેલા. આ ઉપરાન્ત ગુજરાત વિદ્યાસભા, કવિલોક ટ્રસ્ટ આદિ વિવિધ સંસ્થાઓ સાથે પણ તેઓ સંકળાએલા હતા. સતત નવું જાણવાની અને સતત સહુને ચાહવાની નિર્વ્યાજ પ્રવૃત્તિમાં પોતાનું સુદીર્ઘ જીવન વ્યતીત કરનાર ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ'નું ૬ઠ્ઠી જાન્યુઆરી ૧૯૯૧ની વહેલી સવારે ટૂંકી માંદગી બાદ નિધન થતાં ગુજરાતી શિક્ષણ અને સાહિત્યક્ષેત્રે આઘાતક ખોટ અનુભવી !

# અનુવાદ

## લલ્લેશ્વરીની વાણી

વેદ, ઉપનિષદ્ અને કાશ્મીરી શૈવ-આગમ પ્રણીત આચરણમાં સન્નિષ્ઠ એવા વિપ્ર ચન્દ્ર ભટ્ટની પુત્રી લલ્લમાં શૈશવકાળથી જ આધ્યાત્મિક સંસ્કારનો ઉદય થયો હતો. ગુહા-મન્દિરે હર્પેશ્વરની પૂજા માટે જવાનો પિતાનો નિયમ હતો. લલ્લ એમની સાથ હંમેશ જતી, ને મીરાં જેમ કૃષ્ણને તેમ તે બાળપણથી જ શિવને વરી હતી. શિવને, એના નાથને પ્રત્યક્ષ પામવાની હતી એની અભિલાષા, ઘેલછા. તે વખતના સામાજિક રિવાજ પ્રમાણે કિશોર અવસ્થા પ્રાપ્ત થતાં જ, પદ્મપુર (પમ્પર) નિવાસી શિવ ભટ્ટના પુત્ર સોમ ભટ્ટ સાથે એનાં લગ્ન લેવાયાં હતાં. સાસુનો સ્વભાવ અતિ કપરો હતો તે છતાં તિતિક્ષાપૂર્વક લલ્લ સંસારને નિભાવતી અને શિવ-મન્દિરે નિત્ય નિયમ મુજબ જતી-આવતી. આ સન્નિષ્ઠાએ એને મળી આવ્યા સિદ્ધ ગુરુ-શ્રીકણ્ઠ સ્વામી. એમની દ્વારા એ પામી મન્ત્રદીક્ષા, અને યોગકુણ્ડલિનીની આરોહણ પ્રક્રિયા. અતિ કઠિન આ સાધનામાં એ ઉત્તીર્ણ થઈ. થઈ ત્રણેય મલ - આણવ, માયીય અને કાર્ય- આવરણોથી મુક્ત એવી એક સિદ્ધ યોગિની. સંસ્કૃત તો હતી એની માતૃભાષા, તોપણ, તે સમયની સંસ્કૃત-મિશ્ર સામાન્ય ભાષામાં એણે પોતાની અનુભવ-ગાથા શ્લોકસ્થ કરી. સંશોધન દ્વારા આશરે દોઢસો શ્લોક ઉપલબ્ધ થયા છે, જેના કેટલાકમાં એના જીવનની, તો મહદંશે એની સાધનાની વાતનું નિરૂપણ થયું છે. 'લલ્લેશ્વરીની વાક્'ના નામે એ પ્રચલિત છે. એમાંથી દૃષ્ટાન્તરૂપે થોડા શ્લોક અનુવાદ સાથે રજૂ કર્યા છે :

आयस तित्यो दुय त गछु ति स्यो दुय
स्यदिस हो लस्य कर्यम क्याह ।
वोह तस आसुस आगुरय व्यजुय
व्यदिस त व्यंदिस कर्यम क्याह ॥

આવી છું હું સીધી ત્યાંથી ને સીધી ત્યાં જઈશ હું,
કોણ રે સત્ત્વને મ્હારા શકે વિકૃત કૈં કરી ?
ઓળખાણ મ્હને એની આદિથી મૂળથી જ છે.
રે હો ! સ્વજનને એના કોણ હાનિ કરી શકે ?

जनम प्राविथ व्यवव न छोड़ुम
लूवन बूगन वरम न प्रय ।
सो मुय आहार स्यठाह जोनुम
चोलुम द्वःख वाव पोलुम दय ॥

ધન-વૈભવની તૃષ્ણા સેવી ના જિન્દગી મહીં,
પરિગ્રહ નહીં, કે ના સક્ત ઐન્દ્રિય ભોગમાં.
જેટલો જે સમે યુક્ત આહાર લીધ તેટલો,
પ્રતિકૂળ હવામાંયે સંસ્મર્યા શિવને સદા.

चल च्यता कान्दस वयि मो वर
चोन च्यन्त करान पान अनाद ।
च्य कव जननीय क्षोद हरि कर
कीवल तसुन्दुय तारुक नाद ॥

ભીતિને દે નહીં સ્થાન, ચિત્ત ચઞ્ચલ હે મુજ;
અનાદિ જેહ તે ત્હારી કરે ચિન્તા નિરન્તર.
તું શું જાણે, કરે ત્હારી ભૂખની તૃપ્તિ એ કવ ?
પ્રતીક્ષા કર, દેશે એ સાદ પાર લઈ જવા.

ग्वरन वो ननम कुनुय वचुन
न्यवर दो पुनम अन्दरय अचुन ।
सुय गव ललिम्य वाख त वचन
तवय म्य ह्योतुम नंगय नचुन ॥

મ્હને સદ્‌ગુરુએ માત્ર વાક્ય એક જ આ કહ્યું;
બહારના જગને છોડી, જા તું ભીતર તાહરી !
ગુરુની આ મ્હને આજ્ઞા બ્રહ્મવાક્ય સમી ગણી.
શૂન્ય આવરણે એથી નાચવું મ્હેં શરૂ કર્યું.

अकुय ॐकार युस नाभि दरे
क्वमय वह्याण्डस सुम गरे ।
अख सुय मन्त्र च्यतस करे
तस सास मन्त्र क्याह करे ॥

च्यत तुर्ग वगिह्यय रोटुम
च्यलिथ मिलविथ दशिनाडि वाव ।
तवय शशिकल व्यगलिथ वछम
शून्यस शून्याह मीलिथ गौ ॥

मन पुष तय यछ पुषानी
वावुक्य कुसुम लागि ज्यस पूजे ।
शिशिरस गोड दिज्यस जलदानी
छ्वपि मन्त्र शंकर स्वात्म वुजे ॥

यम्य लूब मनमथ मद चूर मोरुन
वत-नाश मारिथ त लोगुन दास ।
तमिय सहज ईश्वर गोरुन
तमिय सोरुय व्योन्दुन सास ॥

च्यथ नोवुय चन्द्रम नोवुय
जलमय ड्यूठुम नवम नोवुय ।
यन प्यठ ललि म्य तन-मन नोवुय
तन लल वोह नवम नवय छ्यस ॥

એક ૐકારનો મન્ત્ર, ધારણા નાભિસ્થાનમાં,
કુમ્ભકાભ્યાસથી એનો સેતુ બ્રહ્માણ્ડ સુધીનો,
કરે સમ્પૂર્ણ સન્ધાને એક, એ એક મન્ત્રથી;
હજારો મન્ત્રની એને પછી શી હોય ખેવના ?

ચિત્તના અશ્વને રોધી રાખ્યો રશ્મિ ધરી દૃઢ,
પ્રાણને એમ રોધ્યો મ્હેં નાડી માંહીં દશેદશ;
ને, હો, ચન્દ્રકલા કેવી પીગળી ગળતી રહી !
શૂન્યની શૂન્યની માંહી સમાપત્તિ થઈ જવી.

નર તે ચિત્ત, ને નારી ઇચ્છા. માળી ચ માલણ;
શ્રદ્ધા-વિશ્વાસ ને ભક્તિ પૂજાર્થે પુષ્પ એ જ હો.
અભિષેકમહીં સુધા, શિરસ્થ ઇન્દુથી નરી,
મૌન મન્ત્રે નિજાત્મામાં પ્રાપ્તિ શઙ્કરની સ્વયં.

કામ ક્રોધ અને લોભ તસ્કરો પરિપન્થિન
હણીને, જે પછી પોતે વિનમ્ર બનીને રહે !
સહેજે તે શકે ધ્યાન ધરી ઈશ્વરનું ઉરે;
વસ્તુને જગની જાણી ધૂળ ને રાખના સમી.

ચિત્ત નૂતન છે મ્હારું, ચન્દ્ર એમ જ નૂતન;
સ્વચ્છ વારિ થકી હાવાં સર્વ છે નીલ નૌતમ;
જ્યારથી લલ્લ મ્હેં મ્હારાં પખાળ્યાં દેહ ને મન,
ભિન્ન કેવી હું સંસ્કુર્ત (શિવોઽહં, શિવ હું પરમ્)

અનુવાદ : રાજેન્દ્ર શાહ

## સાભાર સ્વીકાર

**અશ્રુવન :** શ્રી 'બેખબર' મીઠાપુરીનો કાવ્યસઙ્ગ્રહ. પ્રાપ્તિસ્થાન : ટી.એલ. હિંડોચા, જય અમ્બે સોસાયટી, આરમ્ભડા રોડ, મીઠાપુર-૩૬૧૩૪૫; કાચું પૂઠું; ક્રાઉન પૃ.૬૪, રૂ. ૨૦

**આહ્લાદ :** શ્રી રક્ષા દવેનો કાવ્યસઙ્ગ્રહ, પ્રકાઃ શારદાબહેન પ્ર. દવે, જીવન કોટેજ, 'અજવાસ', ૨૪૯ A, પ્રભુદાસ તળાવ ચોક, ભાવનગર-૩૬૪ ૦૦૧; કાચું પૂઠું; ક્રાઉન પૃ.૧૧૮, રૂ. ૨૭

**તરસ એક ટહુકાની :** શ્રી મૃણાલ જૈનનો કાવ્યસઙ્ગ્રહ. પ્રકાઃ ચિરાગ-નિશાંત, ૩૬, દિગ્વિજય પ્લોટ, જામનગર-૩૬૧ ૦૦૫; કાચું પૂઠું; ક્રાઉન પૃ. ૮૦; રૂ. ૩૦

**કાગળ વચ્ચે ઘર કાગળનું :** શ્રી શ્યામ સાધુની ગઝલોનું શ્રી નીતિન વડગામાએ કરેલું સમ્પાદન. પ્રકાઃ વ્યંજના, c/o દિલીપ જોશી, 'દિનકર', મારુતિનગર, એરપોર્ટ રોડ, રાજકોટ ૩૬૦ ૦૦૧; કાચું પૂઠું; ડિમાઈ પૃ.૮૪, રૂ. ૪૦

**કોઈ કહેતું નથી :** શ્રી મનોજ ખણ્ડેરિયાની ગઝલોનું સમ્પાદન. સમ્પાદક-પ્રકાશક ઉપર મુજબ; કાચું પૂઠું; ડિમાઈ પૃ.૧૨૮; રૂ. ૫૦

## કવિતામાં છોકરી

હરભજનસિંહ
અનુ. રજનીકાન્ત જોશી

મ્હને અહીંથી બહાર ન કાઢ,
મ્હારે જવું નથી
અહીં ઘણું સુખ છે,
સલામતી છે
આ સ્નિગ્ધ, ન્હાનો ન્હાનો તડકો છે
મ્હારા તનને સહેવા યોગ્ય
ન્હાના ન્હાના વર્ષાના છાંટા છે
તન-મનમાં કમ્પારી કરતા
કમ્પારી જે સીમાને નથી વટાવતી
અહીં તો જોનારની આંખમાં
પ્રભુનો વાસ
અહીં કેટલી બધી સુરક્ષા છે
મ્હને અહીં રહેવા દો

ત્હેં મ્હને જે પહેરવેશ પહેરાવ્યો,
પારદર્શક છે,
એમાંથી તન-મન સુધી જતો
સમગ્ર રસ્તો જોવા મળે છે.
મ્હારા દેહનું પ્રત્યેક જોવા યોગ્ય દશ્ય
ખુલ્લું છે દૃષ્ટિ માટે
આ બજારમાંથી પસાર થતાં
મ્હારે પહેરવેશની સળ વારે વારે
સરખી નથી કરવી પડતી
ઢાંકેલા દેહ પરેથી
ન ક્યાંય કોઈ પાલવ ખસવાનો ભય છે
જે છે, જ્યાં છે, જેવું છે
સ્થિર છે પૂર્ણતઃ
આને એમ જ રહેવા દે.

ભલે મ્હને પોથીઓમાં પૂરી દે
ભલે પછી સભામાં વિખેરી નાખે
નથી મ્હને ગૂંગળામણ
ન લજ્જા
પર્દાસમેત વગર પર્દે
હું બન્ને સ્થાનોએ પ્રસન્ન
અહીં હું અપ્સરા
નાચતી ગાતી
દેવતા મ્હારે સઙ્ગ-સાથે
દેવતા ખૂબ જ સાધુ-શરીફ
આવું સદ્ગુણી
સ્વર્ગ મ્હારું બગાડ નહીં
હું અહીં રહેવા ઇચ્છું છું
મ્હને અહીં વસવા દો.

બહાર તડકો છે,
આંધી છે, હેલી છે,
એમાં તપી-બળી હું ધોવાઈ જઈશ, મુરઝાઈશ,
ચહેરો મ્હારો શકલ-બેશકલ બનવા પામશે
આંખોની લપટો
પોશાકને પાર કરીને
મ્હારું શરીર બાળી નાખશે
પર્દામાં રાખીશ,
પર્દાની બહાર રખડી પડીશ,
પ્રશંસા પણ, શ્લઘા પણ મ્હને ભ્રમિત કરશે
પ્રશંસાને નકારું
કે સ્વીકારું
મ્હારી હાનિ જ હાનિ
ના-ના મ્હને અહીંયાં રહેવા દો
અહીંયાં મોટું સુખ છે.

(મૂળ પઞ્જાબીના શ્રી કેદારનાથ કોમલે કરેલા હિન્દી અનુવાદના આધારે)

## મગર ઉપરની નારી

રાજેન્દ્ર શાહ

રેવાના જળમાં મ્હેં જોઈ
મગર ઉપર બેઠેલી નમણી નારી;
આ બાજુ તે બાજુથી કંઈ
અડધે વ્હેણે કરી રહેલ સવારી.

સેંથીમાં જાણે કે ન્હાનો
સૂરજ રહ્યો ના હોય, તેજ તો એવું,
મ્હને નિહાળી રહી આંખમાં એની
ઓ રે વ્હાલ મલકતું કેવું !

કાંઠે આવી મ્હનેય સાથે
લઈ જાય એ, થાય એવું કૈં મનમાં;
હજી એટલું તરવાનું ફાવે નહિ
જોકે તરવરાટ બહુ તનમાં.

ઊંચો હાથ કરી જાણે કે
કહી 'આવજે' દૂર દૂર ગઈ ચાલી;
સાંજ થઈ, જોઉં, જાણે એ
ભૂરો સાળુ, કિનાર પરની લાલી.

## ખુલ્લામાં જઈ રમીએ

એકલવ્ય

ઘરમાં ગોઠે નહીં અમોને
ખુલ્લામાં જઈ રમીએ;
પક્ષીના ટહુકે હોકારો દઈ
અહીં ત્યાં ભમીએ.
કાન ઉપરના વાળે પીળાં
આવળનાં ફૂલ ધરીએ;
વાડ-થોરના કાંટા વાગે
ભૂલ કદી જો કરીએ.
પીડા એની નહીં, થાક નહિ,
કોઈ વાત નહિ નડતી;
દિવસ ઊતરી જાય, ન એની
ખબર જરીયે પડતી.
ઘરે આવીએ પાછા, ત્યાં તો
લાગે ભૂખ કકડીને;
દહીં-ઢેબરું મળતાં, મ્હોં પર
સુખ સોહે મલકીને

## ગગલી

પાપા પગલી,
ભરતી ગગલી,
નદી કિનારે
જેવી બગલી.

રજમહીં રમવું
અહીંતહીં ભમવું,
અમથું મલકવું,
સહુને ગમવું.

ગદલી અક્કે,
મા લે અક્કે;
નવરાવે કહી
હર હર ગક્કે.

## આવો

માણેકલાલ પટેલ

આવો, સજ્જ જમાવો,
સજ્જે, સાદ ગજાવો !

આવો, રજ્જ જમાવો,
રજ્જે, તાલ મચાવો !

આવો, દાવ જગાવો,
દાવે, બીક હઠાવો !

આવો, ભાવ જગાવો,
ભાવે, ભાર ફગાવો !

## ભણતર

માણેકલાલ પટેલ

એક હું, બે તું ને તે ત્રણ;
આવડે એટલું તો ભણ.

સરવાળા ઉમેરી કર,
બાદબાકી કાઢીને કર;

ઢગનો ભાગ નાનો કણ
આવડે એટલું તો ભણ.

ગુણાકાર ઘડીયે કર,
ભાગાકાર વદીયે કર;

અઘરું પડે તે લખી ગણ,
આવડે એટલું તો ભણ !

## ઘર

નટવર પટેલ

હું જાગું ને જાગે ઘર,
હું ઘરમાં તો લાગે ઘર !

ઘરમાં દોડું ચીસો પાડી,
રાજી હું ને નાચે ઘર !

કદીક માડી પાછળ પડતી,
પડતો હું ને ભાગે ઘર !

દાદા માંડે એક વારતા,
હું ઊંઘું, હોંકારે ઘર !

સોનપરીના મહેલ જેવું
ભેરુઓ સૌ માગે ઘર !

## હેતનું તળાવ

નટવર પટેલ

માડીની આંખોમાં એવો તો ભાવ છે,
નીતરતી આંખો તો હેતનું તળાવ છે.

માડીના બોલમાં એવો તો ભાવ છે,
નીતરતા બોલમાં હેતનું તળાવ છે.

માડીના લાડમાં એવો તો ભાવ છે,
નીતરતા લાડમાં હેતનું તળાવ છે.

માડી ખવરાવતી, એવો તો ભાવ છે;
એક એક કોળિયે હેતનું તળાવ છે.

માડીની ખીજમાં એવો તો ભાવ છે,
માડીના મારમાં હેતનું તળાવ છે.

# વામકુક્ષી

ભોળાભાઈ પટેલ

## Siesta

Shampa Sinha

*After lunch*
*when the flies had ceased buzzing*
*over the food-littered floor*
*and the air*
*was still and heavy*
*when only the soft plop*
*of drops from a leaky tap*
*into a half-filled tin pail*
*broke the quiet*
*my wrinkled grandmother*
*would ask me to comb*
*her long wet hair*
*and as the comb furrowed*
*through the dark shining mass*
*and the smell of her coconut hair oil*
*mingled with the warmth of*
*midday sunshine*
*her lips would tell me*
*of how an illiterate peasant*
*had obtained the gift of rhymes*
*from the Goddess Saraswati*
*of how the new-born Krishna*
*had escaped the wrath of*
*a jealous king*
*and of many other*
*such bygone things*
*I would look on*
*with sleep-drunk eyes*
*as she recited Sanskrit verse*
*in a grating sandpapery voice*
*and when*
*her eyes closed in comfort*
*and her breathing became as rhythmic*
*as the poetry she has chanted*
*through the long lazy afternoon,*
*I would tiptoe*
*up to the old wall clock*
*to see*
*if time had stopped*

બ્રિટિશ કાઉન્સિલ વિભાગ, દિલ્હી સ્થિત બ્રિ[illegible] હાઈકમિશન અને ભારતની પોએટ્રી સોસાયટીએ [illegible] કવિતાસ્પર્ધા યોજી હતી. લગભગ ૭૦૦૦ ભાર[illegible] કવિસ્પર્ધકોએ તેમાં ભાગ લીધો. કવિતા અંગ્રે[illegible] હોય તે આવશ્યક હતું.

આ સ્પર્ધામાં પ્રથમ ઇનામ શમ્પા સિંહાને તેમ[illegible] કવિતા 'સિએસ્ટા' (વામકુક્ષી) માટે મળવાની જાહેર[illegible] થઈ છે. ઇનામ તરીકે શમ્પાને બ્રિટનની પ્રવાસ ટિ[illegible] કે રૂપિયા ૨૫૦૦૦ રોકડા મળશે.

એક કવિતા માટે ઇનામ મોટું છે. ભોજ રાજા[illegible] કિંવદન્તીઓ ભૂલી જઈએ કે જ્યાં એક શ્લોક મ[illegible] ક્વચિત્ રાજા એક લાખ સુવર્ણમુદ્રાઓ આપવા[illegible] જાહેરાત કરતા.

સ્પર્ધામાં બીજા નમ્બરે આવનાર ત્રિવેન્દ્ર[illegible] (તિરુવનન્તપુરમ્)ના તરુણ ચેમ્પિયનને રૂ. ૫૦૦૦ બીજું ઇનામ તેમની કવિતા 'અ રાઇટર્સ પ્રેયર' ([illegible] લેખકની પ્રાર્થના) માટે મળે છે.

શમ્પા સિંહા આમ તો અત્યારે ઓસ્ટ્રેલિયામાં અભ્યાસ કરે છે. પરન્તુ એમની કવિતાનો વિષય ઠેક ભારતીય છે.

'સિએસ્ટા' અર્થાત્ વામકુક્ષી એટલે મધ્યાહ્ન ભોજન પછીની ટૂંકી નિદ્રા. ('ભોજનાન્તે વામકુક્ષી' એવી સંસ્કૃત ઉક્તિ અતિ પ્રચલિત છે.) કવિતાનું થીમ શીર્ષક સૂચવે છે તેમ આ દેશની ભોજન-વ્યવસ્થાનો નિર્દેશ કરે છે. ગ્રીષ્મ અને અતિ ગ્રીષ્મ એ બે જ ઋતુઓ જે દેશમાં ઘણા વિદેશી યાત્રાઓ ગણતા હોય ત્યાં સૌથી વધારે આરામનો સમય બપોર પછીના ભોજનનો ઘણાને મન હોય છે.

આ કવયિત્રી શમ્પા સિંહાએ આવા ભોજન પછીના એક ગ્રીષ્મ મધ્યાહ્નની શાન્ત સ્તબ્ધતાનું પોતાની કવિતાની શરૂઆતમાં સરલ ભાષામાં ચિત્રણ કર્યું છે :

*મધ્યાહ્ન ભોજન પછી*
*એંઠ વેરાયલ ફરસ પર*
*માખીઓનો ગણગણાટ*
*શાન્ત થઈ ગયો હતો*
*અને હવા સ્તબ્ધ અને ભારે હતી*
*માત્ર પાણીની ગળતી ચકલીમાંથી*
*ટપકતાં ટીપાંનો*
*અડધી ભરેલી બાલદીમાં પડતાં*
*થતો હળવો અવાજ*
*સ્તબ્ધતાનો ભઙ્ગ કરતો હતો..*

કવયિત્રીએ ભારતીય બપોરની નિસ્તબ્ધતાને કેટલાં ઓછાં કલ્પનોથી જીવન્ત બનાવી દીધી. પાણીની ચકલીમાંથી પડતાં ટીપાંનો અવાજ. એ અવાજથી જ સ્તબ્ધતા અનુભવાય છે. કવિતા આગળ ચાલે છે. આવી સ્તબ્ધતાની ક્ષણોમાં—

*મારી ઘરડી દાદી*
*તેના લાંબા ભીના વાળ*
*ઓળવાનું કહે*
*અને કાળા ચમકતા જથ્થામાંથી*
*કાંસકી જેમ જેમ પસાર થતી*
*અને ત્હેના માથામાં નાખવાના કોપરેલની વાસ*
*જ્યારે બપોરના તડકામાં ભળતી*
*(ત્યારે) એના હોઠેથી વાતો સરતી*
*કે*
*કેવી રીતે એક અભણ ખેડુને*
*દેવી સરસ્વતી પાસેથી*
*કવિતા રચવાની બક્ષિસ મળી*
*કે*
*કેવી રીતે નવજાત કૃષ્ણ*
*ઈર્ષ્યાળુ રાજાના ક્રોધથી*
*બચી ગયા*
*અને આવી બધી ઘણીય*
*વીતેલા વખતની વાતો..*

કવિતામાં પ્રથમ ચિત્ર હતું મધ્યાહ્નની સ્તબ્ધતાનું. એ ચિત્રના અનુસન્ધાને બીજું ચિત્ર છે દાદીમાના વાળ ઓળવાનું અને દાદીમાની વાતોની માંડણીનું. કવિતાના શબ્દો રોજબરોજના છે, પણ સ્પર્શ-ગન્ધ-દૃશ્યનો સઘન અનુભવ કરાવે છે. દાદીમા અને પૌત્રીનું આ ચિત્ર પણ ઠેઠ ભારતીય (હવે આવાં ચિત્રો અહીં પણ વિરલ થતાં જાય છે.) અભણ ખેડુની વાત તે તો કાલિદાસ કે આપણા કવિ પ્રેમાનન્દ જેવા કવિને સરસ્વતીકૃપાથી કવિત્વશક્તિ મળવાની વાત.

દાદીમા વાત કહેતાં જાય અને કવયિત્રી (પૌત્રી) દાદીમાના કેશમાં કાંસકી ફેરવતી નિદ્રાલસ આંખે તે સાંભળતી જાય. કવિતા આગળ ચાલે છે—

*હું નિદ્રાલસ આંખે*
*હુંકારો દેતી રહું*
*દાદીમાએ કર્ણકઠોર કર્કશ*
*અવાજમાં શ્લોક ગાયો*
*પછી ધીમે ધીમે*

*નિરાંતે તેમની આંખો મળી ગઈ*
*અને ત્હેનો શ્વાસોચ્છ્વાસ*
*ત્હેણે ગાયેલી કવિતા-જેમ*

*લયબદ્ધ બની ગયો*
*એ દીર્ઘ અલસ બપોરે,*

આખી કવિતામાં એક એવી મૃદુતાનો અનુભવ કવયિત્રી કરાવે છે કે જાણે ક્યાંય સ્તબ્ધતાનો ભઙ્ગ ન થાય. શરૂ થઈ તે ત્યાંથી કવિતામાં આ એક માત્ર અલ્પવિરામચિહ્ન આવ્યું- કવિતા વિરામચિહ્ન વગર, જાણે મૃદુગતિથી વહેતા સમયની જેમ વહેતી રહી. દાદીમાનો શ્વાસોચ્છ્વાસ કેવો ? તો એમણે જ ગાયેલી કવિતાની લયબદ્ધતા જેવો. (ઉપમા માટે કાલિદાસે જ માત્ર ગર્વ કરવાની જરૂર નથી.) કવયિત્રી વૃદ્ધ દાદીમાના એ લયાન્વિત શ્વાસોચ્છ્વાસ સાંભળતાં અન્તે કહે છે-

*હું જરા ઊંચી થઈ*
*જૂની ઘડિયાળમાં*
*જોવા જાઉં છું કે કદાચ*
*સમય થમ્ભી તો નથી ગયોને.*

જે છેક છેલ્લે સુધી વર્ણન હતું, તે છેવટની ચાર પઙ્ક્તિઓ આવતાં સમગ્ર એક પ્રભાવશાળી કવિતા બની જાય છે. 'સમય થમ્ભી જવાનો' આ અનુભવ માત્ર કવયિત્રી પૂરતો સીમિત ન રહેતાં આ કવિતાના નાયક સુધી પહોંચી જાય છે.

દાદીમા, જૂની દીવાલ-ઘડિયાળ બન્ને સમયનાં — કાળનાં પ્રતીક છે. આ કવિતાનાં દાદીમા એક એવી અ-ક્ષર અવસ્થાને પામે છે કે ખરેખર એમના માટે સમય થમ્ભી જાય. દૈનંદિન રોજબરોજના લાગતા અનુભવમાંથી એક અદ્ભુત અનિર્વચનીયતામાં સરી જવાનો અનુભવ એ આ કવિતાનો અનુભવ છે.



## સાભાર સ્વીકાર

**કૌંસમાં :** શ્રી પ્રબોધ પરીખની ૧૯૬૩થી ૧૯૯૨ના ગાળા દરમિયાન રચાએલી કવિતાનો પ્રથમ સઙ્ગ્રહ. ફૂલ્સકેપ સાઈઝ, કાચું પૂઠું, પૃષ્ઠ ૧૪૮, રૂ. ૭૦, પ્રકાશક : આર. આર. શેઠની કમ્પની, ફુવારા સામે, અમદાવાદ-૩૮૦ ૦૦૧

**ઝલમલ ટાણું :** શ્રી લાલજી કાનપરિયાની ૧૯૬૭થી ૧૯૯૩ દરમિયાન રચાએલી કવિતાનો પ્રથમ સઙ્ગ્રહ. પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમરોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૯; કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૧૨૬, રૂ. ૪૦

**અલખના અસવાર :** શ્રી યોસેફ મેકવાનનાં ગીતો અને ગઝલોનો સઙ્ગ્રહ. પ્રકાશક : મોહિત પ્રકાશન, ૧૦૭, મઙ્ગલમૂર્તિ કોમ્પલેક્સ, આશ્રમરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯; કાચું પૂઠું, કાઉન પૃષ્ઠ ૧૧૬, રૂ. ૩૦

**સાન્નિધ્ય :** શ્રી બાલકૃષ્ણ ગોર 'મૈત્રેય'નો કાવ્યસઙ્ગ્રહ. પ્રકાઃ પોતે, ૪, ડિલક્સ કો.ઓ. હા. સોસાયટી, સ્વામી રોડ નં.૩, સાન્તાક્રૂઝ (પૂર્વ), મુંબઈ ૪૦૦ ૦૫૫, કાચું પૂંઠું, કાઉન પૃષ્ઠ ૧૦૪, રૂ. ૨૦

**વિરાવ :** શ્રી ચન્દા રાવળ 'જ્યોત'નો બીજો કાવ્યસઙ્ગ્રહ; વિક્રેતા : ગૂર્જર એજન્સીઝ, ફુવારા પાસે, ગાંધીમાર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧, કાચું પૂઠું, કાઉન પૃષ્ઠ ૧૨૦, રૂ. ૧૫.

# અવલોકન

## ભાવ - વિભાવ - સાક્ષીભાવ

ડૉ. નલિન પંડ્યા

['સાક્ષીભાવ', હરેશ 'તથાગત', ગઝલ પરિષદ, 'ધમ્મપદ', એમ/૭૧૬, ગુજરાત હાઉસિંગ બોર્ડ, દૂધસાગર માર્ગ, રાજકોટ-૩૬૦ ૦૦૩. ઑગસ્ટ ૧૯૯૪, મૂલ્ય રૂ. ૩૭/-]

ફારસી કાવ્યશાસ્ત્ર પ્રમાણે જોઈએ તો આરમ્ભમાં ગઝલને 'સ્ત્રીઓ સાથેની વાતચીત' ગણવામાં આવતી હતી. અરબીમાં મુગાઝેલા એટલે સ્ત્રીઓ સાથેની વાતચીત એવો અર્થ થાય છે. આથી જ કદાચ ગઝલ માત્ર સભારંજનીય બની હતી. બીજી બાજુ સૂફીવાદીઓએ એમની પ્રેમલક્ષણા ભક્તિનું માધ્યમ ગઝલને બનાવ્યું હોવાથી ગઝલ ઇશ્કેમિજાજીમાંથી ખસીને પરમતત્ત્વમાં વિલીન થતાં ઇશ્કેહકીકી બની ગઈ. આજે ઇશ્કેમિજાજી અને ઇશ્કેહકીકીની મર્યાદાઓ તોડીને ગઝલ દૂરગામી બની ગઈ છે. પ્રેમ અને રૂપની જ વાતો કરતી ગઝલ જીવનનાં વિવિધ પાસાંઓને સ્પર્શી ગઈ છે. 'માસ'માંથી ક્લાસમાં આવેલી ગઝલ અસક્ષત જીવનના તાણાવાણા પણ ઝીલવા માંડી. બારીક જીવનદર્શન સાથે શુદ્ધ કાવ્યસ્વરૂપ તરીકે તે અનુકૂળ થઈ ગઈ છે. હરેશ 'તથાગત'નો ગઝલ રૂપે આ જ 'સાક્ષીભાવ' હોઈ શકે.

આધુનિક કાવ્યચર્વણાના લઘુ સામયિકોમાં 'ફૂંક' નામના લઘુ સામયિકમાંથી હરેશ 'લાલ' તરીકે પ્રચલિત થયેલા હરેશ 'તથાગત' સાક્ષીભાવ લઈને આવે છે. તો એ ભાવ કેટલી કળાએ ખીલ્યો છે એ જોવું ઘટે ! દરેક માનવીએ સાક્ષીભાવે જીવતાં શીખવું જોઈએ. પોતાનું જીવન કોઈકે આપેલું છે, તેના સાક્ષી બનવાનું હોય છે. આપણા જીવનનો કર્તાહર્તા બીજો જ છે; એનો પુરાવો હરેશ 'તથાગત' આ રીતે આપે છે.

*મન ! વિશેષણની સભામાં કામ છે શું આપણું ?*
*ત્યાં જઈએ ચાલ, જ્યાં ભાષાય પૂરી થાય છે !*

*ગગનની જેમ પગલાંનો રહું સાક્ષી જ કેવળ,*
*અધીં સમજણ, અર્ધા તર્કો નકામું વિસ્તરણ છે.*

આ કર્તાહર્તાના તત્ત્વની ઝંખના છે.

ગઝલનું મતલા અને મક્તાથી બન્ધાતું માળખું જ તર્કબદ્ધ ભાવ બાંધી આપવામાં મદદરૂપ થાય છે. મિસરાઓના ખેડાણથી તર્ક સધાય છે. એમાં પ્રથમ પંક્તિને બીજી પંક્તિ ફિટ કરતી હોવી જોઈએ. જીવનના તમામ ભાવોથી જોડાયેલો એક ઊંડેરો ભાવ તે સાક્ષીભાવ છે. આ ગઝલસંગ્રહમાં લગભગ સિત્તોનેર ગઝલોમાંથી 'ખણ્ડેરમાંથી ઝાંઝર', 'કૈં વાત કર', 'તત્ત્વ એ', 'અમસ્તું અકારણ', 'અજાણી નહીં', 'જૂઈ કેરી વાંસળીમાં,' 'તારીખ જર્જર', 'એમ છું, જાણે નથી,' 'મન બગલથોડી લઈ', 'અડધો તર્ક', 'નાટક વચોવચ', 'સાક્ષીભાવથી', 'અહીં પક્ષ ત્યાં', 'ઓસનો કાગળ,' 'કર્કથી તે દર્દમાં', 'એ જ લખવાનું તને', 'કાગળની હથેલી', 'ગૂઢ લિપિમાં ભાગ્ય', 'તથ્યપણું', 'મન નથી', 'મન કહો મ્હોરું કહો અથવા', 'ત્યાંથી અહીં', આટલી ગઝલોમાં સચોટ રીતે પેલો ભાવ દેખાય છે. આ ગઝલો સાક્ષીભાવનું સંયોજન બની રહે છે. ભાવ-વિભાવના સંયોજનથી સાક્ષીભાવનો શાન્ત રસ સાંપડે છે.

અમૃત ઘાયલે જીવનમાં ભાવને આ રીતે જોયો છે :

*ત્હને પીતાં નથી આવડતું મૂર્ખ મન મ્હારા !*
*પદાર્થ એવો કયો છે કે જે શરાબ નથી.*

આ 'રામ રાખે તેમ રહીએ' જેવી વાત છે. આ જ વાત થકી હરેશનું મન જુદો ભાવ પ્રગટ કરે છે. જુઓ :

*શૂન્યના અન્ધારની પેલી તરફ મન જાય છે,*
*ચાલતાં પૂર્વે જ, મઞ્ઝિલ વ્યર્થ છે, સમજાય છે.*

આધુનિક ગઝલના નિર્વહણમાં કેટલાક શબ્દો અને શબ્દસમૂહો અનિર્ગમ (Aporia) બની ઘસાઈ ગયા, જેનો ખાસો ઉપયોગ આ કાવ્યસઙ્ગ્રહની બાકીની ગઝલોમાં દેખા દે છે. દા. ત. 'ડાયરી અઙ્કિત બિન અઙ્કિત', 'સપનું આંખમાં આંજ્યા પછી', 'સમ્બન્ધ તો સ્નેહની કસૌટી', 'તર્કછળમાં ઊંઘતું મન ક્યાં ગયું' વગેરે.

અલબત્ત, આ આધુનિક ગઝલકારનો સ્વતન્ત્ર મિજાજી અવાજ છે. એમને ગઝલમાં કવિતા હોવાનું ભાનશાન ચોક્કસપણે છે. ગઝલ ઘસડી સભાનું રઞ્જન કરાવવાનો આશય અહીં બિલકુલ દેખાતો નથી. ગુજરાતી ગઝલ-સાહિત્યમાં ઊભી રહી શકે એવી એક ગઝલ અવતારીને હરેશને અને એના સઙ્ગ્રહ 'સાક્ષીભાવ'ને પુનઃ દાદ આપું છું :

*બન્ધ શેરીનાં મકાનોમાં ન જા,*
*જર્જરિત 'હું'ના સવાલોમાં ન જા.*
*તથ્યપઞ્જી ! પિઞ્જરું વિશ્લેષ; બસ,*
*પાંખ વેચે એ બજારોમાં ન જા.*
*મન તજીને મૌલવી પોતે જ થા,*
*કોઈની જૂઠી નિશાળોમાં ન જા.*
*એક ટપકું ગામ આખું થાય જ્યાં,*
*એટલા ઊંચા મિનારોમાં ન જા.*
*એક પળ માટેય કર નિજ દીવડો,*
*ધર્મની બૂઠી કિતાબોમાં ન જા.*

## કવિતાવૃત્ત

- ૧૯૮૧નો રણજિતરામ સુવર્ણચન્દ્રક તાજેતરમાં શ્રી લાભશઙ્કર ઠાકરને એનાયત થયો છે.
- આ વર્ષનો દિલ્હી સાહિત્ય અકાદમીનો પુરસ્કાર શ્રી રમેશ પારેખને 'વિતાન સુદ બીજ' સઙ્ગ્રહ માટે એનાયત થયો છે.
- બીરલા ફાઉન્ડેશન તરફથી પંજાબી કવિ શ્રી હરભજનસિંહને 'સરસ્વતીસમ્માન'નો એવોર્ડ એનાયત થયો છે.
- સમ્બલપુર યુનિવર્સિટી તરફથી બંગાળી કવિ શ્રી શક્તિ ચટ્ટોપાધ્યાયને ૧૯૯૩નો કવિતા પુરસ્કાર મળે છે.

વસન્ત વિ. સં. ૨૦૫૧ 

# કવિલોક

માર્ચ-એપ્રિલ ૧૯૯૫

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## અનુવાદ

પ્રત્યેક અવલોકન એક મનોયત્ન (exercise) છે. કૃતિને એક જ અવલોકનકાર જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી જોઈ મૂલવી શકે; એક જ ગ્રન્થ વિશે અનેક સમીક્ષકો પાસેથી જુદાં જુદાં મન્તવ્યો, અભિપ્રાયો ને સમજૂતીઓ મળે. આમ થતું હોવાથી કેટલાક એવું મન્તવ્ય સેવે છે કે અવલોકનને સર્જન સાથે કોઈ સમ્બન્ધ નથી, વિવેચન એ ઇતર પ્રવૃત્તિ છે; પણ વસ્તુતઃ એવું નથી. કલાકૃતિ અમુક સ્થળ ને કાળની આબોહવામાં નીપજે છે, પરિસ્થિતિમાં પેદા થાય છે. આ આબોહવા કે પરિસ્થિતિ પરત્વે વિવેચક એકબીજાથી ભિન્ન પ્રતિભાવો ધરાવતા હોય છે, એટલે એક જ કૃતિ વિશે અનેક પ્રકારનાં મૂલ્યાઙ્કનો સમ્ભવે છે. છતાં બધામાં સામાન્ય, સાધારણ એવું કશુંક તો હોય જ છે. આ સાધારણ તત્ત્વ તે કૃતિમાં રહેલા સ્થિર, સનાતન કલાતત્ત્વની ઓળખનો આલેખ અવલોકનના અનેક અભિગમોમાંથી આપણે કૃતિના આયોજન અને હાર્દને તપાસીએ ને વિવિધ તારણ કાઢીએ, પણ ત્યારેય કૃતિ કલાનો ઉત્તમ નમૂનો છે એવું સિદ્ધ થાય તો એમાં કશુંક સનાતન કલાતત્ત્વ નિહિત છે એમ કહેવું પડે. આ સનાતન કલાતત્ત્વને જ કૃતિનું પ્રાણતત્ત્વ, ત્હેનું જીવિત છે, એ હોય છે અને અવલોકનકારે એને શોધવાનું હોય છે... એક કાળે એક કૃતિ એક તત્ત્વને આધારે ઉત્તમ કે અધમ ગણાઈ હોય તે બીજે સમયે કોઈ બીજા તત્ત્વને લીધે ઉત્તમ કે અધમ ગણાય કૃતિ તો જે છે તે છે, બદલાય છે તે તો સ્થલ-કાલની આણથી બદ્ધ એવું વિવેચન. આથી જ કહેવાયું છે કે સર્જનને અમરતા વરે છે, વિવેચનને નહિ... ગ્રન્થના અવલોકનકારને ગ્રન્થના સર્જકની જેમ પોતાનું આગવું ઋત પ્રવર્તાવતી સૃષ્ટિ રચવાની સ્વતન્ત્રતા નથી, એ તો બીજાની સૃષ્ટિમાં ફરે છે ને તે સૃષ્ટિની સરહદોમાં રહીને એની પ્રવૃત્તિ કરે છે.

જયન્ત પાઠક

–'કિમપિદ્રવ્યમ્'ના 'અવલોકન : સ્વરૂપ અને પદ્ધતિ' પ્રકરણમાંથી

## વિમર્શ

# રવીન્દ્રનાથ ટાગોર

ચન્દ્રકાન્ત શેઠ

*"જ્યારે ધીમે પગલે મૃત્યુ આવીને મ્હારા કાનમાં કહેશે*
*કે, 'ત્હારા દિવસો પૂરા થઈ ગયા છે', ત્યારે હું કહીશ,*
*'હું પ્રેમમાં જીવ્યો છું, માત્ર સમયમાં નહીં.'*
*તે પૂછશે, 'ત્હારાં ગાન જીવિત રહેશે ?' ત્યારે હું*
*જવાબ આપીશ, 'મ્હને ખબર નથી, પણ એટલું*
*હું જાણું છું કે જ્યારે જ્યારે મ્હેં તે ગાયાં છે ત્યારે ત્યારે*
*મ્હેં એમાં શાશ્વતતાનાં દર્શન કર્યાં છે."*

આવી જીવનનિષ્ઠા અને આત્મનિષ્ઠાથી સભર અમૃતવાણીના ઉદ્ગાતા કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની આજે મૃત્યુતિથિ છે. રવીન્દ્રનાથ માટે તો મૃત્યુ 'નૂતન વિવાહ દ્વારા નવીન જીવનના દોર સાથે બન્ધાવાના જ એક વિવિધરૂપ હતું. ૭ મે, ૧૮૬૧ના રોજ જન્મેલ, અને એંશી વર્ષનું સક્રિય-સર્જનાત્મક-યશસ્વી આયુષ્ય ભોગવનાર રવીન્દ્રનાથ, એવા એક મહાન કવિ છે જેમને ભારતના અન્તરાત્માનો સાક્ષાત્કાર થયો હતો. વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ આદિનું જે તેજસ્વી સૂર્યમણ્ડળ છે, તેમાં આપણા આ રવીન્દ્રનાથનુંયે માનભર્યું સ્થાન છે. રવીન્દ્રનાથે જીવનભર ક્ષુદ્ર અને ક્ષણિક વસ્તુઓ સાથે નહીં પરન્તુ ઉદાત્ત અને શાશ્વત વસ્તુઓ સાથે કામ પાડ્યું છે. પોતે મોટા જાગીરદાર પરિવારના હતા. ઘેર સુખસાહ્યબીનો પાર નહોતો. પરન્તુ ત્હેનાથી તે અન્જાયા નહોતા. પિતા દેવેન્દ્રનાથના એ પુત્ર હતા. એવા પિતા જે બ્રાહ્મોસમાજના અગ્રેસર અને રાજા રામમોહનરાયના અનુયાયી હતા. ઘરની હવામાં વેદોપનિષદના સંસ્કારોની હવા હતી, ગુઞ્જ હતી: અને તેથી જ રવીન્દ્રનાથને સ્વંય જ अमृतस्य पुत्रः — અમૃતસન્તાન હોવાની પ્રતીતિ ઘણી વહેલી થઈ હતી. તેઓ આ સત્ય તો બરોબર જાણતા હતા.

*अधर्मेणैधते तावत् ततो भद्राणि पश्यति ।*
*ततः सपत्नात् जयति समूलस्तु विनश्यति ॥*

અધર્મથી માણસ સમ્પત્તિવાન થાય છે, સુખો ભોગવે છે અને હરીફો ઉપર વિજય મેળવે છે, પરન્તુ પછી ત્હેનો સમૂળગો નાશ થાય છે.

આથી રવીન્દ્રનાથે આસુરી નહીં, પણ દૈવી સમ્પત્તિ કલાસંસ્કાર અને સેવાધર્મની સાત્ત્વિક સમ્પત્તિની સાધનામાં મન પરોવ્યું. સૌન્દર્યની સાધના દ્વારા જીવનની શાન્તિ અને શ્રીને ઉપલબ્ધ કરવાની એમની સાધના હતી, જે સાધના એમને શાન્તિનિકેતન અને શ્રીનિકેતનના નિર્માણ સુધી દોરી ગઈ. એ જ સાધનાએ ત્હેમને ઉદાત્ત કવિધર્મમાં પણ પ્રેર્યા. ત્હેમણે ઉદાત્તતાથી 'પાન્થ'માં કહ્યું :

*"મુક્તિ ક્યાં છે અને હું મુક્તિ કોને કહું છું એ ત્હમે મ્હને પૂછશો મા; હું કંઈ સાધક નથી, હું ગુરુ નથી, હું કવિ છું, ધરતીની ખૂબ નજીક છું."*

અન્ય એક કાવ્ય 'મુક્તિ'માં પણ તેઓ પોતાની કવિ તરીકેની વ્યક્તિતાને ઘૂંટીને રજૂ કરતાં કહે છે.

*'વૈરાગ્ય સાધને મુક્તિ એ આમાર નય.'*

(વૈરાગ્યસાધના દ્વારા મળતી મુક્તિ મ્હારા માટે *નથી.'*)

એ પછી એ જ કાવ્યમાં આગળ પર કહે છે :

*ઇન્દ્રિયેર દ્વાર રુદ્ધ કરિ યોગાસન,*
*સે નહે આમાર.*

ઇન્દ્રિયોના દ્વાર રૂંધીને યોગાસન જમાવવાનું કામ એ મ્હારું કામ નથી. એમણે આંખ, કાન, નાક આમ સર્વ જ્ઞાનેન્દ્રિયોને ખુલ્લી રાખી જીવનના સૌન્દર્યને

નિર્બન્ધપણે ગ્રહ્યું છે, એમણે જીવનના ઉઘાડને, એના પ્રકાશને ભરપૂર ચાહના અર્પી છે. એમની કવિતામાં તેથી જ જીવનની શ્રી ભરપટે પ્રગટ થયેલી જોવા મળે છે. માનવમનનું સઙ્કુલ અને સઘન રૂપ રવીન્દ્રનાથની કાવ્યવાણીમાં છે એવું બહુ ઓછા કવિઓની વાણીમાં આપણને લાધશે. એમની વાણીમાં શસ્યશ્યામલા બઙ્ગ ભૂમિની પ્રકૃતિ પ્રગાઢ રીતે આવિર્ભાવ પામી છે. ઘાટ અને નૌકાની વાત તો એમાં હોય જ. આમેય આ કવિ 'સોનાર તરી'નો કવિ છે. જે કંઈ હતું તે પેલી સોનાની હોડી આવીને લઈ ગઈ. કવિ કાંઠે એકલા જ રહ્યા, પણ એ એકલતાનો વિષાદ એમને નથી. 'એકલો જાને રે'ના ગાયક આ કવિ, એ તો એકલતાનું માર્મિક રૂપ બરોબર જાણે છે, અને સાથે એકાન્તનું સત્ય પણ. ત્હેમને કશું ન લાધ્યાનો અસન્તોષ નથી. બલકે ઘણું ઘણું પામ્યાનો આનન્દ છે. ત્હેમણે આ પૃથ્વીની મધુમય ધૂળમાંથી કેટકેટલું વસ્તુ પ્રાપ્ત કર્યું છે! તેઓ પ્રસન્નતાથી કહે છે :

*મરિતે ના ચાહિ આમિ સુન્દર ભુવને,*
*માનવેર માઝે આમિ બાંચિબારે ચાઈ*
*એઇ સૂર્યકરે, એઇ પુષ્પિત કાનને,*
*જીવન્ત હૃદય-માઝે યદિ સ્થાન પાઈ!*

આ સૌન્દર્યમય વિશ્વમાં મ્હને મરવાની ઇચ્છા નથી. હું માનવોમાં જીવવા ઇચ્છું છું. આ સૂર્યનાં કિરણોમાં, આ પુષ્પિત વનોમાં, અને જીવન્ત હૃદય મધ્યે હું સ્થાન પામવા ઇચ્છું છું.

રવીન્દ્રનાથે અહલ્યાને નિમિત્ત કરી એક સુન્દર કાવ્ય રચ્યું છે. એમાં એમની પૃથ્વી – સંવેદના તીવ્રપણે સ્ફુટ થઈ છે. તેઓ અહલ્યાને પૂછે છે :

*યે દિન બહિત નવવસન્ત સમીર*
*ધરણીર પુલકપ્રવાહ*
*સ્પર્શ કિ કરિત તોરે ?*

જે દિવસે નવવસન્તનો સમીર વાતો, તે દિવસે ધરણીના સર્વાઙ્ગનો પુલક પ્રવાહ તને સ્પર્શ કરતો ?

રવીન્દ્રનાથ તો સતત ધરણીના સર્વાઙ્ગ સ્પર્શથી પુલકિત એવા 'પૃથ્વીર કવિ' તરીકે પોતાનો પરિચય પામતા અને આપતા રહ્યા છે.

રવીન્દ્રનાથે જીવનમાં જે કંઈ કર્યું તે કવિધર્મની જીવનધર્મની અનિવાર્યતાથી કર્યું. ત્હેમણે ઉત્તમ કાવ્યો, નાટક, નવલકથાઓ, વાર્તાઓ, ચરિત્રો, નિબન્ધો, પત્રો આદિ ઘણું ઘણું લખ્યું, ત્હેમણે સ્વદેશીની ચળવળને પોતાની રીતે, પોતાનો અવાજ આપ્યો, સૌન્દર્ય દ્વારા કેળવણી આપવાનો ઉપક્રમ રચ્યો, પ્રસઙ્ગ આવ્યે અઙ્ગ્રેજ સત્તાનો વિરોધ પણ કર્યો, ગાંધીજી કે જેમણે 'ગુરુદેવ' પદ પોતાને આપેલું એમની સાથે તન્દુરસ્ત મતભેદ થયો તો થવા દીધો અને સતત ગાંધીજીના જે પરિબળોનું પ્રતિનિધિત્વ તેઓ કરતા હતા ત્હેના સાચા સમર્થક પુરસ્કર્તા પણ રહ્યા. તેઓ ભારતની સંસ્કારિતાના, એની સંસ્કૃતિના પરમ પ્રચારક એલચી રહ્યા. એક રીતે કહીએ તો પરમતત્ત્વના સન્દેશા લાવનાર એ ટપાલી થઈ રહ્યા. 'ડાકઘર'ના જ એ આદમી. ત્હેમણે જીવનને એના પૂરા સ્વરૂપમાં ચાહ્યું, માણ્યું અને એનું મુક્ત રીતે ગાન કર્યું. 'એ બાર ફિરાઓ મોરે' હવે મ્હને પાછો વાળો એ કાવ્યમાં કવિને સમ્બોધીને તેમણે કહ્યું :

*કબિ, તબે ઉઠે એસો — યદિ થાકે પ્રાણ,*
*તબે તાઇ લહો સાથે, તબે તાઇ કરો આજિ દાન,*
*બડો દુઃખ બડો વ્યથા — સમ્મુખે તે કષ્ટેર સઙ્ચાર*
*બડોઇ દરિદ્ર, શૂન્ય, બડો ક્ષુદ્ર, બદ્ધ, અન્ધકાર.*
*અન્ન ચાઇ, પ્રાણ ચાઇ. આલો ચાઇ, ચાઇ મુક્ત વાયુ*
*ચાઇ બલ, ચાઇ સ્વાસ્થ્ય, આનન્દ ઉજ્જ્વલ પરમાયુ*
*સાહસ વિસ્તૃત વક્ષપટ, એ દૈન્યમાઝારે કવિ*
*એક બાર નિયે એસો સ્વર્ગ હતે વિશ્વાસેર છબિ.*

'કવિ, તો ઊઠ, ઊભો થા, જો ત્હારામાં પ્રાણ હોય તો તે સાથે લે – તો એનું જ આજે દાન કર. ભારે દુઃખ છે, ભારે વ્યથા છે, ત્હારી સામેનો આ કષ્ટભર્યો સંસાર ખૂબ જ દરિદ્ર શૂન્ય, ખૂબ જ ક્ષુદ્ર, બન્ધિયાર અને અન્ધકાર ભર્યો છે. એને જોઈએ છે

અન્ન, એને જોઈએ છે પ્રાણ, એને જોઈએ છે પ્રકાશ, મુક્ત વાયુ, બળ, સ્વાસ્થ્ય, આનન્દથી ઉજ્જ્વલ દીઘાર્યુ, હિમ્મતથી ફૂલેલી છાતી. આ દૈન્ય વચ્ચે હે કવિ, એકવાર સ્વર્ગમાંથી શ્રદ્ધા મૂર્તિ લઈ આવ.'

કવિને લાગે છે :

*મિથ્યા આપનાર સુખ, મિથ્યા આપનાર દુઃખ*
*સ્વાર્થમગ્ન યે જન વિમુખ*
*બૃહત્ જગત હતે સે કખનો શેખે નિ બાંચિતે.*

કેવળ પોતાનું સુખ મિથ્યા છે, કેવળ પોતાંનું દુઃખ મિથ્યા છે. સ્વાર્થમગ્ન જે માણસ બૃહત્ જગતથી વિમુખ થઈને રહે છે તે કદી જીવતાં શીખ્યો નથી.

જીવનની શ્રદ્ધામૂર્તિનાં દર્શન કરનાર અને કરાવનાર રવીન્દ્રનાથ પોતાનો સ્વધર્મ — કવિધર્મ — બજાવતાં અનિવાર્યતયા માનવીનાં શોષણ, દમન, અન્યાય વગેરે સામે અવાજ ઉઠાવે છે. ત્હેમનાથી માનવીનું અપમાન સહ્યું જતું નથી. તેઓ માનવીના આન્તરગૌરવનો પક્ષ લે છે. તેઓ 'એ બાર ફિરાઓ મોરે' કાવ્યમાં કહે છે. 'જેનાથી ત્હમે ભયભીત થાઓ છો તે અન્યાય તો ત્હમારાથીયે વધુ ભીરુ છે. તેઓ 'પ્રાર્થના' કાવ્યમાં કહે છે.

*ચિત્ત યેથા ભયશૂન્ય, ઉચ્ચ યેથા શિર*

ચિત્ત જ્યાં ભયશૂન્ય છે, શિર જ્યાં ઉન્નત રહે છે, જ્ઞાન જ્યાં મુક્ત છે, ઘર ઘરના વાડાઓએ જ્યાં રાતદિવસ પોતાના આંગણાંમાં વસુધાના ન્હાના ન્હાના ટુકડા કરી મૂક્યા નથી, વાણી જ્યાં હૃદયના ઝરણામાંથી સીધી વહે છે, કર્મનો પ્રવાહ જ્યાં અનિવાર રીતે દેશે દેશે અને દિશાએ દિશાએ અજસ્રપણે સહસ્રવિધ સફળતા પ્રતિ ધસે છે, તુચ્છ આચારની મરુની રેતી જ્યાં વિચારનાં ઝરણાંને ગ્રસી લેતી નથી, પૌરુષને શતધા છિન્નભિન્ન કરી નાખતી નથી, હમેશાં તું જ્યાં સકલ કર્મવિચાર અને આનન્દનો નેતા છે તે સ્વર્ગમાં ત્હારે પોતાને હાથે નિર્દય આઘાત કરીને, હે પિતા ! ભારતને જગાડ.'

કવિએ આપણા ભારતદેશના દુર્ભાગ્યની અનેકવાર અનેક રીતે વાત કરી છે; પરન્તુ એ દુર્ભાગ્યની વાત કરતાં તેઓ સ્પષ્ટ કહે છે કે આપણા દુર્ભાગ્યનું કારણ કેવળ વિદેશી સત્તા, અંગ્રેજ સત્તા જ નથી; આપણામાં જ આપણી બેહાલીનાં કારણો પડેલાં છે.

રવીન્દ્રનાથે સત્ય અને સ્વાતન્ત્ર્ય વચ્ચે ભેદ કરવાનો આવ્યો ત્યારે સત્યને સ્વીકાર્યું ત્હેમણે સ્પષ્ટપણે જણાવ્યું. 'દેશની સેવા કરવા હું તૈયાર છું, પણ વન્દન તો એ જ સત્યને કરીશ જે દેશથી બહુ ઊંચે આસને વિરાજિત છે.'

આ સત્યપૂજાનો જ ઉપક્રમ 'ઘરે બાહિરે' 'ગોરા' કે 'ગીતાંજલિ' આદિમાં જ નહીં, એમના સમગ્ર સાહિત્યમાં જોવા મળે છે.

રવીન્દ્રનાથનો ઉપર્યુક્ત સત્યાવેશ 'અપમાનિત' કાવ્યમાં બરોબર જોવા મળે છે. 'હે મોર દુર્ભાગા દેશ' સમ્બોધન કરીને, ભારતની આત્મચિકિત્સા કરીને તેઓ સત્યશુદ્ધ સ્નેહની ગતિ દ્વારા દેશને સભાન કરવા મથે છે. તેઓ સ્વસ્થતયા કહે છે :

*'હે મારા દુર્ભાગી દેશ, જેઓનું ત્હેં અપમાન*
*કર્યું છે, ત્હેમના જેવું અપમાન ત્હારે*
*વેઠવું પડશે. મનુષ્યના અધિકારથી ત્હેં*
*જેમને વઞ્ચિત રાખ્યા છે, જેમને સામે*
*ઊભા રાખ્યા છે છતાં ખોળામાં સ્થાન*
*દીધું નથી, ત્હેમના બધાંના જેવું જ*
*અપમાન ત્હારે વેઠવું પડશે.'*

વિશ્વમાનવ્યના ઉદ્ગાતા આ કવિની વાણીને રખે આપણે શાપ-વાણી માનીએ, એ સત્યવાણી છે. સત્ય છે કર્મફળની અફરતા. ત્હમે ઝેરની ખેતી કરી અમૃત નહીં પામી શકો. ઝેરનાં ફળ ભોગવવાં જ પડશે, ક્યારે ને કેવી રીતે એ તો ત્હમારી નિયતિ, ત્હમારા ભગવાન નક્કી કરે છે.

કવિની સત્યપૂજા સૌન્દર્યપૂજામાં અવરોધક નહીં, બલકે પોષક-પ્રોત્સાહક છે. અવારનવાર 'ટ્રુથ ઇઝ બ્યુટી

એન્ડ બ્યૂટી ટ્રુથ' 'સત્ય એ જ સૌન્દર્ય અને સૌન્દર્ય તે સત્ય' એવું દર્શન આપણને થતું રહે છે.

કવિને વાસ્તવિક જીવનનું સૂક્ષ્મ અને ઊંડું નિરીક્ષણ છે. તેઓ કલકત્તાના જોડાસાંકોના મહાલયમાં જ રહ્યા નહીં, પદ્માતટની ગરીબોની ઝૂંપડીઓ સુધી પણ પહોંચ્યા. વાસ્તવ જીવનનાં કંઈક ચિત્રો એમના કવિહૃદયમાં મઢાતાં રહ્યાં. માથે ઘડો, એક હાથમાં થાળી અને બીજા હાથથી ન્હાના ભાઈને દોરતી બાલિકાનું જનનીના જેવું ચિત્ર એ કવિની આંખમાંથી ખસતું નથી. 'ઈંટ પરે ઈંટ, માઝે માનુષ-કીટ' ઈંટ પર ઈંટ મુકાતી રહે ને વચ્ચે મનુષ્યરૂપી કીડાની જે સ્થિતિ થાય ત્હેનું ત્હેમને બરોબર ભાન છે. એ સ્થિતિ અનુભવતી ગ્રામવધૂની વેદનાને એ કરુણાસભર હૈયે રજૂ કરે છે. એમને ભૃત્ય-નોકરની ભાવસૃષ્ટિનોયે સચોટ ખ્યાલ છે. કોઈની સ્નેહાળ છબિએ — સમ્ભવતઃ ભાભી કાદમ્બરી દેવીની છબિએ — એમના ચિત્તમાં — જીવનમાં જે સ્થાન લીધેલું ત્હેનું સુકુમાર સંવેદન એમની કવિતામાં અઙ્કિત છે.

રવીન્દ્રનાથ જીવનનાં નિગૂઢ રહસ્યોથી સુજ્ઞાત હતા. તેઓ પૂર્ણતાની વાત કરતાં કહે છે : 'જે ક્ષણે તું પૂર્ણ હોય છે તે ક્ષણે ત્હારું કશું હોતું નથી.' તેઓ મનુષ્ય વિશે કહે છે : 'મનુષ્ય પોતાના અન્તરમાં રહેતો હોય છે ત્યારે તે સૌથી દુર્ગમ હોય છે. તેઓ પોતાની કીર્તિ બાબત કહે છે. 'આમાર કીર્તિર આમિ કરિ ના વિશ્વાસ' હું મ્હારી કીર્તિનો ભરોસો કરતો નથી. પ્રેમ એ જ સત્ય છે એની ત્હેમને પ્રતીતિ છે, સાક્ષાત્કૃતિ છે; તેથી રવીન્દ્રનાથે જીવનમાં અનેક અપમાનો, ઉપેક્ષાઓ, ટીકાઓ આદિના કડવા ઘૂંટડા ગળી જઈને પોતાની સૌન્દર્યદેવતા સત્યદેવતા જીવનદેવતાની કવિતાની — વાગીશ્વરીની જ ઉપાસના અવિશ્રાંતપણે કરી છે. આ રવીન્દ્રનાથ 'રૂપનારાનેર કૂલે' કાવ્યમાં કહે છે :

*"રૂપનારાન નદીના કિનારા પર હું જાગી*
*ઊઠ્યો. જાણ્યું એ કે આ જગત સ્વપ્ન*
*નથી. રક્તના અક્ષરોમાં પોતાનું રૂપ*
*નિહાળ્યું. પ્રત્યેક આઘાતમાં, એકેએક*
*વેદનામાં પોતાની જાતને ઓળખી. સત્ય*
*તો કઠિન છે; કઠિનને મ્હેં પ્યાર કર્યો.*
*તે ક્યારેય છેતરપિણ્ડી કરતું નથી. સત્યનું*
*દારુણ મૂલ્ય પામવા માટેની, મૃત્યુમાં*
*સકલ દેણું પતાવી દેવા માટેની, મરણ*
*પર્યન્તની દુઃખની તપસ્યા તે આ જીવન."*

બીજા એક કાવ્યમાં તેઓ લખે છે :

*એ જીવનેર પેયેછિ મધુર આશીર્વાદ,*
*માનુષેર પ્રીતિપાત્રે પાઈ તાઁરિ સુધાર આસ્વાદ.*

આ જીવનમાં સુન્દરના મધુર આશીર્વાદ પામ્યો છું. પામું છું મનુષ્યના પ્રીતિપાત્રમાં એની સુધાનો આસ્વાદ.

'યાબાર દિને' (જવાના દિવસે) નામના કાવ્યમાં કવિ કહે છે :

*"થાય છે કે જવાના દિવસે આ*
*વાત કહેતો જાઉં : જે જોયું છે, જે પામ્યો*
*છું ત્હેનો જોટો નથી. આ જ્યોતિસમુદ્રમાં*
*જ શતદલ પદ્મ શોભે છે. ત્હેના*
*મધુનું પાન કર્યું છે, એથી હું ધન્ય છું.*
*જવાના દિવસે આ વાત જણાવતો જાઉં :*
*વિશ્વરૂપના ક્રીડાગૃહમાં કેટલુંય હું રમ્યો !*
*બન્ને આંખો ખોલીને અપરૂપને નીરખ્યું. !*
*જે (પ્રભુ)નો સ્પર્શ સરખો થઈ શકતો*
*નથી તે (મ્હારા) આખા દેહમાં પકડાયા.*
*અહીં જ જો પૂરું કરી દેવું હોય તો*
*તે ભલે પૂરું કરી દેતા. જવાના સમયે*
*આ વાત જણાવતો જાઉં."*

રવીન્દ્રનાથે જીવન અને જગતને, મનુષ્યને સ્થૂલમાં સ્થૂલ અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ રૂપમાં ઓળખવાનો વિધિ જીવનભર જારી રાખ્યો, કેમ કે તે ત્હેમને અત્યન્ત ચાહતા હતા. બાળકની દુનિયામાં બાળક બની રહેવાનું

કુલવધૂની સખી થવાનું અને વૃદ્ધોના હમદર્દ થવાનું એમને સાહજિક રીતે જ ફાવતું હતું, કેમ કે એમનું હૃદય માનવપ્રીતિથી સભર હતું. ક્યારેક બાળકની રીતે ટોળટીખળનો આનન્દ માણનાર આ કવિ વખત આવ્યે ગમ્ભીરમાં ગમ્ભીર વાત પણ પૂરા અધિકારથી કરે છે. એમનું કવિહૃદય શબ્દમાં કામ કરતાં શબ્દાતીત સુધી ઉન્નત થયું હતું. એમણે એક કુશળ નટની રીતે જીવનની નાટ્યલીલામાં પોતાને ફાળે આવતો પાઠ ભજવ્યો. તે રઙ્ગભૂમિ પર જ વાલ્મીકિ બનેલા એમ નહીં, એમનું હૃદય જ વાલ્મીકિના અધિવાસરૂપ હતું. તેઓ જેવા છે તેવા માનવોના મેળાના પરમ પ્રેમી હતા. તેઓ બન્ધન અને મુક્તિના સૂક્ષ્મ અર્થો સમજતા હતા. તેથી જ અચલાયતનનો વિરોધ કર્યો, કહેવાતા ચિરકુમારોની ઠેકડી ઉડાડી. મુક્તિની વાત કરનાર આ કવિ મુક્તિની મરીચિકા શું હોય છે તેય સમજતા હતા. ત્હેમણે સત્યના નામે ચાલતા, શુદ્ધિના નામે ગાજતા દમ્ભની તીક્ષ્ણપણે ટીકા કરી. આ લેખક 'હાસ્યકૌતુક' અને 'વ્યઙ્ગ્યકૌતુક'નાયે લેખક હતા. આ કવિ મર્ત્યભૂમિના બન્ધનોથી બન્ધાતો નથી તો સ્વર્ગભૂમિના વ્યામોહોથી છલના પામતો નથી. તે તો 'તોમાર સૃષ્ટિર પથ'માં કહે છે તેમ છલનાનેય બરદાસ્ત કરી લેવા કટિબદ્ધ છે. તે કહે છે :

*અનાયાસે યે પેરે છે છલના સહિતે*
*સે પાય તોમાર હાતે*
*શાન્તિર અક્ષય અધિકાર.*

જે અનાયાસે છલનાને સહી શક્યો છે તે ત્હારા હાથે શાન્તિનો અક્ષય અધિકાર પામે છે.

રવીન્દ્રનાથની કવિતામાં મર્ત્યલોકનું, મનુષ્યલોકનું અમૃત છે એમ કહેવામાં યથાર્થોક્તિ જ છે. કવિએ પ્રકૃતિના આનન્દ સાથે, સૃષ્ટિના ગુહાનિહિત સત્યોને, માનવહૃદયના સૂક્ષ્મનિગૂઢ ભાવતરઙ્ગોને એવી તો સઙ્ગીતમય છન્દોમય વાણીમાં લીલયા પ્રગટ કર્યાં છે કે એનું થોડુંકેય આચમન ભાવકને એના દ્યુતિમય ચૈતન્યરસનો પરમ પિપાસુ બનાવી જ રહે.

આ રવીન્દ્રનાથ તો એવી મહાન વિભૂતિ છે કે એનાં સર્વ પાસાંનો તો અહીં પૂરો વિચાર કરવોયે મુશ્કેલ. આ તપોવનની સંસ્કૃતિના ઉપાસક નાટ્ય, સઙ્ગીત, ચિત્ર આદિ અનેક કળાઓના પ્રખર જાણકાર ને કલાકાર હતા. રવીન્દ્રસઙ્ગીતની તો પોતાની આગવી એક પરમ્પરા છે. સિત્તેરમા વરસે ચિત્ર કરવાને પીંછી પકડી અને એવાં રહસ્યગર્ભ ચિત્રો આલેખ્યાં છે કે ચિત્રકલાક્ષેત્રના મૂર્ધન્ય કલાકારોનેય એમની ચિત્રકળામાં રસ પડ્યો. આ કવિએ પત્નીનાં ઘરેણાં વેચી શાન્તિનિકેતન ચલાવ્યું. એ સંસ્થાઓ માટે થઈને આ કવિ ઘરડેઘડપણ રઙ્ગભૂમિ પર નાટક કરવાને ઊતર્યા; પરન્તુ એ સર્વમાં એમની દીનતા નહોતી, ખુમારી હતી; અસતને શરણાગતી નહોતી, સતની પૂજા હતી. રવીન્દ્રનાથે કવિતા કલા દ્વારા સતની સૌન્દર્યમય પૂજાનો આપણને જ્યોતિષ્માર્ગ ચીંધ્યો. એમનું સર્વ સર્જન, એમની કવિતા ઉત્તપ્ત માનવહૃદય માટેનું પરમ આશ્વાસક અમૃતમય શાન્તિનિકેતન છે. એ જ એમનું માનવસમાજને કેવું મહાન અર્પણ છે ! 'સમ્મુખે શાન્તિ પારાવાર' સમા આ આજના પવિત્ર પ્રસઙ્ગે આપણે આપણી ભાવાઞ્જલિ અર્પીએ. ❑

## સાભાર સ્વીકાર

**સળગતી હવાઓ :** પ્રતિબદ્ધતાનો બળકો અવાજ અને કલા-આકાર પ્રકટાવતી સરૂપ ધ્રુવની સાદીસીધી પણ વેધક શૈલીમાં કંડારાયેલી કાવ્યરચનાઓનો સઙ્ગ્રહ. કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૧૯૬; વિતરક : સંવેદન સાંસ્કૃતિક મઞ્ચ, 'દિગન્ત', ૯, રૂપેશ સોસાયટી, વસ્ત્રાપુર સ્ટેશન રોડ, અમદાવાદ-૩૮૦ ૦૫૧; રૂ. ૭૫

# કલાનુભવની વિલક્ષણતા

## વિનોદ અધ્વર્યુ

મનુષ્યના વ્યક્તિત્વના અન્તરતમમાં રહેલી શાશ્વતી ચેતના નિરન્તર કશુંક અપૂર્વ ઝંખે છે તેમ કંઈક અ-સાધારણ, કશુંક વિરલ અને વિલક્ષણ પણ ઝંખે છે. 'ત્હને મ્હેં ઝંખી છે' જેવા કાવ્યોદ્ગારમાં વ્યક્ત કોઈક 'તું' માટેનો તીવ્ર તલસાટ 'અમૃતસ્ય' પુત્ર એવા માનવની ચેતનાના 'અપૂર્વ', 'અલૌકિક', 'લોકોત્તર', 'શાશ્વત' સાથે તાર સાંધવાની અભીપ્સા વ્યક્ત કરે છે. આ તલસાટની યત્કિઞ્ચિત પણ તૃપ્તિનો આનન્દ એ ઉત્તમ કલાકૃતિના રસાનુભવની ઉત્તમ અવસ્થા છે.

પોતાની આસપાસનું નિત્યપરિચિત વાસ્તવિક જગત્ અને એનું સ્વરૂપ એના સઞ્જોગો - સંવેગો, સુખો - સન્તાપો, સમ્બન્ધો - અનુબન્ધો, ઘટના - સઙ્ઘટનાઓ આ બધું એના રોજિન્દા જીવનની ભવાઈ છે. સૂક્ષ્મ ધ્વનિઓના રણકા ગુમાવી બેઠેલી એની વ્યવહાર-ભાષા, તર્કબદ્ધ યાન્ત્રિક માળખામાં ફર્યા કરતું મન, - આ બધા મહાપ્રપઞ્ચમાંથી મુક્ત થવા એ તલસે છે, તરફડે છે.

અને છતાં એનાથી નાસી છૂટવામાં એની મુક્તિ નથી. છે તેવું - દેખાય છે તેવું આ વાસ્તવજગત્ એને જાણે પોતીકું અને પૂરતું નથી લાગતું. એને - એના તાત્ત્વિક રહસ્યને - એ જગતભીતરના જગતને એ પામવા તલખે છે. અને એ રીતે એ આ જગત્‌નેય એના સાચાસ્વરૂપે એ જાણવા-પામવા-અનુભવવા મથે છે. એ પામવાના પ્રયત્નો અને એ સમ્પ્રગત-અજ્ઞાન, વ્યાખ્યેય-અવ્યાખ્યેય પ્રયત્નોના પરિણામરૂપ ઉપલબ્ધિઓના ઉદ્ગાર એ એની કલાપાવન-કલાસર્જનની પ્રવૃત્તિમાં પ્રતીત થાય છે.

કલાનુભવ આ રીતે એક વિલક્ષણ અનુભવ છે. જો નરસિંહનું સૂર્યદર્શન વિલક્ષણ છે, કાન્તનું ચન્દ્રદર્શન, ન્હાનાલાલનું શતદલપદ્મનું ભાવન, ઉમાશઙ્કરનો હમ્પીનાં ખણ્ડેરોનો અનુભવ, બળવન્તરાયનું નર્મદાસંવેદન કે વર્ડ્ઝવર્થનું વહેલી સવારે વેસ્ટમિન્સ્ટર બ્રીજનું અવલોકન - અનુભાવન વિલક્ષણ છે તો ત્હેના વિલક્ષણ ઉદ્ગારોનું - કાવ્યરૂપ અભિવ્યક્તિનું અનુભાવન પણ વિલક્ષણ છે. ત્હેમાં આ જ જગત અપૂર્વ અને અ-લૌકિક રૂપે અનુભવાય છે.

તાર્કિક રીતે આ અનુભવની વિલક્ષણતા નાટકના સન્દર્ભમાં પૂર્વસૂરિઓએ ખૂબ વિગતે ચર્ચી છે. રસનિષ્પત્તિ, રસસઙ્ક્રમણ, સાધારણીકરણ વગેરે વિષેની ભારતીય સાહિત્યશાસ્ત્રમાં થયેલી વિચારણા સમગ્ર વિશ્વની આ વિષયની વિચારણામાં વિરલ અને બહુમૂલ્ય છે. ત્હેમાં રહેલી તાર્કિકતા તેમજ મનોવૈજ્ઞાનિકતા આજે પણ અહોભાવ ઉપજાવે છે.

આ ચર્ચામાં શ્રી શંકુક, ભટ્ટ તૌત વગેરેએ તાદાત્મ્ય અને તાટસ્થ્યની જે વાત કરી છે તે સમ્બન્ધે જ વિચાર કરવાનો અત્રે પ્રયત્ન છે.

આ બધા વિદ્વાનો એ વાત સ્પષ્ટ કરે છે કે વાસ્તવિક જગતની અનુભૂતિઓ કરતાં કલાજગતની અનુભૂતિ જુદી છે.

તાર્કિક દૃષ્ટિએ વાસ્તવિક જગતના અનુભવોને ત્હેમાંથી પ્રાપ્ત થતી પ્રતીતિને સામાન્યતઃ ચાર પ્રકારમાં વહેંચવામાં આવે છે.

સમ્યગ્, મિથ્યા, સંશય અને સામ્ય.

અભિનવગુપ્ત આ ઉપરાન્ત ઉત્પ્રેક્ષા, અધ્યવસાય, પ્રતિકૃતિ, અનુકરણ વગેરે ઉમેરીને દસ પ્રકાર ગણાવે છે પણ મુખ્ય ઉપર્યુક્ત ચાર છે.

આ પ્રતીતિભેદો દૃશ્યપદાર્થ અને દ્રષ્ટાની પ્રતીતિ વચ્ચેના સમ્બન્ધને અનુલક્ષીને થયેલા છે. ખૂબ જાણીતા અને સુગમ એવા સાપ-દોરડીના દૃષ્ટાન્તથી આ વાત આમ સ્પષ્ટ કરાઈ છે.

જો દોરડી દોરડી જ લાગે તો તે સમ્યગ્ પ્રતીતિ, દોરડીને સાપ માની લેવામાં આવે તો તે મિથ્યા, સાપ હશે કે દોરડી એવો સંશય જ રહે તો સંશય, અને 'દોરડી સાપ જેવી છે' એવું લાગતાં સામ્યપ્રતીતિ એમ સમજાય છે.

આમાં એ વાત નોંધપાત્ર છે કે દોરડીને સાપ માનવાથી થતી મિથ્યાપ્રતીતિ પણ તેમ માનનાર માટે તો જ્યાં સુધી તેની ભ્રાન્તિનું નિરસન ન થાય ત્યાં સુધી 'સમ્યગ્' જ છે. એટલે તે તો એ દોરડીથી ભયભીત થશે જ. પ્રતીતિ મિથ્યા છતાં તેના અનુભવમાં ને તેના પ્રતિભાવમાં ફેર પડતો નથી !

પરન્તુ, નાટકના અનુભવના ઉદાહરણથી વાત કરીએ તો નટને દુષ્યન્ત અને નટીને શકુન્તલા તરીકે જોતાં જે પ્રતીતિ પ્રેક્ષકને થાય છે તે કયા પ્રકારની છે ? તે સમ્યગ્તો નથી જ કારણ કે નટ તે દુષ્યન્ત નથી. તે સંશય અથવા ભ્રાન્તિ પણ નથી કારણ કે પ્રેક્ષક જાણે જ છે કે રઙ્ગભૂમિ પરની આ વ્યક્તિ વસ્તુતઃ દુષ્યન્ત નથી - શકુન્તલા નથી, તે તો અમુક નટ-નટી છે. ત્હેને આ બાબતમાં સન્દેહ નથી એટલે સંશયની ભૂમિકા પણ નથી અને આ અમુક નટ દુષ્યન્ત જેવો છે એવી સામ્યપ્રતીતિ પણ નથી કારણ કે નાટક જોનાર તો તેને દુષ્યન્ત તરીકે જ સ્વીકારીને નાટક જુએ છે ! જો તેમ ન કરે તો નાટકમાં ત્હેને રસ જ ન પડે ! ત્હેને કશો ભાવાનુભવ થાય જ નહીં !

પ્રેક્ષકનો આ મિથ્યા છે તે જાણવા છતાં, તેને સમ્યગ્ તરીકે સ્વીકારીને તે રીતે તેની પ્રતીતિનો અનુભવ તે, આમ, લૌકિક અનુભવોની તાર્કિક કક્ષાઓથી જુદો એવો — વિલક્ષણ અનુભવ છે.

આ વિલક્ષણતા જ તેને રસક્ષણ બનાવે છે. પ્રેક્ષકનું ચિત્ત, આ પ્રસઙ્ગે એક સાથે ભ્રાન્તિ-નિર્ભ્રાન્તિની બેવડી ભૂમિકાએ પ્રવૃત્ત છે. ભ્રાન્તિસ્વીકારને કારણે જ તે તાદાત્મ્ય સાધીને નાટક સાથે ભાવતદ્રૂપતા અનુભવે છે, નાટકમાં થતી હત્યાથી તે કમ્પે છે. પરન્તુ નિર્ભ્રાન્તિની સહપરિસ્થિતિને કારણે તે તાટસ્થ્ય પણ કેળવે છે એટલે હત્યા થતી જોઈ વ્યાકુળ થઈ ચીસ પાડવી, કે વચ્ચે પડવું જેવો લૌકિક જગતમાં કરી બેસે તેવો કશો વ્યવહાર તે કરતો નથી. તે કમ્પે છે - રડે છે - છતાં પોતાના આસન પર સ્થિર રહે છે. કારણ કે ત્હેનું મન એક ભૂમિકાએ તાદાત્મ્ય સાધે છે તો તે સાથે જ બીજી ભૂમિકાએ તાટસ્થ્ય જાળવે છે. આમ એક સાથે બેવડી મનોદશાનો અનુભવ એ લૌકિકજગતથી જુદો - લૌકિક જગતમાં શક્ય નહીં તેવો વિલક્ષણ અનુભવ છે. તાદાત્મ્ય અને તાટસ્થ્યની આવી એકાનુભૂતિ ભાવકનો વાસ્તવિક ભૂમિકાથી જુદી એવી ભૂમિકાનો અનુભવ છે.

આ રીતે જોઈએ તો જે પ્રેક્ષકો - બાળકો વગેરે નાટકની રજૂઆત સાથે અતિતદ્રૂપ થઈ રડી ઊઠે કે બૂમ પાડી ઊઠે છે, બાળકો વાઘ જોઈને છળી ઊઠે કે કોઈ પ્રેક્ષકો ખલનાયક પર પત્થર ફેંકે તો તેવા પ્રેક્ષકો નાટકની ભ્રાન્તિને વિસરે છે - તે દોરડાને ખરેખર સાપ માની છળી મરતા ભ્રાન્તજનો જેવા છે. આવો અતિતાદાત્મ્યનો અનુભવ 'નાટ્યાનુભવ' નથી.

તે જ રીતે રઙ્ગભૂમિ પર રચેલા પૂઠાં-કપડાંના મહેલ કે કિલ્લામાં 'પૂંઠાં' જ જોવાં, નટ-નટીને, અમુક પાત્રોને બદલે વાસ્તવિક વ્યક્તિ તરીકે જ જોવાં, અભિનયથી રજુ થતા ભાવ સાથે તાદાત્મ્ય સાધી ત્હેને અનુભવવાને બદલે ત્હેની વિગતો જ નોંધ્યા - ચકાસ્યા કરતી, રઙ્ગતરકીબોને જ અવલોક્યા કરવી એ બીજા છેડાની ક્ષતિ છે. અહીં એટલું બધું તાટસ્થ્ય છે કે ભાવાનુભવ શક્ય જ નથી ! જેમ પહેલા પ્રકારમાં 'મુગ્ધો' ફસાય છે તેમ બીજાં પ્રકારમાં, ઘણીવાર 'તજ્જ્ઞો' — 'વિવેચકો' - અટવાય છે !

તાદાત્મ્ય અને તાટસ્થ્ય બન્ને ભૂમિકાની સહપરિસ્થિતિથી પ્રગટતી ત્રીજી ભૂમિકામાં જ કલાનુભવની વિલક્ષણતા રહેલી છે. ચિત્રમાં જો કેળાં ચીતર્યાં હોય તો પીળા રઙ્ગમાં હળદર જોયા કરનાર, તેમ કેળાને ખાવા ધાનાર બન્ને કલાનુભવથી વઞ્ચિત છે.

આ વિલક્ષણ સ્થિતિ માત્ર પ્રેક્ષકપક્ષે જ છે એમ નથી. નટ પ્રશ્ને પણ તે એટલી જ આવશ્યક છે. સાધારણ રીતે પાત્રમાં અત્યન્તભાવે એકરૂપ થઈ જઈ જાતને વિસરી જઈ અભિનય કરનારની પ્રશંસા કરવામાં આવે છે. પરન્તુ કલાદૃષ્ટિએ એ નોંધવું જરૂરી છે કે પાત્ર સાથે તાદાત્મ્ય વગર ભાવાભિવ્યક્તિ ન થઈ શકે તેમ પોતે અભિનય કરી રહ્યો છે તેની સભાનતા - જાગ્રતતા વગર 'નાટક' ન નીપજે. ઓથેલો ભજવતો નટ જો પાત્ર સાથે એકરૂપ થઈ જાય તો તે અભિનેતા ન રહે. 'ઓથેલો' (વ્યક્તિ) બની જાય, ને જો તે અતિ ઉત્કટ સ્થિતિએ પહોંચે તો બિચારી ડેસડેમોના બનનાર નટીની ખરેખર હત્યા થઈ જાય અને કદાચ 'ઓથેલો' પોતાની પણ ખરેખર આત્મહત્યા કરી બેસે ! — ના 'નાટક' — કળા — ન થાય (* આ વિષે એક સરસ નવલકથા 'ડબલ લાઇફ' રચાઈ છે. તેની ફિલ્મ પણ થઈ છે.) 'ઓથેલો' બનનારે પ્રેક્ષકને પોતાના 'ઓથેલો - પણાનો પ્રતીતિકર અનુભવ આપવાનો છે પણ તે સાથે પોતે ક્યારે કયો અભિનય કરવાનો છે, રઙ્ગભૂમિપરની ગતિવિધિનો કેમ ખ્યાલ રાખવાનો છે, પ્રકાશયોજનાનું ધ્યાન રાખવાનું છે, આ બધી સભાનતા પણ ત્હેણે પેલા તાદાત્મ્ય સાથે રાખવાની જ છે. આ કલાકારનું કળાનું 'તાટસ્થ્ય' છે. નટ એક ભૂમિકાએ પાત્ર સાથે એકરૂપ છે ને તે સાથે જ બીજી ભૂમિકાએ તટસ્થ છે ! અને સભાન કૃત્રિમ અભિનયમાં પણ અનાયાસ સ્વાભાવિકતાની પ્રતીતિ કરાવવામાં ત્હેની કળા રહેલી છે. કલા-અનુભવની વિલક્ષણતાનું આ પણ એક કારણ છે.

આવી સમ્યગ્-મિથ્યાની જુગલબન્દી સરજાય છે કારણ કે કળામાત્ર કલાકારને પક્ષે 'ધારો કે' અને ભાવક પક્ષે 'માન્યુ' કે ની જુગલબન્દી છે. આવી સન્ધિ વગર બે વચ્ચે મેળ જ ન થઈ શકે. નાટકનો પ્રેક્ષક જાણે છે કે આ કણ્વઋષિનો આશ્રમ નથી, પ્રેક્ષાગાર છે, ને રઙ્ગભૂમિ પરની બધી સૃષ્ટિ તથા દુષ્યન્તાદિ બનાવટી છે. પણ તે બધાં 'મિથ્યા'ને તે સમ્યગ્ તરીકે સ્વીકારી લેવાની માનસિક પ્રતિજ્ઞા સાથે જ પ્રેક્ષાગારમાં પ્રવેશે છે. ત્હેની 'ભ્રાન્તિ' સ્વેચ્છાએ, જાણી બૂઝીને સ્વીકૃત પ્રતીતિ છે. જો આ માનસિક તૈયારી ન હોય તો કલાનુભવ શક્ય જ નથી ! — તો ચિત્રતુરગમાં અશ્વત્વનો અનુભવ કે નૃત્યાદિનો અનુભવ પામી ન શકાય.

આને જ કોલરિજ 'WILLING SUSPENSION OF DISBELIEF કહે છે - એ એક વિશિષ્ટ મનોવ્યાપાર છે.

અલબત્ત પ્રેક્ષકની, ભ્રાન્તિને સ્વીકારી લેવાની માનસિક ઉદારતાને મર્યાદા હોય છે. એનું મન આ પ્રતીતિને અનુકૂળ થાય તેમ કકરવાની, ત્હેની WILLINGNESSને સઙ્કોચવા-પ્રેરવા-જાળવવાની કલાકારની પણ જવાબદારી છે. આ માટે એક પાસ તે પ્રેક્ષકની કલ્પનાશક્તિ પર વિશ્વાસ રાખે છે. ('Audiance must have imagination') તો બીજી પાસ તે કલ્પનાને સઙ્કોચવામાં મદદ પણ કરે છે. આ બે વચ્ચેના પ્રમાણમાં કોઈ એક પક્ષે અતિરેક થતાં રસભઙ્ગ થાય છે એટલું જ નહિ પણ પ્રેક્ષકગણની કેટલીક અપેક્ષાઓને ટેવી પણ દૃઢ થાય છે.

પણ પ્રેક્ષકની પ્રતીતિ-ભ્રાન્તિની સ્વીકૃતિ-અસ્વીકૃતિ મુખ્યત્વે જે તે કૃતિના સન્દર્ભમાંથી જ નક્કી થાય છે. આથી એક સન્દર્ભમાં કેટલીક વાત સ્વીકારી લેનાર બીજા સન્દર્ભમાં તે નથી સ્વીકારતા. આ બે વચ્ચેની રેખા સૂક્ષ્મ અને અનિયત છે. હેમલેટ કે ઉત્તરરામમાં સ્ટેજ પર લટકતાં માઈક્રોફોન પ્રેક્ષક ચલાવી લે છે પણ જો હેમ્લેટ કે રામ ચશ્માં પહેરે તો તે ન ચલાવી લે ! રઙ્ગભૂમિ પર વાંસ-પૂંઠાનો ઘોડો સ્વીકારાય છે પણ સાચો ઘોડો લાવ્યા પછી જો નટ તેના પર સ્વારી કરતાં પડી જાય તો પ્રેક્ષકો જતા રહે !

વ્યવસાયી રઙ્ગભૂમિમાં આવી ઘટના નોંધાઈ છે.

દરેક કૃતિને પોતાનું વિશિષ્ટ વાસ્તવ હોય છે ને ત્હેના સન્દર્ભમાં જ ભાવકનો પ્રતિભાવ સર્જાય છે.

વાત willing suspension of disbeliefની છે ! વળી, પ્રેક્ષક જોવા જાય છે તે માત્ર 'રામ'ના પાત્રનો અભિનય ને એ પણ 'રામ'નું પાત્ર કરતા ભાદુરી ને કે હેમ્લેટનું પાત્ર કરતા લૉરેન્સ ઓલિવિયરને ! આમાં પાત્ર અને નટ બન્નેનાં વ્યક્તિત્વ અલગ રહેવાની અપેક્ષા છે. તાદાત્મ્ય અને તાટસ્થ્યની વાત અહીં જુદી રીતે પ્રતીત થાય છે.

('Art of the dramatics'માં પ્રિસ્ટ્લીએ આની સરસ ચર્ચા કરી છે.)

આ બધામાં મૂળ વાત છે કલાનુભવની વિલક્ષણતાની, ત્હેમાં આ જગતનો જ અનુભવ જુદી જ ભૂમિકાએ થતાં કશીક એવી ઉપલબ્ધિ થાય છે જે 'કાવ્યે' જ છે, 'ન તુ લોકે' !

આ વિલક્ષણ અનુભવમાં જ જગતનું — જીવનનું જુદું જ, જુદો જ અનુભવ ઊઘડે છે. એથી એની લોકોત્તરતાનો અનુભવ ચેતનાને જે 'આનન્દ' આપે છે - તે વિલક્ષણ છે - જેને માટે તો માણસ કલા પાસે જાય છે !

એ અનુભવને જગતના કોઈ અનુભવ સાથે સરખાવાતો નથી તેથી જ તો ત્હેને 'અલૌકિક' અને 'બ્રહ્માનન્દસહોદર' કહ્યો હશે ને ! શ્રી આનન્દશઙ્કર ધ્રુવે આ જ કારણે 'કવિતા' (વ્યાપક અર્થમાં કલામાત્ર)ને 'આત્માની કલા' કહી છે ને ! □

## સાભાર સ્વીકાર

**ઈશાવાસ્યોપનિષદ :** શ્રી રાજેન્દ્ર શાહનો મિતાક્ષરી નોંધ સાથેનો અનુવાદ. પ્રકા. : ભારતીય ભાષા-સાહિત્ય સંસદ, સી-૫, 'ઓજસ', નેહરુનગર ચાર રસ્તા, અમદાવાદ-૩૮૦ ૦૧૫; કાચું પૂઠું; ક્રાઉન પૃ.૪૮, રૂ. ૧૦

**ઉત્ખનન :** શ્રી ગુણવન્ત ઉપાધ્યાયની ગઝલનો સઙ્ગ્રહ. પ્રકા. : સઙ્કલ્પ પ્રકાશન, ૧૧૦૧-B, 'યાદવ નિવાસ', ભાવનગર-૩૬૪ ૦૦૧; કાચું પૂઠું; ક્રાઉન પૃ. ૬૮; રૂ. ૧૫

**કૃષ્ણ : મારી અંગત કવિતા :** કૌમુદિની શુક્લના મુખ્યત્વે ગદ્યમાં રચાયેલાં ઊર્મિકોનો સઙ્ગ્રહ. વિક્રેતા : પ્રવીણ પુસ્તક ભણ્ડાર, લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, રાજકોટ-૩૬૦ ૦૦૧; કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૯૬, રૂ. ૨૫

## દાનપૂર્તિ

૧૨૦૦/- ભારતીબહેન સારાભાઈ ટ્રસ્ટ તરફથી વિશ્વકવિતા વ્યાખ્યાનમાળા માટે

## નવા આજીવન સભ્ય

ડૉ. અરુણ જે. કક્કડ (રાજકોટ)

# સીતા :
## ત્યક્ત, વ્યથિત સમાહિત

રાજેન્દ્ર શાહ

### ૧ વનમાં એકાકિની

અયસ્કઠિન કેમ આમ ઉર, આર્ય, આવું તવ ? !
ન નેત્રમહીં મ્હેં કદીય પણ રોષની રેખને
નિહાળી, નહિ વેણમાં કંઈ કટાક્ષ, ના કમ્પને
કંઈક અવરોધ સૂચવત; ના, નહીં કૈતવ.
તથૈવ પરિત્યાગ ! એવું મનદુઃખ શું ? હે પ્રિય !
ન દૃષ્ટિ પણ ! ને તિરોહિત રહેલ શે નિર્દય !

મ્હને વનવિહારની શી રઢ લાગી કે માગણી
કરી ? ન'તું લહ્યું શું વન્યસુખ મ્હેં, વળી કષ્ટદા
પ્રસઙ્ગ તણું દુઃખ ? શી તદપિ વ્હોરી આ આપદા ?
કળ્યા વગર એમનું હૃદય, દૂભવી લાગણી ?
અસઙ્ગત શું આમ દોહદ તણા અભાવા થતા
અદમ્ય ? અવ એની વ્રેહ-કપરી સહેવી વ્યથા !

સુકોમલ પ્રસૂનથીય વધુ જે ઉરે માર્દવ;
અયસ્કઠિન એ જ ! કેવી રમણા વિધાતા તવ !

### ૨. સ્મૃતિ-૧

અયસ્કઠિન શું ન હું જ હતી ! બન્ધુ સૌમિત્રને
અધીર હૃદયે અનાર્ય રમણી સમાં મ્હેં યદા
કહ્યાં વચન દોહ્યલાં, તવ ભણેલ આદેશને
અરે અવગણી ? કશી ચલિત મ્હારી શ્રદ્ધા તદા !
પિનાક તણું એ પ્રકાણ્ડ-ધનુ-ભઙ્ગ, ખેલા તવ,
વિમૂઢમતિ તે ય હું વિસરી, વીરનો વૈભવ.

કથામહીં સુણેલ દાનવની કૈંક માયાકૃતિ,
તથાપિ ન થયેલ સ્વર્ણમૃગ જોઈ શઙ્કા મ્હને !
પ્રલોભન અરણ્યવાસમહીં, ને કશી વિસ્મૃતિ !
અસાવધપણે અતિક્રમવી, દીધ તે આણને.
અને કરમહીં દશાનન તણા; મથી તે છતાં
ન મુક્ત; ન જટાયુથીય પ્રતિકાર ઝાઝો થતાં.

અશોકવન ? નન્દહીન દિન સૌ પ્રતીક્ષામહીં :
ત્હમે વ્યથિત માર્ગમાં; ધૃતિ અનિદ્ર ધારું ત્યહીં.

### ૩ સ્મૃતિ-૨

અલઙ્કૃત સ્મશાનચૈત્ય સમ એ દશગ્રીવના
વિભીષણ દબાવને તૃણની આડ દીધી. રહી
સ્વધર્મમહીં; કિન્તુ એ બલમદાન્ધ છોડે નહીં,
વિચારી નિધિપાર કોઈનુંય આવવું શક્ય ના.
ત્યહીં કટક વાનરોનું... તવ બાણ છૂટેલ તે
અમોઘ. છલ શક્તિ દર્પ સહુ નષ્ટ એના વડે.

અશોકવન... મુક્ત નેત્રજલ પાદપદ્મે તવ
કરે વહન; ત્યાં જ વક્ષ પર લીધી ચાંપી મ્હને.
ન ગદ્ગદ ગળે કશું કથન, આર્દ્ર તે લોચને.
હતી મલિન હું કંઈક ડરથી દ્વિધાથી; અવ
જલાવી દઈ તેહ, અગ્નિ-પરિશુદ્ધ મ્હારું થવું.
થતી અવધિ પૂર્ણ; સઙ્ગ અવધે ઉમઙ્ગે જવું.

પ્રસન્ન ત્રય બન્ધુ; માતૃત્રય ને પ્રજા-પ્રેમથી
થયેલ અભિષિક્ત જે 'યુવ' હવે 'મહા' તે રથી.

## ૪ ચિન્તન

હવે ભવનથી અભિન્ન રઘુરાજ્ય; હૈયે તવ
પ્રજા સ્વજનશી અતુષ્ટ નવ કોઈ ક્યાંયે રહે
તદર્થ નિજ સર્વ ભાવન-વિધાનનો સમ્ભવ.
ગમા અણગમાની લોકમહીં લાગણી શી હશે ?
સમુત્સુક ત્હમે યથાતથ અભિજ્ઞ તેથી થવા
ન સેવક-મનેય ભીતિ, કંઈ જાણ્યું સઙ્ગોપવા.
કહીંક અપવાદની ચણભણે વધે વાત તે
અયોગ્ય મર હો, તથાપિ પ્રતિકાર છાજે નહીં;
શમે પ્રગટ થાય ત્યાં જ. યદિ શીલને યોગ્ય જે
ગણે સહજ, લોકસઙ્ગ્રહ શું કાર્ય્ય ત્હેને લહી
નિવારી ન શકાય; હાર્દ દહતું ભલેને તપ.
ત્હમે અનુજ બન્ધુનેય દીધ એ જ દીક્ષા-વ્રત.

અકેલ વનમાંહીં ઝૂરું, પણ એ જ આરાધના :
ગભીર ! તવ એમ આર્દ્ર દિન રાજ-પ્રાસાદના.

## ૫ સમાહિત

તપોવનમહીં અકેલ ? નહિ. ભ્રૂણને હું તવ
ધરન્ત ઉદરે ઉછેરું અહીં, ગઙ્ગ-ભાગીરથી
જલે, ઋષિ કુટિરની પુનિત જ્યાં રહી સન્નિધિ,
લઈ કઠિન તાપસીવ્રત સદાનું, હે રાઘવ !
સુદૂર સહધર્મિણી પણ : નિશઙ્ક આ અંશને
યથોચિત કરી ધરીશ તવ વંશના આસને.

ત્હમારી દયિતા અને જનકનન્દિનીને હવે
સમાહિત બધી અવસ્થિતિમહીં રહેવું ઘટે.
સરોજ સમ ખીલવું પ્રખર સૂર્યના આતપે-
પરિષ્વજન-બાહ્યનો ન અવ શોચ સોહે લવે.
વળી હું વસુધા તણી છું દુહિતા, નહીં વિસ્મૃતિઃ
સદાય તવ સઙ્ગ યજ્ઞમહીં અર્પવી આહુતિ.

ત્હમે નભ-વિશાળ, વિશ્વ તવ અઙ્કમાં ખેલતું:
હું વામ તવ અઙ્ગ એ જ રહ્યું છે મહીં ખીલતું.

સ્મશાન ચૈત્ય : પ્રાચીન સમયમાં સ્મશાન ભૂમિની પાસે એક ગોળાકાર દેવાલય સમું સ્થાન બનાવવામાં આવતું. ત્યાં રાજાજ્ઞાથી પ્રાણદણ્ડ દેવામાં આવેલા અપરાધીનો વધ કરવામાં આવતો. જ્યારેસસ્ત્રાઓવે અત્યારે આ સ્થાનને સ્વચ્છ કરી ફૂલોથી સજાવવામાં આવતું. આ વિભૂષિત સ્મસાનચૈત્યને જોતાં જ, કોઈના જીવનનો આજે અન્ત છે એ જાણી લોકો ભયભીત થઈ ઊઠતાં.

## ૨. વાટડી

**કનુ સુથાર**

ઊગતે દિવસ ભાળું જેવો અંજાસ,
ખાલી ખાલી આસપાસ,
જોતી રહું વાટડી.

ઝાઝેરી ભૂખ ને રાંધું હું મીઠડાં ધાન,
આવશે એ લઈ પાન,
જોતી રહું વાટડી.

ભરબપોરે બોલતો એકલ કાગ,
મનમહીં શા રાગ,
જોતી રહું વાટડી.

જેવી નમતી સમી સાંજ આઘેરી,
ઝમે આંખ આછેરી,
જોતી રહું વાટડી.

આ રે સંસારે ભૂલવાં નહીં કામ,
રાખી કાળજડે હામ,
જોતી રહું વાટડી.

## પક્ષી આવે છે

પ્રવીણ પણ્ડ્યા

રાત્રિ
પોતાની બિછાતનાં
છેલ્લામાં છેલ્લા તારાઓ સકેલે છે
અને
ફળિયાની ઝાકળભીની ધૂળમાં
ઝગમગી ઊઠે છે
ચણના સફેદ દાણા
અને
પક્ષીનાં પગલાંથી
રચાયેલી રઙ્ગોળી.'
પક્ષી આવે છે
ત્યારે
મ્હારું ઘર
ઘર નથી રહેતું
ઉષાકાળના આકાશનો
એ
ભાગ બની જાય છે
જ્યાં
ભિન્ન ભિન્ન રઙ્ગ
એકમેકને તીવ્રતાથી લપેટતા
થાય છે
એકાકાર
જ્યાં
અસઙ્ખ્ય
વિવિધ પક્ષીઓના સ્વરમાંથી
પ્રકટે છે
એક સૂર
જાણે
મ્હારા જ
ભાવાવેશના રઙ્ગ-સ્વર-આકાર !
શાન્ત !
શાન્ત !
આકાશમાં એક સૂર્ય.

## સખી ઊગ્યું

જગદીશ વ્યાસ

સખી ઊગ્યું મ્હારામાં એક ઝાડવું રે લોલ
  જાય ફેલાતી આભ લગી ડાળ,
શું ય ઢાંકીને એને સન્તાડવું રે લોલ.

ફૂલ સો સો ઊગ્યાં છે બધી ડાળીએ રે લોલ,
  બધાં ફૂલોને પાંખડી હજાર,
આમ ફૂલવું શી રીતે ઉપાડવું રે લોલ.

ધોમ તડકામાં આવ્યું પતઙ્ગિયું રે લોલ,
  છાંય પાથરતું બેઠું જરાક
કેમ ડાળી ખઙ્ખેરી ઉડાડવું રે લોલ.

હોય ન્હાનકડો સાવ એક કાંકરો રે લોલ;
  સ્હેજ અડકું ને પ્હાડ બની જાય;
એમ મ્હારામાં ઊગ્યું ઉગાડવું રે લોલ.

### ૪ ચિન્તન

હવે ભવનથી અભિન્ન રઘુરાજ્ય; હૈયે તવ
પ્રજા સ્વજનશી અતુષ્ટ નવ કોઈ ક્યાંયે રહે
તદર્થ નિજ સર્વ ભાવન-વિધાનનો સમ્ભવ.
ગમા અણગમાની લોકમહીં લાગણી શી હશે ?
સમુત્સુક ત્હમે યથાતથ અભિજ્ઞ તેથી થવા
ન સેવક-મનેય ભીતિ, કંઈ જાણ્યું સઙ્ગોપવા.
કહીંક અપવાદની ચણભણે વધે વાત તે
અયોગ્ય મર હો, તથાપિ પ્રતિકાર છાજે નહીં;
શમે પ્રગટ થાય ત્યાં જ. યદિ શીલને યોગ્ય જે
ગણે સહજ, લોકસઙ્ગ્રહ શું કાર્ય્ય ત્હેને લહી
નિવારી ન શકાય; હાર્દ દહતું ભલેને તપ.
ત્હમે અનુજ બન્ધુનેય દીધ એ જ દીક્ષા-વ્રત.

અકેલ વનમાંહીં ઝૂરું, પણ એ જ આરાધના :
ગભીર ! તવ એમ આર્દ્ર દિન રાજ-પ્રાસાદના.

### ૫ સમાહિત

તપોવનમહીં અકેલ ? નહિ. ભ્રૂણને હું તવ
ધરન્ત ઉદરે ઉછેરું અહીં, ગઙ્ગ-ભાગીરથી
જલે, ઋષિ કુટિરની પુનિત જ્યાં રહી સન્નિધિ,
લઈ કઠિન તાપસીવ્રત સદાનું, હે રાઘવ !
સુદૂર સહધર્મિણી પણ : નિશઙ્ક આ અંશને
યથોચિત કરી ધરીશ તવ વંશના આસને.

ત્હમારી દયિતા અને જનકનન્દિનીને હવે
સમાહિત બધી અવસ્થિતિમહીં રહેવું ઘટે.
સરોજ સમ ખીલવું પ્રખર સૂર્યના આતપે-
પરિષ્વજન-બાહ્યનો ન અવ શોચ સોહે લવે.
વળી હું વસુધા તણી છું દુહિતા, નહીં વિસ્મૃતિઃ
સદાય તવ સજ્ઞ યજ્ઞમહીં અર્પવી આહુતિ.

ત્હમે નભ-વિશાળ, વિશ્વ તવ અઙ્કમાં ખેલતુંઃ
હું વામ તવ અઙ્ગ એ જ રહ્યું છે મહીં ખીલતું.

સ્મશાન ચૈત્ય : પ્રાચીન સમયમાં સ્મશાન ભૂમિની પાસે એક ગોળાકાર દેવાલય સમું સ્થાન બનાવવામાં આવતું. ત્યાં રાજાજ્ઞાથી પ્ર ાણદણ્ડ દે વામાં આવે લા અપરાધીનો વધ કરવામાં આવતો . જ્યાસેસસ્રાંસ્રોાવે અત્યારે આ સ્થાનને સ્વચ્છ કરી ફૂલોથી સજાવવામાં આવતું. આ વિભૂષિત સ્મસાનચૈત્યને જોતાં જ, કોઈના જીવનનો આજે અન્ત છે એ જાણી લોકો ભયભીત થઈ ઊઠતાં.

## ૨. વાટડી

કનુ સુથાર

ઊગતે દિવસ ભાળું જેવો અંજાસ,
ખાલી ખાલી આસપાસ,
જોતી રહું વાટડી.

ઝાઝેરી ભૂખ ને રાંધું હું મીઠડાં ધાન,
આવશે એ લઈ પાન,
જોતી રહું વાટડી.

ભરબપોરે બોલતો એકલ કાગ,
મનમહીં શા રાગ,
જોતી રહું વાટડી.

જેવી નમતી સમી સાંજ આઘેરી,
ઝમે આંખ આછેરી,
જોતી રહું વાટડી.

આ રે સંસારે ભૂલવાં નહીં કામ,
રાખી કાળજડે હામ,
જોતી રહું વાટડી.

## પક્ષી આવે છે

પ્રવીણ પણ્ડ્યા

રાત્રિ
પોતાની બિછાતનાં
છેલ્લામાં છેલ્લા તારાઓ સંકેલે છે
અને
ફળિયાની ઝાકળભીની ધૂળમાં
ઝગમગી ઊઠે છે
ચણના સફેદ દાણા
અને
પક્ષીનાં પગલાંથી
રચાયેલી રઙ્ગોળી'
પક્ષી આવે છે
ત્યારે
મ્હારું ઘર
ઘર નથી રહેતું
ઉષાકાળના આકાશનો
એ
ભાગ બની જાય છે
જ્યાં
ભિન્ન ભિન્ન રઙ્ગ
એકમેકને તીવ્રતાથી લપેટતા
થાય છે
એકાકાર
જ્યાં
અસઙ્ખ્ય
વિવિધ પક્ષીઓના સ્વરમાંથી
પ્રકટે છે
એક સૂર
જાણે
મ્હારા જ
ભાવાવેશના રઙ્ગ-સ્વર-આકાર !
શાન્ત !
શાન્ત !
આકાશમાં એક સૂર્ય

## સખી ઊગ્યું

જગદીશ વ્યાસ

સખી ઊગ્યું મ્હારામાં એક ઝાડવું રે લોલ
   જાય ફેલાતી આભ લગી ડાળ,
શું ય ઢાંકીને એને સન્તાડવું રે લોલ.

ફૂલ સો સો ઊગ્યાં છે બધી ડાળીએ રે લોલ,
   બધાં ફૂલોને પાંખડી હજાર,
આમ ફૂલવું શી રીતે ઉપાડવું રે લોલ.

ધોમ તડકામાં આવ્યું પતઙ્ગિયું રે લોલ,
   છાંય પાથરતું બેઠું જરાક
કેમ ડાળી ખઙ્ખેરી ઉડાડવું રે લોલ.

હોય ન્હાનકડો સાવ એક કાંકરો રે લોલ;
   સ્હેજ અડકું ને પ્હાડ બની જાય;
એમ મ્હારામાં ઊગ્યું ઉગાડવું રે લોલ.

## આ મ્હારી પોતાની

જગદીશ વ્યાસ

આ મ્હારી પોતાની વાત છે
એમ કહી બોલતાં હું અટકું છું કારણ કે
મ્હારા હું સાતસો ને સાત છે.

સાદ મ્હારા નામનો હું પાડું તો કેટલાય
ચ્હેરાઓ ડોકાતા બારીએ,
અચરજની વાત છે કે તો ય મ્હને જાણ્યાનો
દાવો કર્યો છે એક નારીએ.
હું તો હજીય નથી ઓળખતો એને કે આમાંથી
કઈ મ્હારી જાત છે.

મ્હારામાં મોર ભરે પગલાં તો એક પગે ઠરતો
ને એક પગે દાઝતો,
બે-ત્રણ ડગમાં જ એ તો ટહુકે ન ટહુકે ત્યાં
ઊડી રે જાય છે કરાંજતો:
મ્હારામાં અડોઅડ સેળભેળ બેઠેલી તણખા ને
ઓસની જમાત છે.

રખડે છે આમતેમ આવા બે-ચાર હું તે આવે
છે હાથ સહેલાઈથી,
બાકીના અન્ધારી ગુફામાં છે એ નથી મળતા
જોવાય મ્હને ક્યાંયથી,
એના પર ઢાંકેલો પત્થર ખસેડવામાં આજે પણ
મ્હારી મહાત છે.

❑

## દ્વિધા...

મફત ઓઝા

મ્હારામાં આકાશ ઝળૂંબ્યું ઘનઘોર
વીજ ઝબૂકે ઘન ગડગડે પડે પવન તૂટી
ભેખડ-ભેખડ
ઊડે કંકર-કાંટા-વૃક્ષ અને વનો લીલાંછમ્મ
થાય વણટોળ ચડે ઉપર ઉપર
ડામાડોળ સકળ બ્રહ્માણ્ડ
જળ-થળ સઘળું ચડ્યું ચકરાવ ચક્કર વક્કર
એક માત્ર તરે તણખલું ભીતર સ્થિર.

થાય ટઙ્કારવ સનૂનૂનૂ છૂટે બાણ
હણાય અશ્વ ઢળે રથ સૂર્યનો છવાય અન્ધકાર.
ગાજે ગદાપ્રહાર ત્રાડે ગજ ધબ ધ્રૂજે ધરા
વહે નદીનાં વહેણ
લથબથ લથડે ચરણ કળણ ખદબદે ટુકડે
ટુકડા શ્વાસ.
શોધે ગીધ પિણ્ડ રક્તનો—
વચ્ચે ફફડે પાંખ બદ્ધ કવચમાં એક માત્ર.

ફીણ ફીણ પછડાય જળ પછી અશ્વ પછી ફીણ
ફીણ
પછાડ ખાય ક્ષિતિજ ટુકડે ટુકડા સૂર્ય
તરે-ડૂબે-તરે
છળે પૃથ્વી છાણું છોળો ઊડે ડૂબે સઘળું-
તરે તૂટેલી પાંખ પરીની જાણે સરે મનુની હોડી
મન્થન વચ્ચે સ્થિર માત્ર પાંદડું
મ્હારામાં તરતું યુગોથી...
ત્હમે જોયું ? !

❑

## અભેદ

જગદીશ ત્રિવેદી

ગયાં નયનતેજ ને ગઢ તમિસ્રના આવર્યાં,
અખણ્ડ પડદા પડ્યા નયન-રઙ્ગભૂમિ પરે;
હવે વિરૂપ-રૂપ એકસરખાં રસે કર્ષતાં,
ન સૂર્ય ઝૂલતો હવે ક્ષિતિજ હીંચકે નેત્રને,
વિહઙ્ગ તરુ પુષ્પ-ને પ્રકૃતિ માત્ર સોણાં સર્યાં,
અવાજ-અણસારથી પરિચયો નવા પામવા.

ભલે પવન-ઝાપટે કુટિર-આંગણાનાં થયાં
વિલુપ્ત સહુ તેજ ને તિમિર આવરીને રહ્યાં;
સ્વયં નજરતિતલી અવ પ્રકાશ ઝીણો ઝમે,
લહું સરકતું જતું તિમિર કેરું આચ્છાદન,
હવે કુટિર-ભીંત ને છત—બધુંય ઊડી ગયું-
કપૂર સરખું સુગન્ધ ચહુઓર ફેલાવતું.

ગઈ સરહદો શરીર તણી પીગળી—ઓગળી,
હવે ભીતરબ્હાર એક, શકું ન ભિન્નતાને કળી.

## કોણ ?

જગદીશ ત્રિવેદી

વલોવાઈ વલોવાઈને કોની આ વેદના
મ્હારા રોમરોમમાંથી ટપક્યા કરે છે ?

આ કોની ભીતર ભડભડતી વહ્નિજ્વાળાઓ
ફૂટવા કરતાં મ્હારાં સ્વપ્નબીજને ભસ્મ કરી દે છે ?

નિસ્પન્દ રાત્રિના ઘૂંટાયેલા ઘેર એકાન્તમાં
ઓરડામાં આવીને
કણ્ટકની તીક્ષ્ણ ધાર જેવું ઝીણું ઝીણું
આ કોણ કણસ્યા કરે છે ?

અજસ્ર ધારે ઝમ્યા કરતો કોઈ આસવ
ક્ષણક્ષણની પ્યાલીઓમાં ઝીલી ઝીલીને
ઘૂંટડે ઘૂંટડે પિવડાવી પિવડાવી
આ કોણ કરે છે મ્હને ઉન્મત્ત ?

## ઘરે જતાં

રમણીક અગ્રાવત

ગામના નિસ્તબ્ધ પડછાયા ઉપર
એકાકી પક્ષીની જેમ ઊડતું ગીત
સરુની ઝાડીમાં ગાજતો ડોળઘાલુ દરિયો
તડકાના લાંબા લાંબા સળિયા
ખખડ્યા વિના ખડકાતા
અદ્ધર પગે ઊભેલું ફળિયું
હજી પેસું ન પેસું ત્યાં
ઘેરી વળે.

ગળું ખઙ્ખારીને ઘરવાળીના હેતને
ઘટક ઘટક પીઉં છું એકશ્વાસે.
અડધો થાક ગળે પરસાળનો હીંચકો,
પડધો થાક ગૂમ કાલીઘેલી પૂછતાછમાં.

વધ્યો ઘટ્યો થાક લઈ ભેગો
સૂઈ જાઉં સપનાંભેર...

❑

## શું જઈએ અમદાવાદ ?

ફિલિપ ક્લાર્ક

શાન્તિ પગ ટેકવતી હોય
ક્યાંક છટકે સ્પ્રીન્ગ,
મચી જાય હોબાળો
હચમચી ઊઠે વસ્તી
ને ડહોળાઈ જાય જળ !
કચરો ઠરીને નીચે બેસે
નિર્મળ બને નિતર્યાં જળ
બટકણી બની ગએલી
ધીરજની ડાળ.

કોને વાગી ઠોકર ?
કોણ ગયું પડી ?
મન્ઝિલ સાચી, રસ્તા ગલત
ખાઈ ખાઈને
ખવાઈ ગએલાં શરીર..
વિચારો કરી કરીને
પાકી ગએલાં મગજ...

અજાણ્યાં બની
લક્ષ્મણરેખા ઓળઙ્ગી જતાં
સ્વજનો...
કાંકરિયામાં તરતી લાશ,
ટગર ટગર તાકી રહેલું યુગલ.

પાયામાં જ
લાગી ગયો છે લૂણો.
સપનાં આવે
ગગનચુમ્બી ઇમારતનાં...
ચાલમાં નથી તાલ
કાઢીએ રસ્તાનો વાંક
બ્રેકમાં અટકેલો કણ્ટાળો
ટકરાતા કલાકો
વેરાતી ક્ષણો...
સૂરજ ફર્યા કરે બાઘાની જેમ
તડકો ચીસો પાડે સડકો ઉપર
પ્રતિદિન
પાયાની બહાર ખસતું
ગુરુત્વ, મધ્યબિન્દુ.

લગામ હાથમાં નથી
દોડ્યે જાય છે ઘોડો.
વણ્ટોળમાં, ચકરાતાં,
ગામ, ગલી અને શહેર.

સૂરજ ઊગે છે,
સૂરજ આથમે છે,
ફટાફટ ફાટતાં જાય છે
કેલેન્ડરનાં પાન...

પથારીમાં
ચુપચાપ પડેલા આપણે
સાંભળીએ
ગરોળીએ પકડેલા
વન્દાની પાંખોનો ફફડાટ
પોકારીએ બાઙ્ગ,
કે ફૂંકીએ શઙ્ખ:

આપણે જ આપણામાં નથી,
રચાતાં જાય છે
કરોળિયાનાં જાળાં
લપેટાતાં પરિસ્થિતિનાં પતઙ્ગિયાં.
સમયે મારી દીધું છે

# ઊંડે ઊંડે મારી અન્દર . . .

ચંદ્રકાન્ત શેઠ

૧

ધૂમ્ર અને ધ્વનિના ધસમસ પ્રવાહમાં
ખેંચાયે જાય છે મ્હારું એકાન્ત,
કાગળની એક નાની-શી નાવમાં જે સાચવી
રાખેલું અકબન્ધ !
કૂંપળની લાલ લાલ ટશરે ચમકતી કાનની બૂટ પર
રત્નકણિકા-શું ઝળહળ ઝળહળ જે મૌન,
તે વીખરાતું-વેરાતું ખોવાઈ જાય છે
શ્યામકર્બૂર ધ્વનિકણોની શુષ્કરુક્ષ થપાટોમાં,
ઉત્કટ ગન્ધિલ ઉચ્છ્વાસોમાં.
નિઃશ્વાસોની ધૂંધળી આડશની આરપાર
અલપઝલપ દેખાયા કરે છે
ભીતરનું ઊપટી ગયેલું આકાશ !
તેજના જીર્ણ-જર્જર લીરાઓને સાંધવા મથતો,
એકલતાની અટૂલી ટૂંકેથી
રાહ જોઉં છું કોઈ તાજી તરબરતર સુરભિત
લહેરખીની !
ક્યારે ઊઘડશે સૂર્ય
મ્હારા અન્ધ પટલની પેલી પાર ?
ક્યારે ઊખડશે ચકવાતની ધારે ધારે
મ્હારી બન્ધ હસ્તીનો જામી પડેલો ઓથાર ?
હમણાં હમણાંનો એમ જ સમ્ભળાયા કરે છે
અન્દરનો ખાલીપો !
ખૂબ ખૂબ ખલેલ છે આ રસ્તે,
એનાં પુષ્પિત પગલાંને અભાવે !
હવે જ સમય છે
પ્રકાશના શાન્ત પ્રસવનો !

૨

એક શ્યામલ રેખ પર
મ્હારી ચકાતી દૃષ્ટિની સાથે સાથે
સંકેલાતો - ઉકેલાતો - પહોળાતો - પથરાતો
હેર્યા કરું છું દિક્પટ . . .
એ દિક્પટના તારે તારે
તો હેલામાં પહોંચી જવાયું
અસીમતાના એક કુંવારા સૂચિબિન્દુ પર
ને ત્યાંથી ચિત્તના તન્તુએ તન્તુએ
વ્યાપતી - વિસ્તરતી
ઊંડે ઊતરતી ને ઊંચે ઊઘડતી - ઊભરતી
નિસ્તલતામાં સરી જવાયું મ્હારાથી !
સમયનું અન્તહીન - અબાધિત સાતત્ય !
અસ્તિત્વનું અપરિમેય અગાધ આશ્ચર્ય !
કોની ટચલી આંગળીએ
ટકરાતી ચકરાતી મ્હારી ચેતના
અકળ સંકુલતામાં સાધતી રહે છે રૂપાન્તર ?
હું તો બસ, એમ જ હેર્યા કરું છું
મ્હારામાંથી પ્રસ્ફુટિત એક શ્યામલ રેખ પર
ચકાતી ચકાતી આકૃત થતી મ્હારી હસ્તીને !

૩

એક મોજું
ઊછળતું, મુઠ્ઠી વાળતું, સીધું જ ધસતું આવે
મ્હારા પ્રતિ !
મ્હને થાય : ઝીલી લઉં એને ચટ્ટાન-શા પૃથુલ મ્હારા
વક્ષ પર !
એને ભીડી, દબાવી દઉં મ્હારા કાંઠાળા બાહુબન્ધમાં !
એની અણનમતાને ચૂર ચૂર કરી દઉં
મ્હારી મુઠ્ઠીઓની વજ્રિલ ભીંસમાં . .
પણ . . એ મોજું તો
નિકટ આવતાં જ ફાલીને ફૂલકો થતું,
છલકાતું - મલકાતું,
ઢળી પડે છે મ્હારા ચરણમાં
પરપોટાના પ્રફુલ્લ ફીણમાં.
ને હું મ્હારી ભીતર ઝાંખું છું :
ઊંડે ઊંડે મ્હારામાં ક્યાંક
ક્યારનુંયે ઊછળછળ થયા કરે છે એક મોજું :

એને પામવું છે પેલું ચાંદનીનું પુષ્પ
ગેબની ગહ્વરેથી.
અહો ! પેલું બહાર હતું તે મોજું
ક્યારે આવી ચઢ્યું
આમ એકાએક મ્હારી અન્દર ? !

૪

છીપના મોતીમાં ચમકતાં એનાં ચક્ષુ
શઢલામાં ઊપસતો એની નમણી ગર્વીલી ડોકનો મરોડ
મોજાંના લહેરિયામાં ઘૂંટાતો એની દેહદષ્ટિનો
આકર્ષક વળાંક
ખડકમાં એની ખુમારીનો ઊપડતો પડકાર
ને છલ્લાતો - છોળાતો
ભીંજવ્યા કરતો એનો છાતીનો ઉભાર !
લહેરખીમાં વળોટાતું વળી વળીને
વીંઝાય એનું મદિલ તૂફાન
અને એના માદક-મોહક નક્ષત્રીય સઙ્કેતોથી
અન્તરમાં લહેરાય સુરીલું એક વિતાન !
એની નાજુક પગલીઓનો પડછન્દ
સ્નેહભરી એક એક ક્ષણમાં તારકાઙ્કિત,
અને એના કેસરપરાગે
મ્હારા પ્રાણનો સમસ્ત પટ પુષ્પાઙ્કિત !
આમ છતાં કેમ ચાહે છે ચિત્ત
અરીસામાંના મ્હારા પ્રતિબિમ્બમાં
એનું જ હેરવાને પૂર્ણ બિમ્બ ?
અસ્તિત્વના મ્હારા તારેતારામાં
મળેલી-ભળેલી-ગળેલી એ
કેમ ઊભરતી નથી પ્રત્યક્ષ મ્હારા બિમ્બમાંથી ?
આથી તો ઇષ્ટતમ હતું
નીંદરના અન્ધકારમાં ઊતરવું;
સ્વપ્નિલ પટલે તો એ ઊઘડત ત્યાં
પૂર્ણિમા-શી અખણ્ડપણે,
મસ્તીના મેઘે ઓગાળતી મ્હને !

૫

કોના માટે આમ આપણું નીકળવું ?
કોના માટે આ પગલાં ?
કોના માટે આ માર્ગ ?
પગલે પગલે
જો જવાય છે કોઈની નિકટ આગળ
તો થવાય છે કોઈથી વેગળા પાછળ પણ !
આ માર્ગે તો એ કઈ રીતે મળશે ?
અટકાવી દઉં પગલાં ?
સમેટી લઉં માર્ગ ?
પલાંઠી વાળીને લગાવી દઉં અહિંજ્ઞો
અન્દર-બહારના આ ઉમ્બરે ?
જેનું કામ, એ તો વિરાજિત છે અન્દર !
શું કામ પાડે એ પગલાં ?
શું કામ રાખે એ રસ્તા ?
હવે તો ઉમ્બરે જ મ્હારે તો અઠે દ્વારકા !

૬

આ તો રસ્તા બહારના !
એનું શું અહીં કામ ?
એ તો એવી કે
અહીંયાં આંખ ખૂલતાં દેખાય !
કાન માંડતાં સમ્ભળાય !
રોમેરોમ એનો સ્પર્શ !
નર્યો હવામાં એનો હર્ષ !
મ્હારા તારમાં એનો તાર;
મ્હને પામતાં એ પમાય.
મ્હને પામવા
રસ્તાની નહીં,
જરૂર છે એની,
— કેવળ એની !

૭

જલે શર્કરા, સ્વાદ મધુમય !
ચિત્તે ચપલા, યાદ મધુમય !
હવા પુષ્પમાં, શ્વાસ મધુમય !
શબ્દ સૂરમાં, પ્રાસ મધુમય !
એ મ્હારામાં, પ્રાણ મધુમય !
હું એનામાં શાન્ત મધુમય !

## માર્યો ગયો

ઉશનસ્

કશું જ ન'તું પૂર્વ મોજ્યું, કશી સજ્જતાયે ન'તી,
અબોધ જણ એ અસાવધપણે ઝલાઈ ગયો,
પ્રવેગી પ્રીત-લાગણીપ્રવહમાં તણાઈ ગયો;
હતી નજર એય બેય : અમી-મદ્યશી ખેંચતી;
શિશુ સહજ કૌતુકે રૂપઅગાધના સાગરે
અજાણજળમાં ઊંડા વમળમાં ગયો ઊતરી,
ગયેલ તટથી ય આગળ અભાન એ નીકળી
પ્રચણ્ડતમ લોઢને લય થતો તળે ને પરે;
કશુંય સમજાયું ના ગતિનું પાત્રનું, પ્રીતનું;
નશો જ નહીં ઊતર્યો, રથ. ન સ્પૃષ્ટ આ ભૂતલે;
સમુદ્ર મઝધાર : ત્યાં તટ ન'તો, ન'તું રે તલે;
હતું ન પરિણામ સમ્મુખ કશુંય : હાર કે જીતનું;
અજાણ રતિરીતનો કુટિલ, એ ભલો આદમી
તુફાન મહીં આવી આમ અમથો જ માર્યો ગયો.

## અગનિ

ઉશનસ્

તવ કાજે હતી એક જે રટણા, તવ કાજે હતી લગની
ભળી ગઈ અવ મુજ ભીતર થૈ ભાર્યો જીવન અગનિ
ઘર ફૂંકી મારીને નીકળી જાવું આવડ્યું જેને,
ભભૂત-રખેળી કામળી ઓઢી રાખી અંગે, તેને
શી ફિકર ? નિતનિર્ધૂમ ધૂણી ધખતી રહે અતીતની

જિયરા અવ તો તું તારે જ્યમ ફાવે તેમ ફર્યા કર,
સમય-પોપડા પડ પર પડ તું થર બિન્ધાસ્ત ધર્યા કર;
પડ નીચે ફ્સ્ફોસ અગનની જડશે જીવતી કણી.

પછી ત્હારામાં કશું તું ઠાકુર દ્વાર સમાણું જોશે,
કશુંક દેવતા જેવું, કશું કંઈ ગર્ભાગાર શું હોશે,
ઝબૂક ઝીણેરી જ્યોત હશે ત્યાં બળતી અખણ્ડ શગની

ગઞ્જેરી તું અઘોરી શો, તે તણખે ગમ્યે ત્યારે,
ચલમ ચેતવી ફૂંકે, કસ લે, તગતગતે, અઞ્ઞા રે,
એ આભામાં અમલ રતુમ્બડ ઝાળ શી શોભા દગની

## હવે પછી શું ગાવું ?

કૃષ્ણ દવે

ખળખળ વ્હેતાં જળની વચ્ચે ના સ્હેજેય ભીંજાવું ?
કહે પછી શું ગાવું ?
ભીતર ઊછળે સાત સમન્દર ને પત્થર થઈ જાવું ?
કહે પછી શું ગાવું ?
આ ફૂલોના દેશ વચાળે ઓછું એમ જવાશે ?
આ મહેકનાં મોજાંઓમાં ઓછું એમ તરાશે ?
પતઙ્ગિયાંનો વેશ હોય ને રઙ્ગે ના રંગાવું ?
કહે પછી શું ગાવું ?
જીવનની અણમોલ ક્ષણો કંઈ ઓછી એમ ગૂંથાશે ?
ઝબકારા યે ફરી ફરી કંઈ ઓછા એમ જ થાશે ?
મોતીનો અવતાર હોય ને ડરી ડરી વીંધાવું ?
કહે પછી શું ગાવું ?
ચ્હેરો દે પણ સ્મિત વિના કંઈ ઓછું એમ જ ચાલે?
હોઠ હોય ને ગીત વિના કંઈ ઓછું એમ જ ચાલે ?
આંખ હોઈએ અને કહે તું સ્હેજે ના છલકાવું ?
કહે પછી શું ગાવું ?



## મધરાત

ચન્દા રાવળ

મધરાત થઈ છે વેરી
થીજવાં સપનાં નીંદવિહોણી બન્ધ પલકને ઘેરી,
મધરાત થઈ છે વેરી !
સ્મરણમહીં જે નિત્ય રમે
તે ક્યાંય નહીં દરશનમાં
વસે વિકલ તડપનમાંથી !
ટમ ટમ તારા સ્પન્દ ઉરના જલે તિમિરને ચેરી !
મધરાત થઈ છે વેરી !

પ્રાણ પ્રસાદ ચહે પદરવનો;
પાંશુલ મન્દ પવનનો,
પારિજાતનું ફૂલ ચહે છે
ચરણસ્પર્શ પ્રિયવરનો;
એક મૃદુલ ઉચ્છ્વાસલહરની આસ રહે મન હેરી
મધરાત થઈ છે વેરી !

## જો રાત દીધી તો -

ધીરેન્દ્ર મહેતા

સરખો જ સૌનોયે લિબાસ રાખ્યો,
કોને કહો, ક્યારેય ખાસ રાખ્યો ?
પૂછ્યું ન કાંઈ હતી એ ઉપેક્ષા ?
સમજ્યો હું એવું કે વિશ્વાસ રાખ્યો !
એણે ઉતારાનું કશું કહ્યું નહીં,
ને દૂરનો આવો પ્રવાસ રાખ્યો !
એ હોય છે તો ક્યાંક આટલામાં,
કોને ખબર છે ક્યાં નિવાસ રાખ્યો ?
જો રાત દીધી તો દીધા સિતારા,
ત્હેં માર્ગમાં કેવો ઉજાસ રાખ્યો !
દેખા કદી દીધી નહીં જ પોતે,
એણે મ્હને બસ આસપાસ રાખ્યો !

## આજ

ચન્દા રાવળ

આજ હવામાં મસ્તી છે
વાંસવનોમાં સ્પન્દન, ગોપન;
હળવી હળવી સુરભિ છે.
ક્યાંક ત્હમારી અસ્તિ છે !
આજ હવામાં મસ્તી છે.
અમને આદત અપર્ણ ડાળે બર્ફ સમું
થિજવાઈ જવું :
નવપલ્લવની અકથ વેદના સહ્ય ગણી
ધરબાઈ જવું.
આજ સૂર્યમાં ગરમી છે !
ક્યાંક ત્હમારી વસ્તી છે !
આજ હવામાં મસ્તી છે.
અમને આદત મૂર્તિ વિનાની મહેલાતોમાં
દીપ થવું.
એકલતાનો આસવ લઈને મહેફિલોમાં
ગીત થવું.
આજ ઊર્મિમાં શરમી છે
ક્યાંક ત્હમારી હસ્તી છે
આજ હવામાં મસ્તી છે



# અસ્વીકાર

તસલિમા નાસરિન અનુ : ચન્દ્રકાન્ત મહેતા

ભારતવર્ષ કોનો બાતિલ કાગજ છિલ ના જે તાકે
છિંડે ટૂકરો કરતે હબે.
સાતચલ્લિશ શબ્દટિકે આમિ રબાર દિયે મૂછે ફેલને
ચાઇ,
સાત ચલ્લિશેર કાલિકે આમિ જલ-સાબાન દિયે ધૂયે
દિતે ચાઇ;
સાત ચલ્લિશેર કાંટા ગલાય બિંધ છે, એઈ કાંટા
આમિ
ગિલતે ચાઈ ના, ઉગરે દિતે ચાઇ.
ઉદ્ધાર કરતે ચાઇ આમાર પૂર્વપુરુષેર અખંડ માટિ.
આમિ બ્રહ્મપુત્ર જેમન ચાઇ, સુવર્ણરિખાઓ ચાઈ
સીતાકુણ્ડ પાહાડ ચાઈ, આબાર કાઞ્ચનજઙ્ઘા ઓં
ચાઈ,
શ્રીમઙ્ગલ ચાઈ, જલપાઇ ગુડિ ઓ,
શાલવન વિહાર ચાઇ. આબાર ઇલોરા અજન્તા ઓ.
કર્ઝન હલ યદિ આમાર, ફોર્ટ વિલિયમ ઓ આમાર
એકાન્તરે જે માનુષ યુદ્ધ કરે,
જયી હોય.
દ્વિજાતિતત્વકે ઠેંગિયે વિદેય કરે,
સાતચલ્લિશેર કાછે સે માનુષ પરાજિત હબેના
કખનઓ.

ભારવર્ષ કોઈ રદ્દી કાગળ નહોતો કે એના
ફાડીને ટૂકડા કરવા પડે.
સાતચલ્લિશ [1] શબ્દને હું રબરથી ભૂંસી નાંખવા
ઇચ્છું છું.
સાતચલ્લિશનો કાંટો મ્હારા ગળાને વીંધેને છે,
એને મ્હારે ગળી જવો નથી. ઓકીને કાઢી નાંખવો છે.
મ્હારા પૂર્વપુરુષની અખણ્ડ માટીનો
મ્હારે ઉદ્ધાર કરવો છે.
મ્હારે જેમ બ્રહ્મપુત્રા [2] જોઈએ તેમ સુવર્ણરિખા [3] પણ
જોઈએ.
સીતાકુણ્ડ [4] પહાડ જોઈએ. ને પાછું કાઞ્ચનજઙ્ઘા પણ
જોઈએ.
શ્રીમઙ્ગલ જોઈએ ને જલપાઇગુડિ પણ
શાલવનનો [6] વિહાર જોઈએ ને પાછાં અજણ્ટા —
ઇલોરા પણ જોઈએ.
કર્ઝન જો અમારો હોય, તો ફોર્ટ વિલિયમ પણ
અમારો છે.
એકાન્તરે જે માણસ લડાઈ લડી
વિજયી થાય.
દ્વિરાષ્ટ્રના સિદ્ધાન્તને ઠોકર મારી વિદાય આપે
સાતચલ્લિશની પાસે એ માણસ ક્યારેય પરાજિત ન
થાય.

---

૧. ૧૯૪૭ જ્યારે ભારત પાકીસ્તાનનું વિભાજન થયું. ૨. બઙ્ગલાદેશની નદી. ૩. પશ્ચિમ બઙ્ગાળની નદી ૪. બઙ્ગલાદેશનો પહાડ. ૫. બઙ્ગલાદેશનું તીર્થસ્થાન ૬. બઙ્ગલાદેશનો પ્રદેશ જ્યાં ગુફાઓમાં મૂર્તિઓ કણ્ડારાઈ છે. ૭. જેણે ૧૯૦૫માં બઙ્ગાળના ભાગલા પાડ્યા. ૮. પશ્ચિમ બઙ્ગાળનું સચિવાલય ૯. ૧૯૭૧ જ્યારે બાઙ્ગાલાદેશ પાકીસ્તાનથી છૂટો પડ્યો.

# ક્ષર-અક્ષર

## હરીન્દ્ર દવે

ધીરુ પરીખ

*તેં પૂછ્યો પ્રેમનો મર્મ*
*અને હું દઈ બેઠો આલિઙ્ગન.*

જેમના વ્યક્તિત્વનો એક મોટો અંશ, ઉષ્મા, ઉપરની પઙ્ક્તિઓમાં પ્રકટ થાય છે તેના સર્જક હરીન્દ્ર દવેનો જન્મ ૧૯મી સપ્ટેમ્બર ૧૯૩૦ના રોજ કચ્છમાં આવેલા પોતાના મોસાળ ખમ્ભરામાં થયેલો. એમનું વતન ભાવનગર. પ્રાથમિક-માધ્યમિક શિક્ષણ તથા જૂનિયર બી.એ. સુધીનું શિક્ષણ એમણે વતન ભાવનગરમાં લીધેલું અને ત્યાંના સાહિત્યસંસ્કારપોષક વાતાવરણ તથા સાહિત્યપ્રિય વિદ્યાગુરુ રવિશઙ્કર જોશીના પ્રોત્સાહન-પ્રેરણાથી તેમનામાં કિશોરવયે જ કાવ્ય કરવાની લગની લાગેલી. પછી તો સ્નાતક થવા એ મુમ્બઈ જાય છે. ૧૯૫૧માં ગુજરાતી વિષય લઈને બી.એ. થયા બાદ ૧૯૬૧માં એક દાયકા પછી ગુજરાતી-અઙ્ગ્રેજી વિષયો લઈ એમ.એ. થાય છે. મૂળ તો અધ્યાપક થવાની ઇચ્છા પણ જઈ પહોંચ્યા પત્રકારત્વની દુનિયામાં. ૧૯૫૧થી ૧૯૬૨ સુધી 'જનશક્તિ'ના તન્ત્રીવિભાગમાં કામગીરી બજાવે છે. ૧૯૬૨થી ૧૯૬૮ સુધી તેઓ ભારતીય વિદ્યાભવનના તે વખતના પાક્ષિક 'સમર્પણ'ના સમ્પાદક બને છે. ત્યાર પછી ૧૯૬૮થી ૧૯૭૩ દરમિયાન એ યુસિસની મુમ્બઈ ખાતેની કચેરીમાં ગુજરાતી વિભાગના તન્ત્રી તરીકે જોડાય છે. ૧૯૭૩થી મુમ્બઈથી પ્રકટ થતા દૈનિક 'જનશક્તિ'ના તન્ત્રી બને છે. ત્યાં થોડાં વર્ષો કામ કર્યા પછી આખરી શ્વાસ સુધી તેઓ 'જન્મભૂમિ-પ્રવાસી'ના તન્ત્રી બની સફળતાથી એ કામગીરી નિભાવે છે. સર્જકતાથી ઊભરાતી કોઈ વ્યક્તિ આ રીતે દૈનિક પત્રકારત્વમાં પણ એટલી જ પાવરધી નીવડે તે તો હરીન્દ્રભાઈ જેવાના કિસ્સામાં જ અનુભવવા મળે.

સતત અને સારાં એવાં વર્ષો પત્રકારત્વમાં સક્રિય રહેવા છતાંય એમણે પોતાની સિસૃક્ષાને આંચ આવવા દીધી નહોતી. પરિણામે સાહિત્યનાં વિવિધ સ્વરૂપોનાં લગભગ પચાસેક પુસ્તકો આપણને તેમની પાસેથી મળ્યાં છે. એમનો પ્રથમ પ્રેમ કવિતા. આ ક્ષેત્રે એમનું પ્રદાન ગણનાપાત્ર રહ્યું છે, અને તેમાંય ગીત-ગઝલ ક્ષેત્રે તો વિશેષ ગણનાપાત્ર. એમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'આસવ' ૧૯૬૧માં તથા બીજો કાવ્યસઙ્ગ્રહ 'મૌન' ૧૯૬૬માં પ્રકટ થાય છે. એમણે શ્રદ્ધાભર્યા મુક્તકોનો સઞ્ચય 'અર્પણ' શીર્ષકથી આપ્યો છે. ગીત-ગઝલ અને છન્દોબદ્ધ કાવ્યોની પોતાની શૈલીથી ચીલો ચાતરીને એ ૧૯૭૫માં 'સૂર્યોપનિષદ' કાવ્યસઙ્ગ્રહ આપે છે, જેમાં એમની વેદનાવ્યથા આજના સન્દર્ભે પ્રકટ થાય છે તો શ્રદ્ધાનો સૂર પણ સમ્ભળાય છે.

૧૯૬૬માં એમની નાટ્યકૃતિ 'યુગેયુગે' ગુજરાત રાજ્ય નાટ્યસ્પર્ધામાં પારિતોષિકપાત્ર ઠરે છે ને આમ તેઓ નાટ્યસર્જનક્ષેત્રે પદાર્પણ કરે છે. ૧૯૭૮માં તેમનું બીજું નાટક 'દીવાલમાં દરવાજો' પ્રકટ થાય છે. કૃષ્ણ એમના ચિન્તરસનો પ્રમુખ વિષય છે. પરિણામે, 'કૃષ્ણ અને માનવસમ્બન્ધો' જેવો ગ્રન્થ તેમની પાસેથી મળે છે. દૈનિકમાં કટારલેખન નિમિત્તે કેટલાક નિબન્ધોનું પણ તેમણે સર્જન કર્યું છે. 'નીરવ સંવાદ' આવા નિબન્ધોનો સઙ્ગ્રહ છે. ભાવોર્મિ અને લલિત ગદ્ય સાથે સાંપ્રતનું ચિન્તન પણ એમાં હોય તે સ્વાભાવિક છે. આવા સઙ્ગ્રહો છે : 'વેરાતું સ્વપ્ન', 'ઘૂંટાતું સત્ય', 'ઘીના દીવાનો ઉજાસ' તથા 'ઈશ્વરની આંખનું આંસુ'. એમની કવિતાપ્રીતિ

એમના કાવ્યસર્જનમાં જોવા મળે છે તેમ એમણે કરાવેલા વિવિધ ભાષાનાં કાવ્યોના આસ્વાદમાં પણ જોવા મળે છે. આવા આસ્વાદોનું પુસ્તક 'કવિ અને કવિતા' (૧૯૭૧)માં પ્રકટ થાય છે. આવા જ આસ્વાદોના પછી બીજા સઙ્ગ્રહો પણ આપ્યા છે. આ ઉપરાંત એમણે વિવિધ ભાષામાં રચાયેલાં કાવ્યોના અનુવાદો પણ આપ્યા છે. એમાંય ટી.એસ. એલિયટના કાવ્ય 'ધ વેસ્ટ લેણ્ડ'નો અનુવાદ મહત્ત્વનું પ્રદાન બની રહે છે.

નવલકથાક્ષેત્રે એમનું પ્રદાન ખૂબ જ નોંધપાત્ર છે. લગભગ દસેક જેટલી વિવિધ શૈલીની અને વિષયવૈવિધ્યની નવલકથાઓ એમણે આપી છે. ૧૯૬૨માં પ્રકટ થયેલી 'અગનપઙ્ખી' પ્રથમ નવલકથાથી એ ક્ષેત્રમાં પણ એમણે સહુનું ધ્યાન ખેંચ્યું છે. ૧૯૬૬માં 'પળનાં પ્રતિબિમ્બ' નામક એમની બીજી નવલકથા રચનારીતિના પ્રયોગ લેખે આકર્ષક બને છે. ઘટનાચકના ચકરાવામાંથી છૂટી આમાં એમણે પાત્રોના મનોગતનું ઊર્મિલ અને કાવ્યમય નિરૂપણ કર્યું છે. ૧૯૬૮માં એ 'અનાગત' નામની લઘુનવલ આપે છે. પણ એમને પ્રસિદ્ધિ અપાવે છે ૧૯૭૦માં પ્રકટ થયેલી એમની નવલકથા 'માધવ ક્યાંય નથી'. કૃષ્ણના પુરાકલ્પનનો એમણે અહીં રંગદર્શી શૈલીમાં વિનિયોગ કરી આધુનિક યુગની વિચ્છિન્નતાનો વિષાદાનુભવ વ્યક્ત કર્યો છે. 'સુખ નામનો પ્રદેશ' નવલકથા ૧૯૭૫માં પ્રકટ થાય છે, તો 'સઙ્ગ-અસઙ્ગ' નવલકથા ૧૯૭૯માં બહાર આવે છે. એમની બીજી યશોદા નવલ છે 'ગાંધીની કાવડ' (૧૯૮૪). વચ્ચે સામાન્ય વાર્તારસ ઘૂંટતી નવલકથા 'લોહીનો રઙ્ગ લાલ' પ્રકટ કરે છે. એમની 'મુખવટો' (૧૯૮૫) નવલકથા ટ્રેજડિ જેવી ગંભીર અસર મૂકી જાય છે. પન્જાબની આતઙ્કમૂલક ઘટનાઓને વણતી એમની નવલકથા 'વસિયત' (૧૯૮૭) સામ્પ્રત દેશકાળની કપરી અને કરુણ સ્થિતિનો રસમય ચિતાર આપે છે.

હરીન્દ્રભાઈ સંવેદનશીલ ઋજુ પ્રકૃતિના મિતભાષી મનુષ્ય, નિર્ભય અને તટસ્થ પત્રકાર તેમજ બહુમુખી પ્રતિભા ધરાવતા સભાન સર્જક હતા. એમની પ્રતિભાનું વિવિધ માન-અકરામથી પ્રોક્ષણ પણ થયેલું છે. એમની પત્રકારત્વના ક્ષેત્રની સેવા માટે બી.ડી. ગોએન્કા એવૉર્ડ, સાહિત્યિક સેવા માટે મધ્યપ્રદેશ સરકારનો કબીર પુરસ્કાર, એમનાં ચૂંટેલાં કાવ્યોના સંચય 'હયાતી' માટે કેન્દ્રિય સાહિત્ય અકાદમીનો પુરસ્કાર, સાહિત્ય પરિષદ સંવાદિતા પુરસ્કાર, મહારાષ્ટ્ર સરકારનો ગૌરવ પુરસ્કાર, ગુજરાત સાહિત્ય અકાદમીનો એમના નવલકથાપ્રદાન માટે એમને મળેલો મુનશી એવૉર્ડ અને ગુજરાતી સાહિત્યમાં સર્વોચ્ચ મનાતો રણજિતરામ સુવર્ણચન્દ્રક આદિ અનેક પારિતોષિકો એમણે હાંસલ કર્યા છે. સાહિત્યિક પત્રકારત્વને અને પત્રકારત્વમાં સાહિત્યને ગૌરવપૂર્ણ સ્થાને લઈ જનાર, સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી ઊર્મિકવિતામાં પોતીકું પગલું સ્થાપનાર, નવલકથાક્ષેત્રે પરમ્પરા અને પ્રયોગની યુતિ કરનાર હરીન્દ્ર દવે આપણા સાહિત્યની ન વિસરાય તેવી દેન છે. ❑

---


કવિલોક દ્વિમાસક અઙ્કનું માહિતીપત્રક
(ફોર્મ - ૪, નિયમ આઠ અનુસાર)

૧ પ્રકાશન [illegible] અમદાવાદ

૨ પ્રકાશનની સામયિકતા : દ્વિમાસિક

૩ મુદ્રક - રાષ્ટ્રિયતા - સરનામું : ધીરુ પરીખ, ભારતીય,'લાવણ્ય' વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ

૪ પ્રકાશકનું નામ - રાષ્ટ્રિયતા - સરનામું : ધીરુ પરીખ, ભારતીય, 'લાવણ્ય' વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ

૫ તન્ત્રી - રાષ્ટ્રિયતા - સરનામું : ધીરુ પરીખ, ભારતીય, 'લાવણ્ય' વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ

૬ માલિક-સરનામું : ટ્રસ્ટીઓ, કવિલોક -'લાવણ્ય' વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

- ધીરુ પરીખ, ૧૫-૩-૧૯૯૫

## આસ્વાદ

# સેવેલા સ્વપ્નની વ્યથાભરી કથા

દેવેન્દ્ર દવે

### પ્રસૂતિગૃહ જતાં, આવતાં

'હવે પાછી આવું, દિવસ ઊજળો લેઈ ઊજળું
તહમારા ન્હાનાનું મુખ મલકતું, મ્હારું ય હસું
હસું... ત્યારે !' ત્યારે સહજીવનના પુદ્ગલ સમું
હશે સ્વપ્નું કોઈ ઘર ગજવતું આપણ સખી
અને...' શબ્દો મ્હારા જયમત્યમ દબાવી દરદના
ઉછાળામાં 'જાઉં' કહી (ધડકતી છાતી, દડતી
જરી, પાછી આછી ઊઠતી હસી આંખો)સમયના
અજાણ્યા ઓછાયા સહ ગઈ પ્રિયે, તું ઘર થકી !

અને પાછી આવી... (મન દૃઢ કરી) વત્સલ ઘણી
કુણેરી છાતીએ... શિશુ મલપતું ? ના નહિ નહીં;
સખી ત્હારા મ્હારા જીવતરતણું દર્દ જીવતું
દબાવી બે હાથે ! તનય તનથી, અઙ્ગ થકીયે
ગુમાવીને ! મ્હારું સતત રડતું સ્વપ્ન થઈને
સ્વયં ! વ્હાલી મ્હારી, સમય છલનામાં સળગતી !

હેમન્ત દેસાઈ

ગુજરાતી કવિતા-સાહિત્યમાં વાત્સલ્ય અને શિશુ-ઝંખનાનાં થોડાં પણ સત્ત્વશીલ કાવ્યો સાંપડે છે. નરસિંહ-ભાલણનાં ઉત્તમ કાવ્યો છે, તો સામ્પ્રતમાં ઉશનસ્ જેવાએ 'શિશુલોક' રચી આપ્યો છે ! શ્રી બ. ક. ઠાકોરે સદ્યપ્રસૂતાના 'વધામણી' સોનેટમાં ઉત્સુક હૃદય આલેખી બતાવ્યું છે. શ્રી હેમન્ત દેસાઈનું આ સોનેટ શિશુઝંખનાની તીવ્રતા અને એની વિફલતાનું ક્રન્દન કેટલાંક ભાવવલયોમાં મૂર્ત કરી આપે છે.

કાવ્યનો ઉઘાડ નાયિકાની ઉક્તિથી થાય છે : 'તહમારા ન્હાનાનું મુખ મલકતું...' હવે જ્યારે પ્રસૂતિગૃહથી પાછી આવું ત્યારે હશે. દિવસ ઊજળો ઊજળો હશે, વળી શિશુ તો ઊજળું હોય જ ને આમ આવનારા શિશુની સઙ્ગાથે આવનારા રૂડા દિવસો હૃદયઙ્ગમ ચિત્ર ઉપસાવી નાયિકા પોતાનું પણ 'હસું હસું મુખ' લઈને આવીશ ત્યારે... આમ આનન્દના ઉમળકામાં અધૂરા શબ્દો તુરત જ નાયક આગળ લમ્બાવી રચાતાં સ્વપ્નની અદ્ભુત ઊર્મિઓ વર્ણવતા કરે છે : આપણા સહજીવનના પુદ્ગલ સમું હશે સ્વપ્નું કોઈ ઘર ગજવતું આપણ સખી..., આમ રમણીય સ્વપ્ન અભિવ્યક્ત કરતી પઙ્ક્તિ આ લખનારના કાવ્યની પણ અહીં સાંભરી આવે છે :

*સુરભિત ક્ષણો માણેલી જે થશે રળિયામણી,*
*પ્રતિછવિ ધરી મ્હેકી રે'હેશે વચોવચ આપણી !*

આમ, શિશુપગલે આપણું 'ઘર ગજવતું' રમ્ય સ્વપ્ન પ્રત્યેક દમ્પતીમાં હોય છે, જે અવશ્ય સાકાર થશે એમ નાયકના ઉત્સાહભર્યા શબ્દોને સુણી પ્રસૂતિ-પીડાને 'દબાવી દરદના ઉછાળામાં' – જાઉં કહી આખરે નાયિકા ધડકતી છાતીએ, દડતી આંખે ફરીથી આછી એવી હસી ઊઠતી આંખે પતિની વિદાય લઈને પ્રસૂતિગૃહ ભણી પ્રયાણ કરે છે. પરન્તુ અહીં કવિ કસબથી આવનારા ભાવિની વાત—

*સમયના—*
*અજાણ્યા ઓછાયા સહ ગઈ પ્રિયે, તું ઘર થકી !*

— દ્વારા વ્યક્ત કરે છે. સોનેટના અષ્ટકમાં દામ્પત્યજીવનના મધુર સ્વપ્નને ઘોળતી ભાવસૃષ્ટિનો ચિતાર સુપેરે અપાયો છે. પ્રિય પત્નીને પ્રસૂતિગૃહ જતા [illegible] આવનારા મઙ્ગલમાં

જીવનની છબી સંયમપૂર્વક કવિ અહીં આલેખે છે, જેમાં મ્ય જીવનનું આકાઙ્ક્ષાચિત્ર ઊપસે છે.

સોનેટની નવમી પઙ્ક્તિથી અનિવાર્ય એવો ભાવપલટો અગાઉ નિરૂપેલી પઙ્ક્તિના ભાવપુદ્ગલમાંથી ( આવતો હોય એવી સહજતાથી આવે છે. 'અને ાછી આવી... શબ્દોમાં ઘડીક આપણને એમ જ થાય "વત્સલ ઘણી કુણેરી છાતીએ શિશુ મલપતું" લઈને ાછી વળતી નાયિકાનું હર્ષસભર રમ્ય વર્ણન હશે તેમ વાભાવિક લાગે.

પરન્તુ અહીં 'વિધાતાની ઇચ્છા આગળ કોઈનું ાલ્યું નથી;' એમ સાબિત કરતા કવિ નાયકના શબ્દો ારા કાવ્યમાં કરુણ ભાવપલટો આવે છે. શિશુ મલપતું ાદ 'ના, નહિ નહીં' એમ ત્રણ નકાર દ્વારા ભાવ ંવેદન તીવ્ર કક્ષાએ રજૂ થાય છે. નાયકના શબ્દો ારા ત્હારા મ્હારા જીવતરનું જીવતું દર્દ દબાવીને, બન્ને ાથે નાયિકા અશ્રુઝરતી આંખે પ્રસૂતિગૃહથી પાછી ળે છે... ! 'તનય' એટલે પુત્ર, તનથી શરીરથી, અરે ! મઙ્ક (ખોળા) થકીયે ગુમાવીને ! શિશુના અપમૃત્યુની ાત કવિ કલાસંયમથી દર્દને ઘૂંટીને વ્યકત કરે છે !

શ્રી બ. ક. ઠાકોરના 'વધામણી' કાવ્યમાં 'લોચને ોણ જેવો' કહીને વધામણી આપતી હર્ષોત્ફુલ્લ ાયિકાની સામે, અન્તિમ છેડે અહીં શ્રી હેમન્ત દેસાઈની ાચાર નાયિકાની કરુણતા ક્યાં ? ! બન્નેની નાયિકા મેકબીજાના અન્તિમ છેડે ઊભી હોય તેવી વેરોધાભાસી ભાવસૃષ્ટિનો અનુભવ રસિક વાચકને ્યા વિના રહેશે નહિ.

પ્રસ્તુત કાવ્યમાં નાયકનું રડતું સ્વપ્ન થઈને, શેશુપ્રાપ્તિના સ્વપ્નને રોળાઈ જતું આપણે જાણે કે ોતાનું જ શિશુ ગુમાવ્યું હોય એવી ને એટલી તીવ્ર વેષાદઘેરી લાગણી અનુભવી શકીએ છીએ. કાવ્યના મષ્ટકની પઙ્ક્તિ સમયના 'અજાણ્યા ઓછાયા સહ ગઈ પ્રિયે, તું ઘર થકી'નું અનુસન્ધાન કાવ્યની ચોટ સાધી અહીં કવિ ઉત્કટતાથી :

*સ્વયં ! વ્હાલી મ્હારી, સમય છલનામાં સળગતી !*

અહીં સમયને જ સ્વપ્ન રોળતા પાત્ર તરીકે નિરૂપી કવિ વેદનાને ચરમ સીમાએ પહોંચાડે છે. જાણે ભાવકે પોતાનું જ બાળક અકાળે ગુમાવ્યું હોય એવી, સબળ અનુભૂતિ દ્વારા એને વિષાદ-સાગરમાં ડુબાવી દે છે.

કાવ્યકલાની દૃષ્ટિએ પ્રથમ અષ્ટકમાં આવતા રમણીય સ્વપ્નની ચવનતિનું નિરૂપણ પછીના ષટ્કમાં વ્યક્ત કરી સોનેટના ઘાટને, સહજ ભાવવળાંક આપી સંયમિત વાણી દ્વારા કવિ દામ્પત્યજીવનના એક મનોરમ સ્વપ્નને રોળાઈ જતું તાદૃશ કરે છે.

શ્રી હેમન્ત દેસાઈના વિવિધ ભાવો નિરૂપતા રચાયેલાં સોનેટોમાં તથા ગુજરાતી કાવ્યોમાં પુત્ર-વિયોગ વિષયક સોનેટોમાં, શ્રી બાલમુકુન્દ દવેના 'જૂનું ઘર ખાલી કરતાં' કાવ્ય બાદ એવી ગહન ભાવની ઊંચાઈ સિદ્ધ કરતું આ કાવ્ય શિખરિણી છન્દની સફાઈદાર બાંધણીમાં, જવલ્લેજ છૂટ લઈને નદીના પ્રવાહ સમી રસળતી બાનીમાં મળે છે. કાવ્યમાં આવનારા 'શિશુ' માટે 'સહજીવનના પુદ્ગલસમું'માં અતીતના ઉલ્લાસનું કેવું સૂચન છે ! પરન્તુ કર્તાએ 'દરદના ઉછાળામાં' એ શબ્દોમાં દરદનો નિર્દેશન કર્યો હોત તો સારું હતું. કેમકે જે ભાવને વ્યઙ્ગ્ય રાખવો હોય, જેનું સૂચન કરવું હોય તેનો નિર્દેશ ન કરાય. અહીં દર્દને વ્યઞ્જિત કરવું છે, તેથી એ નિર્દેશ ન આપવો જોઈએ. એ જ રીતે 'રડતું સ્વપ્ન'માં પણ સંવેદન અતિપ્રકટ થઈ જાય છે. જોકે નાયિકાને અન્તે 'સમયની છલનામાં સળગતી' દર્શાવી કવિ ભાવકને સમુદ્રની પ્રગાઢ વિષાદ-ભરતીમાં તાણી જાય છે !

કવિ, આમ વ્યથાના ભાવને ઘૂંટીને પેટ્રાર્કશાઈ સોનેટનો સદ્ધેડા ઉતાર ઘાટ સિદ્ધ કરે છે. ❑

## અવલોકન

# ધુમ્મસનું વિશ્વરૂપદર્શન

'ઉશના'

ધુમ્મસમાં ઝાડ

ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું છે હે...ય
ઝાડ ઊભું છે ફેલાવી હાથ,
જાણે આખું આકાશ ભર્યું બાથમાં,
ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું છે હે...ય

બાજુનાં ખેતર પણ ધુમ્મસમાં ન્હાય છે,
આઘેની ટેકરીઓ હસું હસું થાય છે;
પક્ષીએ સૂરજને લીધો છે ચાંચમાં.
ઝાડ સૂરજમાં ભીંજાતું ઊભું છે હે...ય
ઝાડ ધુમ્મસમાં ભીજાતું ઊભું છે.

ધુમ્મસમાં રસ્તાઓ ઓગળે,
ડૂબ્યું છે ધુમ્મસમાં ગામ.
ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું છે
જાણે ધુમ્મસમાં ભીંજાતા આપણે
ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું છે હે...ય

રમણીક સોમેશ્વર

શ્રી ઉમાશઙ્કર જોશી કહે છે, 'ક્યારેક એક શબ્દ આખું ચિત્ર અજવાળી દે છે.' શ્રી રમણીક સોમેશ્વરના આ ગીતમાં પણ આ એક 'ધુમ્મસ' એવો શબ્દ છે જે ગીતની રગેરગ ઊતરી જઈ આખા ગીતને અજવાળી દેનારો પ્રતીત થાય છે. કહો કે 'ધુમ્મસ'જ આ ગીતનું હૃદય છે; અને એનો આત્મા પણ.

કાકાસાહેબને જેમ કાદવમાં અને મધ્યાહ્નના પ્રખર તડકામાં પ્રકૃતિનું કાવ્ય દેખાય છે તેમ આપણા કવિને ધુમ્મસના નકશીદાર નકાબ હેઠળ કવિતાનાં મુગ્ધ લાવણ્ય અને નમણી નજાકતનાં મુખારવિન્દનં સૌન્દર્યઝલક દેખાય છે જેને તેઓ કલાત્મક અભિવ્યક્તિ દ્વારા એક મનભાવન ગીતના સૌન્દર્યશિલ્પમાં કણ્ડારી શક્યા છે, એ બિના નિ:સન્દેહ એમના પક્ષ કાબિલે-તારીફ પુરવાર થાય છે અને કવિતાના શિખ- પહોંચવા મથતી એમની સર્ગશક્તિ તથા ઊંડ કલાસૂઝની ગવાહી આપી જાય છે.

ભાષાની સાદગી, વાણીનો સંયમ, શબ્દની સાચ પરખ, શૈલીની સરળ પ્રવાહિતા, સચોટ કલ્પન-પ્રતીકોનં સમુચિત વિનિયોગ, અભિવ્યક્તિની તાજગી અ છન્દ-લયની કાળજીભરી માવજત એમના કાવ્યોને કેવળ શોભા આવવામાં જ નહીં, બલ્કે કાવ્યના અન્તર્હિત ભાવધ્યનિને મૂર્ત અને સાકાર કરી આપવામાં પણ એટલાં જ કામયાબ નીવડે છે.

પ્રકૃતિસૌન્દર્યની અનેકવિધ છટાઓ પૈકી ધુમ્મસ પણ એની એક આગવી સૌન્દર્યછટા છે, જે એમન પ્રસ્તુત ગીતમાં વ્યઞ્જનાત્મક અભિવ્યક્તિ પામી પૂ બહારમાં નીખરી ઊઠી છે! હોઠેથી 'ધુમ્મસ'ન શબ્દોચ્ચારની સાથે જ એની કેટકેટલીયે નિરનિરાળ અર્થચ્છાયાઓ આપણી આંખ આગળ આન્દોલિત થઈ ઊઠે છે! ધુમ્મસ વાતાવરણને રહસ્યમયતાના રઙ્ગથ રઙ્ગી દે છે! ધુમ્મસના અર્ધપારદર્શક આવરણ હેઠ સૃષ્ટિ એનું માયાવી સ્વરૂપ પ્રત્યક્ષ કરી દે છે! કવિ નર્મદને એટલે જ ધુમ્મસના પરદા પાછળ કબીરવડ એક પહાડ જેવો દેખાયો હશે અને એટલે જ એ કહ્યું હશે.

*'ભૂરો ભાસ્યો ઝાંખો દૂરથી ધૂમસે પહાડ સરખો'*

ગીતમાં પ્રવેશતાં જ એક આછી આછી હળવાશનો આપણને અહેસાસ થાય છે. ક્યાંયે કશો ઘોંઘાટ નથી. કોલાહલ નથી; ક્યાંયે કશી પીડા નથી. વ્યથા નથી; ક્યાંયે કશો અભાવ નથી, તનાવ નથી. છે કેવળ સર્વત્ર છવાયેલું ધુમ્મસ, એ ધુમ્મસમાંથી નીતરતી નીરવતા. એ નીરવતામાંથી ફૂટતું એક ગીતનું ઝરણું અને એ ઝરણામાં વહેતું પ્રસન્ન માધુર્ય !

હા,... પણ એક ઝાડ ઊભું છે. ધુમ્મસમાં ભીંજાતું. અરે એને તો ડાળીઓને બદલે હાથ ફૂટ્યા છે ને શું ! પાછું એ હાથ ફેલાવી આવડા આકાશ જેવા આખા આકાશને બાથમાં ભરીને ઊભું છે ! જાણે કોઈ ન્હાનકડું શિશુ વરસતા વરસાદમાં ભીંજાવાની લિજ્જત માણતું. એના ટચુકડા હાથ ફેલાવી આકાશ જેવડા મોટા એક 'બોલ'ને બાથમાં લઈને ઊભું ન હોય !

ક્યાં એક ન્હાનુંસરખું ઝાડ ને ક્યાં આ અનન્ત અતાગ અમાપ વિરાટ આકાશ ! આકાશના ઉદરમાં ઝાડ ને ઝાડના હાથમાં આખું આકાશ ! જાણે વામનની ગોદમાં ખેલતું વિરાટ ! જાણે અનન્તમાંથી જ થતો અનન્તનો પ્રાદુર્ભાવ ! વામન અને વિરાટ, સાકાર અને નિરાકાર, પાર્થિવ અને અપાર્થિવ એ બન્નેના સાહચર્યથી અહીં દ્વૈતનું અદ્વૈતમાં તાદાત્મ્ય સધાય છે ! દ્વૈત-અદ્વૈતની આ ક્રીડા જોઈ આપણે તાજુબ થઈ જઈએ છીએ, મન્ત્રમુગ્ધ બની જઈએ છીએ અને કવિની જેમ આપણા મોઢામાંથી પણ 'હે...ય'નો વિસ્મયોદ્ગાર સરી પડે છે ! નરસિંહ મહેતાએ આવું જ કોઈ નર્યું આશ્ચર્ય જોઈને કદાચ કહ્યું હશે !

*'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે'*

હજુ તો આ વિસ્મય સમાધિમાંથી આપણે પૂરા જાગીએ, ન જાગીએ ત્યાં બીજું આવું જ એક અદ્ભુત દૃશ્ય આપણું ધ્યાન ખેંચે છે : ધુમ્મસની ઝરમરવર્ષા હવે મૂશળધાર વરસતા વરસાદની જલધારાઓમાં અને કોઈ નદીના વિરાટ-ધસમસતા પ્રવાહમાં પલટાઈ જાય છે અને એમાં પેલા ઝાડની બાજુના ખેતરો ધીંગામસ્તી કરતા અને એકબીજાની ઉપર પાણીની છાલકો ઉડાડતા નહાઈ રહ્યા છે ! પેલી આઘેની ટેકરીઓ (છોકરીઓ નહીં હો !) એ જોઈને મરક મરક હસી રહી છે ! જોઈ અહીં કવિની કરામત ? સજીવારોપણનો સઞ્જીવનીમન્ત્ર ભણી નિર્જીવ ખેતરોને ધુમ્મસમાં સ્નાન કરતા કરી દીધા અને પેલી ટેકરીઓના હોઠ પર મલક મલક મલકાતા મલકાટને રમતો મૂકી દીધો ! શાનો હશે આ મલકાટ ? ઊગતા સૂર્યના કિરણોનું સોનેરી નૃત્ય ? કે પછી કવિના (અને આપણા પણ હૃદયમાં છલકાતા આનન્દની છાકમછોળ !)

અને એવામાં તો ધુમ્મસના અર્ધ પારદર્શક પરદા પાછળ ઊગતા સૂર્યના લાલચટક બિમ્બને કોઈ પાકું ફળ સમજી, એક પક્ષી એને ચાંચમાં લઈને ક્ષિતિજને પેલે પારથી ઊડતું ઊડતું આવીને ગીતના ગગનમાં પ્રવેશ કરે છે ! કયું હશે એ પક્ષી ? એની પાંખનો ફડફડાટ આટલે દૂરથી પણ આપણને સ્પષ્ટ સમ્ભળાઈ રહ્યો છે, નહીં ?

પ્રથમ જે ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું હતું એ હવે સૂરજમાં ભીંજાતું ઊભું છે ! ધુમ્મસના ઝીણા જાળીદાર વસ્ત્રમાંથી ગળાઈ-ચળાઈને આવતા કમલતન્તુ જેવા કોમળ (ઘણી ખમ્મા મનોજ ખણ્ડેરિયાને) સૂર્યકિરણોમાં જાણે સ્નાન કરતું ઊભું છે ! તડકો ખુદ ધુમ્મસમાં નહાય અને એ તડકામાં પાછું પેલું ઝાડ ભીંજાય ! ભેજ-તેજનાં બે પ્રતિસ્પર્ધીઓ વચ્ચે સંવાદિતાનો સેતુ રચી એ બન્નેને કવિએ પરસ્પર કેવા આલિઙ્ગનબદ્ધ કરી દીધા !

કવિ શ્રી નિરઞ્જન ભગતનું એક ન્હાનકડું કાવ્ય આ ભેજ-તેજના સન્દર્ભે યાદ આવી જાય છે :

*એ જ ભેજ*
*એ જ તેજ*
*એ જ સેજ*
*એ જ એજ...*

અને શ્રી વેણીભાઈ પુરોહિતના પેલા 'નયણાં' કાવ્યની આ પઙ્ક્તિતો પણ આના સન્દર્ભે માણવા જેવી છે :

*ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં*
*એમાં આસમાની ભેજ*
*એમાં આતમનાં તેજ*
*સાચાં તો યે કાચાં જાણે કાચનાં બે કાચલાં*
*ઊના રે પાણીનાં અદ્ભુત માછલાં.*

ધુમ્મસમાં સ્નાન કરતાં ખેતરો, હસું હસું થતી ટેકરીઓ, સૂરજને ચાંચમાં લઈ ગીતમાં પ્રવેશતું પક્ષી અને સૂરજમાં ભીંજાતું ઊભેલું ઝાડ-આટલીજ રઙ્ગરેખાઓની પીંછીથી કવિએ અહીં, આપણી આંખમાં વસી જાય, હોઠ પર હસી જાય, હૃદયને રસી જાય, ચિત્તમાં કસી જાય, સંવેદનને સ્પર્શી જાય એવું એક કમનીય કલ્પનચિત્ર દોરી આવ્યું છે !

આટલે સુધી આપણે આવીએ છીએ ત્યાં સુધીમાં તો પેલા પક્ષીએ ચાંચમાં પકડેલો સૂર્ય આપણા ચિદાકાશમાં ઝળહળી ઊઠે છે ! અને એનાં ઝળાંહળાં અજવાળાંમાં આપણી ભાવકચેતના ઉપર છવાઈ ગયેલું ધુમ્મસ એકાએક વિખેરાઈ જઈને સાવ અલોપ થઈ જાય છે. સ્ફટિકશા સ્વચ્છ બનેલા આપણાં ચિત-દર્પણમાં આ ગીતનું આન્તરવિશ્વ એનાં તમામ સૌન્દર્યવૈભવ સહિત આપણને પ્રત્યક્ષ થાય છે. ધુમ્મસના પ્રતીકમાં સર્વત્ર છવાઈ ગયેલા સનાતન વૈશ્વિક પ્રેમતત્ત્વની આપણને ઝલક દેખાય છે. આકાશમાં એ અલૌકિક પ્રેમની સર્વવ્યાપકતાનું સૂચન તો મળે જ છે, પણ તે ઉપરાન્ત એમાં આપણે જેને અદષ્ટ, અમૂર્ત, અચિન્ત્ય, અનિર્વાચ્ય, અનાદ્યનન્ત અને સર્વવ્યાપી પરમતત્ત્વને નામે ઓળખાવીએ છીએ એની પણ આપણને ઝાંખી થાય છે. અને એ જ તો આ સનાતન પ્રેમનો અખૂટ સ્રોત છે. જેમાંથી સર્વત્ર સદાકાળ પ્રેમની અમીવર્ષા થયા જ કરતી હોય છે, પ્રેમનો અવિરત પ્રવાહ વહ્યા જ કરતો હોય છે. ઝાડ, ખેતર, ટેકરીઓ, ગામ, રસ્તા વગેરેના પ્રતીકમાં એ દિવ્ય પ્રેમની અમીવર્ષામાં ભીંજાતી, સ્નાન કરતી, હસું હસું થતી, ડૂબી જતી અને અન્તે ઓગળી જઈને એમાં જ તદાકાર થઈ જતી જડચેતન ચરાચર સમગ્ર સૃષ્ટિનાં આપણને દર્શન થાય છે.

ગીતની અન્તિમ કડીમાં ધુમ્મસનું આવરણ વધારે ને વધારે ગાઢ બનતું જાય છે અને એનું અર્ધપારદર્શકત્વ ગુમાવી દઈ સમ્પૂર્ણ અપારદર્શક થઈ જાય છે. અત્યારસુધી ઝાંખાપાંખા દેખાતાં ઝાડ, ખેતર, ટેકરીઓ રસ્તા, ગામ બધું જ એમાં ડૂબી જાય છે, ઓગળી જાય છે. આપણે પોતે પણ એમાંથી બચી શકતા નથી. સ્થળ-કાળ, દિશા, આકાશ, ધરતી તમામ એમાં ઓગળી જઈને, એકાકાર થઈ જઈને, સ્વયં ધુમ્મસ બની જાય છે. કાંઈ કરતાં કાંઈ જ બચતું નથી. અવશેષમાં રહી જાય છે. કેવળ ધુમ્મસ, કેવળ પ્રેમ, કેવલાદ્વૈત ! આ કોઈ સર્વનાશી પ્રલયનું તાણ્ડનૃત્ય નથી. પરન્તુ દ્વૈત અદ્વૈતના, પુરુષ-પ્રકૃતિનાં, જીવ-શિવનાં મિલનનો અપૂર્વ અવસર છે !

મ્હારી સામેના એક વિરાટ વર્તુલાકાર પરદા ઉપર હું એ પરદાના કેન્દ્રમાંથી ધુમ્મસના રાખોડી રઙ્ગના ગોટેગોટા ઊઠતા જોઈ રહ્યો છું. જે ધીમે ધીમે શ્વેત-ગુલાબી વર્ણમાં પલટાઇ જાય છે અને આખા વર્તુલ ઉપર છવાઈ જાય છે. ગુલાબી વર્ણનાં એ અર્ધ પારદર્શક પરદા ઉપર હું આપણા વિશ્વ જેવા અનન્ત વિશ્વો, સૂર્યો, તારાઓ, ગ્રહો, નક્ષત્રો, નિહારિકાઓ સહિત અનન્ત બ્રહ્માણ્ડોને એ વર્તુલના કેન્દ્રની આસપાસ સતત પરિભ્રમણ કરતા જોઉં છું. થોડી જ વારમાં એ ગુલાબીવર્ણનું આવરણ સમ્પૂર્ણ અપારદર્શક બની જાય છે અને ક્યાંકથી થતી આકાશવાણી મ્હને સમ્ભળાય છે.

*'અખિલ બ્રહ્માણ્ડમાં પ્રેમનું એક આ તત્ત્વ*
*વિલસી રહ્યું પૂર્ણરૂપે;*
*ઘૂમી રહી આખી આ સૃષ્ટિ એ તત્ત્વની*
*આસપાસે અહો, એક તન્તે !*

અને એ જ તો આ સનાતન પ્રેમનું ભૂમાસ્વરૂપ છે, વિશ્વરૂપદર્શન છે ! □

## પ્રેમ : દૃષ્ટિનું તેજ

મ્હને ચાકર રાખોજી.
ચાકર રહસું, બાંગ લગાસું, નિત ઊઠ દરસન પાસું,
વૃન્દાવનકી કુઞ્જગલિનમેં તારી લીલા ગાસું.

હરે હરે સબ બાગ બનાઉં, બિચ બિચ રાખો બારી,
સાંવલિયાકે દરસન પાસું, પહિર કસુમ્બી સારી.

યોગી આયા યોગ કરણકો, તપ કરણે સંન્યાસી,
હરિજન કો સાધુ આવે, વૃન્દાવન કે વાસી.

મીરાં કે પ્રભુ ગહરગભીર, હૃદય ધર્યો જી ધીરા,
આધિ રાત પ્રભુ દરશન દે હૈ, પ્રેમનદી કે નીરા.

મીરાં

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ ૨૦૫૧ : વર્ષ ૩૮ : સળંગ અઙ્ક ૨૨૫

❦ રસાત્મકમ્



❦ અનુવાદ



❦ શિશુલોક



❦ ક્ષર-અક્ષર



❦ વિમર્શ



❦ અવલોકન



❦ આસ્વાદ




તન્ત્રી
ધીરુ પરીખ

સલાહકાર
રાજેન્દ્ર શાહ ❋ નિરઞ્જન ભગત

સહયોગ
નલિન રાવળ, જગદીશ ત્રિવેદી,
માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ, જગદીશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦, અમેરિકા : વાર્ષિક $7, આજીવન $70; ઇંગ્લૅન્ડ : વાર્ષિક £5, આજીવન £50
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઇમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

ગ્રીષ્મ વિ. સં. ૨૦૫૧ મે-જૂન ૧૯૯૫

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## વાણી-અર્થની પ્રતિપત્તિ

કવિતાના મહેલ પર કંઈ કાર્ડ બતાવે ત્હેને જ પેસવા દેવાનું કરી શકાય તેમ નથી અને એ સારું છે, કારણ કે એ દ્વારો હમેશ ઉઘાડાં છે માટે જ પેઢી-દર-પેઢી ત્હેના સાચા ઉપાસકો મળ્યા કરે છે. પણ તે સાથે મ્હારે કહેવું જોઈએ કે વેપારની તેજીમાં સટોડિયા ફાવી જાય છે, ત્યારે ત્હેમને પૈસા સાચા મળે છે, પણ કવિતાના ઉત્સાહમાં કુકવિ એવી રીતે કદી ફાવી શકવાનો નથી. એની ખોટી હૂંડી આજ નહિ તો કાલે પાછી જ આવવાની છે. અને વધતા જતા કવિતા લખવાના ખરા ઉપાસકોને જો હું કહી શકું તો કહું કે કવિતામાં યથેચ્છ વિહાર છે એ સાચું, તેમાં ભાષામાં વ્યાકરણમાં છન્દમાં બધાંમાં છૂટ લેવાય એ સાચું, પણ એ છૂટનો અધિકાર એ બધાનો બરાબર અભ્યાસ કરીને મેળવવો પડે છે, જે નિયમ પાળી શકે છે તે જ નિયમને ક્યારે ક્યાં કેટલો તોડવો તે જાણી શકે, નહિતર એ સ્વચ્છન્દ છે. તેમ જેણે ભાષા ઉપર પૂરું પ્રભુત્વ મેળવ્યું છે તે જ છૂટ લઈ શકે છે. કવિકુલગુરુ કાલિદાસે વાણી ને અર્થની પ્રતિપત્તિ માગેલી છે, ત્હેમાં છન્દોજ્ઞાન વગેરે અનેક ઇષ્ટ વસ્તુનો સમાવેશ થઈ જાય છે એમ માની લઈને કહીશ કે હજી પણ દરેક લેખકને એ વાણી ને અર્થની પ્રતિપત્તિ જ મોટામાં મોટું ઇષ્ટ અહીં છે.

રા. વિ. પાઠક
(અર્વાચીન કાવ્ય-સાહિત્યનાં વહેણો)

# કવિતાની અલૌકિકતા

વિનોદ અધ્વર્યુ

કવિવર રવીન્દ્રનાથ કહે છે :

'જગતના સત્યલોકમાં આપણે બન્ધાયેલા છીએ; સૌન્દર્યલોકમાં આપણે સ્વાધીન છીએ.'

કવિએ આ વિધાન કલાવિશ્વને અનુલક્ષીને કર્યું છે. તો ક્ષેમરાજે 'પ્રત્યભિજ્ઞાહૃદય'માં આધ્યાત્મિક સન્દર્ભમાં જે સૂત્રો આપ્યાં છે ત્હેને કલાસન્દર્ભમાં વિચારીએ તો આવો જ અભિપ્રાય મળે છે. ક્ષેમરાજ કહે છે :

'ચિતિઃ સ્વતન્ત્રા વિશ્વસિદ્ધિ હેતુઃ ।' અને પછી કહે છે !

'સ્વેચ્છયા સ્વભિત્તૌ વિશ્વમુન્મીલયતિ ।'

આ બન્નેમાં, કાવ્યસર્જનની વાત હોય કે વિશ્વસર્જનની, એક વાત સમાન છે સર્જકની નિર્બન્ધ સ્વતન્ત્રતા અને સ્વેચ્છાની; સર્જકની આ સર્વથા સ્વાધીનતા એ જ તો એ'ની બલિહારી છે, અને એ'માં જ છે એ'ના નિર્માણની અલૌકિકતાનું અધિષ્ઠાન.

આ સર્વતન્ત્ર સ્વતન્ત્ર આત્મનિર્ભરતાને મમ્મટાચાર્ય 'નિયતિકૃતનિયમરહિત'તા અને 'અનન્યપરતન્ત્ર'તા કહીને બિરદાવે છે. અભિનવ પણ 'વિના કારણ કલા' કહીને આ સ્વાધીનતાનું જ સમર્થન કરે છે.

આ સ્વતન્ત્રતા કવિના નિર્માણવ્યસ્ત કલ્પના-વ્યાપારને જે યથેચ્છતા આપે છે ત્હેને કારણે, સમવાયી વગેરે કારણોના આધારથી મુક્ત અને નિયતિનિયમોથી અબાધિત એવો આ નિર્માતા પાષાણી પર્વતશિખરે પણ પદ્મવનોનું નિર્માણ કરી શકે એવી જે સાદી સમજ આપવામાં આવે છે તે કાવ્યસૃષ્ટિની અલૌકિકતાને ઓળખવા માટે પર્યાપ્ત નથી. જો એટલો જ અર્થ લઈએ તો પરીકથાઓ કે રાક્ષસકથાઓ અથવા તો અર્વાચીન વિજ્ઞાનકથાઓ કે પ્રાચીન પુરાણકથાઓમાંના કપોલકલ્પિતથી આગળ જ ન વધી શકાય. તો વાસ્તવિક જગત અને કવિના જગતની કેવળ પ્રાથમિક ભૂમિકાએ સરખામણી કરીને, છ રસ અને નવ રસનો તફાવત નોંધીને જ અટકવાનું ન હોય.

રવીન્દ્રનાથની 'સ્વાધીન'તા કે અન્ય સન્દર્ભમાંથી ઉદ્ધૃત ક્ષેમરાજની 'સ્વતન્ત્રતા' કે 'સ્વેચ્છા'માં જે અભિપ્રેત છે ત્હેમાં તો આચાર્યશ્રી આનન્દશઙ્કર સમજાવે છે તેવી ચૈતન્ય અને વ્યાપનની શાશ્વતી લીલાનો મહિમા સુચવાયો છે. કવિની સૃષ્ટિની અલૌકિકતા તો આ'વી સ્વયમ્ભૂ અને સ્વયમ્પૂર્ણ ચૈતન્યલીલાનું પરિણામ છે. એટલે કાવ્યસૃષ્ટિની અલૌકિકતા ત્હેની વાસ્તવિક જગત સાથેની સરખામણી અને તેથી જણાતા ફેરફારોથી ઓળખી ન શકાય. કલાજગતની અલૌકિકતા તે વાસ્તવિક સૃષ્ટિથી કેટલી જુદી પડે છે ત્હેના પર નિર્ધારિત નથી. રાફેલ-રેમ્બ્રાં વાસ્તવિક રૂપરચનાને જાળવીને સર્જન કરે, કે ડાલી પિકાસો વાસ્તવિક આકારોને અસ્તવ્યસ્ત કરીને ત્હેના ખણ્ડોને પ્રયોજીને કળાકૃતિ નીપજાવે, તેથી માત્ર તે જ કારણે ત્હેમની કળાકૃતિઓ તિરસ્કારાતી-પુરસ્કારાતી નથી. પ્રત્યેક કળાકૃતિની સૃષ્ટિ સ્વયમેવ એક અનન્ય સ્વતઃસિદ્ધ અને સ્વયંપૂર્ણ વિશ્વ હોય છે. ત્હેનાં તમામ ધર્મો ને ધોરણો ત્હેના પોતાનામાંથી જ અને પોતાના પૂરતાં જ નિષ્પન્ન થાય છે. આથી ત્હેની વાસ્તવિકતા પણ અન્યનિરપેક્ષ છે; ત્હેનું એક આગવું વાસ્તવ રચાય છે. ત્હેની અલૌકિકતા પણ ત્હેના પોતાના સન્દર્ભમાંથી જ પ્રગટે ને પરખાય છે. ત્હેમાં પણ તે અનન્ય પરતન્ત્ર

છે. એ અલૌકિકતાનું આકલન વાસ્તવિક સૃષ્ટિ સાથેની ત્હેની સરખામણીથી નિરપેક્ષ છે. આ સ્વયંપૂર્ણતા જ ત્હેને 'અ-લૌકિક' બનાવે છે.

આમ, કવિનું જગત એક આગવું વિશ્વ છે, અને ત્હેની અલૌકિકતા ત્હેના સર્જકના 'વિલક્ષણ કવિ કર્મ'ની નિષ્પત્તિ હોય છે, તો એ કવિકર્મ પણ તે સર્જકની સહજોપલબ્ધ સૌન્દર્યાનુભૂતિનો મૂર્તરૂપ આવિષ્કાર હોય છે. આ'વી વિરલ ઘટનામાં અનિવાર્ય પણ વિસ્મય સમાયલો હોય છે. એ વિસ્મય પણ અલૌકિકતાનો જ અંશ છે. કારણકે આ'વી ઘટના લૌકિક સ્તરે શક્ય જ નથી. આ ઇષ્ટ કવિતાની અલૌકિકતા એ લૌકિકતા કરતાં ત્હેની વાસ્તવિક દૃષ્ટિએ ભિન્નતામાંથી સમજવાની નથી પણ વાસ્તવથી પર એવી ભૂમિકાના આવિષ્કારમાંથી વિસ્મયરૂપે અનુભવવાની હોય છે.

કવિની સૌન્દર્યોપલબ્ધિ મૂર્તરૂપ લે ત્યારે એ રૂપઘટન માટે તે વાસ્તવિક જગતનો ત્હેના પદાર્થો, આકારો, ઘટનાઓ, ચરિત્રો, સન્દર્ભો વ.વ. સામગ્રીનો ઉપયોગ કરે છે. પણ ત્યારે આકારો અવાજો ભાષા સહિત વાસ્તવિક જગતની બધી જ સામગ્રી કેવળ ઉપાદાન જ બની રહે છે. વાસ્તવિક જગતમાં ત્હેના જે અર્થસન્દર્ભો વગેરે હોય તે કવિ ન ઇચ્છે તો લુપ્ત પણ થઈ જાય, ને ઇચ્છે તો ઉપયોગમાં પણ લઈ શકે. પણ આ નવનિર્માણમાં તે સમગ્ર સામગ્રીનું રૂપાન્તર થઈ જાય છે.

અહીં એ સ્પષ્ટ કરવા જેવું છે કે કવિ વાસ્તવિક જગતનું presentation નથી કરતો, representation પણ નથી કરતો, તે ત્હેનું re-presentation કરે છે. ત્હેને નવેસરથી પોતાની રીતે રજૂ કરે છે, પોતાને જે આવિષ્કાર સાધવો છે ત્હેની આવશ્યકતા અને અનુરૂપતા પ્રમાણે, એ પોતાની સર્જનાકાઙ્ક્ષાની સઞ્ચલના મુજબ તમામ સામગ્રીને પ્રયોજે છે. ક્યારેક તે આ વિશ્વની વાસ્તવિકતાના દેખાતા રૂપના અઞ્ચળાને જાળવે પણ છે. પણ ત્યારે ત્હેનાથી ન છેતરાતાં ત્હેની પાર જોઈ શકાય, જઈ શકાય તો જ કળાકૃતિને યથાર્થ રીતે પામી શકાય છે. તો બીજી બાજુ, વાસ્તવિક રૂપની સર્વથા ને ક્યારેક મૂંઝવનારી, અકળાવનારી કે આઘાતક પણ ઉપેક્ષા કરીને સર્જાયલી કૃતિની અપરિચિતતા સામાન્ય ભાવકને પાછો પણ ધકેલે. પણ પરિચિતતાની જ અપેક્ષા ન રાખતાં એ નવા અપરિચિત રૂપને પામવાનો જો પ્રયત્ન કરવામાં આવે તો કૃતિ તેનું હૃદય ઉઘાડે છે. મુગ્ધતાથી પરિચિત બાહ્યરૂપમાં જ મોહિત થનાર અને બાહ્યરૂપની વિચિત્ર અપરિચિતતાથી જ ત્હેને ત્યજનાર બન્ને પ્રકારના ભાવકો કવિતામાં અન્તર્હિત અલૌકિકતાને ગુમાવે છે.

કવિ-કળાકાર કૃતિની નિર્માણ પ્રક્રિયામાં, પરિચિત એવા વાસ્તવિક વિશ્વમાંથી ચયન કરેલી સામગ્રીને ક્યારેક યથાવત્, ક્યારેક પ્રતીકાદિ તરીકે તો ક્યારેક ત્હેના ઘટકોનું વિઘટન કરીને, ત્હેમને નવાં સંયોજનોમાં પ્રયોજે છે. સર્જકપ્રતિભા સર્જકકલ્પના વડે થતા આ પુનર્વિધાનને અનુલક્ષીને જ, કદાચ, કોલરિજે 'એસેમ્પ્લાસ્ટિક ઇમેજીનેશન' એ'વો શબ્દ પ્રયોગ કર્યો છે. કૃતિમાંથી નિષ્પન્ન થતી અલૌકિકતા આ'વી રૂપવિધાયક પુનર્ઘટનાનું પરિણામ છે.

જોકે, અલૌકિકતાનું સમ્ભવબીજ તો કવિ અને જગતની ક્યારેક મળી જતી 'દૃષ્ટોદૃષ્ટ'માં સધાઈ જતી 'શુભદૃષ્ટિ'માં જ રહેલું હોય છે. કોઈ વિરલ ક્ષણે કવિ અને જગતની મળી જતી આ 'દૃષ્ટોદૃષ્ટ' કવિને એ'વો વિસ્મયાનુભવ કરાવે છે, એ'ની સમગ્ર ચેતનામાં એ'વો પરિસ્પન્દ, એ'વો 'ચમત્કાર' પેદા કરે છે કે ત્હેનો આવિષ્કાર સાધ્યા વગર રહી શકતો નથી અને એ આવિષ્કાર પેલા વિરલ અનુભવ-સ્પન્દનનો હોય છે. એ એ'વું કશુંક પામે છે અને દૃષ્ટિ એ'વું કશુંક ભાળે છે જે વાસ્તવજગતના સામાન્ય દર્શનમાં પ્રાપ્ય નથી હોતું. અન્દરનું કે બ્હારનું વિશ્વ ક્યારેક સહસા જાણે મુખવટો ખસેડીને એ'ના ભીતરના 'રૂપ'ની એક ઝાંખી કરાવી દે છે. આપણે એ'ને કવિનું દર્શન, સત્યનો સાક્ષાત્કાર, અનુભૂતિ વગેરે ગમે તે નામે ઓળખવાનો

કરીએ પણ તે રહસ્યમય ઘટના જ રહે છે. એ ઝાંખી પર ટેરો પડી ગયા પછી જે સ્પન્દનાવર્તનો કવિહૃદયમાં ચાલ્યા કરે છે ત્હેનો આવિષ્કાર તે કલાકૃતિ. કવિની અનુભૂતિ અને અભિવ્યક્તિ, દર્શન અને આવિષ્કાર બધાં અલગ અલગ નથી. બધાં એકનાં જ અવસ્થાન્તરો છે.

આ'વા ભીતરદર્શન કે પારદર્શનની ક્ષમતાને કારણે જ કવિને 'કાન્તદ્રષ્ટા' કહ્યો છે. આ'વા દર્શનનો આવિષ્કાર અલૌકિકતાનો અનુભવ કરાવે તે સ્વાભાવિક છે. કવિની દૃષ્ટિનો, એ'ની પ્રતિભાનો એ પ્રસાદ છે.

આ અલૌકિકતા, એક રીતે કહીએ તો, મૂર્ત કાવ્યરૂપ ને તેથી અપરોક્ષ અનુભૂતિ છે. આ'નો ભારે મહિમા છે, કારણ કે આ'વું બને ત્યારે વિશ્વનું ને ભીતરી વિશ્વતત્ત્વનું દર્શન જુદી જ અપર ભૂમિકાએથી થાય છે. ત્હેમાં વિશ્વના બાહ્યરૂપ આવરણને હઠાવીને અન્ય-અનન્ય રૂપને પામવાનો પુરુષાર્થ છે. પ્રત્યેક કળાકૃતિ આ રીતે એક પ્રકારની અપાવરણ ક્રિયા છે.

આ'વા અપાવરણથી કવિતાની માત્ર અલૌકિકતા જ નહીં પણ લોકોત્તરતા પણ સિદ્ધ થાય છે.

લોકોત્તર ભૂમિકાની અને નિગૂઢના અપાવરણની વાત આવે ત્યાં ગૂઢતત્ત્વ mysticism પ્રગટ થાય છે, અને ત્યારે કાવ્યાનન્દને બ્રહ્માનન્દ સહોદર કેમ કહ્યો હશે તેની ઝાંખી થાય છે. પ્રત્યેક કાવ્ય ત્હેની ઉત્તમ ભૂમિકાએ ગૂઢતત્ત્વને વ્યક્ત કરે છે. જ્યાં સુધી કાવ્ય એ ભૂમિકાને સ્પર્શતું નથી ત્યાં સુધી તે ભાષાબન્ધ જ રહે છે. વાસ્તવિક જગતથી પર એ'વી ભૂમિકાએ થતો ગૂઢ તત્ત્વપ્રધાન અલૌકિકતાનો અનુભવ જ એ કૃતિને 'કાવ્ય' બનાવે છે.

જ્યારે આ'વું બને છે ત્યારે કવિતાનું આખું વિશ્વ એ'નાં ઉપાદાનો અને ભાવક સહિત એક પ્રકારનું ઊર્ધ્વીકરણ પામે છે. વાસ્તવિક જગત જાણે બન્ધનમુક્ત થઈ મોકળા વ્યાપનમાં વિહરે છે, પદાર્થોનો પણ જાણે નિયતિનિયમોમાંથી મોક્ષ થાય છે. ભાષા પોતે પણ જાણે મુક્ત થઈ નવો જ વિકાસ વિલાસ અનુભવે છે. મમ્મટાચાર્ય કવિની જે ભારતીનો જય ગાય છે તે આ'વી વ્યવહારરૂપ જોડણીકોષોની જેલમાંથી, વ્યાકરણની ને 'આર્યો'ની બેડીઓમાંથી મુક્ત, ગાતી-નાચતી-ઊડતી-વિલસતી અને કશાક લોકોત્તરનો અનુભવ કરાવતી કવિની વાણીનું જયગાન છે.

લોન્ગીનસ કહે છે તેમ કવિતાની અલૌકિકતાનો સાક્ષાત્કાર જે આનન્દાનુભવ છે, જે મુક્તિનો, ઊર્ધ્વગતિનો અનુભવ છે ત્હેમાં છે. શ્રી અરવિન્દના શબ્દોને અન્ય સન્દર્ભમાંથી અહીં ઉતારીએ તો-

"While there, one can be wider than the world,

While there, one is one's own infinity."

આવી ક્ષણે 'Each happening is a deep experience.....

કવિતાની અલૌકિકતાના આ'વા અનુભવને પરિણામે જે લાધે છે તે મુક્તિ... આનન્દરૂપ મોક્ષાનુભૂતિ !

કવિતા અન્તે તો આવી અલૌકિકતાની જ આરાધના છે, એ'નો જ યોગ છે - સૌન્દર્યયોગ !



# અશોક બાજપેયીની કવિતા

ડૉ. રજનીકાન્ત જોશી

સાહિત્ય અકાદમી, દિલ્હીએ બાવીસ ભારતીય ભાષાઓના સાહિત્યકારોને ૧૯૯૪ના પુરસ્કારો આપ્યા, ત્હેમાં હિન્દીના કવિ શ્રી અશોક બાજપેયીનો સમાવેશ થાય છે. એમના કાવ્યસઙ્ગ્રહ 'કહીં, નહીં, વહી' (૧૯૯૦)ને કેન્દ્રમાં રાખીને ત્હેમને આ પુરસ્કાર આપવામાં આવ્યો છે. આ કવિના અન્ય કાવ્ય સઙ્ગ્રહો છે 'શહર અબ ભી સંભાવના હૈ' (૧૯૬૬), 'એક પતંગ અનંત મેં' (૧૯૮૪), 'તત્પુરુષ' (૧૯૮૮), 'બહુરિ અકેલા' (૧૯૯૨), અને 'ઘાસમેં દુબકા આકાશ' (૧૯૯૪, સઙ્કલિત રચનાઓ) 'ફિલહાલ' (૧૯૮૪), 'કુછ પૂર્વગ્રહ' (૧૯૮૪) તથા 'કવિતા કા જનપદ' (૧૯૯૨) કવિના સમીક્ષા ગ્રન્થો છે. 'કવિતા કા જનપદ' શ્રી બાજપેયી દ્વારા સમ્પાદિત સમીક્ષાત્મક ગ્રન્થ છે.

શ્રી અશોક બાજપેયી વાદ-પરમ્પરાથી તથા સામ્પ્રતની વાડાબન્ધીથી પર રહી મૌલિક ખુલ્લી અભિવ્યક્તિ કરનારા કવિ હોવાને કારણે તેઓ વિશેષ ચર્ચિત અને પ્રસિદ્ધ થતા રહ્યા છે. જોકે આવી સ્થિતિ કે પ્રસિદ્ધિ ત્હેમની આગવી-મૌલિક કવિતાના કારણે જ પરિલક્ષિત થઈ છે. વસ્તુતઃ વ્યક્તિમાંથી કવિ તે જ બને છે જે સર્જનાત્મક લયાત્મક પરિબળો દ્વારા સત્યની જ અભિવ્યક્તિ કરતી હોય, કવિતામાં સત્યાન્વેષણ ન હોય કે સત્યથી વેગળી જ વાત હોય તો કવિતા બને ? અર્થાત્ કવિ તો સત્યનો જ. આ જ તથ્ય, સત્ત્વ ને સત્યને કારણે જ ગણ્યા ગાંઠ્યા કવિઓ મોનાલીસિય બની ઊપસી આવતા હોય છે. આ'વું જ વ્યક્તિત્વ શ્રી બાજપેયી ધરાવે છે. ત્હેમની એક રચનામાં સામ્પ્રતની ટપકતી વેદના કંઈ સીમા સુધીની પીડાકારક બનવા પામી છે તે જુઓ

*"માં કો કૈસે પતા ચલેગા*
*ઈતને બરસો બાદ*
*હમ ફિર ઉસકે ઘર આયે હૈ-*
*કુછ પલ ઉસકો અચરજ હોગા,*
*ચેહરે પર કી ધૂલ-કલુષ સે વિભ્રમ ભી*
*ફિર પહચાનેગી*
*હર્ષ-વિષાદમેં ડૂબેગી-ઉતરાયેગી*

*નહીં હોગા ઉસકા ઘર*
*વિષ્ણુપદી કે પાસ*
*યાકિ હરિચન્દન ઔર પારિજાત કી દેવચ્છાયામેં*

*વહાં ભી લે રખી હોગી ઉસકે*
*કિરાયે સે રહનેકી જગહ*
*વૈસે હી ભરે-પૂરે મુહલ્લે ઔર*
*ઉસકે શોરગુલમેં*

*ફિર પિતા આયેંગે શામકો ઘૂમકર*
*ઔર હમેશા કી તરહ બિના કુછ બોલે*
*હમે દેખેંગે ઔર*
*મેજ પર લગા રાત કા ખાના ખાયેંગે*
*ઔર ખખૂરેંગે અલમારી મેં કોઈ મીઠી ચીજ*

*હમ થક કર સો જાયેંગે*
*અગલે દિન જાયેંગે તો ઐસે*
*જૈસે કિ યહી બરસોં સે રહતે હો*

*હમ એક ઘર છોડકર*
*દૂસરે ઘર જાયેંગે*
*ઐસે જૈસે કિ વહી ઘર હો"*

શ્રી બાજપેયીની અન્ય રચનાઓની પઙ્ક્તિઓ તો જુઓ, સોંસરી હૃદયમાં ચીરા પાડીને ઉતરી જાય એવી-

*'હમ અપને પૂર્વજોકી અસ્થિયોંમેં રહતે હૈ.'*
*'બચ્ચે એક દિન યમલોક પર ધાવા બોલેંગે*
*ઔર છુડા લે આયેંગે*
*સબ પુરખોં કો*
*વાપસ પૃથ્વી પર.*
*ઔર ફિર આંખેં ફાડે*

*વિસ્મય સે સુનતે રહેંગે*
*એક અન્ત કહાની સદિયોં તક—'*

•

*'અન્ધારે ઔર ઉજાલેમેં*
*સદિયોં સે*
*અપના ઠૌર ખોજ રહી હૈ પૃથ્વી'*

•

*શબ્દ સે ભી જાગતી હૈ દેહ*
*જૈસે એક પત્તી કે આઘાત સે ભી હોતા હૈ*
*સબેરા—'*

•

*'એક બચ્ચી*
*અપના બસ્તા ભૂલકર*
*ચહકતી હુઈ ચઢતી હૈ સ્કૂલકી બસમેં.'*

•

*ઉસને એક પેડ કાટકર ફેંક દિયા*
*કાનૂન કી ઉસ નિષ્ક્રિય ઉપધારા કી તરહ'*

•

*'સમય મુઝે સિખાઓ*
*કૈસે ભર જાતા હૈ ઘાવ, પર*
*એક અદૃશ્ય ફાંસ દુઃખતી રહતી હૈ*
*જીવનભર.'*

આ કવિની કવિતાનો વ્યાપ પૃથ્વી અને આકાશની પણ પેલે પારનો છે, એટલે જ તેઓ કહે છે :

*'મુઝે ચાહિયે પૂરી પૃથ્વી*
*અપની વનસ્પતિયોં, સમુદ્રો*
*ઔર લોગોં સે ઘિરી હુઈ.*
*એક છોટા સા ઘર કાફી નહીં હૈ'*

તેમજ આ હિન્દી ભાષાના કવિ પોતાની કવિતા માટે માગણી કરે છે કે -

*'મુઝે ચાહિયે, સમૂચી ભાષા*
*સારી હરીતિમા પૃથ્વી કી*
*સારી નીલિમા આકાશ કી*
*સારી લાલિમા સૂર્યોદય કી'.*

'અકેલે ક્યોં ?' નામક રચનામાં કવિની અભિવ્યક્તિ એક દાર્શનિક શી જોવા મળે છે. તેઓ કહે છે આખરી યાત્રામાં આપણે એકલા ક્યાં જવાનું હોય છે ? આપણી સાથે તો શૈશવથી આજ પર્યંતના સમ્બન્ધો અને સંસ્મરણો પણ હોય જ છે ને ! એ બધાં જ સાથે જ આવશેને ! હા, જ્યારે ક્યારેક પાછા આવીયે ત્યારે પક્ષી કે અન્ય કોઈ રૂપાકારે, પછી ભલે કોઈ આપણને ન ઓળખે ! અને 'અન્ત' પછી મૌન તો કેમ રહેવાશે ? હા, પછી જે હશે એ બધું જ આ અન્તને માટે જ હશે ને ! કદાચ એટલે જ શ્રી બાજપેયીમાં બેઠેલો કવિ ચિત્કારી ઊઠે છે —

*'હમે નહીં ચાહિયે*
*વહ દિવ્ય આલોક*
*વહ નિરભ્ર નીરવતા*
*સાન્નિધ્ય કા વહ ઐશ્વર્ય'*

વળી, આ જ કવિ દેહના શૃઙ્ગારલોકને રહસ્યાલોકમાં કેવો'ક પ્રવેશ કરાવે છે ! તે ઝલક સત્યના ચૈતન્ય દ્વારા કેવો હૃદયરમ્ય આલોક પ્રસરાવે છે તે તરફ જરા નજર માંડીયે, 'પહલા ચુંબન' દ્વારા-

*'એક જીવિત પત્થર કી દો પત્તિયાં*
*રક્તાભ, ઉત્સુક*
*કાંપકર જુડ ગઈ;*
*મૈંને દેખા :*
*મૈં ફૂલ ખિલા સકતા હૂં.'*

અને આવા જ સન્દર્ભોનું આકાશ કોનું નથી હોતું ? કવિ કહે છે -

*'કિ દો દેહોં કે બીચ એક આકાશ*
*હોતા હૈ — સૂર્ય આકાશ !*

આમ, શ્રી અશોક બાજપેયીની કવિતામાં અત્યન્ત સ્વાભાવિકપણે સમયના સ્પન્દનો જીવન યાપનની જેમ અભિવ્યક્ત થયેલાં જોવા મળે છે. વળી, કવિ પણ

એક વ્યક્તિ જ છે આથી પોતાના સર્જનલક્ષી માનસની સાથે સાથે જીવનવ્યવહારની પ્રવૃત્તિઓ પણ તે કરે જ; સને ૧૯૪૧માં મધ્યપ્રદેશમાં જન્મેલા શ્રી બાજપેયીનો જીવ તો છે સંસ્કૃતિકર્મી. ૧૯૬૫માં ભારતીય વહીવટમાં દાખલ થઈ મધ્યપ્રદેશની સરકારમાં તેઓ સચિવના પદ સુધી પહોંચીને ૧૯૯૨થી ભારત સરકારમાં સંયુક્ત સચિવ તરીકે સંસ્કૃતિ વિભાગમાં સેવા-પ્રવૃત્ત છે. ભારતભવન, કાલિદાસ અકાદમી, ઉર્દૂ અકાદમી તથા મધ્યપ્રદેશની આદિવાસી લોકકલા પરિષદ જેવી અનેક સંસ્થાઓ સાથે તેઓ સંસ્થાપક બની સક્રિય રહ્યા છે. ૧૯૯૪ના વર્ષમાં અમદાવાદમાં 'શમશેર સ્મૃતિ સંસ્થાન'ના ઉપક્રમે આવ્યા હતા.

'સમવેત', 'પહચાન' 'પૂર્વગ્રહ' 'બહુવચન' અને 'કવિતા એશિયા' (અંગ્રેજી)નું સમ્પાદનકાર્ય શ્રી અશોક બાજપેયીની સાહિત્યિક પ્રવૃત્તિઓનાં પ્રમાણો છે. આજે તેઓ અનિયતકાલિક સામયિક 'સમાસ'નું સમ્પાદન કરી રહ્યા છે. હિન્દી ભાષાના એક કવિ તરીકે તેમણે રશિયા, ઝેકોસ્લોવાકિયા, હંગેરી, ફ્રાન્સ, ઇંગ્લેણ્ડ, ઇજિપ્ત, જાપાન, બંગલાદેશ, નેપાળ, ઇટાલી, સ્વીડન, સ્વીટ્ઝરલેણ્ડ વગેરે દેશોની મુલાકાતો પણ લીધી છે. કેટલીક વિદેશી ભાષાઓમાં તેમની રચનાઓના અનુવાદો પણ થયા છે. કવિને આ પૂર્વે અઢી લાખ રૂપિયાનો 'દયાવતી મોદી પુરસ્કાર' મળ્યો. છે. હવે કેન્દ્રિય સાહિત્ય અકાદમીએ તેમને પુરસ્કૃત કર્યા છે. હા, આજે તો આ કવિ 'યહીં, વહીં સર્વત્ર સન્માનિત છે જ, વસ્તુતઃ આજેયે આ કવિને ઘણુંબધું કહેવું છે પણ સમય છે ?

*'તુમ્હારે પાસ સમય હોતા*
*તો મૈં તુમ્હે લે ચલતા*
*ઉસ કગાર પર*
*જહાં સે દીખતે હૈ તીનો લોક*
*ઔર પ્રલય કે બાદ*
*જલધિ પર તૈરતા*
*પત્તે પર લેટા*
*અંગૂઠા ચૂસતા શિશુ.*

*ઉધર સરહદ કે પાસ*
*ચટ્ટાન કે નીચે*
*કીડે-મકોડોં કા મનોરમ સંસાર,*
*વૈકુણ્ઠ કે પાસ રમ્ભાતી કામધેનું-*

*પર તુમ જલ્દી મેં હો*
*સંસાર, ઘરબાર રોજગારો કે કામોં સે*
*તુમ્હે ફુરસત નહીં હૈ*
*અન્યથા દૂર નહીં જાનાથા,*
*સબકુછ યહીં પાસ હી થા*
*તુમ્હારે પાસ અગર સમય કુછ હોતા.*



## દાનપૂર્તિ

૧૧૦૦૧/- માણેકલાલ મ. પટેલ - અમદાવાદ
૫૦૦૦/- ચન્દુ મેમોરિયલ ટ્રસ્ટ - મુંબઈ
૧૨૦૦/- ભારતીબહેન સારાભાઈ ટ્રસ્ટ તરફથી વિશ્વકવિતા વ્યાખ્યાનમાળા માટે

## 'કવિલોક' દ્વિમાસિકના નવા આજીવન સભ્ય

ડૉ. અરુણ જે. કક્કડ - રાજકોટ
પ્રાણજીવન મહેતા - મુંબઈ
રાકેશ એન. દેસાઈ - સૂરત

# રસાત્મકમ્

## છન્દ ભુજઙ્ગી

રાજેન્દ્ર શાહ

### ૧. નોળવેલ

અજાણ્યાં વને કૈં સહ્યા સર્પદંશ,
અને ત્યાં મળી ગૈ હરી નોળવેલ.
કીધો વાયરે વ્યાપ્ત સન્ધે દવાગ્નિ,
ધરાએ ઝરો હાર્દથી છોળવેલ.
ચડ્યું ઘેન, ઘેરાવશું વાદળોના,
બજી બંસરી, હોશ પાછો મળેલ.
ધર્યા પાય આ કાળમીંઢા પહાડે,
નભે મોકળું શીર્ષ, ન્હૈ કો ખલેલ.
અહીં મૃત્યુ, સઞ્જીવની સ્પર્શ આંહીં,
મહીં મ્હેકતી જાતને કોળવેલ.

### ૨. શબ્દમાં લીન ગન્ધ

ઝરી જે સુગન્ધી પ્રસૂને પરાગે,
હવાએ વહી તે તરઙ્ગે તરઙ્ગે.
ધરાનો સ્વયં આ યથેચ્છા વિહાર,
કશો નૃત્યની ભઙ્ગિથી વ્યોમ અઙ્કે !

અહો ગન્ધનું શબ્દમાં લીન થાવું !
છવાઈ રહી ગુનૂગુની નાદ સઙ્ગે !

નિજાનન્દની સૂર્યની સ્વર્ણ-આભા,
સુધા-કૌમુદી-ભાવ રેલ્યો મયઙ્કે.

અહીં અન્તરાલે રહ્યું કૈં સમસ્ત,
ઉમઙ્ગે રમે બેઉનાયે ઉછઙ્ગે.

### ૩. હવે

ઘણું ગૂંચવાઈ ગયું કોકડું આ,
હવે ધૈર્યથી આણવાનો ઉકેલ.

રમી જાણવી કૌશલે શેતરઞ્જ,
હવે ચાલ, જો, કોણ ક્યાં છે ઉભેલ.

ધુરાના ઘસારે કિચૂડાટ જાણ્યો,
હવે ઊંજવું આગવું એ'વું તેલ.

ઉરે ખેવના છે ખમીરે ભળેલી,
હવે ના, મુહૂર્તે મળ્યું, પાછું ઠેલ.

ન તૂટે અને આમળો યે ન છૂટે,
હવે એ'વું કૈં જાદુના જેવું ખેલ.

### ૪. દિનાન્તે

દિનાન્તે પ્રતીચી-નભે હૈમ-કાન્તિ
લહું, તે થતી નીલ વ્યોમે વિલીન.

હતી ગોરજે સૌ દિશા મ્લાન તે યે
નદી-નીરશી નીતરી, ધૂલિ હીન.

શમે કર્મ-કોલાહલે કીધ ક્લાન્તિ,
તરઙ્ગો નહીં, ચિત્ત, ના વો હિ મીન.

ઝિલાયું વને નીડનું ગાન, જેમ
રહે ઝીલતું તન્તુનીમાંહિ બીન.

અહો શી ઉડુશ્રી નિશા અર્હ શાન્તિ !
દ્વિધા ના કહીં; ક્યાં કશું છે વિભિન્ન !

૫. કોડ

કંઈ કેટલા કાળજે કોડ જાગ્યા !
ચહે દૃષ્ટિ આઠે દિશા આંબવાને.

અજાણી-ક્ષણે કિન્તુ લીધી પ્રમાણી,
હવાએ ધરી શબ્દની ગુઞ્જ કાને.

રગે, સૌ રગે હો ચડી રક્ત-છોળ,
વહી નર્તતી મોકળે કણ્ઠ ગાને.

જતો એક ઠેકે ત્યહીં, અભ્રભેદી,
પલાણું અશો અશ્વ ઉન્માદ તાને.

કહીં વેગ ? ક્યાં વર્ણ સૌ લુપ્ત, હેરું
થતા પૂર્ણ જ્યાં કોડ એ'વી પ્રભાને.

## ત્હને રીઝવવી

જગદીશ વ્યાસ

ત્હને રીઝવવી અઘરી છે કેટલી !

છોડી અન્જળ હું બેઠો છું એમ
ત્હને ભાળું પછી જ કરું પારણાં;
છાનીછપની તો મ્હારી સમ્ભાળ લે
ભલે ભીડેલાં રાખ ત્હારાં બારણાં,
ત્હારી બારી તો ખોલ જરા જેટલી.

હું શું જાણું કે ઘેર એકલી રહી તું
ભૂખી-તરસી તે મ્હારા જ કારણે,
ક્યાંથી જાણું કે વેણ કેવાં યે સાંભળી
રડતી તું ભીડેલાં બારણે .
મ્હને દીધી તો હોત ખબર એટલી.

## સોંસરી વીંધી

જગદીશ વ્યાસ

સોંસરી વીંધી સઘળી આડ્યું સઘળી આડ્યું
સઘળી આડ્યું રે
ગઢમાં મ્હારા ગાબડું પાડ્યું ગાબડું પાડ્યું
ગાબડું પાડ્યું રે.

આવતી ઝઞ્ઝાવાત પલાણી કેશ છૂટાએ રાખતી
ઊંચી ડોક,
કોઈનો નહીં ભો ય લગારે લાગતો મ્હને
લૂંટતી છડેચોક;
પાડતી મ્હારા ગઢમાં ધાડ્યું ગઢમાં ધાડ્યું
ગઢમાં ધાડ્યું રે.

એક વીંઝી તલવાર ત્હેં મ્હારા ગઢમાં ચત્તોપાટ
હું તો તત્કાળ,
ઊંચકાતી તલવાર ને મ્હારી જાતની વચ્ચે કોઈ
નહીં રખવાળ;
ઝાટકે મ્હારું કાળજું ફાડ્યું કાળજું ફાડ્યું
કાળજું ફાડ્યું રે.

હત્યા કરી પળમાં મ્હને આપતી બીજો ફૂલનો
રે અવતાર,
ઝૂલતો પોતે બાગ બનીને ઝૂલવે મ્હને એ ય
છાતીમોઝાર,
ખરવું એણે ક્યાંય સન્તાડ્યું ક્યાંય સન્તાડ્યું
ક્યાંય સન્તાડ્યું રે

❑

## નિરન્તર

યોસેફ મેકવાન

### ૧. ઉત્પત્તિ

શૂન્યમાં શૂન્ય અમળાય
બ્રહ્માણ્ડમાં શૂન્ય વળખાય
શૂન્યમાં બ્રહ્માણ્ડ વળખાય
તેજના ગોળાની જ્વાળાઓમાં
નિરાકાર આકાર પડઘાય..
કરી જાય નિહારિકા હડપ
નિહારિકાના વાયુ
દશ્યમાન થાય અવકાશમાં
કિન્તુ દોરાય ના આકાર
તેજની રેખા
થાય પસાર
કેન્દ્ર બની જાય વાયુનો ગોળો
અવકાશે ચિતરાય ચન્દ્રનો ઓળો
ચન્દ્ર ચૂપચાપ ફરે
એમ પૃથ્વી આકાર ધરે !

આકારનો આવે નવ પાર
દૃષ્ટિ અહીં પડે જેની
તે જોનાર પેલી પાર;
એમ ધરીની ગતિ પર ફરી ફરી ફરી
માટીએ હાથના હાથ ઊંચા કરી
રૂપ કેવું ધર્યું !
નીચાણમાં આ શું ભર્યું ?
હાથમાંથી વહે વ્હાલ
ત્હેની બેઉ બાજુ
વ્હાલપનો પ્રગટાવ્યો લીલો લીલો રઙ્ગ
આમ તો અનેક
છતાંય એક જ તે અઙ્ગ !
અઙ્ગ પોષવા
નવ શોષવા
વ્હાલ ચડ્યું અવકાશ
એ'ને નિજ પ્રત્યે,
પ્રથમ લાગ્યો પ્રેમ કેરો પાશ;
શ્વાસભરી હળવેથી મૂક્યો
શૂન્ય મહીંથી
વરસી વરસી ધરતી માથે ઝૂક્યો.
પર્ણના અવનવા આકારની ઝૂલ બની
પવનમાં ઊતરી આવ્યું એ'નું મન.
ધરતીને વ્હાલ કરી ચાલ્યો
અશરીર મહાલ્યો.

એક વાર
આંખોમાંનું પુરાયેલું વાતાવરણ
કૂદી આવ્યું બ્હાર
અમ્બાર ને અન્ધાર.
અમ્બાર ઊડ્યું શૂન્ય સઙ્ગે
— જે હતું એ'ને અઙ્ગે
તે બની પ્રતિબિમ્બ ઝઝ્યું — સૂરજ;
અન્ધારનો ભાર
પાંપણથી ઢળી ગયો
અસ્તિત્વમાં આવી
સકલમાં ભળી ગયો —
છાયા રૂપે પ્રગટ તો થાય
બીજે ક્યાં જાય ?
ખીણો — કોતરો — પ્હાડો — મેદાનોમાં
નિરાકાર ફરે
શૂન્યને મુઠ્ઠીમાંહી ભરે
આંખોમાંહીં બ્રહ્માણ્ડ તો તરે !

જ્યાં જ્યાં જાય
એ'ને પાયે પાયે છાયા અને તેજ
પ્રગટ તો થાય.
પ્રાગટ્યમાં આપી દીધો અન્ત
અન્ત મહીં આપી દીધો જન્મ.
આનન્દ-વિભોર થઈ નાચે
સકલમાં છવાઈ
નિજમહીં રાચે,
ક્યારેક, શાન્ત જલે
પોતાના જ રૂપને ફરી ફરી વાંચે !
ચારે પાસ અસ્તિત્વનો અવકાશ
પ્હાડો — જઙ્ગલો — ઝરણાં — ખડકો —
સરોવરો
સાગરનો
એ'વો ચગ્યો રાસ...

ક્યારેક —
પ્હાડ ટોચે બેસી એ'ને જોયા કરે
ક્યારેક
સરોવર જલે ઢળે, છાયામહીં મોહ્યા કરે
ક્યાંક —
પર્ણમહીં પર્ણ થઈ ઝૂલ્યા કરે
ક્યાંક —
વહી જતા ઝરણામાં આભ બની બેસે સ્થિર
ગાયા કરે
કદીક તો —
રણમહીં રેતી બને
પ્હાડ મહીં રેખા બને
ચાંદ બની ઝૂલ્યા કરે સાગરની સપાટી પર
કરવાનું ક્યાં સુધી સકલ આ ?

એકવાર
જોયું એ'ણે સરોવર કેરું જલ જ્યાં
તાકી તાકી બેસી રહ્યો
ઉચ્છ્વાસે ધ્રૂજી ઊઠ્યાં જલ
રચાયાં વમળ
એ'ની આંખોમહીં આન્દોલન ઊઠ્યાં —
'સમય'નો જન્મ !
જન્મમહીં આપી દીધો અન્ત
અન્તમહીં આપી દીધું પ્રાગટ્ય !
પ્રાગટ્યના ઊડી ગયા દૂર દૂર સ્ફુલિઙ્ગ
અન્ધકારે ઝગી રહ્યાં બિમ્બ...
સરોવર જલે એ'ણે
નિહાળ્યું જે પ્રતિબિમ્બ
વિમન કલાકાર
ક્યાંક કશું પ્રગટવા મથી રહ્યું બહાર
એ'ના બેઉ હાથ વિશે
કંઈક એ'વું સળવળે
ભીતર જે ઝળહળે
થાય એ'ને આકાર શો આપું ?
નેત્રોમાંહીં ધસી આવ્યું રક્ત
ક્ષિતિજમાં પડી ઝાંય લાલ લાલ
પછવાડે સૂરજનું ધસી આવ્યું વ્હાલ,
કિરણોમાં પહેર્યું અને મળી ગતિ
અન્ધકારે સૃષ્ટિ એ'ણે કરી દીધી છતી.
તો ય —
ક્યાંક કશું પ્રગટવા મથી રહ્યું બહાર
એ'નો આર્તનાદ પડઘાયો નિજમહીં
વાયુએ ત્યાં વહી
વને વને વૃક્ષે વૃક્ષે પર્ણે પર્ણે
પ્રથમ વાર ફરકાવ્યો નાદ
વ્યથાનો કે આનન્દનો ?
એ'નું બની મૌન

પ્હેલ વ્હેલી કિસલય ડોકાઈ.
કિસલયના પ્રાગટ્યની ક્ષણ
ખરી પડી ઊડી ભળી જલ મહીં
જલ વિશે સળવળ્યો પોતે જ
ધૂળ વિશે લાગી ગયો સ્પર્શ
તે વેળા અનુભવ્યો એણે
પોતાનો જ હર્ષ !
જળને મળી ગયાં મોજાં ઉપર મોજાં
જલ અને તેજ બેઉ ભળ્યાં
પછી — પવનને પલમહીં વાદળાંઓ મળ્યાં.
ક્ષણભર એ'ના બેઉ નેત્ર ઢળ્યાં.
ઉષા — સન્ધ્યા — સૂરજ — તારા
પેલી પાર,
ધરા પર
વૃક્ષો — ઝરણાં — પ્હાડો — કોતરો —
મેદાનો ને ખીણો
સરિતા ને સરોવરો
વચ્ચે એ એકલવાયો
પોતે જ પોતાનો છાયો
સહુમાં ફેલાય
રિક્ત થાય સભર થાય
નિરાકાર
ક્યાંક કશું પ્રગટવા મથી રહ્યું બ્હાર...
વિમન એ
પવન પ્હેરીને ઊડે ચારેકોર.
ઘનઘોર વરસી
તેજ ઓઢી હરખી
ક્યાંય સરી જાય — સમજાય
પર્ણો કેરા સ્પન્દનમાં...
મચી જાય ઝઝ્ઝા
પણ એક પાન ખરે નહિ
સમયને ભરે નહિ !
સમયને ભરે નહિ
એની આંખ વિશે સકલ આ તો ય તરે નહિ
આરપાર
ક્યાંય કશું પ્રગટવા મથી રહ્યું બ્હાર.
એકવાર
સરોવર વિશે
આકાશની નીલિમા ઊતરીને ન્હાય
એમ એ'ની આંખમહીં
એક આકાર રચાય...
લમ્બાવીને હાથ
ખડકને ખેંચી લાવી
નજરથી કોરી કાઢી કૃતિ
હિમ સમી સ્નિગ્ધ
દ્વય નયનમહીં
આંગળીથી સૂરજને અડી મૂકી દીધું તેજ
વચ્ચોવચ્ચ મૂકી દીધું અન્ધારનું ટીપું
લઈને ઉષાની લાલાશ
હોઠ પરે મૂકી
સ્હેજ
આકાશ — જલ — તેજ — વાયુ — ધરા
ઘૂમતાં થયાં
એનાં બેઉ નયનમાં !
સુંવાળાં એ રૂપને
મળી ગયાં તાલ અને ચાલ
એ જ ક્ષણે
સકલ સૌ કિસલયો ખૂલી ગઈ — ખીલ્યાં ફૂલ
લ્હેરાયું વ્હાલ — વસન્ત !
આનન્દનું મૌન કેવું !
માર્દવ એ આકાર
જલ વિશે ઊતરીને ન્હાય
ધીરે ધીરે આવેગોનાં મોજાંઓ છલછલ થાય
એકલતા જલપરે છતી થાય

જોઈ એણે
ખેંચી લીધ જલમાંથી ખડક
લઈ જઈ પ્હાડ પરે ઊંચે
પ્રથમની જેમ કોતરીને કૃતિ
પ્રગટાવ્યું પૌરુષ !
એ'ની બેઉ આંખમાંથી
નજરનાં પ્હેલવ્હેલાં ફૂટ્યાં તેજ
હવે —
બેઉને વિચારોની સરલ ગતિ
કિન્તુ નહીં વાચા — નહિ શબ્દ
જલ વિશે તરઙ્ગાય આવેગો
એ'ના સહુ આકારો રચાય...
એમ પછી, જલમહીં
વેગ અને આવેગ જે અનુભવ્યા
એ જ સમે
નાંખ્યે રાખ્યા ખડકના ટુકડાઓ
તેમ તેમ
જળચર ઉદ્ભવ્યાં !
એમ ઘૂમે
કોતરો — પહાડો — જઙ્ગલો — ખીણો ને
મેદાનોમાં
તે વેળા થાય જે જે વૃત્તિ
તેમ તેમ તે પગલાંની માટીમાંથી
એણે ઘડી ત્હેની આવૃત્તિ —
એમ થયાં વનચર
વિધવિધ રઙ્ગ, ભર્યું ભર્યું રૂપ.
જોઈ એ સકલને
થાય ઘણો આનન્દ
ચારે કોર ગૂઞ્જી રહ્યો મૂક છન્દ !
સૃજન વિશે મોહ્યા કરે
મૂક થઈ જોયા કરે
ધરા

હવે મનોહરા
જળચર — વનચર વચાળ
આદિમ એ નર અને નાર
કરતાં વિહાર
ભય નહીં
સમયનો સ્પર્શ નહીં
મન્દ મન્દ
આનન્દનો છન્દ
એકધારો સકલમાં વહી જાય
અવકાશ અલિપ્ત કાં રહી જાય ?
ન્યાળી રહે બેઉ એની આંખ
ચિતરાય હવામાં એમ પાંખ;
નર અને નાર
જે કરતાં વિહાર—
જહીં જહીં પડી જાય દૃષ્ટિ
તહીં તહીં ખડી થાય નવી સૃષ્ટિ
આવેગોના તરઙ્ગો જે જાય છૂટી
એમને તો પાંખ ફૂટી
થયાં પક્ષી,
ધરી લીધા અનુરૂપ રઙ્ગ
ભરી દીધો અવકાશ — ઉછઙ્ગ
હર્ષથી રોમાઞ્ચિત થઈ બન્ને ભેટ્યાં
જળે — વને — અવકાશે
એ'નાં પડઘાયાં આન્દોલન
પ્રાગટ્ય જે પામ્યાં હતાં
ત્હેનાં એક થયાં મન !

## ખાંયણાં

**કનુ સુથાર**

કીધું ઘણું ને ઘણું હજી કહેવાનું,
અન્તરમાં સહેવાનું,
અબોલા દોહ્યલા.

વાત રે વાતમાં વીતી જતી આ રાત,
વ્હાણેયે પૂરી ન થાત.
તે કાળજે ઝૂરતી.

રોકાઈ જાને ઓ રે મોંઘેરી રાત,
રહે હૈયે ન ઉચાટ,
તું હો એમ સાથમાં.

*

## કેવી રીતે ?

**જગદીશ ત્રિવેદી**

ત્હને—
કેવળ ત્હને જ કરવી છે જે વાત એકાન્તમાં
તે કેવી રીતે કહું કોઈની હાજરીમાં ?

જ્યારે જ્યારે તું આવે છે
કોઈને ને કોઈને સાથે લઈને આવે છે;
કદીક ઉષાને તો કદીક સન્ધ્યાને,
કદીક રજનીને તો કદીક ચન્દ્રીને,
કદીક તારાને તો કદીક વર્ષાને—
મ્હારે કહેવી છે વાત જે ત્હને એકાન્તમાં તે-
કહે —
કોઈની હાજરીમાં કેવી રીતે કહેવાય ?

## હોવે—

**ફારૂક શાહ**

ગૂઢગહનઘોર નસેનસ હોવે,
તીવ્રતમ અબ ચલમનો કશ હોવે.

તમતમી જાય તલપ મચલે દોમ,
આ સકળ દેખણું તાપસ હોવે.

કરમેં ધાર્યાં કમણ્ડળ હોવે મશાલ,
ભીતરે ઝાક દશે દશ હોવે.

આંખમાં ઊમટી હાલ્યા સંરવર,
એ'વી તે કેવી આ આતસ હોવે.

ઈહ જટા મર્મરી જલવા ઝબકે,
મૂલાધારેથી સરપ વશ હોવે.

મછલી જલ બારા ઉછોળાઈ ગઈ,
આભ આખુંય તસોતસ હોવે.

પલમેં દમ ભર લિયા કે હોવે તમામ
સારુંયે ઘોંસલું પરવશ હોવે.

## સચવાઈ કજ્જાળથી

**ઇસ્માઈલ શેખ**

ખર્યો, ફૂલ છું એટલે ડાળથી
જતન કણ્ટકોનું સદાકાળથી.

પવનસહ સતત ઊડવાનું રહ્યું,
પ્રસારે જો સોડમ એ સમ્ભાળથી.

વહું બેય કાંઠે અકળ વ્હેણમાં,
ન છુટાય, તોબા આ જઞ્જાળથી

અરીસે જુએ પાનખરનું ચમન,
નહીં હોઠ ખૂલે આ વાચાળથી.

નરી કલ્પના છે સુગન્ધો હવે,
નથી 'શેખ', સચવાઈ કજ્જાળથી.

## અરણ્યો

ભાનુપ્રસાદ ત્રિવેદી

'તથાસ્તુ !'ના દ્વારો ઉઘાડે શરણ્યો
અરે ત્યાં મ્હને ક્યાં ભગાડે અરણ્યો ?

ચલો હાશ પૂરું ચણાઈ ગયું ઘર !
શું ભીંતો વિશે ક્યાંક ત્રાડે અરણ્યો ?

અમે આડી-ઊભી રચી દીધ સડકો :
જુઓ તો ! ખરીથી ઉખાડે અરણ્યો !

રહ્યું ચાલવું ધાર પર નિત્ય આંહીં
અને ઘેન ઘૂંટી લપાડે અરણ્યો...

હવે દોટમાં આ, ન અટકાય એ'વું
ને ઊભાં રહે આવી આડે અરણ્યો !

'હજી બાકી આ તે'-ના રઘવાટ વચ્ચે
વળી પૂર્ણની વાત માંડે અરણ્યો !

કહો ખોતર્યાં કેમ જાયે અરણ્યો ?
નસો પર્ણમાં જેમ — હાડે અરણ્યો !

## ગમનાગમન

રા. શાહ

સવાર-સાંજની જોઉં છું રઙ્ગીન લીલા -
લાલ હો, કેસરી પીળા,
— નભે; જે નભે નહીં

*

પળ પછી પળ આવતી નવલ નૂરે,
ટહુકે નવલ સૂરે,
આમોદે આંજતી.

## મ્હારી સ્થિતિ

મફત ઓઝા

ઓઢી શકાતા નથી પર્વતો
કે પહેરી શકાતાં નથી વાદળો
ધોધમાર વરસાદ ભરમોસમનો તો ય
નથી ભીંજવી શકાતા શ્વાસ ચારેય યુગથી
લમ્બાતા કોરા.

કાચ પર ઘાસ ઊગી ગયું છે મધરાતનું
પછી ઘર આખું તરે છે થીજી ગયેલા અન્ધકારમાં
વૃક્ષો તો મ્હારી છાતી પર ઊગી ગયાં છે ઘટાટોપ
દવ તો લાગ્યો છે ડુઙ્ગરીએ
સાત સાત સમન્દર છલકે છે પાંદડીએ પાંદડીએ
તો ય નથી ઠરતી આગ જનમોજનમની
નગરચર્યા માટે નીકળેલો રાજકુમાર નથી બની શક્યો
દન્તકથા હજી.

કાગળની હોડી લઈ
નીકળે છે મનુ અફાટ રણ તરવા
માછલીની ચૂઈમાં મૃગજળ નથી થઈ શક્યું મોતી
આરબના તમ્બૂમાં ઊંટ પેસી ગાંગર્યા કરે છે
સમ્ભવ છે કે ઈશ્વર જન્મ લેતો હોય
હવે સૂકા તળાવની તિરાડોમાં ઇચ્છાઓ ભાંભરે છે.

એક બારી સવારથી ખુલ્લી રહી ગઈ છે
કોઈને બહાર જવું છે ને કોઈકને આવવું છે અન્દર
પણ એ'ને રોકી ઊભી છે ક્ષણ
કલ્પવૃક્ષની છાયામાં પીઠ ફેરવી બેઠું છે કોઈ અધડુકી
નથી હડી કાઢી શકતો હું
કે નથી પકડી શકતો મ્હને પવનનું પિઞ્જર હોવા
છતાં.

પાછો વળું —
પગલાં સૂંઘતો પહોંચું જ્યાં મ્હારું પ્રથમ પગલું પડ્યું.
ત્યાં ને ત્યાં હું બેસી મ્હને શોધ્યા કરું
છતાં નથી ઓળખી શકતો
આકાશ ઓગળી આસપાસ પથરાઈ ગયું
છતાં ઓઢી શકતો નથી પર્વતો
કે પહેરી શકાતાં નથી વાદળો.

## વીજ-નદી

યોગેશ જોષી

હું તો બસ, જોઉં છું—
ક્યાંકથી આવે છે
અજવાળાની એક લહેરખી
ને મ્હારામાં
ઊઘડતાં જાય છે આકાશ.

મ્હારી કરોડરજ્જુમાંથી
પસાર થઈ જાય છે
ગાંડાતૂર પૂરના આવેગથી
કોક
વીજ-નદી.

મ્હારા બે ધબકારા વચ્ચેથી
પસાર થઈ જાય છે હેમખેમ
પ્રચણ્ડ ગર્જન કરતો એક સમુદ્ર.
મ્હારા બે શ્વાસ વચ્ચેથી
પસાર થઈ જાય છે
અનન્ત અસીમ આકાશ.

ક્યાં ગયા મ્હારા પગ ? !
અરે ! ક્યાં છે મ્હારું ધડ ? !
એક ક્ષણ પહેલાં તો
રઝણઝણતું-ઝણઝણતું હતું જે
અસીમ ઊર્જાથી ? !

છે મ્હારી કને માત્ર મ્હારું મસ્તિષ્ક
ના, માત્ર તાળવું
આકાશના ઊંધા છાલિયા જેવું
આકાશ જેવડું;
સહસ સૂર્યોના શીતળતમ તેજે ભર્યું ભર્યું
નર્યું ઝળહળ ઝળહળ ઝળહળ !
હું તો બસ —



## બે ગઝલ

રાજેશ વ્યાસ

૧

સમજણ શિખવજે શ્વાસને થોડી સબર હવે,
આખાય ઘરનો ભાર છે આશા ઉપર હવે.

સારું થયું અજાણ્યા પડોશી થઈ ગયા,
આશાની ઘણે દૂર રહે છે નજર હવે.

જાણે કે એક વળાંક પછી કૈં જ પણ નથી,
અટકી ગઈ છે એમ આ મ્હારી સફર હવે.

માણસની ખોટ કેટલી મામૂલી નીકળી,
ચાલે બધું બધેય બધાના વગર હવે.

સારું થયું કે સૌની દેખતાં છુટા પડ્યા,
પહોંચે છે એકમેકની જલદી ખબર હવે.

મિસ્કીન સાત સાત સમન્દર તર્યા પછી,
હંફાવતું રહે છે સતત કાચઘર હવે.

૨.

હર ગલી ને હરેક ઘર ધ્રૂજે,
આમ આખુંય આ નગર ધ્રૂજે.

સાવ શાપિત અવરજવર ધ્રૂજે,
એકલી એકલી નજર ધ્રૂજે.

હાથ કોનો હશે ? ઘરેઘરમાં,
ઊંઘ આવીને રાતભર ધ્રૂજે.

શહેરને કોણ લૂંટવા બેઠું,
લાગણીઓ લઘરવઘર ધ્રૂજે.

આજ સોપો પડી ગયો એ'વો,
શબ્દ મિસ્કીન હોઠપર ધ્રૂજે.

## સુન્દરમ્

ધીરુ પરીખ

*ત્હને મ્હેં ઝન્ખી છે*
*યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી.*

ખણ્ડ શિખરિણીમાં રચાએલી આ પઙ્ક્તિઓ એક અખણ્ડ કાવ્યનો રસાનુભવ કરાવી રહે એ'વી સુન્દરમ્‌ની સર્જકતા અને સંવેદનશીલતા એમાં સમ્પૃક્ત છે. આવા મહિમાવન્તા અને માનવન્તા સર્જક સુન્દરમ્‌નું મૂળ નામ ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર. એમનો જન્મ ભરૂચ જિલ્લાના આમોદ તાલુકાના મિયાંમાતર ગામે ૧૯૦૮ના માર્ચની ૨૨મી તારીખે થએલો. માતર તથા આમોદની શાળામાં અને એક વર્ષ ભરૂચમાં પ્રાથમિક-માધ્યમિક શિક્ષણ પૂરું કરી ૧૯૨૯માં, સંસ્કૃત અને અઙ્ગ્રેજી વિષયો લઈ, ગૂજરાત વિદ્યાપીઠમાંથી સ્નાતક થયા. તરત જ એક વર્ષ સોનગઢના ગુરુકુળમાં શિક્ષક રહ્યા અને ૧૯૩૦માં ઉમાશઙ્કર જોશી સાથે મૈત્રી સધાઈ અને હિન્દના સ્વાતન્ત્ર્ય સઙ્ગ્રામમાં સક્રિય બન્યા. દરમિયાનમાં ૧૯૧૭માં મઙ્ગળાબહેન સાથે લગ્નગ્રન્થિથી જોડાયા, અને ૧૯૩૭માં પુત્રી સુધાનો જન્મ થાય છે. ૧૯૩૨ અને ૧૯૩૩માં એમ બે વાર એ'મણે સ્વાતન્ત્ર્યસેનાની તરીકે જેલવાસ પણ ભોગવેલો. ૧૯૩૪માં અમદાવાદમાં 'જ્યોતિ સઙ્ઘ'માં શિક્ષક તરીકે જોડાય છે અને ૧૯૪૫માં સપરિવાર અરવિન્દ આશ્રમ પૉંડિચેરીમાં સ્થાયી થાય છે અને ૧૩ જાન્યુઆરી ૧૯૯૧ના રોજ એમનું ત્યાં નિધન થાય છે ત્યાં સુધી તેઓ ત્યાં સાધક તરીકે રહેલા. પણ યોગસાધનાની સાથેસાથ એમની સાહિત્ય સાધના પણ ચાલુ જ રહેલી.

સુન્દરમ્‌ની સિસૃક્ષાનો ઉત્તમ ફાલ ત્રીશી અને ચાળીશીના ગાળામાં ઊતર્યો છે. એમની સર્જનયાત્રાનું પ્રથમ સોપાન ૧૯૨૬માં 'સાબરમતી'માં 'મરીચિ'ના તખલ્લુસથી પ્રકટ થએલું એમનું કાવ્ય 'એકાંશ દે' છે. અને એ સોપાને જ એઓ કવિતાના સિદ્ધિશિખર સુધી પહોંચ્યા છે. જો કે એ પહેલાં 'સાબરમતી'માં પ્રકટ થયેલા એમના લેખને ઉત્તમ ઠેરવેલું અને અખિલ ભારત વિદ્યાર્થી પરિષદનું પારિતોષિક મળ્યું હતું. એ'મની વાર્તાઓ, પ્રવાસવર્ણન અને વિવેચનાત્મક લેખોમાં એમની ગદ્યરિદ્ધિ અભરે પડી છે. ૧૯૩૩માં એમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'કોયા ભગતની કડવી વાણી' અને 'ગરીબોનાં ગીતો' પ્રકટ થયા પછી એ જ વર્ષે એ'મની સર્જકતાના ઉત્તમ ઉન્મેષ સમો બીજો કાવ્યસઙ્ગ્રહ 'કાવ્યમઙ્ગલા' પ્રકટ થયો. એમનાં સુન્દર બાળકાવ્યોનો પ્રથમ સઙ્ગ્રહ 'રઙ્ગ રઙ્ગ વાદળિયાં' ૧૯૩૯માં પ્રકટ થયા પછી એ જ વર્ષે 'વસુધા' કાવ્યસઙ્ગ્રહ પ્રકટ થાય છે. ત્યારે પછી પૂરા એક તપ બાદ એમનો 'યાત્રા' નામક કાવ્યસઙ્ગ્રહ ૧૯૫૧માં પ્રકટ થાય છે. ત્યાર પછી પણ એમની કવનપ્રવૃત્તિ સતત ચાલુ જ રહી હતી. એ બધાં વર્ષોના કાવ્યસર્જનના પરિણામ રૂપે ૧૯૯૧માં 'વરદા' કાવ્યસઙ્ગ્રહ, ત્યારબાદ ૧૯૯૨માં 'મુદિતા' અને 'ઉત્કણ્ઠા' સઙ્ગ્રહો, ૧૯૯૩માં 'અનાગતા' અને ૧૯૯૫માં 'ઈશ' તથા 'લોકલીલા' કાવ્યસઙ્ગ્રહો પ્રકટ થાય છે.

એમણે 'ત્રિશૂલ'ના ઉપનામથી લખેલી વાર્તાઓનો પ્રથમ સઙ્ગ્રહ 'હીરાકણી અને બીજી વાતો' ૧૯૩૮માં પ્રકટ થયા પછી ૧૯૩૯માં બીજો વાર્તાસઙ્ગ્રહ 'ખોલકી અને નાગરિકા' તથા ૧૯૪૦માં ત્રીજો વાર્તાસઙ્ગ્રહ 'પિયાસી' પ્રસિદ્ધ થાય છે. ૧૯૪૫માં 'ખોલકી અને નાગરિકા'માં પાંચ નવી વાર્તાઓના ઉમેરણ સાથે 'ઉન્નયન' નામક ચોથો વાર્તાસઙ્ગ્રહ અને

૧૯૭૮માં 'તારિણી' નામે પાંચમો વાર્તાસઙ્ગ્રહ પ્રકટ થાય છે.

વિવેચક તરીકે પણ સુન્દરમ્‌માં સૂક્ષ્મ અને ઊંડો અભ્યાસ જોવા મળે છે. ૧૯૩૧માં ગ્રન્થસ્થ ગુજરાતી સાહિત્યની એમની સૂઝપૂર્વકની સમાલોચના એમનો આ ક્ષેત્રનો પ્રથમ ધ્યાનાકર્ષક ઉન્મેષ છે. પણ એમની સજ્જતા અને પુરુષાર્થ તો પ્રકટે છે ૧૯૪૬માં પ્રસિદ્ધ થએલા એમના ગ્રન્થ 'અર્વાચીન કવિતા'માં. 'અવલોકના' (૧૯૬૫) 'સાહિત્યચિન્તન' (૧૯૭૮) તથા 'સમર્ચના' (૧૯૭૮) એમના આ ક્ષેત્રના ન્હાનામ્હોટા લેખોના નોંધપાત્ર સઙ્ગ્રહો છે ! ૧૯૭૮માં પ્રકટ થએલા 'સા વિદ્યા' પુસ્તકમાં એમના શિક્ષણવિષયક મનનીય લેખો સઙ્ગૃહીત થયા છે.

એમનું પ્રવાસ વર્ણન 'દક્ષિણાયન' (૧૯૪૨)માં પ્રકટ થયું, જેમાં એમના સર્જનાત્મક ગદ્યનો અચ્છો પરિચય થાય છે. એમણે જે મૌલિક નાટકો લખ્યાં છે તે 'વાસન્તી પૂર્ણિમા'માં પ્રકટ થયાં છે. જર્મન નાટ્યકાર અર્ન્સ્ટ ટોલરના 'ટ્રાન્સ્ફીગ્યુરેશન'નો ૧૯૬૧માં 'કાયાપલટ' નામે અને એમના બીજા નાટક 'માસિઝ એન્ડ મેન'નો ૧૯૬૫માં 'જનતા અને જન' નામે અનુવાદ આપ્યો છે. આ ઉપરાન્ત સંસ્કૃતમાંથી 'ભગવજ્જુકીય' (૧૯૪૦) અને 'મૃચ્છકટિક'ના (૧૯૪૪) અનુવાદો આપ્યા છે; તો ૧૯૫૧માં 'માતાજીનાં નાટકો અનુવાદરૂપે આપ્યાં છે ! 'ઐસી હૈ જિન્દગી' અને 'સાવિત્રી' અનુવાદો પણ એમના તરફથી મળે છે !

સુન્દરમ્‌ની સર્જકપ્રતિભાને યોગ્ય રીતે જ બિરદાવાઈ છે. ૧૯૩૪માં એમને 'કાવ્યમઙ્ગલા' માટે રણજિતરામ સુવર્ણચન્દ્રક એનાયત થએલો. ૧૯૪૬માં 'અર્વાચીન કવિતા' માટે 'મહીડા પારિતોષિક' અને ૧૯૫૫માં 'યાત્રા' કાવ્યસઙ્ગ્રહ માટે 'નર્મદ સુવર્ણચન્દ્ર' અર્પણ કરવામાં આવેલાં. ૧૯૬૮માં 'અવલોકના' માટે દિલ્હી સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળેલો. ૧૯૭૫માં સરદાર પટેલ યુનિવર્સિટી વલ્લભ વિદ્યાનગર દ્વારા એમને પીએચ.ડીની માનદ્ ઉપાધિ એનાયત થયેલી. ૧૯૮૫માં ભારત સરકારે 'પદ્મભૂષણ'નો એવોર્ડ આપેલો. ૧૯૭૦માં જૂનાગઢમાં મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદના એઓ પ્રમુખ વરાયેલા.

સુન્દરમે પોતાની સર્જનપ્રવૃત્તિનો આરમ્ભ 'મરીચિ' અને 'વિશ્વકર્મા' તખલ્લુસોથી કરેલો. પરન્તુ પછી ગાંધીજીની આત્મકથામાં આવતા તમિળ શ્રમજીવી બાલાસુન્દરમ્‌ના નામ પરથી 'સુન્દરમ્' તખલ્લુસ કાયમ માટે સ્વીકાર્યું. આરમ્ભની ત્હેમની કવિતા નક્કર વાસ્તવને તાકતી પ્રગતિવાદની અસરો ઝીલે છે. પછી ગાંધીપ્રભાવે એ સુકાન બદલે છે. પણ આ વાદવાડામાં એમની કવિતાને જોવી એ કદાચ એમની સર્જકતાને અન્યાયકર્તા બને. એમનો ભાષાવૈભવ, છન્દસફાઈ, ચારુભવ્ય કલ્પનોત્થનો એમને ગાંધીયુગના પ્રથમ કક્ષાના કવિ ઠેરવે છે. એમના ગીતોમાંનું ઉત્કટ ઊર્મિતત્ત્વ અને સોનેટોમાંનું વિચારોર્મિનું તત્ત્વ એમની કવિતાનો વિશેષ બની રહે છે. અઙ્ગત પ્રણયથી, માનવપ્રણય અને ઈશપ્રણય સુધી એમની પ્રણયોર્મિનો વિકાસ છે. ભક્તિનો આરમ્ભનો આછો તન્તુ ઉત્તરોત્તર ઘટ્ટ બનતો અનુભવાય છે. એમની કવિતામાં શ્રદ્ધા અને બુદ્ધિનું અજબ મિશ્રણ છે. 'લોકલીલા' જેવા સુદીર્ઘ કાવ્યમાં એમની પરલક્ષી થવા મથતી અભિજ્ઞા અનુભવાય છે. એમણે ગીત, સૉનેટ, ભજન, મુક્તક, દીર્ઘકાવ્ય એમ વિવિધ કાવ્યપ્રકારોમાં પોતાનું હીર પરખાવ્યું છે. ન્હાનાલાલનું શબ્દમાધુર્ય, કાન્તની કમનીયતા અને ઠાકોરની વિચારપ્રધાનતાનો એમની કવિતામાં ત્રિવેણીસઙ્ગમ છે; અને છતાંય એમાં સુન્દરમનું વિશિષ્ટ કવિવ્યક્તિત્વ પ્રતીત થાય છે.



## અનુવાદ

# અમૃતા પ્રીતમની કવિતા

ભાનુમતી જાની

પંજાબનાં પ્રસિદ્ધ કવયિત્રી શ્રીમતી અમૃતા પ્રીતમ જ્ઞાનપીઠ પુરસ્કારદ્વારા સમ્માનિત થયાં છે. પંજાબી કવિતાની પણ એક વિશિષ્ટ ઓળખ છે, તાકાત છે, એનું સૌન્દર્ય છે. અમૃતાજી ૧૯૮૧ના વર્ષ માટે, એમના 'કાગળ અને કેનવાસ' (કાગજતે કેન્વાસ') કાવ્યસઙ્ગ્રહ માટે પુરસ્કૃત થયાં.

અમૃતાજીએ ક્યારેય એમના જીવન અને કવન વચ્ચે કોઈ ભેદરેખા રાખી નથી. એમની કવિતા એવી તો પારદર્શક છે કે, એનો સાક્ષાત્કાર, એ જીવન, જગત, તેમ જ માનવહૃદયના ધબકારનો સાક્ષાત્કાર બની રહે છે. વિશેષે કરીને પમાય છે 'સ્વ'ની ઓળખ.

અમૃતા પ્રીતમનો જન્મ ગુજરાવાલા (પંજાબ)માં- ૩૧ મી ઓગસ્ટ ૧૯૧૯ થયો હતો. ત્યાંનો એક સાવ અજાણ્યો માણસ, અમૃતાજીના જ્ઞાનપીઠ પુરસ્કારના સમાચાર વાંચી દિલ્હી જઈ પહોંચે છે. રૂમાલમાં બાંધેલી ન્હાનકડી ભેટ અમૃતાજીના હાથમાં આપી ગદ્દદિત થઈ કહી ઊઠે છે - "અમૃતાજી ! આ એ જમીનની માટી છે, જ્યાં આપે જન્મ લીધો છે" ને પછી એ કશું જ બોલી ન શક્યો.

નારીનાં શારીરિક, માનસિક અને ભાવનાત્મક ખેંચાણોને પ્રત્યક્ષ જ્ઞાન અનુભવના સન્દર્ભમાં, અસાધારણ તનાવ, સઙ્ઘર્ષ, તીવ્ર પ્રેમના આવેગોના તાપને જેણે સહન કર્યા છે ને અભિવ્યક્તિને કુન્દન શી બનાવી છે, એમની કવિતાનું મૂલ્યાઙ્કન હૃદયસ્પન્દન વડે જ કરી શકાય —

### ૧. રાત મ્હારી

રાત મ્હારી જાગે અપલક
વિચાર-તારો સૂતો.
વૃક્ષ સૂરજનું ઊભું'તું,
કિરણ તોડ્યાં કોઈએ.
કોઈકે ઉખેડ્યો ચાંદનો ગોટો.
સ્વપ્નને કેમ બોલાવ્યાં હશે ?
તારાઓ એમ જ ઊભા'તા
કર્યાં દ્વાર બન્ધ આકાશે
સ્મરણે સીવ્યા પ્રેમજખમ
ટાંકા આજ ખોલી,
'દોરો દઈ દીધો પાછો.
પવિત્ર દર્દભાર્યા પ્રેમ પુસ્તકમાંથી
બસ, પ્રતીક્ષાનું પાનું આજ નાખ્યું ફાડી.
ધરતીએ ઊંડો નિશ્વાસ છોડ્યો
આકાશે ભર્યું ડૂસકું,
ફૂલોનો કાફલો આજ,
થયો પસાર રણે,
ઘઉંની સુગન્ધને દારૂગોળો
પી ગયો.
શાન્તિની નિષ્ઠા વેચાવા લાગી.
જગત પ્રકાશ પાસે સદીઓ કરે પ્રકાશ
પ્રેમઋતુમાં ત્હેં નફરત શે વાવી,
માનવનું લોહી પૂછે માનવને
'ઈશુના પવિત્ર હોઠને શૂળીએ શેં ચૂમ્યા ?
આ કેવી રાત ભાગતી ચાલી !
ચન્દ્રનું એક પુષ્પ ચમ્પાયું.

સૂરજનો ઘોડો હણહણ્યો
રોશનીનું જીન ઊતરી પડ્યું.
આયુષ્ય યાત્રા વિમાસતો
ધરતીનો મુસાફર રડી ઊઠ્યો.
રાત શેં થમ્ભી આજ !
રોશનીયે કંઈક હલી ગઈ
ક્યાંક કોક વિશ્વાસ પતઙ્ગ લહેરાયું
રાતની ફરકતી એ આંખ
શુકન કદાચ છે શુભ.
આકાશની ઊંચી દીવાલે
ચમક્યો તેજમિહિર
ડાળી કરે શું કોય ?
મમતા ફૂલની સતાવે
માનવ નસીબે કહ્યું આજ
માનવને,
"હે સૌન્દર્ય યાત્રીઓ !
પ્રેમ પથિકો
જાઓ પાછા જાઓ
જ્યાં ક્યાંક ગયો
કોઈ એક વિશ્વાસયાત્રી.

## ૨. એક મુલાકાત

હતી હું શાન્ત, મૌન નિશ્ચલ
સમુદ્રમાં હતું એક તોફાન.
શું થયું એ'ને ?
તોફાનની એક પોટલી બાંધી,
હાથમાં સરકાવી મ્હારા,
હસીને થયો દૂર.
આશ્ચર્ય તો થયું
પણ ચમત્કારને લઈ લીધો મ્હેં



આ'વું તો સદીઓમાં ક્યારેક જ બને
એની મ્હને ખબર હતી.
લાખ વિચાર સળક્યા મસ્તકે
પગ થમ્ભી ગયા.
પોટલી લઈ શહેરમાં શી
રીતે જઈશ ?

મ્હારા શહેરની શેરી શેરી અજમ્પ
ને છત બધી નીચી.
ને દીવાલ વામણી —
મ્હને થયું કદાચ તું ક્યાંક મળી જાય તો
સમુદ્રની જેમ આ'ને છાતી પર મૂકી
આપણે આ કિનારાની જેમ જ વેરી દઈએ
ઘડીક સ્મિત.

ને તો પછી
નીચી છત, ને સાંકડી ગલીના
શહેરમાંય રહી શકાય.
બપોર આખી શોધતી રહી ત્હને
આગનો ઘૂંટ જાતે જ પી નાખ્યો.
હું એક એકલ કિનારો
હડસેલી દીધો એ'ને,
સાંજ ઢળી ત્યારે —
સમુદ્રનું તોફાન પાછું સોંપી દીધું
રાત ધીરે ધીરે જામવા લાગી

ને તું મળ્યો.
તું ય ઉદાસ, મૌન, શાન્ત, નિશ્ચલઃ
હું ય ઉદાસ, મૌન, શાન્ત, નિશ્ચલ.

માત્ર

દૂર સમુદ્રમાં એક
તોફાન અનન્ત અવિરત.

૩. યાત્રા

ગઙ્ગાજળથી વોડકા સુધી
છે આ એક અનન્ત તરસ યાત્રા
સાદો પવિત્ર જન્મ,
અપવિત્ર કર્મનો એક સાદો ઉપાયઃ
કોઈક પ્રેમાળ ચહેરાને
છલકતા પ્યાલામાં જોવાનો યત્ન
શરીરના કારી જખમને ભૂલવા રહ્યા.
આ પત્થર કેવા ત્રિકોણ ? —
જેને પાણીના ઘૂંટ સાથે
ગળે ઉતાર્યા
કેટલા ભવિષ્યને બચાવ્યા
આજથી ને કદાચ આજનેય
માત્ર એક જ વિચાર

કંઈ કેટલીય વાર
જ્યારે કેટલીય વાર
સારઙ્ગીનો એક તાર
અચાનક કોઈ રાગની છાતીમાં
ભોંકાય છે.
કે ચૂપચાપ એક પિયાનો
સફેદ કાળા દાંતમાં સઙ્ગીત ચાવે છે.
આવે એક જ વિચાર
જેમ કોઈ મોતનો એક
ઘૂંટ ભરે — પછી ધ્રૂજી ઊઠે
ને ફરી પેલો વિચાર
પણ મરેલી છાતીમાંય
ધબકે છે કોઈ શ્વાસ
રૂંધાયેલા એ શ્વાસ સાથે
કહી શકું—

બધીજ યાત્રા માત્ર ત્યાં જ
શરૂ થાય છે.

જ્યાં એ પૂરી થાય છે'



અમૃતા પ્રીતમ પ્રેમ અને નિષ્ઠાનાં નાજુક ભાવસ્પન્દન એ'મનાં સર્જનમાં વ્યક્ત કરે છે. દર્દ અને પીડા એ'મની કવિતામાંથી સતત વહેતાં અનુભવાય છે ને દર્દ તથા પીડા હોય ત્યાં નિશ્વાસ, ને ડૂસકું પણ હોય જ.

કવયિત્રીની રાત અપલક જાગે છે, પ્રેમજખમને સ્મરણથી સીવવાનો પ્રયાસ તો કરે છે, પણ પછી એ'નોય અર્થ નથી લાગતો. પ્રેમ કસોટી કરે છતાં કવયિત્રી એ'ને તો પવિત્ર જ ગણે છે. રણમાંથી પસાર થનારા ફૂલોના કાફલાની એ'મને ચિન્તા છે. યુદ્ધની વિધ્વંસકતાએ ઘઉંની સુગન્ધને નષ્ટ કર્યાનો ચિત્કાર એ'મને બેચેન બનાવે છે.

જીવનની પ્રત્યેક ઋતુને તેઓ પ્રેમઋતુ કહે છે. ને આવી સરસ ઋતુમાંય ઈસુના પવિત્ર ઓઠ શૂળીએ વીંધાય ?

ને ધરતીનો મુસાફર રડી ઊઠે. પણ કવયિત્રીને શ્રદ્ધા છે સનાતન પ્રેમભાવમાં. તેથી શુભ શુકન વરતાય છે ને વિશ્વાસનું પતઙ્ગિયું લહેરાતું જુએ છે. ફૂલની મમતા જેને સતાવે છે એ'વાં આ કવયિત્રી સૌન્દર્ય-યાત્રીઓ અને એ'મના પ્રેમપથિકોને પેલા વિશ્વાસ યાત્રીની પાછળ જવા સઙ્કેત કરે છે—

'એક મુલાકાત' — કાવ્યનાયિકાના શાન્ત, મૌન, નિશ્ચલ હૃદયમાં સંસારસમુદ્રે સિફતથી સરકાવી દીધેલા તોફાને અજમ્પો જગાવ્યો છે. વામણી, અજમ્પ માનવ હસ્તીઓની વચ્ચે આ તોફાનને જીરવવા કોઈક સધિયારો

ઝલી દેવાય તો છાતીમાંના એ તોફાન સાથેય બે ઘડી પ્રેમનું સ્મિત ફરકાવી શકાય, ને પેલી નીચી છત નીચે ને વામણી ગલીમાંય રહી શકાય. પણ પેલો સધિયારો કયાં ?

છેક સાંજ ઢળતાં કાવ્યનાયિકા તોફાનને જીરવી ન શકતાં એ'ની પોટલી સમુદ્રને પાછી આપે છે. જામતી રાતે મોડો પેલો સધિયારો તો મળે છે પણ સ્મિતવિહોણો, ઉદાસ, મૌન, શાન્ત ને નિશ્ચલ —પોતાના જેવો જ. સમુદ્રમાં અનન્ત અવિરત તોફાન મચેલું છે —

'યાત્રા'માં ગઙ્ગાજળથી વોડકા સુધીની એક અનન્ત તરસ —યાત્રાનો નિર્દેશ કરતાં કવયિત્રી કોઈક પ્રેમાળ ચહેરાને છલકાતા પ્યાલામાં જોવાનો યત્ન કરે છે, વિષમતા અને વિસંવાદમાંથી સમગ્ર વિશ્વને બચાવવાની મથામણ તો એ'મની (સૌની) છે. પણ સારઙ્ગી કે પિયાનોય શું કરે ? સૂર વિચ્છિન્ન થયા છે. વિશ્વશાન્તિ અને ઐક્યનું પુષ્પ તો ક્યારનું મુરઝાયું છે.

મોતનો એક ઘૂંટ કોઈ ભરતા તો ભરી દે પણ પછી ધ્રૂજી ઊઠે છે ને માનવની છાતીના ઘા દૂઝવા લાગે છે. કવયિત્રી અહીં પણ માનવચેતનામાં શ્રદ્ધા ધરાવે છે. મરેલી છાતીના ધબકારમાંય એ'મને તો વિશ્વાસ છે. કદાચ છાતી તો એ'મની જ વીંધાઈ છે. શ્વાસ રૂંધાયો છે ને છતાં પેલી પૂરી થતી યાત્રામાં જ નવી યાત્રાનો, નવી શ્રદ્ધાનો, નવી ચેતનાનો આરમ્ભ એ'મને દેખાય છે.



## સાભાર સ્વીકાર

**પવનના વેશમાં :** શ્રી ધીરેન્દ્ર મહેતાનાં ગીતો-ગઝલો-ગદ્ય-કાવ્યોનો પ્રથમ સઙ્ગ્રહ. પ્રકા. આર. આર. શેઠની કંપની, ફુવારા પાસે, ગાંધીમાર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧; કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૧૫૬, રૂ. ૫૦

**આભાસ :** શ્રી જયન્ત ઓઝાનાં ગીતો-ગઝલોનો પ્રથમ સઙ્ગ્રહ, પ્રકા. પોતે, ૨૫, રવિપાર્ક, કોલેજ પાછળ, ઈડર-૩૮૩ ૪૩૦; કાચું પૂઠું, ફૂલ્સકેપ પૃષ્ઠ ૬૪, રૂ. ૨૬.

**પરિકલ્પના :** શ્રી રતુભાઈ દેસાઈની વિવિધ પ્રકારની અને વિવિધ ભાવસ્થિતિની કાવ્યરચનાઓનો વિવિધ વિદ્વાનોએ કરેલા આસ્વાદનો સઙ્ગ્રહ. પ્રકા. પરિમલ પ્રકાશન પ્રતિષ્ઠાન, 'પાર્વતી', હનુમાન રોડ, વિલેપારલે, મુમ્બઈ-૪૦૦ ૦૫૭; કાચું પૂઠું, પૃષ્ઠ ૨૩૮, રૂ. ૮૦

## ધમધમાધમધમ્

ધીરેન્દ્ર મહેતા

આવડીક છે આ શાલ્મલિ
ને કેવડી છે જો ચોટી !
ધમધમાધમધમ્ !

એ'વી ઘૂમે આંખો જાણે
રઝીન હોય લખોટી !
ધમધમાધમધમ્ !

આગળપાછળ દોડે સૌ,
આ ઊંચેઊંચે દોડે !
ધમધમાધમધમ્ !

ફૂલ મજાનાં માથે લઈને
આકાશે એ ચોડે !
ધમધમાધમધમ્ !

બોલેચાલે કૈં નહીં એ
નાચે ને બસ ગાય !
ધમધમાધમધમ્ !

એ'વું હસે, હસે તો એ
જાણે વાયુ વાય !
ધમધમાધમધમ્ !

વાત આ તો નવાઈ જેવી
આ તે છોરી કેવી !
ધમધમાધમધમ્ !

આંખે પાટા બાંધી જુઓ
ત્યારે દેખો એવી !
ધમધમાધમધમ્ !

## ચપ ચપ ચપ !

કનુભાઈ જાની

આકાશે એક ચાંદો,
એક દિ' પડ્યો માંદો.
જોવા આવ્યા સૂરજદાદા,
એમણે દીધો કાંદો !

કાંદો તો બહુ તીખો
ત્યાંથી નીકળ્યો ભીખો.
ભીખે મધ દીધું
ગળ્યું ગળ્યું પીધું !

એક ટીપું નીચે પડ્યું,
કીડીબાઈની જીભે ચડ્યું,
ચપ ચપ ચપ !
ચપ ચપ ચપ !
સૂરજ ગયો ખસી,
ચાંદો પડ્યો હસી.

## મિલનમાં

માણેકલાલ પટેલ

ત્હારા મ્હારા મિલને
છલકાતી મ્હેક છે,
મલપાતી ગ્હેક છે !

ત્હરા મ્હારા મિલને
સમજાતા સજ્ઞ છે,
પરખાતા રજ્ઞ છે !

ત્હારા મ્હારા મિલને
લચકાતાં કાજ છે,
અચલાતાં રાજ છે !

## ચાંદો ક્યાંથી આવ્યો ?

યોસેફ મેકવાન

રાધા ને કા'નો ભમતાં'તાં,
જમનાને કાંઠે રમતાં'તાં.
રમતમાં કા'નો ગયો સન્તાઈ,
રાધા એથી ખૂબ રિસાઈ.
ક્યાં ગયો રે કા'ના આમ ?
રાધા લે છે ત્હારું નામ !
છાનો-માનો કા'નો જુએ,
એકલી પડેલી રાધા રુએ !
આંખથી આંસુ દડદડ દડે,
જમનામાં પૂર ભારે ચડે !
એ જોઈ કા'નો આવ્યો ધસી,
રાધા રડતાં રડતાં હસી...
હાસ રાધાનું ગયું આકાશ
ચાંદ બની વેરે ઉજાસ !

## દોસ્તીમાં

શ્રી માણેકલાલ પટેલ

ત્હારી મ્હારી મમતે
   દોસ્તી જાગે
લીલા બાગે !

ત્હારી મ્હારી લગને
   નન્દો જાગે
   પ્યારા રાગે !

ત્હારી મ્હારી સમજે
   સાહસ જાગે
   આળસ ભાગે !

## સોનલ

સુલભ ધન્ધુકિયા

હસતી રમતી આવી સોનલ,
વાત મજાની લાવી સોનલ.

ખેલ વાંદરાનો આવ્યો છે,
કહી કૂદવા લાગી સોનલ.

ચાલો મમ્મી, ચાલો પપ્પા,
હાથ ઝાલી લઈ જાતી સોનલ.

મમ્મી-પપ્પા સાથે ચાલ્યા,
આગળ-આગળ ચાલી સોનલ.

હસતાં કૂદતાં જોયા ખેલ,
તાળી દઈ હરખાતી સોનલ.

ખાવાનું જે લાવી સોનલ,
ખવડાવી ખુશ થાતી સોનલ !

## મગરનું મોં

એકલવ્ય

મગરનું મોં મ્હોટી કન્દરા,
જે કોઈ . . . જો
જાય મહીં તો
પાછું આવે નહીં; આશ ના જરા.
મ્હેં એ'ને જોયો પાણીમાં:
આંખ બન્ધ પણ કમ્પ નાકના ખરા.
આમ દેખતાં ઠૂંઠું લાગે;
પીઠ કર્કરી,
લાંબી પૂંછે
ઘા કરનારા કેટકેટલા છરા !
ન્હાનાં મ્હોટાં ખાય માછલાં;
કને આવતા હાથીનેયે
જાય ખેંચી એ જ્યાં હો ઊંડા ધરા.

# 'સન્નિવાસ'ની કવિતા

હેમન્ત દેસાઈ
('સન્નિવાસ' - લે. ઇન્દ્રકુમાર વ્રજલાલ ત્રિવેદી)

કવિતા સતત નહિ, કોક જ લખનારા કવિ તરીકેનો પોતાનો પરિચય ૧૯૬૫માં 'ક્વચિત્' નામ એ'મના પહેલા કાવ્યસઙ્ગ્રહને આપીને, ઇન્દુકુમાર ત્રિવેદીએ આપી દીધો હતો. ૧૯૪૧ થી ૧૯૬૫ — ચોવીસ વર્ષોમાં એ'મણે આપી પૂરી ચોવીસ રચનાઓ ! અલબત્ત, એ પસન્દ કરેલી રચનાઓ છે, તોપણ સઙ્ગ્રહ કરતી વખતે બાકી રહી ગયેલી રચનાઓ ઝાઝી નહિં હોય. એ પછી છેક ૧૯૮૫માં કવિ બીજો સઙ્ગ્રહ 'આર્જવ' તૈયાર કરે છે ત્યારે એ અગાઉની અને નવી એટલે ૧૯૬૫ પછીની મળીને સાઠ રચનાઓ લઈ આવે છે અને બેઉ સઙ્ગ્રહોને ભેગા કરીને 'સન્નિવાસ' નામનો આ સઙ્ગ્રહ પ્રકાશિત કરે છે. સીધી ગણતરી કરીએ તો ૧૯૪૧ થી ૧૯૮૫ સુધીની એટલે ચુંમાળીસ વર્ષોની એ'મની સુદીર્ઘ સર્જન યાત્રાના ફળરૂપે ૨૪+૬૦ મળીને કુલ ૮૪ કાવ્યરચનાઓ આપણને મળે છે. આથી જણાય છે કે ઇન્દુકુમારની કાવ્ય પ્રવૃત્તિ ખૂબ જ મન્દ ગતિએ ચાલી છે. પરન્તુ એ ગતિ મન્દ હોવા છતાં સબળ બની રહેલી છે કારણ કે એ 'સ્વસ્થ વ્યક્તિત્વ'ની પરિણતિ છે. બીજું, કાવ્યરસિકે તો સઙ્ખ્યા નહિ, ગુણવત્તા જ જોવી જોઈએ અને ત્હેનો મહિમા કરવો જોઈએ. બળવન્તરાયે કહ્યું છે તેમ 'કર્યાં કવનં કેટલાં નવ જુઓ, કર્યાં તે જુઓ.

'સન્નિવાસ'ના કવિએ વિવિધ રીતે કાવ્ય સિદ્ધ કરવાના પ્રયાસ કર્યા છે. અને ત્હેનાં કેટલાંક સારાં પરિણામો ઉપલબ્ધ થયાં છે, જેને કારણે 'સન્નિવાસ'ની કાવ્યસૃષ્ટિ એકન્દરે પ્રસન્નકર નીવડે છે. એ પ્રસન્નકર રસવસ્તુને વિગતે અવલોકીએ :

કોમળ સંવેદનનું સબળ આલેખન કરવામાં, બહુધા તરઙ્ગઆશ્રિત, તો ક્વચિત્ કલ્પનાઆશ્રિત રૂપયોજના કરવામાં અને વસ્તુનું સવિગત તથા વાસ્તવિક વર્ણન પ્રસ્તુત કરવામાં ઇન્દુકુમારનું કવિકર્મ-કૌશલ મુખ્યત્વે પ્રતીત થાય છે. આમ છતાં એ'મની તરત જ કળાઈ આવતી વિશેષતા તો છે સુરેખ સુચારુ ચિત્રાઙ્કનની. 'ભક્ત વત્સલ'માં અઙ્કાયેલું, પોતાની જટા છોડી ખુલ્લા કેશથી જટાયુના ઘાવ લૂછતા રામનું હોય કે 'કાળવન્દના'માં પીપળાના થડે કાયાને ટેકવી બેઠેલા અને પોતાના થાકેલા ચરણોને નિહાળતા કૃષ્ણનું હોય કે પછી શિયાળુ રાત્રે સૂમસામ ઘરના ઓરડામાં બેસીને સગડી તાપતા એકલાં અટૂલાં દમ્પતીનું 'આંસુ'ગત ચિત્ર હોય, ભાવક સમક્ષ તે હૂબહૂ ઉપસ્થિત થાય છે; એટલું જ નહિ, ત્હેને કવિની દૃષ્ટિની અને લેખિનીની દીપ્તિનો અનુભવ કરાવી રહે છે. હા. કવિની દૃષ્ટિનું નિરીક્ષણ અને એ'મની લેખિનીનો પ્રસાદ પ્રત્યેક ચિત્રને સાંપડેલ છે. 'વર્ષો પછી' 'સ્હેજ સ્હેજમાં,' 'માછલી', 'આકાઙ્ક્ષા', 'મહાવૃક્ષ', 'વાવમાં' જેવાં કેટલાંક કાવ્યો તો આખેઆખાં ચિત્રખચિત અને તેથી ચિત્રરસ્યાં છે :

*વર્ષોથી કોઈ તપસ્વીની જેમ*
*સૂસવાતા શિયાળુ વાયરામાં,*
*ધોમધખતા ઉનાળામાં*
*મુશળધાર વરસાદમાં*
*અને*
*ધસી આવતા ઝઞ્ઝાવાતોમાં*
*એ ઊભું રહ્યું અડીખમ, (પૃ. ૬૭)*

વૃક્ષના આ ચિત્ર જેવું જ, વાવમાં ગોઠવાયેલ પ્રાચીન શિલ્પ કૃતિનું.આ બીજું ચિત્ર પણ સાક્ષાત્કારક છે.

*ખુમારી આંખમાં આંજેલ વેગે દોડતા અશ્વે ચઢ્યો*
*અસવાર પાષાણસ્થમ્ભે બદ્ધ (પૃ. ૯૬)*

સ્થિર અને ગતિશીલ તેમ જ સ્વભાવોક્ત અને અલઙ્કૃત ચિત્રો કવિએ આંક્યાં છે, જે તે તે કૃતિના ભાવવિશ્વને સમૃદ્ધ કરે છે. જુઓ :

*ત્યાં તરત્ કોટિ સપનાં સમાં*
*તારકોથી મઢ્યાં*
*શાં મુલાયમ ઝીણાં મલમલી વસ્ત્ર અઙ્ગે ધરી*
*ઊતરી શર્વરી (પૃ. ૧૦)*

*હવે ત્યાં માત્ર*
*ક્યાંક ક્યાંક ધોળા ધોળા હંસ જેવાં વાદળાં,*
*પણે વર્ષા-સ્નાન કરી પરવારેલા*
*પલાંઠી વાળી બેઠેલા પર્વતો,*
*જાણે લાગે છે ધ્યાનસ્થ યોગીઓ (પૃ. ૪૧)*

આ બન્ને ચિત્રોને વિશદ કરવામાં સાદૃશ્યમૂલક અલઙ્કારોનું પ્રદાન તો છે જ, પણ એ પ્રત્યક્ષ થાય છે સજીવારોપણને બળે, બીજું ચિત્ર શેષનાં એ'વાં જ એક ચિત્રનું સ્મરણ કરાવે છે. પરમ્પરા સાથેનું કવિનું અનુસન્ધાન એથી પરખાય છે.

પીંછીના એક બે લસરકે આલેખતા ન હોય એમ ખૂબ આસાનીથી ચિત્રાઙ્કન કવિ કરી જાણે છે. કોઈ કોઈ ચિત્રો તો એ'નાં મનોરમ કલ્પનને લઈને, ખૂબ જ આકર્ષક બન્યાં છે :

*છન્દ ઝૂલણા મહીં ઝૂલતા કાવ્ય શું*
*કો શિશુ ઝૂલણે ઝૂલતું,*
*ફૂલની પાંખડી શાં મૃદુ અધબીડ્યાં પોપચાં*
*ઢાળીને અધખૂલ્યાં સ્વપ્નમાં રાચતું.*
*સ્વપ્નમાં ધાવતું હોયને એમ એ*
*કળી સમા હોઠ ફરકાવતું. (પૃ.૭)*

*ઝાંખાં રમકડાં બીજ-દીવા તેજમાં ન્હાના કબાટે*
*કાચના ઝૂરે. (પૃ. ૧૫)*

*આ નગરનાં તોતિઙ્ગ મકાનોને વૃક્ષની જેમ વધતાં*
*જોઈ રહું છું. (પૃ. ૭૦)*

*બખોલે પાંખ ઢાળી પાંખમાં ગેલી રહ્યાં પારેવડાં*
*(પૃ.૯૬)*

'બેઉ સુન્દર', 'સ્મૃતિ', 'ફફડાટ', 'ડોકિયું', 'દસ્તખત', 'રણમાં', 'આકઙ્ક્ષા' આદિ કાવ્યોમાં કવિનું ઋજુ સંવેદન અનાયાસ પ્રકટ્યું છે. એ સંવેદનપ્રેરક ભાવ અને ભાવનાને લઈને તેમ જ ત્હેની સચોટ અભિવ્યક્તિને કારણે પ્રસ્તુત કાવ્યો ધ્યાનપાત્ર બનીરહ્યાં છે. વળી એ પ્રત્યેક કાવ્ય ત્હેની અન્તિમ પઙ્ક્તિની ચમત્કૃતિથી મનોહર બન્યું છે. જેમકે,

*માર્જારનેત્ર તરતાં ધન અન્ધકારે અને*
*હૈયે થયો ત્યાં ફફડાટ પઙ્ખીનો.*

આ'વાં ભાવ-ભાવના સભર કાવ્યો બીજાંય છે. જેમાં 'તૃણ માછલી અને પતઙ્ગિયું'ની નોંધ લીધા વિના નહિ ચાલે. એ'માં એ ત્રણે રમ્ય, કોમળ અને સજીવ પ્રકૃતિ પદાર્થો પર થતા આઘાતથી દ્રવિત કવિ ત્હેમની મૂક વેદનાને સલૂકાઈથી ધ્વનિત કરે છે. આ જ વર્ગમાં બેસે એ'વાં 'મધ્યાહ્ન'માં 'વડલાનું પાન' અને 'પોપટ' જેવાં કાવ્યોમાંય પ્રકૃતિ તત્ત્વો અને પ્રાણીસૃષ્ટિ પ્રત્યેનું કવિનું સૂક્ષ્મ સંવેદન આસ્વાદ્ય નીવડે છે.

'કાળમીંઢ મહાશિલા શી એકલતા,' માંની સ્થિર ઘીના દીવા જેવી આંખો' અને 'મિત્ર એટલે જ અન્ધકારને ઓગાળનાર સૂર્ય' જેવી અભિવ્યક્તિમાં સાદૃશ્યદર્શનની સ્વાભાવિક ચમત્કૃતિ છે, કારણ કે તે કલ્પનાજન્ય છે. પરન્તુ

*વ્યોમમાર્ગને વિશે*
*અભ્રવેગનો ખસે...*
*સડ્સડાટ ગુડ્સટ્રેન અન્ધકાર આરપાર ધસમસે..*

જેવાં તરઙ્ગજન્ય રૂપક દ્વારા સધાતી અભિવ્યક્તિ કૃત્રિમ લાગે છે. કાવ્યાત્મક અભિવ્યક્તિ પરત્વે આમ તરઙ્ગ કે કોટિ પર આધાર રાખવાનું વલણ કવિની કલ્પનાની અલ્પતાનું તેમ સમકાલીન કવિમિત્રોના અનુસરણનું પણ સૂચન કરે છે. અલબત્ત, એમાં કેટલાંક સરસરમ્ય સ્ફુરણ લભ્ય થયાં છે. જેમકે, શિયાળાની રાતની આ છેલ્લી પઙ્ક્તિઓ :

*આમ તેમ ઊડી રહ્યાં તરુવર-પાંદ,*
*અબઘડી આકાશેથી ખરી જશે ચાંદ ! ?*

શિયાળાની જેમ બીજી ઋતુઓનાં વર્ણનનાં ય કાવ્યો કવિએ રચ્યાં છે. ત્હેમાં 'હેમન્તમાં' અને 'વર્ષા આજે' સ્વાનુભૂત ભાવસ્પન્દથી રસાયેલાં છે. વ્યક્તિ-વિશેષનાં કાવ્યોમાં કવિવર ન્હાનાલાલ, કવિ ઑડેન અને સદ્ગત પત્નીને ઉદ્દેશીને લખાયેલાં કાવ્યો હૃદ્ય છે. પ્રિયકાન્ત મણિયાર વિશેનું કાવ્ય ખરે જ હૃદયઙ્ગમ છે. એ'માં કવિએ પ્રિયકાન્તના વ્યક્તિત્વને તેમ ત્હેમના કવિ વ્યક્તિત્વને પૂર્ણરૂપે સાકાર કર્યું છે. પોતાના એ પ્રિય મિત્રના અવસાનના ઘેરા શોકને શબ્દબદ્ધ કરવા કવિએ કરેલી દુહાની રચના સાનુકૂળ છે તેટલી સક્ષમ પણ છે :

*ચહેરો ચીતર્યો ચિત્તમાં, આંખ્યું અમૃતધાર,*
*કેફી કવિતાનો ખરો, રે ક્યાં મળશે મણિયાર ?*
*કા'નો રમતો કીકીએ, નજરું રાધા નાર,*
*લયમાં લસબસ લ્હેકતો, રે ક્યાં મળશે મણિયાર ?*

મૂળ ગામડાના વતનીને વ્યવસાયાર્થે શહેરમાં આવીને વસવાનું થાય ત્યારે ત્હેને ગ્રામજીવનનાં સ્મરણો સતાવે તેમ જ ત્હેને નગરજીવનની ભીંસ અકળાવે તે સ્વાભાવિક છે. આ ભાવાનુભૂતિનાં ઇન્દુકુમારનાં થોડાંક કાવ્યો પણ સમકાલીનોની અસરથી સાવ મુક્ત રહી શક્યાં નથી. આમ છતાં એમનાં 'હવે', 'એકલતા' અને 'લહેર' જેવાં કાવ્યોમાં સ્વકીય અનુભૂતિને અભિવ્યક્તિ મળી છે. 'વિષાદયોગ' અને 'વિભૂતિયોગ' જેવાં આ કવિ માટે વિરલ એ'વાં લાંબાં કાવ્યોમાં સામ્પ્રત જીવનના કરુણ વાસ્તવનું આલેખન પુરાણકથાને આધારે થયું છે. 'ગાન્ધારી' અને 'લાક્ષાગૃહ' પણ એ જ વર્ગનાં કાવ્યો છે. આપણા દેશની વિપત્તિગ્રસ્ત અને દિશાશૂન્ય પ્રજાની પરિસ્થિતિ સૂચવતું 'લાક્ષાગૃહ' બીજા પણ અનેક અર્થસઙ્કેતોની ક્ષમતા ધરાવે છે.

વિવિધ છન્દરૂપો અને લયરૂપો અપનાવતા આ કવિએ કાવ્યરૂપોય વિવિધ ખેડ્યાં છે. પણ ગીત અને ગઝલ એમને બહુ ફાવ્યાં લાગતાં નથી અને સૉનેટને એ સ્પર્શ્યા પણ નથી. જે સમયમાં ઇન્દુકુમાર કવિતા લખે છે ત્હેમાં સૉનેટની બોલબાલા નથી પણ તે ઠીકઠીક લખાય છે. ગઝલ પણ ખૂબ લખાય છે, અને ગીત તો કવિઓનું પ્રિય કાવ્યસ્વરૂપ બનેલું છે. આમેય તે ગીત આપણા કવિઓનું લાડીલું કાવ્યસ્વરૂપ છે. ત્રણચાર ગીત રચનાઓ આ કવિએ આપી છે, પણ વાંચતાં પ્રસન્ન થઈ જવાય એ'વું એકે ગીત નથી. ગઝલ પર હાથ અજમાવવા જેટલી એ'ના છન્દની આવડત છે, પણ જે રચનાઓ છે તે ગઝલ બનતી નથી. 'પાંખડીઓ' શીર્ષક હેઠળનાં ગઝલના શેર જેવાં મુક્તકો સારાં છે. બીજાં પણ કેટલાંક મુક્તકો એમની મુક્તક રચનાની ફાવટની સાક્ષી પૂરે છે. પરન્તુ વિશેષ રૂપે છન્દોબદ્ધ લઘુ કાવ્ય જ કવિને અનુકૂળ આવ્યું છે. છન્દોમાંય સંસ્કૃતવૃત્તો અને પરમ્પરિત માત્રામેળ છન્દો એ'મના કાવ્યના યોગ્ય વાહન બને છે. પ્રિયકાન્ત મણિયારને છન્દ શિખવાડનાર ઇન્દુકુમારનું છન્દ પ્રભુત્વ પ્રશસ્ય છે. એવું જ એ'મનું ભાષાપ્રભુત્વ પણ પ્રશસ્ય ગણાવું જોઈએ. સુયોજિત ભાષા, વિશુદ્ધ છન્દોવિધાન અને કૃતિનું સુગ્રથિત સંવિધાન આ કવિની કવિતાને સુવાચ્ય બનાવે છે. તેમજ પોતીકી અને સાચકલી અનુભૂતિની સુચારુ અને સમતોલ અભિવ્યક્તિ એ'ને એક નિરાળું વ્યક્તિત્વ અર્પે છે.

કવિનો ધર્મ કાવ્યને સિદ્ધ કરવાનો છે, સહૃદયનો ધર્મ, અલ્પ હો વા અધિક, કાવ્ય માત્રને પામીને પ્રસન્ન થવાનો છે. કવિતાનું કિમપિ દ્રવ્ય ક્વચિદપિય સન્મુખ થાય ત્યારે તે'ને ઉમળકાભેર વધાવી લેવાની તત્પરતા હોવી એ જ સાચા સહૃદયનું લક્ષણ છે. એ'વો સહૃદય કાવ્યનું સમ્માન અવશ્ય કરવાનો. કાવ્યનું સમ્માન કરનાર વ્યક્તિ જ ત્હેનું પરિશીલન કરવા પ્રેરાય અને પરિશીલનથી જ કાવ્ય નામને પાત્ર કૃતિ જે કાવ્યત્વ પામી જ હોય છે, સહૃદયના આત્મકોશને સમૃદ્ધ કરી શકે છે. કવિતાની સતત અને સઘન સાધના કરતા રહેલા છતાં ઓછું લખનારા આ કવિની બધી નહિ તો થોડીક કૃતિઓએ પણ સહૃદયોને સન્તોષીને ત્હેમનાં પ્રેમ-આદર પ્રાપ્ત કર્યાં છે; ભવિષ્યમાં પણ તે કરતી રહેશે એમ અવશ્ય કહી શકાય. ❑

## આસ્વાદ

# વાઘ અને મૃગ

જયન્ત પાઠક

### The Tiger and the Deer

Brilliant, crouching, slouching, what crept
through the green heart of the forest.

Gleaming eyes and mighty chest and
soft soundless paws of grandeur and
murder ?

The wind slipped through the leaves as
if afraid lest its voice and the noise of
its steps perturb the pitiless splendour,

Hardly daring to breathe. But the great
*beast crouched and crept, and crept*
and crouched a last time, noiseless,
fatal,

Till suddenly death leaped on the
beautiful wild deer as it drank

Unsupecting from the great pool in the
forest's coolness and shadow,

And it fell and, torn, died remembering
its mate left sole in the deep
woodland,—

Destroyed, the mild harmless beauty
by the strong cruel beauty in Nature.

But a day may yet come when the tiger
crouches and leaps no more in the
dangerous heart of the forest.

### વાઘ અને મૃગ

*દીપ્તિમન્ત લપાતું ને લપકતું લીલા વનપ્રાન્તરે*
*નેત્રે અગ્નિઝરન્ત, વૃક્ષ પ્રબલે પંજાથી પોચા-મૂગા*
*એ'વા જાજરમાન હિંસ્ર પગલે એ કોણ છાનું સરે ?*

*વાયુ અદ્ધર શ્વાસ પર્ણપુટમાં સંતાય, બોલાશથી*
*કે પાયધ્વનિથી રખે અદય ને ઉદ્દામ એ પ્રાણીને*

*પ્હોંચે કર્ણ ખલેલ, મૂઢ ભયથી, કિન્તુ પશુ જઝી એ*
*અન્તે આવી છુપાતું ને લપકતું, છાનુ અને ઘાતકી*

*એકાએક તૂટી પડે મૃગ પરે વિશ્રબ્ધ ભાવે પીતા*
*છાયા-શીતલ સ્રોવરે જલ, અને સૌન્દર્ય એ કોમળું*

*સમ્ભારી નિજ સાથીને વન વિશે જે એકલું સઞ્ચરે*
*મૃત્યુને વશ થાય દન્તનખથી કાયા ઉજરડાય ને*

*સૌન્દર્યો નમણાં અનાગસ થતાં શાં નષ્ટ નૈસર્ગિક*
*એ બલવાન કૃતાન્ત ક્રૂર પ્રકૃતિ સૌન્દર્યથી આખરે !*

*એ'વોયે પણ આવશે દિવસ કે જ્યારે તરાપે છૂપી*
*ના હન્તા જ હશે ભયાનક વને કો વ્યાઘ્ર જેવું પશુ.*

As the mammoth shakes no more the plains of Asia;
Still then shall the beautiful wild deer drink from the coolness of great pools in the leaves' shadow.

The mighty perish in their might;
The slain survive the slayer.

Shri Aurobindo

*મેદાનો જ્યમ એશિયાભૂમિતણાં કમ્પાવતા હસ્તીઓ*
*પહેલાંના નથી આજ તેમ, હરણાં પીશે નિરાંતે પછી*
*છાયાશીતલ સૌવરે જલ–કૂણું સૌન્દર્ય પ્રકૃતિનું.*

*પોતાના બલથી વિનષ્ટ બલવાન હન્તા જ પોતે થશે;*
*ને જે આજ હણાયું તે જ હણનારાની પછી જીવશે.*

અનુ. જયન્ત પાઠક

શ્રીઅરવિન્દ જેવા મ્હોટા યોગી ચિન્તક તેવા જ મ્હોટા કવિ-વિવેચક. કવિ-વિવેચક પહેલાં ને પછી યોગી-ચિન્તક. કિશોરકાળથી જ તેઓ કવિતા રચતા, અંગ્રેજીમાં પશ્ચિમની કવિતા ને કાવ્યમીમાંસાનો એમનો પરિચય ને અભ્યાસ વિશાળ ને ઊંડો. ત્યાંની પ્રશિષ્ટ કવિતાનું એમણે ધરાઈને પાન કરેલું ને પાશ્ચાત્ય કાવ્યગ્રન્થોની સમીક્ષા તેમ કાવ્યતત્ત્વ વિચાર તેઓ ચોક્કસ અરસા સુધી નિયમિત આપતા રહેલા. એમનો The Future Poetry ગ્રન્થ, અને એમના Letters આ વાતની શાખ પૂરે છે. 'સાવિત્રી'ના આ મહાકવિ 'વાઘ અને મૃગ' જેવી એક ન્હાનકડી રચનામાં પણ કેવું કવિકર્મકૌશલ દાખવે છે, સંવેદન ગામ્ભીર્ય પ્રગટ કરે છે તે જોવું રસપ્રદ થઈ પડે એ'વું છે.

'વાઘ અને મૃગ' એક ઘટનાવર્ણનનું ને એમાંથી નીપજતા દર્શનનું કાવ્ય છે.દર્શનમાં ને વર્ણનમાં સરખો ઊતરે તે કવિ એમ કહેવાયું છે. અહીં એક હિંસક પ્રાણીની, મૃગના શિકારની ઘટના છે. દીપ્તિમન્ત, તગતગતી આંખોવાળું જાજરમાન પ્રાણી વનની વચમાંથી લપાતું લપકતું શિકાર ભણી આગળ વધી રહ્યું છે. આખરે એ વિશ્રબ્ધ ભાવે ચરતા-વિચરતા મૃગ ઉપર તૂટી પડે છે ને ત્હેને ફાડી ખાય છે. બિચારું હરણ પોતાના બેખબર સાથીને સમ્ભારતું મરણશરણ થાય છે. પ્રકૃતિના કોમળ સૌન્દર્યના આમ ત્હેના જ ક્રૂર સૌન્દર્યથી થતા વિનાશના દશ્ય આગળ કાવ્યનો વર્ણનાત્મક પૂર્વાર્ધ પૂરો થાય છે.

ઉત્તરાર્ધમાં કવિનો ઘટના-વિમર્શ સમાયો છે. ઘટનાથી ક્ષુબ્ધ કવિચિત્ત ભાવવિચારમાં પ્રવૃત્ત થાય છે. એ વિચારે છે કે એક દિવસ એ'વો પણ આવશે કે જ્યારે હિંસ્ર પ્રાણીઓ પૃથ્વી ઉપરથી નામશેષ થઈ જશે; તેઓ એમના બલથી જ હણાશે ને જેમને તેઓએ હણ્યાં છે તે એમના પછી જીવન્ત રહેશે.

કાવ્ય ન્હાનકડું તેર જ પઙ્ક્તિઓનું છે, એમાંની પ્રથમ આઠ પઙ્ક્તિઓ ઘટના વર્ણનની છે.

સારા વર્ણનનો આધાર ભાષા ઉપર, ભાષાના કાવ્યોચિત પ્રપઞ્ચ ઉપર રહેલો છે. વર્ણનનો કાવ્યમાં આરમ્ભ જ શિકારી પ્રાણીના ઉદાત્ત વર્ણનથી થાય છે. ગહન, સઘન વનની વચમાંથી ધીમે ધીમે લપાતા ને લપકતા નીરવ પદે શિકાર ભણી આગળ વધતા પ્રાણીની દીપ્તિ, ત્હેની છાની છપની ચાલ, ત્હેની બળવાન છાતી ને તગતગતી આંખો કવિ માત્ર વર્ણવતા નથી, બતાવે છે, સાક્ષાત્ કરી આપે છે. આપણા આચાર્યે કહ્યું કે કાવ્યમાં सर्वाचियं प्रमितिः प्रत्यक्षपरा. કાવ્યમાં ભાવ-વિચાર — કલ્પના સૌ પ્રત્યક્ષવત્ એટલે કે ઇન્દ્રિયગ્રાહ્ય ને ઇન્દ્રિયભોગ્ય બનીને આવે. અહીં crouching, slouching, soundless paws જેવા શબ્દપ્રયોગોથી કવિ એક હિંસ્ર પ્રાણીની સ્વાભાવિક સાવધાનીભરી ગતિનું ચલચિત્ર આપે છે. કાવ્યમાં વર્ણનથી જ સ્તબ્ધતાનું, ગૂઢતાનું, ભયનું સૂચન પમાય છે. પેલા હિંસ્ર

પશુના ધીમા, નીરવ પણ મક્કમ લક્ષ્ય ભણી ગતિ કરતા ચિત્રાલેખનમાં કવિ પણ એ'વો જ સાવચેત, સાવધાન લક્ષ્યૈકલક્ષી જણાય છે. અહીં પ્રત્યેક શબ્દ પેલા ક્રૂર, જાજરમાન, સાક્ષાત્, યમદેવ જેવા પ્રાણીના ચિત્રણમાં પોતાનો ફાળો આપે છે. શિકાર ભણી ચોક્કસ ગણતરી-પૂર્વક આગળ વધતા પશુની ગતિને કવિએ the great beast crouched and cept, crept and crouched એમ પદોના વિશિષ્ટ પુનરાવર્તનથી કેવી પ્રત્યક્ષ કરી આપી છે ! કવિતાના અ-લૌકિક ભાષા પ્રયોગ પ્રપઞ્ચના સન્દર્ભમાં શ્રી અરવિન્દે સાચું જ કહ્યું છે કે કવિનો શબ્દ illumined ને illuminating અર્થાત્ પ્રકાશિત ને પ્રકાશક હોય. ઘટનાવર્ણનના સમસ્ત ભાષાપ્રપઞ્ચમાં આપણને આ વાતની પ્રતીતિ થાય છે.

વર્ણનની એક બીજી ખૂબી પણ અહીં નોંધી લઈએ. કવિએ શીર્ષકમાં તો વ્યાઘ્રનો ઉલ્લેખ કર્યો છે, પણ કાવ્યમાં, ઘટનાવર્ણનમાં એ'મણે પેલા ક્રૂર, દમામદાર, હિંસ્ર પશુને ક્યાંય વ્યાઘ્ર કહીને ઓળખાવ્યું નથી. કેમ જાણે લપાતા છુપાતા, શિકારને ગન્ધ ન આવી જાય એ રીતે નીરવ પગલે તરાપમાં આગળ વધતા પ્રાણીની વનની ગહનતામાં પૂરી ઓળખ ન પમાતી હોય ! 'વાઘ' કહેવાથી રખેને જાણે વાઘને કોઈની હાજરીની જાણ થઈ જાય ! વાઘની ચૂપકીદીભરી ગતિની અસર જાણે કાવ્યની વર્ણનગતિને પણ ના લાગી હોય ! વાઘ હરણનો શિકાર કરી ત્હેને ફાડી ખાય છે ત્યાં સુધીના વર્ણનમાં કવિએ 'વાઘ' શબ્દને ટાળીને પ્રકૃતિના એક ક્રૂર, ઘાતક, વિનાશક સૌન્દર્ય-તત્ત્વને પ્રતીકરૂપે જ પ્રાણીમાં મૂર્ત કરી આપ્યું છે.

કાવ્યમાં સત્ય અને જીવનવાસ્તવ કરતાં સૌન્દર્ય ને આનન્દનો મહિમા વધારે એ વાત કવિ શ્રી અરવિન્દ જાણે છે ને કહે છે : "For the poet, the moon of beauty and delight is a greater godhead even than the sun of truth or the breath of life" કવિનો ઉપાસ્ય દેવ, ઈષ્ટ દેવ તે સત્યનો સૂર્ય નહીં તેટલો સૌન્દર્યનો સોમ. કવિ અરવિન્દનું આ મન્તવ્ય એ'મની આ કૃતિના પૂર્વાર્ધના વર્ણન-સૌન્દર્યમાં બરાબર ચરિતાર્થ થાય છે.

વ્યાઘ્ર થકી હરણની હત્યાની ઘટના વર્ણવતી આઠ પઙ્ક્તિઓ પછી કવિચિત્તના સંવેદન-ચિન્તનમાં કાવ્ય આગળ પાંચ પઙ્ક્તિઓ સુધી ચાલે છે. પ્રકૃતિના ક્રૂર હિંસ્ર સૌન્દર્ય દ્વારા પ્રકૃતિના જ કોમળ સૌન્દર્યનું હનન વિષાદ સાથે આશા-શ્રદ્ધા પણ સમ્પડાવે છે. કવિ પ્રતીતિ પૂર્વક કહે છે કે એક દિવસ એ'વો પણ આવશે કે જ્યારે પ્રાગૈતિહાસિક કાલનાં મહાકાય પ્રાણીઓ નાશ પામ્યાં તેમ વ્યાઘ્ર જેવાં હિંસ્ર પશુઓ પણ નાશ પામશે. તેઓ ત્હેમના બલથી જ હણાશે ને જે આજે હણાયાં છે તે હણનાર પછી જીવશે. કવિની આ શ્રદ્ધા કદાચ તર્કોત્થ, તર્કાશ્રિત કે તર્કસિદ્ધ ન લાગે તો પણ એની પુણ્યપ્રકોપી બુલન્દીના ઉદ્ગારમાં રહેલો શ્રદ્ધાનો રણકો તો હૃદયઙ્ગમ, ને પરમ આશ્વાસક છે. વળી સમગ્ર કાવ્યના 'અર્થ' સાથે સુસઙ્ગત રહીને રચનાની ને રચનાગત ભાવની ટોચ તરીકે એ પ્રભાવક બની રહે છે. મૃત્યુ ગમે તેટલું કરાળ હોય, વિનાશમાં તત્કાલ સફળ હોય, પણ છેવટે તો જીવન આગળ એ હારશે જ, જીવનનો જ જય થશે. મરણ ઉપર જીવનનો આ'વો વિજય કવિ શ્રદ્ધાસભર ગીતા કે બાઈબલની સૂત્રોક્તિઓના ઉદાત્ત સૂર સમ્ભળાવતા ઉદ્ગારોમાં વદે છે.

*The mighty perish in their might,*
*The slain survive the slayer.*

છેલ્લે, વાત એક પ્રભાવની, ભાવનપ્રાપ્ત ચિત્તાવસ્થાની. શ્રીઅરવિન્દની આ રચના ૧૩ પઙ્ક્તિઓની છે ને પઙ્ક્તિઓને અન્તે આવશ્યક એવી પ્રાસયોજના એ'માં નથી, તેથી પશ્ચિમના સૉનટ સ્વરૂપ બન્ધારણનાં બાહ્ય લક્ષણોની ચુસ્તીની રીતે જોઈએ તો એ સૉનેટ નથી, છતાં એ'નાં કેટલાંક આન્તરલક્ષણો જેવાં કે ૮મી પઙ્ક્તિ પછી આવતો ભાવ-વિચારનો વળાંક ને અન્તમાં સધાતું સમસ્ત કાવ્યનું ભાવૈક્ય, એ'ની ટોચ, સ્વયંપર્યાપ્તતા ને ચોટ ચિત્ત ઉપર સૉનેટ વાંચ્યાની છાપ તો આંકે છે.

## ગઝલ

જયન્ત શાહ 'બિન્દુ'

હું ગઝલમાં વેદનાનો ખૂબ ઊંડો વ્યાપ છું,
શબ્દના મૃદઙ્ગ પર વાગી રહેલી થાપ છું.
મ્હેં કબૂલાતો કરી છે મ્હેક ચોર્યાની હવે,
હું ફૂલોને ચૂંટતાં ભેગું થયેલું પાપ છું.
ચોતરફ સાતે ય દરિયા પણ વરાળો થૈ ગયા,
ધોમધખતા કારમા વૈશાખનો હું તાપ છું.
સાવ સુક્કો પટ, નદીનો સાદ ઝીલે શી રીતે ?
હું તરસમાં સાવ પત્થર થૈ ગયો છું, શાપ છું.
દર્દને ઘૂંટ્યા કરું હું કાફિયામાં ક્યાં સુધી ?
કાળજેથી યાદની કાયમ ભૂંસાતી છાપ છું.

મનીષ પરમાર

મત્લાશેરની પહેલી પઙ્ક્તિ છે :

"હું ગઝલમાં વેદનાનો ખૂબ ઊંડો વ્યાપ છું."

આમાં બે શબ્દો અતિ મહત્ત્વના છે. 'ખૂબ ઊંડો' અને 'વ્યાપ'. 'ખૂબ ઊંડો' અને 'વ્યાપ' આ બે શબ્દો જ આખી ગઝલનું હાર્દ છે. ગઝલમાં રોમાન્સ હોય — ખુશી હોય — વેદના પણ હોય ! કવિ મનીષ પરમાર વેદનાસભર ગઝલો લખવા માટે ખૂબ જાણીતા છે. પણ આ ગઝલમાં વેદનાનો "ખૂબ ઊંડો વ્યાપ" ક્યાં અને કેટલો છે ? તે જોવા એ'ની ભીતરમાં ઊતરીએ.

બીજી પઙ્ક્તિ છે —

*"શબ્દના મૃદઙ્ગ પર વાગી રહેલી થાપ છું"*

પાણી કરતાં પણ પાતળી વેદનાને વ્યક્ત કરતી, આ બીજી પઙ્ક્તિમાં જ ભીતર ખુલ્લું થઈ જાય છે. કવિ કહે છે : હું ગઝલમાં 'શબ્દ' નથી, પણ 'થાપ' છું. શબ્દના મૃદઙ્ગ પર વાગતી થાપ ! મૃદઙ્ગ પર 'થાપ' પડે અને 'બોલ' તો નીકળે જ. એ 'બોલ' ગમે તે પ્રકારના હોઈ શકે પણ મૃદઙ્ગને તો થાપ ઉપર થાપ સહેવી જ પડે. એ થાપ વાગવાથી જે વેદના થાય તે તો મૃદઙ્ગને જ ભોગવવી પડે. એટલે મૃદઙ્ગમાંથી નીકળતો 'નાદ' બોલ કે શબ્દ હું નથી. હું તો છું મૃદઙ્ગને વાગતી 'થાપ' ! થાપ સહું છું અને વેદનાભર્યો "શબ્દ" જન્મે છે.

બીજો શેર છે —

*"મ્હેં કબૂલાતો કરી છે, મ્હેક ચોર્યાની હવે,*
*હું ફૂલોને ચૂંટતાં ભેગું થયેલું પાપ છું"* —

આમ તો મ્હેં કોઈ પાપ નથી કર્યું — કોઈ ગુનો નથી કર્યો; છતાં આટલી વ્યથાપૂર્ણ જિન્દગી મ્હને આપીને ભગવાને કયા ગુનાની સજા કરી હશે ? હા, એક પાપ કર્યું છે ! સુખ-સમૃદ્ધિમાં આળોટતા લોકોની ઈર્ષા જરૂર કરી છે. તેવી સમૃદ્ધિ અને સાહ્યબીનાં સ્વપ્ન જરૂર સેવ્યાં છે. એ'વી વાઞ્છના કરવી એ પણ જો પાપ કહેવાતું હોય તો હું 'પાપ' છું એની કબૂલાત કરું છું.

ત્રીજો શેર છે :

*"ચોતરફ સાતે ય દરિયા પણ વરાળો થૈ ગયા.*
*ધોમ ધખતા કારમા વૈશાખનો હું તાપ છું.'*

આ પણ કવિની એક કમનસીબી છે. ક્ષુધાતુર દમયન્તીના હાથમાં મૃત મત્સ્યો આપતાં જ સજીવન થઈને પાણીમાં સરી જતાં હતાં. હાથમાં મત્સ્યો હોવા છતાંય ક્ષુધા સન્તોષાતી ન હોતી. તેમ હું પણ સુખની દિશામાં કદમ ભરું છું તો દિશાઓ જ ફરી જાય છે ! મ્હારી ચારે તરફ સમૃદ્ધિના ઊછળતા સાતે સાગરો ભણી દોટ મૂકું છું, તો સાતેય દરિયા વરાળો થઈ ઊડી જાય છે. શું હું ખુદ ધોમધખતો વૈશાખ તો નથી ને? વૈશાખ નહિ તો ત્હેનો કારમો 'તાપ' તો જરૂર હોઈશ, નહિ તો આવું કેમ બને ?

ચોથો શેર છે —

*'સાવ સુક્કો પટ, નદીનો સાદ ઝીલે શી રીતે ?*
*હું તરસમાં સાવ પત્થર થૈ ગયો છું, શાપ છું.'*

જેના પટમાં કદીય સુખની સરવાણીઓ ફૂટી નથી, કદી પણ સમૃદ્ધિનાં પાણી ઊછળ્યાં નથી, એ'વો સાવ સૂક્કો પટ ધરાવતી હું એક નદી છું. તરસમાં ને તરસમાં મ્હારો પટ પત્થર થઈ ગયો છે. શું કોઈ ઋષિનો દીધેલો 'શાપ' તો નથી ને ? પેલા મહાત્મા ગૌતમ ઋષિએ પોતાની પત્નીને પત્થર થઈ જવાનો શાપ આપ્યો હતો. પળવારમાં સતી અહલ્યા શલ્યા બની ગયાં હતાં, તેમ હું પણ જરૂર શાપ જ છું. સતી અહલ્યા તો શ્રીરામના પુનિત પાદ-સ્પર્શે પાછાં જીવન્ત બન્યાં હતાં. પણ મ્હારો પત્થર થઈ ગયેલો સાવ સુક્કો પટ જીવન્ત કરવા હમણાં તો કોઈ રામનું ગજું દેખાતું નથી.

હવે મક્તાનો શેર જોઈએ —

*'દર્દને ઘૂંટ્યા કરું હું કાફિયામાં ક્યાં સુધી ?*
*કાળજેથી યાદની કાયમ ભૂંસાતી છાપ છું.'*

આમ ને આમ મ્હારી વેદનાના દર્દને ગઝલના શબ્દોમાં-કાફિયામાં ક્યાં સુધી ઘૂંટ્યા કરીશ ? કદાચ જન્મોજન્મ તો નહિ ઘૂંટવા પડે ? આ જન્મ તો વીતવા માંડ્યો ! એટલે તો આપના કાળજેથી મ્હારી સ્મૃતિ સદન્તર ભૂંસાઈ જાય તે જ વધુ ઇચ્છનીય છે.



## પ્રીતિગાન

લે. ષષ્ઠલામા શ્યાઙ્યાઙ્ ગ્યાદ્ શો

અનુ. રાજેન્દ્ર શાહ

શ્વેત હે સારસ !
આપ ત્હારી મ્હને પાંખ,
મ્હારે ન કૈં દૂર ઊડી જવું,
સદ્ય પાછો હું આવીશ લીતાઙ્થી.

યમ (ત્હમે એક) આદર્શ મુજ કર્મના,
નિવસતા નિધનને પ્રાન્ત,
હો આપના થકી જ તે એક નિર્ણય અને ન્યાય વિત્તીર્ણ
આંહીં, સચેતન યદા, કોઈ ન્યાયાધિકારી ન પામ્યો.

## ભય ના જરી

અમોને કોઈનો ભય ના જરી;
બડા બડા ચોર લૂંટેરા શું અમોને શકશે કરી ?

અમારો રસ્તો સરળ, નહિ કો ગલી,
નહિ રે ઝોળી, નહિ કો થલી;
પેલા કાઢતા ભલે બીજું, રે અમ
કાઢશે ના કોઈ ઘેલછા નરી.

અમોને નહિ રે આરામ નહિ રે વિરામ,
જોઈતું ના ફલ, નહિ નહીં નામ;
અમોને પડવું, ઊઠવું નૃત્ય સમાન
ખેલીએ હાર કે જીતને વરી.
અમોને કોઈનો ભય ના જરી.

રવીન્દ્રનાથ ઠાકુર

# ‘ચપટી’, વગાડતાં જ ચોંટાડે!



જાદૂ જ જોઈ લો જાણે. મજબૂત ચોંટાડે-ક્ષણ માત્રમાં અને જોઈએ માત્ર એક ટીપું.

ફેવિક્વિક-વન-ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ મોટા ભાગનાં પ્લાસ્ટિક, રબર, ઍક્રિલિક, ચિનાઈ માટીનાં વાસણ, સિરૅમિક, ધાતુ અને લગભગ બધી જ વસ્તુઓ ચોંટાડે એવી શક્તિશાળી ફૉર્મ્યુલા.

ફેવિક્વિક-વન-ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ વાપરો અને જાતે જ અનુભવો જગતના સૌથી વધુ ઝડપથી ચીટકાવતા એડ્હેસિવનો જાદૂ.

ફેવિક્વિક. તરત જ ચોંટાડે, લાં...બુ ટકે.

ફેવિક્વિકથી તમારી આંગળીઓ પણ ચોંટી જાય.

સાવચેતીપૂર્વક વાપરશો.




**વ ન - ડ્રૉ પ ઈ ન્સ્ટં ટ એ ડ્હે સિ વ**

® ફેવિક્વિક પિડિલાઈટ ઈન્ડસ્ટ્રીઝ લિ.,
મુંબઈ ૪૦૦ ૦૨૧નો રજિસ્ટર્ડ ટ્રેડમાર્ક છે–
જે **ફેવિકોલ** બ્રાન્ડ એડ્હેસિવ્સ બનાવે છે.

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર


સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ





વર્ષા : ૨૦૫૧

જુલાઈ-ઓગસ્ટ ૧૯૯૫ : વર્ષ ૩૮ : સળંગ અંક ૨૨૬

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા ૨૦૫૧ : વર્ષ ૩૮ : સળઙ્ગ અઙ્ક ૨૨૬



તન્ત્રી
ધીરુ પરીખ

સલાહકાર
રાજેન્દ્ર શાહ ⁂ નિરઞ્જન ભગત

સહયોગ
નલિન રાવળ, જગદીશ ત્રિવેદી,
માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ, જગદીશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦, અમેરિકા : વાર્ષિક $7, આજીવન $70; ઇંગ્લૅન્ડ : વાર્ષિક £5, આજીવન £50
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઇમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

વર્ષા વિ. સં. ૨૦૫૧ જુલાઈ-ઑગષ્ટ ૧૯૯૫

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## ઉન્મેષ

प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता । જે નવા નવા ઉન્મેષો પ્રગટાવે તે પ્રજ્ઞાને પ્રતિભા કહેવાય. પ્રતિભાશાળી સર્જકની ચેતનામાં રોજેરોજ નવા નવા ઉન્મેષો પ્રગટતા હોય છે.

કલાકાર કે સર્જકનું સંવિદ્-તન્ત્ર સામાન્ય માણસ કરતાં જુદું હોય છે. સૌ મનુષ્યો બુદ્ધિથી આકલન કરતા હોય છે પણ કલાકારનું બુદ્ધિનું કરણ અત્યન્ત સતેજ હોય છે અને એમાં કોઈ નવો જ ઝબકાર થતો હોય છે. આ'ને કારણે એ'ની કૃતિ આપણને જીવનનો કોઈ જુદો જ અર્થ આપે છે. સામાન્ય રીતે જે વસ્તુ આપણા ખ્યાલમાં ન આવે તે સ્વયં સ્ફુરણાથી સર્જક આપણને હાથવગી કરી આપે છે. આ ઉન્મેષો એ'ના માનસ બન્ધારણની વિશિષ્ટતાને કારણે થતા હોય છે. સાહિત્ય અને જીવનને આપણે કાર્યકારણભાવથી જોડતા નથી. પણ છેવટે લખાયેલા પ્રત્યેક શબ્દની પાછળ એ'ના લખનારનું વ્યક્તિત્વ રહેલું હોય છે. આ વ્યક્તિત્વ તે સર્જક-વ્યક્તિત્વ છે. એમાંથી પ્રગટ થતા ઉન્મેષો આપણને જીવનનો નવો અર્થ આપે છે. જીવન વિશેની સમજને પરિમાર્જિત કરે છે, અને સૌથી વિશેષ આપણને સ્વર્ગીય આનન્દની અનુભૂતિ કરાવે છે. આ આનન્દ તે લોકોત્તર આનન્દ છે. સામાન્ય જીવનમાં આપણને આનન્દના ઉન્મેષોનો સાક્ષાત્કાર થતો હોય છે પણ કળાકારની પ્રજ્ઞાના ઉન્મેષોની વાત તદ્દન ન્યારી છે. કોઈએ કહ્યું હતું કે કવિતા દુનિયામાં છે પણ દુનિયાદારીની ચીજ નથી...

આ છે કળાનો કીમિયો. ભાવકને રસાનુભૂતિ થતાં તે પોતાના મૂળ સ્વરૂપ સાથે અનુસન્ધાન પામે છે અને એ સ્વરૂપ આનન્દ-સ્વરૂપ છે.

રમણલાલ જોશી

('નવનીત-સમર્પણ'માંથી)

## વિમર્શ

# કાવ્યવિશ્વનું વ્યાપન

વિનોદ અધ્વર્યુ

એ વાત તો સુપરિચિત અને સર્વસ્વીકૃત છે કે કાવ્યવિશ્વ માત્ર વાસ્તવિક જીવનના વાસ્તવિક અનુભવો કે તાર્કિક બુદ્ધિગમ્ય વિસ્તારો પૂરતું જ મર્યાદિત નથી. માનવચિત્ત અને ચૈતન્યમાં પ્રત્યક્ષથી પરનાં પરિમાણોમાં — બુદ્ધિની પહોંચથી પર એવી ભૂમિકાઓમાં વ્યાપવા વિકસવાની જે ક્ષમતા તેમજ ઉત્સુકતા રહેલી છે ત્હેની પ્રતીતિ અને પરિતૃપ્તિ પર્યન્ત કાવ્યવિશ્વનો વ્યાપ છે — બલકે ઉત્તમ અવસ્થાએ કાવ્યનું એજ વિશિષ્ટ વિશ્વ છે. કાવ્ય દ્વારા, શબ્દપ્રયોગલીલા, અર્થચાતુરી, રચનાકૌશલ વગેરેથી પણ આનન્દ પ્રાપ્ત થતો હોય છે. પણ એ કેવળ પ્રાથમિક ભૂમિકા છે. એ આનન્દનું કારણ ત્હેમાંના કાવ્યત્વની રમણીયતાનો આસ્વાદ નહીં પણ માત્ર રચનાગત બુદ્ધિલીલા હોય છે, જે તર્કગમ્ય હોય છે અને વિશ્લેષણાત્મક બૌદ્ધિક પ્રયત્નથી પામી શકાય છે. શબ્દ અર્થ રીતિ રચનાકૃતિ એ બધાંની પરસ્પર અભિન્નતામાંથી નિષ્પન્ન કાવ્યરૂપ-કાવ્યકૃતિમાં 'શતદલ પદ્મના પરિમલ'ની જેમ વ્યાપ્ત અને વ્યક્ત જે સૌન્દર્યતત્ત્વ — 'કાવ્યત્વ' તે તો અવિશ્લેષણાત્મક અને અનુભવગમ્ય જ રહે છે. આથી જ્યારે કાવ્યવિમર્શક શબ્દ રચનાદિ તત્ત્વોનો — વિશ્લેષણાત્મક બૌદ્ધિક અભિગમથી કે કાવ્યેતર ઐતિહાસિક વગેરે દૃષ્ટિબિન્દુથી કાવ્યને ઊકેલીને તે તત્વોનો મહિમા કરે છે ત્યારે તે પદ્મનાં, પરિમલ સિવાયનાં તત્ત્વોનો પરામર્શ કરે છે. આ'વો અભિગમ પણ ચિત્તને વધુ ચતુર બનાવી પ્રાપ્ત કરવા માટે કેળવી શકે છે. પણ તે પણ કવિતાની પ્રાથમિક ભૂમિકા સમ્બન્ધિત જ વ્યાપાર છે.

કાવ્યપરિમલ, ઉત્તમ કાવ્યોમાં તો, કવિની ચેતનાની અનેક ભૂમિકાઓમાં વ્યાપ્ત ગતિને પરિણામે અનુભવગમ્ય થતાં અસ્તિત્વના અસીમ વ્યાપમાંનાં સામાન્યતઃ પ્રચ્છન્ન એવાં અ-લૌકિક પરિમાણોના આવિષ્કારનું આનન્દસ્વરૂપ પરિણામ છે. એની અભિવ્યક્તિમાં જ કાવ્યની સાર્થકતા છે અને એની અનુભૂતિમાં જ કાવ્યભાવનની કૃતાર્થતા છે.

વિવિધ કાવ્યકૃતિઓમાં ભિન્ન ભિન્ન ભૂમિકાઓની અભિવ્યક્તિ પ્રાપ્ત થાય છે. નરસિંહ-દલપતરામની કે કલાપી અથવા મેઘાણી સિતાંશુની — રાજેન્દ્ર શુક્લની કવિતામાં આ ભૂમિકાભેદ સ્પષ્ટ પારખી શકાય છે. આ ભેદ માત્ર લૌકિક-અલૌકિકતાનો જ નથી. 'ચાલો એ'વા સ્થળ મહીં, વસે સૂર્ય જેમાં સદૈવ' એમ કરીને લૌકિકની સીમાની પાર જવા મથતા કાન્ત, 'ઉડી રાજ પાંખમાં ભરી અનન્ત પ્રેરણા, સાગરને નથી સામા તીર' એમ કહેતા ન્હાનાલાલ, અને 'તારી આંખોમાં કુતૂહલ અને મજાક છે, તારી છસોએ છસો, આઠસો એ આઠસો આંખોમાં... આટઆટલી આંખે તું શું જુએ છે ગુપચુપ ચળકતી ચોમેરે ?' એમ ઉદ્ગાર કરતા સિતાંશુ -સૌ તર્કપૂત લૌકિકતાની સીમાને અતિક્રાન્ત કરે છે પોતપોતાની રીતે. એને 'અ-વાસ્તવિક' કહીએ, 'અતિવાસ્તવિક' કે 'પરાવાસ્તવિક' કે અન્ય કૈં — આ બધામાં જે વિલક્ષણ કાવ્યાનુભવ છે તે ત્હેમાં વ્યક્ત થયેલ અ-લૌકિક ભૂમિકા-અસ્તિત્વના અ-લૌકિક એ'વા વિશેષ પરિમાણની અનુભૂતિનો, જે આપણાં 'સૌન્દર્યલહરી' સમાં સ્તોત્રોમાં કે 'પુરુષસૂક્ત' સમાં વૈદિક સૂક્તોમાં આવી જ- કદાચ આથીય ઊર્ધ્વ એ'વી ભૂમિકાએથી થયેલાં કાવ્યો દ્વારા પ્રાપ્ત થાય છે.

ચૈતન્યના વિસ્તાર સાથે -વિસ્તાર જેટલો કાવ્યવિશ્વનો વિસ્તાર છે. કવિતાનું સાચું મૂલ્ય તે કઈ

ભૂમિકાનો કેવો-કેટલો આનન્દાનુભવ કરાવે છે તેમાં છે.

એક કૃતિમાં કોઈ એક ભૂમિકાના અનુભવની અભિવ્યક્તિ પ્રાપ્ત થાય છે તો ક્યારેક એક જ કૃતિમાં કવિની એક પછી એક ભૂમિકાએ થતી ઉત્તરોત્તર ઊર્ધ્વગતિની પ્રક્રિયા પણ મળે છે. સોફોક્લિસના ઇડિપસના વિલોપનમાં તે લૌકિક પારની ભૂમિકાએ પહોંચે છે. 'દિવ્ય આનન્દ' — 'ડિવાઇન કોમેડી' — તો કાવ્ય જ આવા ઉત્તરોત્તર પ્રવાસનું છે. 'સરસ્વતીચંદ્ર'માં પણ આવી ઉત્તરોત્તર ઊર્ધ્વગતિનું નિરૂપણ છે. પણ આ'વી ઊર્ધ્વગતિ મહાકાવ્યોમાં જ પ્રતીત થાય એ'વું નથી. વર્ડ્ઝવર્થના 'ટિન્ટર્ન એબે'માં ને બળવન્તરાયના 'આરોહણ'માં, ન્હાનાલાલના 'શરદપૂર્ણિમા'માં અને 'ગિરનારને ચરણે'માં અને કાન્તના 'ચક્રવાકમિથુન'માં, રાજેન્દ્ર શાહના 'આયુષ્યના અવશેષે'માં અને 'શ્રાવણી મધ્યાહ્ને'માં કવિની ઘરથી દહેરા સુધીની ગતિની સાથે સાથે સધાતી આન્તરિક ઊર્ધ્વગતિમાં આ'વી લૌકિકથી અ-લૌકિક અનુભૂતિની ઊર્ધ્વસઞ્ચારરેખા જોઈ શકાય છે.

આચાર્ય આનન્દશઙ્કર ધ્રુવ આત્માની કલા તરીકે કવિતાનો એક ધર્મ 'વ્યાપન' ગણે છે. અને 'વ્યાપન'ની પિણ્ડમાં અને બ્રહ્માણ્ડમાં એમ બન્ને દિશાની ગતિનો ઉલ્લેખ કરે છે. કવિતાનું ચિત્તની અને ચેતનાની વિવિધ ભૂમિકાઓએ વ્યાપન આચાર્ય ધ્રુવના 'વ્યાપન'માં સમાવી લઈ શકાય.

લૉંગિનસ જે 'સબ્લાઇમ'ની અને 'ટ્રાન્સપોર્ટ'ની વાત કરે છે, આનન્દશઙ્કર આત્માના સન્તોષની વાત કરે છે, કવિતા દ્વારા થતા ઊર્ધ્વીકરણની જે અપેક્ષા રાખવામાં આવે છે તે કવિતાના આ'વા લોકોત્તર, પરોક્ષ ભૂમિકાઓના કાવ્યરૂપે અપરોક્ષ અનુભવથી જ સાર્થક થાય છે. તેમ થાય તો જ ત્હેમાંથી પ્રાપ્ત થતો આનન્દ 'બ્રહ્માનન્દસહોદર' હોય અને તો જ તે 'કવિતા' હોય-ત્હેની ઉપરની ભૂમિકાએ સ્તોત્ર ને પછી મન્ત્ર ને ત્હેની નીચેની ભૂમિકાએ માત્ર 'રચના' કે 'લીલા' — શબ્દની, અર્થની, ઊર્મિની !

કવિતા એટલે શબ્દદ્વારા ચૈતન્યનું અનન્તતામાં અને શાશ્વતીમાં વ્યાપન.



## દાનપૂર્તિ

૫૦૦૧/- ડૉ. ધીરુભાઈ નરસિંહ - ન્યૂઝિલૅન્ડ

૧૫૦૦/- અશ્વિન મહેતા - તીથલ

૧૦૦૦/- ગુલાબદાસ બ્રોકર - મુંબઈ

૧૦૦૦/- ગુણવંતરાય જોશી, બાબાપુર

૫૦૦/- ગુણવન્તલાલ દેસાઈ - મુંબઈ

૨૫૧/- ગીતા પરીખ- અમદાવાદ

૧૦૧/- પુષ્પાબહેન દલાલ - ભરૂચ

ડૉલર ૫૧/- ચન્દ્રહાસ શાહ - યુ.એસ.એ.

## 'કવિલોક' દ્વિમાસિકના નવા આજીવન સભ્ય

કનુભાઈ સુથાર - અમદાવાદ

મણિબહેન નાણાવટી વિમેન્સ કૉલેજ - મુંબઈ

## વિમર્શ-૨

# ગુજરાતી કવિતામાં લય-માધુર્ય

**પ્રસાદ બ્રહ્મભટ્ટ**

કાકુની જેમ જ કવિતા ઇષ્ટ વક્તવ્યને યોગ્ય છન્દ કે લયબદ્ધ ઉઠાવ આપે છે. અહીં સૂરના આરોહ અવરોહનું સમુચિત સંયોજન મુખ્ય તત્ત્વ છે. છન્દનું વિષય સાથે સામઞ્જસ્ય ન હોય તો અન્યથા સરસ કવિતાની કળા વણસી જવાની પૂરી સમ્ભાવના.

કવિની વાણી છન્દોમયી હોય છે. અહીં 'છન્દોમયી'નો અર્થ 'લયાન્વિત' એ'વો કરવાનો છે. 'છન્દોમયી' શબ્દ દ્વારા, કવિતામાં જેનો અનુભવ થાય છે તે અનિર્વચનીય તત્ત્વનો નિર્દેશ પણ થાય છે. છન્દોમયી વાણીના સૂક્ષ્મ અંશોની શી અસર પડે છે તે જાણવું જોઈએ. છન્દ કવિતામાં આગન્તુક તત્ત્વ નથી. છન્દ તો કવિતાની પોતાની સ્વાભાવિક ગતિ છે. છાન્દસ અને અછાન્દસ ઉત્તમ પ્રકારની ઉત્તમ કાવ્ય રચનાઓ આપણી કાવ્યસૌન્દર્ય માટેની અભીપ્સાને લયતત્ત્વ દ્વારા ઉત્તેજી, ઉત્કટ કરી આપણને અલૌકિક આનન્દ આપે છે.

કાવ્યને ગદ્યથી જુદું પાડતું કોઈ વ્યાવર્તક લક્ષણ હોય તો તે લય છે. લયને અઙ્ગ્રેજીમાં 'રિધમ' કહે છે. ત્હેને ગતિ સાથે સમ્બન્ધ છે. કવિતામાં શબ્દ (sound) અને અર્થ (meaning)ની ગતિ હોય છે. ઈ.પૂર્વે ચોથી સદીમાં એરિસ્ટોક્સેનસે 'Rhythmisanordering' એમ કહી વાણીની ગતિ સાથે વ્યવસ્થાનો વિચાર કર્યો. એની પાછળ સઙ્ગીતના લયનો ખ્યાલ કારણભૂત હતો. મનુષ્યના ધ્વનિ-અવાજ સાથે સઙ્કળાયેલા સૌન્દર્યના કેટલાક ખ્યાલોનો — સઙ્ગીતના કેટલાક ખ્યાલોનો પ્રભાવ પણ લયવિષયક વિભાવના પર પડ્યો છે.

લયના સન્દર્ભમાં માધુર્ય melody, સૂરના આરોહ અવરોહ વગેરેનો વિચાર પણ કરી શકાય. જેમ સઙ્ગીતમાં ભિન્ન ભિન્ન સૂરોના મેળથી રાગ બન્ધાય છે તેમ વાણીમાં ભિન્ન ભિન્ન શબ્દ અને અર્થના મેળથી સંવાદ સિદ્ધ થઈ શકે. એ સંવાદને લયનું પ્રાણભૂત તત્ત્વ કહેવામાં આવ્યું. કવિતાના લયમાં symmetryનો આગ્રહ સેવવામાં આવ્યો. કોલરિજે કવિતાની વ્યાખ્યા આપતાં Best words in the bestorderને કવિતા કહી એ'માં લય-માધુર્યનો ખ્યાલ અનુસ્યૂત રહેલો જોઈ શકાય.

કવિતાના લયની વસ્તુલક્ષી ભૂમિકાએ વ્યાખ્યા કરવાનો પ્રયત્ન પ્રો. ઈ.એ. સોન્નેન્શીને કર્યો છે : "Rhythm is that property of a sequence of events in time which produces on the mind of the observer the impression of proportion between the durations of the several events or groups of events of which the sequence is composed."

આ વ્યાખ્યા કવિતાના લયના સન્દર્ભમાં સમયના પરિમાણને, ઘટનાક્રમ અને ત્હેના અઙ્ગેના પ્રમાણભાનને મહત્ત્વ આપે છે. આ વ્યાખ્યાની મર્યાદાઓ બતાવી કવિતાના લયના સન્દર્ભમાં અર્થનું તથા ભાવકનું શું મહત્ત્વ છે તે દર્શાવનાર આઈ.એ. રિચાર્ડ્ઝે કવિતાના લયનો મનોવૈજ્ઞાનિક ભૂમિકાએ વિચાર કર્યો છે. ત્હેમના મતાનુસાર કવિતાનો લય ભાવકના ચિત્તમાં આકાઙ્ક્ષા જન્માવે છે અને પછી એ'ને તુષ્ટ કરે છે, ફરી આકાઙ્ક્ષા જન્માવે છે, ફરી તુષ્ટ કરે છે. એ'માં વિસ્મય ને આનન્દની, વેદના ને ઉલ્લાસની સ્થિતિ અનુસ્યૂત હોય છે.

કવિતાનો લય અનુભૂતિનો વિષય છે. છન્દ મપાય, લય અનુભવાય. છન્દ અમૂર્ત છે, લય મૂર્ત છે. એ ભાવકને સીધો સ્પર્શે છે.

લોન્જાઇનસે લય અઙ્ગે કહેલું : 'Rhythm is from God' લય એ ઈશ્વરી બક્ષિસ છે. એ'ની બાબતમાં કશુંક અનિર્વચનીય - નિગૂઢ - ગહન રહી જાય છે. રવીન્દ્રનાથ ટાગોરે લખ્યું છે. "કેવળ શબ્દો જ્યારે ટટાર ઊભા રહે છે ત્યારે કેવળ અર્થને જ પ્રગટ કરે છે. પરન્તુ એ શબ્દને જ્યારે તિર્યક ભઙ્ગી અને વિશેષ ગતિ આપવામાં આવે છે ત્યારે તે પોતાના અર્થ કરતાં કંઈક વધારે પ્રગટ કરે છે. એ વધારાની વસ્તુ શી છે તે કહેવું કપરું છે, કારણ કે તે શબ્દાતીત હોય છે. અને માટે જ અનિર્વચનીય હોય છે." ('સંસ્કૃતિ,' જુલાઈ '૬૩, પૃ. ૨૬૧)

ડૉ. હરિવલ્લભ ભાયાણીએ લયની ટૂંકી શાસ્ત્રીય વ્યાખ્યા આપી છે : "લય એટલે શ્રાવ્ય ભાતનું નિયમિત આવર્તન અમુક શ્રાવ્ય ઘટકોની અમુક ગોઠવણીનું નિયમિત આવર્તન." ('કાવ્યનું સંવેદન' પૃ. ૧૦૭) આ વ્યાખ્યા પરથી જોઈ શકાશે કે છન્દ અને લયને સીધો સમ્બન્ધ છે.

વિશ્વની ૯૫ % કરતાં વધારે કવિતા છન્દ (verse)માં મળતી હોવા છતાં કહી શકાય કે ઉત્તમ કવિતા સર્વથા છન્દમાં જકડાયેલી રહીને ઉત્તમ થઈ નથી. છન્દ વિનાની અછાન્દસ ને ગદ્યકવિતા હોઈ શકે. ન્હાનાલાલની ડોલનશૈલીની કવિતા પણ આપણે ત્યાં છે. પરન્તુ લય વિનાની કવિતા હોઈ ના શકે.

મધ્યકાલીન ગુજરાતી કવિતામાં લયમાધુર્યનો અનુભવ નરસિંહ, મીરાં, દયારામ વગેરે કવિઓની ઉર્મિકવિતામાં થાય છે.

નરસિંહ મહેતાના સમગ્ર કાવ્યરાશિમાં ત્હેમનાં કૃષ્ણપ્રીતિનાં ઊર્મિગીતોનું પ્રમાણ વિશેષ છે. નરસિંહનું અધઝાઝેરું કાવ્યસર્જન શૃઙ્ગાર રસથી આચ્છાદિત છે. નરસિંહનાં રસિકતા, કલ્પના અને કવિત્વ આ પ્રકારની કવિતામાં ખીલી ઊઠ્યાં છે. કવિનું 'વસન્તનું પદ' ત્હેની આન્તર સમૃદ્ધિથી ઉત્તમ બની શક્યું છે. ઉમાશઙ્કર જોશી આ પદને ગુજરાતી ભાષાના એક ઉત્તમ સર્જન તરીકે ઓળખાવી ત્હેના વિશે લખે છે, "આ કાવ્ય રચાતાં, માત્ર વ્યવહારમાં કે અધકચરા કવિપણામાં ભાષાના ત્યાં સુધી થયેલા ઉપયોગનો જાણે કે ખઙ્ગ વળે છે. વસન્તના આગમનનો ઉલ્લાસ, વર્ણસગાઈ, આન્તરપ્રાસ અને 'મોરિયા અમ્બ કોકિલ કદમ્બ'માં 'ઓ'નાં પુનરાવર્તન અને સુચારુ લયાન્દોલ દ્વારા પ્રગટ થઈ જાય છે. ('ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ', ગ્રં. ૨, પૃ. ૧૨૧) આ પદમાં લયનું જે માધુર્ય કવિએ પ્રગટાવ્યું છે ત્હેનો ખ્યાલ મેળવવા કાવ્યની અન્તિમ કડી જોઈએ :

*હેતે હરિ વશ કહી લાહો લે ઉર ધરી,*
*કર ગ્રહી કૃષ્ણજી પ્રીતે પળશે;*
*નરસૈયો રઙ્ગમાં અઙ્ગ ઉન્મત્ત થયો,*
*ખોયેલા દિવસનો ખઙ્ગ વળશે*

બીજી પઙ્ક્તિમાં કવિએ અનુસ્વારોની રમણા દ્વારા ઉમઙ્ગના ભાવને સુપેરે પ્રગટ કર્યો છે.

મીરાંનું ભક્ત અને કવયિત્રી ઉભય તરીકે ઉત્કટ દર્શન થાય છે ત્હેનાં પ્રભુવિરહનાં અને પ્રભુમિલનનાં પદોમાં. 'મુખડાની માયા લાગી રે મોહન પ્યારા !' એમ ગાતી મીરાંને એ મુખડાના દર્શનની આતુરતાએ, એ'ના બીજા એક પદમાં એ કહે છે તેમ 'દરદ-દીવાની' બનાવી છે : 'હે રી મૈં તો દરદ-દીવાની, મેરા દરદ ન જાને કોય.' હરિમિલનનો તલસાટ આ અને આ'વાં અનેક પદોમાં વ્યાકુળતા, દર્દ અને ઉત્કટતાથી મૂર્ત થયો છે. એ મૂર્તિકરણમાં લયમાધુર્યનો ફાળો ઓછો નથી. મીરાંનાં ઊર્મિગીતોમાં, અનન્તરાય રાવળ કહે છે તેમ "ભક્ત હૃદયનાં ભાવોત્કટ ને મધુર સંવેદનો લલિત-મનોહર વાણીમાં મૂર્ત થયાં છે. એ'માં શબ્દોની કરામત નથી પણ ભક્તહૃદયમાંથી વેગથી અને સરળતાથી વહેતાં ભાવઝરણાંની નિર્વ્યાજ કવિતા છે." ('ગુજરાતી સાહિત્ય' મધ્યકાલીન — પૃ. ૧૧૭-૧૮)

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના અન્તિમ તેજસ્વી તારક કવિ શિરોમણિ દયારામનું કવિત્વ ત્હેમનાં પદો તથા ગરબીઓમાં સોળે કળાએ ખીલ્યું છે. દયારામનાં પદોમાં કૃષ્ણ અને ગોપાઙ્ગનાઓના પ્રેમભાવને પ્રગટ કરતાં, સમ્ભોગ શૃઙ્ગાર અને વિપ્રલમ્ભ શૃઙ્ગારનાં પદો ત્હેનાં રમણીય કલ્પનાવિલાસ, ભાવમાધુર્ય, લયમાધુર્ય અને ઉચ્ચકોટિનાં કવિત્વને કારણે વિશેષ ધ્યાનાકર્ષક છે. 'શોભા સલૂણા શ્યામની, તું જોને સખી, શોભા સલૂણા શ્યામની.' કે 'શ્યામ રઙ્ગ સમીપે ન જાવું, મારે આજ થકી શ્યામ રઙ્ગ સમીપે ન જાવું.' જેવી ગરબીઓ એ'ના લયમાધુર્યને કારણે આપણા ચિત્તમાં ઘર કરી જાય છે. 'ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ' કે 'રાધે ! રૂપાળી રસીલી તારી આંખડી જો.' જેવી ગરબીઓમાં કવિએ કરેલું રાધાનું સૌન્દર્યવર્ણન એમના ચિત્રનિર્માણ કૌશલ અને શબ્દપ્રભુત્વની પ્રતીતિ કરાવે એ'વાં છે. આ ગીતરચનાઓમાં રાગો તથા ઢાળોનું વિપુલ વૈવિધ્ય છે, ટૂંકા વિસ્તારમાં સઘનતાથી રજૂ થતી ગોપાઙ્ગનાઓનાં હૈયાંની સુકુમાર અને રસભર ભાવોર્મિઓ છે, સઙ્ગીત તથા ભાવાનુરૂપ માધુર્ય ઝરતી વાણી છે.

અર્વાચીન ગુજરાતી કવિતામાં લયમાધુર્યની વાત કરીએ તો કવિશ્રી ન્હાનાલાલ, કાન્ત, ઉમાશઙ્કર, સુન્દરમ્, પ્રહ્લાદ પારેખ, રાજેન્દ્ર શાહ, નિરઞ્જન ભગત, બાલમુકુન્દ દવે, ઉશનસ્, જયન્ત પાઠક, સુરેશ દલાલ, હરીન્દ્ર દવે, પ્રિયકાન્ત મણિયાર, નલિન રાવળ, રાવજી પટેલ, લાભશઙ્કર, સિતાંશુ, રમેશ પારેખ, અનિલ જોશી વગેરે કવિઓને યાદ કરવા પડે.

ન્હાનાલાલે શબ્દને અનેક સન્દર્ભોમાં કુશળતાપૂર્વક પ્રયોજ્યો છે. આર્ય સંસ્કૃતિનાં સનાતન મૂલ્યોની, કાવ્યસઙ્ગીતના સંસ્કારોની, પાવિત્ર્ય અને લાલિત્યની અસરવાળાં શબ્દો એમને મુખવગા છે. 'વીરની વિદાય' કાવ્યનો પ્રારમ્ભ જુઓ :

*મ્હારા કેસર ભીના કન્થ હો ! સિધાવો જી રણવાટ.*

અહીં 'કન્થ'નું સમ્બોધન, 'હો' અને 'જી'નો લહેકો, 'કેસરભીના' વિશેષણ વગેરે રાજપૂત યુગના વીરતાપૂર્ણ વાતાવરણને ઉપકારક થાય છે. કવિની બીજી કેટલીક કાવ્યપઙ્ક્તિઓ જોઈએ :

*(૧) હૈયાનાં હેત તો સતાવે, સાહેલડી !*
*આશાની વેલ મારી ઊગી ઢળે.*

*(૨) સજન ! ત્હારે નયનન નાચે મોર.*

આ પઙ્ક્તિોમાં જે જે પદાવલી પ્રયોજાઈ છે એમાં કાવ્યસઙ્ગીતના સંસ્કાર જોઈ શકાય છે. કવિ ક્યારેક લોકગીતોની પઙ્ક્તિઓનો વિનિયોગ પણ કરે છે, અને એ દ્વારા કાવ્યમાં લાલિત્ય-માધુર્ય સાધે છે.

ન્હાનાલાલનો કાન ભાષાના સઙ્ગીતનો જાણકાર છે. ત્હેમના પ્રસિદ્ધ કાવ્ય 'શરદપૂનમ'ની થોડીક પઙ્ક્તિઓ જુઓ :

*લજ્જા-નમેલું નિજ મન્દ પોપચું,*
*કો મુગ્ધ બાલા શરમાતી આવરે,*
*ને શોભી રહે નિર્મલ નેનની લીલા;*
*એવી ઊગી ચન્દ્રકલા ધીરે ધીરે.*

અહીં કવિએ સ્વર વ્યઞ્જનની સઙ્કલના દ્વારા મુગ્ધબાલાની ભાવમાધુરીનું જે સંવાદપૂર્ણ નિરૂપણ કર્યું છે તે આસ્વાદ્ય છે. ન્હાનાલાલની કવિતામાં શબ્દની જેમ લયનું પણ પ્રબળ આકર્ષણ છે. એમણે નિપજાવેલી ડોલનશૈલીમાં વાણીના વિશિષ્ટ ડોલન તરફ ત્હેમનું આકર્ષણ હોવાથી ત્હેમની કવિતાની વાણીમાં સંવાદ-સૌન્દર્યની સઙ્ગીતાત્મક ભાતો ઊપસતી જણાય છે. શબ્દ, અર્થ, લય આ એકાકાર થઈને ભાવસૌન્દર્યને સબળ રીતે વ્યઞ્જિત કરે અને અદ્ભુત લયમાધુર્યનો અનુભવ કરાવે એ'વી કેટલીક રચનાઓ ન્હાનાલાલ પાસેથી સાંપડી છે. એમની કેટલીક કૃતિઓમાં લય અને શબ્દનો સંવાદ એટલો ઉત્કૃષ્ટ હોય છે કે એમાં લયનું માધુર્ય અને સૌન્દર્ય, શબ્દ કે ભાવના સૌન્દર્યથી જુદાં પાડીને જોવાં અસમ્ભવ બની જાય છે. દા.ત.

'ઝીણા ઝરમર વરસે મેહ', 'મ્હારાં નયણાંની આળસ રે', 'રસજ્યોત નિહાળી નમું હું નમું' વગેરે.

'કોમલ કાન્ત પદાવલી'ના સર્જક કવિ કાન્ત મુખ્યત્વે ઊર્મિકવિ છે. એમના વ્યક્તિત્વના આવિષ્કરણરૂપ એ'વી કવિતાના મુખ્ય સૂર ઊર્મિમય છે. લયમાધુર્ય એમનાં અનેક કાવ્યોમાં નિષ્પન્ન થયું છે. 'ઉદ્ગાર', 'ઉપહાર', 'વત્સલનાં નયનો' વગેરે કાવ્યો એ દૃષ્ટિએ તપાસી શકાય. અહીં આપણે એમનું વિખ્યાત કાવ્ય 'સાગર અને શશી' જોઈએ. આ કાવ્યમાં કલ્પન અને આન્તરિક સંઘટન પરસ્પરમાં ઓગળી એક સમ્પૂર્ણ કૃતિમાં પરિણમે છે. કાવ્યનો આરમ્ભ આ શબ્દોથી થાય છે :

*'આજ મહારાજ ! જલ પર ઉદય જોઈને*
*ચન્દ્રનો, હૃદયમાં હર્ષ જામે,*
*સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન*
*નિજ ગગન માંહી ઉત્કર્ષ પામે.*

કાવ્યના બે ખણ્ડ છે — પ્રથમ ખણ્ડમાં નિજના ઉત્કર્ષની વાત છે અને બીજા ખણ્ડમાં સમગ્ર સૃષ્ટિના સમુલ્લાસની વાત છે. નિરઞ્જન ભગત કહે છે તેમ 'કાવ્યનો પ્રથમ ભાગ સ્વાનુભવનો ઉદ્ગાર છે, કવિના આન્તરજગતની સ્થિતિનું એમાં વર્ણન છે. કાવ્યના બીજા ભાગમાં બહિર્જગતની સ્થિતિનું વર્ણન છે. કવિનું આન્તરજગત અને બહિર્જગત, મનુષ્ય અને પ્રકૃતિ એકરૂપ, એકરસ, એકાકાર, ઓતપ્રોત થાય છે. વિરોધોની, વિસંવાદની વચ્ચે સૌન્દર્ય પ્રગટ થાય છે. આ સૌન્દર્યના પ્રાગટ્યમાં કાવ્યના લયમાધુર્યનું યોગદાન સવિશેષ છે. 'જલધિજલદલ ઉપર દામિની દમકતી' અને 'કામિની કોકિલા કેલિ કૂજન કરે'નું લયમાધુર્ય અનવદ્ય છે.

દરેક છન્દનું નિયત બન્ધારણ હોય છે. આ બન્ધારણને કારણે નિયત લય સર્જાય છે. પરન્તુ જીવન્ત ભાષાનું ઉચ્ચારણ જડ બીબામાં સમાઈ રહે તેવું નિર્બળ નથી હોતું. શબ્દોચ્ચારણનો સહજ લય છન્દના નિયત લયને અતિક્રમીને નવું લય-સ્વરૂપ નિર્મે છે. તેથી કવિ એક જ છન્દમાં જુદી જુદી કૃતિએ જુદા જુદા લય નિપજાવી શકે છે. રાજેન્દ્ર શાહના વસન્તતિલકા છન્દની થોડીક પઙ્ક્તિઓ ઉપરથી આનો ખ્યાલ મેળવીએ :

(૧) *જો, સત્ત્વ આપણું જ આપણ સંગ ખેલી*
*આનન્દ-ગુઞ્જનની પ્રાવૃષ જાય રેલી.*

('ધ્વનિ', પૃ. ૬૪)

(૨) *મારે ગમા અણગમા શું હતું કશું ના,*
*ઘોંઘાટહીન પણ ઘાટ હતા ન સૂના.*

('ધ્વનિ', પૃ. ૯૪)

(૩) *લજ્જાઢળેલ દૃગથી ઉર દીધ જોડી,*
*હે રાગિણી, પ્રિય ! તું યૌવનરમ્ય તોડી.*

('શાંત કોલાહલ, પૃ.૨)

ઉપરની પઙ્ક્તિઓમાં એક જ છન્દ હોવા છતાં કૃતિએ કૃતિએ નવીન લાગે છે ત્હેનું કારણ છન્દોલય છે. દરેક કાવ્યનો લય ત્હેના ભાવને અનુરૂપ હોવાથી અને દરેક કાવ્યનો ભાવ ભિન્ન ભિન્ન હોવાને લીધે છન્દોલય પણ જુદો જુદો હોય છે. રાજેન્દ્રની કવિતાની એવી કેટલીક પઙ્ક્તિઓ જોઈએ જેમાં એમની લય વિશેની વિચારણા વ્યક્ત થઈ છે.

(૧) *આછેરી ગુઞ્જનાના સૂર તણા ઘેન મહીં*
*મૂકી, અલોપ થઈ જાતી, ઓ રે મોરી કલ્પના !*

(ધ્વનિ,' પૃ. ૧૫૯)

(૨) *સૂર જે શમી જાત શૂન્યમાં*
*લહું ત્હેના ધ્વનિની પરમ્પરા.*

('ધ્વનિ,' પૃ. ૩૧)

કલ્પનાનું ગુઞ્જનમાં સૂરમાં લયમાં ધ્વનિમાં અને અન્તે શાન્તિમાં થતું વિચલન એ જ કાવ્યાર્થનું સૂક્ષ્મ રૂપ છે, જેમાંથી દૃશ્ય-શ્રાવ્ય કલ્પનોની સઙ્કુલ ભાત ઊપસી આવી અર્થાનુરૂપ લયાનુરૂપ પ્રતીકમાં ગૂંથાય છે એમ કહી નલિન રાવળ જણાવે છે, "રાજેન્દ્રની

કવિતાનો લય ત્હેના ઉત્તમ અર્થમાં જીવનનો લય છે. ('અનુભાવ,' પૃ. ૧૩૨)

છન્દ અને લયનું સૌન્દર્ય માધુર્ય જેમણે વિશેષ પ્રમાણમાં સિદ્ધ કર્યું છે એ'વા ગુજરાતી કવિઓમાં કાન્ત અને નિરઞ્જન ભગત પ્રમુખ છે. 'પૂર્વાલાપ' અને 'છન્દોલય'નો સ્વચ્છ અને મધુર પદવિન્યાસ મનમાં રમ્યા કરે છે. આ બન્ને કવિઓ પાસે લયમાધુર્યનો એ'વો સમ્મોહક જાદુ છે કે ત્હેની અસર નીચે આવનાર કોઈપણ ભાવક તે જાદુ તીવ્રતમ માત્રામાં અનુભવ્યા વિના રહી શકતો નથી.

લય છન્દોબદ્ધ કાવ્યમાં, અછાન્દસ ગદ્યકાવ્યમાં પણ હોય છે. પરન્તુ લયનો વિશેષ મહિમા છે ગીતમાં. નિરઞ્જન ત્હેમનાં ગીતોમાં ભાવાનુરૂપ ભિન્ન ભિન્ન લય નિપજાવે છે. 'કિન્નરી'નાં બે વસન્તવિષયક ગીતો લઈએ. બન્ને ગીતોનો લય જુદો જુદો છે, પણ ભાવને અનુરૂપ છે. પહેલાં 'વસન્ત રઙ્ગ'ની ઉપાડની પઙ્ક્તિઓ જોઈએ જેમાં વસન્તે પ્રગટાવેલ નવચેતન છલકી રહ્યું છે :

*વસન્ત રઙ્ગ લાવ્યો !*
*કુઞ્જ કુઞ્જ પલ્લવને પુઞ્જ પ્રાણ જાગ્યો !*

(પૃ. ૧૧૯)

ક,ગ,જ,વ,લ,પ, જેવા કોમલ વર્ણો અને તીવ્ર અનુસ્વારોનું આવર્તન તથા તેથી નીપજતો લય આનન્દ ઉલ્લાસના ભાવને સુપેરે વ્યક્ત કરી રહે છે. બીજી બાજુ 'વસન્તવેણુ'ની પઙ્ક્તિઓનો વર્ણવિન્યાસ તથા લય જુઓ, જે આપણને ઉદાસીમાં ગરકાવ કરી દે છે.

*આજ વસન્તવેણુ વાઈ રહી,*
*મ્હારે ઉર ઉદાસી છાઈ રહી !*

(પૃ. ૧૨૭)

ગીતોની સુશ્લિષ્ટતા અને અવદ્યતા સાધવામાં લયની સફાઈ અને માધુર્યની સાથે પ્રાસ-અનુપ્રાસની સહાય પણ કવિને મળી છે.

આધુનિક ગુજરાતી કવિઓ પૈકી લાભશઙ્કર ઠાકર લયથી પ્રેરાતા, લયથી કવિતા બાંધતા અને લયથી પોતાને ઉઘાડવા મથતા લયબદ્ધ કવિ છે. બાળગીતો લોકગીતોના અને મધ્યકાલીન ગુજરાતી કવિતાના જે લયો ત્હેમના કાને પડ્યા છે ત્હેનો શક્ય તેટલો લાભ લેવાનું એમનું વલણ 'વહી જતી પાછળ રમ્ય ઘોષા'ની 'તડકો' જેવી કૃતિમાં, દીર્ઘરચના 'માણસની વાત'માં તથા પશ્ચાત્કાલીન સઙ્ગ્રહોનાં લઘરાવિષયક કાવ્યગુચ્છમાં દૃષ્ટિગોચર થાય છે. અલબત્ત પ્રથમ સઙ્ગ્રહમાં જેવું લયનું માધુર્ય અનુભવાય છે તેવું પશ્ચાત્કાલીન સઙ્ગ્રહોમાં અનુભવાતું નથી.

લયમાધુર્યના સન્દર્ભમાં રમેશ પારેખ અને અનિલ જોશીને પણ સ્મરવા પડે. આ બન્ને કવિઓના પ્રથમ કાવ્યસઙ્ગ્રહો 'ક્યાં' અને 'કદાચ' ૧૯૭૦માં પ્રગટ થયેલા. આ સઙ્ગ્રહોથી ગુજરાતી ગીતકવિતાને લીલો વળાંક સાંપડ્યો છે. બન્ને કવિઓએ લયના ફુવારાઓ છોડી ગુજરાતી ગીતને હર્યું ભર્યું કરી મૂક્યું છે. લયમાધુર્ય, તળપદું વાતાવરણ આ કવિઓની ગીતકવિતાનાં મહત્ત્વનાં તત્ત્વો છે.

નરસિંહ મહેતાથી નિરઞ્જન ભગત કે નલિન રાવળ સુધીની ગુજરાતી કવિતા વત્તાઓછા પ્રમાણમાં લયમાધુર્યનો આહ્લાદક અનુભવ કરાવે છે. પરન્તુ છેલ્લા દાયકાની ગુજરાતી કવિતામાં આ સુભગ તત્ત્વની ઊણપ વરતાય છે એ પણ સખેદ નોંધવું રહ્યું.



# રામ-વિક્ષિપ્ત ચિત્ત

(છંદ : વસન્તતિલકા)

રાજેન્દ્ર શાહ

૧

હે જાનકી, અધર-સ્પન્દિત 'આર્ય' એ'વું
હેતે તું વેણ મુજ-શું વદતી રહેલ.
રે એ યથોચિત હવે ન, અનાર્ય જેવું
મ્હેં -વહ્નિ થૈ. કુસુમને ઉર- આચરેલ.

ભૂતાગ્નિ ઉગ્ર શુચિ તે કરતી પવિત્ર
સ્પર્શે નિજી પરમ શુદ્ધિ વડે; અખણ્ડ
એને હવે અતનુ તે ય થઈ અમિત્ર
પ્રજ્વાળશે અદય સન્તાત વિપ્રલમ્ભ.

કેવું રહસ્યમય ધર્મ અધર્મ કેરું
છે તત્ત્વ, મૂંઝવતું કૈંક મનીષિનેય;
કર્તવ્ય એક પ્રતિ જે ગણ્યું, એ જ હેરું
થાતું રહે અવરને, નહિ જે વિધેય.

ત્હારે ઉરે વનવિહારની વૃત્તિ થાવી,
સમ્પન્ન તે અસમ વેળ મહીં શી આ'વી !

૨

આ રાજ્ય, આ સ્વજન બન્ધુ, અમાત્ય, લોક
પ્રેમે કરન્ત અભિષિક્ત મ્હને, તથૈવ
ક્યાં પદ્મિની-પરશ ? પુષ્પ-લચ્યો અશોક ?
છાયા-ગભીર વન રિક્ત લહું સદૈવ.

પ્રત્યેક યામ -રજનીદિન- ઘણ્ટનાદે
આહ્લાદપૂર્ણ જનજીવનનો સુતાલ;
આ હર્મ્ય, વાસર-નિવાસ વિના પ્રસાદે[1]
જાણે પ્રકાણ્ડ મુખ જૃમ્ભિત અન્ધ કાલ.

આ દૃષ્ટિ-સમ્મુખનું સર્વ વિલાઈ જાતાં,
ખોજે ત્હને નિબિડ કાનનના ભુલાવે.
ત્યાં હિંસ્રગર્જન ? વિહઙ્ગ ગાન ગાતાં ?
સન્દેહને વમળ તે મનને ભમાવે.

સીમન્તિની, પ્રખર સૌ દિન તું શી રીત
એકાકિની કાણસતી કરશે વ્યતીત ?

૩

હે બન્ધુ લક્ષ્મણ, અનિદ્ર તું ચૌદ વર્ષ
કાન્તારવાસ મહીં, કિન્તુ ન તેજ હીન
ત્હારી કદી દૃગ; અજિહ્મ છતાં ન હર્ષ
હાવાં, ઉદાસ હૃદયે તું સદાય લીન.

ત્હેં વેણની મુજ કદી ન કરી ઉપેક્ષા,
છે પ્રાણને દલન પાલન એ'નું કીધું.
લેશે વિરોધની ન દાખવી કોઈ ચેષ્ટા
ને આમ ભક્તિવ્રત દારુણ એવું લીધું.

જાણે હલાહલનું પાન કરી પ્રશાન્ત
તું સાક્ષિભાવ થકી સર્વ કંઈ વિલોકે;
વિદ્યા કલામહીં બધી તું મહા નિતાન્ત,
કાર્યે અકાર્ય યદિ હોય ન તો ય ટોકે.

સમ્પ્રાપ્તનો ન પરિહાર કરી શકાય;
હો શીત ઉષ્ણ સમવૃત્તિ થકી સહાય.

[1] પ્રસાદ : પ્રસન્નતા

૪

દિક્પ્રાન્ત સર્વ લવણાસુરથી વિમુક્ત;
હાવાં પ્રશસ્ત કરવો મખ અશ્વમેધ.
તે થાય શી વિધ જહીં દયિતા વિયુક્ત ?
જે માર્ગ તે ગુરુપ્રમાણ, કથન્ત વેદ.

સીતે ! સુવર્ણ પ્રતિમા તવ, ધાતુ-સામ્ય !
સમ્પન્ન એમ (સહ આપણ) યજ્ઞ-કાર્ય.
રાજત્વ ! મઙ્ગલ ક્ષિતીશનું કર્મ કામ્ય,
તે કિલન્ન અન્તર થકી અવ છે વિધાર્ય.

આ વિગ્રહે શુચિ સચેતન મન્ત્ર ભર્ગે
ત્હારી, પ્રિયે, વિમલ પ્રાણતણી પ્રતિષ્ઠા.
મ્હારી રહે સજલ દૃષ્ટિ હિરણ્યગર્ભે[1]
સઙ્કલ્પ સજ્જ પરિસિદ્ધિની એમ દીક્ષા.

છે શ્વેત અશ્વ સમલઙ્કૃત મુક્ત કીધ;
જો હોય રશ્મિ ધરનાર નરેશ ધીટ.

૫

એ કોણ બે ઋષિકુમાર તપે સમિદ્ધ[2]
શસ્ત્રાસ્ત્ર-સજ્જ રણધીર હરન્ત વાજી ?
શત્રુઘ્ન લક્ષ્મણ સમા પણ જેથી વિદ્ધ,
ને ધ્વસ્ત સૈન્ય, કંઈ ત્રસ્ત ફરન્ત લાજી !

મ્હારે સ્વયં જઈ હવે કરવી નિરીક્ષા;[3]
ના કાર્ય આ વિહિત; એ સહ વર્જ્ય યુદ્ધ.
છે કોણ તાત ? જનની, કુળ, કોની શિક્ષા ?
સઙ્ગ્રામ-પૂર્વ અનિવાર્ય થવું પ્રબુદ્ધ.

સમ્પર્ક : 'ના કુળની જાણ, નહીં પિતાની,
સીતા અમારી જનની, પિતુ તુલ્ય જાણો
વાલ્મીકિ; એ ગુરુથી સર્વ કલા પ્રમાણી.
શે શાન્ત ?' 'આવી રહ્યું કોણ પણે નિહાળો.'

આવે મહર્ષિ, નતિ રામની, જાનકીની
રામાબ્ધિએ, ઉભયની દગ ઓસભીની.

---

હિરણ્યગર્ભ = સૂક્ષ્મ શરીરયુક્ત આત્મા; સમિદ્ધ = ઉત્તેજિત, પ્રજ્વલિત; નિરીક્ષા = નિરીક્ષણ, અવલોકન

## સીતા-તિરોહિતા

રાજેન્દ્ર શાહ

વાલ્મીકિ: કલ્યાણમસ્તુ, શુચિ આ સહચારિણીને
સ્વીકારશો સરલ રાઘવ, હે નૃપાલ.
લોકાપવાદ અવ ન્હૈ અનુરાગિણીને,
એ'ની થશે સ્તુતિ સનાતન સર્વ કાલ.

રામ : ધારું શિરે સુભગ આશિષ ને નિદેશ,
વિચ્છિન્ન અન્તર થકી ન અમે કદીય.
હો આપ સઙ્ગ સહુનો નગરે પ્રવેશ,
હો યજ્ઞ પૂર્ણ, સહ મઙ્ગલ અસ્મદીય.

સીતા : હે આર્ય, જેમ હૃદયે નિજ તેમ સન્ધે
પ્રેમે વિશુદ્ધ, મુજ કીધ લહું પ્રતિષ્ઠા.
આ આપના તનય હો મધુ-સૂર્ય વંશે
એ'વા કરી ધરું, ફળી, પ્રભુ, એકનિષ્ઠા.

પામું હવે લય ધરામહીં હું, અકામ.
હે રામ રામ હૃદયેશ, પ્રણામ, રામ.

---

મધુ-સૂર્ય = ચૈત્રનો સૂર્ય; અકામ = આપ્તકામ.

## મુ. શ્રી ઉમાશંકરભાઈને —

(૨૧-૭-'૯૫)
જગદીશ ત્રિવેદી

આજે તમારો દિન જન્મ કેરો.

મ્હેં આલમારી નજદીક પ્હોંચી
ધીરે ધીરે પુસ્તક એક એક
કાઢી કર્યો ત્યાં ઢગ આંખ સામે.
પૂંઠાં ઉઘાડી પછી પુસ્તકોમાં
મરોડ હસ્તાક્ષરના ત્હમારા
રહું નિહાળી : તહીં ભૂતકાળ
જાગી ઊઠે શો બની વર્તમાન !

પ્રભાતનાં પુષ્પની પાંખડીઓ
થકી ઝરન્તી મદમત્ત ગન્ધ
હું વીણતો ધીર-ગભીર ચાલે
જાણે પહોંચ્યો — નિત જેમ આજે
'સેતુ'* વિશે — ઘણ્ટડી રણ્ઝણાવું
ત્યાં એ જ એ પ્રેમલ હાસ્યછોળે
ભીંજાવતા મ્હેં તમને નિહાળ્યા !
થોડીઘણી વાત કરી, પછીથી
શો હાથમાં હાથ પરોવી મ્હારા
કરાવિયો શબ્દપ્રવાસ આજ !

આજે ત્હમારો દિન જન્મ કેરો !

* ઉમાશઙ્કરભાઈના બઙ્ગલાનું નામ.

## હંસ

રાજેન્દ્ર શાહ

નીલ અમ્બર...
ધવલ કૌમુદીમાં
વિહારે વહે
ઊર્ધ્વથકી ઊર્ધ્વ કો
એક, તે હંસ.

## હે દ્વારિકેશ !

ઉષા ઉપાધ્યાય

દિશાઓ છે અન્ધારથી ઘેરાયેલી.
ત્હારાં દ્વાર છે બન્ધ
ને હું
ઊભી છું હાથમાં કમળ લઈને.
પરોઢના પક્ષીઓનું ગાન
મ્હારી પ્રાર્થના લઈને ત્હારા સુધી
પહોંચી રહ્યું છે ત્હારે ધામ.
ને મ્હારી ઝઙ્ખના
તાજાં ખીલેલાં ફૂલોની સુવાસ બનીને
ત્હને વીંટળાઈ વળી છે.
જાગ, હે દ્વારિકેશ !
ત્હારાં બન્ધ દ્વાર
પળે પળે મ્હારા હૃદયમાં
જગવે છે ઊંડી વ્યથા.
પાછું તો ફરવું નથી.

હે ચૈતન્યરૂપ !
ત્હારાં દ્વાર ખોલ,
ત્હારી કને ઉપાસને
મ્હારું જીવન હો ધન્ય, હે પરમ પ્રિય !

## સુહાગી ક્ષણ

રાજેન્દ્ર શાહ

નીલ સરિતા
રવિ-સ્પર્શ સોનલ...
અહો, સન્નિની !

## મને આવડે નહીં રે

જગદીશ વ્યાસ

આંખ ઊંચકતાં આવડે અને ઢાળતાં
મ્હને આવડે નહીં રે.

આમ જોઉં કે તેમ હું જોઉં,
આમ જોઉં કે તેમ હું જોઉં,
તીરની ઉપર તીર છૂટે તે વાળતાં
મ્હને આવડે નહીં રે.

ગામને કાંઠે એક નદી તે બેઉ
કાંઠાની વચમાં હું તો ન્હાઉં.
તળિયે પડી છીપલી જોતાં,
તળિયે પડી છીપલી જોતાં,
માછલી આવી વચમાં એને ટાળતાં
મ્હને આવડે નહીં રે.

ગાયનું મ્હારું ધણ ચરે ને એય...
ને હું તો દોડતું હરણ જોઉં.
હાય રે જોતાંવેંત વીંધાયું,
હાય રે જોતાંવેંત વીંધાયું,
તીર કાઢીને હરણાને પમ્પાળતાં
મ્હને આવડે નહીં રે.

ફૂલ લચ્યો ગુલમ્હોર હતો ને
જોતજોતામાં એકલી ડાળો રહી.
તીર છૂટ્યાં ને વરસ્યાં ફૂલો,
તીર છૂટ્યાં ને વરસ્યાં ફૂલો,
ફૂલની જેવાં ફૂલને પણ સમ્ભાળતાં
મ્હને આવડે નહીં રે.

આટલાં વરસ કોઈને હું તો
કોઈ દી' નહોતી કરતી લોહીઝાણ.
હમણાં બેઠું સોળમું અને
હમણાં બેઠું સોળમું અને
હમણાંથી આ લોહી વગરનું ભાળતાં
મ્હને આવડે નહીં રે.

## આળસુનું ગીત

જગદીશ વ્યાસ

આંખની ઉપર તડકો ચાદર સોંસરો પડે એટલે ઊઠું
આવતાં-જતાં કોઈને મ્હારો ખાટલો નડે એટલે ઊઠું

કોઈનું હજી ધ્યાન નથી તો લાવ
એકાદી ઊંઘ ખેંચી લઉં,
ઊઠતાં પ્હેલાં શમણાંથી હું
આંખને માલામાલ કરી દઉં,
ચટકા ચટક ભરતી મ્હને કીડીઓ ચડે એટલે ઊઠું.

આમ તો મ્હારે સુખ છે કે
બોલાશ તો કાને પડતો નથી
કોઈ બોલાવે કોઈને તો
એ સાદ મ્હને તો નડતો નથી
ભેંકડા તાણી કોઈનાં ભૂખ્યાં છોકરાં
રડે એટલે ઊઠું.

આંગણે મ્હારા ખાટલા નીચે
યુદ્ધ જામ્યું તો જામવા દીધું
ટૂંટિયું વાળી હમણાં તો આ
યુદ્ધનું ટાણું જાળવી લીધું
ખાટલે ચડી છેક શેરીનાં કૂતરાં લડે એટલે ઊઠું.

બેન ને બાને એક હાંકોટે ચાલતાં કર્યાં દૂરથી સીધાં,
ભાઈ-ભાભીને સમજાવીને પળમાં
પાછાં મોકલી દીધાં,
પણ બાપા તો કરશે બેઠો લાકડી વડે એટલે ઊઠું.

❑

## ઉનાળુ બપ્પોરે

જગદીશ ત્રિવેદી

ઉનાળુ બપ્પોરે નભ મુશળધારે વરસતું
હતું અગ્નિગોળા અરિદળ યથા બૉમ્બ વરસે,
જશે શું આખ્ખુંયે નગર પીગળી-ઓગળી અને
ભળી પેલા ઊંડા અતલ નભ શા કાલદરિયે !
પડ્યો એ'વો સોપો હિજરત કરી લોક સઘળું
ગયું-ખાલીપાનું નગર પર સામ્રાજ્ય પસર્યું !
ભરાઈ બેઠો'તો ભવન-ભીંડીને દ્વાર-ખિડકી,
બળાપાની ઝાળે ગભરુ ઉરપક્ષી ફફડતું
હતું, ભઠ્ઠી માંહે તનબદન શેકાતું તતડે,
ઘડીમાં લેઈને કલમ લખવાનું કંઈ કરું -
પરન્તુ ક્યાંયે ના હૃદય સ્થિર મ્હારું થઈ શક્યું
વહી લાવી ક્યાંથી પવનલહરી વાદળ ત્યહીં -
'તહમે આ બપ્પોરે કવિ !?'
અગનઝાળો હૃદયની
શમી મ્હારી શીળાં ઝર ઝર ઝર્યાં શબ્દકુસુમો !

## મનાવી લેતાં

હેમન્ત દેસાઈ

જરાક ઢાળી નયન ભાવ છુપાવી લેતાં -
નિહાળી સામું નજર કેવી બચાવી લેતાં !
કમાલની તહમારી જોઈ રહું બાહોશી
હસીને સ્હેજ બધી વાત વધાવી લેતાં !
સવાલ કોરો અમારો ન એક પણ રાખ્યો
હરીભરી મજાકમાં જ ભીંજાવી લેતાં !
વિનયના વેશ અજબના નવા સજાવીને
અમારો રોફનો રૂમાલ પડાવી લેતાં !
મિજાજ ઓઢી ફરો આમ કૈં ખુમારીથી
વખાણનાં તો બધાં ફૂલ ઉઠાવી લેતાં !
ઉગાડી ચન્દ્ર શકો છો દિવસના જેમાં એ
હથેળી સામે ધરી નામ લખાવી લેતાં !
શ્વાસોને મોર સમી ગહેંકતી કરી મે'લી
રમતમાં મન અમારું આમ મનાવી લેતાં !

## ઠેલમઠેલ છે !

'ઉશના'

ધારો અગર તો સાવ ડાબા હાથનો એ ખેલ છે,
ક્યાં ધારણાની બટકણી ડાળે લટકવું સહેલ છે ?

હા, લાજ રાખું છું વ્યથાની, એટલે રડતો નથી;
ક્યાં છે નહિતર આંસુનો દુક્કાળ ? રેલમછેલ છે !

ઘેઘૂર મ્હારી કામનાના વૃક્ષને વળગી ઊભી,
સૈકાજૂની મુજ વેદનાની છમ્મલીલી વેલ છે !

કે હાથ લાગી જાય નાભિ શૂન્યની એક વાર જો,
તો ક્યાં અકળનો કોયડો ઉકેલવો મુશ્કેલ છે ?

ક્યાં લઈ જશે 'ઉશના' તને
આ સહુ પડછાયા તણો ?
આંગળ પકડ તું શબ્દની, બાકી તો ઠેલમઠેલ છે !

## ગુઞ્જતી લગન આપો !

હેમન્ત દેસાઈ

આજ ના'વો તો કદી આવવા વચન આપો -
તહમને મળવાની સતત ગુઞ્જતી લગન આપો !

કોઈ ગમગીન સાંજ નિત્ય નજરને ઘેરે
એની એ સાંજથી છવાયલાં નયન આપો !

પી ગયા કૈંક અમે કેફના એ દરિયા ત્યાં
અઞ્જલિ આપો અગર અલ્પ આચમન આપો !

આંગણે આવ્યાં હતાં ઓસરી ગયાં પળમાં
ઝાંખવાને ફરી એ રૂપનું સપન આપો !

આંબવા પર્વતોને કૈં ન રહ્યા અભિલાષો
પર્વતોને હવે તો કૂદવા છેજન આપો !

ક્યાં કશી પૂર્ણતાની એ તમા રહી અમને
બીજનો ચન્દ્ર ઘૂમે એટલું ગગન આપો !

## કહેશે કોઈ ?

નલિની બ્રહ્મભટ્ટ

કહેશે કોઈ ?
મ્હારી પાંપણની કોરે સજાવેલી
મેઘધનુષી મોતીની માળ
કોણ ચોરી ગયું ?

ત્હેં તો ગણ્યાં વર્ષ દશ,
પણ
મ્હારે માટે તો
એક ક્ષણેય શાશ્વતીમાં પલટાઈ ગઈ, ત્હેનું શું ?
વાતવાતમાં
મ્હારી અનામિકામાં ત્હેં પરોવવા ધારેલી
માણેકમઢી મુદ્રાની રતાશ લઈ
આજે તો મ્હારું પ્રભાત ખીલે છે
અને
ચાંદની પસવારે છે મ્હારા કેશ.

મ્હારી ને ત્હારી વચ્ચે ભગવાન છે
તેથી જ કહું છું-
ક્યારેક
મ્હારા ભગવાન મળી જાય ત્હને
તો કહેજે તું
કે
આવતા જન્મે
જડી દે કાબાનો પત્થર
મ્હારા હૃદયના સ્થાને.

## ગઝલ

મધુકર ઉપાધ્યાય

હું ફૂલ નહિ કે ખાર નહિ,
મ્હારા વિષે કંઈ ધાર નહિ.
હું જળ અને તું માટી છે,
બન્ને વગર આકાર નહિ.
હું વિસ્તરું, તું ક્યાં જશે ?
નાહક મ્હને પડકાર નહિ.
છું સોંસરો હું સૂર્ય, જો
પરછાઈનો ઓથાર નહિ.
જો તૃપ્ત કેવું જળ વહે,
મોજાં નહીં, બૌછાર નહિ.
હું બોલતો, તું સાંભળે,
પણ શબ્દનો આધાર નહિ.

## ગ્રીષ્મ-વર્ષા

પ્રિયવદન શેઠ

આ કાળઝાળ ગરમી વરસન્ત ભારી,
ને આ હવા નહિ હવા પણ લૂ અકારી.
હો રાત્રિ કે દિવસ સ્વેદ ઝરે અપાર,
ને લેશ શીતલ ન સ્પર્શ કહીં લગાર.
સુક્કી ધરા બધી તિરાડ તિરાડ ત્રાસે,
ના માર્ગ કોઈ બચવા જડ-જીવ પાસે.
છાઈ રહે અવ ઘટા ઘનઘોર વ્યોમે,
શીળી સમીર-લહરી પ્રસરન્ત ભોમે.
ધારાથકી સલિલની અભિષિક્ત પૃથ્વી,
માટી તણી મઘમઘન્ત સુગન્ધ મીઠી.
કેકારવે મધુર નૃત્ય કરે કલાપી,
સોહન્ત મેઘધનુ અમ્બર અઙ્ક વ્યાપી.
સન્ત્રસ્ત ને વ્યથિત ગ્રીષ્મ-વિતપ્ત સર્વ,
વર્ષાનું નવ્ય જલ-આર્દ્ર સુરમ્ય પર્વ.

## ગઝલ-૧

'રાઝ' નવસારવી

બહુ સારું થયું એની મુલાકાતો નથી થાતી
મિલનનો અર્થ શું છે દિલની જો વાતો નથી થાતી.

ભરોસો આપ કે સુખથી ભરેલા આવશે દિવસો,
નહિતર એ જગા દેખાડ જ્યાં રાતો નથી થાતી.

વિચારું છું કે ખામોશી ઉભયની તૂટશે ક્યારે ?
છે શબ્દો હોઠ પર ને તે છતાં વાતો નથી થાતી.

હું અવગણના કરું છું એટલે તો લોકનિંદાની,
કયા ઈન્સાનની દુનિયા મહીં વાતો નથી થાતી ?

વિના વાંકે અમે ઓ 'રાઝ' અપરાધી થશું સાબિત,
છે મોકો તે છતાં સાચી રજૂઆતો નથી થાતી.

## ગઝલ-૨

'રાઝ' નવસારવી

ગીતમાંથી નીકળેલો સૂર થાતો જાઉં છું.
હું છું ત્હારા કણ્ઠમાં ને દૂર થાતો જાઉં છું.

આ કસોટીની ઘડીઓ છે ઓ મ્હારી નમ્રતા !
લોકની નજરોમાં હું મશહૂર થાતો જાઉં છું.

હું વધારે પડતો રસ મ્હારામાં લેતો થઈ ગયો.
હું હવે ધીમે ધીમે મગરૂર થાતો જાઉં છું.

ના, શિખામણ નહિ, વિસામો દો મ્હને ઉપદેશકો
જિન્દગીના થાકથી હું ચૂર થાતો જાઉં છું.

ત્હમને જોવાની મ્હને ઇચ્છાઓ ગઈ કાલે હતી,
આજ તો જોવા મ્હને આતૂર થાતો જાઉં છું.

'રાઝ' એની રાઝદારીનો જ આ અન્જામ છે,
હું પરાયા નામથી મશહૂર થાતો જાઉં છું.

## કાગળ પર

રાજેશ વ્યાસ

બળથી ઝાઝી હિમ્મત કર,
પછી નિરાંતે દરિયો તર.

ઇશ્વર-બીશ્વર સમજ્યા ભઈ,
એકબીજાનો સૌને ડર.

કેટકેટલું આવ્યું યાદ,
સ્હેજ યાદ જ્યાં આવ્યું ઘર.

સાવ સોંસરો સળગું છું,
કશું શ્વાસના બદલે ભર.

હાથ ઊંચો તો કરવો'તો,
ભલે કહ્યું નહિ પાછો ફર.

રાત પડી ભાંગી મિસ્કીન,
બધું રહી ગયું કાગળ પર.

## લખીએ

રાજેશ વ્યાસ

ખુશીખબરનો કાગળ લખીએ,
સરસ મઝાની અટકળ લખીએ.

નહિ જામે તો જોયું જાશે,
અત્યારે ચલ કેવળ લખીએ.

મળવાનાં બ્હાનાં જેવાં આ,
સાવ અધૂરા અન્જળ લખીએ.

વાત હોય તો થાય રજેરજ,
દશા વિશે શું કાગળ લખીએ.

આવ કે પાછી બેસે મોસમ,
આવ કે પાછું હરપળ લખીએ.

## ત્હારા વિખરાયેલા વાળ

'પ્રણય' જામનગરી

આ ત્હારા વિખરાયેલા વાળ !
સોનેરી દરિયામાં જાણે પથરાયેલી જાળ,
આ ત્હારા વિખરાયેલા વાળ !

શ્રાવણનું આકાશ રાતરે સપનામાં જો આવે,
જાગીને આંખો પરોઢિયે ફૂલોને વરસાવે,
ઊંડા-ઊંડા સાગર પાસે પાંપણ જેવી પાળ,
આ ત્હારા વિખરાયેલા વાળ !

મનમાં ઘૂઘવે મહેરામણ થઈ લટ ત્હારી સોનેરી,
દૂર જરીકે ઊભી જાણે અજવાળાની દેરી.
આંખો સામે લીલી લીલી ટેકરીઓના ઢાળ,
આ ત્હારા વિખરાયેલા વાળ !

આભ વચાળે ચન્દા જેવું કેશ વચાળે આંખો,
શ્રાવણને જાણે કે ફૂટી સાંવરિયાળી પાંખો !
પવન ઉપર ના આવે આજે કોઈ મુલાયમ આળ,
આ ત્હારા વિખરાયેલા વાળ !

## હિમાળો

હર્ષદ ચન્દારાણા

પ્રથમ દાઢી થઈ
બરફ જેવી જ ધોળી,
પછી
માથાના વાળ થયા
બરફ જેવા જ ધોળા.

આ તો
હિમાળે ગળવાની
શરૂઆત હતી.

પછી
પાંપણો થઈ પળિયાં
ને પછી તો
આંખ, કાન, ભાન, સાન —
બધું જ ધોળું બરફ —
બરફ તળે.

આ બરફના ઢગ
વધતા રહ્યા ને હું
દટાતો ગયો
વધુ ને વધુ ઊંડે...

*

મ્હને દટાયાને
કેટલાં વર્ષ વીત્યાં છે ?
...હવે
હિસાબે ય ક્યાં રહ્યો છે ?

*

...ને આ પળે
ક્યાંથી આવ્યા
આ બે હાથ !
કૂણા ને હૂંફાળા હાથ
જે મ્હને ઊંચકવા માંગે છે,
મ્હને
મ્હારા હિમાળેથી
પાછો લાવવા મથે છે-

બરફ ખોદી રહેલા
આ હાથ કોના છે ?
મ્હારા અનુજ કવિના
કે મ્હારા પૌત્રના ?

## વિજોગ

કનુ સુથાર

આકરી લૂ આ રણને મારગ વા'તી,
વસમી વેળા થાતી,
  ન છાંયો ભાળતી.

નજરું મ્હારી દૂર સરોવર જોતી,
ઝાંઝવે રહી છું મ્હોતી ?
  ને લૂ આ દઝાડતી.

## મૃગશીશ

ગીતા પરીખ

અડધી રાતે જાગીને હું
        ગગને માંડું મીટ,
જોવા ચાહું ઝરમર ઝરતાં
        ચન્દ્રનું તેજ અમીત.

પણ શું જોઉં ? ફાળ ભરન્તુ
        આભમહીં "મૃગશીશ"
સર ઊંચે, પગ નીચે રાખી
        છાતીમાં લઈ તીર.
પાછળ પીછો મહાવ્યાધનો
        છૂટે નહીં જરાય,
દોટ નિરન્તર ગગનપટે છે
        તો ય નહીં પકડાય.

ઝઙ્ખું હું ચન્દન-ફળ ચન્દનું
        પામું પણ મૃગશીશ !
ચીંધે કો પુરુષાર્થતણો શો
        માર્ગ મ્હને અહોનીશ ?

## ક્ષણ

શાસ્ત્રી જયેન્દ્ર દવે

હું જ ફૂલ થઈ જાઉં એટલી નાજુક ક્ષણ છે.
સૌરભમાં રૂપાન્તરનું મુજ અન્તરતમ વિતરણ છે.
    હું જ ફૂલ થઈ જાઉં એટલી નાજુક ક્ષણ છે.

જલ-તરઙ્ગ પર શ્વાસ-સૂરનાં સ્પન્દન રમતાં મૂકી,
તરતાં તરતાં ક્યાંક માછલી એક પગથિયું ચૂકી,
વલય-વીચિ-સરિતામાં મ્હારું હૃદયઙ્ગમ વિવરણ છેઃ
    હું જ ફૂલ થઈ જાઉં એટલી નાજુક ક્ષણ છે.

લઈ ચાંચમાં નભલું ઊડતી પાંખ નીડમાં ઝૂકી,
કાલા-ઘેલા ટહુકા જેવી પાંપણ સહેજ ઝબૂકી,
સમીર-સાંજ-કલરવમાં મ્હારું આ
        અન્તિમ વિચરણ છે;
    હું જ ફૂલ થઈ જાઉં એટલી નાજુક ક્ષણ છે.

## દોરડા પર ચાલવું

રન્નાદે શાહ

શક્યતાના દોરડા પર ચાલવું
ને પછી કહેવું, 'ખરું આ તાવવું ?'

પ્રેમનું દ્રાવણ બધું ઓગાળશે,
આ ઉદાસીનું નગર તો બાંધવું.

મ્હેક પારાવાર છલકે ચોતરફ,
નામ-સરનામું હવે ક્યાં આપવું ?

વૃક્ષને ક્યાંથી ડરાવે પાનખર ?
કહી ગયાં છે પાંદડાં, ના થાકવું.

આ ધરાને આભ ઝૂકેલું મળે,
એટલું મનને ટકાવી રાખવું.

રોજની લાંબી સફર ત્હારા સુધી,
આ ચરણનું કામ રસ્તો માપવું.

# કેમ કરીને તોડી શકશો

કૃષ્ણ દવે

તાજી માજી પાંપણમાંથી ટગર ટગર આ નિરખ્યા કરતી -
આશને બોલો કેમ કરીને તોડી શકશો ?
કેમ કરીને તોડી શકશો ? પા પા પગલી ભરતાં ભરતાં આંગળીયે
વળગેલા આ વિશ્વાસને બોલો કેમ કરીને તોડી શકશો ?

હજુ મ્હને હમણાં આ વૃક્ષે લીલુંછમ્ સરનામું આપ્યું,
હજુ મ્હને હમણાં પક્ષીએ એક મજાનું ગાણું આપ્યું,
હજુ મ્હને હમણાં ઝરણાએ ખળખળ ખળ્ વ્હેવાનું આપ્યું,
હજુ મ્હને હમણાં શબ્દોએ આ કોરુંકટ્ પાનું આપ્યું,
હજુ મ્હને હમણાં જ થયેલા જીવનના અહેસાસને બોલો કેમ કરીને તોડી શકશો ?

મા જેવી આ ધરતીને તો સરહદના ખીલ્લાઓ ઠોકી ઠોકી તોડો તેમ છતાંયે,
આ વ્હેતાં ઝરણાંના જળને, લ્હેરાતા વાયુને અથવા
હુંફાળા આકાશને બોલો કેમ કરીને તોડી શકશો ?

પત્થરની પાંપણ નંખાવો કે રેતીના જઙ્ગલ વાવો,
કાં આંસૂના મ્હોરા પ્હેરી કીકીમાં વિસ્ફોટ કરાવો,
અને છતાં અકબન્ધ જ રહેતી સંવેદનના શીલાલેખશી આંખોમાં -
છલકાતી આ ભીનાશને બોલો કેમ કરીને તોડી શકશો ?

ક્યાંક કોડીયે ટમટમતાં રહી આખેઆખી રાત પી ગયાં,
ક્યાંક હલેસાં થઈ બેઠા તો આખો ઝઞ્ઝાવાત પી ગયાં,
ક્યાંક અઞ્જલી ભરી ઊભાં તો પળમાં સમદર સાત પી ગયાં,
ક્યાંક બની મુસકાન હોઠ પર ઘટક દઈ આઘાત પી ગયાં,
પછી અમારા અન્તરમાંથી પ્રગટેલા અજવાસને બોલો કેમ કરીને તોડી શકશો ?

## હે વિહઙ્ગ !

**કૃષ્ણ દવે**

હે વિહઙ્ગ ! આમ દૂર દૂર ના ઊડી જવાય
સમ્બન્ધ આમ નીડ, ડાળ, પર્ણનો નસે નસે
ફરી ફરી નહીં નહીં નહીં રચાય.
હે વિહંગ આમ દૂર દૂર ના ઊડી જવાય.

આવરણ અગાધ ત્યજીને થયેલ સળવળાટ,
યાદ કર થયેલ પાંખમાંથી સ્હેજ ફડફડાટ,
નીડ, ડાળ પર્ણ મૂળમાં થયેલ ઝણઝણાટ,
ને ઉડેલ તું ય કેવું ? સ્વપ્ન જેમ સડસડાટ,
હે વિહઙ્ગ, અન્તરઙ્ગ એ ઉમઙ્ગ, એ પ્રસઙ્ગ એમ કેમ વિસ્મરાય ?

કૂંપળોય આંખમાં ભરી ભરી કરે ઉચાટ,
ડાળ ડાળનેય આમ જોવડાવીએ ન વાટ,
પાંખ ફડ્ફડાવતાં જ એમ થાય થરથરાટ,
આંગણેથી જેમ કે ઊડી રહ્યું ન હો વિરાટ,
હે વિહઙ્ગ ! શું ન એટલું પુછાય આભનેય, વૃક્ષથી ઉડી શકાય ?

## આગળનો રસ્તો બન્ધ છે

**કરસનદાસ લુહાર**

આમ કહેતું પાટિયું તો અન્ધ છે : આગળનો રસ્તો બન્ધ છે;
ફૂલ જુએ કે, જતી ક્યાં ગન્ધ છે ? આગળનો રસ્તો બન્ધ છે

આ ઉપાડીને સમસ્યાનું મડું ફાટક કને ઊભો છું હું;
ના ખૂલે ફાટક ને ફાટે સ્કન્ધ છે : આગળનો રસ્તો બન્ધ છે.

હું વિચારોમાં ઊડી રસ્તો વળોટી જાઉં પણ શું થાય કે,
ઉડ્ડયન ઉપર અહીં પ્રતિબન્ધ છે : આગળનો રસ્તો બન્ધ છે.

ચોકડી મારી દઉં આગળ જવા પર, પણ નથી પાછા જવું;
આ જ રસ્તાથી ઋણાનુબન્ધ છે : આગળનો રસ્તો બન્ધ છે !

## કોયડો

રાજેન્દ્ર શાહ

અન્ધારે અન્ધારે જોઈ
તગતગતી બે આંખો કોઈ.
કેમ હશે એ નહીં મીંચાતી ?
આઘીપાછી કેમ ન થાતી ?

આકાશેથી બે તૂફાની
તારલિયો આવી શું છાની ?
લગીર પણ ગુપચુપ ના આવે
એ'વી કેવી રમત જમાવી ?

કોણ ત્હમે ? કહું. આવો પાસે;
પડકારે પણ એ ના નાસે,
ઊંડે શ્વાસ કરું ખોંખારો,
અવાજ મ્હારો રૂહે' નોંધારો.

એક ઠેક જ્યાં પગની મારું,
તો સામે કાળું અન્ધારું;
ઊંચે નજર કરું તો ડાબે
હસી રહ્યો ચાંદલિયો આભે.

## ફૂલની ઝૂકી ડાળ..

ઉષા ઉપાધ્યાય

સૂઈ જા મ્હારા લાલ,
સૂઈ જા મ્હારા બાલ,
ઝૂલવું ત્હને હેતને ઝૂલે
સૂઈ જા મ્હારા લાલ.

ફૂલની ઝૂકે ડાળ,
ઝૂકતી ત્હારી આંખ,
નીન્દર રમવા આવી
ઝાલને એનો હાથ.

સાગરપરી ક્યાંક
ફૂલના ગૂંથે હાર,
રમતાં મોજાં હારને લઈ
આવતાં સાગરપાર.

હળવે ઘૂઘવ રાજ !
ડરશે મ્હારો બાળ,
ખોબલો ભરી છીપલાં વીણે
શમણે મ્હારો લાલ.

તારલે મઢી રાત,
ફૂલ હિંડોળા ખાટ,
ઝૂલવે મ્હારા લાલને હેતે
ચાંદની-દોરે આભ.

નીન્દ ઘેરાતી જાય,
રાત આ ઝોલું ખાય,
રાતની રાણી સૂઈ જા કહે
સૂઈ જા મ્હારા લાલ.

શમણે રમતાં કેવા
મલકે ત્હારા ગાલ !
હળવે આવી ફૂલની ફોરમ
દેતી એમાં તાલ !

## પાવો વાગે

માણેકલાલ પટેલ

પાવો મધુરો વાગે
 પિહૂક પિહૂક,
આંબો ઘટાળ જાગે
 ટિહૂક ટિહૂક.
પવને લહરો ફૂટે
 લિહૂક લિહુક.
તળાવ છોળો તૂટે
 ચિહૂક ચિહૂક.
નવા નવા છે રાગો
 તિહૂક તિહૂક,
સૂતેલાં સહુ જાગો
 હિહૂક હિહૂક !

## સાઇકલ સવારી

માણેકલાલ પટેલ

સાઇકલ નવી નકોર લીધી,
ભાઈ શીખે સવારી કીધી,
ટનન ટોકરી મારી દીધી,
સરરર ઝડપે રાખું સીધી !

ભીડ હોય ત્યાં ધ્યાન લગાડું,
બૂમે બૂમે દોસ્ત જગાડું,
ભણનારાંનો સમય બગાડું,
રોફે રોફે દાંડ ભગાડું !

જાત્રાએ વટ રાખી જાવું,
રસ્તે પાણી દેખી ન્હાવું,
પ્રસાદ માગી માગી ખાવું,
પુણ્ય કમાઈ પાછો આવું !

## ઢીંગલી

રાજેન્દ્ર શાહ

કોણ ઉઠાવી ગયું ઢીંગલી મ્હારી
કેમ જાણું એને રાખી ક્યાં ?
એ ના બોલે, કે એ નહિ રડનારી.

બધીય મ્હારી વાત ઝીલતી કાને.
આમતેમ ઝૂલાવી ડોકું
હરખી હરખી ઘણું જણાવે સાને.

મ્હને એકલું એના વિણ ના ગમતું,
હોંશ ગળામાં અટવાતી ને
અહીં તહીં ને બધેય મન રે' ભમતું.

સાંજ ભરેલી છાબ ફગાવી દેતાં,
ખર્યાં પાંદડાં જેવી ભોંયે
જોઉં પડેલી એને ડચકાં લેતાં.

## તાપ

એકલવ્ય

ટાઢ ગઈ; નહિ દાઝ સૂર્યની -
 તેજ-તાપનું રાજ.
દિવસ થતો લાંબો ને દાહે
 લોક જણાતું વાજ.

ગગનમહીં ત્યાં આવી લાગે
 વીજ વીજ ઘન-ગાજ;
હેલી-ધારમહીં એનો ત્યાં
 લદબદ થયો મિજાજ.

# ક્ષર-અક્ષર

## ઉમાશઙ્કર જોશી

ધીરુ પરીખ

*'વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી:*
*પશુ છે, પક્ષી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ !'*

૧૯૩૧માં પ્રકટ થયેલા 'વિશ્વશાન્તિ' ખણ્ડકાવ્યના પાંચમા ખણ્ડમાં આવતી આ પઙ્ક્તિઓ ત્યારે વીસેક વર્ષના યુવાન અને ગાંધીવિચારે પ્રભાવિત ઉમાશઙ્કર જોશીની વિશ્વશાન્તિ માટે મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચેની સંવાદી સ્થિતિની ભાવના વ્યક્ત કરે છે. તો ૧૯૩૨માં રચાયેલા 'જઠરાગ્નિ' કાવ્યની પઙ્ક્તિઓ 'ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે; ખણ્ડેરની ભસ્મકણી ન લાધશે !' માંનો કઠોર વાસ્તવિકતાપરક આવેશોદ્ગાર જીવનની વાસ્તવિકતા વિષે ત્હેમની સભાનતા સૂચવી રહે છે. આમ, ભાવના ને વાસ્તવના સમન્વય શા ઉમાશઙ્કરનો જન્મ પિતા જેઠાલાલ અને માતા નવલબાઈને ત્યાં ૧૯૧૧ના જુલાઈની ૨૧મીએ સાબરકાંઠા જિલ્લાના ભિલોડા તાલુકાના બામણા ગામે થયેલો. વતનમાં પ્રાથમિક ત્રણ ધોરણનું શિક્ષણ લઈ ચોથું ધોરણ ઈડરમાં અને ત્યાર પછી ત્યાંની ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં અભ્યાસ કર્યો. અમદાવાદની પ્રોપ્રાયટરી હાઇસ્કૂલમાંથી ૧૯૨૮માં મેટ્રીકની પરીક્ષા આપી અમદાવાદમાં પહેલે નમ્બરે ઉત્તીર્ણ થયા, અને અમદાવાદની ગુજરાત કૉલેજમાં પ્રવેશ લીધો. પણ ૧૯૩૦થી'૩૪ સુધી હિન્દની સ્વાતન્ત્ર્ય ચળવળમાં સત્યાગ્રહી તરીકે સક્રિય રહી ૧૯૩૦ના એપ્રિલમાં વીરમગામની સત્યાગ્રહ છાવણીમાં જોડાયા અને નવેમ્બર ૧૯૩૦થી સાબરમતી તથા યરવડાની તમ્બુજેલમાં મળી ચૌદ અઠવાડિયાની સજા ભોગવી. ૧૯૩૪માં મુમ્બઈની એલ્ફિન્સ્ટન કોલેજમાં બી.એ.ના વર્ગમાં પ્રવેશ મેળવ્યો અને ૧૯૩૬માં અર્થશાસ્ત્ર અને ઈતિહાસ વિષયો લઈ બીજા વર્ગમાં બી.એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. ૧૯૩૮માં ગુજરાતી અને સંસ્કૃત વિષયો લઈ મુમ્બઈ યુનિવર્સિટીમાંથી પ્રથમ વર્ગમાં એમ.એ.ની ઉપાધિ મેળવી એ જ વર્ષે ત્યાંની સિડનહામ કોલેજ ઑફ કૉમર્સમાં ગુજરાતીના ખણ્ડ સમયના વ્યાખ્યાતા તરીકે જોડાયા. વચ્ચે ૧૯૩૭માં જ્યોત્સ્નાબહેન ન. જોશી સાથે તેઓ લગ્નગ્રન્થિથી જોડાયા.

૧૯૩૯થી એમણે અમદાવાદને પોતાની કર્મભૂમિ બનાવી. એ વર્ષે તેઓ અમદાવાદની ગુજરાતી વર્નાક્યુલર સોસાયટી દ્વારા આરમ્ભાતા અનુસ્નાતક અધ્યયન સંશોધન વિભાગમાં અધ્યાપક તરીકે નિયુક્ત થયા તે ૧૯૪૬ સુધી એ સંસ્થામાં રહ્યા, અને પછી અધ્યાપનના સવેતન વ્યવસાયમાંથી સ્વેચ્છાએ મુક્ત થયા. ૧૯૫૪ના જૂનથી ગુજરાત યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષા-સાહિત્યના મુખ્ય અધ્યાપક અને ત્યાંના ગુજરાતી ભાષાસાહિત્યભવનના અધ્યક્ષ નિમાયા. ૧૯૬૬ સુધી અહીં સવેતન સેવાઓ આપ્યા પછી માર્ચ ૧૯૭૦ સુધી વિના વેતને સેવાઓ આપવાનું ચાલુ રાખ્યું. ૧૯૬૬થી '૭૨ સુધી ગુજરાત યુનિવર્સિટીના માનાર્હ કુલપતિ રહ્યા અને ત્યાર બાદ વ્યવસાયનિવૃત્ત થયા. આમ છતાં એમની સાહિત્યોપાસના અવિરતપણે ચાલુ જ રહી હતી. વિવિધ શૈક્ષણિક-સાહિત્યિક સંસ્થાઓ સાથે તેઓ એક યા બીજી રીતે સઙ્કળાયેલા રહ્યા હતા. ૧૯૫૪માં દિલ્હીના સાહિત્ય અકાદમીના આરમ્ભકાળથી ૧૯૭૨ સુધી ત્હેની સામાન્ય સભા તથા કારોબારીના સભ્ય હતા, અને ૧૯૭૮થી ૧૯૮૩ સુધી તે સાહિત્ય અકાદમીના પ્રમુખ વરાયા હતા. ૧૯૭૩થી ૧૯૮૫ સુધી ઇન્ડિયન પી.ઇ.એન.ના ઉપપ્રમુખ અને

૧૯૮૫માં ત્હેના પ્રમુખ વરાયા હતા. ૧૯૭૯થી ૧૯૮૨ સુધી વિશ્વભારતી શાન્તિનિકેતનના માનાર્હ ચાન્સેલર નિયુક્ત થયા હતા. ૧૯૬૭માં દિલ્હી ખાતે ભરાયેલા ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૪ મા અધિવેશનના તેઓ પ્રમુખ વરાયા હતા. ગુજરાતીના અધ્યાપક સઙ્ઘના તેઓ પ્રમુખ વરાયા હતા, પાંચેક વિવિધ યુનિવર્સિટીઓએ એમને માનદ્ ડી.લિટ્.ની પદવી એનાયત કરી હતી — ૧૯૬૯માં બૅંગલોર યુનિવર્સિટીએ, ૧૯૭૦માં જોધપુર યુનિવર્સિટીએ, ૧૯૭૩માં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ, ૧૯૭૮માં સરદાર પટેલ યુનિવર્સિટીએ, અને ૧૯૮૧માં જબલપુર યુનિવર્સિટીએ. વિશ્વભારતી શાન્તિનિકેતન તરફથી 'દેશિકોત્તમ'ની માનદ્ ઉપાદિ પણ આપવામાં આવેલી. નેશનલ બુક ટ્રસ્ટના સલાહકાર મણ્ડળમાં સભ્ય તેમજ જ્ઞાનપીઠની પ્રવર સમિતિના અધ્યક્ષ પણ રહી ચૂકેલા.

એમનું સાહિત્યિક પ્રદાન મુખ્યત્વે કવિતાક્ષેત્રે રહ્યું હોવા છતાં પણ એકાઙ્કી, ટૂંકી વાર્તા, નિબન્ધ વિવેચન આદિ ક્ષેત્રે પણ એમનું પ્રદાન ઘણું નોંધપાત્ર છે. 'સાપના ભારા' (૧૯૩૬) અને 'શહીદ' (૧૯૫૧) એકાઙ્કીસઙ્ગ્રહો આપ્યા પછી 'શહીદ' સઙ્ગ્રહમાંથી કેટલાંક એકાઙ્કી લઈ, કેટલાંક રદ કરી, કેટલાંક નવાં ઉમેરી 'હવેલી' (૧૯૭૭) એકાઙ્કી સઙ્ગ્રહ પ્રકટ કર્યો. 'શ્રાવણી મેળો' (૧૯૩૭), 'ત્રણ અર્ધું બે અને બીજી વાતો' (૧૯૩૮), 'અન્તરાય' (૧૯૪૭) તથા છેલ્લા બે વાર્તાસઙ્ગ્રહોમાંથી કેટલીક મઠારીને, કેટલીક રદ કરીને તથા કેટલીક ઉમેરીને 'વિસામો' (૧૯૫૯) વાર્તાસઙ્ગ્રહ પ્રકટ કર્યો હતો. ૧૯૪૦માં 'પારકાં જણ્યાં' નવલકથા પ્રકટ કરી હતી તથા તે જ વર્ષે 'કુમાર'ના ૨૦૦મા અઙ્કથી 'ઉમ્બર બહાર' નવલકથાનો આરમ્ભ કર્યો હતો તે ચાર હપ્તે અટકી હતી. 'ગોષ્ઠિ' (૧૯૫૧), 'ઉઘાડી બારી' (૧૯૫૯) અને 'શિવસઙ્કલ્પ' (૧૯૭૮) એમના નિબન્ધ સઙ્ગ્રહો છે. '૩૧માં ડોકિયું' (૧૯૭૭) જેવી ડાયરી, 'હૃદયમાં પડેલી છબીઓ-૧,૨.' (૧૯૭૭), 'ઇસામુ શિદા અને અન્ય' (૧૯૮૬) જેવા વ્યક્તિચિત્રોના સઙ્ગ્રહો આપ્યા છે; તો 'ઉત્તરરામચરિત' (૧૯૫૦) અને 'શાકુન્તલ' (૧૯૫૫) જેવા નાટ્યાનુવાદો અને 'ગુલે પોલાણ્ડ' (૧૯૩૯) જેવા કાવ્યાનુવાદો આપ્યા છે. 'અખો એક અધ્યયન' (૧૯૪૧) જેવો માતબર સંશોધન-વિવેચન ગ્રન્થ આપવા ઉપરાન્ત 'સમસંવેદન' (૧૯૪૮), 'અભિરુચિ' (૧૯૫૯), 'શૈલી અને સ્વરૂપ' તથા 'નિરીક્ષા' (૧૯૬૦), 'કવિની સાધના' (૧૯૬૧), 'શ્રી અને સૌરભ' (૧૯૬૩), 'પ્રતિશબ્દ' (૧૯૬૭), 'કવિની શ્રદ્ધા' (૧૯૭૨) અને 'શબ્દની શક્તિ' જેવા વિવેચનસઙ્ગ્રહો આપ્યા છે. 'ઈશાન ભારત અને આન્દામાનમાં ટહુક્યા મોર' (૧૯૭૬) જેવો પ્રવાસગ્રન્થ આપ્યો છે; તો 'અખાના છપ્પા' (૧૯૫૩), 'અખેગીતા' (૧૯૬૭) અને 'દશમસ્કન્ધ-૧ જેવાં સમ્પાદનો પણ આપ્યા છે. એમણે જાન્યુઆરી ૧૯૪૭થી ડિસેમ્બર ૧૯૮૪ સુધી 'સંસ્કૃતિ' માસિકના તન્ત્રી તરીકે ગુજરાતી સામયિકના ઇતિહાસમાં મહત્ત્વનું યોગદાન કર્યું છે. અલબત્ત, ૧૯૮૦થી ૧૯૮૪ સુધી તે ત્રૈમાસિક તરીકે પ્રકટ થયું હતું. એ માસિકની સામગ્રીમાંથી એમણે કેટલાક ઉપયોગી વિશેષાંકો પણ સમ્પાદિત કર્યા હતા.

એમનો ઉત્તમ ઉન્મેષ કવિતામાં છે. 'વિશ્વશાન્તિ' (૧૯૩૧), 'ગઙ્ગોત્રી' (૧૯૩૪), 'નિશીથ' (૧૯૩૯), 'પ્રાચીના' (૧૯૪૪), 'આતિથ્ય' (૧૯૪૬), 'વસન્તવર્ષા' (૧૯૫૪), 'મહાપ્રસ્થાન' (૧૯૬૫), 'અભિજ્ઞા' (૧૯૬૭), 'ધારાવસ્ત્ર' અને 'સપ્તપદી' (૧૯૮૧) એમના કાવ્યસઙ્ગ્રહો છે. એમની કાવ્યસૃષ્ટિમાં સોનેટ, ગીત, મુક્તક, સંવાદકાવ્ય જેવું સ્વરૂપવૈવિધ્ય છે, પ્રકૃતિ-પ્રભુ-મનુષ્ય જેવું વિષય વૈવિધ્ય છે, છન્દોબદ્ધ અને છન્દમુક્ત અભિવ્યક્તિ- શૈલી વૈવિધ્ય છે, ભાવના અને વાસ્તવ, રહસ્ય અને રોમેન્ટિસિઝમ જેવું જીવન-અભિગમ વૈવિધ્ય છે, પરમ્પરા અને પ્રયોગવાદી વલણોનું વૈવિધ્ય છે, ગહન અને નાજુક ઊર્મિવૈવિધ્ય છે, અલઙ્કાર અને કલ્પન-પ્રતીકોનું વૈવિધ્ય છે. આમ,

એક મેજર કવિ માટે અનિવાર્ય એવી સમુન્નત અને સાતત્યપૂર્ણ સર્જકતા છે. કવિ તરીકે એ ઉત્તરોત્તર ઉત્તમોત્તમના પ્રવાસી બનતા ગયા છે. રૂઢ અને અરૂઢ બન્ને રાહે તેમણે સર્જન-સાતત્ય દાખવ્યું છે. ગાંધીયુગમાં પ્રથમ પઙ્ક્તિનું કવિસ્થાન સિદ્ધ કર્યા પછી પણ અનુગાંધીયુગમાં એ યાત્રા આધુનિક સચેતનાથી ધબકતી આગળ વધતી રહી છે. કવિ તરીકે ઉમાશઙ્કરમાં સર્જકતાની ઉત્કટતા સાથે કલાકારની સભાનતા અને સંયમ પણ આગળ તરી આવે છે. આમ, ઉમાશઙ્કર ગુજરાતી કવિતાનું એક ગરવું શિખર બની રહ્યા છે.

એમની કવિપ્રતિભાનું શ્રેષ્ઠ પ્રોક્ષણ એમનાં 'નિશીથ' કાવ્યસઙ્ગ્રહને કેન્દ્રમાં રાખી જ્ઞાનપીઠ પુરસ્કારથી થયું છે. આ ઉપરાન્ત ગુજરાતી સાહિત્યનો શ્રેષ્ઠ પુસ્કાર રણજિતરામ સુવર્ણચન્દ્રક ('ગંગોત્રી'માટે), મહિડા પારિતોષિક તથા નર્મદ ચન્દ્રક ('પ્રાચીના' માટે) દિલ્હી સાહિત્ય અકાદમીનો પુરસ્કાર ('કવિની શ્રદ્ધા' માટે) તથા ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક આદિથી પણ તેમની પ્રતિભા નવાજાઈ છે.

આવા પ્રતિભાશાલી સર્જકનું ૧૯મી ડિસેમ્બર ૧૯૮૮ના રોજ મુંબઈમાં તાતા મેમોરિયલ હૉસ્પિટલ ખાતે નિધન થયું.



સાભાર સ્વીકાર

ઈશ : સુન્દરમ્‌ની અધ્યાત્મલક્ષી છન્દોબદ્ધ ૧૧૨ કાવ્યરચનાઓનો સઙ્ગ્રહ, જેમાં સોનેટ, ગીત, મુક્તક આદિ સ્વરૂપોમાં ભાવપૂર્ણ અભિવ્યક્તિ સધાઈ છે. કાચું પૂંઠું, ડિમાઈ પૃ. ૧૪૪, રૂ. ૫૫; સંપા. રમણલાલ જોશી, ભોળાભાઈ પટેલ; પ્રકા. ગુજરાત સાહિત્ય અકાદમી, અભિષેક બિલ્ડિંગ, પ્રથમ માળ, સેક્ટર-૧૧, ગાંધીનગર-૩૮૨ ૦૧૭.

લોકલીલા : આપણા સામાજિક જીવનને સ્પર્શતાં વિવિધ પાસાંઓનો પ્રેમાનન્દીય ઢાળોમાં વ્યક્ત કરતી સુન્દરમ્‌ની ગીર્ઘકાવ્યકૃતિ. કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૧૦૮, રૂ. ૩૮; સંપાદકો-પ્રકાશક : ઉપર મુજબ.

મહોત્થાન : જીવનને ઉન્નતોગામિત્વ ઝઙ્ખતી ભાવાભિવ્યક્તિયુક્ત સોનેટ રચનાઓનો તનસુખ ઓઝાનો સઙ્ગ્રહ. કાચું પૂંઠું, પૃ. ક્રાઉન ૨૮, કિંમત જણાવી નથી. વિક્રેતા-સંસ્કાર સાહિત્ય મંદિર, પો. બો. નં. ૬૪, ભાવનગર

વેણીભાઈ પુરોહિતનાં કાવ્યો : ડૉ. નીતિન વડગામાએ વેણીભાઈ પુરોહિતની કવિપ્રતિભાને સમ્યક્ રીતે રજૂ કરી રહે તેવાં તેમનાં વિવિધ ભાવ-સ્વરૂપોનાં કાવ્યોનું કરેલું ચયન તેમાં શ્રી વડગામાના આગળ મુકાયેલા અભ્યાસલેખથી મૂલ્યવાન બની શક્યું છે. કાચું પૂંઠું, પૃ. ક્રાઉન ૮૮, રૂ. ૨૦, પ્રકા. આદર્શ પ્રકાશન, ૧૭૬૦-૧૭, ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧.

# 'અજવાસનાં મત્સ્ય' વ્યથાનો વસ્તાર

ડૉ. ભગીરથ બ્રહ્મભટ્ટ

સ્વાતન્ત્ર્યોત્તર ગુજરાતી કવિતામાં પાંચમા દાયકાથી તદ્દન અરૂઢ અને નૂતન શૈલીનાં વહેણ દેખાવા લાગ્યાં. રાજેન્દ્ર-નિરન્જનની પોતીકી દષ્ટિમાંથી જન્મેલી સૌન્દર્યરાગી કવિતાની સાથે ભાવ અને ભાષા તથા રચનારીતિના કેટલાક ઉન્મેષો નજરે ચઢ્યા, તે પછી તરત છઠ્ઠા દાયકાના કવિઓ નિરન્જન-રાજેન્દ્રની છાયામાં રહીને પણ પોતાની નોખી કેડી કણ્ડારી શક્યા એનાં પ્રિયકાન્ત, નલિન અને હસમુખ ઉત્તમ દૃષ્ટાન્ત છે. આ દાયકામાં પાશ્ચાત્ય આધુનિકતાવાદી વિચારવલણો આપણે ત્યાં પણ સક્રિય બન્યાં. પરિણામે કવિતા વિશેની સમજ વધુ પરિશુદ્ધ, સભાનપણે કલાત્મક અભિજ્ઞતાના વિનિયોગવાળી બની. રૂઢ ખ્યાલો, નિરૂપણ-રીતિઓને બદલે અરૂઢ શૈલીની કવિતા નિર્માણ કરવાનું વલણ પ્રબળ બન્યું. આધુનિક પ્રાશ્ચાત્ય કવિતાના પ્રતીકવાદ, કલ્પનવાદ, અતિવાસ્તવવાદ, અસ્તિત્વવાદ જેવા વાદોની સન્દિગ્ધરૂપની વ્યાપક અસરો એ ગાળાની કવિતા ઉપર છવાઈ. સૂક્ષ્મ તરલ સંવેદનને ઘાટ આપવા, સમગ્ર રચનાતન્ત્રને એકાદ કલ્પન અને પ્રતીકમાં રૂપાન્તરિત કરવાના યત્નોમાં કવિચિત્ત રોકાયું. ગાંધીયુગના મઙ્ગલમય, ભાવનાવાદી સૂરની જગાએ આ છઠ્ઠા દાયકાનો કવિ અસ્તિત્વના ગહન સઙ્કુલ સંવેદનનો મહિમા કરતો થયો. સામ્પ્રત પરિવેશનો તાગ લેવાનું વલણ, પ્રાણ રૂંધતી મહાનગરની વિષમતા, અરાજકતા, ભીંસ, ટોળા વચ્ચેની એકલતા, હતાશા, વિચ્છિન્નતા, પરાયાપણું, યન્ત્રસંસ્કૃતિની વન્ધ્યતા, દિશાશૂન્યતા, અસ્તિત્વપરક વિરતિ જેવી સંવેદનાઓ પ્રબળપણે ઘુંટાવા લાગી. આ ધારામાં આપણા નવમા-દસમા દાયકાના કેટલાક અવાજોનો પણ સમાવેશ થાય છે. એમાં પ્રવીણ પણ્ડયાનો સમાવેશ કરી શકાય. આ સઙ્ગ્રહનાં પ્રતીક-કલ્પનો તદ્દન મૌલિક રીતે પ્રયોજાયાં છે. વળી તમામ કાવ્યો ગદ્યકાવ્ય તરીકે અભિવ્યક્તિ પામ્યાં છે.

'તરસનો સૂરજ હજી આથમ્યો નથી ?' એ'વો એક અસ્તિત્વપરક, વિસ્મય મિશ્રિત પ્રશ્ન પેદા કરીને, કવિ કાવ્યનાયકની નિજી પારિવારિક પીડાથી પ્રારમ્ભેલ સંવેદનાને, સામ્પ્રત સ્થિતિની વિચ્છિન્નતામાંથી ઊભા થયેલા વિષાદ સાથે કલાત્મક રીતે સંયોજે છે. એક તરફ મૃગજળનો દરિયો છે, ખરતાં પાંદડાંની ક્ષિતિજનો વિસ્તાર છે જે નક્કર સત્ય છે તેમ છતાંય ('જળ' 'પાણી') તરસની તલપ 'હજી' એ'વા શબ્દપ્રયોગ દ્વારા જે રીતે ચિરઞ્જીવ છે એ'ની વાત લઈને કવિ આવે છે. સમગ્ર સૃષ્ટિ જેનો અનુભવ કરી રહી છે તે તો કેવળ મૃગજળ છે. આ'વી ન-પાણી સ્થિતિમાં લીલોતરી હોય ક્યાંથી ! જે કંઈ બચ્યું છે એ પણ ખરતું જાય છે... ! ! એ'નાં દૃષ્ટાંતો 'અજવાસનાં મત્સ્ય' સઙ્ગ્રહમાં ઠેરઠેર જોવા મળે છે.

'અજવાસનાં મત્સ્ય' સઙ્ગ્રહમાં કુલ ઓગણીસ કાવ્યો છે. લગભગ રચનાઓના કેન્દ્રમાં કાવ્યનાયકની કૌટુમ્બિક સ્મૃતિઓ બહેન, બા અને બાપુજી અને પોતે, શૈશવની નિર્દોષ, ચિરઞ્જીવ સ્મૃતિઓ, કાળના પ્રવાહમાં નહિ ઓગળી શકેલાં સ્મરણો, અતીતનો આછો ઊજળો ભાર-એ'નો વિષાદ પ્રગટ કરીને આ કવિ અટકી જતો નથી. એ કાવ્યનાયકની પોતીકી પીડાનો વિષાદ સામ્પ્રત સ્થિતિની વિચ્છિન્નતા સાથે વિસ્તારે છે. કલાત્મક રીતે વિષાદનું સંયોજન કરે છે. વ્યક્તિ સંવેદનમાંથી સમષ્ટિગત સંવેદન સુધી વિસ્તરેલા વિષાદનું કલાત્મક આલેખન આ સઙ્ગ્રહમાં જોવા મળે છે.

*પ્રહર પછી પ્રહર*
*દિવસ પછી દિવસ*
*વરસ પછી વરસ*
*એક પડછાયો ચાટ્યા કરે છે*
*અન્ધકારની ફરસ...*

આમ આ વ્યથાચક્રમાં અસ્તિત્વના ગહન સંકુલ સંવેદનમાં કવિને ભારે રસ પડ્યો છે. વ્યક્તિગત વ્યથા, સમષ્ટિગત, વૈશ્વિક વિષાદ સાથે કળાત્મક રીતે સંયોજાતો અહીં જોવા મળે છે. અસ્તિત્વની આન્તરખોજ તરફનો ઝોક પણ દેખા દઈ રહ્યો છે. અહીં વ્યથાનું અન્તહીન વિષચક્ર છે, જેણે માનવીની દુર્દશા કરી દીધી છે.

'વ્યથાચક્ર'ની લઢણમાં જ થોડીક સાફ સંવેદનાને પ્રગટ કરતાં કાવ્યોમાં 'સ્મૃતિશિલ્પ', 'વરસાદ', 'તૃષાક્રન્દન', 'હયાતી', 'ખણ્ડેર', 'આંધી', 'અન્ધકારના શ્વાન', 'સાપ' વગેરેનો સમાવેશ કરી શકાય. નિરઞ્જન ભગતનાં 'પ્રવાલ દ્વીપ'નાં કાવ્યોમાં [illegible] થતી નગર-સંસ્કૃતિની સમગ્રજ્ઞતાને તથા આધુનિક યન્ત્ર-સંસ્કૃતિના પરિણામ સ્વરૂપ પ્રાપ્ત થયેલ પરિસ્થિતિઓને વધારે ઘાટીલી આ કવિ બનાવી શક્યા છે. આ બધી રચનાઓમાં માનવ અસ્તિત્વની એકલતા, વન્ધ્યતા, શૂન્યતા અને સ્થગિતતાનો ભાવ કોઈ ને કોઈ સ્વરૂપે જોવા મળે છે.

અસ્તિત્વની ક્ષણભઙ્ગુરતાનું વ્યઞ્જનાસભર ચિત્ર 'જળકથા'માં કવિ આ રીતે રજૂ કરે છે-

*'પૃથ્વી નામે સ્થળ ઉપર વસતી જળની જાત*
*માંડી બેઠા છે બધા, ભીતર એની વાત'*

*

*'સપાટ છાતી પર બધે સ્પન્દન કાઢે દોટ,*
*એમાંથી જન્મી ઊઠે જીવ સમા પરપોટ'.*

*

*'એ જ સપાટી પર હતી મિસ પરપોટી એક,*
*સીટી મારી બોલતી પરપોટા દિલ ફેંક...'*

ચોમાસાના દિવસો આવતાં પરપોટા પરપોટી ફૂટી જાય છે ત્યારે 'પ્રેમ' નહિ શરીર-સઙ્ગમ થયાની વાત કવિ આ રીતે કરે છે.

*'સાવ હતાં પ્રેમાન્ધ એ, ચાંપી બેઠાં ડિલં,*
*ફટાક દઈને ફૂટતા, હાડ મળ્યાં, ના દિલ...'*

'પ્રેમ'ની દામ્ભિકતા અને માનવજીવનની ક્ષણભઙ્ગુરતાને ચેતનાના ભિન્ન ભિન્ન આકારોને એક સાથે આ કાવ્યમાં કવિ નિરૂપી શક્યા છે, જોકે અહીં ઉપનિષદના 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' ઉક્તિનો પડઘો છે.

'કાળકથા' કાવ્યમાં પણ સમગ્ર માણસજાતની દુર્દશા ઉપર કવિ પ્રકાશ ફેંકે છે, રૂઢિ, રિવાજો, વ્યવહારોની પાછળ ડાહ્યા માણસો પણ ખેંચાય છે. વંશ-વારસાગત એ ચીલો ચાલ્યો આવે છે. માણસ એમાં કોઈ ફેરફાર કરી શક્યો નથી એટલે કવિ કહે છે-

*'ડાહ્યો ખૂબ ભલું પ્રાણી પ્રાણીવાદી વર્તન,*
*દીકરાનું નામ રખાયું ગાંડો ત્યાંથી છે પરિવર્તન.'*

પછી તો સમાજમાં સામાન્ય રીતે બને છે એમ પૈસા કમાવા પરદેશ જવું, શહેરમાં જવું, શહેરી જીવનની પ્રાણ રૂંધતી સમસ્યાઓના શિકાર થવું, પાણીના ઝઘડા-

*'એક જ નળના પાણી ખાતર છરિયું ઊડતી દેશી'*

ગીચતા, પ્રેમ, ઈર્ષા, બેકારી, બેહાલી, પાયમાલી... વગેરે શહેરની સમસ્યાઓ

*'ગલકી પરણી ગાંડાને ગાંડે બદલી ચાલી,*
*મિલો બન્ધ પડી એમાં સૌની થૈ બેહાલી.'*

*

પછી તો *'ગાંડો સરઘસમાં જોડાઈ બોલે મુર્દાબાદ,*
*ગલકીના ગર્ભાશયમાં એ પડઘો પાડે સાદ'.*

આવનારી પેઢીની સંસ્કારિતાની પણ શી અપેક્ષા રાખવી ? જેમાં આ સ્થિતિ હોય !

પછી તો ગાંડાની સ્થિતિ એવી તો દયાજનક બની જાય છે કે કવિ પ્રતીકાત્મક રીતે કણ્ડારે છે

*ઇજાગ્રસ્ત કંઈ યુગો સુધી એમ રઝળતો દેહ,*
*શક્ય હતું કે એના શબને કોઈ આપે ચેહ.*

'અન્ધકારના શ્વાન' કાવ્યમાં શ્વાનની હિંસકના અજવાળાં ઉપર કેવી ટાંપીને બેઠી છે એનું ભયાવહ ચિત્ર દોર્યું છે. 'ભૂખ્યા ભૂખ્યા શ્વાન, જેને હોય રાખોડી રક્તની તગતગતી બે આંખ, કાળા કાળા કાન..., જેવી પઙ્ક્તિઓ કાવ્યમાં ધ્રુવસ્થાને બેઠી છે, સામ્પ્રત માનવીના જીવનની અનિશ્ચિતતાઓની જેમ બારીમાંથી ફેંકાતો પ્રકાશ એટલે વૃદ્ધો, બાળકોની નિર્દોષતા, ભિક્ષુક તથા વેશ્યાની લાચારી, શૈશવનાં બળકટ નિર્દોષ સ્મરણો આ બધું કવિની સત્તાવીસ વર્ષની ઊંમરમાં ચિરઞ્જીવ છે પણ... સામ્પ્રત સ્થિતિમાંથી પ્રગટી ઊઠેલા અન્ધકારનો શ્વાન એ'વો તો સજ્જ થઈને બેઠો છે કે જે હોય ત્હેને ફાડી ખાય.. આ બે સ્થિતિઓને કળાત્મક રીતે સંયોજવાનો સમર્થ પ્રયત્ન કવિ કરે છે.

'કાળી નદી', 'સાંજ', 'રેતના ઢુવા પર' અસ્તિત્વની વન્ધ્યતા અને વ્યર્થતાના ભાવવલયો મૂર્ત કરવાની મથામણ કરતાં કાવ્યો છે, તો 'આંધી' અને 'ખણ્ડેર' જેવાં કાવ્યો સામ્પ્રત માનવીના મન સાથે સંયોજાયેલાં રૂપક-કાવ્યો છે. મનની આંધી અને આત્માનાં ખણ્ડેર સુધીની વ્યઞ્જના એ કાવ્યોમાં વિસ્તરે છે. પૃથ્વી પરના આજના ચહેરા વગરના માનવની વિષાદમય સ્થિતિનું પ્રતીક બનીને 'કાળી નદી' આવે છે. ક્યાંય આશાનું નામનિશાન નથી, ચારે તરફ ભીંસ, ભયાનકતા, એકલતાનો અહેસાસ અનુભવાય છે. આધુનિક માનવીનો વરવો ચહેરો પ્રગટ કરતી થોડીક પઙ્ક્તિઓ જોઈએ, જેમાં નૂતન તાજગીસભર કલ્પનો છે.

*'સહુને કાળા રીંછ જેવી રૂવાદાર દૃષ્ટિ'*
*'જીવપર અસહ્ય પીંછી મારે પળપળ ડંઇ'* (કાળી નદી)

*ખાલીપણું ભીતર સર્વત્ર પ્રસરી જાય*
*સમુદ્રના મોજાંની જેમ..* (સાંજ)

*દિવસો એની હથેળીઓ બાવળિયાની ડાળી,*
*શ્વાસ સુધીની એકલતાને પડછાયામાં પાળી.* (કાળકથા)

*ભૂણ્ડ માફક ભીંત સાથે શરીર*
*ઘસતો સાંભળ્યો છે અન્ધકાર.*
*ત્હમે લમ્બાવશો નહિ હાથ ક્યાંક*
*ફરી ધસી પડશે રેતનો એકાદ ઢૂવો.* (રેતના ઢૂવા પર)

*વિસ્તરતી આંધી, ઠરી જતા લોહીમાં લૂણો બાઝે.* (આંધી)

*આસપાસ કાગળ જેમ ફડફડે*
*ચિરાયેલી છત, વેરવિખેર દીવાલો, સ્તમ્ભ.* (ખણ્ડેર)

*સફેદ પાંસળીઓના પોલા*
*અન્ધકારમાં ઊડતા આગિયા.* (ગિચ્ચોગિચ્ચ અન્ધકાર)

*ભીનાં લૂગડાંમાં પાણી સાથે એકલતાની*
*ગન્ધ વધુને વધુ દાહક બની છે.* (વરસાદ)

'સ્મૃતિ શિલ્પ' નખશિખ કળાત્મક કાવ્ય બને છે. એમાં અજવાસના મત્સ્ય ચિરઞ્જીવ નિર્દોષ સ્મૃતિઓનું પ્રતીક થઈને આવે છે. 'બસ' કાવ્યમાં માણસ ઉપર છવાઈ ગયેલી યન્ત્ર-સંસ્કૃતિની જરઠતા, યાન્ત્રિકતાને કારણે જે બધિરતા, સંવેદનશૂન્યતા ઊભી થઈ છે એનું ચિત્ર પ્રગટ થાય છે. 'સાપ' કાવ્ય અસ્તિત્વની કામુકવૃત્તિનું પ્રતીક થઈને આવે છે. ભૂખરા ભૂખરા સાપ ભૂખરા ફુત્કાર... નિદ્રાની ઈંચ ઈંચ પર કેવી તો તરાપ મારે છે ! ! પરિણામ સ્વરૂપે કેવળ તરફડાટ જ હોય ને ?

બાળપણમાં પાછળ પડેલો કૂતરો આજ સુધી કવિનો 'પીછો' છોડી શક્યો નથી, કવિને એ કૂતરાની ક્રૂરતાનો, હિંસકતાનો એ'વો તો ડર છે કે એનાથી બચવા એણે ઠીકઠીક ઝાવાં પણ માર્યાં છે-

'આમ ને આમ પીછાને ગાફેલ કરવા અધરાધરના ખેલમાં ઘુમરાઉં છું.' એ પીછાનો અને કવિની દોટનો અન્ત આવવાનો નથી. આ અનન્ત વિષચક્ર છે... પીછો... કૂતરો... દોટ બધું જ સામ્પ્રત માનવીની વરવી પરિસ્થિતિની વ્યઞ્જનામાં કળાત્મક રીતે સંયોજી શકાય તેમ છે.

આમ, 'અજવાસનાં મત્સ્ય 'કાવ્યસઙ્ગ્રહમાં કવિની અતીત અને સામ્પ્રતની એક રીતે અલગ છતાં ભાવ વલયોની સંયોજના કળાત્મક રીતે સુઘટ્ટ થવા પામી છે. સંવેદનના મૂળતન્તુ નૂતન મૌલિક કલ્પનો દ્વારા પુષ્ટ કરવાની મથામણમાં કવિ પ્રતિભાનાં દર્શન જરૂર થાય છે. 'મૃગજળનો દરિયો, અન્ધારના શ્વાન, ભૂખરા ભૂખરા સાપ, ભૂખરા ફુત્કાર, રીંછ જેવી રુંવાદાર દૃષ્ટિ, શ્વાનનાં ટોળા જેવાં સહુનાં અશાન્ત જાગૃત મન, નિદ્રા પર નાચતો ડાકલાંનો ધ્વનિ, ખરૂર્ ખરર ખરતી જર્જરિત ઈંટ જેવો શ્વાસ, ફેફસાંમાં સાપ જેવી ગોળ મુલાયમ હવા,' જેવાં તરત ધ્યાન ખેંચતાં દૃષ્ટાંતો છે.

*સત્ય શ્રદ્ધા પ્રેમ અને દયામાં કાલિમા*
*જેમ ખૂબ કાળી સ્ત્રીના હોઠ પર ભરપૂર લાલિમા*
(કાળી નદી)

જેવી ઉપમાઓ પણ ધ્યાનાર્હ છે. માનવીએ મૂલ્યોનો કેવો તો દામ્ભિક ઉપયોગ કર્યો છે તે કવિ પ્રગટ કરે છે.

*ખાલીપણું ભીતર સર્વત્ર પ્રસરી જાય*
*સમુદ્રનાં મોજાંની જેમ.*

સામ્પ્રત માનવજીવનની ભીતરમાં પ્રગટેલો અભાવ કવિ આ રીતે મૂર્ત કરી આપે છે. આમ સમગ્ર કાવ્યસઙ્ગ્રહમાં સંવેદનનું કળાત્મક આલેખન, અમૂર્ત ભાવોનું નૂતન કલ્પનો દ્વારા મૂર્તિકરણ, અતીત વર્તમાનની સામ્પ્રતાને સંયોજવાની તદ્દન અનોખી રીત, અરૂઢ ભાષા શૈલી, સઙ્કુલ ભાવોનું ચિત્રાત્મક પ્રગટીકરણ એ કવિકર્મની નોંધપાત્ર લાક્ષણિકતાઓ છે.



## કાવ્યસર્જન

કાવ્યસર્જનમાં કવિ ઘણું ઘણું કરે છે, પણ બધું તો નહીં જ. કેટલુંક કવિના સભાન કર્મથી જુદી રીતે પણ થતું જણાય છે. ભાષાને હું જાણું છું, શાસ્ત્ર-વ્યાકરણને પ્રમાણું છું, સર્જનમાં એમનો ઉપયોગ-વિનિયોગ કરું છું, છતાં ક્યારેક મ્હારી કૃતિમાં ઉપયુક્ત કેટલાક પ્રયોગો વિશે એમ થાય છે કે આ હું ન કરી શકું, આ'વું મ્હને ના આવડે, રચના કરતાં કરતાં ક્યારેક શાસ્ત્ર ને વ્યાકરણની બહારનું ને પારનું પણ થઈ જાય છે ને તેય પાછું કાવ્ય ચમત્કારને પોષક, ત્યારે થાય છે કે આ રીતે શાસ્ત્રની આણ હું ના ઓળઙ્ગી શકું. હું ગૂઢવાદી નથી ને આ'માં ગૂઢવાદી થવાની જરૂર પણ નથી. અનુભવને આધારે મ્હારે એટલું જ કહેવું છે કે સર્જનમાં ક્યારેક 'હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા' ઠરે ને શકટનો ભાર તાણનારનેય ના વર્તાય. કવિતાને જાદુમન્તર, રોગ, વળગાડ કહી તે અમસ્તું તો નહીં જ હોય.

જયન્ત પાઠક

## Carrion

Baudelaire

Remember, O my soul, that thing we saw on that fine summer's morning, so mild : there where the path turned, a disgusting corpse on a bed of shingle, with its legs in the air like a lewd woman, burning and oozing poisons, nonchalantly and cynically opened its stinking belly.

The sun was shining on that rotten meat as if to roast it to a turn, and to render a hundred fold to Nature all that she had brought together : while the sky looked down on that proud carcass, watching it bloosom like a flower, and the stench was so strong that you all but fainted on the grass.

The flies were humming on its putrid belly, from which black battalions of larvae carwled, flowing like a turgid fluid along those living rags of flesh. It was all rising and falling like a wave, and seething and sprkling, as if the body, swoolen with a faint breathing, was alive and multiplying.

And that microcosm gave out an eerie music like a flow of water or wind, or the sighing of the grain that the winnower's cadenced swing tosses and turns in his basket. Its forms were blurring as in a dream, nothing but a slowly-shaping sketch forgotten on the canvas, which the artist perfects from memory alone.

## શબ

અનુવાદ : નલિન રાવળ

ગ્રીષ્મની એક સ્હવારે પથ વળાંકે,
કાંકરિયાળી ચોકખી ભૂમિ પર એક બિભીષણ શબ
કહોવાતું પડ્યું હતું.
પ્રેયસી મ્હારી યાદ છે ત્હને,
વિષયી વારાઙ્ગનાની જેમ હવામાં લટકતા હતા ત્હેના પગ
ઝેર નીંગળતું ખદખદેલ ત્હેનું પેટ બદબૂભર્યું
ખુલ્લું પડ્યું હતું.

સૂર્ય ધીખી રહ્યો હતો એ સડતા માંસ પર
અને ત્હેના સારવેલા સર્વ સત્ત્વને શેકીશેકીને
જાણેકે વિખેરી રહ્યો હતો પ્રકૃતિમાં,
જ્યારે નીરખી રહ્યું હતું આકાશ નીચે
પુષ્પની જેમ પ્રજ્વળતા શબને અને તું તો
એ તીવ્ર સડતી ગન્ધથી જ ઘાસ પર
મૂર્છિત થઈ પટકાઈ પડી હતી.

માખીઓ બણબણતી હતી એ કહોવાયેલ પેટ પર,
એ ફાટી પડેલા સડેલા પેટના માંસના લીરાઓ પર
કાળા વહેળા જેવી જન્તુઓની ચળકતી હાર
વહી રહી હતી - જાણે કે એ ફૂલેલું શબ જીવતું હોય
એવો ભાસ એ જન્તુઓના પડતા ઉપડતા
ઘૂમરાતા મોજાંઓ જોઈને લાગતું.

અને વિશ્વનું પારલૌકિક સઙ્ગીત તો વહી રહ્યું હતું —
વહેતા જળ જેવું,
વહેતા પવન જેવું,
ધાન્યની લણણી કરતા કૃષિકારના તાલબદ્ધ હિલોળાતા
પાત્રમાં ઝપટાતા ધાન્યમાંથી વહેતા અવાજ જેવું
સઙ્ગીત વહી રહ્યું હતું.
સ્વપ્નમાં વિલાતા દૃશ્યોની જેમ એ વિલાતું હતું —
કેનવાસ પર માત્ર હવે લસરકારૂપ કે જે માત્ર
કળાકારની સ્મરણશક્તિના બલે જ હવે પૂર્ણ થઈ શકે.

From behind the rocks a fretful bitch was glaring at us with angry eye, judging the moment to snatch from the skeleton the morsel of flesh it had left. And yet, you will come to resemble that offal, that loathsome corruption, o star of my eyes, o sun of my nature, my angel and my passion ! Yes, such will you be, o queen of graces, after the last sacraments, when you will go down beneath the grass and unctuous flowers to turn green among the bones.

Then, o my beauty, tell the vermin which will devour you with kisses, how I have immortalized the form and divine essence of my decayed loves.

ખડક પૂંઠે ક્રોધઝરતી આંખે એક કૂતરી
આપણને તાકી રહી હતી -
રાહ જોઈ રહી હતી લઈ જવા એણે
મુડદાના માંસના બટકાવેલા ટુકડાને.
અને તું ય હા, તું ય આ કારમા કહોવાતા
કઙ્કાલરૂપને પામીશ
મ્હારી નેત્રદૃષ્ટિ સમી, મ્હારા આત્માના સૂર્ય સગી,
મ્હારી દેવદૂત, મ્હારી સર્વસ્વ ઊર્મિઓ સમી,
તું પણ આ જ ગતિને પામીશ મ્હારી લાવણ્યમૂર્તિ.
ત્હારા અન્તિમ સંસ્કાર પછી માટીમાં મળી ત્હારાં
અસ્થિઓ ઘાસ અને ફૂલરૂપ બને
ત્યારે મ્હારી સુન્દરી, કહેજે ત્હેને
ચૂમી ચૂમીને ખાઈ જતાં જન્તુઓને
કે મ્હેં અમરત્વ અર્પ્યું હતું
દૈવીતત્ત્વથી દીપતી મ્હારા સ્નેહપાત્રની દેહયષ્ટિને.

❖ ❖ ❖

શાર્લ બોદલેરને મન કવિતા એ જીવવાની એક રીત - a way of life - હતી આથી એનાં સર્જનનું મૂળ એ'ના મનહૃદયમાં રોપાયેલું હતું. એનો એક અને અખણ્ડ અનુભવ કાયાપલટ પામેલા પૅરિસનો એટલે કે પૅરિસના જનલોકને સ્પર્શતો હતો, અને આથી સ્વાભાવિક જ એની કવિતા માનવીય નીતિમત્તાને સ્પર્શતી હતી. બોદલેર અર્વાચીન નગરસંસ્કૃતિનો પ્રથમ ઉદ્ગાતા છે અને આધુનિક માનવસઞ્ચેતનાની ગતિવિધિને નાણનારો માર્મિક વિશ્લેષક છે. 'નગરમાં દુરિત મૃદુ પુષ્પરૂપે આવે છે' એમ ત્હેમણે પૅરિસ ઉપરની એક રચનામાં કહ્યું અને સઙ્ગ્રહને નામ પણ આપ્યું, 'દુરિતનાં પુષ્પો' Les Flëurs du mal. ગદ્યકાવ્યોની નાન્દીરૂપ આવેલી ત્હેમની કૃતિમાં નારકી સૌન્દર્યથી ઓપતી પૅરિસ નગરી પ્રત્યેનો એનો અપાર પ્રેમ છલકાય છે —

*સ્વસ્થચિત્તે ઊંચી ટેકરી પર ચડી નગરને નીરખ્યું :*
*રુગ્ણાલય, વેશ્યાગૃહ, કારાગાર અને એ'વાં તો*
*કૈંક નરકાગાર કે જ્યાં અસદ્ મૃદુ પુષ્પરૂપે આવે છે.*
*મ્હારી વ્યથાના ઇશ હે સેતાન !*

*ઠાલાં આંસુ વહાવવા હું ત્યાં ઊંચે નો'તો ચડ્યો,*
*આવ્યો હતો અહીં કોઈ લમ્પટના સમો હું*
*મનને ઉન્માદથી ભરી દેતા અને પુનઃ યૌવનનો*
*નશો ચડાવતા આ વિસ્તરેલા નારકી સૌંદર્યનું*
*પાન કરી આનન્દિત થવા.*
*સ્હવારની ઠણ્ડીમાં બાષ્પ અને અન્ધારમાં*
*તું ગૂંચળું વળી સૂતું હોય*
*કે સાંજે સોનેરી અવગુણ્ઠનમાં તું લટારે નીકળ્યું હ*
*ત્હને હું ચાહું છું કુખ્યાત નગર !*
*વેશ્યાઓ અને ખૂનીઓ ત્હમે જે આનન્દ આપો છ*
*તે આ અબુધ સામાન્ય જનો ક્યાંથી સમજી શકે.*

તે બ્લો પારિસીએ - કાવ્યગુચ્છની રચનાઓ પૅરિસના માર્ગો, સ્થળો, દેવળો, વેશ્યાગૃહો, અપાહિ ગરીબો અને ભાતભાતના લોકોનું એક ચિત્રવિચિ વિશ્વ ઊઘડ્યું છે. બોદલેર પાત્રો પાસે અટકી ન જતો પણ એ હડસાએલા, તરછોડાયેલા વર્ગ હૃદયસ્પન્દનોને પોતાના હૃદયમાં ધબકતા કરી દે છે સ્રીદેહ પ્રત્યેની કંઈ પરપીડન વૃત્તિવાળી આસક્તિ તેમ જ જાતીય સમ્બન્ધો પ્રત્યેની પ્રકટ કામનાઓ

ઉપરાન્ત નિમ્ન સ્તરની લાલસાઓ બોદલેરમાં આવે છે. આખીય માનવજાતની અનુભૂત આસક્તિઓ-કામનાઓને બોદલેરની કવિતાના નામાણ્ય અવાજમાં સ્થાન છે. — કેમકે આ અસદ્ગામી વૃત્તિઓના નિખાલસ સ્વીકારમાં મોક્ષનું એક દ્વાર રહ્યું છે. અસદ્‌ને પ્રમાણ્યા વગર સદ્‌ને પ્રમાણી શકાય ? બોદલેરનો આ એક યત્ન છે. તે કહેતા સ્વાભાવિકપણે જ વિના પ્રયત્ને આપણે અસદ્ કૃત્યો કરીએ છીએ. એકમાત્ર કળા દ્વારા જ સદ્ સિદ્ધ થાય છે. બોદલેરનો મુખ્ય પ્રશ્ન આમ સદ્ અને અસદ્‌નો એટલે કે ધાર્મિક છે. રાસીનની જેમ બોદલેર પણ જેનસેનિસ્ટ છે એટલે કે એક એવો કવિ છે જે ઇશ્વરનો અનુગ્રહ પ્રાર્થી મોક્ષ વાચ્છે છે.

માનવદેહને લગતા પ્રતિરૂપો ઉપર એ'નાં ઘણાં કાવ્યોની માંડણી થઈ છે. વિશ્વપ્રકૃતિને એક વિરાટ નારીની કલ્પનરમ્ય ઉપમા આપી તે અતિકાય વિશ્વનારીના સ્તનો તળે શાન્ત પ્રસરેલા ગ્રામ્યપથોનું શાતાપ્રેરક વર્ણન, બોદલેરના અનન્ય નારીપ્રેમનું ઘોતક છે. જીવનમાં આવેલી ત્રણ સ્રીઓ Jeanne Duval, Marie Daubrun, Sabatier-ને ઉદ્દેશી રચાયેલાં એ'ના કાવ્યગુચ્છોમાં પ્રેમ અને સૌન્દર્યના સન્દર્ભમાં વિકસતાં કેટલાંક વિલક્ષણ કાવ્યો છે. સૌન્દર્ય અને પ્રેમ બન્ને છલના છે અને પ્રણયસમ્બન્ધો માયાવી સ્વર્ગથી વિશેષ કશું જ નથી એ'વો અનુભવ અહીં છે તો અહીં ક્યારેક આ ભાવ પણ ફરકી જાય છે કે નારીના કરુણામય પ્રેમમાં જીવનનું સત્ત્વ રહેલું છે. કમનીય નારીદેહને નીરખતો કવિ કાળમાં ક્ષીણ થઈ જતા બેડોળ, વરવા, ખૂંધા અને બિહામણા વૃદ્ધ નારી-દેહોની કરુણતાથી પરિચિત છે. શ્ઝાં દુવાલને કેન્દ્રમાં રાખી રચાયેલ કાવ્યગુચ્છમાંનું કાવ્ય - 'કેરિઓન' બોદલેરની વાસ્તવલક્ષી દૃષ્ટિનો વિલક્ષણ પરિચય આપે છે. (કવિના જીવનમાં પ્રવેશેલી ત્રણ પ્રેમિકાઓ છલનામયી વિશેષ હતી, એટલે સ્વાભાવિક જ આ ત્રણેને ઉદ્દેશી રચાયેલા કાવ્યગુચ્છોમાં દાહ, વેદના, વિષાદ, ધિક્કાર, હિંસ્ર લાગણી મિશ્રિત પરપીડનવૃત્તિનું આલેખન તરતું રહે છે. એમની એક પ્રસિદ્ધ ઉક્તિ છે. "hatred is the other name of love." પ્રેમની ઉલ્બણ લાગણીઓ પ્રકટાવતા કલ્પનો દ્વારા જે મૂર્તિ પ્રકટ થાય છે તે કામુક પ્રેમીની મૂર્તિ છે. ફ્રાનસિસ સ્કાર્ફનું વિધાન સૂચક છે, love for him is another artificial paradise. ભલે કવિએ કહ્યું હોય કે સૌન્દર્ય અને પ્રેમ બન્ને છલના છે પણ આ બન્નેનો પરિચય કાવ્યાનુભવ દ્વારા બોદલેર કલાત્મક રીતે કરાવે છે. સેબાતિયેર દ્વારા કવિને ક્યારેક પ્રેમની ગહન અનુભૂતિ પણ થઈ છે. આથી ત્હેમની કેટલીક કૃતિઓમાં કમનીય સ્નેહની આનન્દમય-કરુણામય-આત્મસન્તર્પક છબિઓ પણ પ્રકટી છે. સર્વભક્ષી કાળની કરાલદંષ્ટ્રા સૌન્દર્યનો ક્ષય કરી ત્હેને બિભીપણ બનાવી કેવી જુગુપ્સા ઊભી કરે છે ત્હેને લગતાં કાવ્યોનાં વર્ણનો અને આ પ્રસ્તુત કાવ્યના વર્ણનો વચ્ચે ભેદ છે. 'ધ લિટલ ઓલ્ડવિમેન" "ધી એલ્બેટ્રોસ". "ધ સ્વાન" આદિ કાવ્યોમાં કાળનાં બદલાતાં પરિમાણોમાં ફસડાઈ બેડોળ - પઙ્ગુ બનતા જતા સૌન્દર્યનું વર્ણન પ્રતીકમાં બન્ધાય છે - નથી બન્ધાતું. - આ કાવ્યો એક ચોક્ખો અર્થ આપે છે. એ અર્થ પ્રતીકમાં દૃઢ થયો છે કે નહીં તે પ્રશ્ન ઊઠતો નથી કેમ કે કવિ કાવ્યાન્તે ફેલાયેલા અર્થને ઉપાડીને એક બે-ત્રણ પઙ્ક્તિઓ દ્વારા આપણા હાથમાં મૂકી આપે છે. પણ હાથમાં આવેલા અર્થને ફરી કાવ્યમાં મૂકીને જોતાં કાવ્યાર્થ કોઈ નવું જ પરિમાણ ધારણ કરે છે. બોદલેરનાં કાવ્યોમાં રહેલા જાદૂઈ સૂચન magic suggestion-ને લઈ બોદલેર પ્રતીકને અતિક્રમી જાય છે.

'કેરિઓન'માં વર્ણનજન્ય અસરો જે ક્ષણે જન્મે છે તે જ ક્ષણે તે સૌનો વિલય છે, ક્રૂર થીજવી નાખે એ'વું સત્ય આ કૃતિમાં ફરી રહ્યું છે. કાવ્યમાં કોઈ સઙ્કેત તરફ ગતિ નથી. અહીં એક પ્રકારની ભયાનક સ્થિરતા છે. ભાવશૂન્ય યોગીની સ્થિર દૃષ્ટિની ગતિ જે નિર્મમતાથી વિશ્વને આલોકે તે નિર્મમ કવિદૃષ્ટિના

સ્થિર આલોકમાં આ કાવ્યને નીરખતાં જે અર્થ જડે છે તે અર્થમાં કદાચ બૉદલેરની જીવનદષ્ટિને સમજવાની ચાવી રહેલી છે. કાવ્ય સ્વયં સ્પષ્ટ છે - સર્જન, વિઘટન અને વિલયની પડછે વિશ્વસઙ્ગીત વહી રહ્યું છે - એ સઙ્ગીત વહે છે વહેતા જળ સમું, વહેતા પવન સમું, કૃષિકારોના તાલબદ્ધ હાથે સોવાતા ધાન્યમાંથી આવતા અવાજ સમું - અને આ પારલૌકિક સઙ્ગીત eeric music સદૈવ વહેતું રહેશે. તે સર્વભક્ષીકાળની સામે જેની દંષ્ટ્રા સર્વસ્વનો નાશ કરે છે. સર્વભક્ષી કાળ ક્રૂર સત્ય છે, તો સમ્પોષક વિશ્વસઙ્ગીત શાતાદાયક સત્ય છે. કાવ્યાન્તે જે અર્થ ચમત્કારિક રીતે સ્ફુટ થાય છે ત્હેમાં કળાનો વિજય છે - પ્રેમનો વિજય છે. કાળની ગર્તામાં વિલય પામતી પ્રેયસીને સમ્બોધાયેલી પ્રેમીની-કવિની વાણીમાં જે સત્ય ઊઘડે છે ત્હેના હાર્દમાં ચિરન્તન પ્રેમ ધબકે છે - ચિરન્તન સર્જનાત્મકતા ધબકે છે. —

*"ત્હારા અન્તિમ સંસ્કાર પછી માટીમાં મળી ત્હારાં*
*અસ્થિઓ ઘાસ અને ફૂલરૂપ બને ત્યારે મ્હારી સુન્દરી*
*કહેજે ત્હને ચૂમી ચૂમીને ખાઈ જતા જન્તુઓને*
*કે મ્હેં અમરત્વ અર્પ્યું હતું*
*દૈવી તત્ત્વથી દીપતી મ્હારા સ્નેહપાત્રની દેહયષ્ટિને."*

બૉદલેરની બલ્કે સર્જકમાત્રની આ પ્રતીતિ છે — શ્રદ્ધા છે કે કળા સિદ્ધ કરે છે સ્નેહ અને સૌન્દર્યથી ધબકતા જીવનની ચિરઞ્જીવિતા, અમરતા.

## મરણોન્મુખ બૉદલેરને

*તું પૃથ્વીએ વિહરતો નભનો પ્રવાસી !*
*સંશુદ્ધ કિલ્બિષ-પદચ્યુત દેવદૂત !*
*દુ:ખો દમે, સુખ કઠે, અસહાય તોયે*
*આનન્દ-કન્દન-વિષાદ-નિમગ્ન યોગી.*

*આત્માનુતાપ થકી દેહ ઉજાળતો તું,*
*ત્વદ્દેહ મીણ સમ બાળી ઉજાળતો તું,*
*આત્મા, અને ઉભયનાં તપનો મહીં ત્હેં*
*પીધાં વિષો જીવનનાં અમૃતો ગણીને.*

હરીશ્ચન્દ્ર ભટ્ટ

# કૃષ્ણવિરહની અનેરી અવસ્થા

હેમન્ત દેસાઈ

ઉચાટ

એકલી ઊભી જમુનાજીને ઘાટ,
નીરખી રહી નીરમાં કાંઈ, ભરતી નહીં માટ !

ક્યાંક બેઠેલો કદમ્બ-ડાળે,
કાનજી ઝૂક્યો જળની પાળે,

એની તરતી છબિ સરકી આવી જળના
વ્હેણની વાટ.

કરથી સાહી કેમ તે ધારું ?
ઘટની માંહે કેમ હું સારું ?
અવરને દેખાય ન કાંઈ કોણને કહું ઉચાટ ?

એકલી ઊભી જમુનાજીને ઘાટ,
નીરખી રહી નીરમાં કાંઈ, ભરતી નહીં માટ !

પ્રિયકાન્ત મણિયાર

['સ્પર્શ' (૧૯૬૬) — પૃ. ૫૭]

આમ જોઈએ તો ભાવ સાવ પરિચિત છે. વાત પણ ગોપીની એટલે જાણીતી. પરન્તુ કવિએ એ પરિચિત ભાવસ્થિતિને અને પરિસ્થિતિને યથોચિત સંયોજીને કહો કે એકત્રિત કરીને આ ગીતમાં એ'વી તો સરલ સુન્દર રીતે પ્રસ્તુત કરી છે કે એને જાણતાં-માણતાં મન મુદિત, અતિ પ્રફુલ્લિત થઈ જાય છે. આ ન્હાનકડા ગીતનું પરિશીલન કરતાં ભાવકને લાધતી પ્રસન્નતા જોકે કવિકર્મકૌશલને ય આભારી છે, નહીં કે કેવળ એમાં વ્યક્ત થયેલ ભાવને કે ભાવ જેને આશ્રયે છે તે ગોપીને. હા, ગોપી અને ગોપીશ્રેષ્ઠ એવી કૃષ્ણપ્રિયા રાધા આપણાં અધઝાઝેરાં ગીતોનું કેન્દ્રસ્થ પાત્ર છે. એ ભારે લોકપ્રિય છે. એની લોકપ્રિયતાને જ કારણે કદાચ એ કવિપ્રિય પણ છે. કવિઓએ એને એટલું મલાવ્યું બહેલાવ્યું છે કે ઘણી ખરી રચનાઓ એને પ્રતાપે જ જાણે કે દીપ્તિમન્ત બની છે. ગોપી આપણે ત્યાં કૃષ્ણ-કવિતાનું જ નહિ, પ્રણયકવિતાનુંય એક સરલ અને સહજસાધ્ય ભાવપ્રતીક બની ગયેલ છે. આપણા આ કવિએ પોતાની આગવી રીતિથી અને લાક્ષણિક છટાથી એના અવલમ્બને કેવી ઉન્નત કવિતા સિદ્ધ કરી છે તે જોવું રસપ્રદ નીવડશે.

આપણી કવિતાને પોતાનાં નમણાં સોહામણાં ગીતોથી સમૃદ્ધ કરનારા થોડાક સમર્થ કવિઓમાં પ્રિયકાન્ત મણિયારની સહેજે ગણના થાય, બલકે, એવી કવિયાદી ત્હેમના નામ વગર શોભે જ નહિ એ'વી અને એટલી ગીતરચનાઓ અને તેય મધુર મનોહર, પ્રિયકાન્તે કરી છે. વળી પ્રિયકાન્ત કહાન-ગોપીનાં ગીતના સિદ્ધહસ્ત કવિ છે. આ ગીત ત્હેમની એ સિદ્ધિનું ગરવું ઉદાહરણ છે.

આ ગીત એક વિશિષ્ટ વિરલ પરિસ્થિતિ કહો કે ઘટના પર નિર્ભર છે. એ ઘટના કવિની કલ્પનાએ નિપજાવેલી છે. તત્ત્વતઃ તો એ તરઙ છે પણ રળિયામણો તરઙ છે. ઘટના વાસ્તવિક નથી તો પણ કવિએ એને વાસ્તવિકથીય વધુ વાસ્તવિક બનાવી દીધેલી છે. કવિનું સાધ્ય છે કૃષ્ણ માટેની ગોપીની તીવ્ર ઝંખનાનું રમણીય નિરૂપણ. ગોપી એકલી છે એટલે અને એકલી એ રહી શકતી નથી તેથી કૃષ્ણને ઝંખે છે. એ એકલી છે, કેમકે કૃષ્ણ એની સમ્મુખ એની સમીપ નથી, તે ઘણો દૂર છે. ત્હેને જોવા મળવા ગોપી ઘેલી થયેલી છે. મળવા

માત્ર નહિ, ત્હેનું સઘન સાન્નિધ્ય માણવા માટે એ તો ઉત્સુક છે. એ જ એની ખરી ઝઙ્ખના છે.

યમુના નદીને કાંઠે ગોપી પાણી ભરવા આવી છે. પણ એ ઘડો લઈને સ્તબ્ધ થઈને ઊભી છે. પાણી ભરતી નથી. કેમ ? વહેતાં જળમાં એ કંઈક જોઈ રહી છે. પોતાના પ્રિયતમ કૃષ્ણને જ તો એ જોઈ રહી છે. જેને ઝઙ્ખી રહી છે તે કૃષ્ણ સ્વયં એની સન્નિકટ આવી પહોંચ્યા છે, જળમાં પડેલાં અને વહેતાં આવેલાં પ્રતિબિમ્બરૂપે. એ રીતે કાનજીનું દર્શન તો થયું. પણ તે પોતે તો અસ્પર્શ્ય જ રહ્યા છે. ગોપીની ઇચ્છા તો ત્હેને સ્પર્શક્ષમ મૂર્તરૂપે પામવાની છે.

જમુનાજીનાં જળ વહે છે, મન્દ ગતિએ કે વેગે, સતત વહે છે. એને હાથથી સ્પર્શી શકાય, ઘડામાં ભરી પણ શકાય; ઘરે લઈ જઈ શકાય પરન્તુ એમાં પડેલી તરતી રહેલી કાનજીની છબિનું શું કરવું ? એ છબિ પાછી અન્ય કોઈ નહિ, માત્ર પોતે જ ભાળી રહી છે ! આ સ્થિતિમાં કોઈને કાંઈ કહી શકાય નહીં ત્યારે શું કરવું તે મૂંઝવણ છે, વિમાસણ છે. એથી એ ગોપી સ્તબ્ધ બની છે. વહેતાં ગતિશીલ યમુનાજલની આગળ સ્થિર સ્થગિત થઈને ઊભી છે. ખાલી ઘડો હાથમાં લઈને નત લોચને નીરમાં કાંઈ નીરખી રહી છે અને ઉરમાં ઉચાટ અનુભવી રહી છે.

કવિએ આંકેલું ગોપીનું આખું ચિત્ર એના પૂરા પરિસરસહ આમ સ્પષ્ટ થતાં કવિએ ખાસ પસન્દ કરીને પ્રસ્તુત કરેલી પરિસ્થિતિ પણ સમજાય છે. અને એમાંથી સ્રવતો મર્મ અથવા એની દ્વારા ધ્વનિત થતો ભાવસ્પન્દ પણ પછી અનુભવાય છે. આ અઙ્ગે પ્રવૃત્ત કવિકર્મકૌશલ પર ભાવકનું ધ્યાન જવું જ જોઈએ.

ગોપીનું કે રાધાનું નામ કવિએ ક્યાંય લીધું નથી તેમ એની અવસ્થા વિશેય કાંઈ વિગતે કહ્યું નથી. કહેવાનું કદાચ રહેતું નથી કારણ ગીતની પ્રથમ પંક્તિથી જ એ સૂચવાઈ જાય છે :

*એકલી ઊભી જમુનાજીને ઘાટ*

આ પઙ્ક્તિ એક સુન્દર સ્વયંપર્યાપ્ત ચિત્ર આંકે છે. પણ કેવળ શબ્દચિત્ર ન બની રહેતાં, 'એકલી' શબ્દ દ્વારા થતા ભાવસ્પર્શને લઈને, એ કલ્પનની કક્ષા પ્રાપ્ત કરે છે. આ ચિત્રના અનુસન્ધાને, ત્હેની વિગતની પૂર્તિ કરતી અથવા મૂળ ચિત્રની ભૂમિકા રચી આપતી, બીજી પઙ્ક્તિ આવે છે :

*નીરખી રહી નીરમાં કાંઈ, ભરતી નહીં માટ !*

ગોપીની હમણાં દર્શાવી તે સ્તબ્ધતા સ્થગિતતાનો નિર્દેશ કરતી આ પઙ્ક્તિ, ગીતની રચનાની દૃષ્ટિએ તેમજ ત્હેના આલેખનની દૃષ્ટિએ પ્રથમ પઙ્ક્તિનો જ વિસ્તાર છે. ચિત્રને એ પૂર્ણ કરે છે તેમ ભાવકને અન્તરા પ્રતિ વધવા ઉદ્યુક્ત કરે છે.

પહેલા અન્તરામાં પૂર્વોક્ત વિરલ ચમત્કારક ઘટનાનું આલેખન છે :

*ક્યાંક બેઠેલો કદમ્બ-ડાળે,*
*કાનજી ઝૂક્યો જળની પાળે.*
*એની તરતી છબિ સરકી આવી જળના વ્હેણની વાટ.*

જળની પાળે એટલે યમુના નદીને કિનારે કદમ્બ-વૃક્ષ છે. 'ક્યાંક' કહેતાં તે વૃક્ષ અહીં નહીં પણ અહીંથી ઘણું દૂર છે. ત્હેની ડાળે કાનજી બેઠા છે. તે ડાળ નદીના પાણી સુધી વિસ્તરેલી છે. એટલે ત્હેની ઉપર બિરાજમાન કાનજીની છબિ જળમાં પડે છે અને જળ વહે છે માટે ત્હેમાં તરે છે. 'જળના વ્હેણની વાટે' એટલે પાણીના પ્રવાહને રસ્તે તે તરતી તરતી અહીં ગોપી ઊભી છે ત્યાં લગી સરકી આવી છે અને એ છબિને એટલે પ્રવાહ પતિત પ્રતિબિન્બને ગોપી, પોતાનો ઘડો ભરવાનું ભૂલીને, જોઈ રહી છે. ત્યાં જ—

બીજા અન્તરામાં એ અદ્ભુત કૃષ્ણ-દર્શન થયા પછીની ગોપીની મૂંઝવણનું, ત્હેના જ દૃષ્ટિકોણથી થયેલું, આલેખન છે. ગોપી વિચારે છે કે એ છબિને ખરેખર તો છબિ નિમિત્તે શ્રીકૃષ્ણને, હાથથી ઝાલીને પકડી શી રીતે રખાય ? અને પછી એને ઘડામાં ભરી કેમ કરી શકાય ? ઘડામાં ભરીને એને લઈ કઈ રીતે જવાય ?

ઈ પણ જવાય તો કોને દેખાડાય ? શું કરવું ? કોઈ
પ્રનો ઉત્તર નથી. કાંઈ સૂઝતું નથી. ગોપી આથી
કળામણ અનુભવે છે, ઉચાટમાં પડે છે. ગોપીનો
ા ઉચાટ જ આપણા કવિનો આલેખ્ય વિષય છે.
તનું એ જ કેન્દ્રબિન્દુ છે. એને ઉપસાવવા માટે જ
વેએ ગોપીનું સર્વાંગી ચિત્ર આંક્યું છે, એ ચિત્ર
ચર છે. એટલે—

ગોપી એની એ સ્થિતિમાં રહે છે. એમની એમ
ભી રહે છે. એને એ'વી અવસ્થામાં દર્શાવતી પ્રથમ
ક્તિ સાર્થક થાય છે. ગોપીની એ અવસ્થિતિ વસ્તુતઃ
ની કૃષ્ણમય ભાવદશા છે જેને કારણે એ પ્રસ્તુત
નુભવ કરે છે. નહીંતર વહેતાં નીરમાં પ્રતિબિમ્બ
, અને તે પ્રતિબિમ્બ પાછું દૂરથી તરતું તણાતું અહીં
વે એ ઘટના વાસ્તવ જગતમાં તો શક્ય નથી;
વસૃષ્ટિમાં જ એ શક્ય છે. અને કવિની કલ્પના
ને પ્રત્યક્ષ કરાવી શકે છે. 'મેઘદૂત'માં વર્ણવાયેલી
લકાનગરી પૃથ્વી પર ક્યાંય શોધી જડે એમ નથી.
ણ કે તે કાલિદાસની કલ્પનાનું સર્જન છે. પરન્તુ
ઘદૂત' પૂરતી તો તે અસ્તિત્વ ધરાવે જ છે. ત્હેને
શ્રયે જે ચૈતસિક અનુભૂતિનું આલેખન કવિએ કર્યું
ત્હેને પડકારી શકાશે નહિ. ભાવસૃષ્ટિની એ
ચાઈનો સ્વીકાર તે કાવ્યાનન્દની પહેલી શરત છે.

બીજું, 'શ્રીમદ્ ભાગવત્'ની એક કથાને આધારે
સિંહે અને મીરાંએ પણ મટુકીમાં ઘાલીને માધવને
ચવા નીકળેલી ઘેલી ગોપી પોતાના પદમાં પ્રસ્તુત
ી છે. ત્યાં વાત કંઈક આ જ પ્રકારની છે. પ્રેમીજન
ાના પ્રિયજનનું સતત સ્મરણ ચિન્તન કર્યા કરે છે.
ટલે તે પ્રિયજનને એ ગમે ત્યારે પ્રત્યક્ષ કરી શકે
વાસ્તવમાં તે પ્રત્યક્ષ ન હોય તોપણ — આ
નવમનની લીલા છે. કવિતા એ લીલાને જ વિષય
છે અને કલ્પનાનો કીમિયો અજમાવીને એ લીલાને
ેક સૌન્દર્યમય બનાવી મૂકે છે.

વહેતાં જળમાં પડેલાં પ્રતિબિમ્બ દ્વારા કૃષ્ણનો
ક્ષાત્કાર કરતી અને છતાં સઘન સાન્નિધ્યથી વઞ્ચિત
રહેલી વિકલ વિમૂઢ સ્વભાવસરલા ગોપીની અવસ્થાનું
નિરૂપણ કરતા આ ગીતના અનુસન્ધાને એક વધુ વાત
હજુ નોંધવી રહે છે. કૃષ્ણ-ગોપીનું ભાવપ્રતીક મૂળભૂત
રીતે આપણી પ્રેમલક્ષણા ભક્તિની કવિતામાં પ્રયોજાયેલું
છે. અને તેથી ત્હેની ભાવનાનુંય એ વાહક છે.
ભક્તિમાર્ગના ભક્તને ભગવાનની ઝંખના છે તો
ભગવાન પણ ભક્તાધીન છે. એટલે નરસિંહ-મીરાંની
ગોપી કૃષ્ણને મટુકીમાં જુએ છે તો કૃષ્ણ પણ ત્હેને
માટે ખરેખર મટુકીમાં ઊતરી આવીને, પ્રકટે છે. ત્યાં
ગોપીના મનની લીલાનું થાય છે તેવું જ ઉત્થાપન
કૃષ્ણની લીલાનુંય થાય છે. અહીં પ્રિયકાન્તની ગોપી
માટે પણ ત્હેને પ્રત્યક્ષ થવા સારું, કૃષ્ણ જાણે સામેથી
જળમાં તરતા-સરતા ત્હેની પાસે આવી પહોંચે છે.
ફરક એટલો કે આ ગોપી પ્રાપ્ય પરિસ્થિતિમાં શ્રી
કૃષ્ણને પૂરા પામવા-પમાડવા શક્ય નથી ત્હેનો ઉચાટ
અનુભવે છે. પણ અહીં એક તત્ત્વ ઉમેરાય છે. બીજું
કોઈ નહીં આ ગોપી જ કેવળ યમુનાજલમાં શ્રીકૃષ્ણનું
દર્શન કરી શકે છે. એ કદાચ ત્હેનો એકલીનો જ
અધિકાર છે જે ત્હેને કૃષ્ણકૃપાથી જ સાંપડેલો છે.
સેવ્ય (ભગવાન) અને સેવક (ભક્ત) વચ્ચેનું પરસ્પરનું
આ'વું મમત્વ સ્વાભાવિક છે. ભક્તિમાર્ગની એ વિશેષતા
છે.

ગીત એના સંવિધાનને લઈનેય પ્રભાવક નીવડે
છે, સહજસ્ફૂર્ત ઉપાડ, પ્રથમ પઙ્ક્તિની સાથેની
પઙ્ક્તિઓના 'માટ', 'વાટ', 'ઉચાટ', જેવા તેમ જ
અન્તરાના 'હાળે' 'માળે' તથા 'ધારું', 'સારું' જેવા
અર્થપુષ્ટ પ્રાસ અને અલ્પ શબ્દોમાં થયેલું સબળ
નિરૂપણ ધ્યાનાકર્ષક છે. સમગ્ર રચનાની સરસતા એના
ઉક્તિલાઘવને કારણે પ્રકટી આવે છે, જેમાં કવિનો
કાવ્યપુરુષાર્થ કળાય છે.

પ્રાસ માટે જ થયેલી હમણાં દર્શાવી તે
શબ્દયોજનાની અર્થસમર્પકતા કેવી ચમત્કારક છે તે
જોઈએ. 'માટ' એટલે 'માટલું, નદીનો ઘડો પણ બીજો
અર્થ 'માટે' એટલે 'તેથી, તે કારણે' એ'વો લેવો હોય

# આપણા ગુજરાતમાં
# આપણી સરકારના
# આપણા માટેના
# ૧૧૧ દિવસ

આઝાદીનો સૂર્ય આપણા સહુ માટે એક સ્વપ્ન લઈને ઊગ્યો હતો. આજે એ નયનરમ્ય પ્રભાત ઊગ્યાને ૧૭૪૭૬ દિવસોનાં વ્હાણાં વાઈ ગયાં. આપણે સૌ જાણીએ છીએ કે તે દરમિયાન શું થયું અને શું ન થયું ? પછી ગુજરાતની ધરતી પર ગુજરાતના નાગરિકોએ એક નવચેતનાની જ્યોત ઉજાગર કરી. ૧૪-૩-૯૫ના શુભ દિવસે ગુજરાતની જનતાએ વહીવટની બાગડોર નવી સરકારને સોંપી અને એ સાથે જ ગુજરાતની ધરતીએ વિકાસના પંથે પગરણ માંડ્યાં. આજે, તમારા સૌના ભરોસાની સરકારે કામકાજના પહેલા ૧૧૧ દિવસ પૂરા કર્યા છે. આ ૧૧૧ દિવસ એટલે સાચા અર્થમાં તમારી પોતાની સરકારના તમારા પોતાના માટેના ૧૧૧ દિવસ. ૧૧૧ દિવસ એટલે જેને ઘરમાં ખાવા ટંક રોટલો નહોતો મળતો. જેના ઘરે ચૂલા કાયમ જૂઠા જ રહેતા હતા તે ઘરમાં રોટલો મળ્યાના આનંદનો દિવસ. જેને માટે એકથી બીજી જગ્યાએ જવું ખર્ચાળ હતું અને અમુક વખતે અશક્ય પણ હતું તે સામાન્ય માનવી માટે ઓછી કિંમતે તે સ્વપ્ન સાકાર થયાના ૧૧૧ દિવસ. આ ૧૧૧ દિવસમાં "કુંવરબાઈનું મામેરું" યોજના અસ્તિત્વમાં આવી અને ગરીબ માબાપની કોડભરી કન્યાના હાથ પીળા કરવાનાં સ્વપ્નો સાકાર થયાં. આ ૧૧૧ દિવસ એટલે જમીન ખરીદીના કાળા કાયદાનું નિવારણ. શું આ ૧૧૧ દિવસમાં જે જે કાંઈ પણ થયું તે મુખ્ય મંત્રીશ્રી કેશુભાઈ પટેલે કર્યું ? શું આ વિકાસ નવરચનાના કાર્ય માટેના પુણ્યના હક્કદાર તેમના મંત્રીમંડળના સભ્યશ્રીઓ છે ? ના, આ તો બધું શક્ય બન્યું તમારા પોતાના સરકાર ઉપરના વિશ્વાસને લીધે. કારણ કે, આ સરકારને પસંદ કરવામાં, ચૂંટવામાં અને વહીવટ સોંપવામાં આપ સૌનો મોટો ફાળો છે. આજે આ સરકારનું જે અસ્તિત્વ છે તે માત્ર આપ સૌને કારણે છે. ગુજરાતની ગુણિયલ પ્રજાને સથવારે ગુજરાતને ફરી એકવાર ગૌરવવંતું બનાવીએ.

**ગ્રામોદય દ્વારા રાષ્ટ્રોદય**

(માહિતી)

વર્ષા વિ. સં. ૨૦૫૧ સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૯૫

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## છન્દ

...ગદ્ય હોય કે પદ્ય હોય, રસરચના માત્રમાં એક સ્વાભાવિક છન્દ હોય છે. પદ્યમાં તે તદ્દન પ્રત્યક્ષ હોય છે, ગદ્યમાં તે અન્તર્નિહિત હોય છે, એ ગૂઢ છન્દને પીડન કર્યું એટલે કાવ્યને આઘાત પહોંચ્યો જ જાણવો. પદ્ય છન્દજ્ઞાનના અભ્યાસ-બાંધ્યા નિયમને માર્ગે ચાલી શકે, પરન્તુ ગદ્યછન્દનું પ્રમાણભાન મનની અન્દર જો ન હોય તો અલઙ્કારશાસ્ત્રની મદદથી એની મુશ્કેલી વટાવી શકાતી નથી. તેમ છતાં ઘણા એ વાત યાદ રાખતા નથી કે ગદ્ય સહેલું એટલો ગદ્યછન્દ સહેલો નથી. સહેલાના પ્રલોભનને લીધે જીવલેણ આફત ઊતરે છે, આપોઆપ અસાવધતા આવે છે. અસાવધતા જ કલાલક્ષ્મીનું અપમાન કરે છે, અને કલાલક્ષ્મી ત્હેનો બદલો નિષ્ફળતા આપીને લે છે. અસાવધ લેખકોને હાથે ગદ્યકાવ્ય અવજ્ઞા અને ઉપહાસની સામગ્રીના ગઞ્જ ખડા કરશે એ'વી આશઙ્કા સેવવાને કારણ છે : પરન્તુ આ સાદી વાત કહેવી જ પડશે કે જે સાચું કાવ્ય છે તે પદ્ય હોય તોયે કાવ્ય છે અને ગદ્ય હોય તોયે કાવ્ય છે.

⁂ ⁂ ⁂

છન્દનું એક સુખ એ છે કે, છન્દનું સ્વતઃ એક પ્રકારનું માધુર્ય હોય છે, બીજું કંઈ નહિ હોય તો એટલો એ જ એક લાભ લાગે સસ્તા પેંડામાં માવો ખૂબ ઓછો હોય તોયે છેવટે ખાંડ તો મળે ને.

⁂ ⁂ ⁂

...જે કવિતાઓમાં પ્રથાગત ભાષા અને છન્દને અનુસરવામાં આવે છે તેમાં કંઈ નહિ તોયે બહારની દૃષ્ટિએ હરવા-ફરવામાં વાચકોને મુશ્કેલી પડતી નથી. પરન્તુ કોઈ વાર કોઈ ખાસ રસની શોધમાં કવિ ચાલુ ચીલાની બહાર જતો હોય છે ત્યારે કમમાં કમ થોડા સમય માટે વાચકોના આરામમાં ખલેલ પડે છે એટલે તેઓ નવા રસની આયાતનો અસ્વીકાર કરીને સજા કરે છે. જ્યાં સુધી ચાલી ચાલીને રસ્તો ન પડી જાય ત્યાં સુધી રસ્તો પાડનારની વિરુદ્ધ વટેમાર્ગુઓનો ઝઘડો જાગવાનો...

(રવીન્દ્ર નિબન્ધમાળા-૨)

# કાવ્ય-વિકસન

## વિનોદ અધ્વર્યુ

કવિતાના વ્યાપનની એક પ્રક્રિયા કાવ્ય-વિકસનની છે. 'કાવ્ય' નામને યોગ્ય કૃતિ માત્ર શબ્દાર્થમાં જ કે એક જ વાચનમાં સમાપ્ત થતી નથી એ વાતની તો સૌ સહૃદયોને પ્રતીતિ છે. 'ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ'નો એક અનુભવ એ પણ છે કે પ્રત્યેક પુનર્વાચને જાણે કાવ્યનાં નવાં નવાં રસરહસ્યો ઊઘડતાં જાય છે. શતદલ - સહસ્રદલ પદ્મની જેમ જાણે કાવ્ય વિકસતું જાય છે. આથી જ 'શાકુન્તલ કે હેમ્લેટ' જેવી કૃતિઓ પુનરપિ પુનઃ વાચનક્ષમ બની રહે છે અને પ્રત્યેક વાચને ત્હેનો 'નવનવ રૂપે' ઉઘાડ થાય છે, પ્રત્યેક પુનર્વાચન પણ જાણે પ્રથમ વાચન બની રહેતું હોય તેમ નવો જ રસાનુભવ કરાવે છે, નવું જ રહસ્યદર્શન પ્રગટ કરે છે. એટલે આવી પુનઃ પુનઃ વાચનક્ષમ કૃતિઓ ચિરઞ્જીવ નીવડે છે.

પ્રત્યેક વાચને કૃતિ ભલે તેની તે જ હોય, પણ ભાવક પોતે 'તેનો તેજ' નખી હોતો. ત્હેની મનોદશા, અનુભવ સામગ્રી, અન્ય કૃતિઓ તેમજ પ્રસ્તુત કૃતિના વાચન વગેરેથી સંસ્કારસઞ્ચિત ત્હેની ભાવનક્ષમતા ઉત્તરોત્તર અધિક સમૃદ્ધ થતાં ગયાં હોય, કૃતિ સાથેની દષ્ટોદષ્ટ મેળવવામાં ત્હેના દષ્ટિબિન્દુઓ બદલાતાં રહ્યાં હોય તો કૃતિનો રસાનુભવ પણ વિકસતો જાય છે - કાવ્યપથનાં નવાં નવાં પુદ્ગલો ઊઘડતાં જતાં હોય તેવો, કાવ્યના 'વિકસન'નો અનુભવ થાય છે. ઉત્તમ કૃતિને પામવા — વધુ ને વધુ પામવા ભાવકે અવસ્થાએ અવસ્થાએ ત્હેની પાસે જવું જોઈએ. કાવ્યશિક્ષક હેડો કહે છે તેમ વર્ડ્ઝવર્થનું 'રેઈનબો' કાવ્ય ત્હેની પૌત્રીને પણ ગમે છે, ને ત્હેને પોતાને પણ — પણ બન્નેનાં ગમવાનાં કારણો અને ભૂમિકા જૂદાં છે. અવસ્થાભેદનું આ પરિણામ છે. ઉત્તમ કૃતિ પ્રત્યેક અવસ્થાએ તદનુરૂપ સ્તરે ઊઘડે છે. રવીન્દ્રનાથનું 'ડાકઘર' પ્રત્યેક અવસ્થાએ અને ચિત્તની જુદી જુદી ભૂમિકાએ વાંચી જોવાથી આ વાતની સમુચિત પ્રતીતિ થશે.

આ વાત થઈ એક કૃતિના પુનઃ પુનઃ પઠને અનુભવાતા વિકસનની. પરન્તુ કોઈક કૃતિ આરમ્ભથી અન્ત પર્યન્તની તેની ગતિમાં પણ ભૂમિકાવિકાસનો — વિકસનનો અનુભવ કરાવતી હોય છે. 'રાજા ઈડિપસમાં'માં માત્ર વસ્તુવિકાસ નથી, વસ્તુની સાથે સાથે 'માનવેતર તત્ત્વ', તેની આગળ માનવપ્રયત્નની મર્યાદાઓ (કાન્ત યાદ આવે — 'થનાર ચીજો નવ થાય અન્યથા,') અને છતાં માનવના કરુણાન્ત છતાં ભવ્ય પુરુષાર્થમાં રહેલી નૈતિક નિષ્ઠાનો મહિમા — એ બધું ઊઘડતું જાય તે ઇડિપસની સમગ્ર નાટ્યત્રયીને એક સાથે અવલોકતાં તો આ વિકસન વધુ સ્પષ્ટ થાય છે. તો ક્યારેક એકાદ નાનકડા કાવ્યમાં પણ આવું વિકસન પ્રતીત થાય છે.

ઉદાહરણ તરીકે કવિશ્રી નિરઞ્જન ભગતનું 'રે આજ આષાઢ આવ્યો' એ ગીતને ઉઘાડીએ તો જણાશે કે તેમાં કડીએ કડીએ ભૂમિકા બદલાતી — વિકસતી જાય છે અને જાણે એક પછી એક પગથિયે ઉપર ચઢતા જઈએ છીએ. પહેલી કડી 'દૂરને દખિણ...' ભૌતિક ઘટનાનું નિરૂપણ છે, તો બીજી કડી 'મેઘવીણાના કોમલ તારે...' માં ધરતી પરથી આકાશ તરફ નજર જાય છે અને તે સાથે કલ્પના પ્રભાવ પણ ઉમેરાય છે. સાથે સાથે વરસાદની ગતિ-સ્થિતિ પણ વિકસે છે. પહેલી કડીમાંની વાદળી, બીજીમાં ધોધમાર વર્ષા બને છે તો ત્રીજીમાં એ વર્ષાના પરિણામે મ્હાલતા સંસારની રજૂઆત છે - પણ એજ કડીની બીજી પઙ્ક્તિમાં વળાંક

આવે છે. વાદળી-વર્ષા આનન્દની પ્રક્રિયાનું વર્તુળ પૂરું થયું. હવે કેન્દ્ર બાહ્ય નથી 'સ્વ' છે, વરસાદની વાત નથી - વાત વરસાદના વાતાવરણના પોતાના અનુભવની છે અને ત્યાં 'સંસાર મ્હાલ્યો સંઝ' થી મ્હને સાલ્યો, ન લાગ્યો રઝની વિપરીત સ્થિતિથી વળાંક અપાયો છે.

અહીંથી બીજી રીતે પણ ભૂમિકાન્તર સૂચવાયું છે. 'અલકાથી' એ'વા પ્રયોગ દ્વારા નાયક યક્ષ બની જાય છે. ને તે સાથે જ ભૂમિકા ધરતી પરથી ઊંચકાય છે, તો પછીની કડીમાં 'જમુના'ના ઉલ્લેખ સાથે જ વળી જૂદી ભૂમિકા — વ્રજની વૃન્દાવનની — ઊઘડે છે, અને છેલ્લે આષાઢ અને વૈશાખની સહોપસ્થિતિ વચ્ચે 'ક્યારેય નાહીં મિલાપ' વિષાદનો અનુભવ વળી એક અપર ભૂમિકાએ લઈ જાય છે.

બીજી રીતે જોઈએ તો મેઘ અને મોરના પ્રાકૃતિક આકર્ષણથી શરૂ થઈ, વર્ષામાં મ્હાલતાં માનવોના પ્રેમને પગથિયે થઈ કાવ્ય 'યક્ષ'ના પ્રેમની ભૂમિકાએ — ભૌતિકથી કાવ્યમય ભૂમિકાએ — વિકસે છે — ને ત્યાંથીય આગળ 'જમુના'તીરની ગોપિકાના અલૌકિક પ્રેમની ભૂમિકાએ પહોંચે છે. કાવ્ય જાણે ભૌતિકતાથી 'મેઘદૂત'માં થઈ 'ભાગવત' સુધી ગતિ કરે છે.

કાવ્યમાં શબ્દો પણ સૂચક બની રહે છે અને કેવળ વિશિષ્ટ શબ્દના ઉલ્લેખ માત્રથી જાણે પુદ્ગલો વિકસે છે. 'મનનો માંડ' અને 'ડુઙ્ગર... મોરલે નાખી ટહેલ' સ્વાભાવિક રીતે જ રાજસ્થાનની મીરાંની સ્મૃતિઓ જગાવે છે તો 'અલકા'ના ઉલ્લેખ માત્રથી આખું 'મેઘદૂત' ઊઘડે છે. ને તેજ રીતે 'જમના' ભાગવતમાં લઈ જાય છે, તો વળી 'જમના'ને 'જીવન-જમના' કહેતાં નવો જ ઊર્ધ્વતર - સૂક્ષ્મતર ઉઘાડ થાય છે. આરમ્ભની મીરાંને અન્તમાંની રાધા જાણે એક રૂપ થઈ કોઈ અનન્ત ને ઉદ્દીવ અભીપ્સા બની જાય છે.

આ બધું ય આકસ્મિક નથી, વિકસન પણ યાન્ત્રિક નથી. તે બીજમાંથી પુદ્ગલનો વિકાસ છે. પહેલી જ કડીમાં 'નેણનાં નીર' છે ને મીરાંની ગર્ભિત સ્મૃતિ છે જે અન્તે 'વિરહનો વિલાપ' અનુભવતી રાધાના ભાવમાં પરિણમે છે. કાવ્યનો પ્રથમ ઉદ્ગાર 'રે' જ આષાઢના વાતાવરણ સાથેની વિપરીતતાની ભૂમિકા બાંધે છે જે અન્તે 'વૈશાખ' તરીકે વ્યક્ત થાય છે. વાદળીથી જમનાનાં વહેતાં નીર સુધીનું, પ્રાકૃતિક આકર્ષણથી પરમની આભીપ્સા સુધીનું — મીરાં — મેઘદૂત અને ભાગવતની ભૂમિકાઓમાં વિકસતું, ભૂગોળથી ભૂમા સુધી લઈ જતું આ કાવ્ય 'વિકસન'નું સરસ ઉદાહરણ છે. એક નાનકડા ઊર્મિકાવ્યમાં જ પ્રતીત થતું આ'વું વિકસન વિરલ છે પણ અપ્રાપ્ય નથી. ઊર્મિકાવ્ય તેની ઉત્તમ સ્થિતિએ આ'વા વિકસનનો વત્તો ઓછો અનુભવ કરાવતું જ હોય છે. 'ભણકારા' 'સાગર અને શશી' 'શરત્પૂર્ણિમા' 'હમ્પીના ખણ્ડેરો,' 'આયુષ્યના અવશેષે' અને 'શ્રાવણીમધ્યાહ્ને' — વિદેશી કાવ્યોમાંય વર્ડ્ઝવર્થના 'ઓન વેસ્ટમિન્સ્ટર બ્રીજ' કે સ્પેન્ડરના 'ધી એક્સપ્રેસ' જેવાં અનેક કાવ્યોમાં આ'વાં વિકસનનો અનુભવ થશે.

કાવ્યપુદ્ગલનાં આ'વાં વિકસનનો અનુભવ જ કૃતિને 'કાવ્ય' બનાવે છે - તેને કાળવિજયી બનાવે છે અને ત્હેનું પુનરપિપુનઃ આસ્વાદન ભાવકને અવસ્થાએ અવસ્થાએ હૃદયસન્તર્પક નીવડે છે. તો આવાં થોડાંક કાવ્યોની ચર્વણા કર્યા કરીએ, ને એ'વાં નવાંની શોધમાં રહીએ.

❖ ❖ ❖

# સાવિત્રી

રણધીર ઉપાધ્યાય

શ્રી અરવિન્દ વડોદરામાં તેર વર્ષ (૧૮૯૩થી ૧૯૦૬) રહ્યા. તે ગાળામાં ત્હેમના ચિત્તમાં 'સાવિત્રી'નાં સર્જનનાં બી વવાયાં. ૧૯૧૦માં પોંડિચેરીમાં આવ્યા પછી લગભગ ૪૦ વર્ષની અખણ્ડ સાધનાના પરિપાક રૂપે 'સાવિત્રી'એ શબ્દદેહ ગ્રહણ કર્યો. છેક ૧૯૫૦ સુધી ત્હેના ત્હેમણે ૧૦થી ૧૨ પાઠાન્તર કર્યાં. જીવનની અનેક ઘટનાઓ, સમસ્યાઓ અને ચિન્તન તત્ત્વોએ 'સાવિત્રી' રૂપી મહારસાયણમાં સ્થાન લીધું. જેટલું માનવ-જીવન વિસ્તૃત છે સાવિત્રીનું ફલક પણ એટલું જ વિસ્તૃત છે. ત્હેમાં વ્યક્તિ-ચેતના વિશ્વ-ચેતનાનું સ્વરૂપ ગ્રહણ કરે છે.

'સાવિત્રી'ના સર્જનનો ક્રમિક વિકાસ થયો છે. શ્રી અરવિન્દની ચેતના જ્યારે ગહન પ્રદેશોમાં પ્રવેશ કરતી ત્યારે નવાં ક્ષિતિજો ઊઘડતાં શ્રી અરવિન્દ ત્યારે નવેસરથી 'સાવિત્રી'નાં પર્વ લખતા. એ મન કે બુદ્ધિની સૃષ્ટિ નથી. પણ જ્યારે શ્રી અરવિન્દ 'ઉપર'ના અગમ્ય પ્રદેશથી સામગ્રી મેળવતા ત્યારે લાગલાગટ નીરોદબરનને લખાવતા. ૪૦૦ થી ૫૦૦ પઙ્ક્તિઓ એકી સાથે ઊતરતી.

શ્રી અરવિન્દ 'સાવિત્રી' વિષેની પોતાની અનુભૂતિ આ પ્રમાણે નોંધે છે. "સાવિત્રી'ને તો મ્હેં આરોહણ માટેનું એક સાધન બનાવેલું છે. ત્હેની શરૂઆત મ્હેં મનોમય ભૂમિકા ઉપરથી કરી અને જેમ જેમ હું વધુ ને વધુ ઉચ્ચ ભૂમિકાઓ ઉપર પહોંચતો ગયો, તેમ તેમ એ ભૂમિકાઓના આધારે ફરીને 'સાવિત્રી' લખતો ગયો. ખરી વાત એ છે કે સાવિત્રીને લખીને પૂરું કરી નાંખવું એવા એક કાવ્ય લેખે મ્હેં ગણ્યું નથી. આપણે કવિતાને આપણી યૌગિક ચેતનામાંથી કેટલે સુધી લખી શકીએ અને એ ચેતનાને કેવી રીતે સર્જનાત્મક બનાવી શકીએ એ'ની એક પ્રયોગભૂમિ તરીકે મ્હેં સાવિત્રીનો ઉપયોગ કર્યો છે."

'સાવિત્રી' શ્રી અરવિન્દનો છેલ્લો શબ્દ છે, છેલ્લી વાણી છે, છેલ્લું સર્જન છે.

'સાવિત્રી'ની મૂળ કથા —

સત્યવાન અને સાવિત્રીની મૂળ કથા મહાભારતના વનપર્વમાં કેવળ ૭૦૦ પઙ્ક્તિઓમાં આલેખેલી છે. મધ્યદેશના મહારાજા અશ્વપતિને કોઈ સન્તાન નથી. એ પુત્ર-પ્રાપ્તિ માટે તપ કરે છે. પરમાત્મા ત્હેને પુત્રને બદલે પુત્રી આપે છે. તે છે સાવિત્રી. અશ્વપતિ એ'ને રાજ પરિવારની પરમ્પરા પ્રમાણે સર્વગુણ સમ્પન્ન કરે છે. ઉત્તમ કેળવણી આપે છે. સાવિત્રી સાહસિક, સચરિત્ર અને શૌર્યવાન બની. એ'ના પિતાએ એ'ને કહ્યું," તું ત્હારી પસન્દગીનો પતિ શોધી લાવ. હું ત્હેને સ્વીકારીશ.

સાવિત્રી પતિની શોધમાં અનેક નગરો અને વનોનો પ્રવાસ ખેડે છે. અન્તે એ પતિની પસન્દગી કરી શકી. પિતાને એ'ની વાત કરવા રાજમહેલમાં સાવિત્રી આવી તે જ સમયે દેવર્ષિ નારદ પણ આવ્યા. સાવિત્રીએ અશ્વપતિને કહ્યું, "શાલ્વ દેશમાંથી પદભ્રષ્ટ થયેલા અને અન્ધ બનેલા વનવાસી રાજા દ્યુમત્સેનના પુત્ર સત્યવાનને હું વરી છું. આપ ત્હેની સાથે પાણિગ્રહણ કરવાની સમ્મતિ આપો."

સત્યવાનનું નામ સાંભળી નારદના મોંમાંથી અનાયાસે ઉદ્ગાર નીકળ્યા — "આ સારું ન થયું. એ'ના આયુષ્યનું હવે એક જ વર્ષ બાકી છે. આવતા વર્ષે

એ અવશ્ય અવસાન પામશે. સાવિત્રી અન્ય કોઈ વરને વરે એ જ હિતાવહ છે.'

સાવિત્રીએ કહ્યું, "ના, હું તો સત્યવાનને વરી ચૂકી છું. એ'ની સાથે મ્હારું લગ્ન થશે, છોને એ એક વર્ષ પછી અવસાન પામે." સાવિત્રીના દૃઢ નિશ્ચય આગળ માતા, પિતા અને નારદ અવાચક બની ગયા. ઊંડી વેદનામાં એ ડૂબી ગયા. નારદે વિદાય લીધી પછી અશ્વપતિ સત્યવાનના પિતા દ્યુમત્સેનને મળવા વનમાં ગયા. સાવિત્રીના લગ્ન વિષે વાત કરી. દ્યુમત્સેને સ્વીકૃતિ આપી અને સત્યવાન તથા સાવિત્રી લગ્ન ગ્રન્થિથી જોડાયાં. સાવિત્રી પતિ સાથે વનમાં રહેવા લાગી. દ્યુમત્સેનનું કુટુમ્બ આનન્દમાં સમય પસાર કરવા લાગ્યું, પણ સાવિત્રી ઊંડા ચિન્તનમાં સદા રહેતી. એક વર્ષ વીતવા આવ્યું. સત્યવાનના આયુષ્યનો છેલ્લો દિવસ આવી પહોંચ્યો. એ કુહાડી લઈ લાકડાં કાપવા વનમાં ગયો. સાવિત્રી પણ એ'ની સાથે ગઈ. લાકડાં કાપતાં કાપતાં સત્યવાનના શરીરે પરસેવો છૂટ્યો. એ થાક્યો માથામાં તીવ્ર વેદના શરૂ થઈ. એ તરત જમીન પર સૂઈ ગયો. સાવિત્રીએ એ'નું મસ્તક પોતાના ખોળામાં લઈ લીધું. એકી ટશે એ'ની સામે જોવા લાગી. એટલામાં એક દિવ્ય પુરુષ ત્યાં પ્રગટ થયો અને બોલ્યો, "સાવિત્રી, હું યમ છું. સત્યવાનને લેવા આવ્યો છું." આમ કહી એમણે સત્યવાનના શરીરમાંથી જીવ ખેંચી લીધો. સત્યવાનનું શબ ત્યાં રહ્યું અને યમ ચાલવા લાગ્યા. સાવિત્રી ત્હેમની પાછળ પાછળ ચાલી. યમે એ'ને ખૂબ વારી પણ સાવિત્રી એક ટળી બે ન થઈ. અન્તે યમરાજાએ એ'ને વરદાન માગવાનું કહ્યું. સાવિત્રીએ સત્યવાનને જીવિત કરવાનું વર માગ્યું. પહેલાં તો યમરાજે આનાકાની કરી પણ સાવિત્રીની પતિપરાયણતાથી પ્રભાવિત થઈ ત્હેમણે સત્યવાનને પુનર્જીવિત કર્યો. દ્યુમત્સેનને દૃષ્ટિ આપી અને ત્હેનું રાજ્ય પણ પાછું મળ્યું. યમરાજ યમલોકમાં ગયા. સત્યવાન, સાવિત્રી અને દ્યુમત્સેનનું કુટુમ્બ રાજમહેલમાં પાછું વળ્યું. સૌના પુનર્મિલનથી આનન્દ સભર વાતાવરણ સર્જાયું.



## સાવિત્રીની મૂળ કથા અને શ્રી અરવિન્દ

મહાભારતની સત્યવાન-સાવિત્રીની કથાને શ્રી અરવિન્દે નવીન પરિમાણ અને પરિભાષા આપીને બૃહદ્કાવ્ય-આધ્યાત્મિક મહાકાવ્યનું સર્જન કર્યું. ત્હેમાં ૨૩૮૧૪ પઙ્ક્તિઓ છે, અગિયાર પર્વ છે. અને પર્વોને ૧૧ સર્ગોમાં વહેંચવામાં આવ્યા છે. છેલ્લે ૧૨મું ઉપસંહારનું છે.

'સાવિત્રી' મહાકાવ્યના પ્રમુખ પાત્ર સાવિત્રીના પિતા અશ્વપતિ છે. એ યોગારૂઢ દિવ્યાત્મા છે. સાવિત્રી મા ભગવતી છે, જગજ્જનની છે, દિવ્ય ચેતના છે. 'સાવિત્રી'ની ભાષા-શૈલી, શબ્દરચના અને અભિવ્યક્તિમાં મન્ત્ર-શક્તિનો અનુભવ થાય છે. ત્હેમાં યોગની અનુભૂતિની ચમત્કૃતિ છે. યોગ-સાધનાના આરોહ અને અવરોહ છે. અશ્વપતિની યોગ-સાધના યોગની સાત ભૂમિકાઓમાંથી પસાર થાય છે — પાર્થિવ ભૂમિકા, પ્રાણની નિમ્ન ભૂમિકા, પ્રાણની ઊર્ધ્વ ભૂમિકા, મનની ભૂમિકા, બુદ્ધિની ભૂમિકા, પ્રેરણાની ભૂમિકા અને સમ્પૂર્ણ દિવ્ય ચેતનાની ભૂમિકા. અશ્વપતિ અન્ધકારની ખીણમાં પ્રવેશે છે, દુઃખ તથા રોગની વેદના વેઠે છે. પારાવાર યાતનાઓમાંથી પસાર થાય છે. જે મહાન આત્માઓ માનવ જાતિના ઉદ્ધાર માટે

અવતરે છે ત્હેમણે માનવીના જીવનની બધી જ મર્યાદાઓનો સ્વીકાર કરવો પડે છે. અશ્વપતિ તપ કરે છે, તાપ વેઠે છે. ત્યાર બાદ જ એ'ને દર્શન અને વરદાનનો લાભ મળે છે. એ'ણે છેલ્લે માનવજીવનનો મુક્તિ-સન્દેશ સાંભળ્યો. પરમ જ્યોતિ ત્હેની સમક્ષ પ્રગટી. એ'ના અને સાવિત્રીના પ્રેમનો વિજય થયો. માર્યું હાર્યું જીવન' જીત્યું શ્રી અરવિન્દનું કથન છે કે પૂર્ણયોગના સાધકે જીવનની વેદનાઓ વેઠવાની છે, જીવનનો ત્યાગ કરવાનો નથી, ચેતનાની દિશા બદલવાની છે.

અશ્વપતિ ચેતનાનાં સ્તરોની જે ભૂમિકાઓ અને અનુભૂતિઓ પ્રાપ્ત કરે છે તે વસ્તુતઃ શ્રી અરવિન્દની પોતાની જ છે. શ્રી અરવિન્દની જેમ જ અશ્વપતિ માનવમનના રૂપાન્તર માટે સાધના-યાત્રા કરે છે. અન્તે એ'નો આત્મા આદ્યશક્તિનું પાત્ર બને છે. એ મનસ-ચેતનાધારી અશ્વપતિ, શ્રી અરવિન્દ અને શ્રી માતાજીએ પ્રબોધેલા પૂર્ણયોગની સાધના દ્વારા મનસાતીત અવસ્થાને પ્રાપ્ત કરે છે. ત્હેને આનન્દમયિ ચૈતન્યમયિ, સત્યમયિ પરમે, જગદમ્બાના તેજસ્વી રૂપનું દર્શન થાય છે, જગદમ્બા એ'ને પ્રકાશના પ્રદેશમાં દોરી જાય છે. અશ્વપતિનો અન્તરાત્મા ભક્તિભાવ સભર બની આનન્દોચ્ચાર કરે છે. એ'માં ચેતનાનું સમર્પણ છે, હૃદયનું આત્મનિવેદન છે. અહીં શ્રી અરવિન્દના પૂર્ણયોગના સમ્પૂર્ણ સમર્પણ Total surrenderનો સાક્ષાત્ અનુભવ થાય છે.

'સાવિત્રી'માં ભાવિના અનુસન્ધાનમાં શ્રી અરવિન્દ કહે છે, "Man's soul will get release from Ignorance,' 'Man is God in making' છેલ્લે 'All can be done if God's Touch is there.' આ શાશ્વત સત્ય છે.

સાવિત્રીનું પાત્ર એ પરમાત્માની કૃપાનો સાકાર દેહ છે. એ પાર્થિવ ચેતનાની કઠોર નિયતિનું રૂપાન્તર કરી શકે છે. સાવિત્રીનું પાત્ર દિવ્યતા અને પાર્થિવતા વચ્ચે સેતુ છે, સંવાદિતાની કડી છે. અશ્વપતિની સાધનાની ફળશ્રુતિ સાવિત્રીની પ્રાપ્તિ છે. સાવિત્રીની સત્યવાનની પ્રાપ્તિ ભક્તજન પર ભક્તવત્સલ ભગવાને વરસાવેલી કૃપાનું પ્રતીક છે. સત્યવાન અને સાવિત્રીનું લગ્ન એ પરમોપલબ્ધિ છે. નારદના પાત્ર દ્વારા શ્રી અરવિન્દે માનવીના આનન્દમાં બાધા રૂપ બનનાર નિયતિની મીમાંસા કરી છે. સાવિત્રી નિયતિને બદલે છે. સત્યવાનને મૃત્યુ-પાશમાંથી મુક્ત કરે છે. એ તો ભાગવત શક્તિનું સાકાર રૂપ છે. જડ તત્ત્વોનો અફર નિયમ તે યમ છે, જે Downword pull કરે છે. પણ સાવિત્રી સત્યવાનને ઊર્ધ્વ લોકનો અધિકારી બનાવે છે. મૃત્યુનું મૃત્યુ કરે છે. શ્રી અરવિન્દ કહે છે કે સાવિત્રીએ જ પ્રાપ્ત કર્યું તે સમગ્ર માનવજાતિનું ભાવિ છે : 'The iron law of death shall be broken. There will be a change in nature's doom. Fate shall be changed by an unchanging will.'

શ્રી અરવિન્દનું કાન્તદર્શી ચિન્તન 'સાવિત્રીમાં લિપિબદ્ધ થયું છે. શ્રી માતાજી કહે છે — "મનને સઙ્કલ્પ વિકલ્પના વમળમાંથી સમ્પૂર્ણ મુક્ત કરી ત્હમે 'સાવિત્રી' વાંચો. ત્હમે તે સમજો છો કે નહિ, ત્હેનો વિચાર ન કરો. હમેશાં વાંચ્યા કરો. ત્હમારી સમક્ષ નવા અર્થ, નવા ભાવ, નવી દિશા, નવી અનુભૂતિ પ્રગટશે, આમાં કોઈ ગુરુની સહાયની જરૂર નથી. 'સાવિત્રી'માં અસાધારણ શક્તિ છે, પ્રકાશ છે. શ્રી અરવિન્દે પૃથ્વી ઉપર ઉતારેલું એ પૂર્ણ સત્ય છે, જે પ્રાર્થિવતાને દિવ્યતામાં રૂપાન્તરિત કરશે." સાવિત્રીને અન્તરિક્ષમાંથી ચાર વાર આદેશ મળે છે — Choose, Choose, Choose, Choose અને એ God's peace, God's oneness, God's energy અને God's joy પસન્દ કરે છે અને પામે છે. સાવિત્રીનું વાચન યોગની સાધના છે. આગળ માતાજી કહે છે — 'સાવિત્રી'માં સઘળી મ્હારી અનુભૂતિઓ છે જે દશ્ય હું જોતી, જે અનુભવ હું કરતી, જે શબ્દ હું સાંભળતી, ત્હેનો સમાવેશ શ્રી અરવિન્દ તે પૂર્વે

'સાવિત્રી'માં કરતા. સવારે જ્યારે હું તેમની પાસે જતી અને મારું દર્શન વર્ણવતી ત્યારે શ્રી અરવિન્દ 'સાવિત્રી'ના લખેલાં પૃષ્ઠ મને વાંચવા આપતા. મારી વાત જ તેમાં અક્ષરશઃ નિરૂપિત રહેતી. શ્રી અરવિન્દ તે પહેલેથી જ જોઈ લેતા, જાણી લેતા."



## શબ્દ

### કિશનસિંહ ચાવડા

...શબ્દને પામવાની બે રીત છે : એક, એ'નો અર્થ જાણીને; બીજી, એ'નું રહસ્ય પામીને. શબ્દનો અર્થ પણ્ડિત અને વિદ્વાન આપી શકે. શબ્દનું રહસ્ય તો શબ્દની સાધના કરીને એ'ને સિદ્ધ કરનાર એ'નો સાધક કહે. અર્થની વિદ્યા એ બુદ્ધિની પ્રક્રિયા છે. રહસ્યની ઉપાસના એ અન્તરાત્માનો ઉપક્રમ છે. ઉપનિષદના ઋષિઓ એ પશ્યન્તિ વાક્‌ના વિભૂત્તે કાન્ત દ્રષ્ટાઓ હતા. પશ્યન્તિ વાક્ એટલે seeing inteligence. એ પશ્યકો હતા. શબ્દના સ્વરૂપને એઓ જોઈને જાણતા હતા. એ'ના અન્તરસ્વરૂપને સિદ્ધ કરીને પામતા હતા. એટલે શબ્દ એમના હાથમાં મન્ત્ર બની જતો. એ'ની અસરકારતામાં પ્રાણની શક્તિ રહેતી.

('સમુદ્રના દ્વીપ'માંથી)

## દાનપૂર્તિ

૧૫૦૦૦/- સુધાંશુ કનુભાઈ જાની - અમદાવાદ

૨૫૦૦/- કાર્તિક મ. ભગત - મુમ્બઈ

૫૦૦/- મેઘનાદ ભટ્ટ - મુમ્બઈ

## 'કવિલોક' દ્વિમાસિકના નવા આજીવન સભ્ય

નન્દિતા ઠાકોર - મુમ્બઈ

પ્રો. ભરત સી. ભગત - અમદાવાદ

દિવ્યા અશ્વિન દેસાઈ - સૂરત

## રસાત્મકમ્

### બાળલીલા-૧

[જળક્રીડા, વનભોજન, કાલિયમર્દન]
(વસન્તતિલકા)

**૧ હે છેલ**

હે નન્દનન્દન ત્હને શું અમે કહીએ ?
ત્હારે ન બોલ અમ બે ગણકારવાં કૈં.
આ ઘાટથી અવર ઘાટ પરે જઈએ,
તો ત્યાંય હાજર તું ગોપસમૂહને લૈ.

ત્હારે ભલી રમત, - ગાગર જે ભરેલ
નીરે, અમે શિર ધરી, બસ ફોડવી તે.
ભીંજાય ચીર, નવયૌવન-અઙ્ગ, - છેલ,
લજ્જા નહીં, ન અમ ભીતિ રહે જરીકે.

આ ઢઙ્ગ, - છેડ તવ રોજની શેં સહીએ ?
જે વ્હાલથી હૃદય-લાડ અમે કરેલ,
ત્હેનાં જ તે વિષમ આ ફલને લહીએ !
શું થાય ? - જે ધન ગણ્યું, બધું ત્હેં હરેલ.

તોયે ન એમ કંઈ દીન અમે થનારી;
થાશે નિગૂઢ અમ અસ્ત્રથી હાર ત્હારી.

**૨ ગોપકન્યા - વિમર્શ (૧)**

આજે છલોછલ ભર્યાં ઘર-પાણિયારાં
ને આંગણે શગ ઠરી તુલસી કનેની.
છે ત્યાં કશી પટ વિશાળ તણા કિનારા
વચ્ચે થતી દડબડી અહીં ને પણેની ?

આંહીં હવે તરુની કાય સમાન છાયા,
આરોહણે ક્ષિતિજથી રવિ તે પ્રમાણે
આવેલ અમ્બરપથે; - પણ કૈં સવાયા
તેજે ત્યહીં કિરણ આહિરબાલ જાણે.

હાવાં વિરામ ઘર-કામથી તો ચલોને,
કૈં એમનીય રમણા નીરખી રહીએ.
જે તાજું માખણ ઘરે તર્યું છે વલોણે,
તે વાત સદ્ય લલચાવતી જે, કહીએ.

કે કૈંક બીજું કરીએ કરતૂત એ'વું,
રઞ્જાડનું સરભરું ભરપાય દેવું.

**૩ ગોપકન્યા - વિમર્શ (૨)**

જોને અલી, જલવિહાર કરન્ત, ભૂર
ઉન્મત્ત, ખેલન વિશે રત, ગોપબાલ.
ત્યાં એમનાં વસન, ઓ-પુલિને સુદૂર,
વાગોળતાં ધણથી છે ભર્યું અન્તરાલ.

રૂડો મળ્યો સમય આ તક સાધવાનો,
તે જાય વ્યર્થ નહિ; આપણને સતાવ્યાં
છે એમણે બહુ મિષે; ઋણ વાળવાનો
પામ્યાં પ્રસઙ્ગ, હશું આપણ આજ ફાવ્યાં,

આંખે ચડાય નહિ એમ બધાં ઉપાડી
એ વસ્ત્ર, વઞ્જુ-ઘન-ઝુણ્ડમહીં છુપાવી
જ્યાં ત્યાં, તહીંથી મથુરા-પથ ઘાટ-વાડી
માંહે જઈ, હલકથી સ્તુતિ-ગીતિ ગાવી.

છો શોધતા મનમહીં અકળાઈ ભારે;
ત્યાં કોણ ? જેની પર રોષ બધો ઉતારે.

**૪ વસ્ત્રશોધ**

મે'લી જલે રમવું, કૈં પરિશ્રાન્ત બાળ
આવે કિનાર પર તો નવ વસ્ત્ર ભાળે.

ચોમેર દષ્ટિ કરતાં મળતી ન ભાળ,
'છે કોણ વાનર સમાન ચડેલ ચાળે ?'

આ'વો તરઙ્ગ કરતાં મનમાં સરોષ,
બે આમ, તેમ પણ બે કટિ-કેડિયાંની
લાચાર જેમ કરતા અનિવાર્ય શોધ,
ક્યાં કોઈનું પગલું, ક્યાંક દબાઈ પાની.

'ત્યાં ઓથ ગાય-ત્રણની લઈને કના'ઈ
જોયા કરે મલકતો, કંઈ એ જ ચોર
ના હોય ? - એ'ની કરવી પડશે પિટાઈ.
-દેખાડ, ચાલ, નહિ તો અમ દેખ જોર.'

'લો'... વઞ્જુઞ્ઝુણ્ડમહીંથી ટહુકો પ્રસન્ન;
'છે આંહિ વેળુ-તરણે સહુ વસ્ત્ર છન્ન.'

૫ આ દુષ્કૃતિ...

'આ ચૌર્ય-કાર્ય કરનાર પરન્તુ જે હો
એ'નું પગેરું કળવું અનિવાર્ય, ભેરુ.
રાખ્યું ન કોઈ પદચિહ્ન સમીરણે તો
સન્દેહની નજર, - સાધન છે અનેરું.

ગોપાય વસ્ત્ર બસ કેવળ આપણાં જ !
ને કા'ન કુંવરનું કૈં નહિ - શું જણાવે ?
વર્તી રહ્યું શું બસ એકલ એ'નું રાજ ?
એ સજ્જ પીત વસને મુરલી બજાવે !

સાથી હતો રમતમાં, યદિ તે ન, એ'ની
દેખે બધે દગ, રહે નહિ એ અજાણ.
એણે કહેવું રહ્યું, દુષ્કૃતિ કોની, જેની
હોને ભલે, અધિક છે અહીં કોની આણ ?

એય્ કા'ન, વેણુરવમાં ન કટાક્ષ, બોલ,
ત્હારે ન વાત કરવી કંઈ ગોળગોળ',

૬ કા'ન કહે (૧)

'આધિકથી અધિક પ્હોર જલે રમ્યાની
કેવી કડી ઉરની ભૂખ ! ભુલાય એથી
હું આ બજાવું મુરલી; ફળ કૈંક લાવી,
ચાલો, ઉજાણી કરીએ સહુ તે વહેંચી.

સૂઝે બીજું કશું નહિ, પણ કન્દમૂળ
કાજે હવે પ્રથમ શોધ. જરાક હાશ
સન્તૃપ્તિની, પછી વનાઞ્ચલ-માર્ગ-ધૂળ
એ કોણ ત્હેની પર પાડી રહે પ્રકાશ.

ને આ ઠિઠોરી પરનો પ્રતિશોધ-ભાર
મ્હારે શિરે હું લઉં, યોગ્ય સમે ઉતારું.
છે રાજ આપણું તદા બનવું ઉદાર,
જે કૈં મળ્યું, અધિક એથી અપાય સારું.

હાવાં ન ઢીલ - તડબૂચ કંઠેક ટેટી
તે આમળાંની સહ, વાત બીજી સમેટી.'

૭ કા'ન કહે (૨)

'હો... ત્યાં જુઓ, શિરધર્યાં દધિ-ભાત-પાત્રે
બાલા કંઈ વન-વિહઙ્ગમ જેમ ગાતી
આવે, પ્રસન્ન વદને, લવચીક ગાત્રે
લ્હેકે લઈ લટકું બન્ધુર, રાગ-રાતી.

આ આપણી નિતની અષ્ટ સખાની ટોળી,
તો એમની અધિક વા ન જણાય લેશ.
દેખાવ છે સરળ; એ નહિ સાવ ભોળી;
છે કેટલાં વિવિધ ગુમ્ફથી બદ્ધ કેશ !

છાયાતરુ નિકટ વર્તુલ આપણું હો :
એ આવશે, - નજર ન્હૈં, નહિ બોલવાનું.
એ વેણ કિઞ્ચલથી ભોજન પીરસે તો,
થાકેલ જેમ મુખ થોડુંક ખોલવાનું.

એ મૂકશે કવલ ત્યાં.. (છણકો થવાનો),
... ત્યાં અઙ્ગુલિ-દશન-યોગ પ્રયોજવાનો.'

## ૮ વાગ્યુદ્ધ

બાલા - ૧

'રે દુષ્ટ, હેત થકી જે ખવડાવનાર
ત્હેને જ તું પશુની માફક દન્ત ભીડે ?
હાવાં મયા નહિ, સહે તવ કોણ ઝાર ?
જેનાથી હોય સુખ તે જ શું આમ પીડે ?

બાલા - ૨

'આ કૈં નથી નવું, સખી લહું વ્હાલ-વેર
છે આપણી ઉભય મધ્ય હમેશનું જ.
જ્યાં ભૂખ, રોષ પણ ત્યાં કટુ ડઙ્ક-ઝેર !
તે કાઢવું જયમ કદી વળગેલ ભૂત.'

બાલા- ૩

'પ્હેલાં ભલે ઉદરનો જ્વર શાન્ત થાય,
આહારની અબળખે કરી લે ઉજાણી;
સન્તૃપ્ત હો સબલ, સમ્મુખ આવી જાય,
છોરી અહીરની-નું લે અમ જોઈ પાણી.'

કા'ન -

'ત્હારે મુખે કવલ હું દઉં ? બોલ રાધા !
આ'વી નકામી લઈએ નહિ કોઈ બાધા.'

## ૯ વિશ્રાન્તિ

'જો, આ તમાલ-તરુ પલ્લવ-પુઞ્જમાંહીં
સારઙ્ગ-મન્દ્ર-લય-સૂર ભણન્ત હોલાં.
વિશ્રાન્તિનો સમય, શીતલ છાંય આંહીં,
લેવાય વાયુ-લહરીસહ લોલ ઝોલાં.

બેઠી પણે ચરણપે પગ વાળી ધેનુ,
છે અર્ધનિદ્રિત દગોની ઉઘાડ-મીંચ,
ધીરે ગભીર વહને હું બજાવું વેણુ,
લે સ્વપ્ન-તન્દ્રિત હવામહીં ચિત્ત હીંચ.

આ'વે સમે કલહનાં નવ હોય વેણ.
કાળી ત્હમારી કબરી કુસુમે ભરી હો.
ખીલ્યાં કદમ્બ, ત્યમ કુન્દ વળી કરેણ,
એથી સુચારુ વદને નમણી નરી હો.

આવી મળેલ તકનો લઈ પૂર્ણ લ્હાવો,
ગ્હેકે મયૂર, સરતે દિન ઘેર જાઓ.

## ૧૦ રે, એમ કેમ જઈએ...

ગોપબાલા :

'રે એમ કેમ જઈએ લઈ પાત્ર ખાલી ?
એને છલોછલ રહ્યાં ભરવાં ત્હમારે.
વ્હાલાં ઘણાં વચન, આપવું સદ્ય આણી
જે હોય ઝલ્મલ થતું યમુના-કિનારે.

સોહે શિખીનું તવ કુન્તલમાંહિ બર્હ,
ને દોલતે હૃદય ઝૂલતી વૈજયન્તી;
એ'વું અમારું પણ હોવું સદા સગર્વ.
તે મોતી કાલિયતણાંથી જ, ભાગ્યવન્તી.

તો લાવી દ્યો; સ્વરથી મૌવરના નચાવી
એને, ભયે ગરુડના ત્યહીં જે ભરાયો.
એને — ભયેલ ભય અન્યનું તે વળાવી.
આનન્દ-નર્તનથી વેણુ ત્હમે બજાવો.'

કા'ન

'એમાં શું માગ્યું અદકું ? ચડસે રમન્તાં,
આણી અચૂક દઈશું, ત્હમને ગમન્તાં.'

## ૧૧ ગેડીદડે રમત

કા'ન

'ગેડીદડે રમત માંડવી, ભેરુ, ચાલો;
ખુલ્લે કિનાર, તરુ કોઈક જ્યાં, ન ઝાડી.
ત્યાં વ્યાલનો વિરલ જોઈ શકાય ચાળો,
જ્યાં આપણે અભય, શું કરશે અનાડી ?

હાં. આ સ્થલિ. અવ શરૂ અમ મસ્ત ખેલા.
તું નાખ ગેન્દ, ફટકો હું લગાવું, એ'ને

બીજા દિશેદિશ રહ્યા નિજ નાદ ઘેલા
ખાળે ત્વરાથી, છટકી ન્નવ જાય કેમે.'

ગોપબાલ

રોકી શકાય નહિ, અદ્ધર એટલો, રે
એ તો ધરાજલમહીં ગત ખૂબ ઊંડે !
હવાં, જ્યહીં ભડ ભુજઙ્ગમ સુપ્ત ઘોરે
ત્યાં મોતને મુખ જઈ અવ કોણ ઢૂંઢે ?'

કા'ન

'લાવીશ હું મુજ લગાવ થકી ગયેલ
આ વૃક્ષથી જલ વિષે જઈને સવેળ.'

## ૧૨ દમી પનોતી

'ના...ના...નહીં જવું તહીં દ્રહમાં કન્હાઈ,
ફુત્કારશે ગરલ પઞ્ચમુખો કરાળ.
દીધી અમારી નહિ સાંભળશે દુહાઈ ?
ત્હારો નિરઙ્કુશ કશો ઉરનો ઉછાળ !

કીધી અમે, નહિ અમારી તું આડ માને ?
જાણે સર્યો નકુલ નાગની ચૂડમાંથી,
એ'વી છટાથી છટકી નિજ રુદ્ર તાને,
ત્હેં વ્હેણ-ભીતરની કૈં કરી લીધ ઝાંખી !

ને...ને. તું ક્યાં ? ગરક ત્યાં સહસા ધરામાં ?
રે આ તરઙ્ગ પર બુદ્‌બુદ આવતા કૈં !
શી ખોજ ? સર્પ-ઘર-નીરની કન્દરામાં ?
આ શું ! હવા રણકતી તક થૈ ક તા થૈ /

લો - તીરની ઉપર કન્દુક સઙ્ગ મોતી !
શો કા'ન નર્તત પ્રસન્ન, દમી પનોતી !'

## ૧૩ વ્યાલ - વિદાય

'ભોરિઙ્ગને વ્રજથી દૂર દિયો વિદાય.
ને આપણી રમણ-ભૂમિ-નદી વિષાક્ત
તે મુક્ત હો. અવ લગીર ન પીડ થાય
હ્યાં કોઈનેય; વન હો રુચિરમ્ય આપ્ત.

ઓ કા'ન શક્તિ તવ શી અપરાજિતાની !
કોઈ દમી શકતું ના તુજને, હજી તો
છે કાય કૂણી નવનીત સમી તથાપિ
ત્હારી દનુજ-દળતી ન કળાય રીતો !

હે બન્ધુ, પાત્ર લઈ ખાલી અહીં ઉભેલી
બાળા, - મળી સકળ મઙ્ગળ ગાવ ગીત.
શી કાળનીય રમતાં રમતાં કરેલી -
મૂકી શિરે ચરણ, નર્તન એ'વી જીત !

મોતી વડે કુંવર કા'નડને વધાવો;
હો નન્દ નન્દ, વ્રજને નવ નિત્ય લ્હાવો.'

## ૧૪ સ્તુતિ

'હે દેવ, નામ તવ કણ્ઠમહીં રમન્ત
વ્હેલી પરોઢમહીં જ્યાં કરીએ વલોણું;
ને નાદ વીચિમય વાયુ બધે વહન્ત,
ત્યાં પૂર્વમાં ઉદિત સોનલ-વર્ણ-જોણું.

હે દેવ, એમ તવ સંસ્મરણે અમારાં
પ્રત્યેક કાર્ય પ્રહરે પ્રહરે જણાતાં,
ગૂંથાય સૂત્રમહીં સન્તત એકધારાં
એ રીત પ્રીતિમય સઙ્ગથી સૌખ્ય-રાતાં.

હે દેવ, આ જગત, આ દ્યુતિ-અન્ધકાર,
આ સૌ ચરાચર તણો પ્રતિયોગ, યોગ;
ત્હારો વિલાસ અતિ અદ્ભુત ને અપાર,
તું હો અરૂપ, તવ ભર્ગથી રૂપ-ભોગ.

અઙ્ગુષ્ઠ ચૂમતલ બાલકશા મતીલા,
ત્હારી નિરન્તરની હો અમ સઙ્ગ લીલા.

## પૃથ્વી

**કિશોરસિંહ સોલંકી**

છે બન્ધ ઘર, હું અન્દર
ઉઘાડી છે બારી
નજર જાય છે બહાર
 ક્ષિતિજ પાર
અનન્ત આકાશ !

હું અહીં છું, નથી.
તો ક્યાં ગયો છું હું ?
જ્યાં છે તું.
ક્યાં છે તું ?
જોજનો દૂર, સાત સમન્દર પાર
ક્યાંક તો હશે તું, હું છું, જેમ.

દૂર તું, હું નહિ પાસે
તોય આપણે
અહીં આ ઘરમાં !

## ખારવણનું ગીત

**કિરીટ ગોસ્વામી 'કલાત્મક'**

દરિયા ઉપર દોડું
હું તો દરિયા ઉપર દોડું !
કેટકેટલાં શમણાં સાજન !
 પરપોટાવત્ ફોડું ?
તું દરિયેથી વ્હાણ લઈને આવે કે ના આવે,
સાજા-નરવા પ્રાણ લઈને આવે કે ના આવે,
- એમ વિચારું પળમાં ત્યાંતો થૈ જાઉં છું કોડું !

ઘર, ફળિયા, શેરીમાં મુજને કોણ ઓળખે સાચું ?
કાગળ-બાગળ લખ તો સાજન ! હોંશેહોંશે વાંચું !
બાકી દરિયે ડૂબી જાવું આપણ વ્હેલું-મોડું !

## ગઝલ

**મૌન બલોલી**

એ'વું તે શું ખટક્યું હશે એને નિગાહમાં ?
સ્હેજે કસર રાખી ન'તી એકે ગુનાહમાં !

અપરાધમાં પણ હોય છે નિર્દોષતા ઘણી,
એ કોણ શોધે છે તે શોધું હર ગવાહમાં.

નિર્દોષતાનાં શ્હેર ત્યાં ક્યારેય ના વસે,
જ્યાં દોષિતો ઉછરી રહ્યા જજની નિગાહમાં.

અપરાધી એ હોવા છતાં ફરિયાદી થઈ શકે,
એ'વી પ્રથા તરતી કરી કોણે પ્રવાહમાં ?

જે જે મળે તે તે મ્હને સૌ ઓળખે, છતાં
મેળાપની ના સાબિતી મળતી નિગાહમાં.

ફૂટ્યા કરે વડવાઈ સમ કૈં છાંયડા મ્હને,
જીવી રહ્યો છું આજ હું એ'વી પનાહમાં.

ખામી નિવારે પણ્ડની જે શ્વાસ શ્વાસમાં
એને મળે મ્હારી નિશાની ગાહ ગાહમાં.

સાચી મરણની સાયબી એને મળે નહીં,
જે જિન્દગી વેચ્યા કરે છે 'વાહવાહ'માં.

જાણી શક્યો હું જાતનું અન્ધારું તૂટતાં
"ખામોશ"નું પણ નામ છે આલમપનાહમાં.

## ગમનાગમન

**રાજેન્દ્ર શાહ**

સવાર સાંજની જોઉં છું રઙ્ગીન લીલા —
 લાલ હો, કેસરી, પીળા,
 નભે; જે નભે નહીં.

## વાદળાં

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

લીલા-સૂકાં ઝાડવાં મ્હારાં પળમાં કાળાં ધબ,
વાયરો પેલો નાખતો ગયો વાદળાં ટપોટપ.

નીભાડાનાં નળિયાં જેવાં ખોરડાં એકેએક,
ઢગલો જાણે હોય એ રૂનો એમ ભીંજાયાં છેક.

હોય ઝીણી ઝરમર તો જરા કરીએ રે છબછબ,
આ તો તૂટ્યા પ્હાડ પાણીના સાવ રે લગોલગ.

ગામને પાદર એક નદી ઉતાવળી એ'નું નામ,
પૂર જોવાને દરિયે પ્હોંચી રોજનાં મૂકી કામ.

ગામ તણાતું જાય રે જાણે મૂળિયાંસોતું ઝાડ,
તરસ્યાં ઊભાં જોઈને પાડી વાદળીઓએ ધાડ.

## વરસાદ

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

વરસે નવલખ ધારે રે વરસાદ સાંભળું,
ધસમસતી ઘુમ્મરીઓ ખાતી યાદ સાંભળું.

અન્દર બાહર સરખો રે ઉન્માદ સાંભળું,
જળરૂપે હા એ જ પરિચિત સાદ સાંભળું.

અમે રહી ગયા કોરા રે ફરિયાદ સાંભળું,
સપનાંનો જન્મો જૂનો અપવાદ સાંભળું.

એકલતાના આંગણાનો સંવાદ સાંભળું,
થતો કડકાબન્ધ એ અનુવાદ સાંભળું.

સીમ ભરીને ટહુકે રે અવસાદ સાંભળું,
હતો તું થકી કદીક જે આહ્લાદ સાંભળું.

## છાણનો કીડો

ભાનુપ્રસાદ પણ્ડ્યા

છાણનો કીડો છાણમાં મરે ?
ફૂલ સુવાસી રજને મળે.

કેમ ના એ'ની નજરું ઠરે ?
છાણનો કીડો છાણમાં મરે.

નીકળે ફોરમ હરણ ફાળે
  દિશાઓને નોતરે છેટી
  જાય સમીરે,
ધૂળથી ભીનાં પોલાણોમાં
  કીડાજી અન્ધારને માણે
  મોજથી ફરે !

છાણ ડૂબે સઙ્કાશ સદી ગૈ
  ગન્ધની ગમી દુનિયા
  એ ઉજાસથી ડરે !
સાંજને ટાણે પક્ષી-ગાણે
  ગગન ગોખે દૂર-સુદૂરે
  સૌરભ ઊડી જાય,
કીટની કાયા ખરીઓ તળે
  ક્યાંય અજાણી
  વાટ મહીં ચગદાય !
તરફડે ને તો ય તે પાછું
  વીખાયેલું ગોબર પેલું
  આંખમાં તરે !
છાણનો કીડો છાણમાં મરે !

☐

## છાયામાત્રે પૃથ્વી પાત્રે

**ઉશનસ્**

આલાલીલી પ્રથમઘનની વારિના તેજવાળી
છાયા પ્હાડો ઉપર જરી-થૈ ભારવાળી ઢળી છે,
નીચે; તાપે ભૂમિ ભૂખરી શેકાયલી ભાખરી છે
તાજી ચૂલા પરથી હમણાં-કાલ જાણે ઉતારી !

—ને હું બાનાં નયન સ્મરું તારાંય તે સ્નિગ્ધ દોય
મ્હારી સામે સકરુણ ઝળૂમ્બેલ મુશ્કેલી-વેળ
પાણીવાળા પ્રથમ ઘનઆભા સમાં નીતરેલ,
જે જોતાં હું તરત તૃણ શાન્તિ લહું, દગ્ધ તો ય;

એ'વાં બા ને તુજ સરિખ ભાવાર્દ્ર ચ્હેરાની સામે
-છો ના વર્ષે-સજલ ઘનશા છાઈ રૂહે માત્ર તોયે,
છો ના સ્પર્શે-તૃણથી ભરી દે ભૂમિનું પાત્ર તોયે;
મ્હારી માટી પીમળી ઊઠતી ભીની છાયા જ પાક્યે !

માયામાત્રે પ્રશમગત હું જેમ ઋણાનુબન્ધે,
છાયામાત્રે ફૂટું ફૂટું ધરા તેમ તૃણાનુસ્પન્દે !

## ક્ષણિક

**ગીતા પરીખ**

"વર્તમાન આ..."
કહું ના કહું ત્યાં તો
સરકી જાતો !
ડગું કેમ હું તોયે
એના ક્ષણિક દુઃખે ?

## (કન્યાવિદાયે) કિનારા

**ગીતા પરીખ**

નદી વહેતી
ભીની આંખે હરખે
બેઉ કિનારા !

## દોડતા આવ્યા

**'રાઝ' નવસારવી**

અમે સંવાદનું વાતાવરણ લઈ દોડતા આવ્યા,
હતો જેવો સમય ત્હેવું વલણ લઈ દોડતા આવ્યા.

ખબર નો'તી કે મૃગજળ અમને તુંય છેતરશે,
ત્હનેમળવા અમે મૃગનાં ચરણ લઈ દોડતા આવ્યા.

અમે તો કોઈને પણ જિન્દગી દેવા હતા તત્પર,
હતા તેકોણ કે જેઓ મરણ લઈ દોડતાઆવ્યા?

તું જાણે છે ફકીરોની તો સાચી એ જ દોલત છે,
ત્હને દેવા અમે અન્તઃકરણ લઈ દોડતા આવ્યા.

અમારે ઢાંકવી'તી 'રાઝ' દુશ્મનની ય બદનામી,
અમે તો ગુપ્તતાનું આવરણ લઈ દોડતા આવ્યા.

## કંઈક સળવળી જવું

**રમણીક સોમેશ્વર**

તું મ્હને કહે સાજન, કેમ વાત સમજાવું
આ સવારનું ખીલવું, સાંજનું ઢળી જાવું.

કેટલીક ઇચ્છાઓ ફૂંકમાં ખરી જાતી,
વાત આટલી એમાં આમ ખળભળી જાવું ?

આપણી જ આંખોમાં આપણાં જ સ્વપ્નો છે,
રોજ જોઈ રહેવાનું રોજ ઓગળી જાવું.

કઈ રીતે કહી શકશો વાત સાવ ભીતરની,
છેક શ્વાસમાં ઊંડે કંઈક સળવળી જાવું.

કંઈ સહજ સમેટાવું, કંઈ સહજ મળી જાવું
કંઈક ઝલમલી જાવું, કંઈક ઝળહળી જાવું.

## અવઢવ હજીયે પ્રગટતાં ?

જગદીશ ત્રિવેદી

બુઝુર્ગો પાસેથી રજનિ ઢળતાં નિત્ય નવલી
કથાઓ માણી'તી અગમ રસ-પાતાળ ઝમતી
મહા ઔદાર્યો ને અમિત બલ કેરી, ઋત તણી,
પુરાણા, ગ્રન્થો ને ઉપનિષદ, વેદો — ઘણી ઘણી
વળી પૃથ્વીપાટે પ્રગટ પ્રભુએ દાનવ હણ્યા,
—કથા એ'વી એ'વી વિવિધ રસ કેરી સુણી-ભણી.

ભલે ભોળે ભાવે—સરલ ઉર—નિઃશઙ્ક મનડે
સુણી વાતો ત્યારે : અવ હૃદય શઙ્કા સળવળે :
કદી સાચ્ચે આવું અમ ભરતખણ્ડે બન્યું હશે ?
—અને શઙ્કાઓનાં ધસમસ ધસે પૂર હૃદયે !
બન્યું જો ત્યારે હો —
અસુરબલ-અન્યાય-સઘળાં
કૂડાં પાપો કેરાં ખણી ખણી ઊંડાં મૂળ ઊખડ્યાં—

અમે આજે આંહીં અસુરગઢ-ઘેર્યા થથરિયે-
કૃપાળુ ! તોયે કાં અવઢવ હજીયે પ્રગટતાં ? !

## હાઈકુ

કૌશલ યાજ્ઞિક

પ્રશાન્ત સર :
કન્યા ઊભી નીરમાં,
ઊઠે તરઙ્ગો.

❑

## શ્રીકૃષ્ણને-૨

જગદીશ ત્રિવેદી

ગીતા વિશે વચન આપી ત્હમે ગયા તે
શ્રીકૃષ્ણ શું સ્મરણલુપ્ત થઈ ગયું કે ? :
'જ્યારે અધર્મ-તિમિરે જગ આવરાશે,
આચાર-શૂન્ય અસુરો મદપઙ્ક ડૂબ્યા
સન્તાપશે હૃદય જો ઋજુ સન્ત કેરાં-
ને સત્યસૂર્ય-કિરણો પણ ઝઙ્ખવાશે
-ત્યારે થઈ પ્રગટ રક્ષીશ સન્ત-ધર્મી !'

આજે અધર્મ-ભડકા થકી વ્યોમ ત્રસ્ત,
રે એની ઝાળ થકી કો છટકી શક્યું ના,
ને જો સિપાઈ કદી સાચ તણો ઝઝૂમ્યો-
એનેય ખેંચી પકડી અઘ-હોળી હોમ્યો !

શ્રી કૃષ્ણ હે ! વચનભઙ્ગ સમું ન પાપ
તું જાણતો. પ્રગટ, ત્રાટક વીજ જેમ
ને સન્ત-સંસ્કૃતિ તણો રથ-સારથિ થા !

## ખાંપણાં

કનુ સુથાર

ઘણું કીધું ને ઘણું હજી કહેવાનું,
અન્તરમાં સહેવાનું,
લીધા અબોલડે.

વાત વાતમાં ગઈ રે વીતી રાત,
વણ કહેલી વાત,
અન્તરે ઝૂરતી.

રોકાઈ જાને ઓરે મોંઘેરી રાત,
હૈયે બાકી છે વાત,
પિયુ મ્હારો સેજમાં.

## પ્રચોદયાત્

**તૃષિત પારેખ**

ૐ રોમ રોમ રમે રામ તું પ્રચોદયાત્
સૂરશબ્દ નર્તત ઋક્ સામ તું પ્રચોદયાત્.

ભૂર્ભુવઃસ્વઃ ત્રિકાળ જળ શા ફરે ફરે,
વાયુ શો વહે જ સકળ ઠામ તું પ્રચોદયાત્.

તત્ સતત સહસ્ર નિરખ કોટિરૂપ ધારતો,
મોરલા સમો સપિચ્છ શ્યામ તું પ્રચોદયાત્.

સવિત ઝળહળે ક્ષિતિજે પાત્ર એ હિરણ્મય,
પેય તું જ, ઘૂંટ પણ ને જામ તું પ્રચોદયાત્.

શત સહસ્ર ફેણધારી કાલરૂપ ભર્ગ હે !
કાલી રક્ષ, આપ દંશ-ડામ તું પ્રચોદયાત્.

સર્વદ્યોતનાત્મક ક્રીડન્ત દેવ હૃદ્કમલ,
સર્વભૂતરથ તણી લગામ તું પ્રચોદયાત્.

ધીમહિનું બીજ સ્ફુરત ધ્યાનમાં ધીરે ધીરે,
હો ઋતુ અનુકૂલ સકામ તું પ્રચોદયાત્.

અખિલમાં એ નટખટ યઃ સૂર્યને ઊછાળતો,
જ્યોતિથી ભીંજાવતો સલામ તું પ્રચોદયાત્.

બ્રહ્મવર્ચ પ્રાણ પ્રજા દ્રવ્ય તું પ્રચોદયાત્,
ઘન તૃષિત ગૂંથાય ગહન ધામ તું પ્રચોદયાત્.

## હાઈકુ

**કૌશલ યાજ્ઞિક**

પરોઢ ફૂટે
પ્હાડને પડછાયે
નગર પોઢે.

## માપી જુઓ

**નિરઞ્જન ભગત**

બુદ્ધિમત છે કેટલી માપી જુઓ,
એમનું છે એમને આપી જુઓ.

સાવ જૂઠાણું અરે ! ચાલે નહીં
સાવ સાચા રૂપથી માપી જુઓ.

આભ વરસીનેય તે ખાલી થયું,
આજ ઠાલા ધૂપને કાપી જુઓ.

ભર વસન્તે પાનખર ચાલી ગઈ,
એમનો ઉત્તર જરા છાપી જુઓ.

લ્યો, 'નિરઞ્જન' વ્હાલ કણ્ઠે આવતું,
એ જ ચ્હેરાને હવે ઝાંખી જુઓ.

## રૂપવતીનું ગીત

**જગદીશ વ્યાસ**

આંખ મ્હારી ઝૂકે ને ગામ આખું ઝૂકે,
મ્હારા ચરણોમાં આવીને માથું મૂકે.

રૂપ મ્હારું હું જાણું ના શું શું કરે,
કોઈ ભમરો તો પત્થરને ચૂમી ભરે,
કોઈ હરણું તો આમતેમ તડકો ચરે,
અમે પક્ષીયે બેસવામાં ડાળી ચૂકે.

ધોધ પર્વતમાં ઓચિન્તા ફૂટી પડે,
કોઈ ઠૂંઠાને ટોચ લગી લીલપ ચડે,
બની મોતીનું પૂર આખો દરિયો દડે,
જોઉં હું, જો કદીક હસી ભૂલેચૂકે.

હું તો સળગું મશાલ ઊભી મ્હારે રે ઘાટ
તેજ મ્હારામાં માય નહીં, થાય ફાટફાટ,
જોઉં રાત-દિવસ એની રે એકલાની વાટ,
મ્હને આખીને ઓલવે જે એક જ ફૂંકે.

## ગઝલ-ભજન

તગજી બારોટ "તખત"

તાણું-તુંસું તન તમ્બુરિયા,
તુન-તુન, સુન-સુન નાદ નિતરિયા.

હળવી ઠોકર હેત નખલિયા,
ઘેરું ગાજે ચિત અમ્બરિયા.

ચઞ્ચળતાનાં ચીર હર્યાં લ્યો,
સંશય નાઠા ભરી નગરિયાં.

સૂના વગડે વેણુ વાગી,
રૂમઝુમ-રૂમઝુમ રસ ઝરમરિયાં.

રાધા-વૃત્તિ રાસ રમે છે,
ખુદને નીરખે ખુદ નજરિયાં.

લખું અલખને લાખ સલામો,
અલખ લખે છે શૂન્ય ખબરિયાં.

ફરકે ના અબ કોઈ ફિકરિયાં,
અબુધ આંખે સૂધ સાંવરિયાં.

## ગઝલ

તગજી બારોટ "તખત"

ચહુ દિશ ઉપર હવે મ્હારી ડગ છે,
અલૌકિક મારગ ને લૌકિક પગ છે.

પ્રતીક્ષાની પાંખો ફફડતી રહે છે,
દગોમાં વિકળ છે નજરનાં વિહગ છે.

મ્હને ફક્ત લીલપની લાગી છે માયા,
મ્હને વૃક્ષ ત્હારી ફૂટી કોઈ રગ છે.

હરણની સમાધિ કરું રણ મહીં ને,
લખું કૈંક ઢગ ઝાંઝવાના અહીં છે.

હવે જળ ચરી જાય છે માછલી ને,
તળાવોય ઠગ છે, થયાં શ્વેત બગ છે.

## હે આનન્દ રૂપ

ઉષા ઉપાધ્યાય

હે પરમપ્રિય !
મ્હારી ઇચ્છાઓ અને અનિચ્છાઓ
બધું જ
ઓગાળી દઈને
હું ત્હારી પાસે આવી છું,
ત્હારા કરુણામય હાથથી મ્હને આવરી લે, હે પ્રિય!
તું બંસરી વગાડીશ ત્યારે
હું એ'ના સૂર બનીને રેલાઈશ,
ઋતુઓના હિંડોળે તું ઝૂલીશ
ત્યારે દિશાઓના હાસમાં પ્રસરીને હું
ત્હારાં ગીત ગાઈશ.
હે અનન્ત આનન્દ રૂપ !
ત્હારાથી મ્હને જુદી ન રાખ
ત્હારા કરુણામય હાથથી મ્હને આવરી લે, હે પ્રિય!

## સહિયારા તૃણનો...

હરેશ 'તથાગત'

વૃક્ષે, એ'વી યે ડાળો છે,
સૂરજ પણ જેનો કાળો છે !
પડઘો કે પડછાયો છે તું ?
કે બન્નેનો સરવાળો છે ? !
હો ક્યાંથી ત્હારો કે મ્હારો,
સહિયારો તૃણનો માળો છે !
શ્વાસેશ્વાસે ઊચરે ખોટું,
માણસ ખાસ્સો ટાઢુકાળો છે !
સ્પર્શી આવ્યો નભ ભીતરનું,
માટી ભારે પાંખાળો છે !

## એકરાર !

વીરુ પુરોહિત

તારને ત્હેં ટીકીને પત્થર માર્યો
ને મ્હેં થાંભલે જઈને કાન માંડ્યો રે !
એક સાથે ઊડ્યું કબૂતરનું ટોળું
તું ગણતાં ભૂલી ને હું યે થાક્યો રે !
દિવસોની વાત છે : તું ખેતરમાં દોડી'તી
જ્યારે પતઙ્ગિયું પકડવા,
ધસમસતી ટ્રેઇન ત્યારે પાટા બદલે જ મ્હારી
છાતીમાં માંડી'તી દોડવા !
પળમાં છુપાતી ને પળમાં નજરાઈ જતી
યાદ છે એ હરિયાળી આંખો,
યાદ છે : એ વખતે હું કરતો અફસોસ, મ્હને
ફૂટતી નથી રે ! કેમ પાંખો ?
આજ મ્હને સમજાયું ધોરિયાનું વહેવું
'ને ફાટફાટ બાજરો આ પાક્યો રે !
તારને ત્હેં ટીકીને પત્થર માર્યો
ને મ્હેં થાંભલે જઈને કાન માંડ્યો રે !
સાચ્ચું કહું છું : મ્હારો મૂંઝાતો જીવ જ્યારે
આકાશે સાંજ ઢળે પાછલી,
એ'વું થાતું કે ત્હને કાંટો વાગે ને એને કાઢતાં
બહાર આવે માછલી !
વરતું ના એ રીતે જુદા જુદા વેશે તું
ઊભતી મ્હારી જ આસપાસમાં,
ભારી ચઢાવવાને બહાને તું ભરતી'તી
રોજ મ્હને પોતાના શ્વાસમાં !
ફરફરતી ઓઢણી તું હોઠમાં દબાવ !
મ્હારા જીવતરને ઝપ્પ્ ઝોકો વાગ્યો રે !
તારને ત્હેં ટીકીને પત્થર માર્યો
ને મ્હેં થાંભલે જઈને કાન માંડ્યો રે !
એક સાથે ઊડ્યું કબૂતરનું ટોળું
તું ગણતાં ભૂલી ને હુંયે થાક્યો રે !

## જૂનાગઢની સવાર

મફત ઓઝા

પાછલી ખટ ઘડી
કણ્ઠ કોનો આ કોળતો
ને આ કરતાલ કોની વાગતી ?

રાત પાછી વળી
તુલસીદલે જઈ બેસતી
કોણ આ હળુ હળુ ગુઞ્જી રહ્યું દલ મહીં ?

સકલ સૌ પોઢી રહ્યું
કોણ આ ચાલી રહ્યું પવન જેવું ?
ગિરી તળેટી કુણ્ડ દામોદર
કોણ કેદારો બની ઘૂમી રહ્યું ?

નીરખને તું જ
કોણ વ્યાપી રહ્યું તું જ મહીં તું જ જેવું !
વૃક્ષમાં બીજ હું, બીજમાં વૃક્ષ હું
કોણ આ વિલસી રહ્યું કમળ જેવું ?

નગર આખું ડોલી રહ્યું
એક ક્હાન એક ગોપી — મશાલનું હાથ લગ
ઝળહળવું
પછી તો સદેહે તત્ત્વમાં તત્ત્વનું લીન થવું
કહે, કોણ મુજમાં આટલું મહેકી રહ્યું ? !

## હાઈકુ

કૌશલ યાજ્ઞિક

પૂનમ રાત,
કોતરો ઉલેચતો
ફરતો ચન્દ્ર.

## મ્હારા હૃદયને કહું છું

પુષ્પા ભટ્ટ

મ્હારા હૃદયને કહું છું-
આજથી આ જ ક્ષણથી તું આત્માનું ગીત ગા.
ચોમેર છે આ અમેય આકાશ
ઘૂઘવી રહ્યો છે આ સમન્દર માતરિશ્વાનો.
ચોમેર છે ભર્ગ — આ સૂર્યનાં, ચંદ્રનાં,
નક્ષત્રગણનાં, તારકગણનાં!
આ પૃથિવી છે સાગરામ્બરા
જલે જ ઉદ્ભવ્યું છે આ વિશ્વનું કમલ
અને જલે જ પામે છે પરિલય
અહીં છે અગ્નિ — સતત પ્રોજ્જવલિત —
આન્તર્ અને બાહ્ય
ભૂતમાત્રના જઠરમાં વૈશ્વાનર રૂપ
અને એ'નું બીજું રૂપ ઊર્ધ્વશિખ-
માનવહૃદયમાં જાગતી 'હજી આગે'
'હજી આગે'ની આગ.
એ'ને લઈને જ ઉત્કૃષ્ટતાના પરાબિન્દુને ખોજતું,
પ્રાર્થતું માનવમન, માનવ હૃદય.
આ પૃથિવી — સકલ છે વિપુલ એ'ના
હૃદયતલમાં.
ઓહ ! કેટકેટલા બીજરાશિ
કેટકેટલાં ફૂલો ફળે, નવ બીજરાશિને ધારે
આ ધરા !
બહારથી રુક્ષ ઉપર દેખાતી આ ધરિત્રીમાં
અમૃતનો અંશ.
ચોતરફ છે અનન્ત ઐશ્વર્ય
ચોતરફ છે વૃર્ષાકાલમાં ભાસતું હરિત સુવર્ણ
અને આશ્ચર્યનું આશ્ચર્ય તો આ:
આપણા પ્રત્યેક શ્વાસમાં લાખોલાખોનો પ્રાણવાયુ
આપણા હૃદયમાં ઊઘડી જતી કોઈ વાર
રહસ્યની આંખ
તો કોઈવાર આપણા રોમમાં ફૂટી જતી
વિસ્મયની પાંખ.
આપણા અશ્રુમાં આવી જતું સાતસાત
સમન્દરનું લાવણ્ય
આપણા હાસમાં સકલ વિમલ પુષ્પોનો પરિમલ.
આપણા હૃદયમાં થતો અકલ મુદિતાનો સઞ્ચાર
આપણા અણુઅણુમાં થતો બૃહત્તાનો અણસાર.

## આવે બદનમાં તાજગી

ઉશના

કેવી ફળી છે જો ખુદા, ત્હારી મ્હને આ બન્દગી,
જીવું છું જાણે એકમાં હું સેંકડોની જિન્દગી !

ચાલ્યા કરું છું હું સતત ને તોય જ્યાંનો ત્યાંજ છું,
પગમાં પડી છે, શું કહું, જઞ્જીર-શી આવારગી !

મૃગજળ ભરીને ગ્લાસમાં સાકી કહે, લે, પી હવે,
આખર મળી ગઈ હોઠને પીવાની લો, પરવાનગી !

સૂકાયેલાં વાસી ફૂલોમાં રઙ્ગ છે, ના ગન્ધ છે;
(ચલ)આપી દે જખ્મો નવા, આવે
બદનમાં તાજગી !

છું હું છલોછલ એટલે તો દોસ્ત, છલકાતો નથી;
કે ચાર દિનની ચાંદની સાથે કરું શું દિલ્લગી !

શબ્દો લખું છું સળગતા, કાઢું ધુમાડા અર્થના;
દેખાડશે કેવા હવે દિવસો મ્હને દીવાનગી !

## ગઝલ-૧

રન્નાદે શાહ

માન્યતાનું ઝેર વિસ્તરતું રહ્યું છે,
આંધળું દર્પણ મ્હને ગ્રસતું રહ્યું છે.

શબ્દને માથે બનાવટનો ગુનો છે,
મૌનનું આ શ્હેર ખળભળતું રહ્યું છે.

સાવ કોરુંકટ થઈ ઝાકળ પડ્યું છે,
પુષ્પને ભીનું સ્મરણ દમતું રહ્યું છે.

એક પિઞ્જર હાડમાં આકાશ લૈને,
અલ્પતાને તોડવા મથતું રહ્યું છે.

આગનું જઙ્ગલ લઈ તણખો ફરે છે,
સાવ પોલું સ્થાન ક્યાં બચતું રહ્યું છે ?

## ગઝલ - ૨

હવા સ્પર્શે મ્હને કે તું અડે ?
હવે તો આંખને પણ જળ નડે.

સ્થગિત થૈ આ ક્ષણો તોડે મ્હને,
પ્રવાહી રક્તરઙ્ગી ક્યાં દડે ?

નથી દશ્ય કે દષ્ટિ સરખાં કદી,
છતાં સૌ ભેદ સમજણમાં પડે.

શિખર છોડી ઝરણ દોડી ગયું,
પતનનો ભય પછી ક્યાં પરવડે ?

સ્થળાન્તર તું કરે ને હું ડરું,
ગઝલ ત્હારા વિના ક્યાંથી ચડે ?

## ધરતીનો ખોળો

કનુ સુથાર

મસ મસ ફૂલડે મ્હોર્યો છે ચમ્પો,
ને લીલાં લીલાં પાંદડે વેલી રે !

હૈયાના હૈયામાં જાગ્યો અજમ્પો,
ને રોમ રોમ થાતી હું ઘેલી રે !

ઉત્તરના આભમહીં ગોરમ્ભો મેઘનો,
ને દખ્ખણના ડુઙ્ગરે ફોરાં રે !

રૂમઝૂમતી જાઉં, ના જાણું આવેગનાં,
નેણ મહીં બોલે ચકોરાં રે !

ધોધમાર ધોધમાર વરસે છે એ'વો કે
મારગે ન માય ક્યાંય પાણી રે !

લીલ્લુડો ધરતીનો ખોળો ભરાય કેવો
મુખે આવે ના એ'ની વાણી રે !

## અઙ્ગત કાગળ

લાલજી કાનપરિયા

પઙ્ખી ! લઈ જાજે હવે તું મ્હારો અઙ્ગત કાગળ,
સીમને સમ્બોધી લખ્યો છે સળઙ્ગ આગળ-પાછળ.
પરથમ જયશ્રીકૃષ્ણ કહેજે લીલાછમ તરણાને,
પાણી પાને વન્દન કરજે કલકલતા ઝરણાને.
ત્હારી અડખેપડખે ઊડશે ભીનાં ભીનાં વાદળ,
પઙ્ખી ! લઈ જાજે હવે તું મ્હારો અઙ્ગત કાગળ.
ઓણ સાલ વરસાદ કેવો વરસ્યો, લેજે ખબરું,
પતઙ્ગિયાની વાત પૂછજે મળી સીમને રૂ-બ-રૂ !
મેઘધનુના રઙ્ગો પ્હેરીને મલકાશે ઝાકળ,
પઙ્ખી ! લઈ જાજે હવે તું મ્હારો અઙ્ગત કાગળ.
લસલસતાં ઘૂંઉંના દૂધિયા દાણા ચાખી લેજે,
મોલભર્યાં ખેતરને મ્હારી વ્યથા આકરી કહેજે.
ખુદની સાથે રમવાનો આ ખેલ નિષ્ફળ નિષ્ફળ !
પઙ્ખી ! લઈ જાજે હવે તું મ્હારો અઙ્ગત કાગળ.

## ઓશન સિટી - અતલાન્તિક, સાગર

રજનીકાન્ત પચ્ચોળી

ફિરદોશ કે બેહિસ્ત છે ખ્યાલો રૂપાળા
મન મના'વા કાજના ખ્યાલો રૂપાળા
ઊંડો અતલ સાગર, ક્ષિતિજની પાર
અન્ધાર સાગરમુખ તરફ
અન્તે અન્ધારા તરફ
ચાલ્યા જતા ને અલ્‌વિદાનો અર્થ શો ?

સ્વર્ગ છે ? જન્નત હશે ? બાગે એદન સાચે હશે ?
કોઈ ત્યાં પહોંચી ગયાના ક્યાં ખબર છે !
ને છતાંયે અલ્‌વિદા, બસ અલ્‌વિદા
અન્ધાર સાગર મુખ તરફ ચાલ્યા
જતાને અલ્‌વિદા... ૧૦

આંખો ભરાઈ આંસુએ કે ના ભરાઈ
શો ફર્ક પડવાનો હતો
દેખ્યું ન દેખ્યું જો કરો તો... ?
પણ આંખ આગળના તમાશા આ બધા
વૃદ્ધનાં તારુણ્ય ને બાલિશતા
ને વૃથા યત્નો યુવાનીના, નર્યાં હેવાતિયાં
ઈર્ષા-ઝીણી આંખો કરીને
દ્વેષભાવે દેખવાનો અર્થ શો ?
અલ્‌વિદા, બસ અલ્‌વિદા
અન્ધાર સાગરમુખ તરફ ચાલ્યા
જતાને અલ્‌વિદા... ૨૦

તાલવન આ ડોલતું મેદાન લીલુંછમ
શાન્ત સાગર-નીર પર આ પવન પાડે ઓકળી
શ્વેત સાગર-પક્ષીઓ ઊડે, પડે, ડૂબે, તરે
દૂર તરતાં જાય, તરતાં જાય
અલ્‌વિદા બસ અલ્‌વિદા

સૂર્યસ્નાને ચમકતા બરડા ઉઘાડા
યુગલ ઉંઘાં સુપ્ત
ને ચમકતી વાળુકા સાગર તટે...
ને આ ચમકતાં શરીરોની
અન્દર બહારની સૌ પ્રક્રિયાઓ ૩૦
શાન્ત થઈને કાળગ્રસ્ત બની જશે !?
બસ અલ્‌વિદા, બસ અલ્‌વિદા...

એ શોકનું ટાણું હશે કે હર્ષનો ઉત્સવ હશે ?
આ પક્ષીઓની પાંખ પર બેસી બધાં જઈશું ઊડી ?
કે પછી...
જઈશું દટાઈ તાડની વનરાજિમાં ?
છે વેદના ઊંડી, નસીબરૂપી છટકબારી નથી...
સઙ્ગીતના લયમાં ભુલાવાના બધા યત્નો વૃથા...
અન્ધાર સાગરમુખ, તને બસ અલ્‌વિદા...

ચક્ર ફરતું ભાગ્યનું, કાયનાતનું...
સ્થિર થઈ પાછું ફરકતું જોરથી ૪૦
અન્ત ને પછી અન્ત ને પછી અન્તની આ પરિક્રમા
ઉંઘ આવી, ઊઠી ગયા પાછા ઉંઘ્યા
ચન્દ્રની ઘટતી કળાઓ... અમાવાસ્યા અલ્‌વિદા

ને ફરીથી બીજ બઙ્કિમ ચમકતી
પક્વ થાતો ચન્દ્ર, વૃદ્ધિ પામતો
ખીલતો, હસતો, ચમકતો
જેમ ક્રિસ્ટલ ગ્લાસમાં
ચમકે મદિરા રક્ત...
અલ્‌વિદા બસ અલ્‌વિદા
અન્ધાર સાગરમુખ ત્હને બસ અલ્‌વિદા...૫૦

## પરપોટાને

સુલતાન એ. લોખંડવાલા

પરપોટાને વાગ્યો કાંટો, વાગ્યો પરપોટાને કાંટો,
જળમાં વ્યાપ્યો છે સન્નાટો, પરપોટાને વાગ્યો કાંટો.

નીર અરીસા જેવાં એમાં આછેરાં લહેરાતાં,
બિમ્બ એમનું જોવા વાદળ થોડું ત્યાં રોકાતાં.
દખણાદો વણટોળો આવી પાડી જાતો ઘાંટો.

કોઈ હલેસાં મારે મોટાં, કોઈ કાંકરી ઝીણી,
પાણીને ઊઝરડો પડતાં ચીસો પાડે તીણી;
સૂરજ આવી બાંધે એના ઘાયલ અઙ્ગે પાટો.

વાયુ એની છાતી ઉપર વમળ છૂંદણાં ચીતરે,
કેશર વરણી સન્ધ્યા એમાં ન્હાવા હોંશે ઊતરે;
કાયાને તરબોળ કરે છે એક જ ઊડે છાંટો.

## ડૂબી જવું લયપાનમાં !

'ઉશનસ્'

ખાનમાં ના પાનમાં, અપમાન કે ના માનમાં;
આપણે રહિયેં તો રહિયેં આપણા બસ તાનમાં !

હાય ન જાણે શું દીઠું અણદીઠ ત્હારી નજરમાં !
જાનમાંથી જાન ગઈ ! કે જાન આવી જાનમાં ?

પ્યાલી પર પ્યાલી ભરી પિવડાવ સાકી ! બેતમા;
ક્યાં હજુ આવી ગયો છું હુંય પૂરા ભાનમાં ?

મોત ! લઈ જા જોઈએ તો લાશ મ્હારી મફતમાં;
જિન્દગી આપી દીધી છે કોઈને વરદાનમાં !

સૂર્ય પણ ઊઠી ગયો રજ્જત મૂકી મહેફિલ તણી,
બસ, હવે બાકી રહ્યું ડૂબી જવું લયપાનમાં !

## મીરાં થવાની વાત કર

દિલીપ રાવલ

રઙ્ગ સાથેના લગાવો તોડ પેહલાં, તે પછી મીરાં થવાની વાત કર;
શ્વેત વસ્ત્રો સાથ નાતો જોડ પહેલાં, તે પછી મીરાં થવાની વાત કર.

પગ તળે મેવાડની તપતી ધરા છે; પન્થ જે સામે છે સર્વે આકરા છે,
મ્હેલ ને મહોલાતને તરછોડ પહેલાં, તે પછી મીરાં થવાની વાત કર.

'એકતારા' સાથમાં તલ્લીન થઈને ઘુંઘરુની ગુઞ્જ સાથે લીન થઈને,
તું હૃદયના તારને ઝઞ્ઝોડ પહેલાં, તે પછી મીરાં થવાની વાત કર.

ઝેરનો પ્યાલો પચાવી જાણવાનો, ભક્તિના રસને નીભાવી જાણવાનો,
શ્યામ નામે ઝઞ્ઝના લઈ દોડ પહેલાં, તે પછી મીરાં થવાની વાત કર.

કૃષ્ણ નામે નીરને બસ પી જવાનું, નામના એના નશે બહેકી જવાનું,
આ જગત-સૂરાનો પ્યાલો તોડ પહેલાં; તે પછી મીરાં થવાની વાત કર.

## જળ

### શાસ્ત્રી જયેન્દ્ર દવે

આચમનીથી સાવ રે ઓછું
જવના દાણા જેટલું કવચિત ક્યાંક ભાળ્યાનું
યાદ આવે છે : જળ.

સ્વાદનું એના કોઈ નથી સમ્ભારણું સબળ,
નીતર્યાં નીરજ ભાવની એના મળતી નથી કળ,
ઉરના અતળ તળિયે હજી હમણાં જાણે ટપકી
આખા મન ને વાણી કમ્પવી ગયું હોય ના એ'વું સ્મરણ શીતળ.

જળને માટે ધીખવું પાણા જેમ પ્રજળવું,
જળનું સ્મરણ સદ્ધરી કોરાકટ ઉનાળા જેમ રઝળવું,
પરશી ગયાં ઝાકળ-ઝીણાં કણ એ'વા એ વહેમથી ઝૂમે
થોરિયાં અહીં વાડનાં સકળ.
આંસુડું તો બોરના જેવડું હોય કે કદિક મોતી જેવડું હોય,
રાઈના દાણા જેટલું ક્વચિત ક્યાંક ભાળ્યાનું
યાદ આવે છે : જળ.

## ગીત

### નલિન પણ્ડ્યા

આંગળી વેઢા ગણતાં ગણતાં ગણ્યા કાળના ફૂકાજી,
ફૂંકે કાયરો જતાં આવતાં એ'વા ફૂંકાતા ફુક્કાજી.

જીવતરની સન્દુક સળગતાં સળગ્યા એ'ના સડાકાજી,
કોણે બિસ્તર બાંધ્યો કોનો કોઈ નથી અહીં એક્કાજી.

આયખામાંથી નીસર્યો વાયુ નીસર્યું નર્યું જુદ્ધાણુંજી,
કાળા કાળા મહાસાગરથી અન્ધકારનું આણુંજી.

જડબુ થાક્યું છાતી થાકી થાક્યાં સર્વે ગાતરજી,
કતર કતર કોરાય ચામડી કોણ ફેરવે કાતરજી ?

આંગળી વેઢા ગણતાં ગણતાં ગણ્યા કાળના ફૂકાજી,
સૌને મળિયા અમનેય મળશે કાળદેવતા ટૂંકાજી.

# અનુવાદ

## Exaltation is the going

કમલેશ ઉપાધ્યાય

### (1) Exaltation is the Going

Of an inland soul to sea-
Past the house, past the headlands,
Into deep eternity !

Bred as we, among the mountains,
Can the sailor understand
The divine intoxication
Of the first League out from land ?

### (૧) આનન્દ પથ

પરમ આનન્દ એટલે વહેવું
ભીતરથી ભવ્ય ભણી
રહેઠાણો ઓળઝી, ભૂશીરો વળોટી,
અતલ શાશ્વતીમાં !

પર્વતો મધ્યે ઉછરેલ આપણે
સ્થિત સુદૂર અન્તરે
નાવિક શું આત્મસાત્ કરી શકે
કિનારે દિવ્ય કેફને ?

### (2) If I Shouldn't be Alive

If I shouldn't be alive,
When the robins come,
Give the one in red cravat
A memorial crumb.

If I couldn't thank you,
Being fast asleep,
You will know I'm trying
With my granite lip !

### (૨) અભિવાદન

જ્યારે રોબીનો આવે
અને હું જીવિત ન હોઉં
તો પેલ્લાં લાલ-કણ્ઠીલાને
યાદી રૂપે પાઉં-ટૂકડો આપજો.

જો હું આભાર વ્યક્ત ના કરી શકું
ગાઢ નિદ્રસ્થ હોઈને
તો જાણજો ઝૂઝતી હોઈશ હું
ગ્રેનાઇટના હોઠથી.

### (3) The Brain within its Groove

The brain within its groove
Runs evenly and true;
But let a splinter swerve,
'T were easier for you.
To put the waters back
When floods have slit the hills,
And scooped a turnpike for themselves
And blotted out of the mills.

### (૩) મન

મગજ ત્હેના પથ પર ચાલે છે :
સતત અને સત્ય
પણ એકાદ કરચને ય
આઘીપાછી તો કરી જુઓ !

સરળ છે ઠેલવું પૂરને,
જ્યારે ચીરીને પર્વતો નીકળે;
ત્વરાથી ફેંકી દે તમામ આગળાને
અને ઊંધી વાળી દે તમામ ચક્કીઓને !

## (4) I Can Wade Grief

I can wade grief.
Whole pools of it,
I'm used to that.
But the least push of joy
Breaks up my feet,
And I tip-drunken.
Let no pebble smile
'T was the new liquor,
That was all!

Power is only pain,
Stranded, through discipline,
Till weights will hang.
Give balm to giants,
And they'll will, like men.
Give Himmaleh, —
They'll carry him!

## (૪) હું...

ખૂંદીને સર્વ ખેદોને,
પાર થૈ સર્વ ખાબડાં.
આદી રહ્યો તેનોસ્તો !
સુખનો ક્ષુલ્લક આંચકો,
ભાંગે છે સર્વ ગાત્રોને
શ્રેષ્ઠ હોવાનાં ગર્વથી.
લથડવા લાગું પીધેલ હું,
હસો ના કોઈ પાપણો
એ તો દારૂ નવોસવો,
અને એ'વું ઘણુંબધું...

ખરે જ સામર્થ્ય માત્ર વેદના
અસહાયો, અનુશાસનથી જ
લદાતા ભાર ગર્વના
આપો ઔષધિ એમને
ખુશીથી ખેંચશે કષ્ટોને
ભલે ને પછી હિમાલય હોય !

## (5) I Had no Time to Hate..

I had no time to hate —
Because
The grave would hinder me,
And life was not so
Ample I
Could finish enmity.
Nor had I time to love
But since
Some industry must be,
The little toil of Love,
I thought
Be large enough for me.

## (૫) મથામણ

ધિક્કારવા મ્હને સમય ન હતો
કારણ,
કબરે મ્હને છુપાવી લીધો હોત.
જીવન એટલું પૂરતું ન હતું
હું મિટાવી શક્યો હોત,
દુશ્મનાવટ !
ચાહવાનો પણ સમય હતો ના
પણ જ્યારે
કંઈક પુરુપાર્થ અનિવાર્ય,
પ્રેમનો થોડો શ્રમસભર પુરુપાર્થ.
હું વિચારું છું કે,
મ્હારા માટે પૂરતો વિસ્તરું.

## 'ચંધર ભનાઈયું'

ડૉ. વિશનજી નાગડા

ધુઈ ધુઈ ધિલડે, કે ચંધર ભનાઈયું
હલી પાંજે ઘરકે પાં મિંધર ભનાઈયું
ધુઈ ધુઈ ધિલડે કે...

બારા ભજી ભજી કિતરો ભજબો ?
પિંઢજે ઘર નંઈ પોય કીં પુજબો ?
ધુનિયાં પાં પાંજી અંધર ભનાઈયું
ધુઈ ધુઈ ધિલડે કે...

દારા દરી દરી ધુનિયા ભરજા
ભાલ ભની વ્યા ધોરા ધરજા
પિંઢજો દરીં એડા જંધર ભનાઈયું
ધુઈ ધુઈ ધિલડે કે...

હિકડા ભલેં નેં બીંજા પુઠા વેં
ધિલ જિત ધિલનું ધાર વિઠાવેં
ધિલેંકે સંધીને સંગર ભનાઈયું
ધુઈ ધુઈ ધિલડે કે...

મહોભત ધિલમેં મુટખન રોંધી
પોખીંધે સો ઉદ્ખન થીંધી
ધરિયે વિચ પાં ભિંધર ભનાઈયું.
ધુઈ ધુઈ ધિલડે કે...

## ધોઈ ધોઈ દિલને ચાંદો (સ્વચ્છ) બનાવીએ.

અનુ. હીરા રા. પાઠક

ચાલો આપણે આપણા ઘરને
પવિત્ર શુદ્ધ મન્દિર બનાવીએ.

બહાર દોડીદોડી કેટલું દોડીશું ?
પોતાના જ ઘર સુધી પછી કેમ પહોંચીશું ?
આપણી દુનિયા આપણે અન્દર બનાવીએ.

દળણાં દળી દળી દુનિયાભરના વાળ
બની ગયા ધોળા
ઘરના, પોતાનું દળે એ'વા જન્તર એટલે કે
(ઘણ્ટી) બનાવીએ.

બન્ને જણની પૂંઠ ભલેને એક જ હોય છતાં
બન્નેનાં દિલ એકબીજાથી રિસાઈને અળગાં
થઈને બેઠાં હોય ત્યારે એ બન્ને દિલને
સાંકળીને સાંકળ (અનેક દિલની) બનાવીએ.

મહોબત દિલમાં તો મૂઠીભર થઈને રહેશે : પણ
જો વાવણી કરીશું તો ઊંટ ભરાય એટલી
(માપમાં)ને ઊંટની ઊંચાઈ જેટલી ઊંડી થઈ જશે.
ચાલો, દરિયાની વચમાં આપણે બન્દર બનાવીએ.

## ગઝલ

માધવ જોશી 'અશ્ક'

અહેસાન કર્યો ઈતરો, અખિયું ત મિલણ ડર્યા,
અખિયું ત મિલણ ડર્યા, ગુલ ભધન ત ખિલણ ડર્યા.

આં વટ કરે કુરો ભલા, આકાસજી પરી;
અબોટ એડે, રૂપજા ધિધાર ત કરણ ડર્યા..

ખોલ્યો આંજે ધિલજા એૈ બંધ હી કમાડ;
વેસા અચે ઈતરી, ધડકન ત સુણણ ડર્યા..

ચેલ ને હીચાલ હાય ! મુરકેં તા લાલમલાલ;
કુંવારા આંજા ચપ વલ્લા ! લિખ ત ચુમાણ ડર્યા.

હંધ વિછાય હિંયેજા 'અશ્ક' વાટડી ન્યારે;
કાં ત હલી અચો હિતે, કાં ત અચણ ડર્યા..

## ગઝલ

અનુ. હીરા રા. પાઠક

અય ગુલબદન ! ત્હમારી આંખો સાથે અમારી આંખોનું મિલન કરવા દો, એટલો અમારા પર અહેસાન કરો અને અમને ત્હેનો આનન્દ માણવા દો. (ત્હમારા ગુલબદનને પણ ખીલવા દો' એમ પણ ભાવાર્થ થાય.)

ત્હમારી પાસે આકાશની પરીની પણ શી વિસાત છે ! ત્હમારા એ અબોટ રૂપનાં પણ અમને દર્શન કરવા દો.

ત્હમારા દિલના આ બન્ધ દરવાજા ઉઘાડો અને વિશ્વાસ બેસે એટલી વાર એની ધડકન અમને સાંભળવા દો. (વેસાનો અર્થ વિશ્વાસ તેમજ આરામ અથવા સન્તોષ પણ થાય છે. એટલે અમને સન્તોષ થાય એટલી વાર સાંભળવા દો એમ પણ અર્થ થાય.)

શી ત્હમારી કમર અને શી ત્હમારી ચાલ ? અને હાય ! ત્હમારું આ લાલમલાલ મરકવું ! વ્હાલાં ! ત્હમારા આ કુંવારા ઓષ્ઠને જરીક ચૂમવા દો.

હૃદયનું આસન બિછાવી 'અશ્ક' ત્હમારી રાહ નિહાળે છે. કાંતો ત્હમે આવીને આ હૃદયાસને બિરાજો અને નહિ તો ત્હમારી પાસે આવવાની, ત્હમારા હૃદયાસને બિરાજવાની રજા આપો.

## ગુજારિશ

'અખ્તર' સુશ્રી સૈય્યદા અખ્તર હૈદરાબાદી

ચલા હૈ રાહે-વફામેં તો મુસ્કરાતા ચલ;
હવાદસાતકે બરબતપૈ ગીત ગાતા ચલ.
કમાલે-આગહી-ઓ-કૈફ-જૂસ્તજૂ લેકર;
હિજાબે-દાનિશો-હોશો-ખિરદ ઉઠાતા ચલ.
નગૈય્યુરાતે-જમાનેકો દેકે હુકૂમે-સબાત,
મવાલિગાતે-જહાંકા મજાક ઉડાતા ચલ.
ગિરોહે-અહલે-તલબકે બુઝે-બુઝે-સે હૈ દિલ,
ચિરાગે-મંજિલે-મકસૂદકો જલાતા ચલ.
અજીયતોંસે ઉઠા લુત્ફે-જિન્દગી ઐ દોસ્ત,
હર-એક દર્દકો દરમાને-ગમ બનાતા ચલ.
શુરુએ-જાદે-મકસદકે પેચો-ખમસે ન ડર,
હર-એક નકૂશે કદમસે કદમ મિલાતા ચલ,
દિખાકે સોજે-મુહબ્બતકી તાબનાહીકો,
જહાને-શૌકમેં ઈક આગ-સી લગાતા ચલ.
વહ કુવ્વતે જો વદીયત હુઈ હૈ તેરે લિએ,
બડા મજા હો અગર ઉનકો આજમાતા ચલ.
મજાજે-બેહિસીએ-જિન્દગીકો જલ્દ બદલ,
પયામ અખ્તરે-આતિશનવા સુનાતા ચલ.

## આવેદન

અનુ — રા. શાહ

સત્યને પન્થે પળ્યો છે તો હસીને
ગીત ગાતો જા બધા ઉત્તાપમાં.
જા હઠાવી આવરણ સૌ બુદ્ધિનાં,
જ્ઞાનની તવ ખોજ હો ઉલ્લાસમાં.
દે સમયના ફેરફારોને સ્થિતિ,
અન્ધ આસ્થા ખેરવી પરિહાસમાં.
કૈંક સન્તોની બુઝાતી જ્યોત, ત્યાં
દીપ ત્હારો ધર તું લક્ષિત માર્ગમાં.
હાડમારી, મિત્ર, ફજીતી બધી,
દર્દ હો ત્હારી દવા દુઃખ માત્રમાં
ડર નહીં, કેડી શરૂની અટપટી,
જા પદેપદ મેળવી હર હાલમાં.
ચેતવી જ્વાલા મનોરમ પ્રેમની,
દે જલાવી શોકને એ આગમાં.
જે ત્હને સાધન મળ્યાં, આનન્દ હો,
જો રહે અજમાવતો તવ વાગમાં.
જિન્દગીની શીઘ્ર નિષ્ક્રિયતા બદલ,
અગ્નિનો સન્દેશ હો તવ વાગમાં.

यज्जाग्रतो दूरम् उदैति दैवं
तत उ सुप्तस्य तथैवैति ।
दूरङ्गमं ज्योतिषां ज्योतिरेकं
तन्मेमनः शिवसङ्कल्पमस्तु ॥

એ દિવ્ય દૂર જંતું જાગ્રતથી, તથૈવ
એ'નું સુષુપ્તમહીંથી પણ જાવું થાતું;
જે દીપ્તિઓની પણ દીપ્તિ સુદૂરગામી,
સઙ્કલ્પ-ભદ્ર-મન હો મુજ તે સદૈવ.

---

ખિલણ=હસવા, ફૂલવા (૨) વેસા=વિશ્વાસ, આરામ-સંતોષ
(૩) ચેલ=કમર (૪) હંધ=આસન, બિછાનું

## ઓ પરી

રાજેન્દ્ર શાહ

લીલાં વનમાંની ઓ પરી
  છુપાઈ રે'વું છોડને, અરે
  ક્યારનો ખોળી રહ્યો છું ખરે;
રમતી રમતી આવને હવે
        મ્હારી આગળ સરી.

    કેવી તરલ ત્હારી આંખો,
    જોવી છે એમ ત્હારી પાંખો,
કેટલા એમાં રઙ્ગ પુરેલા
        કોણે ? ને કેમ કરી ?

    ઝીણું ઝીણું બોલતી કહીં !
    ફોરમ આછી આવતી અહીં !
નમણી નાજુક તોય તે આ'વી
        શાને અળવીતરી ?

    આપણ બેઉ રમીએ સાથે,
    વ્હાલ ભરેલી વળગી વાતે;
ઊડતી ઊડતી લઈજા મ્હને
        આભમાં ઊંચે, અરી !
    લીલાં વનમાંની ઓ પરી !

❑

## પ્રતિબિમ્બ

માણેકલાલ પટેલ

કે પ્રતિબિમ્બ
છાંયા રૂપે મળતાં !

કે પ્રતિબિમ્બ
વધતાં ઘટતાં બનતાં !

કે પ્રતિબિમ્બ
નીરમાં ઝગી ન્હાતાં !

કે પ્રતિબિમ્બ
કાચમાં છબી થાતાં !

કે પ્રતિબિમ્બ
રઙ્ગે ભૂરાં લાગે !

કે પ્રતિબિમ્બ
વેશે હલચલ લાગે !

## ત્હારા નામે

માણેકલાલ પટેલ

ત્હારા નામે, ત્હારા કામે
        અન્તર નર્તન જાગે
        જીવન બાગે !

ત્હારા નામે, ત્હારા કામે
        મધુરી બંસી વાગે
        મઙ્ગલ રાગે !

ત્હારા નામે, ત્હારા કામે
        પ્રેમ ઉમઙ્ગે આવે
        ગતિના નન્દો !

ત્હારા નામે, ત્હારા કામે
        કવિતા ઉરની લાવે
        મનના છન્દો !

# બોલો કોણ છું હું ?

જયભારતી બ્રહ્મભટ્ટ

(૧) માટીને હું ગૂંદી ગૂંદી,
મુલાયમ બનાવું;
પીંડો એનો ચઢાવી ચાકડે,
સુન્દર ઘડો બનાવું
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૨) રન્ધો-ફરસી-ખીલી-હથોડી,
ઓજારો છે મ્હારાં;
લાકડાં કેરાં ટેબલ-ખુરશી
બારણાં-બારી બનાવું.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૩) ધમણ ચલાવી-લોઢું ગાળી,
ટીપું લઈ હથોડો;
બનાવી દઉં હું તવા-ત્તાવડા,
ઝાંપા-જાળી ઓજારો.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૪) માપ-પટ્ટીથી માપ લઈને,
કાતરથી હું કાપું;
સોય-દોરા ને મશીને સીવી,
સુન્દર કપડાં આપું.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૫) ચામડાનો હું ઘાટ આપીને,
દોરાથી ભઈ સીવતો;
પાલીશથી ચકચકિત બનાવી,
સૌના પગ સોહવતો.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૬) ગોડ કરી, ખાતર-પાણી દઈ,
સુન્દર રોપ ઉછેરું,
ફૂલડાંની ફોરમ ફેલાવી,
ઉપવન હું શોભાવું.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૭) ખેડ-ખાતર-પાણી-બીયારણ
લઈ ધોરીનો સાથ;
ઢગલે ઢગલા અન્ન ઉપજાવી,
બન્યો છું જગનો તાત.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૮) વિશ્વ-વાડીના રોપામાં સીચું,
શિક્ષણ ને સંસ્કાર;
સમાજના ઉત્થાનને કાજે,
ઘડતો માનવ-બાળ.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૯) બાફી-મસળી-ઝીંક દઈને,
કપડાં ઊજળાં કરતો;
અક્કડ બનાવી આર-ઇસ્ત્રીથી,
ફક્કડ સૌને કરતો.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૧૦) ખભે ભરાવી થેલો મ્હોટો,
ઘેર ઘેર હું ફરતો;
સુદૂર વસેલા સ્નેહીજનોનાં,
સન્દેશા પાઠવતો
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૧૧) ઈંટ-રેતી-સીમેન્ટ-ઓળમ્બો,
લેલું લઈને હાથ;
ચણતર કરું તમ રક્ષણ કાજે,
આનન્દ એમાં અપાર
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૧૨) વાઢ-કાપ-પાટાપીંડી વળી,
દવા-ગોળી ઈંજેક્ષન;
શપથ લીધા સેવા કરવાના,
નરવા કરતો સહુ જન.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

(૧૩) રોગી-ઘાયલ-પીડિત જનો જોઈ,
કમ્પે હૈયું મારું;
શ્વેત-વસ્ત્રમાં સેવા કરતી,
ડોક્ટર સઙ્ગે હું.
બોલો કોણ છું હું ? બોલો કોણ છું હું ?

૧. કુમ્ભાર, ૨. સુથાર, ૩. લુહાર, ૪. દરજી, ૫. મોચી, ૬. માળી, ૭. ખેડૂત, ૮. શિક્ષક, ૯. ધોબી, ૧૦. ટપાલી, ૧૧. કડિઓ, ૧૨. ડોક્ટર, ૧૩. નર્સ

# હીરાબહેન પાઠક

ધીરુ પરીખ

જૂન ૧૯૯૫માં ગુજરાત સાહિત્ય અકાદમીએ મૂર્ધન્ય સાહિત્યકાર તરીકે જેમનું સન્માન કર્યું તે હીરાબહેન રામનારાયણ પાઠકનું ૧૫મી સપ્ટેમ્બર ૧૯૯૫ના રોજ મુમ્બઈ ખાતે કેન્સરની બીમારીથી અવસાન થતાં આપણાં ગણ્યાંગાંઠ્યાં મહિલા સાહિત્યકારોના ક્ષેત્રે ચિર સમયની ખોટ ઊભી થઈ છે. શ્રીમતી હીરાબહેનનો જન્મ ૧૯૧૬ના એપ્રિલ મહિનાની ૧૨મી તારીખે સમ્પન્ન પરિવારમાં મુમ્બઈ ખાતે કલ્યાણદાસ અને વીજળી બહેનને ત્યાં થયો હતો. પિતા વ્યવસાયે વેપારી હતા, પરન્તુ એમણે દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધી સાથે સાતેક વર્ષ કામ કર્યું હતું તેથી શિશુવયથી જ હીરાબહેનમાં ગાંધી-વિચાર ધારાનાં મૂળ રોપાયાં હતાં તે આગળ જતાં થોડો સમય એમણે સ્વાતન્ત્ર્ય સંગ્રામમાં સક્રિય ભાગ લીધો તેમાં અને પછીથી ભાવનાશીલ, સન્નિષ્ઠ અને સદાચારી જીવનવ્યવહારમાં કોળી ઊઠ્યાં.

હીરાબહેને પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ મુમ્બઈમાં લીધેલું. શાળાજીવન દરમિયાન જ એમણે પોતાની કાવ્યરુચિનો પરિચય આપ્યો હતો. ૧૯૩૩માં એ મુમ્બઈ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષામાં ઉત્તીર્ણ થયાં હતાં. એમની ઇચ્છા ગુજરાતી સાહિત્ય લઈ ઉચ્ચ શિક્ષણની ઉપાધિ મેળવવાની હતી, પરન્તુ ત્યારે મુમ્બઈ યુનિવર્સિટીમાં એ વ્યવસ્થા ન હોવાથી એમણે કર્વે યુનિવર્સિટીની કોલેજમાં પ્રવેશ મેળવ્યો અને ૧૯૩૬માં બી.એ. સમકક્ષ જી.એ.ની ઉપાધિ મેળવી. આ અભ્યાસકાળ દરમ્યાન રામનારાયણ પાઠક, હિમ્મતલાલ અંજારિયા, સુન્દરજી બેટાઈ, 'બાદરાયણ' જેવા સમર્થ અધ્યાપકોના સાન્નિધ્યનો લાભ મળ્યો એને પરિણામે સાહિત્યરુચિનું સમ્માર્જન અને સંવર્ધન થયું. તેઓ પ્રથમ વર્ગ સાથે જી.એ. થયાં એટલે ફેલો બન્યાં અને ફેલોશિપ સાથે રામનારાયણ પાઠકના માર્ગદર્શન હેઠળ 'આપણું વિવેચન સાહિત્ય' વિષય પર સંશોધન કરી એમ.એ. સમકક્ષ પી.એ.ની ઉપાધિ પ્રાપ્ત કરી ૧૯૩૮માં માતૃસંસ્થામાં અધ્યાપક તરીકે જોડાયાં, અને કાળક્રમે રીડર થઈ ગુજરાતી વિભાગનાં અધ્યક્ષ બન્યાં ને ૧૯૭૧માં સ્વૈચ્છિક નિવૃત્તિ લીધી. એમની આ અધ્યાપકીય કારકિર્દીના ફળસ્વરૂપ જે કેટલુંક લખાયું ત્હેમાં એમની ઊંડી અને તટસ્થ વિવેચન-દૃષ્ટિનાં દર્શન થાય છે.

ઈ.સ. ૧૯૪૫માં એમણે પોતાના વિદ્યાગુરુ રામનારાયણ પાઠક સાથે લગ્ન કર્યું ત્યારે ઠીક ઠીક સામાજિક ઊહાપોહ થયેલો. એમનું આ સાંસારિક લગ્ન સાચા અર્થમાં તો સાહિત્યિક લગ્ન હતું. રામનારાયણ પાઠકના જીવતાં ત્હેમણે એક સાત્ત્વિક સહધર્મચારિણીનો સમ્બન્ધ દીપાવ્યો હતો અને એમના વિદેહ થયા પછી એ ધર્મને વધુ દીપ્તિમન્ત બનાવ્યો હતો. રામનારાયણ પાઠકની શિક્ષાદીક્ષાને એમણે પોતાના સાંસારિક અને સાહિત્યિક વ્યવહારથી ઉજ્જવળ કરી બતાવી હતી. સાદગીભર્યું સત્ત્વશીલ જીવન એમણે સાહિત્યોપાસનામાં ગાળ્યું. પોતાની સાહિત્યસાધના સાથે એમણે સદ્‌ગત પતિના અપ્રકટ સાહિત્યને પ્રકટ કરવાનો સમર્થ પુરુષાર્થ સમગ્ર શેષ જીવનમાં દાખવ્યો હતો, જેના પરિણામરૂપે રા.વિ. પાઠકનાં લખાણોનાં 'મનોવિહાર', 'કુલાંગાર', 'નભોવિહાર', 'આકલન' આદિ ગ્રન્થો પ્રકટ કર્યા હતા.

હીરાબહેનનું પ્રથમ પુસ્તક ત્હેમનો પી.એ.ના અભ્યાસ નિમિત્તે તૈયાર થયેલો 'આપણું વિવેચન સાહિત્ય' ગ્રન્થ, જે ૧૯૩૯માં પ્રકટ થયો હતો. ત્યારબાદ ૧૯૬૮માં 'કાવ્યભાવન' નામે એમનો બીજો

વિવેચનગ્રન્થ પ્રગટ થયો અને ૧૯૭૪માં 'વિદ્રુતિ' તથા ૧૯૮૦માં 'પરિબોધના' લેખસઙ્ગ્રહો પ્રકટ થયા. દરમિયાનમાં ૧૯૬૮માં એમનું સંશોધનાત્મક સમ્પાદન 'ચન્દ્ર-ચન્દ્રાવતીની વાર્તા' પ્રકટ થયું; તો અન્યો સાથે ૧૯૮૧માં 'કાવ્યસઞ્ચય' નામે સમ્પાદન પ્રકટ થયું. ૧૯૭૩માં 'સાહિત્ય-આસ્વાદ' અને ૧૯૭૯માં 'ગવાક્ષદીપ' પુસ્તકો પ્રકટ થયાં તેમાં એમની ભાવયિત્રી પ્રતિભાનાં સુપેરે દર્શન થાય છે. એમની કારયિત્રી પ્રતિભાના સુચારુ ફળરૂપ 'પરલોકે પત્ર' ૧૯૭૦માં પ્રકટ થયો હતો. આમાં બાર દીર્ઘ કાવ્યરચનાઓ સઙ્ગૃહીત છે. આ કાવ્યોનું સ્વરૂપ પત્રનું છે. સદ્ગત પતિને સમ્બોધીને લખાએલા આ પદ્યમય પત્રો પ્રેમોર્મિ કાવ્યો છે. એમાંની તીવ્ર સંવેદના, ઘૂંટાએલો લય અને કલાત્મક અભિવ્યક્તિ આ કૃતિઓને આપણા પત્રકાવ્યોમાં વિશિષ્ટ સ્થાન અપાવે છે. વિદેહ પતિની સતત સદેહ હાજરી અનુભવતી પત્નીની વિપ્રલમ્ભ મનોદશામાંથી પ્રકટેલાં આ ઉત્કટાનુરાગી ઊર્મિકાવ્યો કવિતાના પ્રથમ સૂરની ઉત્કૃષ્ટ નિર્મિતિ છે. વિરહ અને મિલન એ એક સિક્કાની બે બાજુ નહિ, પણ એકમેકનો પર્યાય છે એવી વિશિષ્ટાનુભૂતિનાં આ કાવ્યો હીરાબહેનની સર્જકપ્રતિભાનું શ્રેષ્ઠ પ્રતિફલન છે. કરુણપ્રશસ્તિ અને પત્રકાવ્યના દ્વિવિધ સ્વરૂપનું અહીં સુભગ સમ્મિશ્રણ અનુભવવા મળે છે. એમના આ કાવ્યસઙ્ગ્રહને ધ્યાનમાં રાખી ૧૯૭૪નો રણજિતરામ ચન્દ્રક એમને એનાયત થયેલો. એ પહેલાં એ'ના પ્રકાશન વર્ષે આ સઙ્ગ્રહને ન્હાનાલાલ પારિતોષિક તથા ત્યાર પછી નર્મદ-ચન્દ્રક એનાયત થઈ ચૂક્યાં હતાં. ૧૯૭૨માં એમને આ સઙ્ગ્રહ માટે ગુજરાતી સાહિત્ય પરિષદનું ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક પણ એનાયત થયું હતું.

હીરાબહેનને ૧૯૭૦-૭૧માં 'ગુજરાતીનો અધ્યાપક સઙ્ઘ'નું તથા તે જ વર્ષે ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનમાં વિવેચનવિભાગનું પ્રમુખપદ અપાયું હતું. આમ, એમનામાં સર્જક, વિવેચક અને શિક્ષકનો ત્રિવેણી સઙ્ગમ હતો તથા સતત માનવતાપૂર્ણ વ્યવહાર અને માતૃપ્રેમનો સઙ્ગમ અનુભવવા મળતો હતો.

## ૧૯૯૫નું નોબેલ પારિતોષિક

સ્વિડિશ એકેડેમી ઑફ લેટર્સે સ્ટૉકહોમ ખાતે જણાવ્યા પ્રમાણે ૧૯૯૫ના વર્ષનું સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક આઇરિશ કવિ સીમસ હીનીને ડિસેમ્બર માસમાં એનાયત થશે. ૫૬ વર્ષીય હીનીનો જન્મ ઉત્તર આયર્લૅન્ડમાં થયો હતો અને ડબ્લિનમાં એ સ્થિર થયા હતા. ૧૯૮૨થી ત્હેમણે હાર્વર્ડ યુનિવર્સિટીમાં અલઙ્કારશાસ્ત્રના મુલાકાતી અધ્યાપક તરીકે, ૧૯૮૯થી ૧૯૯૪ ઑક્સફર્ડમાં કાવ્યશાસ્ત્રના અધ્યાપક તરીકે પોતાની સેવાઓ આપી છે. આર્યલેન્ડના કેથલિક પન્થી તરીકે ઉત્તર આયર્લૅન્ડમાં થએલી હિંસાનું વિશ્લેષણ કર્યું છે, પણ કેથલિકોનો વિજય નહિ થાય એ'વી નિરાશાનો એ વિરોધ કરે છે. પોતાનો આ'વો અભિપ્રાય એમણે પોતાની એક કાવ્યરચનામાં વ્યક્ત કર્યો છે. વીસમી સદીમાં કવિતાનો કશો મહિમા નથી અને આવનારી સદીમાં નહિ રહે તેવા કેટલાકના મત સામે ત્હેમણે દૃઢતાપૂર્વક જણાવ્યું છે કે કવિનું ખરું કાર્ય અને કર્તવ્ય તો સરમુખ્યારશાહી વાળી સ્થિતિમાં લુપ્ત થઈ રહેલા સૌન્દર્યનું જતન કરવાનું છે. કવિતાની શક્તિ પર ત્હેમને પૂરો ભરોસો છે અને શબ્દની તાકાતની વાત ત્હેમણે 'શબ્દો પાછળની દુનિયા' તથા 'શબ્દોમાંની દુનિયા' એ બે ગ્રન્થોમાં પ્રતીતિપૂર્વક કરેલી છે.

અમેરિકન કવિ રોબર્ટ લોવેલ તો ત્હેમને ડબલ્યુ.બી. યેટ્સ પછીના મહત્ત્વના આઇરિશ કવિ માને છે. અમેરિકન આઇરિશ ફાઉન્ડેશને ત્હેમને ૧૯૭૩માં ૭૦૦૦ ડોલરનું અનુદાન આપ્યું હતું તથા ૧૯૭૫માં ઈ.એમ. ફોસ્ટર એવોર્ડ એનાયત કરાયો હતો. ત્હેમણે કવિતા ઉપરાન્ત સાહિત્યિક નિબન્ધો અને સમીક્ષાઓ તેમજ કેટલાક અનુવાદો પણ આપ્યા છે. ત્હેમની કવિતામાં ઊર્મિની ગહેરાઈ અને મૂલ્યોની ગહનતા જોવા મળે છે.

# 'અન્તરતમ'ની કવિતા

હેમન્ત દેસાઈ

'અન્તરતમ' જશવન્ત લ. દેસાઈનો બીજો કાવ્યસઙ્ગ્રહ છે. ૧૯૬૭માં એમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'આરઝૂ' પ્રકાશિત થયો ત્યારથી જ એમણે કાવ્યરસિકોનું ધ્યાન આકર્ષિત કર્યું. છે. વાણિજ્યના પ્રાધ્યાપક અને વાણિજ્યની કોલેજના આચાર્ય એ'વા આ કવિ ૧૯૯૨માં આ સઙ્ગ્રહ લઈને આપણી પાસે આવે છે ત્યારે નિવૃત્ત થઈ ચૂકેલા છે. નિવૃત્તિ પૂર્વે અને તે પછી પણ સતત આત્મચિન્તનમાં રત રહેલા જશવન્ત દેસાઈને છેલ્લાં ઘણાં વર્ષોથી આધ્યાત્મિક ગ્રન્થોના વાચનનો વ્યાસઙ્ગ છે જેના પરિણામરૂપ આ સઙ્ગ્રહની ઘણીએક કૃતિઓ આત્મતત્ત્વને સ્પર્શતી થઈ છે. વ્યક્તિના મૂળભૂત અને છેક અન્દરના તત્ત્વને તાકતી એ કૃતિઓમાં કવિનું સ્વત્વ પણ પ્રકટે છે; એટલું જ નહિ, એને લીધે સઙ્ગ્રહનું નામ સૂચક તેમ સમુચિત નીવડે છે.

પ્રણય અને પ્રકૃતિ જેવા કવિતાના સનાતન વિષયોની કવિતા આ કવિએ પણ સ્વાભાવિક રીતે કરી છે. પણ હવે તેમાં તત્ત્વની ખાસ કરીને આત્મતત્ત્વની વાત જાણે કે અનાયાસે ઉમેરાઈ જાય છે. આત્માના અમરત્વની અને જન્માન્તરની શ્રદ્ધા કવિચિત્તમાં સ્થિરાકૃત થઈ છે. મનાલીના સૌન્દર્યથી એ અભિભૂત થાય છે ત્યારે ય તે સ્થળથી પોતે પૂર્વપરિચિત હોય એ'વો અનુભવ કરે છે.

*હું ધન્ય આજ નીરખી તુજને મનાલી,*
*મ્હારું હશે વતન કોઈક જન્મ આંહીં.*

આ તો ઠીક, સમાજના શોષકો પ્રત્યે કટાક્ષસભર આક્રોશ વ્યક્ત કરતી વખતે પણ કવિ-

*જાવ તમારો આવતો જન્મ નિશ્ચિત થઈ ચૂક્યો છે.*

(પૃ. ૫૦)

એ'વું વિધાન કરી બેસે છે. જોકે એ'માં ધ્વનિ અભિશાપનો છે તો ય એ કવિના આન્તર-સત્ત્વ સાથે સુસઙ્ગત છે. જેમાંથી આ પઙ્ક્તિ અવતારિત કરી છે તે 'નિશ્ચિત' કાવ્યમાં કવિ આક્રોશપૂર્વક સામાજિક વિષમતાનું ચિત્ર આંકે છે. એ ઉપરાન્ત, 'નિર્વિકલ્પ', 'પક્ષાઘાત' અને 'આશ્વાસ જેવી કૃતિઓમાં રોષ-કરુણાજન્ય કટાક્ષ કરતા કવિ સામાજિક સભાનતા અવશ્ય દાખવે છે. એ સભાનતાથી જ પ્રેરિત 'ગાંધીજયન્તી' જેવું કાવ્ય રચે છે. પણ કવિનો રસ હવે ઇહલોકથી અધિક પરલોક પર કેન્દ્રિત થયેલો છે. એ દૃષ્ટિએ; જન્માન્તર અને જન્મના ફેરાની વાત સુપેરે કરતું 'સઙ્ગ્રહનાં સારાં સોનેટોમાં ય જુદું તરી આવતું 'શ્રી ચરણમાં' સોનેટ આખેઆખું જોવા જેવું છે. આપણે અન્તિમ પઙ્ક્તિઓ જ જોઈએ :

*હું જન્મોથી જાતિ વિચરતી સમો રૂહીં છું ભટકી,*
*પડું પાયે : મારું ઘર અસલ દો, જાઉં અટકી.*

(પૃ. ૮)

આયુષ્યની ઉત્તરાવસ્થામાં કોઈ રીતે થતું શ્રદ્ધાનું સ્થાપન અને સંવર્ધન, દેહાતીત તત્ત્વની પિછાણ માટેનું મન્થન તેમ જ ઊર્ધ્વની અભીપ્સા — આ બધું સરેરાશ ભારતીય જન માટે આમ તો સહજ છે. પરન્તુ પોતાના અન્તરતમની જાગૃતિની અને એના સઞ્ચલનની પ્રતીતિએ કવિને ખરેખરા ખળભળાવી મૂક્યા છે. એમના કેટલાક સાચકલા ઉદ્ગારથી તે કળાય છે. આ'ના સમર્થનમાં સઙ્ગ્રહના પ્રથમ સોનેટની પ્રારમ્ભની આ સુન્દર પઙ્ક્તિઓ ચીંધી શકાય.

*કિયા જન્મે, કેવી સ્થિતિ મહીં, કયા કારણ થકી*
*ઝિલાઈ આ હૈયે સઘન છવિ કો ગ્લાનિ તણી કે*

*ભરી મ્હેફિલોમાં ઉર ઊછળતું હોય હરખે,*
*ઉદાસીની પેલી છવિ કયહીંથી ડોકાય — ન ચૂકે;*

(પૃ. ૩)

સહજસ્ફુર્ત જણાતા આ 'ભેદ' સૉનેટને અન્તે કવિની ઊર્ધ્વલોક માટેની અભીપ્સા પ્રકટી છે. નોંધવું જોઈએ કે સઙ્ગ્રહનું અભિધાન સૂઝાડનાર શબ્દ પણ આ સૉનેટની જ દેન છે. ઊર્ધ્વને પામવાની અધીરાઈ કહો કે તીવ્ર આરત એમના એક બીજા સૉનેટના છેલ્લા પઙ્ક્તિયુગ્મમાં શબ્દાન્તરે વ્યક્ત થઈ છે.

*અધીરાઈ : થાશે દરશન મ્હને તેજ દીપના,*
*લખાયા વા ભાગ્યે હજી કંઈક ફેરા તિમિરના ?*

(પૃ. ૪)

અહીં ઊર્ધ્વગતિના સંશયસહિત ભવના અનન્ત ફેરાની વિટમ્બણા પ્રશ્ન દ્વારા સૂચવાઈ છે. આ લોકથી વિમુક્ત થવાની અદમ્ય ઝઙ્ખનાનું આલેખન વિવિધ રૂપે અનેક કૃતિઓમાં થયું છે. જીવાત્મા પૃથ્વીના તમસથી અકળાય છે. દેહસ્થિત આત્મા પણ સત્વમાં રમી શકે. પરન્તુ આ કવિજીવને તો દેહભાવ એટલો બધો ત્રાસદ બને છે કે દેહ હવે પઞ્ચતત્ત્વોમાં ભળી જાય એમ ઇચ્છે છે. એથી જ મૃત્યુને એ સહર્ષ આવકારે છે.

*હે મૃત્યુ આવ, મુજ દેહ બનેલ જર્જર,*
*દે પઞ્ચતત્ત્વ મુજ મૂળ વિખેરી સત્વર.*

(પૃ. ૧૦)

મૃત્યુ ઇષ્ટ લાગે તો ય આયુષ્ય તો શેષ હોય એ માણસે યેનકેન પ્રકારેણ પૂર્ણ કરવું પડે છે. પણ થનગનતા યૌવનમાં જે જીવન રસ હતો તે હવે ઉત્તરાવસ્થામાં રહ્યો નથી. એથી જીવન જ જાણે રહ્યું નથી; જીવનયાત્રા પૂરી થઈ છે અને આ જે જીવનવહન થાય છે તે નરી ભ્રાન્તિ છે. આ અનુભવને 'અવધિ' નામક સૉનેટમાં કવિએ સમર્થ અભિવ્યક્તિ અર્પી છે. ટોચની પઙ્ક્તિઓ જોઈએ :

*પૂરી થૈ છે મ્હારી અવ જીવનયાત્રા, હું મૃત છું :*
*હું દેખાઉં છું તે વહત મુજને ડાઘુજન છું.*

(પૃ. ૧૬)

'શ્રી ચરણમાં'ને અન્તે પ્રપત્તિભાવ વ્યક્ત થયો છે પણ તે પરમ્પરાનુસારી નથી. તો ય કહી શકાય કે માતા-પિતા, ભાઈ-બહેન, પત્ની, પુત્ર, મિત્ર, આદિ સ્વજનોનો પૂરો સ્નેહ પામેલા જ.લ.દે.ને આ લોકની નશ્વરતા પીડતી રહી છે. કદાચ એથી જ મૃત્યુની સંવિત્તિ લાધી છે અને ઊર્ધ્વની અભીપ્સા જાગી છે. ત્યારે ચિત્ત શ્રીચરણમાં જ ઉપશમ શોધે બીજે ક્યાં ? પૂર્વસઙ્ગ્રહના 'સ્વજન' સૉનેટમાં જેનો પૂર્વ સઙ્કેત સાંપડે છે તે જન્માન્તરની આસ્થા અહીં ઉપશમની ઉપલબ્ધિ અર્થે જ વારંવાર ઘૂંટાઈ છે.

*કો નભ મણ્ડળેથી*
*ઘેરો ઊંડો આકુલ સાદ આવતો-*
*જન્માન્તરોથી મુજ આ હિયામાં*

(પૃ. ૧૭)

'ઝઙ્ખના', 'ગયાં રે' અને 'આરત' જેવાં સૉનેટોમાં (અને અન્ય કાવ્યોમાંય) અનુક્રમે માતૃપ્રેમ અને પુત્રપ્રેમની અભિવ્યક્તિ નિમિત્તે કુટુમ્બભાવને વાચા મળી છે. આ ભાવ કવિનો નિજ પ્રદેશ છે એમ કહેવા પ્રેરાઈએ એટલાં કાવ્યો એમણે એમાં આપ્યાં છે. પ્રકૃતિ પ્રેમ પણ આ કવિની સંવેદનાને આનન્દસભર કરે છે તેનાં અનેક પ્રમાણો અહીં પ્રાપ્ય છે. 'અજણ્ટા' 'મનાલી' અને 'વલ્લભવિદ્યાનગર' જેવાં સ્થળવિશેષનાં કાવ્યોમાં પ્રકૃતિનું કવિકૃત નિરૂપણ સુખદ લાગે છે. પ્રકૃતિનું નિરીક્ષણપૂર્વકનું ચિત્રાઙ્કન કરવાની એમની શક્તિનું નિદર્શન 'આનન્દસભર'ની, વર્ષાની પ્રબળ હેલી પછીની પરિસ્થિતિનું દર્શન કરાવતી, આ પઙ્ક્તિઓમાં મળે છે :

*'હવે ધીરે ધીરે ઠરતું બધું, કો જાદુગર શું*
*લીલા લે સઙ્કેલી પણ હજીય રોમાઞ્ચ, ઝરણાં*
*લહું વ્હેતાં, જાણે હજીય વરસે ઝર્મર ઝીણી,*

*તરુપર્ણો ભીનાં, ભમતી હજી ભીની ભીની હવા.*

(પૃ. ૨૧)

ગતિશીલ ચિત્રની સાક્ષાત્ કૃતિમાં કવિએ યોજેલા શિખરિણીના લયઘોષનું અને વર્ણસંવાદનું કેવું પ્રદાન છે તે કાવ્યરસિકના ધ્યાનમાં આવે જ.

અભિજાત ભાવનાશીલતા, ઉન્નત આદર્શમયતા અને વ્યાપક માનવ-સમભાવથી રસાયેલી કવિતા કરતા આ કવિ સામાન્ય રીતે પરમ્પરાને અનુસરનારા છે. તેમ છતાં પ્રયોગશીલ વલણ ક્યાંક ક્યાંક એ દાખવે છે. આધુનિક અભિગમનું કહી શકાય એ'વું એમનું કોઈક આલેખન કાવ્યત્વની દૃષ્ટિએ પણ પ્રભાવક બને છે :

*અન્ધાર કો અજગરશો ધીમે ધીમે*
*આકાશથી પેટપગે સરીને*
*પર્ણો ગળે, ડાળ ગળાય હાવાં,*
*ને વૃક્ષ આખું ગળવા અધીર*
*અન્ધારનું વિકસતું જડબું કરાલ.*

(પૃ. ૨૭)

કવિએ પોતે પ્રવાહપતિત થયા હોય એમ, મુક્તક અને ગઝલ જેવાં કાવ્ય સ્વરૂપોય અજમાવ્યાં છે. પરન્તુ એમને સહુથી વધુ ફાવટ સૉનેટની છે. ૫૭ કાવ્યોના આ સઞ્ગ્રહમાં ૨૧ સૉનેટો છે. અલબત્ત, સૉનેટોની એ સઙ્ખ્યા એમના અગાઉના સઞ્ગ્રહનાં સૉનેટોથી ઓછી છે. કારણ ૪૦ કાવ્યોના 'આરઝૂ'માં ૨૩ સૉનેટો છે ! 'જ.લ.દે' અને 'જે.એલ.' જેવી પોતાના નામની છાપવાળી પાંચેક ગઝલકલ્પ રચનાઓ પણ સૉનેટ ન બનતી હોવા છતાં, સૉનેટનો આકાર ધારણ કરે છે. તે જોતાં સૉનેટ તરફનો કવિનો પક્ષપાત પરખાઈ આવે છે. એ પક્ષપાત કલાની શિસ્ત પ્રત્યેની એમની તત્પરતાને તેમજ એમની પ્રશિષ્ટ રુચિને પણ આભારી હોઈ શકે.

પોતે કવિતા લખી તે ઘટના રામનો ચરણસ્પર્શ થતાં શલ્યાની અહલ્યા થઈ તે'વી અચરજ ભરી જાણે ન હોય એમ જે.એલ.ને લાગે છે :

*ગજબ શો જે.એલ. ત્હેં કવિતા લખી !*
*એક દી શલ્યા અહલ્યા થઈ ન'તી ? (પૃ. ૨૦)*

ગઝલની આપણે ત્યાં પ્રચલિત બહેરમાં આ પઙ્ક્તિઓ લખાઈ છે 'રમલ'ના એક પ્રકાર રૂપ ૧૯ માત્રાના એ છન્દનું માપ આમ છે :

ફાઅલાતુન્, ફાઅલાતુન, ફાઇલુન્
ગાલ ગાગા, ગાલ ગાગા, ગાલગા
૨ ૧ ૨ ૨, ૨ ૧ ૨ ૨, ૨ ૧ ૨

આ છન્દમાં રચાયેલી અન્ત્યાનુપ્રાસવાળી કવિની કૃતિઓ ખરા અર્થમાં ગઝલ બનતી નથી, ગઝલ લખવા માટેના કવિના સળવળાટની એંધાણી એમાં જોઈ શકાય.

અગાઉ 'સદ્ભાગ્યને' જેવું આઠ પંક્તિનું મનોરમ મુક્તકકલ્પ કાવ્ય આપનાર આ 'લઘુ કાવ્યરૂપોના સર્જક' કવિને મુક્તકનું ખાસ્સું આકર્ષણ છે. અહીં 'ઠેકડી' 'કહે કહે' અને 'કોણ ? જેવાં સારાં મુક્તકો છે. પણ એમનું ઉત્તમ મુક્તક છે 'પત્ર'.

*પ્રિય પત્ર ત્હારો*
*અધીર હૈયે નિત ઝંખતો રહું*
*ને તો ય જ્યારે*
*મળે તદા ના ઝટ ખોલવા ચહું...*

*હસ્તાક્ષરોને નીરખી ફરી ફરી*
*આગાધ આનન્દ જલે ડૂબી રહું!*

(પૃ. ૪૨)

માત્રામેળ છન્દો, કરતાં સંસ્કૃતવૃત્તો કવિને વિશેષ અનુકૂળ છે. તેમાંય શિખરિણી અને વસન્તતિલકા એમના પ્રિય છન્દો છે અને તે વૃત્તો ઉપર એમનું ઠીક પ્રભુત્વ પણ છે. એ વૃત્તોમાં — ખાસ કરીને શિખરિણીની બીજી ત્રીજી અને ચોથી શ્રુતિ અંગે, એમણે લીધેલી છૂટ જોકે કઠે છે. છન્દ-શૈથિલ્ય ગઝલના છન્દમાંય

જણાય છે. તેમ છતાં એમનું છન્દોવિધાન એકન્દરે સાફ સુથરું છે. અર્થ અને અવાજ ઉભયની દૃષ્ટિએ યથોચિત શબ્દ યોજી શકતા કવિની ભાષા પ્રાસાદિક અને તેથી પ્રસન્નકર છે. અનુભૂતિની સચ્ચાઈ અને સીધી અભિવ્યક્તિ એ જ.લ.દે.ની કવિતાનું તરત કળાય તેવું લક્ષણ છે. એક સર્જક તરીકે અભિવ્યક્તિની સઙ્કુલતાના પ્રપઞ્ચમાં કે તેની તીવ્રતા માટેના પ્રયાસમાં સણ્ડોવાઈ જવાનું બન્યું હોય એમ લાગતું નથી. સરળ છતાં સબળ ચિત્રો કવિ આંકી શકે છે.

જેમકે,

*જાશો છૂટી ? પગ પછાડત પૂંઠ દોડીશ,*
*ના થમ્ભશો ? ચખ વહાવીશ બોરબોર.*

આવાં ચિત્રો ભાવસ્પન્દ પણ જગાડી જાય છે. પરન્તુ ઊંચી કલ્પનાથી પ્રાપ્ત મુગ્ધકર કલ્પનોનું સર્જન એમના કવિસ્વભાવમાં જ નથી. એ અભાવની પૂર્તિ આગવી છટાયુક્ત એમના અલઙ્કૃત ચિત્રો દ્વારા થતી લાગે છે. જુઓ :

*ભાંગ્યાં કુટુમ્બસમ નીરખું ખેત ઝાઝાં,*
*જાહેર દાન પર આશ્રિત હોય એ'વાં*
*મદ્દદાલ જોઈ રહું લોક હું થોકથોક.* (પૃ. ૬૧)

કવિનું અન્તરતમ યથાતથ પ્રકટ કરી આપવામાં કાર્યરત એમની સર્જકતા કશી આળપમ્પાળ વિના જ જે કાંઈ સુલભ છે તે ફલ સદ્ય પ્રાપ્ત કરી શકે છે અને તે ભાવકને સન્તોષે છે.

સઙ્ગ્રહને અન્તે ૫૮મા કાવ્ય તરીકે મુકાયેલું 'અભિરામ' પુરોગામી સઙ્ગ્રહ 'આરઝૂ'માંથી લેવામાં આવ્યું છે. સઙ્ગ્રહને પ્રારમ્ભે, 'આરઝૂ'માં હતી તે જ 'અહો હૈયું ! જેણે જિવતર તણો પન્થ જ રસ્યો' — એ ઉમાશઙ્કર જોશીની પઙ્ક્તિ મૂકવામાં આવી છે. આ ઉભય સૂચક તેમ કવિના વ્યક્તિત્વના કિઞ્ચિત્ પરિચાયક છે; બલકે, કવિવ્યક્તિત્વની મુદ્રાથી અઙ્કિત છે. પ્રકટ રીતે કવિએ 'અભિરામ'માં ઉપયોગિતા વિરુદ્ધ રમણીયતાનો મહિમા ગાયો છે. માણસને મન ભલે કશાક ચિરઞ્જીવી વસ્તુનું જ મૂલ્ય હોય, પણ ખરું મૂલ્ય તો છે સૌન્દર્યનું. સુન્દર વસ્તુ અલ્પજીવી કે ભઙ્ગુર હોવા છતાં તેનું આકર્ષણ અપરિહાર્ય, અજેય હોય છે. 'અભિરામ' આ તથ્યને ધ્વનિત કરે છે.

બુદ્ધિપ્રભા નહિ, હૃદયઋદ્ધિને ઇષ્ટ લેખતા, જશવન્ત દેસાઈમાં સજ્જનતા અને વિનમ્રતા સાથે આત્મગૌરવની સભાનતા છે. સઙ્ગ્રહના આદિ-અન્તનાં પૃષ્ઠોથી આ સૂચવાય છે. એનાં બે પૃષ્ઠો વચ્ચે છલતી હૃદય-સમ્પદા અને રસવત્તા માણ્યા પછી કહી શકાય કે ઊંડી કાવ્યપ્રીતિવાળા કવિનો આ સઙ્ગ્રહ એના ભાવકને આનન્દદાયક નીવડશે.



**શ્રી બ. ક. ઠાકોર પારિતોષિક**

**ખ્રિસ્તાબ્દ ૧૯૯૪ના કવિલોકના અઙ્કોમાં પ્રગટ થયેલાં કાવ્યોમાંથી શ્રી સૌમ્ય જોષીના 'રાણાનો કૃષ્ણને પ્રશ્ન' - કાવ્યને પારિતોષિક માટે પસન્દ કરવામાં આવે છે.**

નિર્ણાયકો : રાજેન્દ્ર શાહ - નલિન રાવળ

## આસ્વાદ

# સામવેદી પિતાને યથાર્થ તર્પણ

દેવેન્દ્ર દવે

પિતૃકણ્ઠે

ભગવતીકુમાર શર્મા

જૂની સૂકી-હવડ કશી આ ગન્ધ ફેલાઈ ઊઠી
જ્યાં ચર્રાઈ કડડ ઊઘડી ભૂખરી કાષ્ઠપેટી !
પીળાં આડાં બરડ સઘળાં પૃષ્ઠ તૂટ્યાં ખૂણેથી
પોથીઓમાં હજી શ્વસી રહ્યાં કાળની કણ્ડિકાશાં.

પીંછું કોઈ મયૂરનું નર્યું રજ્ઝાંયેથી રિક્ત,
પોથીમાંથી સરસરી રહે પાંદડું પીપળાનું
જાળીવાળું, કુસુમ-કણિકા, છાંટણાં કંકુકેરાં,
પૃષ્ઠે-પૃષ્ઠે કર-સ્પરશથી ડાઘ આછા પડેલા
ભેદી લાંબો પટ સમયનો વર્તમાને પ્રવેશી
સર્જી લેતાં પળ-વિપળમાં સૃષ્ટિ લીલી સ્મૃતિની.

થમ્ભી'તી જે જરઠ પશુ શા મૃત્યુના થોર-સ્પર્શે
સઙ્કોરાઈ કણસતી નિરાલમ્બ ને ઓશિયાળી
ગુઞ્જી ઊઠી અમુખર ઋચા સામવેદી સ્વરોની
વર્ષો પૂર્વે રણકી ઊઠતી જે હતી પિતૃકણ્ઠે.

'કુમાર' ઑક્ટોબર ૧૯૭૭

ઊર્મિ-કવિતાના વિવિધ સ્વરૂપો જેવાં કે ગઝલ, ગીત કે સૉનેટ હોય તેમાં ભાવ-તત્ત્વનું પ્રાબલ્ય હોય ત્યારે અનાયાસે કવિ દ્વારા લય કે છન્દ આપોઆપ નિશ્ચિત્ત થઈ કાવ્યમાં નદીના ખળખળ પ્રવાહની જેમ આગળ વધે છે. પ્રસ્તુત સૉનેટમાં પિતાને શબ્દાઞ્જલી આપતો ભાવ છે. શ્રી ભગવતીકુમાર શર્માની કલમે આપણને જૂજ સૉનેટ આપ્યાં છે, પરન્તુ તે '[illegible]માં ભાવાબ્ધિની ભરતી છે તે આસ્વાદ્ય રૂપ ધારણ કરે છે.

પિતાજીના અવસાન બાદ એમની કાષ્ઠપેટી ઉઘાડતાં હવડ-સૂકી ગન્ધ આખા ઓરડામાં ફેલાઈ ઊઠે છે... પ્રથમ ત્રણ પઙ્ક્તિઓમાં કાષ્ઠપેટીના વર્ણન કરતી વખતે 'હવડ', 'કડડ', 'બરડ', આમ આન્તરપ્રાસનો લાભ લઈને પેટીમાં રહેલાં પોથીઓના પીળાં પડી ગયેલાં તથા બરડ થવાથી ક્યાંક ક્યાંક ખૂણેથી તૂટેલાં પૃષ્ઠોમાં જાણે અન્તિમ શ્વાસો કાળની કણ્ડિકામાં ભરાતાં હોય તેમ ભાસે છે.

પ્રથમ ચતુષ્કમાં બાહ્ય વર્ણન બાદ કવિ પોથીના હૃદયગત આન્તર-સ્વરૂપમાં સરે છે. પોથીમાં મૂકેલું મયૂર-પિચ્છ રજ્ઝાંયેથી રિક્ત દેખાય છે. તે ઉપરાંત સુકાયેલું પીપળાનું જાળીવાળું પર્ણ પડેલું છે. એકાદ કુસુમ-કણિકા, કંકુ-છાંટણાં અને પ્રત્યેક પૃષ્ઠો પર પિતાના હાથના સ્પર્શથી આછા આછા ડાઘ પડેલા દૃષ્ટિગોચર થાય છે. આથી કવિને દીર્ઘ સમયખણ્ડ ભેદીને જાણે સમગ્ર ભવ્યતા વર્તમાનમાં પ્રવેશતી ભાસે છે. આમ, ભૂતકાળમાં પઠન થતી ઋચાઓ સ્મૃતિઓનાં પડળને ખસેડે છે.

આગળ વધતાં અન્ય છ પઙ્ક્તિઓમાં કવિ આપણને પુરાણી યાદની Flash backની રીતિથી હૃદયને તાજપ અર્પે છે. સમગ્ર પળો સ્મૃતિથી ભીંજાયેલી લીલીછમ થાય છે.

ભાવને આગળ ઘૂંટતાં ઘૂંટતાં ત્યારબાદની અન્તિમ ચાર પઙ્ક્તિઓમાં-

*"થમ્ભી'તી જે જરઠ પશુ શા મૃત્યુના થોર સ્પર્શે"*

જેવી સબળ ઉપમા અલઙ્કાર દ્વારા કવિ ત્હેમના પિતાશ્રીની — મૃત્યુના થોર સમા સ્પર્શથી થમ્ભી ગયેલી સામવેદી ઋચાઓના સ્વરો ઝઙ્કૃત થતા હોય તેવો અનુભવ કરે છે. જે ઋચાઓ વર્ષો પૂર્વે પિતૃકણ્ઠે સાંભળેલી તે પુનઃ રણકી ઊઠતી સમ્ભળાય છે. આમ ઋચાઓના શ્રવણ દ્વારા કવિ ત્હેમના પિતાને અઞ્જલિ અર્પે છે. તે સાથે કાવ્યમાં ચોટ સધાય છે.

ગુજરાતી કાવ્ય સાહિત્યમાં કરુણ પ્રશસ્તિઓ લખાઈ છે, અને અત્યારે પણ લખાય છે. અહીં શ્રી ભગવતીકુમાર શર્માએ નાવિન્ય સભર કલ્પનો તથા અલઙ્કારો દ્વારા મૃત સામવેદી પિતાજીને, ત્હેમના ભવ્ય જ્ઞાનને તથા ભાવને ઋચાઓના રણકાર દ્વારા સમાકૃત કર્યો છે.

અનિયમિત સૉનેટ સ્વરૂપમાં રચાયેલું, મન્દાક્રાન્તા છન્દમાં ગતિ કરતું યાદગાર સૉનેટ બન્યું છે. આમ છતાં દસમી પઙ્ક્તિમાં ૧૬મી શ્રુતિના 'તિ'નો હ્રસ્વ ઉચ્ચાર છન્દને શિથિલ બનાવે છે. પ્રસ્તુત સૉનેટ માત્ર ભગવતીકુમાર માટે જ નહીં પરન્તુ ગુજરાતી ભાષાની યાદગાર કૃતિ તરીકે ઊભું રહે તેમાંનું છે, જે એક આનન્દપ્રદ આવિષ્કાર બની રહેશે તેમ સહૃદય ભાવકને અભિમત થાય છે.



## સાભાર સ્વીકાર

**નદીને મળ્યા પછી :** શ્રી હર્ષદ ચન્દારાણાના આ કાવ્ય સઙ્ગ્રહમાં ગઝલો અને ગદ્યકાવ્યો ઉપરાંત વિખ્યાત ફોટોગ્રાફર અશ્વિન મહેતાના ફોટો આલ્બમ 'ગિફ્ટ્સ ઑફ સૉલિટ્યૂડ'ના ફોટાઓ પરથી ચિત્રાનુવર્તી ૧૩૪ દોહરા સોરઠાઓ સમાવિષ્ટ છે. પ્રકા. રઙ્ગદ્વાર પ્રકાશન, એ/૬ પૂર્ણેશ્વર, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-૩૮૦ ૦૧૫, ડિમાઈ પૃ. ૧૧૬, પાકું પૂઠું, રૂ. ૧૦૦

**સળંગ :** માનવયાતનાઓનું નિરૂપણ કરતા ગિરીન જોષીના ગદ્યકાવ્યોનો સઙ્ગ્રહ. પ્રકા. સંવેદના પ્રકાશન ફીલિઙ્ગ, ૩, સુભાષનગર, રૈયા રોડ, રાજકોટ; ડિમાઈ પૃ. ૬૦, કાચું પૂઠું, રૂ. ૧૫

**કાષ્ઠશિલ્પ :** પ્રણય અને સમાજાભિમુખતાની સંવેદનાની ગઝલો અને ગદ્યકાવ્યોનો મઙ્ગળ રાઠોડનો સઙ્ગ્રહ. પ્રકા. પ્રતિબદ્ધ પ્રકાશન, ૪૦૬, ઋષિકેશ ચેમ્બર્સ, રામજીનગર, વેડ રોડ, સૂરત-૩૯૫ ૦૦૪, ડિમાઈ પૃ. ૧૦૦, કાચું પૂઠું રૂ. ૫૦

**વહી જતા આભાસનાં રેખાચિત્રો :** ગઝલો અને ગદ્યકાવ્યોમાં અટપટીરીતે અનુભૂતિને અભિવ્યક્ત કરતાં રમણીક અગ્રાવતનો સઙ્ગ્રહ. પ્રાપ્તિસ્થાન આર.આર. શેઠની કમ્પની, ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અક્ષરભારતી પુસ્તકભણ્ડાર વગેરે. ડિમાઈ પૃ. ૭૨, કાચું પૂઠું, રૂ. ૪૦

**હવામાં સહી :** 'આશિત' હૈદરાબાદીનો વિવિધ ભાવસ્થિતિઓને સુપેરે પ્રકટાવતો ગઝલસઙ્ગ્રહ પ્રાપ્તિસ્થાન નવભારત સાહિત્ય મન્દિર, પતાસા પોળની સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧; ક્રાઉન પૃ. ૧૦૦, કાચું પૂઠું, રૂ. ૫૫

**અમોને મળી પવનની પાંખ :** શ્રી રાજેન્દ્ર શાહનો, હકુ શાહે આલેખેલાં સુન્દર ચિત્રાઙ્કનો સાથેનો, બાલકાવ્ય સઙ્ગ્રહ પ્રકા. ઉપર મુજબ; ડિમાઈ પૃ. ૬૪, કાચું પૂઠું, રૂ. ૪૦

**નિજાલય :** પારમ્પરિક તેમજ નવીન વિષયવસ્તુ અને ભાવસ્થિતિને સરળતાથી રજૂ કરતી સુરેન્દ્ર કડિયાની ગઝલોનો સઙ્ગ્રહ. પ્રકા. પોતે, ૧, રિદ્ધિસિદ્ધિ ફ્લેટ્સ, રૂપાણી દીવડી, ભાવનગર ૩૬૪૦૦૧, ક્રાઉન પૃ. ૪૮, કાચું પૂઠું, રૂ. ૯.૫૦

# આત્મવિચ્છેદની વેદનાનું કાવ્ય

નીતિન વડગામા

## મને સમજાય છે

પછી તો
મ્હેં જ મ્હને રોપી દીધો છે ક્યારીમાંથી કૂણ્ડામાં
બાલ્કનીમાં તડકો
આંબો બની ઝૂક્યો છે ત્યારથી
સવાર ઢાકાના મલમલ જેવો પવન ઓઢી
સીંચી જાય છે મ્હને.
મ્હારાં જ મૂળ મ્હને વીંટળાઈ વળે છે
પછી આ આકાશનો ટુકડો સતત ઝળુમ્બ્યા કરે
છે મ્હારા પર.

મ્હારે પથરાઈ જવું છે વટવૃક્ષ થઈ
મ્હારી છાયા ઈશ્વર પણ ન ઊંચકી શકે એટલી
ભારે કરવી છે.
નિત ખીલવા મ્હારી ડાળીઓ ઝૂકે છે
તારાઓ બની આગિયા મ્હારી આસપાસ
ઊડ્યા કરે છે
છતાં એકેય ફૂલ ખીલતું નથી.

ક્યારીમાંથી મૂળસોતા ઊખડ્યાની વેદના
વમળાતી મ્હને ઘેરી વળે છે ત્યાં
મ્હને સમજાય છે કૂણ્ડામાં રોપાયાની મ્હારી દશા.

મફત ઓઝા

શહેરી સંસ્કૃતિના સભ્ય સમાજે નિર્બન્ધ એવી પ્રકૃતિને પણ બન્દીવાન બનાવી. પરિણામ સ્વરૂપ વૃક્ષો પણ 'નિજલીલા' છોડીને પરતન્ત્ર અને પરવશ બન્યાં. આમ, સભ્ય સુસંકૃત કહેવાતા સમજના હાથે રોપાયેલાં બન્ધાયેલાં વૃક્ષોએ પણ હવે શિસ્તબદ્ધ રીતે ઊગવું અને ઊછરવું પડ્યું, અને માણસે ઘડેલા નિયમ પ્રમાણે જ વિકસવા અને વિસ્તરવાની ફરજ પડી ! પરન્તુ મુક્ત રીતે વિહરવા ટેવાયેલાં વૃક્ષને આમ, ક્યારામાંથી કૂણ્ડામાં રોપાવું પડે, અસીમ એ'વી ભોંયમાંથી ઊખડીને સાંકડા સીમાડામાં જાતને આરોપવી પડે, ત્યારે એ વૃક્ષને પણ, કેવી અકથ્ય અને અસહ્ય એ'વી વેદના અનુભવવી પડતી હશે ! કવિશ્રી મફત ઓઝાના પ્રસ્તુત કાવ્યમાં, આત્મવિચ્છેદ અનુભવતા આ'વા જ કોઈક વૃક્ષની વેદનાને અને એ નિમિત્તે સીમિત અને સ્વકેન્દ્રી બનતા જતા આજના માણસની ભીતરી વ્યથાને માર્મિક વાચા મળી છે.

પછી તો-

મ્હેં જ મ્હને રોપી દીધો છે ક્યારીમાંથી કૂણ્ડમાં. કાવ્યના ઉઘાડમાં આ દુસ્સહ એ'વી સ્થિતિનો સીધો સ્વીકાર છે, તો પછીથી વૃક્ષને તડકા અને પવન દ્વારા પુરાતા પ્રાણવાયુ તરફ ઇઙ્ગિત છે. બાલ્કનીમાં મુકાયેલા કૂણ્ડામાં રોપાયેલાં વૃક્ષ ઉપર તડકા અને પવનનો છણ્ટકાવ કઈ રીતે થાય છે, એ દર્શાવવા કવિ અહીં, ઇન્દ્રિય-સન્તર્પક કલ્પન પ્રયોજી કાવ્યભાવને મૂર્તરૂપ બક્ષે છે-

*બાલ્કનીમાં તડકો*
*આંબો બની ઝૂક્યો છે ત્યારથી*
*સવાર ઢાકાના મલમલ જેવો પવન ઓઢી સીંચી*
*જાય છે મ્હને.*

આપણામાં જ અને આપણા વડે જ જ્યારે આપણે કેદ થઈ જઈએ ત્યારે કેવી કરપીણતા સર્જાય ? સહી પણ ન શકાય અને કહી પણ ન શકાય એ'વી કરુણાજનક સ્થિતિનું નિર્માણ છે આ ! હાથે કરીને જ ક્ષિતિજોને સઙ્કોરતાં જતાં આપણે કેવા પરિમિત પરિઘમાં પુરાઈ જઈએ છીએ ! કૂણ્ડામાં કેદ થઈ ગયેલાં વૃક્ષનાં મૂળ સદશ મનઃસ્થિતિ સર્જાય છે આપણી પણ !

*મ્હારા જ મૂળ મ્હને વીંટળાઈ વળે છે*
*પછી આ આકાશનો ટુકડો સતત ઝળુમ્બ્યા કરે છે*
*મ્હારા પર.*

ક્યારામાં તો મૂળને વિકસવાનો પૂરો મોકો હતો, પરન્તુ કૂણ્ડામાં આવતાં પરિસ્થિતિ બદલાઈ ચૂકી છે. હવે મૂળને, બૃહદ્ ફલક ઉપર વિસ્તરવાનો આછો અવકાશ પણ રહ્યો નથી ! એ અવકાશ તો આજે આથમી ગયો છે ! પરિણામે પોતાના મૂળ થકી જ કેદ થવું પડે છે પોતાની જાતને પણ, ને છત્રછાયા રૂપ આકાશની ઓથ અનુભવવાને બદલે, ઝળુમ્બ્યા કરતા આકાશના ટુકડાનું ભારણ સહેવું પડે છે મનોમન !

મનોરથ તો હોય વડલાની માફક પહોળા થઈને પથરાવાનો ને પછી એમાંથી ધોધમાર છાંયડા ઉગાડવાનો, પરન્તુ કૂણ્ડામાં ઉછરતાં વૃક્ષનું વટવૃક્ષની જેમ પથરાટ કરવાનું ગજું કેવું ? ડાળીઓના ઓરતા તો હોય ફૂલોથી લૂમ્બઝૂમ્બ થઈને લચી પડવાના પણ એ ઓરતા પૂરા થઈ શકે એ'વી સ્થિતિ જ ક્યાં હતી ? આમ, કૂણ્ડામાં રોપાયેલા કમનસીબ છોડના, વ્યાપક બનવાના ઓરતા અધૂરા રહી જાય, ને ફૂલવતી થવાના કોડ સેવતી ડાળી, ફૂલવિહોણી બનીને વાંઝણી જ રહી જાય એ વેળાનો વસવસો કેવો વેધક બનીને વ્યક્ત થાય !

*મ્હારે પથરાઈ જવું છે વટવૃક્ષ થઈ*
*મ્હારી છાયા ઈશ્વર પણ ન ઊંચકી શકે એટલી*
*ભારે કરવી છે.*
*નિત ખીલવા મ્હારી ડાળીઓ ઝૂકે છે*
*તારાઓ બની આગિયા મ્હારી આસપાસ ઊડ્યા*
*કરે છે*
*છતાં એકેય ફૂલ ખીલતું નથી.*

પરન્તુ જાતે જ નોતરેલી આ લોહીઝાણ સ્થિતિનો કોઈ વિકલ્પ નથી. મને કમને પણ આવી વેદનાગ્રસ્ત સ્થિતિનો મુકાબલો કર્યા વિના છૂટકો નથી ! અને એટલે જ તો એ ભયઙ્કર વેદનાને વેંઢારવી પડે છે ને વેદનાનાં વમળો જાતને ઘેરી વળે છે ! વ્યથા-વિદારક એ'વી આ સ્થિતિમાં મુકાયાને અન્તે જ તો પ્રતીતિ થાય છે પોતાની દશાની — દુર્દશાની—

*ક્યારીમાંથી મૂળસોતા ઊખડ્યાની વેદના*
*વમળાતી મ્હને ઘેરી વળે છે ત્યાં*
*મ્હને સમજાય છે કૂણ્ડામાં રોપાયાની મ્હારી દશા.*

આમ પ્રસ્તુત કાવ્યમાં ક્યારામાંથી ઊખડીને, કૂણ્ડામાં આવી પડેલા વૃક્ષની વલવલતી વેદનાને મર્મવેધક વાચા મળી છે, તો શહેરી સમાજના સાંકડા મનના બનતા જતા અને સીમિત એ'વા સીમાડામાં કેદ થતાં જતા માણસની મનોવ્યથા પણ, સમાન્તરે અને અપ્રત્યક્ષ રીતે ઉઘાડી પડી છે અહીં.

## એક સાંજે ઘરમાં

**ટૉની ટોમોર**

*જગતને જીવવાલાયક બનાવવા માટે માત્ર કવિતાથી ચાલી શકે તેમ નથી.*
*કશુંક વધારે જોઈશે.*
*અટાણે મ્હારા હાથે ખાલી ચડી ગઈ.*
*ભગવાનના નામે લાખોની થયેલી હત્યાઓનું મ્હને સ્મરણ થયું.*
*મ્હને યાદ આવ્યાં બોમ્બ, ગેસ ચેમ્બર, દુષ્કાળ, અકિઞ્ચનતા અને*
*મ્હારા વધુ શ્વેત થતા જતા કેશ — હું કાવ્ય લખી શક્યો નહીં.*

અનુ. વ્રજલાલ દવે

## દુહા
## મુમ્બઈ ગામના

મુમ્બઈ નાચે નિન્દરે દીવો બળે ન તેલ,
આંખે આંજી સોવરો જોવા બેઠા ખેલ.
મુમ્બઈગરાં કૈં ઊજળાં – બગલા કાઢે લાજ,
બેસી તરુવર છાંયડે સજાવતાં સુખ–સાજ.
ચાવી પીપળ પાંદડાં નીત નવ પીડા જણે,
બોધી વૃક્ષ હેઠળે માણસ મુમ્બઈ ભણે.
મુમ્બઈને બસ ખોતરી મથે કાઢવા બીજ,
માથાં વાઢી ઢગ કરે પામે ન કૈં પતી જ.
મુમ્બઈ ગામે ગોચરી કરવા આવ્યા આજ,
ભૂખ અમારી ભાંગવા કોણ રાખશે લાજ ?
પેટે બાંધી પાલખી બજવો લૈ પખવાજ,
મુમ્બઈ નામે સુન્દરી પહેરી ઊભી તાજ.
એરુ તુજને આભડે કરું જન્તરે જેર,
મુમ્બઈ ડસે દાઢથી —— મન્તરનો ના મેળ !
અગરજ વાવી આંખમાં જાશું મુમ્બઈ મેર,
ઉઝરડા ભરી પાંખમાં થાશું લીલા લહેર.

પ્રાણજીવન મહેતા

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર ૨૦૫૨ : વર્ષ ૩૮ : સળંગ અંક ૨૨૮




તન્ત્રી

ધીરુ પરીખ

સલાહકાર

રાજેન્દ્ર શાહ ❋ નિરંજન ભગત

સહયોગ

નલિન રાવળ, જગદીશ ત્રિવેદી,
માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ, જગદીશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦, અમેરિકા : વાર્ષિક $7, આજીવન $70; ઈંગ્લેન્ડ : વાર્ષિક £5, આજીવન £50

* આ અંકની છૂટક કિંમત રૂ. ૧૦

* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦

ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઇમેજ સિસ્ટમ્સ ✆ 400688

મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

શિશિર વિ. સં. ૨૦૫૨ કવિલોક નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૫

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्न एधि ॥



## કાવ્યનો મહિમા

ભટ્ટ નાયક સાઙ્ખ્યમતવાદી છે. સાઙ્ખ્યશાસ્ત્રમાં સત્ત્વના ઉદ્રેકનું સ્વરૂપ પ્રકાશ અને આનન્દ છે. પ્રકાશનો અર્થ અહીં જ્ઞાન પણ છે. સત્ત્વના ઉદ્રેકની સ્થિતિ જડતાની નથી, પણ જ્ઞાનની છે, દુઃખની નથી પણ આનન્દની છે. અને તેમાં વિશ્રાન્તિ એટલે અન્ય સર્વ જ્ઞાનનો લોપ થાય છે. વિશ્રાન્તિનો સામાન્ય અર્થ અન્ય સર્વ જ્ઞાનનો લોપ થાય છે. વિશ્રાન્તિનો સામાન્ય બુદ્ધિની સ્થિરતા કે લાગણીઓનો સંવાદ કે એવો કોઈ અર્થ કરવા લલચાઈએ પણ વિશ્રાન્તિનો અર્થ અન્ય સર્વ જ્ઞેય પદાર્થોનો અસમ્પર્ક એ જ છે. આપણા કાવ્ય-શાસ્ત્રકારો પ્રથમથી જ કાવ્યના આનન્દને વિગલિત વેદ્યાન્તર કહે છે. એટલે કે કાવ્યમનન સમયે મન જરા પણ અન્યમનસ્ક હોતું નથી. મનની સમક્ષ કાવ્યાર્થ, સિવાય કોઈ વસ્તુ હોતી નથી. આખું મન કાવ્યને અભિમુખ થઈને બેસે છે. કહો કે હૃદયનું આખું પાત્ર કાવ્યાનુભવથી જ પૂર્ણ ભરાયેલું હોય છે. આ વિગલિત-વેદ્યાન્તર સ્થિતિ એ સત્ત્વના ઉદ્રેકનું પરિણામ છે. વક્તવ્ય એ છે કે કાવ્યાનુભવ સમયે સામાન્ય માણસનું ચિત્ત પણ સાત્ત્વિક બને છે. કાવ્યનો મહિમા આથી વધારે સારી રીતે ભાગ્યે જ કહી શકાય.

'મમ્મટની રસ-મીમાંસા'માંથી — રામનારાયણ પાઠક




# ભારતીય કવિતામાં મૃત્યુ-ચિન્તન

ડૉ. રજનીકાન્ત જોશી

ભારતીય સાહિત્યમાં પ્રાદેશિક ભિન્નત્વ હોવા છતાં ત્હેમાં અનેક પ્રકારે સાતત્ય તથા એકત્વ જોવા મળે છે. અસમિયા, ઓડિયા, ઉર્દૂ, કન્નડ, કાશ્મીરી, ગુજરાતી, તમિલ, તેલુગુ, પઞ્જાબી, મરાઠી, બઙ્ગાળી, મલયાલમ, સંસ્કૃત, સિન્ધી તથા હિન્દી ભાષા જે આ દેશની પ્રાદેશિક ભાષાઓ છે ત્હેમાં સમયના સન્દર્ભોને પ્રવાહે સર્જનાત્મક-વિકાસ તથા પરિવર્તનો જોવા મળ્યાં છે. આ ભાષાઓના સાહિત્યને ત્હેનાં સમયાનુક્રમને કારણે 'પ્રાચીન', 'મધ્યકાલીન' તેમજ 'આધુનિક' શીર્ષક અન્તર્ગત પારખવામાં આવે છે. દક્ષિણની ભાષાઓ કન્નડ, તમિલ, તેલુગુ તથા મલયાલમ ત્હેની આગવી લિપિ-સૌન્દર્યને કારણે જુદી જ તરી આવે છે છતાં આ દેશની એકેય ભાષા એ'વી નથી જે 'સંસ્કૃત'ના પ્રભાવથી દૂર રહી શકી હોય. તેમજ અન્ય પ્રદેશની લિપિમાં પણ પરસ્પર હળતી-મળતી આવે જ છે જે પ્રકટ રીતે નિર્દેશ કરે છે કે આ દેશની પ્રત્યેક ભાષા માળાના મણકાની જેમ પરસ્પર ગુંથાયેલી છે. આથી જ આ દેશમાં અનેક પ્રદેશો હોવા છતાં ભાવનાની દૃષ્ટિએ એકત્વની સુવાસ જોવા મળે છે.

કબીર, જાયસી, તુલસીદાસ, સૂર, મીરાંબાઈ, બિહારી, પ્રસાદ, પન્ત, નિરાલા, મહાદેવી, નઝરુલ, રવીન્દ્રનાથ, વિષ્ણુ ડે, સત્યેન્દ્રનાથ તથા દયારામ, દલપત, નર્મદ, નરસિંહરાવ કે ઉમાશઙ્કર, સુન્દરમ્, રાવજી, જગદીશ જોશી, ચન્દ્રકાન્ત શેઠ, ચીનુ મોદી જેવી અનેક પ્રતિભાઓ આ વિશાળ ભૂમિ પર રહી અનેક પ્રકારનું ચિન્તન કરતી રહી છે જેનું સ્મરણ ક્યારેય વિગત બનવું શક્ય નથી જ. યુગે યુગે અનેક પ્રકારની અસરો તથા પ્રભાવોને કારણે તેઓએ પોતાનાં સર્જનોમાં અનેક પ્રકારનું ચિન્તન કર્યું છે. આ'વી વિભિન્ન અસરોમાં અહીં માત્ર ભારતીય કવિતામાં મૃત્યુ-પરક ચિન્તન કેવુંક છે તે તરફ આંશિક ઈઙ્ગિત કરવા પ્રયાસ કરવાનો અભિગમ રાખ્યો છે.

મૃત્યુ એ દૈહિક રીતે મર્ત્યાવસ્થા છે છતાં મોટાભાગના સર્જકોએ મૃત્યુ તે કોઈ 'કિનારો,' છેડો' યા 'આખરી અન્જામ જ' છે એ'વો ઇશારો નથી કર્યો. હા, મૃત્યુ એ શરીર નામે દેહની આખરી અવસ્થા ખરી. ત્હેને નવ્યજીવનનો યા નવ્ય જન્મનો એક વળાંક માત્ર જ કહેવો રહ્યો. એક ખોલીમાંથી બીજી ખોલીમાં જવાથી જે વાતાવરણ ફેર થાય છ તે મૃત્યુ. આમ છતાં મૃત્યુની ભયાવહતા, ભયાનકતા, ત્હેની વિભીષિકા, કે ત્હેનું ડરામણું સ્વરૂપ સામાન્ય માનવથી અજાણ્યું પણ ક્યાં છે ? પરન્તુ આપણા કવિ-જીવોએ મૃત્યુને જે પ્રકારે સૌન્દર્યાવરણથી અવલોક્યું છે તે તો અદ્ભુત જ કહેવું રહ્યું ! અસમિયા ભાષાનાં કવયિત્રી નલિનીબાળા દેવીએ તો પોતાની 'પ્રતીક્ષા' નામક રચનામાં મૃત્યુની પ્રતીક્ષા કરતાં કહ્યું છે કે જીવન અને મૃત્યુની સીમા વચ્ચે તો સુનીલ સાગર વહી રહ્યો છે જેમાંથી ધીરે ધીરે એક વિષાદ-સઙ્ગીતનો મન્દ મન્દ ધ્વનિ આવતો રહે છે.

*"જીવનર મરણર સીમાર માજત,*
*બૈ આ છે સુનીલ સાગર*
*ને દેખા પારર પરા શિનિ ભાહે,*
*જીત ઓટિ વિષાદ સુરર"*

આજ સન્દર્ભે 'સમાધિ' નામક રચનામાં કવયિત્રીએ નિર્દેશ કર્યો છે કે છેવટે તો ન જીવન રહેશે ન મૃત્યુ. ધૂલ-નિર્મિત આ શરીર પણ છેવટે માટીમાં જ ભળી જશે. લગભગ આ'વો જ સઙ્કેત ઓડિયા

ભાષાના કવિ કાલિન્દીચરણ પાણિગ્રહીએ આ પ્રમાણે કર્યો છે :

*"જીવન જીવન બોલિ કિમ્પાઈ કન્દન કિમ્પા*
*ભીતિ અછિ સેવા કાહિં"*

અર્થાત્ જીવન જીવન કહી શા માટે રૂદન કરે છે ? ભય શાનો છે ? તે તો છે જ ક્યાં ? સ્નેહ, પ્રાણ, પ્રીતિ, દયા, ધર્મ સૃષ્ટિ આદિ અવસ્થા છે જ ક્યાં ? ને, મહાકાળ હસતાં હસતાં કહે છે કે, જીવન ક્યાં છે ? મૃત્યુ ક્યાં છે ? બન્ને ક્રમશઃ આવવું જવું એ તો વિશ્વનો ચિરન્તન નિયમ છે — ઋતુઓની જેમ,

*'મૃત્યુ પરે જન્મ પુણિ આસે જાયે*
*વિશ્વે ચિરન્તન યથા માસ ઋતુ'*

ઉર્દૂ કવિતાની વાત કરીએ ત્યારે સ્વાભાવિક રીતે જ મિરઝા ગાલિબ, વલીસાહેબ, મીર તકી મીરનું સ્મરણ થઈ આવે છે, જેઓએ જીવન-મૃત્યુમાં કોઈ તફાવત જોયો નથી. નઝીર અકબરાબાદીએ તો પોતાનાં ગઝલાદિ સર્જનોમાં નવીન છટા, લય અને ધ્વનિ દ્વારા પોતાના સમય (ઈ.સ. ૧૭૪૦-૭૦)માં ખૂબ જ ચર્ચા જગાડેલી. આ ઉર્દૂ કવિના કાવ્ય ફલકના વિષયોમાં મોહરમ, ઇદ, જન્માષ્ટમી, શિવરાત્રી, શિવનું લગ્ન, ઋતુઓ, પતઙ્ગ તેમજ મૃત્યુવિષયક ચિન્તન પણ ખરું જ. મોતની સવારીને અન્ય સવારીથી શ્રેઠ ગણી તેઓ મૃત્યુનું સ્વાગત કરે છે અને ત્હેને આવકારતાં કહે છે.

*'કયા-કયા જહાંમેં અબ હે હમારી સવારિયાં,*
*દિલચસ્પ દિલ ફરેબ પ્યારી સવારિયાં,*
*કિસ કિસ તરેહકી હમને સંવારી સવારિયાં,*
*પર હમસે કુછ ન કર ગઈ યારી સવારિયાં.'*

અને છેલ્લે કવિ કહે છે,

*જબ ચાર કાંધે પર હુઇ ભારી સવારિયાં,*
*ઝખ મારતી હી રહ ગઈ સારી સવારિયાં.'*

નઝીર અકબરાબાદીએ અન્યત્ર એક રચનામાં કહ્યું છે કે જીવન એ શાશ્વતાવસ્થા નથી પરન્તુ ક્રમે ક્રમે ઢળતી જતી જીર્ણાવસ્થા જ છે, જે વસ્તુતઃ મૃત્યુનો ઢોલ જ વાગતો હોય છે—

*અબ મૌતકા નગારા બજ ચુકા*
*ચલને કી ફિક કરો બાપ.'*

સૂફી ચિન્તક અને વેદાન્તી આ કવિએ મૃત્યુને કબીર જેવા કવિઓની જેમ આત્મા-પરમાત્માનું મિલન પણ કહ્યું છે. કન્નડ ભાષાના સુપ્રસિદ્ધ કવિ 'કુવેમ્પુ'ની તુલના વર્ડ્સવર્થની સાથે કરવામાં આવે છે તેમજ હિન્દી કવિ સુમિત્રાનન્દન પન્ત સાથે પણ. પન્તજીના જીવનમાં જેમ કૂર્માચલ પ્રદેશનું સ્થાન રહેલું તેમ આ કન્નડ ભાષાના કવિના જીવનમાં 'મલેનાડુક' નામક પ્રદેશનું. આ કન્નડ કવિએ મૃત્યુ સમ્બન્ધી પોતાની એક રચનામાં કહ્યું છે કે પ્રેમ એ આલિઙ્ગન સમાન, યોગીની સમાધિ સમાન, તથા રસ-રતિ સમાન પણ છે.' તેમજ કાવ્યાન્તે તેઓ કહે છે કે 'જો હું કહું કે પ્રેમ એ મૃત્યુ-માધુર્ય છે એવો સઙ્કેત કરું તો કદાચ માનવી ત્હેને જરૂર નહી સમજી શકે !' કવિ કહે છે.

*'મૃત્યુ માધુર્ય મેને બહુકિહરિગરિદય્ય !*

મૃત્યુપરક ચિન્તન સન્દર્ભે ગુજરાતી કવિતામાં તો હારમાળાઓની હારમાળા ચાલે એટલાં શીર્ષકો-સર્જકો મળી આવે એમ નરસિંહરાવનું 'મઙ્ગલ મન્દિર' તો મૃત્યુને મઙ્ગલદ્વાર કહી વધાવતું જોવા મળે જ છે. સદ્ગત રાવજીની સ્મૃતિમાં સર્જેલી રચના 'મૃત્યુ-પીધેલો શબ્દ'માં કવિ ઉમાશઙ્કર કહે છે કે—

*'આયુષ્ય કોણ આપી શક્યું છે ?*
*પણ પ્રેમ....?*

અહીં સ્વ. રાવજીના સમ્બન્ધે તો પ્રેમનો સહોદર શબ્દ જ પરન્તુ માનવ જીવ જો પ્રેમ ન જ કરે તો ભલેને દેહ કે જીવ હોય છતાં છે તો એ 'મૃત્યુ' જ. આથી જ આ ચિન્તક પોતાની એક રચના 'કવિ ઓડન'માં કહી બેસે છે કે,

*'આપણે એકમેકને ચાહવું ઘટે, નહીંતર છે મૃત્યુ'*

સર્વશ્રી સ્વ. જગદીશ જોશી અને રાવજી જેઓ મોતને ભેટી ચૂક્યા છે તેઓએ પણ મૃત્યુની કલ્પના પોત-પોતાની રીતે વ્યક્ત કરી છે—

*મરવાનું મન થાય ત્યારે*
*હું મરી શકતો નથી.*
*અને*
*એટલે જ હું જીવી શકતો નથી.*

અને રાવજીની મૃત્યુ-ચિન્તનની આ પ્રસિદ્ધ પઙ્ક્તિએ જે અર્થચ્છાયાઓ ખડી કરી છે એ અજ્ઞે કોણ અજાણ છે ?

"મ્હારી આંખે કઙ્કુના સૂરજ આથમ્યા' તો બીજી તરફ 'આગિયા' નામક પોતાનાં હાઇકુ સઙ્ગ્રહમાં ધીરુ પરીખ પ્રશ્ન કરે છે, સામ્પ્રત માનવ તે કેવો ?

*'મડદું' ચેહે*
*વાતે ડાઘું, શિશુ*
*હસતું ગેહે.'*

સાથે સાથે 'સ્વપ્નપ્રયાણ'ના કવિ સ્વ. હરિશ્ચન્દ્ર ભટ્ટની 'નિર્દોષ ને નિર્મળ ત્હારી આંખડી'ની પઙ્ક્તિ શું ક્યારેક વિગત બની શકશે ખરી ? કાળની કેડીએ ઘડીક સઙ્ગ કહેનાર કવિ નિરઞ્જન ભગતે જીવનમાં આવનાર કાળની આગાહી તો કરી જ દીધી છે.

કદાચ સામ્પ્રતના માનવનું પ્રદૂષણ ભાળી માનવની તલાશ કરતો 'ઉઘડતી દીવાલો'નો કવિ ચન્દ્રકાન્ત શેઠ પોતાની એક રચનામાં આ પ્રકારે વ્યક્ત થાય છે,

*ક્યાં છે મ્હારું મોત, ખુદાતાલા ?*
*ક્યારે છે મ્હારું મોત ?*

આ કવિએ મોતને પણ સત્કારવા સ્પષ્ટ કહ્યું છે—

*જરા, આ બન્દા પર રહેમ કરી,*
*કાઢી તો આપો મ્હારી કાળોત્રી;*
*બન્દેનવાજ ! કેમનું છે મ્હારું મોત ?*

રવીન્દ્રનાથે તો મૃત્યુને નવજીવન કહીને એ'ના સ્વાગતનો અભિગમ એમની કવિતામાં કેળવ્યો હતો. જ્યારે નઝરુલે તો 'બુલબુલ સ્મૃતિ'માં મૃત્યુના વિષાદને અત્યન્ત આર્દ્ર બની ગાયો છે. બુલબુલની કબરમાં કવિ નીચે ઊતરી, પિતાનું હૃદય કઈ સીમા સુધી તૂટી પડ્યું હતું તે તો ત્હેમની આ પઙ્ક્તિ જ કહી દે છે,

*'ઓ અનેક ખેટે છે, એ બાર ઓ ઓ*

એકટૂ જિરિયે નિ.

આખરે તો કવિ પોતાના એ બાળકના મૃત્યુએ ભાંગી જ પડ્યા હતા. પછી ક્યારેક એ ભગ્નાવસ્થામાંથી બહાર આવી શક્યા જ નહોતા.

મરાઠી ભાષાના સુપ્રસિદ્ધ કવિ કેશવસુત પછી એમની જ પરમ્પરાના બે કવિઓ ગોવિન્દાગ્રજ અને બાલકવિ બન્ને ખ્યાતનામ ખરા. કવિ ગોવિન્દાગ્રજે મૃત્યુના આગમન પૂર્વે પ્યારનો અમીરસ માણી લેવાની આકાઙ્ક્ષા સેવી છે, પછી ચાહે મોત આવે.

*'ક્ષણ એક પુરે પ્રેમાચા,*
*વર્ષાવ પડો મરણાંચા મગ પુઢે'*

મરાઠી ભાષાના જાણીતા કવિઓમાં નારાયણ સુર્વે, આરતી પ્રભુ તેમજ માણિક ગોડઘાટે અર્થાત્ ગ્રેસનો તથા વિન્દા કરન્દીકર તથા મઙ્ગેશ પાડગાંવકર આદિનો નામોલ્લેખ કરવો રહ્યો. મૃત્યુ-ચિન્તન અન્વયે નારાયણ સુર્વેએ 'નહેરુ અવસાન પામ્યા તે દિવસની વાત' નામક કાવ્યમાં નહેરુના મૃત્યુએ કહી બેસે છે,

*'અન્ધકાર, માણેક મળી ગયો.'*
*'હવે આ પ્રકાશ ક્યાં લઈ જાય છે ?'*

આમ કવિને મૃત્યુ ગમ્યું નથી કારણકે પોતે જ પ્રકાશને ચાહતા હતા એ મૃત્યુમાં ઓગળી ગયા છે માટે જ. જ્યારે આરતી પ્રભુ જુએ છે કે મનુષ્યનું જીવન એ વાસ્તવમાં 'મરણ મેડી' તરફની ગતિ છે પાછા ફરવાનો તો અવકાશ રહેતો જ નથી. આથી કવિ કહે છે.

*'એક એક પગથિયું દાદરનું*
*પગલે પગલે પાંખું થાય*
*પાછળ ફરતો નહિ રે ભાઈ*
*ક્યાંથી મૂકશે ખીણમાં પાય'*

કવિએ પોતાની અન્ય રચનાઓમાં મૃત્યુને 'દુઃખ' નહીં પણ આનન્દ જ કહ્યું છે. જ્યારે મરાઠી ભાષાના અન્ય એક આધુનિક કવિ ગ્રેસે મૃત્યુ એ જીવનની નવી કૂંપળ છે એવો નિર્દેશ પોતાના એક કાવ્યમાં કર્યો છે.

*'આયુષ્યની ચુકાઈ ગયેલી પળો ફરી મળવી જોઈએ'*

અન્ય એક સ્થળે કવિ વિષાદાવસ્થામાં હોવા છતાં જે પ્રકારે જીવનાન્ત પરત્વે આત્મસન્તોષ મેળવે છે તેમજ મૃત્યુ થકી જે નવીન છટાઓ, આભા જુએ છે તે પઙ્ક્તિઓ પણ તપાસવી જ રહી કે,

*'પહેલા કરતાં છેવટનો અસ્ત પ્રભાવશાળી બને છે'*

*હૃદય ભરાઈ જાય એટલે આપણે આંખો બન્ધ કરી દઈએ છીએ, સૂર્ય હોય તો પહાડની પાછળ ચાલ્યો જાય. આમ, મૃત્યુની અદબ કોણ નથી જાળવતું ?*

હિન્દીની કવિતામાં મૃત્યુ-વિચારના આરોહ-અવરોહ અર્ઙ્રે અમીર ખુસરો, કબીર, જાયસી, સૂર, તુલસી, મીરાં, બિહારી જેવા પ્રાચીન મધ્યકાલીન કવિઓની ગણતરી કરવા બેસીએ તો 'ન ઓર દેખાય ન છોર.' આધુનિક યુગના કવિ પ્રસાદનું 'આંસૂ' મૃત્યુની વિષાદાવસ્થાનું પરિણામ જ છે. નિરાલાજીએ 'અનામિકા' નામક કવિતા-સઙ્ગ્રહમાં પુત્રી સરોજના મૃત્યુએ 'સરોજ સ્મૃતિ' (હરિશ્ચન્દ્ર ભટ્ટની 'નિર્દોષ' ને નિર્મળ' ની જેમ) નામક કવિતા કવિના હૃદયને વલોવતી રચના છે.

સુમિત્રાનન્દનનાં પન્ત કાવ્યમાં 'શશિની તરી' ઉપરાંત 'તાજ' તો માર્કસના પ્રભાવ હેઠળ રચાયેલી રચના છે. આથી કવિ મુમતાઝની પ્રેમભરી યાદને સ્થાને મૃત્યુનું અપાર્થિવ પૂજન થાય ને તે વસ્તુતઃ ગરીબોની હાય સાથે ? તે કવિને માન્ય નથી જ નથી. 'અજ્ઞેય' સમ્પાદિત 'તાર સપ્તક'માં પ્રભાકર માચવેએ માતાના મૃત્યુએ ઉલ્લેખ કર્યો છે,

*'આત્મકીરે કે ઉડ જાને પર બચી*
*શૂન્ય પિઞ્જર-સી કાય'*

ને જીવન-મૃત્યુની દોટમાં કોણ જીત્યું ? એ સ્પર્ધાનું પરિણામ ધૂમિલની પઙ્ક્તિઓ જ આ પ્રમાણે વ્યક્ત કરે છે,

*'હવાઓમેં એક હી ચર્ચા હૈ—*
*મહાકાય ફિર જીત ગયા હૈ-*
*સબકી આંખોમેં એક હી ભય ઝાંકતા હૈ'*

ઉપરાન્ત કવિ ધૂમિલે જ 'મૃત્યુ ચિન્તા' શીર્ષક અન્તર્ગત રચનામાં મૃત્યુ તે કેવું ? વળી તે પણ યુવાનોનું ?

*'કોઈ જિયા નહીં,*
*પકી હુઈ ફસલોં કી મૃત્યું'*

આમ, સમગ્રતયા આ દેશના સર્જકોએ અસઙ્ખ્ય વિષયો સાથે મૃત્યુ-ચિન્તનની પણ ચિન્તા સેવી છે. મૃત્યુનું પરિણામ વિષાદ ને દર્દ જગાડનારું છે છતાં આપણી આસ્થાવાળી પ્રજાએ મૃત્યુને પણ જીવન જ કહ્યું છે, એ'નું સ્વાગત જ હોઈ શકે. સોક્રેટિસે ઝેર લીધું તથા મીરાંએ પણ એ જ માર્ગ અખત્યાગ કરેલો એ'નું કારણ એ જ કે આ જીવન તો માત્ર ક્ષુલ્લક જ છે, નવીન માર્ગ તો કંઈક ઓર જ છે ! પરિણામે આ દેશની ભિન્ન ભિન્ન પ્રાન્તની કવિતામાં પણ મૃત્યુનો ધ્વનિ આનન્દમાર્ગનો જોવા મળે છે, જો તેમ ન જ હોત તો કવિ નરસિંહરાવ તેને 'મઙ્ગલ મન્દિર' કહેત જ નહીં ને !



## આંધી

રાજેન્દ્ર શાહ

અચાનક આવી ચડી આંધી !
આગાહી વિહીન ?
-દિનભર હવામહીં હતો ઉકળાટ,
હતો ચિત્તમાં ઉચાટ...
આવી ચડી આંધી.
તૂફાને ચડેલ
માતેલ સાંઢની જેમ
જાય નહિ બાંધી...

છીં છું... છીં છુફારત,
ભાંભરત, ક્રુદ્ધ,
અનિરુદ્ધ વેગે
ચારે પગે ઊછળન્ત
ખુરી થકી ચારેકોર ચગાવન્ત
ધરાતણી ધૂળ-
ધૂળે ભરન્ત દિગન્ત,
કરન્ત મલિન.
-અન્ધકાર લીન.

અડફેટે જે આવ્યું તે
રહી નહીં ટકી.
ખડી પડેલ તે ખડું થાય એ'વી
નહિવત વકી.
જે તે સ્થાનભ્રષ્ટ,
નષ્ટ.

આફત જે વેગ થકી આવી
એ જ વેગે
જાય તે સિધાવી.
મૂકીને ચરણચિહ્ને ભયઙ્કર દૃશ્ય
-કાલ-કૃતાન્ત-રહસ્ય !
અડીખમ તોતિંગની અહીં તહીં પડી છિન્ન કાય
દુર્દાન્ત આક્રમણે અશક્ત અસહાય.

ઊડેલી તે ધૂળ પાછી ધરાપર ઢળે,
ઠરે...
ઊતરે ત્યાં આવરણ-નિશા
ઊંડે ઊંડે કણસતી દિશા.
કહીં શ્વાન-શોર.
કહીં શિયાળની લાળી,
સકલ તે ગળી જાય કાળી.

ગગને આવે ને જાય
આવે જાય
નક્ષત્ર-વણઝાર
નિર્મમ દ્યુતિ-પલકાર.
ભૂમિગત ઘણું ઘણું પડી રહ્યું છિન્ન,
યદિ હવા ખિન્ન...
રસળતી હતી તે ય સરી ગઈ રાત..
બની વ્યતીતની વાત...

હિરણ્ય કિરણે કીર્ણ રુચિર પ્રભાત.



## મુશ્કેલ છે

પ્રણય જામનગરી

શબ્દમાં અવતારવો મુશ્કેલ છે,
પ્રેમને શણગારવો મુશ્કેલ છે.

સૂર તો અનહદ અહીં બાજી રહે,
તારને ઝક્કારવો મુશ્કેલ છે.

શબ્દ કેવળ શબ્દ બોદા થઈ ગયા,
અર્થને ઊગારવો મુશ્કેલ છે.

વિસ્મરણ વર્ષોનું જ્યારે થઈ રહ્યું,
સ્પર્શને વિસારવો મુશ્કેલ છે.

ખુશબૂ લઈ આવેલો ક્ષણભર વાયરો,
વાયરો વિસ્તારવો મુશ્કેલ છે.

લઈ કલમને તું ભલે બેઠો 'પ્રણય'
ભાવને આકારવો મુશ્કેલ છે.

## કાળપર્વત

પ્રવીણ પણ્ડ્યા

શતાબ્દીઓને પાર કરતો પવન
સડસડાટ ઊતર્યો શ્વાસમાં,
લપેટાઈ ગઈ માટીની ગન્ધ મ્હને,
પસાર થયો સૂર્યનો અગ્નિ રક્તમાં
વીજળીનો પ્રકાશ પાથરતું આકાશી જળ
કડાકાભેર ઊતરી ગયું આંખોમાં
અને
વિસ્મયથી અનુભવતો રહ્યો હું
બ્રહ્માણ્ડને
હાથેપગ હલાવતા મ્હારા ન્હાનકડા દેહમાં
જ્યારે
પ્રગટ થયો
એ કાળપર્વત
મ્હારી સમક્ષ.

*

કાળી છાયાઓનું એક ટોળું
હમણાં જ
સાનન્દ નાચતું ગાતું
ઊતરી ગયું
કાળપર્વતની તળેટી પર પથરાયેલી
લીલા-પીળા પ્રકાશવાળી વનરાજીઓમાં
અને
સહસા મ્હને ભાન થયું
કે
એ તો હતાં મ્હારાં દુઃખ !
હું પોકારતો રહ્યો એમને
અને
એ મૂકી ગયા પોતાની પાછળ
પડઘાતો સન્દેશ
"અલવિદા દોસ્ત,
અમારું કામ ત્હને અહીં સુધી પહોંચાડવાનું જ
હતું,
તું
આ કાળપર્વતને
એ ક્ષણે
પલકારામાં જ પાર કરીશ
જ્યારે
તું
ત્હારી ભીતરના
એ સ્થાન ઉપર ડગ ધરીશ
જ્યાં છુપાયો હશે

ત્હારા હોવાનો અર્થ."
આ દુઃખોની સાથે
હું
એમ ફર્યો છું
જેમ
કોઈ બાળક
અજાણ્યા નગરમાં
નિશ્ચિંત થઈને ફરે
માતાનો પાલવ પકડી.
આ દુઃખોએ જ
મ્હને
એ વાતની પ્રતીતિ કરાવી છે
કે
મ્હારી ભીતર એક ઝરણું છે
અને
એ'ના આધારે જ
તો
હું પહોંચ્યો છું
આ કાળપર્વતની તળેટી પર.
નજીકથી પૂરા દેખાતા નથી પર્વત
અને
દૂરથી સમજી શકાતો નથી
એમનો વ્યાપ.
અષાઢી જળમય પ્રકાશવાળા દિવસ જેવું
મ્હારું મન
ઊભું છે
કાળપર્વતની તળેટીમાં
બાળસહજ વિસ્મય અને આનન્દથી
આંખો નચાવતું.

*

આસપાસ જોયું
તો
કેટલાય સ્ત્રી પુરુષો ઊભાં હતાં
કાળપર્વતની તળેટી પર
એ'ને પાર કરવાના મનોરથ લઈને,
લગામ ખેંચાવાથી થયેલા તઙ્ગ
તેજીલા તોખાર જેવા એમના દેહ પર
જાણે
સવાર થયો છે એમનો આત્મા,
અમે
એકમેકનો તાગ
એમ લેતાં હતાં
જાણે
અમારી ભીતરનાં જળમાં
ઝિલાતાં હતાં
પરસ્પરનાં પ્રતિબિમ્બ.
કાળપર્વતની તળેટીમાં ફરતાં ફરતાં જ
સહુ સાશઙ્ક ચર્ચા કરતાં હતાં એ'ના હોવા વિશે,
ચઢાણ ચઢતાં રહ્યાં અમે
અને
ઊતરતા રહ્યાં મનમાં ઊંડે ઊંડે
કાળપર્વત ક્યાં હતો ?

*

અહીં આવેલાં લોકો
અન્દરનાં તથ્ય અને સત્યને
એમ જીવે છે
જેમ
ફૂલ ભીતરથી જીવે છે ફોરમ ને
જેનો
અહેસાસ હોય છે

સમગ્ર વાતાવરણમાં.
બધાં રાતદિવસ
નિરીક્ષણ અને મનન કરતાં
ધ્યાન ધરે છે કાળપર્વતનું
અને
એકમેક સાથે ચર્ચા કરે છે
પોતે પામેલા
એ'ના સ્વરૂપની;
તત્ત્વની;
અને
એ તો મરક મરક હસતો હોય છે
વાદળોમાંથી
આરપાર નીરખતો સહુને.

*

એક સુન્દર સ્મિતમય ચહેરાવાળી સ્ત્રી
આંખોમાંથી ઉષાકાળની નદીઓનાં નીરનો પ્રકાશ
રેલાવતી પૂછતી હતી મ્હને
"સૌન્દર્ય શું છે ?"
ઉદાસ માણસના મન જેવી
નીરવ વાદળછાયી બપોરમાં
એકી સાથે ટહુકતા રહ્યા કેટલાય મોર.
આકાશ પડઘાતું રહ્યું ટહુકારથી,
પડઘાતો ઊભો હતો હું
"સૌંદર્ય શું છે ?"
"  ?"
"  ?"
કોઈ પુરાતન 'અ'
ભીતરના એકાન્તભર્યા મૌનમાં
ગુઞ્જતો ચાલ્યો ગયો અનન્ત અવકાશમાં
મ્હારો વ્યાપ વધારતો.
હું
એ'ની આંખોને પળભર નીરખતો રહ્યો
જાણે
કોઈ સ્થિર જ્યોતપર
ઠેરવાઈ ગઈ હતી દૃષ્ટિ
અને
અન્દર સુધી ઊતરતું હતું સ્વર્ણિમ તેજ
જેમાં
સ્પષ્ટ થતા હતા કાળપર્વતના ઢોળાવયુક્ત માર્ગ
દેખાતાં હતાં ઝળહળ થતાં શૃઙ્ગ
મ્હેં અતિ મન્દ કોમળ અને ભીના સ્વરે કહ્યું
"સૌન્દર્ય એ છે
જે ત્હમે છો"
વેગથી વહેતો હતો વાયુ
વૃક્ષો લયબદ્ધ ઝુમતાં હતાં
પક્ષીવૃન્દ સાથે સરકતાં હતાં વાદળ
વહેતાં હતાં
અમે બેઉ
સમયમાં એક પ્રવાહ બનીને.
મ્હેં
આસપાસ જોયું
તો
સહયાત્રી મિત્રો તિરછી નજરે હસી રહ્યા હતા
મ્હારાપર
કાળપર્વતની તળેટીમાં ઊભા ઊભા,
જે
અનુભવ્યું હતું મ્હેં
તે
મ્હારે મન સત્ય હતું
સુન્દર હતું
શિવ હતું
અને
એમને મન ? ? ?

*

અનુભૂતિને પ્રમાણતો
બેખબર બેઠો હતો
ભીતરના ઝરણાને કિનારે,
સહયાત્રી મિત્રોનું હાસ્ય
ઓથાર બનીને છવાયું હતું ચોપાસ,
દ્રવી ઊઠતા હ્રદયે
મ્હેં
ઝરણાની સપાટી પર નજર કરી
તો
મ્હારા પ્રતિબિમ્બના સ્થાને
દેખાયાં મ્હને
ઉપરવાસમાંથી
વહી આવેલાં અગણિત પ્રતિબિમ્બ,
કોણ છે આ બધાં ?
ચેતન હોવા છતાં પણ
શા માટે અચેતનની જેમ
તણાઈ રહ્યાં છે પ્રવાહમાં ?
પાણીમાં હાથ વીંઝતો
ડહોળાતો ઊભો છું હું,
મ્હારી ભીતરના ઝરણાને કિનારે,
કોણ છે આ બધાં ?
શું એમની પાછળ જ પડી છે
મ્હારી અસલ પહેચાન ?
કે
પછી
મ્હારો આ ચહેરો પણ
ઉપરવાસમાંથી
વહી આવતાં
પ્રતિબિમ્બોમાંનું
એક પ્રતિબિમ્બ જ છે માત્ર !

*

એ સ્ત્રી ઊભી છે મ્હારી સામે
જેની નજરમાં પ્રશ્ન છે
કે
"ત્હમે ક્યાં ચાલ્યા ગયા હતા ત્હમારી ભીતર
સૂમસામ ખીણ જેવી આંખો મૂકીને
આ કાળપર્વતની તળેટી પર."
મ્હેં
બેઉ હથેળીથી આંખનાં પાણી લૂછ્યાં
અને
જોયું
તો
સહયાત્રી મિત્રોના ચહેરા
એ'વા લાગ્યા
જાણે
પૂરના વેગ અને ડહોળથી
પારદર્શકતા ગુમાવી ચૂકેલાં
ગાંડીતૂર નદીનાં નીર.
મ્હેં
સીધોસીધો સ્મિતભેર સામનો કર્યો
એમના તીરછા હાસ્યનો,
અમારી સામે
પથરાયો હતો
કાળપર્વતની રાત્રિનો અન્ધકાર
જેમાં
સહુ ચાલી રહ્યાં હતાં
પોતપોતાના પગરવથી પણ ભય પામતાં.
સહુ ઝઙ્ખતાં હતાં પડાવ નાખવા માટે
સપાટ જમીન
જ્યારે
બની ગયાં હતાં સહુનાં મન ઉબડખાબડ.

*

સાધનો દ્વારા પ્રહારો થતા રહ્યા એ'ના પર
અને શરીરમાંથી
લોહીની જેમ વહેવા લાગ્યું રક્ત
જે
જમીન પર પડતાં જ રાખ થતું હતું.
ચિત્કારો સાથે
ઘવાયેલી હાલતમાં
એ તેજોમય આકૃતિ ગાયબ થઈ
કાળપર્વતની કન્દરાઓમાં.
સહયાત્રી મિત્રોની હોહાથી ઘેરાયેલું
મ્હારું અવાક ચિત્ત
વિવશતાપૂર્વક જોઈ રહ્યું એ'ના જવાને,
ચિત્કાર કરતી
એ તેજોમય આકૃતિ
એકલી નહોતી ગઈ
જાણે
મ્હારામાંથી પણ
કાંઈક ચાલ્યું ગયું હતું
જે
આજસુધી સહયાત્રી સાથે
પ્રેમ અને વિશ્વાસ સ્વરૂપે હતું
ને
એ જ આજે
ચાલ્યું ગયું હતું
એ'ની સાથે દૃઢ શ્રદ્ધા સ્વરૂપે.
હળવો થઈને
હું ઊભો હતો
કાળપર્વત ઉપર
આ ભારેખમ વાતાવરણમાં.

સહયાત્રી મિત્રો
અગ્નિ પ્રગટાવી
બેઠાબેઠા મ્હારું નિરીક્ષણ કરવા લાગ્યા,
"શું હતું ?"
મ્હે કહ્યું,
"સત્ય"
"એ અસુન્દર બેડોળ અને ભય પમાડે
એ'વું હતું"
મ્હેં કહ્યું
"એ અજાણ્યું અસ્વીકૃત — ઉપેક્ષિત
અને ઘવાયેલું હતું,
મ્હેં એ'નામાં
એ પ્રકાશ જોયો છે
જે
યુગાન્તરોથી ફરી રહ્યો છે
આ પૃથ્વી પર
જેનું
પ્રમાણ છે
ત્યાં ભૂમિ પર પડેલી રાખ
જે
તહમારા પ્રહારોની દેન છે."
સહુએ
આક્રોશપૂર્વક મ્હારા તરફ જોયું
જેનાથી
એ તય થતું હતું
કે
હવે આ કાળપર્વત ઉપર મ્હારે
એમનાથી અલગ પડીને
એકલાએ જ શોધવાનો હતો મ્હારો માર્ગ
પામવાનો હતો કાળપર્વતનો મર્મ.

હું
એમનાથી છૂટો પડી ચાલવા લાગ્યો
પણ
મન પાછું પડતું હતું
આંખો ઊભરાતી હતી
કલેજું મોંમાં આવતું હતું.
"હું
આવી શકું ત્હમારી સાથે."
એક રણકતો અવાજ
અથડાયો મ્હારી પીઠ પર.
મ્હેં કહ્યું:
"ચાલો કોશિશ કરીએ સાથે ચાલવાની
આ કાળપર્વતના મર્મને પામવાના હેતુ સાથે.

*

મ્હારી સાથીદાર
ચોતરફ પથરાયેલી કાળપર્વતની વનસમ્પત્તિમાં
સૌન્દર્યને શોધતી હોય છે
અને
ફૂલો અને ઘાસમાં ફરી રહેલા સર્પોથી
એ'ને સાવધ કરતો વધી રહ્યો છું આગળ.
આ કાળપર્વતને
માત્ર પગથી નહીં
પણ હૃદયથી ચઢવાનો છે.
વારંવાર
અમે નીચે અતલ ઊંડી ખીણમાં
નજર કરીએ છીએ
તો સમ્ભળાયા કરે છે
કાળપર્વતની ઊંચાઈઓએ
ખીણમાં ફેંકી દીધેલા યાત્રીઓની ચીસોના
પડઘા.

અમે
ભયપૂર્વક ઘડીભર તાક્યા કરીએ છીએ
એકમેકને,
હું
રોજ ફૂલો ચૂંટીને આપું છું મ્હારી સાથીદારને
અને
એ આપે છે મ્હને
આ કાળપર્વતને પાર કરવાનું બળ.
આ
સીધા સપાટ કત્થઈ રજ્જનાં ચઢાણો પર
ખિલખિલાટ હસી રહ્યો છે તડકો
અમારા
કપાળ પરના પ્રસ્વેદનાં બુન્દોમાં
પ્રતિબિમ્બિત થઈ રહ્યો છે સૂર્ય
આ
વિરાટ
શાન્ત
સ્થિર
કાળપર્વત
મરક મરક હસી રહ્યો છે અમારી સામે,
એને
આકારવા દીધી છે
અમને બેઉને
પોતાના દેહ પર એક કેડી
જેનો
એક છેડો હશે એ'ના શૃઙ્ગ પર
અને
બીજો છેડો છે અમારા શ્વાસમાં.

❑

## ''મારો હોંકારો મારાથી દૂર...''

યોગેશ પંડ્યા

હા, તે પણ અડધે રસ્તેથી ફંટાઈ ગઈ...
સપ્તપદીના કોલની પરવા કર્યા વગર.

જાણે —
ઈશ્વરે મ્હારી હથેળીમાંથી સોનેરી ક્ષણો ઝૂંટવી
લીધી !
હવે ફક્ત રહી છે ઉદાસીના ઢગલા રૂપે —
મ્હારા હાથમાં
મ્હારી આંખોમાં ઝાંખપનું વન વિસ્તરે છે...
એકલું એકલું લાગે છે કારણ —
એકની એક દીકરીને સાસરે વળાવી છે!
જાણે મ્હારો દિવસ-રાતનો હોંકારો
મ્હને મૂકીને —
દૂર...દૂર... પરદેશમાં ઊડી ગયો છે : પરદેશી
બનીને...!

ત્હેનાં બચપણના દિવસો ધીરેધીરે જીવન્ત
બનતા જાય છે.
કોઈ રૂમમાંથી કાલું ઘેલું બોલે છે :
'પપ્પાજી...પપ્પાજી... ત્હમે ક્યાં છો ?' —
પણ એ તો માત્ર પડઘા...
જાણે દીકરી દૂર દૂરથી સાદ પાડે છે...
હવે તો એ સ્વર ટહુકા
મ્હારામાં ઓગાળવા મથું છું...!!!

*

દિવસો વર્ષો બની વીતતા જાય છે...
... ... ...
દીકરી પહેલાં દર અઠવાડિયે, બીજા પખવાડિયે,
ત્રીજા મહિને આવતી પણ હવે ?
તેય ત્હેના 'સર્કલ'માં ગૂંથાઈ ગઈ હશે કદાચ.
મ્હારું સૂનું આંગણ, પાણિયારું, શૂન્યતા ભરેલા
ઓરડા
કોણ મ્હને હોંકારો આપશે ?
હું ત્હેના કુમકુમથાપા ઉપર હથેળી ફેરવી જોઉં છું..
ત્યારે લાગે છે ત્હેના નાજુક નમણા ગાલ ઉપર
પ્રેમભર્યું ચુમ્બન કરું છું...
એમ લાગે છે,
એકલતા હવે વધુ પીડશે.
પહેલાં રૂબરૂ — પછી ટેલિફોન — હવે પત્રો —
બાદ કૂછ નહીં.
ફક્ત ત્હેની યાદ.
આ જિન્દગીની છેલ્લી ક્ષણો બહુ વસમી લાગે છે...
ડૂબતો જાઉં છું વિષાદયોગમાં...
જુદાઈનું દર્દ લાલચોળ ટપકું બની
મ્હારા હૃદયમાં વિસ્તરતું જાય છે !!!

## આછો ભીનો ઉજાસ

હરીશ જસદણવાળા

આછો ભીનો ઉજાસ અહીં આસપાસ છે,
ફૂલો વગર સુવાસ ,અહીં આસપાસ છે.

ફરતો સમય કદાચ અહીં આસપાસ છે,
કે નિત્ય આ પ્રવાસ અહીં આસપાસ છે.

શ્વાસો ફરી નિવાસ તરફ આવતા હશે,
રસ્તા ઉપર અવાજ અહીં આસપાસ છે.

મ્હારે કદી સવાલ નથી અન્ધકારનો,
સળગી રહી મશાલ અહીં આસપાસ છે !

ખોવાઈ હું ગયો છું ત્હને શોધવા જતાં,
ચાલી રહી તલાશ અહીં આસપાસ છે !

## બેઠા

રાજેશ વ્યાસ

રાતભર આમ જાગતા બેઠા,
તોય ના શ્વાસ હાંફતા બેઠા.

સૌ રહ્યા જાગતા વિચારોમાં,
ને વિચારો તો ઉંઘતા બેઠા.

કૈંક વર્ષો ઊભા રહ્યાનું ફળ,
સાવ ઉભડક ને કાંપતા બેઠા.

ચાલીઓ પીને ઝુલમ ઊંઘી ગઈ,
મ્હેલ ધૂમાડે ખાંસતા બેઠા.

કોઈ ઉઠાડી ન શક્યું દિવસોને,
રોજ એ ગપ્પાં હાંકતા બેઠા.

એમ મિસ્કીન ઊઠ્યા કે લાગ્યું,
વાતનો દોર સાંધતા બેઠા.

## એકલતા

રાજેશ વ્યાસ

આંખોમાં બેઠો છે શ્રાવણ,
તોય સજનવા મનમાં ફાગણ.

હમણાં સાથે ક્યાં નિસ્બત છે,
આંસુને બહુ જુનાં કારણ.

ચકલીનાં બચ્ચાં પણ ઊડ્યાં,
પાંખ વગરનો માળો-આંગણ.

અવસર તો ગાંડીનું બેડું,
કોણ ફરીથી બાંધે તોરણ ?

મિસ્કીન એકલતા ય મરી ગઈ,
કોણ હવે દે હૈયાધારણ ?

## અભિશપ્ત છું

હેમન્ત દેસાઈ

શીત ચન્દન છું અને રણ તપ્ત છું
હું મુલાયમ છું વળી હું સખ્ત છું !

છું ગઝલના શેર સમ હું તો સરળ
વાચ્ય ના, વ્યઙ્ગ્યાર્થમાં અભિવ્યક્ત છું !

યાદ કરતાં અન્તરે ઊગી ઊઠું
છો ત્હમારી દષ્ટિથી હું લુપ્ત છું !

હું વિખેરાતો દીસું શત ખણ્ડમાં
તોય એકત્રિત અને અવિભક્ત છું !

પ્રીતના ખગની હું જૂની વારતા
મુક્ત સ્મિતમાં, મૌન રૂપે જપ્ત છું !

શિષ્ટ પ્રશ્નોના વને ભટક્યા કરું
માર્ગભૂલ્યો કલાન્ત છું, સન્તાપ્ત છું !

મ્હેફિલે અગણિત વિવિધ કંઈ રઙ્ગની
હું સદોદિત પ્રીત સરખો રક્ત છું !

બે'ક હું કરતો ગુના — ઝાઝા નહીં :
શેર કહું છું, ફૂલમાં આસક્ત છું !

પાસ આવો પણ મ્હને અડશો નહીં
સ્વર્ણ પ્રતિમા થઈ જશો — અભિશપ્ત છું !

❑

## ઝરણ

જગદીશ ત્રિવેદી

કેવી નિરાંતે
આજ તો વરસાદને જોયા કર્યો.
દૂરથી સન્ધ્યા હજી
કંઈ રઙ્ગની ખુશબો વરસતી
મન્દ પગલે આવતી'તી—
કોઈ અનામી દેશથી ત્યાં તો અહો
પાછળ મૂકીને સાંજને
સામટાં—
અણચિન્તવ્યાં-
ઘેરી વળ્યાં વાદળ વસુધા અઙ્ગને !
શ્યામ-રૂપની રઙ્ગરમણા આજ તો હેલે ચડી !
વસુધા તણાં અઙ્ગાઙ્ગ
વરસાદથી તરબોળ.
ત્યાં કોક ભમરો કાનમાં ગુઞ્જી ગયો :
'અટકી ગયો વરસાદ.'
અટકી ગયો વરસાદ ?
તો પછી—
આ બ્હાર ને અભ્યન્તરે—
કલકલ થતા વહેતા જતા કો ઝરણ-શો
હું ક્યારનો નીતરી રહ્યો છું તેનું શું ?

## ફોરાં

જગદીશ ત્રિવેદી

વ્યોમથી વરસાદનાં ફોરાં ઝર્યાં-
ખોબા મહીં ઝીલી લઈ થોડાં પીધાં-
તે આજ તો કાગળ ઉપર
શબ્દ થઈ ખીલી ઊઠ્યાં !

## શબ્દ

એક કોઈ શબ્દની હું શોધમાં
ઊડ્યા કરું આકાશનીયે પાર-
ને એક કોઈ અર્થ — કેવો અટપટો-
આ ભૂ—તલે મુજ શોધમાં ભમતો ભમે !

## ગાણ્ડીવનો ટંકાર છું !

'ઉશના'

ક્યાંયે નથી હું આમ તો, સર્વત્ર છું, શ્રીકાર છું;
જો ક્યાંક આવિષ્કાર છું તો ક્યાંક અધ્યાહાર છું !

પીધા કરો ને તમતમારે, કે છલકતો જામ છું;
ખુદને જ પી શકતો નથી, બસ, એટલો લાચાર છું !

સમજાઉં ના ખુદને જ હું પૂરેપૂરો તો શક્ય છે,
અડધો હજી છું ભોંયમાં, અડધો જ ફક્ત બહાર છું !

પર્વત નથી કે આંગળી ઉપર મ્હને ઊંચકી શકો,
માથે ચઢેલા કોઈના ઉપકારનો હું ભાર છું !

આવી ગયો રથ સૂર્યનો લો, મધ્યમાં બે સૈન્યની;
સરકી ગયેલો હાથથી, ગાણ્ડીવનો ટઙ્કાર છું !

કે ઊગતા સૂરજ તણાં હોઠે ફૂટેલા કિરણ શો,
કો' બોલતાં શીખી ગયેલા શબ્દનો ઉદ્ગાર છું !

## નિર્વસ્ત્ર આવે

મધુકર ઉપાધ્યાય

અગમ દેશથી કોઈ જો પત્ર આવે
સમેટી સકળ અર્થને મન્ત્ર આવે.

બધાંને મળે જે, બધાંને ફળે જે
છતાં ગુપ્ત એ'વો પરિપત્ર આવે.

ન ખાલી રહે છે — પછી કોઈ ખૂણો
ખૂલે બારણું તો એ સર્વત્ર આવે.

પળેપળ રહે રોશની રોશની ત્યાં
ધરે સૂર્યને છાંય એ છત્ર આવે.

વરસતો રહે છે એ ભીતર સનાતન
નહાવા જે ચાહે, તે નિર્વસ્ત્ર આવે.

હવે પૂર્ણ થઈ છે બધી શોધ આખર,
ન એ તત્ર જાવે, ન એ અત્ર આવે.

## ફૂલની ઝૂલ - ૨૦૫૨

હસમુખ પાઠક

જાપાની છન્દ
'હાઇકુ ગુજરાતી
સત્તરાક્ષરી,
એ'નો પૂર્વજ 'તાન્કા'
છે એકત્રીસાક્ષરી.

આજથી ત્રીસેક વર્ષ પહેલાં કવિશ્રી સ્નેહરશ્મિએ ગુજરાતી સાહિત્યમાં જાપાની છન્દ અને કાવ્યપ્રકાર 'હાઇકુ' પ્રતિષ્ઠિત કર્યો. એ'નું બન્ધારણ સત્તર-અક્ષર અને તે અક્ષરો અનુક્રમે ૫,૭,૫ એમ ત્રણ પઙ્ક્તિમાં આવે તેમ ઘડ્યું, જેમ એ જાપાની ભાષામાં છે. આ છન્દ જાપાનમાં મૂળ એકત્રીસ અક્ષરના 'તાન્કા' નામના પ્રચલિત કાવ્યપ્રકારમાંથી છૂટો પડેલો છે. 'તાન્કા' ની પહેલી ત્રણ પઙ્ક્તિ તે જ 'હોક્કુ' અથવા 'હાઇકુ'. 'તાન્કા' છન્દ એકત્રીસ અક્ષરનો અને એ અક્ષરો ૫,૭,૫,૭,૭ એમ પાંચ પઙ્ક્તિમાં ગોઠવાય. આ એ'નું બન્ધારણ. આ પરદેશી છન્દમાં સંસ્કૃત છન્દના ગણ-બન્ધ કે માત્રા-બન્ધ લાગુ પડતા નથી. એ'નો લય બોલચાલનો રહે છે. અહીં 'તાન્કા'માં ચાર રચનાઓ છે. તેમાં બીજી રચના બે 'તાન્કા'ની છે.

*

### ફૂલની ઝૂલ

૧

નવા વર્ષનાં
અભિનન્દન સાથે
  પ્રેમાળ હૈયે
શ્યામને પહેરાવો
  નવાં ફૂલની ઝૂલ.

૨

તમે આવો છો ?
ઘૂમતી પૃથ્વી પૂછે :
  સૂર્ય માલાને,
તારા-નિહારિકાને
પેલા નીલ નભને;

નીલ કહાવે :
નાચું છું તારી સાથે
  નિહારિકામાં,
ગ્રહ, સૂર્ય, તારામાં
ત્યાં મનુષ્ય-ઉરમાં.

૩

ભલો એ સ્નેહ,
હીરની ગાંઠ પર
  તેલનું ટીપું,
ન તૂટે, ન વછૂટે
સાથે રાધા-કૃષ્ણને.

૪

શારદી નીલાં,
પત્રવસ્ત્રે શોભતા,
  પ્રભુ પધાર્યા,
મધુ-પરિમલતા,
પારિજાત વેરતા.

૫

આટલે વર્ષે સમજ ઉતરી :
બહાર પૃથ્વી ફરે પોતાની ધરીએ,

જીવ અન્દર ફરે અહંકાર ધરીએ:
પૃથ્વી કરે સૂર્ય-પ્રદક્ષિણા,
જેમ અહંકાર કરે બુદ્ધિ-પ્રદક્ષિણા;
સૂર્ય ધસે નિહારિકા કેન્દ્રે,
જેમ બુદ્ધિ ધસે આત્મ-કેન્દ્રે:
નિહારિકા આકર્ષાય નીલ-કેન્દ્રે,
જેમ આત્મા ચાહે શ્યામ-સુન્દરને;
બહાર નીલ, અન્દર નીલ,
અહૈતુકી, અહૈતુકી.

## ખાંયણાં

કનુ સુથાર

ફૂલ રૂપાળું મેલ્યું મ્હારે અમ્બોડે
ઊઠતા ઝાઝા કોડે,
હું મ્હાલું અન્તરે.

મોતીડે મ્હારા નાથનો પૂર્યો છે ચોક,
આંજતો એ'નો આલોક,
અન્ધારે રોશની.

વાયરે ડોલે પાંદડાં, ડોલે ફૂલ,
અઙ્ગનું ઊડે દુકૂલ,
સુગન્ધની સોડમાં.

ઓ પાર જાવું ને જાવું એથીયે દૂર,
સાંભળું ઝીણેરો સૂર,
હોડી હઙ્કારતાં.

આભથી કેવો ઊતરી આવે ઉજાસ,
પ્રાણની બુઝાય પ્યાસ,
ઝૂલું આનન્દમાં.

## ન કેવળ જતા કર

મદનકુમાર અઞ્જારિયા 'ખ્વાબ'

ન કેવળ જતા કર, કદીક આવતા કર;
કદીક શ્વાસની આગતા સ્વાગતા કર.

ત્હને પણ મળે પૂર્ણિમા પૂર્ણતાની;
બધા ડાઘ જો ચન્દ્ર માફક છતા કર.

ગતિ આંતરે જ્યાં ગતિને, મુસાફર !
પગોથી પગોને જ ત્યાં આંબતા કર.

જગતનો નિયમ છે, કલેવર બદલવાં,
સ્મરણ-સર્પને કાંચલી ત્યાગતા કર.

પ્રસારીને હાથો, કહે ચાડિયો કે :
વિહઙ્ગોને મ્હારા ઉપર બેસતા કર !

## થાશે વીજળી

મહેન્દ્ર જોશી

પાંપણો વચ્ચે મળી
પૂર્વજન્મોની છબી.

પુષ્પ થઈ ઊઘડી રહી
તરબતર બે આંખડી.

સ્હેજ મસ્તક ઓગળ્યું
સ્હેજ પામ્યો લ્હેરખી.

આ કિનારે હું ઊભો
તે કિનારે નાવડી.

જન્મ શું ને શું મરણ
સાચવી લીધી ઘડી.

શબ્દ આ જો અતિક્રમું
તો જ થાશે વીજળી !

## ગોવા-બીચની ત્રણ રચનાઓ

શૈલેશ ટેવાણી

૧

ચૂં ચૂં ચૂં કરતો
આછો આછો તડકો
ખિસકોલીની જેમ
ઘૂસતો ખડકનાં આછાં પોલાણમાં,
માટીની ચાદરનાં આછાં આવરણને દૂર કરી
સૂર્ય સામે છાતી ધરી
લમ્બાવેલા ખડકો
સમુદ્રનાં ન્હાનાં ન્હાનાં મોજાંઓને
કહેતાં 'આવ'... 'આવ'...
શરમાઈ જતી કિશોરી જેવાં મોજાં
સ્પર્શ કરી સરી જતાં 'ધત્...જાવ...જાવ...'

૨

ફકીરાઈથી બેઠો છું ન ફકરો...
આ કેટકેટલાં
માણસો આવે છે
ફીકરનાં પહાડમાંથી સરી સરી
આ રેતીમાં એ...ઈ લમ્બાવી
ઘડીભર આકાશના થવા
પવનના થવા
પાણીના થવા
સૌના ખીસ્સે વરસાદ
સૌના હૃદયમાં
ફરફરે છે નાળિયેરી, સૂર્ય
ને રેશમી રેશમી આન્દોલનો...

૩

એક દિવસ
વૃક્ષોએ કહ્યું વાત વાતમાં,
'અમને ડરરહિત અસ્તિત્વ આપો'
'આપો માણસના દેશથી દૂર'
ઈશ્વરે કહ્યું, 'જાવ, વસો કરોડોની સહ્યાદ્રીમાં
કોંકણ દેશ'
દરિયોય દીધો
માંડોળી દીધી નદી
થોડા પર્વતોય દીધા આસપાસ
ને...
ચોમાસું દીધું ચાર હાથે.
પણ ત્યાંય આપ્યાં માણસો
વૃક્ષોની વચ્ચે
સાગર તીરે
નાળિયેરી તળે
પર્વતોની બીચોબીચ
પણ ભારે ભોંઠા પડ્યા, ડર લઈ આવ્યા.

## પરન્તુ

ગીતા પરીખ

બરોબર બારી નજીક
અમારી ખાટ છે.
રાતની નીરવ શાન્તિમાં
મ્હારા એક પડખે
ગાઢ નીંદરમાં પોઢ્યો છે તું
કેવો મનોરમ !
મ્હારા અસ્તિત્વને કોઈ સૂક્ષ્મ ઉષ્માથી
આકર્ષતી
ત્હારી સ્નેહસભર હૂંફ....
અને મ્હારી બીજી બાજુએ
બારી બ્હારની દુનિયામાં દેખાય છે
ખુલ્લું આકાશ;
પૂનમની રસળતી ચાંદનીથી
સીંચાતું રૂપેરી મખમલિયું આભ-
એ'ની સુંવાળપને હળવેકથી હીંચોળતાં
આસોપાલવનાં હરિયાળાં પાન...
પડખું બદલીને હું એ આકણ્ઠ માણવા ચાહું,
પરન્તુ...!

## વનિતા : ત્રણ ચિત્રો

ભગીરથ બ્રહ્મભટ્ટ

### લગ્નોત્સુક : કુમારિકા

મનગમતી પાંપણે પૂછ્યો સવાલ -ત્હને છેડલી ભાવે કે ભાવે ઢોકળાં ?
મ્હેં આંખો મીંચીને કહ્યું : 'છોકરાં'

પાંપણની પછવાડે છાનુંછપનું કોઈ વ્હેંચે છે ખોબલે ઉજાગરા;
સાકરની જેમ મ્હને દાઢોમાં સાચવે હોઠોનાં ભીડે મિજાગરાં.

ઊંચેરા ઝાડની ડાળીએ ચઢાય અહીં લૂમ્બ ઝૂમ્બ ફાલ્યાં છે ઝાંખરાં
ત્હને છેડલી ભાવે કે ભાવે ઢોકળાં ? મ્હેં આંખો મીંચીને કહ્યું : 'છોકરાં.'

ખટમીઠા સ્વાદ સૌ ટોળે વળે અને રણઝણતી માંડે છે ગોઠડી,
ચબરાકી હતી એ ચટકીલી પાછી જીભ મૂઈ થૈ ગૈ છે તોતડી.

કાંટાળી કેડી પર ચાલવા છતાંય મુંને લાગે મારગ હવે મોકળા,

ત્હને છેડલી ભાવે કે ભાવે ઢોકળાં

મ્હેં આંખ્યું ખોલીને કહ્યું : 'છોકરાં.'

### લગ્નોત્સુક : પ્રૌઢા

સખી સોયમાં પૂરવો છે દોર : મનગમતા ઝાડવાની ટોચ્યું દેખાય,
પણ સોયનું નાકું નઠોર.

બખિયાને આશરે બેઠી છું ક્યારની તૂટ્યાં અસ્તર ફાટી ચોળી,
ભુંસાતા જાય અરે વિખરાતી જાય કોઈ હોળીની રાહમાં રંગોળી.

ટોડલાના મોરલાને ટાઢા પડાય, અહીં ટહુકાનું ઝાઝેરું જોર,
સખી સોયમાં પૂરવો છે દોર.

શમણાંની લ્હેરખીમાં આભલે ઊડું અને જમ્પેલા જળને દઝાડું,
ડાળીએ ડાળીએ હિલ્લોળા લઉં અને પાંદડાંમાં પૂનમ્યું ઉઘાડું,
કોઈ કલરવમાં કાયા ડૂબાડું.

લમ્બાતી જાય રાત લમ્બાતી જાય, થાશે ને ક્યારેક તો ભોર ?
સખી સોયમાં પૂરવો છે દોર.

# વિધવા : સ્મૃતિકથા

ભગીરથ બ્રહ્મભટ્ટ

જૂની ચાદરની ફાડું છું કોર, એ'ની ભાત્યમાંથી ઊઘડે છે તાજ્યનાં ફૂલ, અને સૌરભની ઊડે છે છોળ !
છેડાનાં ફૂલ પર નખનાં નિશાન અને કરચલીએ કરચલીએ ક્રીડા,
ઊન થકી ગૂંથેલા સ્વેટરની જેમ કોઈક ઉકેલે માંહ્યલી પીડા !
કોરમોર યાદોની વાદળી બન્ધાય પછી જામે છે ઘટા ઘનઘોર; જૂની ચાદરની ફાડું છું કોર !
ચાંદરના ચોકઠામાં હેલે ચઢેલ કંઈ શ્વાસોનાં રણઝણતાં રૂપ,
નદીની જેમ હુંય વ્હેવા માંડી, હમણાં જ હતી હું તો સ્તૂપ !
ધોધમાર ચોમાસાં વરસ્યાં કરે અને ભીતરમાં ટહુકે છે મોર; જૂની ચાદરની ફાડું છું કોર !
ચાદરને તારતાર ફણગા ફૂટ્યા અને ફૂટ્યા છે મનગમતા ફાલ,
આંખોથી આયખાનું કજ્જુ ઝરે, કારણમાં કોરાકટ્ટ ભાલ !
જોરદાર વાછંટે વીંધાતી જાઉં અને શરમમાં થાઉં રાતીચોળ; જૂની ચાદરની ફાડું છું કોર !
ચાદરમાં શમણાંની ડાળીઓ ફૂટી હું ભીંજાણી નવું નકોર,
વાયુની જેમ મ્હારી નાડીયુંમાં ધબકે છે ચન્દન શી ચાંદની ચકોર;
હું ચાદરને સાચવી પટ્ટાળે મે'લું, હરે ! પત્થર પર પાણી ના ઢોળ;
અરે ! પત્થર પર પાણી ના ઢોળ; જૂની ચાદરની ફાડું છું કોર !

# કાળી છોકરી

જગદીશ વ્યાસ

તડકો ડાબે-જમણે સરર કાપતી કાળી છોકરી કશું ટાંપતી આવે,
સેલતી કાળી માછલી જાણે દૂધિયા સરોવરમાં પાણી કાપતી આવે.
ધૂળ-માટીને ઢાંકતું પાણી તબકી છલોછલ સરોવર બનવા લાગે,
લૂ જેવી લૂ એક વેળાએ ખાઈ ઝબોળો જલની લહર બનવા લાગે,
મારગે કાળી છોકરી જ્યાં જ્યાં પોયણી સમા પગલી-બૂટા છાપતી આવે.
મારગે ઊભાં ઝાડવાં બધાં પોતપોતાની છાંયડાની ઠકરાત દેખાડે,
થોભવું, નહીં થોભવું ક્યાં ક્યાં જાણતી એ તો ડગલાં ફટોફટ ઉપાડે,
ઝાડ ન જાણે એમ એ કાળી છોકરી એ'ના તડકા-છાયા માપતી આવે.
ઝબકારામાં ચૂકવી નજર ક્યાંય રે ઊંડે પ્હોંચતી કેડી પકડી લેતી,
દોડતી પ્હોંચી ઝાડવા નીચે કોઈને કણ્ઠે વળગી પડી જકડી લેતી,
હાર મેલીને વેગળો છાનીછપની ચિઠ્ઠી એક છાતીએ ચાંપતી આવે.
કોઈની ઉપર જાત ઉલેચી નાખતી એ તો તળિયા લગી સાવ ઢોળાતી,
કોઈનામાં એ ડૂબકી મારી પગથી માથા લગ પછી તો ઝબકોળાતી;
ફૂટતી રોમેરોમ લાલી લઈ આવતી વેળા સાંજને કાળપ આપતી આવે.

## દોડતા આવ્યા

'રાઝ' નવસારવી

અમે સંવાદનું વાતાવરણ લઈ દોડતા આવ્યા,
હતી સૌની ખુશી તે'વું વલણ લઈ દોડતા આવ્યા.

ખબર નો'તી કે મૃગજળ જેમ અમને તુંય છેતરશે,
ત્હને મળવા અમે મૃગનાં ચરણ લઈ દોડતા આવ્યા.

અમે તો કોઈને પણ જિન્દગી દેવા હતા તત્પર,
હતા તે કોણ કે જેઓ મરણ લઈ દોડતા આવ્યા.

તું જાણે છે, ફકીરોની તો સાચી એજ દોલત છે,
ત્હને દેવા અમે અન્તઃકરણ લઈ દોડતા આવ્યા.

અમારે ઢાંકવી'તી 'રાઝ' દુશ્મનનીય બદનામી,
અમે તો ગુપ્તતાનું આવરણ લઈ દોડતા આવ્યા.

## ઠીંગણા પ્રદેશમાં

જગદીશ વ્યાસ

પહોંચ્યો છું હું એવા ઠીંગણા પ્રદેશમાં
દરિયો પણ હોય છે જ્યાં ટીપાના વેશમાં.

ન્હાનકડાં લોકોનાં ન્હાનકડાં માપ છે,
દીવાનો તાપ અહીં સૂરજનો તાપ છે,
જાય નજર સૌની બસ પડછાયા જેટલે
કોઈ નથી જોતું કે સૂરજ છે કેટલે;
હોય ભલે ઊભેલાં મોકળા રવેશમાં.

સહુ પર ચલાવતું જ્યાં રાજ ઠીંગણાપણું
એ'વા પ્રદેશમાં શું કામ હોય આપણું ?
આવ્યાની ઘટના પર મૂકી સળગ્ન કાપ,
અન્ધારે ચાલી રે નીકળીએ ચૂપચાપ,
પોતાની જાત લઈ વધીઘટી શેષમાં.

## વૃક્ષ થવાની ઝંખના

મફત ઓઝા

આ વૃક્ષોએ આખી રાત મ્હારી સાથે વાતો કરી
અત્યાર સુધી કોઈ આટલું લળ્યું નથી મ્હારા પર
મ્હનેય કૂંપળો ફૂટી હતી
હું વૃક્ષવંશનો છું એ મ્હને વૃક્ષે કહ્યું ત્યારે-

વૃક્ષો એમનાં સુખદુઃખને
ફૂલની ભાષામાં એક બીજાને કહે છે. ત્યાં પવન
પતજ્ઞિયું બની ઊડાઊડ કરે છે સતત ખેલવા-
આકખું આકાશ
અન્ધાર ઓઢી વૃક્ષો સાથે લપેટાયું છે ત્યારે
હું તારાનું એક ઝૂમખું ટમટમું છું અધરાત
મધરાત વર્ષોથી.

સડક વૃક્ષોનાં મૂળ કાપી લમ્બાય તોય
વૃક્ષોએ એમના પડછાયા પાથર્યા એ'ના પર
માતાના હેતથી.
મ્હેં બારણું તો બન્ધ કરી દીધું છે.
લમ્...બાતી ડાળી બારીમાંથી ડોકિયું કરે છે
ને હાથ ખાસ્સો લાંબો થાય છે બારી બન્ધ
કરવા-
વૃક્ષની મ્હારી સામે ફરિયાદ છે
પણ એ તો એ'ની ફૂટતી કૂંપળ ધરી મ્હને
કંઈક કહે છે.
હું મ્હારી મર્મરની ભાષા ભૂલી ગયો છું
એટલે નથી વાતો કરી શકતો એમની સાથે-
મ્હેં મ્હારા પગ કાપી
રાતોરાત રોપી દીધા છે
કદાચ એ'નેય મૂળ ફૂટે-
હજી સુધી એ હતા તેમ રોપાયેલા છે.
મ્હારે માણસ મટી વૃક્ષ થવું છે
મ્હને કોઈ શીખવે વૃક્ષ થવાનું ?

# ગ્રીનરૂમમાં હમેશાં અન્ધારું જ હોય છે

સૌમ્ય જોશી

ફાંસીની સજા પામેલો કેદી જેલના સળિયાથી ફાંસીના ગાળિયા સુધી પહોંચે છે,

એ ગાળામાં કેટલો બધો જીવન્ત હોય છે એ. એનું રોમેરોમ જીવતું હોય છે.

સળિયાથી ગાળિયા સુધીના પ્રવાસમાં એકેએક પગલાનો અહેસાસ કરી શકે છે એ.

એ એટલો બધો જીવતો હોય છે કે એની છેલ્લી ઇચ્છાય માત્ર જીવી જવાની હોય છે.

આટલું બધું જીવતું કોઈ નથી હોતું ક્યાંય
આટલું સજીવ કોઈ નથી હોતું ક્યારેય,
આટલું ભરપૂર કોઈ જીવી નથી શકતું...

અમારા સિવાય

અમે, ઓડિટોરિયમમાં અન્ધારું થાય એની રાહ જોઈને બેઠેલા અમે, ઓડિટોરિયમમાં અન્ધારું થાય છે.

પ્રેક્ષકો આલ્ફાબેટીકલી બેસી જાય છે પોતપોતાના નમ્બર ઉપર, પોતપોતાનાં સ્ટેટસ મુજબ.

First bell વાગે એ'ની સાથે જ અમે જીવતા થઈ જઈએ છીએ અને, અમને ખ્યાલ પણ નથી રહેતો કે રાજાનો મુગટ ને નવલખો હાર અમારા નથી.

પણ ૭૫ રૂપિયા per night ભાડાના છે.

અમને ખ્યાલ પણ નથી રહેતો કે પોલીશ કરેલા બૂટ ને ઇસ્ત્રીટાઇટ કોટ પાછા મૂકવાનાં હોય છે propertyની બેગમાં.

અમને ખ્યાલ પણ નથી રહેતો કે તખ્તાના મહેલમાં ને ગન્જીપાનાં મહેલમાં કોઈ જ ફરક નથી.

મહાનતમ સત્યો ભૂલી શકીએ એટલા બધા જીવન્ત હોઈએ છીએ અમે એ સમયે.

પરદો ખૂલતાંવેંતજ કોઈ બીજાના વેશમાં, કોઈ બીજાના દેશમાં, કોઈ બીજો થઈને જન્મ લઈએ છીએ અમે, concentrated spot નામના અજવાળિયા પ્રસૂતિગૃહમાં આરમ્ભ થાય છે અમારા જીવનનો.

બાંધી આપેલું માપેલું ગોળ અજવાળું મળે છે અમને અમારા ભાગમાં.

પણ ગ્રીનરૂમમાં હમેશાં અન્ધારું જ હોય છે.
તખ્તાની જમણીબાજુ વીંગથી છ ફૂટ,
તખ્તાની ડાબીબાજુ વીંગથી છ ફૂટ
ગ્રીનરૂમ નામની હકીકતના દરવાજા બન્ધ કરીને
આવી ગયા હોઈએ છીએ અમે તખ્તાની વચ્ચો વચ
વીંગ વગરના દેશમાં,
મહેલ વગરના મહેલમાં.

રાજમહેલની મીણબત્તી કે શયનગૃહના દીવા ઓલવાતા નથી ક્યારેય.

પણ ગ્રીનરૂમમાં હમેશાં અન્ધારું જ હોય છે. રૂપેરી જાજરમાન વસ્ત્રો પહેરીને ત્રણ કલાકના અનન્તકાળ સુધી અમે બની શકીએ છીએ અમારું જ સ્થાન.

કારણકે ગ્રીનરૂમના દરવાજા એ વખતે બન્ધ હોય છે. પણ બહુજ નજીકનો ભૂતકાળ ને બહુજ નજીકનું ભવિષ્ય મડદું થઈને ઊભું હોય છે હકીકતના દરવાજા પાછળ. મડદું થઈને ઊભું હોય છે કંઈક, અમારી જીવન્તતા પાછળ. પોલીશ કરેલા બૂટની ખીલીઓ. ઉપસેલો ભૂતકાળ મોચીની રાહ જોતો પડ્યો હોય છે ગ્રીનરૂમના એક ખૂણામાં. ઇસ્ત્રીટાઇટ કોટનો ફાટેલો ભૂતકાળ સિવાઈ જવા માટે રાહ જોતો હોય છે એક નાઇટના પેમેન્ટની.

તખ્તાપર દેખાતી પાણીદાર આંખો હજુ હમણાં જ ઉતારીને આવી હોય છે નમ્બરનાં જાડા કાચના ડાબલા.

જાજરમાન રાજમુગટ છુપાવી શકે છે જર્જરિત થયેલા વાળને.

નિઃસહાયતાથી વધતી ટાલને પણ ગ્રીનરૂમમાં છતા થઈ જાય છે સફેદ વાળ, નિઃસહાય ટાલ. ગ્રીનરૂમમાં હોય છે અરીસાઓ, ને કદાચ એટલે જ, ગ્રીનરૂમમાં હમેશાં અન્ધારું જ હોય છે. પણ ગ્રીનરૂમનું અન્ધારું ઘણું બધું દેખાડી શકે છે. તખ્તાપર એ'ને માટે મરી ફીટતા મજનૂને નરી આંખે જોયો અમારી લૈલાએ. પણ ગ્રીનરૂમમાં અન્ધારામાં અચાનક એ'ને દગો કરીને ભાગી ગયેલો એ'નો પ્રેમી દેખાઈ ગયો, ગ્રીનરૂમનું અન્ધારું આવું બધું હમેશાં અજવાળી દેતું હોય છે. કંઈ કેટલીયે કૂટનીતિઓ ભજવીને અમારો ચાણક્ય વિષ્ણુગુપ્ત મેધાવી ઠાઠથી ખોલી બેઠો ગ્રીનરૂમનો દરવાજો. એ'નામાંનો ચાણક્ય જીવતો રહી ગયો છેક ગ્રીનરૂમ સુધી. અને એટલે જ બારણામાં ફસડાઈ પડ્યો એ. એ'ને અહેસાસ થયો કે એના રાજની રાજનીતિ સમજવા એ પોતેજ સમર્થ નથી રહ્યો. બધા સમીકરણો વ્યાકરણો ખોટા પડી ગયા છે, રાજ-રમતોમાં ઈશ્વર જ હણાઈ ગયો છે ને ચણાઈ ગયો છે એ'નો પાળિયો. પરમ મેધાવી રાજરમતોનો બેતાજ બાદશાહ ચાણક્ય વિષ્ણુગુપ્ત પણ છેતરાઈ ગયો અમારા ગ્રીનરૂમનાં અન્ધારાંથી.

અથવા તો પછી તખ્તાનાં અજવાળાથી. ને એ'ની સામે આવીને ઊભી રહી ખાલી ૭૫ રૂ.ની રાત. આ'વું જ હોય છે.

તખ્તા પર બધા પ્રશ્નો ઉકેલી શકીએ છીએ અમે, પણ ગ્રીનરૂમમાં અમે સાવ નિરુત્તર હોઈએ છીએ. તખ્તાપર અમારી સીતા અગ્નિ-પરીક્ષામાંથી નીકળી જાય છે સલામત રીતે.

પણ ગ્રીનરૂમમાં તો દહેજ ન મળવાથી કંઈ કેટલીયે સીતાઓ ભડકે બળે છે અમારી બાજુમાં. તખ્તાપર વૈશાલી ગણરાજ્યનાં રાજમાર્ગના ભિખારી પણ ન્યાયનો-ઘણ્ટ વગાડી દે છે.

હે કૃષ્ણ ! કહીને બચાવી લે છે દ્રૌપદી એ'નાં ચીર પણ ગ્રીનરૂમમાં તો 'To be or not to be' વિચારવાય ન રોકાયેલી લજ્જિત દ્રૌપદી અમારી સામેજ લટકી પડે છે.

તખ્તાપરનો રાજપાટ ઓલવાઈ જાય છે ગ્રીનરૂમમાં. દરરોજ આવું જ બને છે.

કાલે 'King Lear' ભજવ્યું'તું અમે, ૨૩ વર્ષના પેલા જુવાનિયાના શરીરમાં ઘરડો Lear બેસી રહ્યો'તો ત્રણ કલાક.

ઘરડું યૌવન થનગન્યું'તું એનામાં
સ્ફૂર્તિલું ઘડપણ તાણ્ડવ કરતું'તું એ'નામાં.

Lear બની ગયેલો એ પૂરેપૂરો Lear. પણ ગ્રીનરૂમમાં આવીને એણે માથાપરની સફેદી ને ચહેરા પરની કરચલીઓ બાજુમાં કાઢી, ત્યારે અચાનક જ અન્દરને અન્દરથી કંઈ કેટલીયે કરચલીઓ આવીને ચોંટી ગઈ એ'ના ચહેરા ઉપર. અન્દરને અન્દર કંઈક ફિક્કું સાવ સફેદ પડી ગયું એનામાં. યુવાન ઘરડો અચાનક જ ઘરડો યુવાન બની ગયો. અરીસામાંના અન્ધારાં સામે જોઈ અમારો એ Lear ખાલી એક જ વાક્ય બોલી શક્યો.

'Pray do not mock me'

અરીસામાંનું અન્ધારું હમેશાં અમારી હાંસી ઉડાડતું હોય છે. તખ્તા પર અમે હસી શકીએ છીએ, હસાવી શકીએ છીએ કારણકે અમે ભૂલી ગયા હોઈએ છીએ કે ગ્રીનરૂમમાં હમેશાં અન્ધારું જ હોય છે ને દરવખતે અમે એ અન્ધારાંની વેદના અનુભવીએ છીએ. અમારા રાજમહેલનું ભાડું આપીને ગાડામાં રવાના કરી દેવાની વેદના અનુભવીએ છીએ.

તોય તખ્તો અમારાથી છૂટતો નથી.
કારણકે અમને લાગ્યા કરે છે,

કે તખ્તાનું અજવાળું સામે બેઠેલી હજાર આંખો સાથે અથડાઈને એક દિવસ ગ્રીનરૂમનું અન્ધારું ચોક્કસ ઓલવી શકશે.

## પ્રતીક્ષા

નલિની બ્રહ્મભટ્ટ

ત્હારી પ્રતીક્ષા કરતાં કરતાં
ક્યારેક ખીલે છે ગુલમ્હોર મ્હારી આંખમાં
તો
ક્યારેક ઝરે છે પારિજાત પાછલા પહોરે શ્રાવણમાં.
હવે તો ભૂંસાઈ ગઈ છે — સીમારેખા સમયની,
નિહાળું છું — સમયના સરકતા અનન્ત પ્રવાહને
અને
હું બની જાઉં છું કેવળ અન્તઃસ્રોતા સરસ્વતી,
ટેકરીઓના ઘાસની ભીની ભીની ખુશબૂ,
અન્ધકારમાં આગિયાનું જલવું,
સાગરસમર્પિતા સરસ્વતીને જડવાનો શું સ્વામી ?
હું યે શોધું છું મ્હારું જળત્વ
ને મ્હને જડે છે મ્હારા જ જળમાં
મ્હારા જીવનનો વિસ્તાર.
હું વહું છું — બેઉ કાંઠે — ભરપૂર, મુક્ત, ઉન્મત્ત;
આ કાંઠે હું — સામે કાંઠે તું.
ત્હારેય પામવું હોય જળ; તો ઝુકાવ, મારા નાથ !
કિન્તુ — કેવો રોમાઞ્ચ વ્યર્થ !
તું તો જાત જાળવી
કિનારે બેસી માત્ર પ્રતીક્ષા કરે છે,
એક મોટી માછલીની !
— જે ત્હારી જાળમાંથી સરી ગઈ છે,
અન્ધારઘેર્યા આકાશમાંથી ખરી પડ્યા બે તારા
ઝિલાઈ ગયા મ્હારી દૃષ્ટિમાં
ને ઝળકી ઊઠ્યાં મ્હારાં નેત્રો
પછી તો—
જગત આખું ઝાકમઝોળ !

## મધુમાસ

નલિની બ્રહ્મભટ્ટ

પવનના એક જ ઝોકે
સૂકાં પાન ક્યાંય ઊડી ગયાં !
મ્હારા અન્ધારઘેર્યા પથ પર
શત-સહસ્ર દીપમાલા પ્રગટાવી કોણે ?
કોણે ?...કોના કોમળ હાથે ?
મ્હારી પાંસળીઓમાં
ત્હારી વાંસળીની મધુર તાન,
મ્હારાં હાડમાં
ત્હારી કેસરિયાળી આંગળીઓનો સ્પર્શ,
મ્હારા લોહીમાં
ફૂલોની સુવાસ
હવે તો —
મધુમાસ બારેમાસ.



## લીલા

રાજેન્દ્ર શાહ

ધવલ ગલ
નીલ અમ્બોધિ-છોળે
રમે ગેલથી



# પિનાકિન્ ઠાકોર

ધીરુ પરીખ

સ્વાતન્ત્ર્યોત્તર ગુજરાતી કવિતાના આરમ્ભના તબક્કે જે નવ્ય કવિગણ આગળ આવ્યો તેમાં પિનાકિન્ ઠાકોર પણ એક હતા. એ પ્રાથમિક દશકમાં એમની કવિતાએ કાવ્ય ચાહકોનું ધ્યાન ખેંચ્યું હતું. નવેમ્બર ૨૪, ૧૯૯૫ના રોજ હૃદયરોગના હુમલાથી અમદાવાદ ખાતે એમનું અવસાન થતાં સહુ કાવ્યચાહકોને આઘાત લાગે તે સ્વાભાવિક છે.

પિનાકિન્ ઉદયલાલ ઠાકોરનો જન્મ ૧૯૧૬ના ઓક્ટોબરની ૨૪મીએ બર્માના મ્યૉગ્મ્યોં નગરમાં થયો હતો. માતાપિતાના એકના એક સન્તાન તરીકે તેઓ પૂરાં લાડકોડમાં ઊછર્યા હતા. એમણે માધ્યમિક શિક્ષણ વડોદરામાં પૂરું કરી ૧૯૩૪માં મેટ્રિકની ઉપાધિ મેળવી હતી. ત્યાં જ એમ.એસ. યુનિવર્સિટીમાં એક વર્ષ ઉચ્ચ શિક્ષણ મેળવી, ખેતીવાડીના અભ્યાસ માટે પૂના ગયા અને ત્યાંથી ૧૯૩૮માં બી.એસસી.ની ઉપાધિ પ્રાપ્ત કરી. સ્નાતક થયા પછી સોનાઝવેરાતના વેપારમાં સ્થિર થવા બર્મા પાછા તો ગયા, પરન્તુ બીજું વિશ્વયુદ્ધ આરમ્ભાતાં ભારત પાછા ફર્યા અને અમદાવાદમાં રતનપોળમાં ઝવેરાતની દુકાન કરી વ્યાવસાયિક જીવન આરમ્ભ્યું. ૧૯૫૬માં આકાશવાણીના અમદાવાદ કેન્દ્ર ખાતે નાટ્યવિભાગના વડા તરીકે જોડાયા તે ૧૯૭૭માં ત્યાંથી નિવૃત્ત થયા ત્યાં લગી એકધારી નિષ્ઠા અને લગનથી પોતાની ફરજ બજાવતા રહ્યા. વચ્ચે તેમણે ગુજરાત વિદ્યાપીઠમાં ખેતીવાડીના વિષયમાં શિક્ષણકાર્ય પણ કર્યું હતું.

૧૯૪૨ની સ્વાતન્ત્ર્યની લડતમાં તેમણે સેવાદળના સભ્ય તરીકે સક્રિય ભાગ લીધો હતો. ભૂગર્ભમાં રહી તેઓ લડતની પત્રિકાઓ વહેંચતા. એમની સેવાદળમાંની સક્રિયતાએ એમનામાં કડક શિસ્તનો આગ્રહ કેળવ્યો હતો, તો વડોદરા — નિવાસ દરમિયાન 'શ્રેયસ્સાધક અધિકારી વર્ગ'માંની સક્રિયતાએ અધ્યાત્મરઙ્ગ લગાડ્યો હતો. આ ઉપરાન્ત તેઓ અમદાવાદમાં 'રઙ્ગમણ્ડળ'ની નૃત્યનાટ્યપ્રવૃત્તિમાં પણ આગળ પડતો ભાગ લેતા હતા.

કવિતાનો છન્દ તેમને વડોદરા નગરીમાંથી લાગેલો. એમનું પ્રથમ કાવ્ય વડોદરાના કૉલેજકાળ દરમિયાન ત્યાંના સામયિકમાં પ્રકટ થયું હતું. પરન્તુ ૧૯૩૫માં 'પ્રસ્થાન'માં રા.વિ. પાઠકે તેમનાં ત્રણેક કાવ્યો પ્રટ કર્યાં એટલે એમનો આત્મવિશ્વાસ કોળ્યો હતો. એ જ અરસામાં કૉલેજમાં રાજેન્દ્ર શાહની મૈત્રીએ પેલા આત્મવિશ્વાસને દઢાવ્યો અને સર્જન છોળી ઊઠ્યું. બન્ને મિત્રોના અરસપરસના કાવ્યવાચનથી એ પ્રવૃત્તિ-પુષ્ટ અને પરિષ્કૃત બની.

૧૯૪૦ના અરસામાં અમદાવાદમાં સ્થિર થતાં 'કુમાર કાર્યાલય'માં સદ્‌ગત બચુભાઈ રાવત કવિતાની કાર્યશાળા જેવી 'બુધસભા' ચલાવતા તેમાં નિયમિત હાજરી આપવા માંડી અને એક પછી એક સરસ કૃતિઓ સર્જાતી ગઈ. 'કુમાર'માં એમની ઘણી ઉત્તમ કાવ્યકૃતિઓ પ્રકાશિત થઈ. 'બુધસભા'નો રઙ્ગ એ'વો લાગ્યો કે ભાગ્યે જ કોઈ બુધવાર પડે ! બચુભાઈ રાવતની તબિયત નાદુરસ્ત બનતાં એમણે પિનાકિન્‌ભાઈની કાવ્યપ્રીતિ અને અનન્ય નિષ્ઠા જોઈ બુધસભાનું સઞ્ચાલન આ લખનારની સાથે એમને સોંપ્યું. આમ, લગભગ ૧૯૯૪ સુધી એટલે કે અર્ધી સદીથી પણ વધુ કાળ એમણે 'બુધસભા'માં નિયમિત હાજરી આપી નવકવિઓને મૂલ્યવાન માર્ગદર્શન પૂરું પાડ્યું.

પિનાકિન્ ઠાકોરે ગીત-સોનેટ ઉપરાન્ત ગઝલ, ગદ્યકાવ્ય, મુક્તક, હાઇકુ વગેરે કાવ્યપ્રકારોમાં કામ કર્યું છે, પરન્તુ તેમની સર્જકતાનો ઉત્તમ આવિષ્કાર તો ગીતો અને સોનેટોમાં જોવા મળે છે. ભાવની સઘનતા સાથે તદનુરૂપ છન્દોલય ધ્યાનાકર્ષક બની રહે છે. એમની પ્રથમ રચના 'પાથેય' એમની આધ્યાત્મિક લગનીનું એંધાણ આપી જાય છે. કવિ એક ગીતમાં ગાય છે.

*'કોણ મારા હૈયાને ભરતું ગાને ?*
*ભીતર ભરાઈ મને બાહીર બોલાવે,*
*આંખ ખોલીને અન્દર છુપાતું શાને ?'*

તો વળી બીજી એક રચનામાં કહે છે :

*'મને કોણ બોલાવે રે આઘે આઘે સાદ કરી,*
*કોણ બાર ખોલાવે રે પુરાણી પિછાણ ધરી.'*

તો સંસારભાવને પણ એમણે આકણ્ઠ માણ્યો છે અને પોતાની કવિતામાં વ્યક્ત કર્યો છે. એક કાવ્યમાં વધૂને કહે છે;

*'વધૂ હે !*
*ક્ષણે ક્ષણે તું નવરૂપ આવે,*
*આશ્લેષમાં તું, નહિ તોય દશ્ય,*
*વાત્સલ્યને અઞ્ચલ શાં છુપાવે,*
*ત્રિકાલનાં શાશ્વત સૌ રહસ્ય.*

'તડકો' કે 'રઙ્ગ લાયો' જેવાં કાવ્યોમાં એમણે પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપોને સુપેરે ગાયાં છે. તો કેટલીક રચનાઓમાં હળવાશ અને વેધક વ્યઙ્ગ પણ જોવા મળે છે. એમણે રાષ્ટ્રપ્રેમની રચનાઓ કરી છે તો માનવપ્રેમને પણ નિરૂપ્યો છે. એમણે બાળકાવ્યો આપ્યાં છે તો સઙ્ગીતરૂપકો પણ રચ્યાં છે; મઙ્ગલાષ્ટકો રચ્યાં છે તો થોડાં મુક્તકો પણ આપ્યાં છે. પલટાતી કાવ્યવિભાવનાઓ સાથે એમણે કદમ મિલાવ્યા છે, ને એ રીતે આધુનિકતાના સંસ્પર્શવાળી રચનાઓ કરવાનો પણ પ્રયત્ન કર્યો છે, એમની કાવ્યપ્રવૃત્તિ મહદંશે પ્રશિષ્ટ અને રોમૅન્ટિકનો સમન્વય સાધે છે.

એમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'આલાપ' ૧૯૫૨માં પ્રકટ થયો ત્યાર પછી ૧૯૬૬માં 'રાગિણી', ૧૯૭૧માં 'ઝાંખી અને પડછાયા' ૧૯૭૨માં 'શ્રી લકુલીશ સ્મરણયાત્રા', ૧૯૭૩માં 'ઝાંઝર ઝલ્લક', ૧૯૭૫માં 'ફોરાં અને ફૂલ', ૧૯૮૨માં 'ભીના શબ્દો' અને 'આશિષ-મઙ્ગલ' તથા ૧૯૮૮ માં 'એક જ પલક અજમ્પ' આદિ કાવ્યસઙ્ગ્રહો આપી પોતાના સર્જન-સાતત્યની પ્રતીતિ કરાવી આપી છે. વ્યક્તિ તરીકે સજ્જન અને સર્જક તરીકે સજ્જ એવા પિનાકિન્ભાઈ વખત આવ્યે મૂલ્યરક્ષા કાજે રાતી આંખ પણ કરી શકતા હતા. આમ છતાંય એમનું વ્યક્તિત્વ પૂરા પ્રેમરઙ્ગ્યું હતું. મૂલ્યહ્રાસના વાતાવરણ વચ્ચે આવી મૂલ્યનિષ્ઠ વ્યક્તિ અને કૃતક રચનાકારોની ભરમાર વચ્ચે સંયમી સાચકલા સર્જકની ચિરવિદાય એમના જ એક મુક્તકને સ્મરવા પ્રેરે છે :

*'સૌન્દર્ય રહો આ ચિર નિષ્કલઙ્ક,*
*આ જ્ઞાન રહેજો નિત નમ્ર, શુદ્ધ,*
*આ ત્યાગની રિદ્ધિ ન થાવ રઙ્ક,*
*રક્ષા કરો પાવન હે પ્રબુદ્ધ.'*



## 'નવ્ય કવિશ્રેણી'

### નવું પ્રકાશન

કવિલોક ટ્રસ્ટની 'નવ્ય કવિશ્રેણી'માં આઠમા પ્રકાશન તરીકે શ્રી દેવેન્દ્ર દવેનો કાવ્યસઙ્ગ્રહ 'નજીક' પ્રકટ થઈ ગયો છે. નેચરલ શેઇડના ભારે કાગળ પર કમ્પ્યૂટર કમ્પોઝ અને ઓફસેટ છપાઈના ૪૮ પૃષ્ઠના આ પુસ્તકની કિંમત રૂ. ૧૫ છે. ટપાલથી મગાવનારે રવાનગીખર્ચનો રૂ. ૧ વધારે મોકલવો.

## દસ બસ બસ !

કનુભાઈ જાની

એક વારતા:
એક રાજા,
આકાશે એક ચાંદો;
એક રાણી
ભરતી પાણી
ત્યાંથી નીકળ્યો વાંદો ! ૧

બે મૂછ વાંદાની
(ને) એક પૂંછે ઉન્દર
ચોટી ગ્યાં'તાં કાગળે
જ્યાં બન્દે નાંખ્યો ગુન્દર ! ૨

ત્રણ હતા ખૂણા
(ને) એ'નો એક ત્રિકોણ;
ત્રણ એ'ને બાજુ !
બોલો, ચાલે કોણ કોણ ?
એક પા બન્દા ચાલે
બીજી પા બા;
ત્રીજી પા મૂછમરડતા
ચાલે પપ્પા ! ૩

એ'માં એક ગાય નીકળી
ચરણ એ'નાં ચાર;
વચ્ચેથી એક સરી ગૈ'તી
બિલ્લી આરપાર ! ૪

પઞ્જો જબ્બર પપ્પાનો
ને આંગળાં ? પાંચ.
વચ્ચે ભરવી ચોપડી કરે
વાંચ વાંચ વાંચ ! ૫

ટીવી અમે જોતાં'તાં
રે, હું ને પેલો જક્કો
કપિલદેવે ઊંચો ઊંચો
ફટકાર્યો'તો છક્કો ! ૬

વાડ કૂદવી આકાશે ગ્યો
દડો ક્યાંક ડૂલ !
સપ્તર્ષિએ ઝીલ્યો હશે
એ'માં કોની ભૂલ ?
સાત તારા સપ્તર્ષિના
ઝગમગ ઝગમગ હસતા !
છેડે ઊભા અમ્પાયરશા
ધ્રુવજી તો ના ખસતા !
સાત વારના બધાય દા'ડા
સરખા લાગે આમ;
રમવા માટે રવિ એકલો,
બાકી, કામ કામ ! ૭

ઠાઠ હવે ક્યાં રહ્યો જ છે
કે, આઠ બતાવું ખાંતે ?
આ મ્હેં જોડ્યા હાથ :
આંગળી ગણવી સૌએ જાતે ! ૮

'નવ્વ' કહેતાં નોરતાંના
નવેય દા'ડા ગમતા
તાલી-રમઝટ દાંડિયારાસ
ચગતા રમતા ભમતા ! ૯

હાથ જોડીને વન્દન કરતાં
થઈ જાય ત્યાં દસ !
બસ રે ભૈ બસ, હવે
બસ રે ભૈ બસ ! ૧૦

## ખોળજે મ્હને

રાજેન્દ્ર શાહ

કેમ કરી તું શોધશે મ્હને ?
મા..
હમણાં હું છુપાઈ જાઉં છું,
તું બેસી રહે અહીં.
આંખ મીંચેલી રાખવી ત્હારે
છાનુંય જોવું નહીં.

ક્યાંકથી કંઈ ખખડે જ્યારે,
ખોળવાને તું આવજે ત્યારે.

ખોળશે મ્હને બારણા પાછળ ? ઊં..હું...
ખોળશે મ્હને પડદા પાછળ ? ઊં..હું...
ખોળશે મ્હને ઝાડની ડાળે ? ઊં..હું...
ખોળશે મ્હને તળાવ પાળે ? ઊં..હું...
ખોળશે મ્હને
પક્ષી-પાંખે ?
વાદળ-માથે ? ઊં..હું

એમ હું ત્હારે હાથ ન આવું,
'કહીં છો મ્હારા લાલ ?'
બોલશે ત્યારે
હળવેથી ડોકાઈને લગીર
ચમ્પાતી લઈ ચાલ,
"હાઉં." કરી આવીશ હું ત્હારી કને.



## મેળો

માણેકલાલ પટેલ

અમને ગમતો સઙ્ગસઙ્ગનો મેળો,
અમને મળતો રઙ્ગરઙ્ગનો મેળો !

દૂરે ડુઙ્ગરકરાડ ઘેરી
ખુલ્લા કણ્ઠે દિલડાં વેરી,

લોકઉમઙ્ગે ગાયે નાચે મેળો,
અમને ગમતો રઙ્ગરઙ્ગનો મેળો !

પાવા સૂરે સરગમ વાગે,
ઢોલક થાપે પડઘમ ગાજે;

અચકમચક હડિયોમાં જામે મેળો,
અમને ગમતો રઙ્ગરઙ્ગનો મેળો !

મુખડાની મરકન્તી લાલી,
હરતાં ફરતાં તાલી તાલી,

મતવાલા ચગડોળે ઘૂમે મેળો,
અમને ગમતો રઙ્ગરઙ્ગનો મેળો !

## સપનું

માણેકલાલ પટેલ

ઊંઘે ઝલમલ સપનું ઊગ્યું રે લોલ
આભે સરસર સપનું પુગ્યું રે લોલ !

ચાંદે ટમટમ સપનું ગચ્યું રે લોલ,
તારે ઠમ ટમ સપનું નાચ્યું રે લોલ !

દરિયે છલછલ સપનું ઝીલ્યું રે લોલ,
વનમાં દલદલ સપનું ખીલ્યું રે લોલ !

ઘરમાં ઝટપટ સપનું આવ્યું રે લોલ
મનમાં પલપલ સપનું છાયું રે લોલ !

## નામ

એકલવ્ય

ઇશાની છે મ્હારું નામ;
જાણે ફળિયું, જાણે ગામ.
પણ શેરીનાં છોરાં મુજને
ઇશા, ઇની કહે તમામ.

નન્દિનીને એમ જ નન્દી,
ચન્દ્રિકાને કૂહે છે ચન્દી;
નામ બધાંયે ન્હાનાં કરતાં
આનન્દીનું બોલે અન્દી.

પણ જો કોઈ ઇન્ની-મીન્ની
કહે, કદી રાખીને કિન્ની,
નન્દુ-અન્દુડી છે બુચ્ચી
નાક દબાવી કહું છું ચીન્ની.

## ફળિયું

નટવર પટેલ

ફળિયું ન્હાનું રોજ સવારે ખિલખિલ કેવું થાતું,
ફળિયું મ્હારું રાત પડે ને અન્ધારામાં ન્હાતું.

તાલી દેતાં દોડી જાતું ન્હાની પગલી ભરતું,
પગલે પગલાં સૂંઘે કેવું ફળિયું ફળિયે ફરતું.

ચાંદની રાતે દાદી ફરતે વાતોમાં વિંટળાતું,
હોંકારો દઈ ઊંઘે કેવું, ફળિયું આ વિખરાતું !

થૂ થપ્પો રમતાં રમતાં થાંભલિયે સન્તાતું,
ફેર ફૂદરડી ફરતાં ફરતાં ફળિયું આ ચકરાતું.

વરસો વિત્યા તોયે એ'વું, એ ના જૂનું થાતું,
રાત પડે ને સપને આવે ગીત મજાનાં ગાતું.

## સાભાર સ્વીકાર

ચાંદની તે રાધા રે : અર્વાચીન ગુજરાતી કવિતામાં રાધાવિષયક રચનાઓનું ડૉ. નીતિન વડગામાએ કરેલું સમ્પાદન તેમાં આરમ્ભે મુકાએલા અભ્યાસલેખથી મૂલ્યવાન બને છે. કાચું પૂઠું, ડિ. પૃ. ૧૦૮, રૂ. ૫૦; પ્રકા. વ્યંજના, c/o દિલીપ જોશી, 'દિનકર', મારુતિ નગર, એરપોર્ટ રોડ, રાજકોટ - ૩૬૦ ૦૦૧

બે હથેળી : કિરીટ ગોસ્વામીનો પ્રથમ ગઝલસંગ્રહ કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૪૮, રૂ. ૧૭, પ્રકા. ગઝલપરિષદ, 'ધમ્મપદ', એમ ૭૧૬, ગુજરાત હાઉસિંગ બોર્ડ, દૂધસાગર માર્ગ, રાજકોટ - ૩૬૦ ૦૦૩

અખાની કાવ્યકૃતિઓ ખણ્ડ ૧ (છપ્પા) : ડૉ. શિવલાલ જેસલપુરાએ તૈયાર કરેલી સંશોધિત સઞ્ચયની બીજી આવૃત્તિ પાકું પૂઠું, ક્રાઉન પૃ. ૪૫૦, રૂ. ૧૨૦, પ્રકા. સાહિત્ય-સંશોધન પ્રકાશન, ૧૩, તેજપાલ સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭. સાહિત્યરસિકો અને સંસ્થાઓને ઉપરના સરનામેથી આ પુસ્તક અર્ધી કિંમતે એટલે કે રૂપિયા ૬૦માં મળી શકશે.

# અનુવાદ

## Some One

Walr De La Marc

Some one came knocking
At my wee small door,
Some one came knocking
I'am sure-sure-sure

I listened, I opened
I looked to left and right,
But naught there was a-stirring
In the still dark night.

Only the busy beetle
Tap-tapping the wall,
Only from the forest
The screech owl's call

Only the cricket whistling
While the dew-drops fall,
So I know not who came knocking
At all, at all, at all.

## કોઈ તો

અનુ. રા. શાહ

કોઈ તો આવ્યું હતું ખખડાવતું,
પાછલી રાતે લઘુક મુજ બારણું.
કોઈ તો આવ્યું હતું ખખડાવતું,
હું ખરું, સાચું ખરેખર હું ભણું.

સાંભળ્યું'તું મ્હેં, ઉઘાડ્યું તે પછી,
જોઉં છું આ બાજુ ને તે બાજુએ;
ક્યાંય પણ ના સળવળાટ જરા કંઈ
સાવ સૂના રાત્રિના અન્ધારિયે.

કામમાં મશગુલ કેવળ ભૃઙ્ગ તે
છેદ કંઈ પાડી રહ્યો'તો ભીંતમાં,
ઘૂકનો વનમાંથી કર્કશ આવતો
સાદ કરતો કોઈને એ રીતમાં.

માત્ર તમરાંની ઝિણેરી જલ્પના,
જ્યાં થયું ઝાકળ તણું ઝમવું અહીં,
કોઈ તો આવ્યું હતું ખખડાવતું.
કોણ તે જાણું નહીં, જાણું નહીં

---

## શબ્દ-શુદ્ધિ

'अमन्त्रम् अक्षरं नास्ति' । કોઈ અક્ષર એ'વો નથી જે મન્ત્ર જેવો મહિમા ધરાવતો ના હોય અક્ષરમાં રહેલા મન્ત્રત્વને પ્રગટ કરવા માટે અક્ષરનું શુદ્ધ લેખન અને ઉચ્ચારણ આવશ્યક ગણાય છે. ઉચ્ચારણની શુદ્ધતા શુદ્ધ લેખન પર આધારિત હોવાથી સૌપ્રથમ શુદ્ધ લેખનની ચીવટ જાળવવી જોઈએ. લેખન શુદ્ધિના પ્રતાપે ઉચ્ચારશુદ્ધિ પણ આત્મસાત્ થઈ જાય.

આચાર્ય પૂર્ણચન્દ્રસૂરિ

---

## પરિસંવાદ

કવિલોકે આધ્યાત્મિક કવિતાના (metaphysicul Poetry) પરના પરિસંવાદનું આયોજન કર્યું છે. આ પરિસંવાદની વિગતો હવે પછી જાહેર કરવામાં આવશે.

## તેજનો અવાજ

કવિ. તેજ અનુ. હીરા પાઠક

ગૈધરેં આં અસીં ઈમારત નેઢુ બધીબો,
સે સોણી કરીને 'તેજ' ખનેર ખિલી પેઆ.'
મેડેમેં હટડી મંઢીયું ઘરાકી કિતરી વાર,
ખટતાં એડી ન્યારજે ખોટે ન સજી જમાર.
ભાઈબન્ધ તાં આં જતે ભીડમેં અસીં વડા અઈયું
ને જડેં ભીડ પઈ 'તેજ' તડેં મિડે વઠા જ વા.'
મોંભઈજા માડુ કેડી જિંધગી ગુજારીએ
ખેં ઘરેનેં ઠેસણેં તે ઓગારિયેં.'
કુડા કરમ કરે જીવડો પોય વિઠો પસ્તાય
કુતો કન પેયો ફફડાય, કીડો છણે ન પટતેં તોય.'

'ઉ કેડી ભુખશે મોઆ હુંધા ચોપા વિચાડા તડેં,
જોકો ઉનીંજે હડેં પણ વતરેમેં જાવો વિધાં.'

સ્થપતિ કહે અમે ઇમારત મજબૂત બાંધશું તે
સાંભળીને 'તેજ' ! ખણ્ડેર હસી પડ્યાં.
મેળામાં હાટ (દુકાન) માંડીએ તો ઘરાકી કેટલી વાર હોય ?
કમાણી તો એ'વી શોધવી જોઈએ કે જે જીવનભર ખૂટે નહીં
ભાઈબન્ધો તો કહેતા જ હતા, ભીડમાં અમે બેઠા છીએ ને !
જ્યારે ભીડ પડી 'તેજ' ! ત્યારે સાચે જ બધા બેઠા જ રહ્યા !
મુંબઈના માણસો કેવી જિન્દગી ગુજારે !
ખાય ઘરે ને સ્ટેશને ઓડકાર ખાય.
ખોટાં કાર્યો કરીને જીવડો પછી પસ્તાય છે.
કૂતરો પોતાના કાનને ફફડાવ્યા કરે તેમ,
પણ એમ કાંઈ કાન પર ચોંટેલા કીડા જમીન પર થોડા પડે છે.
કેવી ભૂખથી મર્યાં હશે પેલાં ઢોર બિચારાં કે એમનાં
હાડકાંઓએ પણ વતરા (ચારો)માં ઝાવો નાખ્યો.
(ઝાવો મોઢું નાખવું.)

❑

## ઘડી

કવિ 'તેજ'

ઐ
ઘડી ઘડી
ઘડીયાલ મેં
કુરો તા નેર્યો ?
જિન
ઘડી સેં
આંજો સંબંધ આય
સેજ ઘડી
આંજે ઘડીયાલમેં
નાંય ! !

## 'ઘડી'

અનુ. હીરા પાઠક

ત્હમે
ઘડી ઘડી
ઘડિયાળમાં
શું જુઓ છો ?
જે
ઘડી સાથે
ત્હમારો સમ્બન્ધ છે
એજ ઘડી
ત્હમારી ઘડિયાળમાં
નથી ! !

## અપધ્રા

કવિ 'તેજ'

જંગલમેં ઝાડજી કરપીણ હત્યા થઈ
ટગું — ટારૂં — પન
મિડે કાવડેં ચડી વેઆ
ચોથેડીં, વરી ઉભલ હુંઠે મથે
હિકડી કુંપર ફુટી કન ચુસા કરે
સજે જંગલજી હવા કે કનસારો ડિનેં
બે ડીં બે ફુટી, ઉન પ કનસારો ડિનેં
ત્રે ડીં ત્રૈ ફુટી, ઉન પ કનસારો ડિનેં

ઈં
કુંપરૂં ફુટધીયું અચેં
કન ચુસા કંધીયું અચેં
ને
કનસારા ડીંધીયું અચેં
તડેં
મું વટ વિની પુછેઓ
એં મિડે કીં કનસારા ડેઓત્યું
કીં અપધ્રા ખરો ?
ચેત્યું
અપધ્રા ન — ત !
'તેજ' સુણે નતો
સામે કઠીયારે જે ભુંગે મેં
કુઆડે જા પનાં ધસાજેં તા
તેંજો સનું સનું
અવાજ તોકે નતો સુજે !

## અજાણ ભય (અજ્ઞાત ભય)

અનુ. હીરા પાઠક

જઙ્ગલમાં ઝાડની કરપીણ હત્યા થઈ
ડાળ-ડાળખી-પાંદડાં
બધાં કાવડોમાં ચઢાવી દેવામાં આવ્યાં.
ચોથા દિવસે ઊભેલા ઠુંઠા પર ફરી
એક કૂંપળ ફૂટી, કાન સરવા કરી (એણે)
આખા જઙ્ગલની હવાને કાનસરવો દીધો
બીજા દિવસે બીજી ફૂટી, એણે પણ કનસારો
દીધો
ત્રીજા દિવસે ત્રીજી ફૂટી એણે પણ કનસારો
દીધો

એમ
કૂંપળો ફૂટ્યા કરે
કાન સરવા કર્યા કરે
ને
કનસારા દીધા કરે
ત્યારે
મ્હેં ઓરા જઈ પૂછ્યું
ત્હમે બધી કાં કનસારા ઘો છો ?
કોઈ અજાણ ભય ખરો ?
કહે
અજાણ ભય નહિ તો-
'તેજ' ! સાંભળતો નથી !
સામે કઠિયારાની ઝૂંપડીમાં
કુહાડાનાં પાનાં ઘસાય છે.
એ'નો ઝીણો ઝીણો
અવાજ ત્હને નથી સમ્ભળાતો ? ! !

# તેજનો અવાજ

## કવિ. તેજ અનુ. હીરા પાઠક

ગૈધરેં ચ્યાં અસીં ઈમારત નેઢુ બધીબો,
સે સોણી કરીને 'તેજ' ખનેર ખિલી પેઆ.'
મેડેમેં હટડી મંઢીયું ઘરાકી કિતરી વાર,
ખટતાં એડી ન્યારજે ખોટે ન સજી જમાર.
ભાઈબન્ધ તાં ચ્યાં જતે ભીડમેં અસીં વડા અઈયું
ને જડેં ભીડ પઈ 'તેજ' તડેં મિડે વઠા જ વા.'
મોંભઈજા માડુ કેડી જિંધગી ગુજારીએ
ખેં ઘરેનેં ઠેસણેં તે ઓગારિયેં.'
કુડા કરમ કરે જીવડો પોય વિઠો પસ્તાય
કુતો કન પેયો ફફડાય, કીડો છણે ન પટતેં તોય.'

'ઉ કેડી ભુખશે મોઆ હુંધા ચોપા વિચાડા તડેં,
જોકો ઉનીંજે હડેં પણ વતરેમેં જાવો વિધાં.'

સ્થપતિ કહે અમે ઇમારત મજબૂત બાંધશું તે
સાંભળીને 'તેજ' ! ખણ્ડેર હસી પડ્યાં.
મેળામાં હાટ (દુકાન) માંડીએ તો ઘરાકી કેટલી વાર હોય ?
કમાણી તો એ'વી શોધવી જોઈએ કે જે જીવનભર ખૂટે નહીં
ભાઈબન્ધો તો કહેતા જ હતા, ભીડમાં અમે બેઠા છીએ ને !
જ્યારે ભીડ પડી 'તેજ' ! ત્યારે સાચે જ બધા બેઠા જ રહ્યા !
મુંબઈના માણસો કેવી જિન્દગી ગુજારે !
ખાય ઘરે ને સ્ટેશને ઓડકાર ખાય.
ખોટાં કાર્યો કરીને જીવડો પછી પસ્તાય છે.
કૂતરો પોતાના કાનને ફફડાવ્યા કરે તેમ,
પણ એમ કાંઈ કાન પર ચોંટેલા કીડા જમીન પર થોડા પડે છે.
કેવી ભૂખથી મર્યાં હશે પેલાં ઢોર બિચારાં કે એમનાં
ઢાકાંઓએ પણ વતરા (ચારો)માં ઝાવો નાખ્યો.
(ઝાવો મોઢું નાખવું.)

❏

## ઘડી

કવિ 'તેજ'

ઐ
ઘડી ઘડી
ઘડીયાલ મેં
કુરો તા નેર્યો ?
જિન
ઘડી સેં
આંજો સંબંધ આય
સેજ ઘડી
આંજે ઘડીયાલમેં
નાંય ! !

## 'ઘડી'

અનુ. હીરા પાઠક

તહમે
ઘડી ઘડી
ઘડિયાળમાં
શું જુઓ છો ?
જે
ઘડી સાથે
તહમારો સમ્બન્ધ છે
એજ ઘડી
તહમારી ઘડિયાળમાં
નથી ! !

## અપધ્રા

કવિ 'તેજ'

જંગલમેં ઝાડજી કરપીણ હત્યા થઈ
ટગું — ટારૂં — પન
મિડે કાવડેં ચડી વેઆ
ચોથેડીં, વરી ઉભલ ઠુંઠે મથે
હિકડી કુંપર ફુટી કન ચુસા કરે
સજે જંગલજી હવા કે કનસારો ડિનેં
બે ડીં બે ફુટી, ઉન પ કનસારો ડિનેં
ત્રે ડીં ત્રે ફુટી, ઉન પ કનસારો ડિનેં
ઈં
કુંપરૂં ફુટધીયું અચેં
કન ચુસા કંધીયું અચેં
ને
કનસારા ડીંધીયું અચેં
તડેં
મું વટ વિની પુછેઓ
એં મિડે કીં કનસારા ડેઓત્યું
કીં અપધ્રા ખરો ?
ચેત્યું
અપધ્રા ન — ત !
'તેજ' સુણે નતો
સામે કઠીયારે જે ભુંગે મેં
કુઆડે જા પનાં ઘસાજેં તા
તેંજો સનું સનું
અવાજ તોકે નતો સુજે !

## અજાણ ભય (અજ્ઞાત ભય)

અનુ. હીરા પાઠક

જઙ્ગલમાં ઝાડની કરપીણ હત્યા થઈ
ડાળ-ડાળખી-પાંદડાં
બધાં કાવડોમાં ચઢાવી દેવામાં આવ્યાં.
ચોથા દિવસે ઊભેલા ઠુંઠા પર ફરી
એક કૂંપળ ફૂટી, કાન સરવા કરી (એણે)
આખા જઙ્ગલની હવાને કાનસરવો દીધો
બીજા દિવસે બીજી ફૂટી, એણે પણ કનસારો
દીધો
ત્રીજા દિવસે ત્રીજી ફૂટી એણે પણ કનસારો
દીધો

એમ
કૂંપળો ફૂટ્યા કરે
કાન સરવા કર્યાં કરે
ને
કનસારા દીધા કરે
ત્યારે
મ્હેં ઓરા જઈ પૂછ્યું
ત્હમે બધી કાં કનસારા દ્યો છો ?
કોઈ અજાણ ભય ખરો ?
કહે
અજાણ ભય નહિ તો-
'તેજ' ! સાંભળતો નથી !
સામે કઠિયારાની ઝૂંપડીમાં
કુહાડાનાં પાનાં ઘસાય છે.
એ'નો ઝીણો ઝીણો
અવાજ ત્હને નથી સમ્ભળાતો ? ! !

# વિષાદલીલા

દેવેન્દ્ર દવે

શિશુવિરહ

નિરઞ્જન યાજ્ઞિક

*હજી જાણે કાલે નયન હસતાં'તાં ટચૂકડાં,*
*અને ભોળું ભોળું મુખ મરકતું'તું ઘરમહીં.*
*ભર્યું'તું આનન્દે ઘર સકલ, આખુંય ફળિયું*
*હજી જાણે કાલે સજીવ બનતું'તું શિશુ સહે.*
*અને આજે કેવાં નયન છલક્યાં સ્હેજ અમથું*
*કશું યાદા'વ્યું ત્યાં ? સજળ નીકળ્યું બહાર ફળિયું.*
*હવે કેવું લાગે લઘુક પગલીને તડપતું*
*અને ઓચિન્તું ઝાકળ સરકિયું પાન પરથી !*
*હવે ભીંતે લીટો કુસુમ-કરથી કોણ કરશે ?*
*અને હોંકારો યે સતત ભણશે કોણ વચમાં*
*ચકાની વાર્તામાં ? જીવનભરનો થાક સઘળો*
*હવે કોની કોટી થકી ઊતરશે...?*
*હવે ઊગ્યો લીલો શિશુવિરહ આખેય ફળિયે,*
*અને કેવું ખેલે વિરહશિશુ આખાય ઘરમાં !*

'કુમાર' ઓગસ્ટ, ૧૯૭૫

માનવજીવનમાં આવતાં વિરહ અને મિલન, વિષાદ અને આનન્દ ઘૂંટતા ભાવો આપણી સૉનેટ કવિતામાં અનેક સશક્ત કલમોએ ગૂંથ્યાં છે. શ્રી ઉશનસ્ જેવાએ શિશુજન્મના આનન્દોત્સાહ પ્રકટ કરતાં કાવ્યો રચ્યાં છે તો સામે પક્ષે શ્રી બાલમુકુન્દ દવેએ 'જૂનું ઘર ખાલી કરતાં' જેવા પુત્ર-અવસાનના વિષાદને ઘૂંટતાં યાદગાર સૉનેટ આપ્યાં છે.

એવા જ શિશુના અવસાનને પ્રસઙ્ગે પ્રસ્તુત સૉનેટમાં શિશુલીલાને આવરી લઈને શ્રી નિરઞ્જન યાજ્ઞિકે સરળ, સહજ બાનીમાં શેક્સપિરિયન પ્રકારના સૉનેટમાં રજૂ કરી છે. કાવ્યનો ઉઘાડ જ ભૂતકાળની વાત હોય તેમ બોલચાલની રીતે જ થાય છે.

*હજી જાણે કાલે નયન હસતાં'તાં ટચૂકડાં,*
*અને ભોળું ભોળું મુખ મરકતું'તું ઘરમહીં.*

કાવ્યના પ્રથમ ચતુષ્કમાં શિશુની સ્મૃતિ દ્વારા હજી જાણે કાલે જે ટચૂકડાં નયનો હાસ્ય રેલાવતાં હતાં, જે ભોળાં ભોળાં મુખના મલકાટથી સકલ ઘર હર્યુંભર્યું લાગતું હતું., આનન્દનો લય વિલસતો હતો, ટૂંકમાં, આખુંય ફળિયું હજી જાણે 'કાલ' સુધી સજીવ હતું ત્હેનું રમ્ય ચિત્રકાવ્ય બન્યું છે.

સમુદ્રનાં મોજાંની જેમ ભાવની ભરતી ક્રમશઃ વિકસતાં દ્વિતીય ચતુષ્કમાં કવિ 'સ્હેજ અમથું' કશુંક યાદા'વ્યું ત્યાં તો 'નયન છલકયાં'ની વ્યઞ્જનાથી તથા ફળિયું પોતે 'સજળ' બન્યું... જે ફળિયું લઘુક પગલીઓ વડે સભર હતું તે આજે કેવું તડપતું ભાસે છે...! ઉપમા અલઙ્કારના સમુચિત પ્રયોગથી કે જેવી રીતે પાન પરથી ઓચિન્તું ઝાકળ સરક્યું — જડ ફળિયાને ચેતનવન્તુ કરે છે. ફળીયામાં શિશુના કેટકેટલા સહવાસો પડ્યા છે!

વિરહના વિષાદની લીલા ઘૂંટતાં ઘૂંટતાં શિશુની બાલરમતનું વર્ણન ત્રીજા ચતુષ્કમાં આવે છે. કુસુમ સમા કોમળ કરથી ભીંતપર લીટા કોણ કરશે ? ચકાની વાર્તામાં વચમાં વચમાં હોંકારો કોણ ભરશે ? જીવનભરના સઘળા થાકનો ભાર, પુત્ર વયસ્ક થતાં, કોની કોટી થકી ઊતરશે ? એ'વા પ્રશ્નોથી કવિ ખાલીપાની-શૂન્યતાની અનુભૂતિને તીવ્રતર રીતે ઘૂંટે છે.

અન્તમાં, બે પઙ્ક્તિના યુગ્મમાં વિરહ પોતે જ (પાત્રરૂપે) આખાય ફળિયામાં લીલો ઊગી નીકળ્યો છે ! જાણે આખાય ઘરમાં વિરહરૂપી શિશુ ખેલે છે ! ઘરને શિશુ સાથેની ગાઢ સ્મૃતિ ઘોળાય છે. આ લખનારના અન્ય સૉનેટમાં ઘરની કંઈક આવી અડવી સ્થિતિનું વર્ણન અનુભવાય છે.

*નર્યું ખાલી ખાલી ઘર ભટકતું — રીસ રડવું;*
*ગયું જાણે ભૂલી — ટીખળ કરવું — સાવ અડવું !*

ઘરને શિશુની લીલાથી વઞ્ચિત તાદૃશ કર્યું છે ! કાવ્યના સમગ્ર ભાવને ચોટ આપી સૉનેટની સ્વરૂપ-સિદ્ધિ વ્યઞ્જિત કરી છે. શિશુરૂપે જ વિરહને મૂર્ત કરી કવિ અવ્યક્તને વ્યક્ત કરે છે. પ્રવાહી શિખરિણી છન્દ કવિને હાથવગો થયેલો જણાય છે. આમ છતાં સમગ્ર કાવ્યમાં 'અને' શ્રુતિને પાંચ વખત પઙ્ક્તિના ઉપાડમાં પ્રયોજીને કવિ એકવિધતાને નોતરે છે જે કાવ્યના ભાવને ક્ષતિકર નીવડે છે. ઘર અને ફળિયાની વિરહાવસ્થાને સબળ રીતે આલેખી, કાવ્યમાં ભાવકને ઓતપ્રોત રાખે છે. કવિએ જૂજ સૉનેટ રચ્યાં હોવા છતાં સૉનેટની સંરચનાને પોતાની કુશળ હથોડી વડે સુન્દર મુદ્રા ઉપસાવી શક્યા છે એમ કહેવું જોઈએ.

***

## તણખલાંઓ દ્વારા માળાની મથામણ

ભગીરથ બ્રહ્મભટ્ટ

[કાષ્ઠશિલ્પ : મઙ્ગળ રાઠોડ. પ્રતિબદ્ધ પ્રકાશન, સુરત]

શ્રી મઙ્ગળ રાઠોડનો પ્રથમ કાવ્ય સઙ્ગ્રહ 'બાગમાં' ૧૯૮૦માં પ્રગટ થયેલો, જેને ગુજરાતી સાહિત્ય પરિષદે પ્રા. તખ્તસિંહજી પરમાર પારિતોષિકથી પુરસ્કૃત કરેલો. ચૌદ વર્ષના અન્તરાલ પછી તેઓ દ્વિતીય સઙ્ગ્રહ 'કાષ્ઠ શિલ્પ' લઈને આવે છે ત્યારે એમની સર્જકતાના નૂતન ઉન્મેષોની પણ નોંધ લેવાવી જોઈએ.

આમ તો, ગુજરાતી કવિતા સાહિત્યમાં મઙ્ગળ રાઠોડ અજાણ્યા તો નથી જ. 'બાગમાં' સઙ્ગ્રહ દ્વારા અછાન્દસ કવિ તરીકે તેમણે સિદ્ધિ મેળવી છે. ઈ.સ. ૧૯૮૦માં એમનો સઙ્ગ્રહ પ્રગટ થયો ત્યારે ગુજરાતી કવિતામાં આધુનિકતાનું વલણ બલિષ્ઠ હતું. વળી મુક્ત છન્દ અને છન્દમુક્તિવાળી રચનાઓમાં ચિત્તના સૂક્ષ્મ સઙ્કુલ સંવેદનો વિશિષ્ટ રીતે પ્રગટ કરવા તરફનો ઝોક હતો. પ્રતીક કલ્પનો ઉપયોગમાં લઈ અભિવ્યક્તિ કરવાની સર્જક મથામણ કર્યા કરતો, જો કે નવોન્મેષ તરફના આગ્રહો સર્જકની સિદ્ધિ કહેવાતા. શ્રી મઙ્ગળ રાઠોડે પણ અરૂઢ ભાષા-ભાવનો, છન્દમુક્ત સ્વરૂપનો માર્ગ ગ્રહણ કરેલો. પરિણામે 'બાગમાં' સઙ્ગ્રહની કેટલીક રચનાઓને પ્રથમ સામયિકોએ, પછી સઙ્ગ્રહ દ્વારા વાંચકોએ વધાવી લીધી છે.

'કાષ્ઠશિલ્પ'ની રચનાઓમાં મુખ્યત્વે બે વહેણો સ્પષ્ટ દેખાય છે. (૧) અછાન્દસ રચનાઓ (૨) ગઝલ પ્રકારની રચનાઓ. અલબત્ત આ રચનાઓમાં કેવળ મુગ્ધતા નથી, પરન્તુ પ્રગલ્ભ ભાવોની કળાત્મક માંડણી પણ છે. ગઝલોની સઙ્ખ્યા લગભગ અઢાર-વીસ જેટલી છે, પરિણામે કાવ્યસઙ્ગ્રહમાં એક અલગ વહેણ દેખાઈ આવે છે, જોકે આ ગઝલોમાં વિશેષ કાંઈ ઉન્મેષ જોવા મળતો નથી. શ્રી જયન્ત પાઠકે નોંધ્યું છે એમ પરમ્પરાનો વિસ્તાર જણાય છે. અલબત્ત એમાં પ્રગટ થયેલો પ્રેમ, વિષાદ, અજમ્પો, નિર્વેદ તાજગીપૂર્ણ અભિવ્યક્તિ પામે છે અને એ'ની ચુસ્તી-શિસ્ત બરાબર જાળવે છે એ પણ નોંધવું જોઈએ. ભાવભાષાની દૃષ્ટિએ ચમત્કૃતિપૂર્ણ પ્રયોગો જુઓ.

*આભ ફાટે તો જરા સીવી લઉં છું*
*આ ક્ષણોમાં એમ હું જીવી લઉં છું* (પૃ ૧૩)

*ક્યાં મળે છે સાવ સાચા માણસો !*
*કે અહીં તો રોજ કૈં મ્હોરાં છળે.* (પૃ. ૧૫)

*કેટલી વિશ્વસનીયતા ખોઈ બેઠો આદમી,*
*વાત કરતાં ક્યાંક દીવાલોય ડરતી હોય છે.*(પૃ. ૨૮)

*કે અભિધા — શી રહી છે જિન્દગી પણ*
*ને સફરને છેક છેડે વ્યઞ્જના છે.* (પૃ ૧૭)

સામ્પ્રત માનવજીવનની વિચ્છિન્નતાની છબી ચમત્કૃતિપૂર્ણ અભિવ્યક્તિ દ્વારા સર્જક કણ્ડારી શક્યા છે. કપરી વાસ્તવિકતાથી ડરી જઈને માણસ કોરી કલ્પનાઓમાં જીવે તો શી સ્થિતિ થાય ?

*સાવ કોરી કલ્પના કરતો રહે,*
*મન મનાવી રોજ એ મરતો રહે.* (પૃ. ૨૮)

સામ્પ્રત વ્યથા, વિષાદ, અજમ્પાની સાથેસાથે પ્રણયનું નિરૂપણ પણ કેટલીક ગઝલોમાં છે — જે આસ્વાદ્ય છે.

*અર્થ બદલાઈ જશે ત્હારા થકી,*
*તું કહી દે આદમી હું ખાસ છું...* (પૃ. ૧૨)
*મૌન ત્હારું રેશમી મખમલ સમું,*
*ભાવભીના સ્પર્શની હું ભાત છું.* (પૃ. ૧૨)

ગઝલો કરતાં અછાન્દસ રચનાઓમાં કવિનો હાથ વધારે બેઠો છે. અહીં 'બાગમાં' સઙ્ગ્રહનું અનુસન્ધાન, અને વિકસિત થયેલી સર્જક યાત્રાની જરૂર ઝાંખી થાય છે. ભાષાકર્મ અને રસકીય કોટિ પરત્વે અછાન્દસ રચનાઓ વિકાસની દિશામાં છે તે જોઈએ:

કોઈ દૂર જાય છે /કોઈ નજીક આવે છે / એમ વણાયે જાય છે,/ આ જીવનનું વસ્ત્ર ! ને ઢંકાયે જાય છે આપણા સમ્બન્ધોની આબરૂ !

'વસ્ત્ર'ના શીર્ષક દ્વારા લખાયેલી ઉપરોક્ત લઘુકૃતિમાં માનવીના સામ્પ્રત સમ્બન્ધો કેવા વામણા અને સાપેક્ષ હોય છે ત્હેની વાત વ્યઞ્જના દ્વારા ઉઘાડે છે. જોકે કવિ સમ્બન્ધની આબરૂ ઢાંકવાની વાત કરે છે પણ એ'ના વિસ્મયમાં આબરું ઉઘાડી થવાની દહેશત પણ વેધકતાથી જ પ્રગટી છે. 'પ્રતિબદ્ધ' શબ્દ સાથે સર્જકને પક્ષપાત રહ્યો છે જાણે ! જીવનની કપરી કઠિન વાસ્તવિકતા સાથે બાથ ભીડવાનો કવિનો સઙ્કલ્પ એમાંથી ખુલ્લો થાય છે.

*ત્હારામાં કંઈક એ'વું છે જે મ્હને ખેંચી લાવે છે...*
*ત્હારા મિલન માટે મ્હારા હૃદયમાં*
*કે એમાં સળગીને રાખ થઈ જાય છે*
*તમામ સવાલો નિરર્થક રહી જાય છે*
*ત્હારે માટે કેવળ એક લાગણી*
*એને જ લોકો કહેતા હશે પ્રતિબદ્ધતા !*
*ત્હને મેળવીને જ જમ્પીશ !*

આમ કશુંક નવું — અલગ કરવાનો સઙ્કલ્પ આ રચનાઓમાં જોવા મળે છે. હવે ગિરિપ્રવચનોથી લોભાવાને બદલે, પત્થરની જેમ મજબૂત રહેવાનો સઙ્કલ્પ — સામ્પ્રત ઈશ્વર પૂજા — શ્રદ્ધા સામેનો પડકાર છે. 'પ્રતિબદ્ધ' રચનામાં તકલાદી — વામણા માણસો સામે સમ્બન્ધ નિભાવવા માટેનો કવિનો સઙ્કલ્પ છે. 'મૂળિયા'માં પ્રગટતી ઇર્ષ્યા, 'છત્રી'માં પ્રગટતું માયાનું કલ્પન, 'મરજીવા'ના પ્રયત્નનું મૂલ્ય શબ્દશસ્ત્ર દ્વારા કવિ મેદાનમાં મૂકી આપે છે. કવિતા 'કાષ્ઠનું શિલ્પ' બની શકે તો એ'નું મૂલ્ય છે એમ કવિ માને છે. 'હું પુલ છું' કૃતિનું રૂપક પણ તપાસવા જેવું છે. પુલ ઉપરથી થયેલાં સ્થળાન્તરો — બે અજાણ્યાં સ્થળો — વ્યક્તિઓને સાંકળવાનું સાધન છે — એ માણસનું રૂપક પકડે છે ત્યારે કેવી વ્યઞ્જના પ્રકટે છે!! તેવી રીતે 'અનુત્તર', 'સાક્ષી', 'બગલા ઊડી રહ્યા છે'નું કવિકર્મ અને 'મોએ જો દડો' જેવા પ્રયોગો દ્વારા સર્જકની સર્જકતા ધ્યાનપાત્ર બને છે. આમ અછાન્દસ રચનાઓ કાવ્યનાં સ્ફટિકો બનીને શોભે છે.

'ત્યારથી' કૃતિ સઙ્ગ્રહને સમજવા ખપ લાગે એ'વી છે. જે તુચ્છ છે એ'નો સદુપયોગ કેવું સુન્દર પરિણામ સર્જે છે — એ ઘટના કવિકર્મ સાથે પણ સંયોજવા જેવી છે.

*તુચ્છ સમજીને મ્હેં તણખલું ફેંકી દીધું*
*એક પક્ષીએ એ જ ઉઠાવી લીધું*
*અને માળામાં ગોઠવી દીધું*
*જોયું તો આખોય માળો ફેંકી દીધેલાં*
*તુચ્છ તણખલાંઓથી બનેલો હતો !*
*ત્યારથી હું*
*પક્ષી બનવાની*
*કોશિશ કરું છું*
*ત્યારથી.*

આમ, 'કાષ્ઠશિલ્પ'ની કૃતિઓમાં અછાન્દસ રચનાઓ ખરેખર ધ્યાનાર્હ છે. એમાં વરતાતી અભિવ્યક્તિની કેટલીક લાક્ષણિક મુદ્રાઓ, લાઘવ, મિતભાષિતા એ'ને રસકીય કોટિ સુધી લઈ જવામાં સહાયરૂપ બને છે. બીજી બાજુ ગઝલોમાં કવિ કોઈ નૂતન કેડી કણ્ડાર્યાની સિદ્ધિઓ પ્રાપ્ત કરી શક્યા નથી, જોકે ઉભય પ્રકારમાં એમના ભાવજગતને તેઓ સમર્થ રીતે ભાષાકર્મ સાથે સંયોજી શક્યા છે — એમની એ કસબી તરીકેની મુદ્રાને શિલ્પો સ્વરૂપે આપણે આવકારીએ.

# સભર રમ્ય પ્રસન્નતાની પ્રસ્તુતિ

હેમન્ત દેસાઈ

## ગગન ઘનથી ગોરમ્ભાયું

રાજેન્દ્ર શાહ

ગગન ઘનથી ગોરમ્ભાયું વિભોર અષાઢનું;
લહર મહીં ના ઘેલી, વ્હીલી હવા જલશીતલ.
દ્રુમથી નીકળી વ્યોમે માંડે વિહાર વિહઙ્ગમ,
મયૂર ટહુકે, જાણે હૈયું દ્રવે અનુરાગનું.
દડમજલની દોડાદોડી નહીં, નહીં ગર્જનઃ
અવનિ તણી વાણીમાંયે ના અધૈર્યની મર્મર.

અહીં તહીં કુણી દુર્વા સોહે, ન તપ્ત મરિચિકા
સકલ તણી તૃષ્ણાને લાધી સુધા પરિતૃપ્તિની
જીવ કંઈ રમે છાયા માંહી લહાન શિલીન્ધ્રની,
તરુપરણના તમ્બુ માંહી નચિન્ત પિપીલિકા.
સરવર વિષે આછે આછે ઉઘાડ ખીલી કળી,
ભમરમનના ગાણાં સાથે સુગન્ધ રહી ઝરી.

પ્રિય-મિલનની વેળાની આ બધે લહું રમ્યતા !
નત નયનની નીચે નેહે લસન્ત પ્રસન્નતા !

['શાન્ત કોલાહલ' (૧૯૬૨) - પૃ. ૫૫]

પ્રસન્નતા કામ્ય જ નહિ; ઇષ્ટ છે, પણ એ સહજ સુલભ નથી. ચિત્તની સમતા વિના મનુષ્યને એ પ્રાપ્ત થતી નથી. એ એક અમોઘ વસ્તુ છે, જીવનધારક બળ છે અને તેથી અમૂલખ છે. સ્વતઃસિદ્ધ પ્રસન્નતા રાજેન્દ્ર શાહના વ્યક્તિત્વનો તેમ જ એમના કવિ વ્યક્તિત્વનો વિશેષ છે. 'શાન્ત કોલાહલ'નાં કાવ્યોમાં એ'નાં ઘણાં પ્રમાણો ઉપલબ્ધ છે.

એ કાવ્યોને પ્રેરનારી હમણાં કહી એ પ્રસન્નતાને કવિએ સીધાં કથનથી આરમ્ભીને પ્રતીયમાન આલેખન સુધીની વિધ વિધ રીતિએ પ્રસ્તુત કરી છે. જેમ કે, 'પ્રસન્ન ઇહ સૃષ્ટિ...(પૃ. ૫૪) 'પરિમલ તણી પાંખે પામું પ્રદેશ અવાન્તર' (પૃ. ૮૦) અને 'ત્યાં પ્રસ્પન્દતી ચિતિની ગતિ' (પૃ.૮૧) વળી પ્રસન્નતા પામેલા મનને પ્રસ્તુત કરતું અપૂર્વ રૂપકગર્ભ ઉપમા દ્વારા સર્જાયેલું આ રમણીય કલ્પન તો એમનું એક સ્મરણીય સર્જન બની રહે છે:

પ્રસન્ન મન ગીત ગન્ધમય પઙ્ખિ શું પિચ્છલ. (પૃ. ૫૪)

કવિની આવી પ્રસ્તુતિમાં મુખ્યત્વે અનુભવવા મળે છે ભાવ સભર શબ્દચિત્રો. પ્રકૃતિચિત્રો તરીકે જ બહુધા આવતાં એ શબ્દ ચિત્રો 'શ્રાવણી મધ્યાહ્ને'ના કવિના શક્તિ વિશેષ રૂપે 'શાન્ત કોલાહલ'ના કાવ્યોમાં પ્રવર્તે છે. આ સોનેટ તેનાં ઉત્કૃષ્ટ ઉદાહરણોથી સભર ભર્યું છે.

પ્રણયભાવના નિરૂપણની જેમ જ પ્રકૃતિવર્ણન અને તેનું ચિત્રણ પણ રાજેન્દ્ર શાહની કવિતાનો પ્રમુખ પ્રદેશ છે. અહીં પ્રણય અને પ્રકૃતિનું અદ્ભુત એકીકરણ થયેલું છે અને તેમાં કવિનાં અનુભવ અને અવલોકન સવિશેષ કાર્યરત થયેલાં છે કહો કે સમગ્ર કૃતિ એ ઉભયથી અનુપ્રાણિત થયેલી છે.

વર્ષા ઋતુ અને તેના પ્રારમ્ભનો માસ આષાઢ કવિજનોના હૃદયસ્પન્દને તેમ તેમની સર્જકતાને સતત સઞ્ચારિત કર્યા કરે છે. કાલિદાસે 'મેઘદૂત'ના શાપિત યક્ષની વિરહાવસ્થાને જે આષાઢના પરિસરમાં આલેખી છે તે આષાઢની પ્રકૃતિ-શોભાનો રાજેન્દ્ર શાહના આ સોનેટમાં સાક્ષાત્કાર થાય છે. પ્રકૃતિની સુચારુ ચિત્રણાના અને તેની અભિનવ રમણાના આકર્ષક આલેખનમાં, કાવ્યાન્તે દર્શાવેલી 'પ્રિય મિલનની વેળા'ને એમણે ધ્વનિત કરી છે.

અહીં યક્ષનો વિરહ નથી, સર્વત્ર મિલનની ઉત્સુકતા છે અને પ્રિયની પ્રાપ્તિની સભર રમ્ય પ્રસન્નતા છે. પ્રસન્નતા ઋતુની રમ્યતા રૂપે વ્યાપ્ત છે. સન્તૃપ્તિની

એ પ્રસન્નતાનો પ્રેમપૂર્વકનો પ્રસાર, તેની શાતા કવિ માણે છે. છેવટના પઙ્ક્તિ-યુગ્મમાં એ અનુભૂતિ વ્યક્ત થઈ છે :

*પ્રિય મિલનની વેળાની આ બધે લહું રમ્યતા !*
*નત નયનની નીચે નેહે લસન્ત પ્રસન્નતા !*

યક્ષ અઙ્ગે વિપ્રલમ્ભ શૃઙ્ગારનો વિભાવ પૂરો પાડતું આષાઢનું સૌન્દર્ય અહીં સચરાચર — નાનાવિધ જીવ-પ્રાણી સૃષ્ટિ-અને સ્વયં અવનિ-નભ સુધ્ધાં, માટે મિલનોત્સવની ભૂમિકા રૂપ બની રહે છે. અનુક્રમે પઙ્ક્તિ ૪-૬ અને ૧૧-૧૨માં એ ધ્વનિત-કથિત થાય છે. સકલની એ સ્વાભાવિકી અનુભૂતિની છાલક કવિને લાગે છે અને અહીં વ્યાપૃત — પ્રસરિત રમ્યતા એ માણે છે. તજ્જનિત પ્રસન્નતા એમના નત નિમીલિત નયનોમાં કેવી વિહરે છે તે દર્શાવતી પઙ્ક્તિની શબ્દયોજના સ્વયં પ્રસન્નકર છે. હરિણી છન્દમાં દશમા સ્થાને આવતા યતિ સુધી પઙ્ક્તિના પૂર્વાર્ધમાં 'ન' વર્ણની સઙ્ગતિની રઞ્જકતા, 'નીચે નેહે'માં થતી 'એ'ની આવૃત્તિનો લહેજો અને પઙ્ક્તિના ઉત્તરાર્ધમાં અનુનાસિકની થતી પુનરુક્તિથી પ્રકટતું ગુઞ્જન આ — ઘટના ધ્યાનમાં લેતાં કાવ્યરસિકને કવિના પ્રતિભાદત્ત શબ્દના કાવ્યમાં થતાં પ્રવર્તનનો મહિમા સમજાશે અને તે એ'ની આહ્લાદકતા પણ પ્રમાણી શકશે.

પ્રસ્તુત અન્તિમ પઙ્ક્તિઓની વેધકતા ઉપરથી કહી શકાય કે શેક્સ્પિરિયન સૉનેટનું શિખર છેક નીચે અને તેની સપાટી ઉપર હોય છે. ખરું જોતાં તળેટીનો વિસ્તાર ઉપર ફેલાતાં સઙ્કોરાતો જતો ઉન્નત શૃઙ્ગ રૂપે પ્રકટી આવે છે. કવિનાં કલાકસબની એ સિદ્ધિ છે અને તે રાજેન્દ્ર શાહને પૂરેપૂરી વરેલી છે. કારણ એ જેમ આપણા મોટા ગીતકવિ છે તેમ જ મોટા સૉનેટ-સર્જક પણ છે. એમનાં વિપુલ સૉનેટ સર્જનમાં પ્રેટ્રાર્કન સૉનેટ એકે નથી તેની નોંધ 'રાજેન્દ્ર શાહ અધ્યયન ગ્રન્થ'માં લેવાઈ ચૂકી છે. હા. શેક્સ્પિરિયન બન્ધમાં એમણે અનેક પ્રયોગો કર્યા છે તદનુસાર અહીં પણ ૧૨ પઙ્ક્તિએ ૪+૪+૪ના ત્રણ નહિ, પણ ૬+૬ના બે ખણ્ડોમાં વિભાજિત થયેલી છે. કવિએ એ બેઉ ખણ્ડોમાં, બધે ફેલાયેલી શાન્તિભરી નિરાંતને અને નચિન્તતાથી ધીમે ધીમે થતી પ્રવૃત્તિને ક્રમશઃ શબ્દબદ્ધ કરી છે.

*ગગન ઘનથી ગોરમ્ભાયું વિભોર અષાઢનું.*

આ સદ્ય આવિષ્કૃત પઙ્ક્તિથી પ્રથમ ખણ્ડનો આરમ્ભ થાય છે. અને પછી કવિ દૃશ્યની એક પછી એક વિગત આંકતા જાય છે. એ'માં પ્રકટ થાય છે વાદળાંથી ભરપૂર છવાયેલા અષાઢી ગગનની નીચેની અવસ્થિતિ. જલશીતલ એટલે જલવિભોર વાદળાંથી ઠણ્ડી હવા વ્હીલી બનીને વહે છે. હવામાં કોઈ ઉત્પાત નથી, એમાં લહરીની ઘેલછા નથી. અનુકૂળ હવામાનને કારણે વૃક્ષ પર માળામાં રહેલાં પક્ષીઓ ત્યાંથી નીકળીને આકાશમાં ઊડવા માંડ્યાં છે. મોરલા ટહુકી ઊઠ્યા છે. કેવા ટહુકે છે એ મોરલા ? એવા કે જાણે અનુરાગનું (અર્થાત્ લક્ષણાથી અનુરાગી જનનું) હૃદય દ્રવતું ન હોય ! જેની દ્વારા પૂર્વોક્ત મિલન વેળાની માધુરી વ્યઞ્જિત થાય તેવી એક મનોહર ઉત્પ્રેક્ષા કવિએ અહીં કરી છે. અહીં ધાંધલ ધમાલ જેવું કશું નથી છે કેવળ નિરાંત. એ નિરાંત કદાચ વર્ષાગમનની નિશ્ચિન્તતાની પ્રતીતિને લીધે પણ હોય. વાદળાંની પણ અવિરામ દોડધામ નથી કે નથી તેમની ગર્જના. અધૈર્યનો, અધીરતાનો અધુના નિતાન્ત અભાવ છે. અવનિની વાણીમાં એટલે વાતાવરણના સ્ફુરણમાંય અવાજહીન સ્વસ્થતા છે. નભમાં સ્થલમાં ફેલાયેલો કોઈ સ્પૃહણીય નિરાંતનો એહસાસ ઉક્ત વિગતો દ્વારા કવિએ પ્રત્યક્ષ કરાવ્યો છે. પ્રકૃતિ-પદાર્થોનાં સઞ્ચલન કહો કે તેમની પ્રવૃત્તિ દ્વારા વિશેષતયા ઊર્ધ્વની એટલે અવકાશની વાત અહીં કહેવાઈ છે, જેમાં મોસમના માહોલને બરોબર પામી શકાય છે.

સમથળ ભૂમિ પરના દૃશ્યને અને તેમાં થતી પ્રવૃત્તિને હૂબહૂ રજૂ કરતા બીજા ખણ્ડના પ્રારમ્ભે આવે છે સકલને એટલે ચરાચરને પ્રાપ્ત થતા પરિતોષની વાત. પ્રથમ વર્ષાના પ્રપાત પછી ધરતીના આનન્દ સમી ઊગી નીકળેલી દૂર્વાનું અને ભીનાશને આત્મસાત્ કરીને તરબતર થયેલી રણરેતીનું દર્શન કરાવીને કવિ

તે ખૂબ સુન્દર રીતે પ્રસ્તુત કરે છે :

*અહીં તહીં કુણી દુર્વા સોહે, ન તપ્ત મરીચિકા.*
*સકલ તણી તૃષ્ણાને લાધી સુધા પરિતૃપ્તિની.*

કવિના વિશદ ચોક્કસ નિરીક્ષણથી પ્રમાણિત ઝીણી વિગતોને પામતાં એમની પોતાની તેમ કવિ બાલમુકુન્દ દવેની આ પઙ્ક્તિઓ સાંભરી આવે છે. 'શિલીન્ધ્રથી ગોકળ ગાય રક્ષિત' અને 'પરણ પરની કીડીયે શી ધરે રમણીયતા'ની પણ તુલના કર્યા વિના જ અહીંનું દશ્ય માનસપ્રત્યક્ષ કરીએ. મેઘની અમૃતવર્ષાથી પરિતૃપ્ત સૃષ્ટિ પર વસતાં જીવ જન્તુની સ્થિતિ કેવી નિરાંતમય છે. શિલીન્ધ્ર (બિલાડીના ટોપ)ની છાયામાં ન્હાનાં જન્તુ લહેરથી રમી રહ્યાં છે ! વૃક્ષના પર્ણના તમ્બુમાં સુરક્ષિત પિપીલિકા (કીડી) નચિન્ત મને બેઠી છે ! સરોવરમાં ઊગેલી કમળકળી ધીમે ધીમે ઉઘડી રહી છે અને તેની સુગન્ધ ભમરાનાં ગૂઞ્જતાં ગીતની સાથે ચહુઓર પ્રસરી રહી છે. જીવ માત્રને વાતાવરણની હળવાશની અનુભૂતિ થાય છે. અને ત્યાં-

કવિનો જીવ પણ તેમાં એ હળવાશમાં, એ રમ્યતાજન્ય પરિતોષમાં સંડોવાય છે. અને એને લાધે છે પેલી પ્રસન્નતા જે લયબદ્ધ સઙ્ગીતની સૂરાવલિ સમી સર્વત્ર વ્યાપી વળેલી છે. ભાવક પણ તેમાં તલ્લીન લયલીન થઈ જાય એ'વું એ સન્તર્પક અનુભૂતિનું કવિકૃત આલેખન સૉનેટની પરાકાષ્ઠા સાધે છે.

શબ્દાર્થના નિજી સૌન્દર્યથી પ્રત્યેક પઙ્ક્તિ પ્રભાવક બની છે. છતાં કેટલીક પઙ્ક્તિઓની લુબ્ધક પ્રભાવકતા દર્શાવવી જોઈએ:

*મયૂર ટહુકે, જાણે હૈયું દ્રવે અનુરાગનું*

અને

*તરુ પરણના તમ્બુ માંહી નચિન્ત પિપીલિકા'*

બેઉ ખણ્ડોમાં ચોથા ક્રમે આવતી આ બેઉ પઙ્ક્તિઓમાં સર્જાયેલ ચમત્કારક કલ્પનોની દીપ્તિ હૃદ્ય છે તેવી જ આસ્વાદ્ય છે. નીચેની બે પઙ્ક્તિઓમાં યોજાયેલ ઉક્તિવૈચિત્ર્ય :

*અવનિ તણી વાણીમાંયે ના અધૈર્યની મર્મર*
*ભમરમનના ગાણાં સાથે સુગન્ધ રહી ઝરી.*

આ ઉપરાન્ત, એકાધિક પઙ્ક્તિઓમાં 'નહીં', 'ના' અને 'ન' નકાર દ્વારા અનુપસ્થિતને નિર્દેશીને ઉપસ્થિતની જે સ્થાપના કરવામાં આવી છે તે ઉક્તિલાઘવયુક્ત અભિવ્યક્તિ સૉનેટની સઘનતાને લાભપ્રદ નીવડે છે.

શબ્દાર્થની જેમ જ શબ્દનાદનાય સૌન્દર્યથી પઙ્ક્તિએ પઙ્ક્તિ રસાયેલી છે. ખરેખર તો અહીં વર્ણ સૌન્દર્યથી ખચિત, સમગ્ર કૃતિમાં શબ્દસંવાદની ન્હાની શી પણ ચમત્કૃતિથી વઞ્ચિત હોય એવી પઙ્ક્તિ શોધવી તે દુર્ઘટ છે. પ્રથમ અને અન્તિમ પઙ્ક્તિઓના પૂર્વાર્ધના વર્ણાનુપ્રાસની શ્રવણસુભગતા તો તરત ધ્યાનમાં આવે એવી છે. તે સાથે એ બન્ને પઙ્ક્તિઓ આખેઆખી વાંચતાં પ્રકટતું વર્ણોના આવર્તનોથી સધાતું ઉચ્ચાર-માધુર્ય પણ ધ્યાનાર્હ છે જ છેલ્લા પઙ્ક્તિયુગ્મને બાદ કરતાં દઢ પ્રાસ કહો કે અન્ત્યાનુપ્રાસ તો ક્યાંય જળવાયા નથી. અને તે જરૂરીયે નથી. પરન્તુ 'ઘેલી /વ્હીલી', 'વ્યોમે /માંડે' અને 'નીચે /નેહે' જેવા દઢ — અદઢ આન્તરપ્રાસ માધુર્ય-પોષક છે અવશ્ય કાવ્ય કૃતિના અખિલ સૌન્દર્ય નિર્માણમાં શબ્દનાદનું મહત્ત્વનું પ્રદાન હોય છે તે હકીકતને સિદ્ધ કરતી અનેક વર્ણની આવૃત્તિની અને તેમના અનુસન્ધાનની ખૂબીઓ કાવ્યપઠનના અનુભવી રસિકના ખ્યાલમાં આવે જ આવે. અહીં ખીલી ઊઠેલું આપણા આ પ્રૌઢ કવિના લાક્ષણિક હરિણીનું હૃદયભાવન લય માધુર્ય — શબ્દનું કર્ણરસાયણ આવી સંવાદિતાને જ આભારી છે. અને સંવાદ જ સૌન્દર્ય સર્જનનું પ્રબળ પરિબળ છે ને. સંસ્કૃત તત્સમ અને તદ્ભવ કે દેશ્ય તથા હિન્દી સુધ્ધાંના શબ્દની યથાસ્થાન યથોચિત ઉપસ્થિતિ દર્શાવીને તેમજ તેનું અર્થદર્શન કે પૃથક્ કરણ કરીને, કવિની સ્વયંપ્રતીત શબ્દપ્રભુતા સિદ્ધ કરવાનો આથી ઝાઝો ઉદ્યમ કરવાની હવે જરૂર નથી.

રાજેન્દ્ર શાહનું આ સફળ સુન્દર સૉનેટ તેમના કવિસ્વભાવનું પૂર્ણ પરિચાયક છે. પ્રકૃતિની અગાઉ કહી તે સભર રમ્ય પ્રસન્નતાને મૂર્ત કરતી આ કૃતિ સમ્પન્ન કવિ ચેતનાનો બલકે કવિ પ્રતિભાનો આહ્લાદક પ્રસાદ છે.

## સાહિત્ય સમાચાર

હજી તાજેતરમાં ચાલુ વર્ષની અધવચમાં જેમનો સટીક
વિદ્વજ્જનોની ઉપસ્થિતિમાં વિમોચન પામ્યો, તે કવિ અને સ્વા
એક નવો કાવ્યસગ્રહ "વિચ્છેદ" તેમની ૮૮મી જન્મતિથિ આસ

"વિચ્છેદ" એક પ્રણયભગ્નનું શિખરિણી છન્દમાં કલામય રી
વાંચશે તે ભીંજાશે એ'વી કવિની પ્રતીતિ છે. ૧૪૪ પાનામાં પ્રસરે
પર છપાયેલું આ પુસ્તક જાન્યુઆરી ૧૯૯૬ની આખર સુધીમાં આગ
બદલે રૂ. ૨૫માં ઘરપહોંચ મળશે.

"વિચ્છેદ" એ કવિ રતુભાઈ દેસાઈનો ૧૮મો કાવ્ય સગ્રહ છે.

રસ ધરાવનારે નીચે આપેલા સરનામે સમ્પર્ક કરવો :

શ્રી મૃણાલ દેસાઈ,
પરિમલ પ્રકાશન પ્રતિષ્ઠાન,
પાર્વતી હનુમાન રોડ, વિલેપારલે (ઈસ્ટ)
મુંબઈ-૪૦૦ ૦૫૭
ફોન. નં. [૮૩૪૪૮૨૧]

### દાનપૂર્તિ

૧૦૦૧/- શ્રી કોકીલાબહેન વકીલ – મુંબઈ

### કવિલોક માસિકના નવા આજીવન સભ્ય

ઈસ્માઈલ શેખ – ખમ્ભાળિયા
રજનીકાન્ત પચ્ચોળી – વડોદરા

## છન્દ

છન્દ ત્હારો તૂટતાં વિપદ જાગતી રે તવ પ્રાણે,
ભીતર બહાર ક્યાંયે રે એથી તાન મળે ના તાને.

સૂર-ચૂક્યા પ્રાણ — દારુણ બાધા,
એ જ તે આંધી, એ જ તે ધાંધા.

ગાન ભૂલ્યાનું ગાન ગા ફરી આપદથી છૂટવાને.

રવીન્દ્રનાથ ઠાકુર

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર ૨૦૫૨ : વર્ષ ૩૯ : સળંગ અંક ૨૨૯.




તન્ત્રી
ધીરુ પરીખ

સલાહકાર
રાજેન્દ્ર શાહ ❋ નિરઞ્જન ભગત

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦, અમેરિકા : વાર્ષિક $7, આજીવન $70; ઈંગ્લેન્ડ : વાર્ષિક £5, આજીવન £50
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

શિશિર વિ. સં. ૨૦૫૨ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૬

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## કવિની શ્રદ્ધા

કાવ્યમાં... કવિની શ્રદ્ધા નર્યા ઉચ્ચારણ રૂપે આવતી નથી. વ્યાસ આરમ્ભમાં જ ततो जयमुदीरयेत् એમ ઉત્સાહથી જય ગાવાની પોતાની પ્રતિજ્ઞાનો ઉદ્ઘોષ કરે છે. પણ પછી જય તો જ્યાં ધર્મ હોય ત્યાં છે. यतो धर्मस्ततो जयः એ દર્શાવે છે. પણ એ શ્રદ્ધોદ્ગાર માત્ર પૂરતો ન જ નીવડે. શ્રી કૃષ્ણના વ્યક્તિત્વ દ્વારા એ આખુંય પોતાનું શ્રદ્ધાધન પ્રત્યક્ષીકૃત રીતે આપણી આગળ મૂકે છે, ત્યારે આપણને મહાભારત કૃતિ મળે છે. પેલો શ્રદ્ધોદ્ગાર કાવ્ય બને છે. यतो धर्मस्ततः कृष्णो यतः कृष्णस्ततो जयः જ્યાં ધર્મ ત્યાં કૃષ્ણ, જ્યાં કૃષ્ણ ત્યાં જય, — એવા પ્રતીતિકર નિરૂપણને પરિણામે.

*

પાતઞ્જલ યોગસૂત્રોના ભાષ્યકાર વ્યાસ કહે છે તેમ શ્રદ્ધા છે चेतसः प्रसादः ચિત્ત ઠરવાથી પ્રગટતી પ્રસન્નતા.

ઉમાશઙ્કર જોશીકૃત 'કવિની શ્રદ્ધા'માંથી

## વિમર્શ

# ''શાશ્વતી સમા:''

### વિનોદ અધ્વર્યુ

કવિ પૂછે છે-

*'ક્ષણની પ્યાલીમાં કેમ કરીને ભરી શકાય ત્રિકાળ ?'*

*પણ આવો કાવ્યોદ્ગાર એજ એનો ઉત્તર નથી ?*

હા, શોક માત્ર શ્લોકત્વ પામે એટલુંજ પૂરતું નથી. એ એ'વો શ્લોક હોય જેના એક અનુષ્ટુપના બીજમાં આખું રામાયણ સમાયલું હોય ! એમાં માત્ર શાપ જ નહીં, કવિના દર્શનનો અપૂર્વ શ્લોકોદ્ગાર 'શાશ્વતી સમાઃ' માં ગુઞ્જ્યા કરે એ'વી સનાતનતા હોય છે.

❑

કવિતા એટલે ક્ષણની પ્યાલીમાં સમાવેલો ત્રિકાળ એ'વી વ્યાખ્યા રૂડી તો લાગે પણ તે સાથે એય ધ્યાનમાં રાખવું પડે કે અહીં ત્રિકાળ એ 'ત્રણ કાળ'નો સઙ્ખ્યાદર્શક નિર્દેશ નથી. એ તો સમયનું 'ત્રિ'પણું જ્યાં લુપ્ત થઈ જાય છે તે'વા સનાતનનો નિર્દેશ છે. 'ત્રણકાળ' એમ કહેતાં તો સમયનો, અવસ્થાવિભક્ત ગતિની આપણી વ્યવહારનિષ્ઠ કલ્પનાને અનુરૂપ, સઙ્ખ્યાગત નિર્દેશ થઈ જાય. જ્યારે સાચી અને ઉત્તમ કવિતા તે'ના શુદ્ધતમ સ્વરૂપે તો અવસ્થાન્તરિત સમયથી પર કાલાતીત હોય છે. તેમાં ત્રણકાળના સરવાળાની નહીં, સાતત્યની પણ નહીં પણ પરિમાણાબાધિત સનાતનની અભિવ્યક્તિ હોય છે. સાતત્યમાં અવસ્થાવિભાજનની પૂર્વાપેક્ષા ગૃહીત છે. સાતત્ય તત્ત્વતઃ વિભિન્ન અવસ્થાઓ વચ્ચેના કલ્પિત અનુસન્ધાનને કારણે નીપજતી મિથ્યા પ્રતીતિ છે. લાકડીને ગોળ ઘુમાવતાં દેખાતાં વર્તુળ જેવી અવસ્થાઓ વચ્ચેનો ગાળો અસમ્પ્રજ્ઞાત જણાતો ને સાતત્યની ભ્રાન્તિ નીપજાવતો પણ તત્ત્વતઃ સમ્પ્રજ્ઞેય છે. આવી પ્રવહમાન અને તેથી ભૂત-વર્તમાનની અવસ્થાઓમાં વિભક્ત એ'વા સમયની પરિકલ્પના વ્યવહાર જગતની અનિવાર્યતા કે ઉપકારતા ભલે હોય, પણ સનાતન સમય તો અવિચ્છિન્ન અને તેથી નિરન્તર છે. તે કેવળ છે, અને એ જ શાશ્વતી છે. કવિતાની પરમાવસ્થાનું એજ અધિષ્ઠાન છે, અને એ 'શાશ્વતી સમાઃ'ના 'અરૂપ' અનુભવનું સ્વરૂપાન્તર છે કાવ્ય. આપણી લૌકિક ભૂમિકાએ વિવિધ અધિષ્ઠાનો, અવલમ્બનો, ઉપચારો, નિમિત્તોમાંથી નીપજેલી કૃતિઓને આપણે એક ભૂમિકાએ અવશ્ય માણીએ છીએ — માણીએ માણતા રહીએ પણ આપણી અન્તરતમ અને અન્તિમ અભીપ્સા તો જેમાં 'શાશ્વતી સમાઃ'નો આવિષ્કાર અનુભવાતો હોય એ'વી કોઈ અ-લૌકિક કૃતિના શોધની અને તેનાથી પ્રાપ્ત થતા અલૌકિક આનન્દની જ હોય.

❑

સનાતનતાનો અનુભવ અને તેના આવિર્ભાવરૂપ કાવ્યમાં જે 'ક્ષણ' સઙ્ગ્રહાયલી હોય છે તેમાં મહિમા વિસ્તારનો નથી. કારણકે વિસ્તારનું પરિમાણ પણ અસીમને આવરી શકતું નથી. ('ક્ષણ' એ વિધાન પણ આપણી પરિભાષાનું છે. પણ વાગ્વ્યવહાર માટે એ અનિવાર્ય છે.) એ 'ક્ષણ' 'ક્ષણાર્ધ'નો અનુભવ એક ગાયત્રી-અનુષ્ટુભ-ત્રિષ્ટુભમાં અરે એકાક્ષરી ઉદ્ગારમાં કે કોઈ ઊર્મિકાવ્ય — દીર્ઘકાવ્ય —મહાકાવ્ય રૂપેય વ્યક્ત થઈ શકે. અનુભવ-ઝબકાર ક્ષણાર્ધનો છે — વિસ્તાર એના વાર્તિકનો છે. પરન્તુ શ્લોક હોય કે મહાકાવ્ય, એની બીજરૂપ સનાતનની અનુભૂતિ 'શતદલપદ્મમાં પોઢેલા પરિમલ'ની જેમ અનુભાવ્ય પણ અગમ્ય તત્ત્વ તરીકે સમગ્રકૃતિમાં અનુસ્યૂત હોય છે, એ વિસ્તરી હોય, યથા રામાયણે કે ન વિસ્તરી હોય સૂર્યોપસ્થાનના મન્ત્રમાં. શાશ્વતી પ્રકૃતિમાં શઙ્ખવલિના ઝીણા પુષ્પ રૂપેય પ્રગટે અને 'વસન્તરત શાલ્મલી' રૂપેય !

'મા નિષાદ'માં 'આમ' શાપની નહીં, એ ક્ષણમાં પ્રાપ્ત શાશ્વતના ઝબકારની 'શાશ્વતી સમાઃ'માં પ્રતિષ્ઠા છે. તેમજ સૂર્યોદયને જોઈ 'નિરખને ગગનમાં' બોલી ઊઠતો નરસિંહ, મેઘગર્જનામાં 'હરિ આવન કી આવાજ' સાંભળી ગાઈ ઊઠતી મીરાં કે ચન્દ્રોદયના વિરલ દર્શનમાંથી પ્રગટેલાં 'સાગર અને શશી' કે 'શરત્પૂર્ણિમા'ના કવિઓ, 'ભણકારા'નો ઊદ્ગાર કરનાર, એ સૌ કવિઓ એક અવસ્થાએ 'દિવો દુહિતા'નું કે જાતવેદસ્‌ના કેતુઓનું ઉષા અને અરુણના ઉદયમાં દર્શન કરનાર ઋષિઓના જ કુળના છે. અવસ્થાન્તરે અને ઉદ્ગારે પ્રમાણફેર હોય પણ આ'વી કાવ્યકૃતિઓમાં ક્ષણની પ્યાલીમાં, અને એ ક્ષણના રૂપાન્તર રૂપ શબ્દની પ્યાલીમાં સચવાયેલી શાશ્વતીની જ ઉપલબ્ધિ છે.



ઉત્તમ કાવ્ય એક અને અનન્ય એ'વી શબ્દાન્તરિત શાશ્વત ક્ષણ છે. કવિચેતના તેની આંગળીઓમાં-કલમમાં કલમની ટાંક-ટાંકની અણીમાં થઈને જાણે અનન્તતાને ક્યાંક સ્પર્શે છે, ને સમગ્ર અનન્તતા જાણે 'ક્ષણ' બનીને 'બિન્દુ' બનીને તે અણીમાં પ્રવેશી સમાઈ જાય છે, કવિચેતનાને આનન્દ સ્પન્દિત કરે છે અને એ પ્રસ્પન્દ કવિકલમ દ્વારા શબ્દ બનીને વ્યક્ત થાય છે ત્યારે એ 'શબ્દ' અનન્તતા સનાતનનો જ આવિષ્કાર બની રહે છે.

કલમ કહો, જિહ્વા કહો, સૂર કહો, તૂલિકા કહો, અભિવ્યક્તિનું માધ્યમ ગમે તે હોય, ઉત્તમ કલાકૃતિમાં આ'વો સનાતનનો આવિર્ભાવ જ અભિપ્રેત છે. કલાનો એ જ મહિમા છે. માઇકેલ એન્જેલોનું વિખ્યાત ચિત્ર 'સર્જન' (ધ ક્રિએશન)માં આ સ્પર્શક્ષણનું અદ્ભુત રૂપ-આલેખન મળે છે.

સર્જક સનાતનતાને સ્પર્શે છે જ્યારે તે આપણા પરિમાણબાધિત વિશ્વના સીમાવર્તુળને — સમ્પ્રજ્ઞ વ્યવહારલીલાના વૈશ્વિક પ્રપઞ્ચને ભેદી — 'ગત' અને 'ભૂત' અને 'પરમ્પરિત'થી મુક્ત થઈ 'અભૂતપૂર્વ'માં', 'નિત્યનૂતન'માં ગતિ કરે છે. સાતત્યની ભ્રાન્તિમાંથી છૂટી છટકી સનાતનને સાધે છે; પરમ્પરાશાસનના, સાતત્યના, સીમાબન્ધનમાંથી વિમુક્ત થઈ અ-પૂર્વને આરાધે છે. કવિના આ'વા સીમોલ્લંઘનને આપણે 'પ્રયોગ' કહીએ છીએ. એ'માં કોઈ પૂર્વ-યોગ નથી હોતો પણ પ્ર-યોગ હોય છે. અતીત કે પરાપૂર્વ પણ ત્યારે અપૂર્વ અને અદ્ય બનીને, પુનર્જન્મ પામીને જ તેમાં સામેલ થઈ જાય છે. આમ થાય છે ત્યારે જ કૃતિ નિષ્પન્ન થાય છે તે નિત્ય નૂતન અને નિત્ય પ્રસ્તુત હોય છે. સનાતનતા કદી 'ગત' અને 'ભૂત' બનતી નથી, વાસી થતી નથી, કાલગ્રસ્ત થઈ શકતી નથી કારણકે તે કાલાત્પર છે. ચકવાક મિથુનની જેમ, લૌકિક નિબદ્ધ સમયની સીમારેખા ઉલ્લંઘી અતિક્રાન્ત કરી 'વસે સૂર્ય જેમાં સદૈવ' એ'વી 'અવર દુનિયા' અસ્તિત્વની અન્ય ભૂમિકા જે વિરલ અને ધન્ય ઉપલબ્ધિ પામે છે તે'ની શબ્દમૂર્તિ તે કાવ્ય — અને તે'માં પ્રાપ્ત થાય છે કવિ બ્રાઉનિંગ કહે છે તેમ "Instant turned to eternity"

## દાનપૂર્તિ

૧૦૦૦૦/- ગુજરાતી સાહિત્ય અકાદમી - લંડન
હ. વિપુલ કલ્યાણી

૧૦૦૦/- કનુભાઈ અ. શાહ - અમેરિકા

## 'કવિલોક' દ્વિમાસિકના નવા આજીવન સભ્ય

ઉપેન્દ્ર નાણાવટી, વડોદરા

શ્રીમતી આર. પી. ચૌહાણ આર્ટ્સ અને શ્રીમતી કે. ડી. શાહ કોમર્સ કૉલેજ - વ્યારા

# નરસિંહની કવિતા

પ્રસાદ બ્રહ્મભટ્ટ

નરસિંહના જીવનકાળ પરત્વે ગુજરાતી સાહિત્યમાં મતભેદ છે. પ્રચલિત માન્યતા મુજબ તેઓ ૧૫મી સદીમાં થઈ ગયા. એ માટેનો મુખ્ય આધાર 'હારમાળા'ની આ કડી છે : "સંવત પનર બારોતર, સપતમી અને સોમવાર રે; વૈશાખ અજુઆલિ પખે નરસિંની આપ્યો હાર રે." એ કડીવાળું પદ જો નરસિંહનું રચેલું હોય તો માણ્ડળિકવાળો હારપ્રસઙ્ગ સં. ૧૫૧૨ (ઈ. ૧૪૫૬)માં બન્યો એમ કહી શકાય. પરન્તુ આ વર્ષ આપતું પદ ઈ. ૧૬૮૯ પહેલાંની 'હારમાળા'ની કોઈ પ્રતમાં મળતું ન હોવાથી એ'વો તર્ક થઈ શકે કે હારપ્રસઙ્ગનું વર્ષ ઐતિહાસિક નથી પણ અનુમાનથી મૂકવામાં આવ્યું છે. પણ નરસિંહચરિત્રની મધ્યકાલીન પરમ્પરામાં પ્રારમ્ભથી જ માણ્ડળિક સાથેના આ પ્રસઙ્ગનો ઉલ્લેખ થતો આવ્યો છે. એ પ્રસઙ્ગનો સ્વીકાર કરીએ તો નરસિંહ પન્દરમી સદીમાં થયા હતા એમ સ્વીકારવું પડે, કેમકે માણ્ડળિક ત્રીજાનો જીવનકાળ ઈ. ૧૪૫૧થી ૧૪૬૯ દરમિયાન માનવામાં આવે છે.

સોળમી સદીના પૂર્વાર્ધમાં થયેલ મીરાં પાસેથી 'નરસિંહરો માહ્યરો' નામક રચના મળે છે. તથા ત્હેમનાં ત્રણેક પદમાં નરસિંહનો ઉલ્લેખ થયેલો જણાય છે. પણ આ રચનાઓની અધિકૃતતાનો પ્રશ્ન હોવાથી પુરાવા તરીકે તે'ને કેટલું મહત્ત્વ અપાય એ વિચારવું રહ્યું.

કબીરનાં પદો સાથે સામ્ય ધરાવતાં નરસિંહનાં કોઈ કોઈ પદોને કારણે કબીરની તથા 'સુરતસઙ્ગ્રામ'માં આવતાં રાધાની સખીઓનાં નામ પરથી ચૈતન્ય સમ્પ્રદાયની અસર નરસિંહ પર થઈ હોવાનો વહેમ આનન્દશઙ્કર ધ્રુવને આવેલો. આનન્દશઙ્કરના સંશયને સાચો માની મુનશીએ (૧) 'હારમાળા' નરસિંહની નહિ પણ બીજા કવિની કૃતિ છે, (૨) ૧૫-૧૬મા શતકના કવિઓ નરસિંહની અસર બતાવતા નથી અને ત્હેમનો ઉલ્લેખ કરતા નથી (૩) ચૈતન્યશિષ્ય ગોવિન્દદાસ પોતાની 'કૂર્ચા' નામની કૃતિમાં ચૈતન્યની દેશયાત્રાનું વર્ણન કરે છે. એ'માં ઈ. ૧૫૧૧માં જૂનાગઢની યાત્રા સમયે નરસિંહનો ઉલ્લેખ નથી. (૪) નરસિંહની ભક્તિમાં 'શુદ્ધ કે વૃન્દાવનીય ભાવ' અને ચૈતન્યની અસર છે એ'વી દલીલો કરી નરસિંહના આયુષ્યકાળને સોળમી સદીમાં મૂકવાનો પ્રયત્ન કર્યો છે. પરન્તુ જે આધાર પર આ અનુમાન થયું છે એ આધાર હવે બનાવટી પુરવાર થયો હોઈ આ મત સ્વીકાર્ય રહેતો નથી.

નરસિંહ જયદેવના 'ગીત ગોવિન્દ'થી (૧૨મી સદી) પ્રભાવિત છે. કવિના જીવનના કેટલાક જાણીતા પ્રસઙ્ગોને વિષય તરીકે લઈ ઈ. ૧૭મી સદીથી કાવ્યો રચાવાં શરૂ થઈ જાય છે. વળી નરસિંહનાં કાવ્યોની જૂનામાં જૂની હસ્તપ્રતો સત્તરમી સદીની મળે છે. આ આધારોને ધ્યાનમાં લઈ ત્હેમને ૧૨થી ૧૭મી સદી વચ્ચે ક્યાંક મૂકવા પડે.

નરસિંહના સમયની સાધકબાધક ચર્ચા કર્યા પછી તારણ પર આવતાં જયન્ત કોઠારી લખે છે, "આ રીતે નરસિંહનો સમય સો ટકા પ્રમાણભૂત રીતે નિર્ણીત થઈ શકે તેમ નથી. પણ સોળમી સદી સુધીમાં એ થયા છે એમ અવશ્ય કહી શકાય અને માણ્ડળિકની સમકાલીનતાની મધ્યકાળની વ્યાપક અને જૂનામાં જૂની લોકશ્રુતિથી વિરુદ્ધનો સ્પષ્ટ ઐતિહાસિક પુરાવો ન મળે ત્યાં સુધી એ'ને અનુલક્ષીને નરસિંહને પન્દરમી સદીમાં થયેલા હોવાનું હાલ તુરત તો માનવું જોઈએ. જયદેવ તથા નામદેવના સવિશેષ પ્રભાવ . અને વલ્લભસમ્પ્રદાયના પ્રભાવનો અભાવ એ બે મુદ્દાને એ માન્યતાને ટેકો આપનારા ગણી શકાય." ('નરસિંહ મહેતા', ૧૯૯૪, પૃ. ૧૪)

કૃષ્ણલીલાનાં પદો મ્હોટી સઙ્ખ્યામાં મળે છે. એ પદોને પણ રાસનાં પદ, શૃઙ્ગારનાં પદ, વસન્તનાં પદ, હીંચનાં પદ, વાંસળીનાં પદ, ઝાંઝરનાં પદ, નેત્રકટાક્ષનાં પદ એમ કૃષ્ણલીલાનાં વિવિધ અઙ્ગોને અનુલક્ષીને વિભાજિત કરી શકાય.

નરસિંહનાં પદોની સઙ્ખ્યા પન્દરસો જેટલી છે. હજુ કેટલાંય પદો હસ્તપ્રતોમાં દટાયેલાં હોઈ શકે. નરસિંહનાં કેટલાંક પદો કાળપ્રવાહમાં લુપ્ત થયાં હશે તો કેટલાંક પદો પાછળથી એમના નામે ચડ્યાં પણ હશે. નરસિંહનાં પદોની અધિકૃતતાનો નિર્ણય કરવાનું કામ કપરું છે.

નરસિંહની આત્મકથનાત્મક કૃતિઓ પૈકી 'સામળદાસનો વિવાહ' ઝૂલણાનાં ૩૪ પદની સુબદ્ધ અખણ્ડ રચના છે. 'પુત્રનો વિવાહ' એ'વા નામથી પણ ઓળખાવેલી આ કૃતિમાં કવિએ આરમ્ભિક આઠ પદોમાં આત્મચરિત્રાત્મક બયાન કરી પછી પુત્ર સામળના વિવાહને સંક્ષેપમાં પણ સચોટતાથી નિરૂપ્યો છે. ૨૩૭ કડીઓ સુધી વિસ્તરેલી આ રચનાનું સ્વરૂપ આખ્યાનકલ્પ છે.

ઝૂલણાની દેશીનાં આઠ પદની લઘુ રચના 'હૂંડી'માં નરસિંહના જીવનમાં બનેલો હૂંડીનો પ્રસઙ્ગ નિરૂપાયો છે. આ કૃતિમાં આત્મચરિત્રના અંશો આપવા કરતાં પ્રસઙ્ગકથન પર કવિએ વિશેષ ધ્યાન કેન્દ્રિત કર્યું છે. આખી કૃતિમાં નરસિંહનો ત્રીજા પુરુષમાં ઉલ્લેખ થયો છે.

'કુંવરબાઈનું મામેરું'માં કવિએ પોતાની પુત્રીના સીમન્ત પ્રસઙ્ગે ભગવાને દામોદર દોશીનો વેશ લઈ કુંવરબાઈનું મામેરું પૂરી કેવી રીતે નાગરી નાતમાં નરસિંહની થતી હાંસી અટકાવી એ પ્રસઙ્ગ વર્ણવ્યો છે. આ રચનાનું સ્વરૂપ કથનાત્મક કાવ્યનું છે. કાવ્યના અન્તે નરસિંહના કર્તૃત્વનો સ્પષ્ટ ઉલ્લેખ નથી. વળી પ્રેમાનન્દ અને વિશ્વનાથ જાનીના 'મામેરું'ની ઘેરી અસર નરસિંહના કર્તૃત્વ પર પ્રશ્નચિહ્ન લગાવે છે.

'હારમાળા' કે 'હારસમેના પદ'માં નરસિંહને ભગવાને પોતાના કણ્ઠનો હાર પહેરાવી જૂનાગઢના રા' માણ્ડલિકની કસોટીમાંથી પાર ઉતાર્યા એ પ્રસઙ્ગ વર્ણવાયો છે. કૃતિની ભિન્ન ભિન્ન વાચનાઓમાં સાતથી માંડી ૨૩૧ પદ સુધીનો વિસ્તાર સાંપડે છે. આ કૃતિનાં કેટલાંક પદો નરસિંહનાં રચેલાં હશે અને પછી સમયે સમયે એમાં અન્ય પદો ઉમેરાતાં ગયાં હશે એવું જણાય છે.

'ઝારીનાં પદ' અન્તર્ગત ચાર પદ મળે છે જેમાં ભજન કરતી વખતે નરસિંહને ભગવાને સ્રીસ્વરૂપે પાણી પાયું એ'વી ઘટનાનું આલેખન થયું છે. પહેલાં ત્રણ પદો તો મુખ્યત્વે નારીરૂપનાં વર્ણનનાં, પ્રશંસાનાં છે.

નરસિંહની આત્મકથનાત્મક કૃતિઓ પૈકી 'હારમાળા' સિવાય કોઈ કૃતિની હસ્તપ્રત અઢારમા સૈકાના મધ્યભાગ પહેલાંની સાંપડતી નથી. 'હૂંડી', 'મામેરું' તથા 'પુત્રનો વિવાહ' એ ત્રણે રચનાઓ પ્રેમાનન્દ, વિશ્વનાથ અને હરિદાસની કૃતિઓ સાથે ઠીક ઠીક સામ્ય ધરાવે છે. વળી આ ત્રણે કૃતિઓમાં હકીકતોની સઙ્ગતિ જોવા મળતી નથી. આ કૃતિઓને અન્તે નરસિંહના કર્તૃત્વનો સ્પષ્ટ નિર્દેશ મળતો નથી. આ બધી બાબતો નરસિંહની આત્મકથનાત્મક કૃતિઓ પાછળના સમયમાં નરસિંહને નામે ચડી હોવાની સમ્ભાવના સૂચવે છે.

નરસિંહની અન્ય દીર્ઘ કૃતિઓ પૈકી ઝૂલણાનાં નવ પદનું 'સુદામાચરિત્ર' કેદાર રાગમાં ગવાવાના નિર્દેશને લીધે 'સુદામાજીના કેદારા' નામે પણ જાણીતું થયું છે. નરસિંહ આ આખ્યાન-કલ્પ રચનામાં ભાગવત આધારિત સુદામાની કથાનાં મુખ્ય ભાવબિન્દુઓને ઉઠાવ મળી રહે એ રીતે રજૂઆત કરે છે. કવિ સુદામાને મનુષ્ય તરીકે ચીતરે છે, પણ એ'ની ભક્તિમયતાને ઉપસાવે છે. કાવ્યનું નાટ્યાત્મક આયોજન આકર્ષક છે અને પ્રસઙ્ગગ્રથનની સઘનતા અસરકારક છે.

શ્રી કૃષ્ણજન્મસમાનાં ૧૧ પદ વાસ્તવમાં એક કથનાત્મક કૃતિ છે. પ્રથમ નવ પદમાં કવિ કૃષ્ણજન્મની કથા કહે છે અને અન્તિમ બે પદમાં બાળકૃષ્ણ પૂતના, શકટાદિ અસુરોને મારી મથુરા જઈ કંસની હત્યા કરે છે એ બધી કથા ઝડપથી વર્ણવે છે. કથાકથનની કોઈ રસિક છટા કાવ્યમાં અનુભવાતી નથી. કાવ્યની કોઈ હસ્તપ્રત અત્યારે મળતી નથી.

'દાણલીલા' નરસિંહની કાવ્યભક્તિનો સુભગ પરિચય કરાવતું ૩૯ કડીનું કથનાત્મક કાવ્ય છે. બળરામ અને ગોવાળો સાથે ગાયો ચરાવવા વનમાં ગયેલા કૃષ્ણ રાધાને જોઈ ગોરસનું દાણ માગે છે અને થોડીક રકઝક પછી રાધાની વિનન્તીથી વેણુ વગાડી એ'નું મન મનાવે છે એ પ્રસઙ્ગનું આલેખન આ રચનામાં થયું છે. આ રચનાની હસ્તપ્રત પણ આજે મળતી નથી અને ભાષાકીય અભિવ્યક્તિમાં પ્રાચીનતાનો ભાસ થતો નથી.

'ચાતુરી' શીર્ષક અન્તર્ગત નરસિંહની બે કૃતિઓ મળે છે : 'ચાતુરી છત્રીસી' અને 'ચાતુરી ષોડશી.' 'ચાતુરી' શબ્દ અહીં રસિકચાતુર્યના અર્થમાં, કામકળાની કુશળતાના અર્થમાં પ્રયોજાયેલો લાગે છે. ચાતુરીઓનો વિષય કૃષ્ણ-રાધાના વિરહ અને મિલનનો છે. કૃષ્ણે રાધા સાથે જે રીતે વિહાર કર્યો તે ચાતુરીયુક્ત હોઈ આ રચનાનું 'ચાતુરી' નામાભિધાન થયું હશે એ'વું અનુમાન પણ થયું છે. જયદેવ કૃત 'ગીતગોવિન્દ'નો પ્રભાવ પ્રગટ કરતી આ રચના સ્થૂળતાની છાપ પાડે છે અને રતિક્રીડાનાં વર્ણનો વાચ્ય બનીને રહી જાય છે.

નરસિંહની સમગ્ર કાવ્યસૃષ્ટિમાં મ્હોટો ભાગ રોકતા પદસાહિત્યમાં કૃષ્ણલીલાનાં પદો વિપુલ માત્રામાં મળે છે. 'શ્રીકૃષ્ણજન્મ વધાઈનાં પદ' અન્તર્ગત શ્રીકૃષ્ણના જન્મના આનન્દોત્સવને વર્ણવતાં દસેક પદો પ્રાપ્ત થાય છે. આ પદોમાં ચીલાચાલુ ઢબે પુત્રજન્મના પ્રસઙ્ગની આનન્દાભિવ્યક્તિ થઈ છે. 'બાળલીલા'નાં પદો પૈકી કેટલાંક નરસિંહની પ્રતિભાની મુદ્રાવાળાં ગીતો છે. ગુચ્છનું ઉત્તમ પદ છે નાગદમનનું. એમાં કૃષ્ણના પરાક્રમપ્રસઙ્ગનું વ્યવસ્થિત વર્ણન વિસ્તારથી થયું છે. નરસિંહનાં લોકહૃદયે વસેલાં ગીતોમાંનું આ એક છે. 'બાળલીલા'માં કવિએ કૃષ્ણની બાળલીલા દ્વારા માનવીય માધુર્ય અને પરમાત્મ-મહિમાને સુપેરે પ્રગટ કર્યાં છે.

નરસિંહનાં અધઝાઝેરાં પદ શૃઙ્ગારરસપ્રધાન છે. સંયોગ અને વિપ્રલમ્ભ-ઉભય પ્રકારનાં શૃઙ્ગારનાં પદોમાં નરસિંહની રસિકતા ખીલી ઊઠી છે. શૃઙ્ગારપ્રીતિનાં પદોમાં કવિનો હૃદયરસ ઊતર્યો છે. કેટલાંક પદો તો ભાવ, લય, શબ્દભઙ્ગી એ બધાને કારણે આપણી ભાષાનાં આભૂષણરૂપ બની શક્યાં છે. આ પદોમાં ઊર્મિસૌન્દર્યના તો જાણે ફુવારા ઊડે છે. 'રાસસહસ્રપદી', 'શૃઙ્ગારમાળા', 'વસન્તનાં પદ' અને 'હિંડોળાનાં પદ' શીર્ષક અન્તર્ગત પ્રાપ્ત થતાં શૃઙ્ગારવિષયક પદોમાં ભિન્ન ભિન્ન પરિસ્થિતિઓમાં વિભિન્ન રીતે ગોપીઓનો કૃષ્ણ પ્રત્યેનો રતિભાવ પ્રગટ થયો છે. 'રાસસહસ્રપદી'નાં ૧૮૯ પદો મુખ્યત્વે વર્ણનાત્મક છે તો 'શૃઙ્ગારમાળા'નાં ૫૪૧ પદો મુખ્યત્વે ગોપીની ઉક્તિરૂપે છે. આ બધાં પદોમાં ચમકતી ચાલ, અણિયાળી આંખ, ચમ્પાવરણી ચોળી, ગોરીનો ઘૂંઘટડો, મુખનાં મરકલડાં, વસન્તમાસ, મોહનમુખ, દાણલીલા, રાસ, અમ્બોડલો, ચાંદલો, મોરલીની મોહિની વગેરે વિષયો છે. અલબત્ત વિષય પ્રસઙ્ગ ગમે તે હોય, ભાવ તો મ્હોટા ભાગે ગોપીના આર્ત હૃદયની અભીપ્સાનો જ હોય છે. શૃઙ્ગારનાં આ પદોમાં વાંસળી, ઝાંઝર, વસન્ત વગેરે ઉદ્દીપન વિભાવની સામગ્રી બને છે. અનેક સ્થૂળ શૃઙ્ગારક્રીડાને પ્રગલ્ભ પણે વર્ણવતાં આ પદો પર જયદેવનો પ્રભાવ હોવા છતાં નરસિંહના શૃઙ્ગારને જે સાધ્ય છે તે 'યોગ-વિયોગ'થી પરનો સંયોગ, ગોપી-કૃષ્ણનો અર્થાત્ ભક્ત અને ભગવાનનો, જીવ અને શિવનો સંયોગ. નરસિંહ કર્મજડ તાપસ નથી પણ રસિક ભક્ત છે તેથી તેઓ આ પદોમાં મહદંશે ભક્તિને કવિતામાં રૂપાન્તરિત કરી શક્યા છે.

નરસિંહના શૃઙ્ગારનિરૂપણમાં અનુભવી ભક્ત અને રસિક કવિનો સુભગ સમન્વય થયેલો અનુભવાય છે.

કૃષ્ણ સાથેના ભાવાત્મક સમ્બન્ધને પ્રતીકાત્મકતા અર્પી નરસિંહે પ્રેમભક્તિનાં પદો આપ્યાં છે તેમ અધ્યાત્મજીવન અંગે સામાન્ય જ્ઞાન-ઉપદેશ આપતાં અને પરમજ્ઞાનની ભૂમિકાની ઝાંખી કરાવતાં જ્ઞાનભક્તિ-વૈરાગ્યનાં પણ ૬૬ જેટલાં પદો આપ્યાં છે. કવિના જીવનના ઉત્તરાર્ધમાં રચાયાં હોવાની જેમની સમ્ભાવના છે એ'વાં આ પદોમાં એમણે જ્ઞાન અને ભક્તિમહિમાને પ્રશસ્ય પ્રૌઢિથી નિરૂપ્યાં છે. કવિનું જ્ઞાન સ્વાનુભૂતિનો સ્પર્શ પામ્યું હોઈ એ'ની અભિવ્યક્તિમાં મૌલિકતા અને પરિપક્વતા દષ્ટિગોચર થાય છે. આ પદો પૈકી કેટલાંક પદોમાં કવિ સંસારીજનને ઈશ્વરાભિમુખ થવા કહે છે, કેટલાંક પદોમાં પ્રભુ સ્મરણ ન કરતા મનુષ્યને 'સૂતકી નર' કહે છે, કેટલાંક પદોમાં કવિ સદાચરણબોધ-વ્યવહારબોધ-કર્તવ્યબોધ પણ કરે છે. નરસિંહનાં કેટલાંક પદોમાં. વેદાન્તવિચારનો સ્પષ્ટ પ્રભાવ પણ પડેલો છે. ભક્તિંજ્ઞાનનાં આ પદોમાં નરસિંહનું કવિત્વ ઊંચી કોટિનું છે. શબ્દે શબ્દે સહૃદયતા ટપકે છે અને લયમાં આરતનો તાર ગુઞ્જે છે. ઉમાશઙ્કર જોશી કહે છે તેમ "ભક્તિજ્ઞાનંનો સમગ્ર કાવ્યગુચ્છ એ નરસિંહની પરિણત પ્રજ્ઞાની પ્રસાદી છે અને ગુજરાતી ભાષાનું અમોલું ધન છે." (ગુ.સા.નો ઇતિહાસ, ગ્રં. ૨, પૃ. ૧૫૩)

ઝૂલણા, ચોપાઈ, સવૈયા, દુહા વગેરે દેશીઓમાં રચાયેલાં ને વસન્ત, કેદાર, મલ્હાર, માલવ, સામગ્રી, સામેરી, પઞ્ચમ, ભૈરવ વગેરે સઙ્ગીતના રાગના નિર્દેશવાળા નરસિંહનાં પદોમાં ભજન, ગરબી, થાળ જેવા પ્રકારો જોવા મળે છે. ઝૂલણાબન્ધ પર કવિનું વિશેષ પ્રભુત્વ જણાય છે. આ છન્દ કવિને અનેક ભાવપરિસ્થિતિઓને અનુકૂળ કામ આપે છે. કવિનું ભાષાપ્રભુત્વ એ'વું છે કે એમની કૃતિઓમાં યોગ્ય શબ્દ યોગ્ય સ્થાને અનાયાસે ગોઠવાઈ જાય છે. નરસિંહની શબ્દસૃષ્ટિ વારંવાર રસઘનતા અને ભવ્યતાનો અનુભવ કરાવે છે. કવિ પાસે લયસૂઝ પણ ખૂબ ઊંડી છે. લયવૈવિધ્યવાળી કર્ણગોચર ને શ્રુતિગોચર અનેક આકર્ષક ધ્રુવપઙ્ક્તિઓ, પ્રાસાનુપ્રાસયુક્ત સમુચિત શબ્દવિન્યાસથી નિષ્પન્ન થતું શબ્દમાધુર્ય, લલિત કે ભવ્ય ભાવોને લીલયા મૂર્ત કરી શકે એવું અનવદ્ય ભાષાકૌશલ ઇત્યાદિથી કવિનાં અનેક પદો ઊંચા કાવ્યગુણવાળાં અને આસ્વાદ્ય બન્યાં છે. નરસિંહનો કાવ્યપિણ્ડ ભક્તિનો બન્યો છે. નરસિંહનાં શૃઙ્ગારપ્રીતિનાં અને ભક્તિજ્ઞાનનાં પદોમાં સરળ રસઘનવાણીનો આહ્લાદક પરિચય થાય છે અને આનન્દઘન અનુભૂતિનો સ્પન્દ વરતાયા કરે છે.

નરસિંહનું અનેક પાસાંવાળું કવિવ્યક્તિત્વ એકન્દરે સન્તભક્તિનો અનુભવ કરાવે છે. નરસિંહ પૂર્વેની સજ્ઝાયબન્ધ કૃતિઓ આજે ઉપલબ્ધ થવાથી સમય દષ્ટિએ એમને 'આદિ કવિ' કહી શકાય એમ નથી, પણ ગુણદષ્ટિએ 'ઉત્તમ'ના અર્થમાં તો તેઓ મધ્યકાળના આદિકવિ રહે છે જ. વાસ્તવમાં ઉમાશઙ્કર જોશી કહે છે તેમ "નરસિંહમાં ગુજરાતી ભાષાને એ'નો પ્રથમ અવાજ સાંપડે છે." એમના આવવાથી 'ગુજરાતી ભાષા રસસ્રોત' બની રહે છે.



## બાળલીલા - ૨

રાજેન્દ્ર શાહ

વેણુગીત, વ્રતપર્વ, ચીરહરણ, રાસલીલા

### ૧. પ્રથમ વર્ષા

(વસન્તતિલકા)

આંખો ભરાય, કશુંયે ન જણાય; વેગે
ભૂર્રાટતા રિષભ શી પવને ચડાવી
આંધી; ત્વરાથી પણ પાછળ આવી મેઘે
એ'ની - તૃષાર્તની - જલે ધખના શમાવી.

નાચે મયૂર વનકુઞ્જ મહીં કરન્ત
કેકા, સુરમ્ય રચી પુચ્છ-કલા-કલાપ;
સંસિક્ત અન્તર; — ધરાની વહે સુગન્ધ,
ને સઙ્ગ ટર્ર-રવ દર્દુરનો પ્રતાપ.

તો આપણી પણ લગીર કમી ન કાંઈ;
કા'ને ધરી અધર, હો, મુરલી બજાવી.
તાલી પરસ્પર દઈ હલકે ભીંજાઈ
આહીરની ઋતુ રતે લઈએ વધાવી.

ખીલ્યાં ધરી કુસુમ ચમ્પક કર્ણિકાર,
ને નીલ નીલ-રુચિ જામ્બુ વળી અપાર,

### ૨. વર્ષા

ઉદ્વેલ આજ યમુના ગદલી નિહાળો,
હો, સ્વૈર કોઈ નટ-ગોપવધૂ સમાન.
ના ક્યાંય છે પુલિન, તીર ન, શો ઉછાળો !
ના એ કલ-ધ્વનિ; કરે ગતિ-ઘોર-ગાન.

સોહે કશી તૃણ-છવાયલ ભૂમિ ! ચારો
રૂડો સુકોમળ બધે ધણને મળેલ :
તે મધ્ય કૈં ધવલ ક્રૌંચ ત્યજી કિનારો
ક્યારેક ભાંભર મહીં ટહુકે ભળેલ.

આ વાદળાં કરી ઉઘાડ, તુરન્ત વર્ષે
ને એમ છેડ કરી શાં અમને સતાવે ?
શી એમને ખબર, ઝીલત સૌ પ્રહર્ષે,
આ'વી બધી રમત હ્યાં સહુનેય ભાવે.

— આ ભૂમિની ઉપર, એમ જ વૃક્ષ-ડાળે
ખેલા અમારી કંઈ નિત્ય વિભિન્ન ચાળે.

### ૩. શારદ-સૌન્દર્ય

ખીલેલ કઞ્જ તણી ગન્ધ વહે સમીર
ચોમેર, - ભૃઙ્ગ-રવ-ગુઞ્જન; કાન્ત કેલી
કીહૂકિની સહ વિહઙ્ગમની અધીર
ને તેય તે ઉદિત ભોર મહીં વહેલી.

ના કોઈ વાદળ; હવે નભ સ્વચ્છ નીલ;
ને નીતર્યે સલિલ શીતલ સૂર્યકન્યા
ધીરે વહન્ત પુલિને, મૃદુ વીચિ-શીલ,
સોહી રહી અરુણ ભર્ગથી શીય ધન્યા !

હે નન્દનન્દન, ચલો બજવન્ત વેણુ,
કેશે મયૂર તણું પિચ્છ, પ્રસૂન પીત
કર્ણે ધરી, ચરણ-આતુર લેઈ ધેનુ;
ગાશું ઉમઙ્ગથી અમે સહ કીર્તિગીત.

આ સન્ધિકાલ મનભાવન, તપ્ત મધ્ય,
તો કૌમુદી-ધવલ ઉજ્જ્વલ રાત્રિ રમ્ય.

### ૪. વેણુ-વાદન

છે નીરની લહર, - કોમળ ભાનુ વ્યોમે;
ક્રીડા કરે ડબક-દાવની ગોપબાલ.
છોળે પરસ્પર વળી કરી યુદ્ધ જોમે;
થાકી, થઈ શિથિલ જાય જ્યહીં તમાલ.

અઙ્કે ધરી વસન વર્તુલમાં વિસામે
બેસે; કરે વ્યજન એમ હવાનું હોવું.
લે કૃષ્ણ વેણુ અધરે, સુખ સર્વ પામે;
નક્ષત્ર સઙ્ગત શરદિન્દુ જેમ સ્હોવું.

લેવાય વેહ પર અઙ્ગુલિને અગમ્ય
સ્પર્શે રહે ચિતની સૂધ ન એ'વી તાન.
ના કોઈ છે ચલિત, તન્મય ભૂત-તત્ત્વ,
એ'વું રહસ્યમય કૈંક થતું વિધાન.

ત્યાં દૂર ગોકુળ તણે ઘર ભિન્ન ભાવ;
ગોપી-ઉરે વિરહનો જગવે તનાવ.

### ૫. વેણુગીત - તનાવ

વૃન્દાવને નિબિડ નીલ કદમ્બકુઞ્જે
પામી પ્રવેશ રસિકે અનુરાગ-સૂર
પ્રાણે વહાવી, — મધુ એહની કર્ણગુઞ્જે
દીધું નિમન્ત્રણ, રહી ન શકાય દૂર.

આ આડ ઉમ્બર તણી, સખિ, પેલી મેર
છે પ્રાણ-કર્ષણ અપાર, અને ઘરે આ
કર્તવ્યપાલન, અમી પણ થાય ઝેર :
રે ક્યાંય તે વિકલ ચિત્ત હવે ઠરે ના.

ના ધાર દોણી મહીં દૂધની, હાથ એ'વા
વઙ્કાય વા જડ સમા સ્થિર; અઙ્ગ કમ્પે
કોઈ ન કામ થતું; નિત્યની ચૂકું સેવા,
ના ત્યાં, વળી નહિ અહીં, વલખું અજમ્પે.

હાં... નેત્ર આગળનું સર્વ વિલુપ્ત થાય;
ને કાન્ત એ મુખ અનન્ય નર્યું સુહાય.

### ૬. વેણુગીત - સાફલ્ય નેત્રનું

ભાલે ભલું તિલક, કુઞ્ચિત કેશ કાળે
સોહન્ત બર્હ, કટિબન્ધ વિશે સુભાગી
વંશી ધરી, વિપિનમાં પળવું સવારે,
લૈ ધેનુ સઙ્ગ નિજ ઉદ્યત બાલસાથી.

ને સન્ધિને સમય — ધૂસર-ધૂન્ધ કાય,
એ'વા જ કુન્તલ, પરન્તુ દગો વિલોલ
તેજસ્વિની અધિક શુક્ર થકી જણાય, -
આવે, પરસ્પર કરી પરિહાસ ટોળ.

એ'નું કટાક્ષમય કૈં મલકન્ત જોવું,
ને તે છટાનું અનિમેષ રહેલ આંખે
ના તૃપ્તિ એ'વું કરી પાન, વિમુગ્ધ હોવું;
શી ધન્ય તે પળ પ્રયુક્ત લલામ લાંકે !

સાફલ્ય શું અધિક નેત્રનું હોય આથી ?
એ રૂપ ને રમણમાં મસ રઙ્ગ-રાતી.

### ૭. વેણુગીત - શ્રુતિસુધા

એ રી સખી શ્રુતિસુધા વરસન્ત વેણુ
ઝીલન્ત ચાતક સમાન તૃષાર્ત કર્ણ;
કેવું અહો ઉદિત યોગ-શું ભાગ્ય એ'નું !
— ટાળે તમિસ્ર જ્યમ ભોર હિરણ્ય-વર્ણ.

જોને નિમીલિત, 'થવા નહિ તે, - દગેય
જોઈ રહું વિપિન, રઞ્જિત જ્યાં સમસ્ત.
પામી અલભ્ય સુરલોકથી એ'વું પેય,
આકણ્ઠ પાન કરવા મહીં છે પ્રસક્ત.

નિષ્પન્દ છે સહુય, — ગોપ અને વિહઙ્ગ,
નિષ્પન્દ છે તરુ, તરઙ્ગવતી, સમીર;

છે એક ત્યાં મધુર રાગની ધૂનિ-રઙ્ગ,
આનન્દની ચરમ શાન્તિ સમી ગભીર.

જે જ્યાં ત્યહીં રતિ-વિભોર, સખી, જણાય;
ને આપણાંય મન એમ વિહાય કાય.

૮. વ્રત-પર્વ

હેમન્તને શિશિરનો હિમ-પર્શ, કમ્પ :
કાત્યાયની વ્રતનું પર્વ કુમારિકાનું.
હો એ જ તે દયિત સુન્દર જે પસન્દ;
સઙ્કલ્પથી હૃદયના ઉજવાય ટાણું.

સોહે પ્રભાત અરુણોજ્જ્વલ મન્ત્રગાને
પક્ષી તણાં, ભવન-ગોષ્ઠ મહીંય એ'વાં.
તે વેળ ગોપતનયા યમુના-નવાણે
સ્નાનાર્થ જાય સહુ પૂજન-અર્ઘ્ય દેવા.

પન્થે ભણે સ્તવન-મઙ્ગલ મુક્ત કણ્ઠે,
એ'નો પ્રતિધ્વનિ મળે સઘળી દિશાથી.
છે વાયુનું વહન તાલ મહીં, પ્રસઙ્ગે
ઉત્ફુલ્લ કુઞ્જ દ્યુતિ-વર્ણ-રવે સુહાતી.

તીરે ઉતારી નિજ વસ્ત્ર, જલે વિહાર
ઉદ્વેલ વીચિ સમ, નામ લઈ હજાર.

૯. ચીરહરણ

ઉદ્વેલ ઊર્મિ સમ ગોપ-કુમારિકાને
ક્રીડા મહીં રત જલે, વળી ચીર તીરે
જોઈ, સુદૂર થકી બાલકવૃન્દ તાને
આવી, કરન્ત પ્રતિશોધની વાત ધીરે.

'ધીરે... અવાજ નહિ, વસ્ત્ર લઈ બધાંય
ઊંચા કદમ્બ તરુએ લટકાવી, ત્યાં જ
બેસું; ત્હમે સહુ સરી કહીં દૂર જાવ;'
કા'ને કહ્યું : 'સકળનો હરું ગર્વ આજ.'

બાલા બધી, 'વરદ મા, મુજ હાર્દ-હેતુ
હો સિદ્ધ સત્વર કૃપા થકી' પ્રાર્થતી, તે
ડાળે સમીર લહરે ફરકન્ત કેતુ
જેવાં લહી વસનને નિજ, વ્યગ્ર ચિત્તે —

જ્યાં ન્યાળતી પરણપુઞ્જ મહીં કન્હાઈ,
સમ્મુગ્ધ સંવરણ યાચતી, કૈં લજાઈ.

૧૦. અનુનય

'આ'વી નહીં રમત કા'ન અમારી સઙ્ગે,
તું આપ ઉપરથી ચીર બધાં અમારાં.
આ ઉત્તરી પવનને હિમ અઙ્ગ કમ્પે,
રે ધીટ, આ અડપલાં તવ કૈં ન સારાં.

હાંસી અમારી કરી તું મલકે નમેર !
આવે ત્હને શરમ ના અમ લાજ લેતાં ?
ત્હારો અમારી પર શૈં વરસન્ત કેર ?
છે વ્હાલ કીધ બસ તેથી જ આ ફજેતા ?!

તું ભદ્ર નન્દસુત વલ્લભ શીલવન્ત,
ત્હેં કેટલાંય અમ કષ્ટ મહા નિવાર્યાં.
તે તું મનોરથ ધરી વ્રત જે કરન્ત
એ'ને જ તે તવ પ્રહારનું લક્ષ્ય ધાર્યાં ?

ઠણ્ડીથી, જો, અમ કલેવર ધ્રૂજતાં તે;
રે આપ ઓઢણ હવે, અમ જે હર્યાં તે.'

૧૧. તૃપ્તિ

'હાંસી નહીં જ. અપરાધ ત્હમે કરેલ
ત્હેની ન જાણ ત્હમને, જલ માંહિ આમ
ન્હાવું અપાવરણ, યોગ્ય નહીં ગણેલ :
એથી નહીં વરુણ તુષ્ટ, — ફળે ન કામ.

આવી અહીં પ્રથમ હસ્ત શિરોર્ધ્વ રાખી
સાક્ષી સ્વરૂપ નભને કરશો પ્રણામ -

લજ્જા ન હોય શિશુ-વલ્લભ-ની કદાપિ —
એથી રહે ક્ષતિ નહીં, - યદિ રિક્ત-મામ.

હાંસી નહીં, - વચન મ્હારું યથાર્થ સત્ય,
ઇચ્છ્યું ઉરે અ-ચિર પૂર્ણ થશે તમામ.
હાવાં નિજી વસન-ધારણ એ જ પથ્ય,
ઉલ્લાસથી જવું ઘરે લઈ ઇષ્ટ નામ.'

ને એમ નિર્મલ અનાવૃત આવી બ્હાર
બાલા કરે પ્રણતિ, તુષ્ટિ લહી અપાર.

## ૧૨. નાદ-લહરી

માયાવિની શરદ-રાત્રિ, પ્રફુલ્લ ચન્દ્ર,
છે કૌમુદી-ધવલ કાનન-કુઞ્જ રમ્ય;
બંસી મહીં પુરિત કૃષ્ણથી સૂર મન્દ્ર,
સર્વત્ર નાદ-લહરી નરવી અનન્ય.

સેવે ચરાચર સુષુપ્તિ જહીં ગભીર,
ત્યારે પ્રદીપ્ત રતિ-ભાવથી ગોપબાલા
ભૂલી સમસ્ત, મધુ-કર્ષણથી અધીર
આવે, જવે હૃદય વિહ્વલ, લોલ માલા.

'નિઃસ્તબ્ધ યામ, વન ભીષણ, શી અપેક્ષા
રાખી ? વળો ઘર ભણી કુલ-બન્ધુ પાસે.'
'ના આમ, હે પ્રિય, અમારી ઘટે ઉપેક્ષા'
છે બાષ્પ-ગદ્ગદ ગળું દ્રવતા નિસાસે.

'હો શાન્ત, છો પ્રિય ત્હમે મુજ પ્રાણ-પ્રાણ;
હો સ્નિગ્ધ આ સમય, - રાસવિલાસ-લ્હાણ !

## ૧૩. રાસલીલા

એકાન્ત, નીરવ નિશીથ, કલા-પ્રપૂર્ણ
વ્યોમે શશી, મહક-મન્થર વાયુ વાય.
બાલા પ્રહર્ષિત ઉરે રસથી અપૂર્વ
હલ્લીસકે વિવિધ ભઙ્ગિથી ગીત ગાય.

પ્રેમે પરિષ્વજન, રમ્ભણ, નેત્ર-નૃત્ય, -
તે કામિની-હૃદય-ઝઙ્કન કેરું પર્વ
પામી, નિજી વ્રત-વિલક્ષણ કામ્ય કૃત્ય
કેવું ફળે ? - વશ કન્હાઈ, કરન્ત ગર્વ.

ત્યાં... 'કા'ન ક્યાં ? હજી અહીં અમ સઙ્ગ તે
ક્યાં ?
એ'નું કહી ગમન ? - હે યમુનાજી બોલો,
બોલો નિકુઞ્જ તરુ, હે નભ-ચન્દ્ર, - હો જ્યાં.
રે મૂક આ મુખ ત્હમારું જરીક ખોલો.

હે શ્યામ સુન્દર પ્રવીર અમે દુખાર્ત,
કીજે સ્મિતે, મધુવચે અમને કૃતાર્થ.'

## ૧૪. પૂર્ણકામ

ક્યાંથી અહો પ્રકટ એક અનેક સાથે !
રોમાઞ્ચ-વિસ્મયથી વલ્લભને વિલોકે !
સંલગ્ન સર્વ પ્રિયની સ્પૃહણીય બાથે,
કલ્લોલતી કરતી ક્રીડન ઝોલ-ઝોકે.

હાવાં શશાઙ્ક ક્ષિતિજે ઢળતો જણાય,
છે યામ શેષ, યમુનાજલના વિહારે, -
ઝીલન્ત, છોળ સહ ઉચ્છલતે નિકાય
હેલા મહીં પ્રબલ ઉદ્યત વારવારે.

કોઈ ન ત્યાં શિથિલ કિઞ્ચિત, કિન્તુ રક્ત
પ્રાચી લહી સુભગ, વન્દનથી વધાવી;
બાલા-વધૂ વિમલ, સિક્ત, ઉરે પ્રસક્ત
ધારન્ત કાન્ત-કર, નીરથી બ્હાર આવી.

જે બ્હાર એ'ની છવિ ભીતર છે લલામ;
ગાતી જતી ઘરભણી થઈ પૂર્ણકામ.

## કમ્પ્યૂટર વિશે ગીત

નલિન પણ્ડ્યા

વિજ્ઞાની ભડકો થાતાં તો
તૂટ્યા તન્તના તન્ત રે,
ઓળાઓ પણ બટણ દાબતા
ખૂટ્યાં ખન્તનાં ખન્ત રે !

અવાવરું ઘરની બુદ્ધિનાં
દ્વાર બન્ધનાં બન્ધ રે,
અજવાસ મળી ગયો આંખે
તોયે હૃદય અન્ધનું અન્ધ રે !

ચરણ ચાલતાં થાક્યા નહીં
પણ ભૂલ્યા પન્થના પન્થ રે,
જીવ નથી આ, શિવ નથી આ
મૃત કન્થના કન્થ રે !

વીજળી-દીવે હાથ, પગ ને
બળ્યાં હેતનાં હેત રે,
મશીન મડદું હોય છતાંયે
માનવ વેંતનો વેંત રે !

જાત, ભાત, ભાતીગળ પડદો
જીવતર કોરાનું કોરું રે,
ખેલ થયો છે ખતરનાક જે
જોર, જુલમ ને જોરુ રે !

ડબ્બાની દગ્ગલખોરી પણ
હોય મૂઢનો મૂઢ રે,
વિચારોના મહા-તરકટમાં
ગૂંચ ગૂઢની ગૂઢ રે !

## દીદાર-ઝાંખી

જગદીશ ત્રિવેદી

ત્યાં દૂર કુઞ્જ મહીં કોયલ પર્ણપુઞ્જ —
ની આડમાં અદીઠ-ગોપન-હોય, ને હ્યાં
હું ગહ્વરે ગૃહ તણી અકબન્ધ બદ્ધ-
તોયે અહોનિશ અમારી રહસ્ય-રમ્ય
ચાલ્યાં કરે હૃદયથી ટુહુકાર-ગોઠ !—

—છોને રહ્યું પટ અનન્તન વિસ્તરેલ
આ આપણા ઉભયની વચમાં પરન્તુ
કેવાં અહો હૃદય એક થયેલ બન્ને
કૈં નર્મ-મર્મ-ગૂજગોઠ કર્યા કરે, ત્યાં
દીદાર-ઝાંખી તણી શી ધખના મ્હને હો !

## અમથાની દુનિયામાં

ધીરુ મોદી

કોનાં મૂળ ! ને કોણ ડાળીએ કોનાં ફૂલડાં ફૂટે !
કોનાં મુખડાં કોણ દર્પણે તડ તડ કરતાં તૂટે !

સગપણના માળાઓ બાંધી લાગ્યા ગીતો ગાવા,
માળાની પાંદડીઓ વચ્ચે સળગે કેવો લાવા !
કોણ પક્ષી ને કોણ પારધી ? પ્રેમડાળ જ્યાં છૂટે !

માણસને માણસની બીકો, આ તે કેવો નાતો !
એમ છતાંયે પ્રેમધરમની કેવી કેવી વાતો !
ધમ્મપછાડા ને ફૂફાડા ! બાંધ્યા જાણે ખૂંટે !

છેક ટોચ પર જઈને પહોંચ્યા, માંયે નભ પણ ઝૂકે;
બચકાં બાંધ્યાં તે તો સમજ્યા, પણ રસ્તા ના છૂટે !
આવ્યા અવસર મબલખ છાંડી કપાળ શેનાં કૂટે !

## ઘર

મણિલાલ હ. પટેલ

ઘર
આ પૃથુલ પટ પર
પરમ વર પામ્યાં પાદર-તટે
તે ગામ-શેરીની સાહ્યબી ઘર
ક્યારેક ઓરતા અવસરના
તો વળી ભોરીંગના દર-શું
ભાસતું ભયાનક ભીતરે
ખાલીખમ ઘર
દર દયામણું કીડી કીટનું !

ક્યારેક મિસિસિપિને માથે
તો કદીક મહીસાગરની સાખે
ઘર-વેલો એક તુમ્બડાનો
ક્વચિત્ કબીરજીનો તમ્બૂર
તો કોક ફેરા પસ્તાય પછીતમાં !
ઘર-વેલો રાજવંશી રૈયતનો
રેલો સંસ્કૃતિનો-સદીઓનો
વેત્રવતી ક્ષિપ્રા કે મહી
યુફ્રીટીસથી ઇરાવદી
બદ્ધી બેસુમાર વસતિમાં
નાઇલથી નર્મદા સુધી
કોકને સદી તો વદી બે વાત.

વાલ્મીકિ કે વૈષ્ણવજનની
જાત ને જાતરા, જીવ ને યાતના
ઘર વખત વખતની યાત્રા
વાચા વહીવટ્ચાની
ઘર આધાર કે ઓથું માત્ર
જોગ-સઞ્જોગનું કૃપા-પાત્ર
અક્ષયપાત્રની આશામાં

ઘરને ઓઠે આદિઅનાદિથી
ભોગે ભોગવ્યા આપણને
ભોગવવાના ભ્રમમાં
કોળિયા સાથે થયા કોળિયો—
કાળનો, જાળને જાણ્યા છતાં
ભરતા રહ્યા ફાળ
ઢાળ ભાળ્યોતો ઢળતા રહ્યા....
ફરતા ફફડતા ધ્વજા શા
અયોધ્યાથી આન્દામાન
કાળાંપાણીથી છૂટ્યાં તો
સોમાલિયામાં ભરખ્યાં ભૂખે.
આ પૃથ્વી પટ પર
સુખે કે દુઃખે પામ્યાં ઘર
ધરણીધર કૃપાળુ કેવો !
ઝઙ્ખના 'વિશ્વ માનવી' થવાની
ગાંઠે બન્ધાવી અને —
ડઙ્ખ પળેપળ દીધા વખના !

ગુફાથી આવ્યા ઘર લગી
દરની શોધમાં જીજીભોય ટાવરમાં
અન્દરની આગ લઈ
બન્ધાયા ઋતુઓના રાગમાં
માના ગર્ભથી
આવ્યા ઘરના ગભારામાં
બફારામાં બફાતા બ્હાર આવ્યા
તો જીવતા ઝાલ્યા ગારુડીએ
જનમોજનમ આમ જ
જતિ સતિ કે પોપટ-પોપટી

ઘર ઘર રટતા
ભટકતા ઘરમાં જ ઘરની શોધમાં
કીડીના દરમાં કણ થઈને
મણ થઈને હાથીના ઉદરમાં
બીજ થઈ બાઝ્યા ફળમાં
બોરમાં ગર થઈ વીંટળાયા
ઠળિયા ફરતે ઠગાયા ઠામુકા
કોર્યા ડુઙ્ગર
પાણીમાં પાડી વાટ
પાટ કોર્યા ભમરી થઈ ભમવાને
હાટમાં વેચાયા વસ્તુની જેમ
વ્હેંચાયા વેરાયા વ્હેરાયા એમ જ
સાતમા માળે સોન મહેલમાં
સોનાના ખાટમાં ઝૂલતાં
વચટ દીકરાની વિલાયતી વહુને
ચાંદીના ચમચે જમતી જોયાનાં
વસમાં વરદાન પામ્યા...

ક્યારેક અજ્ઞાનીની લ્હેરમાં
તો ક્વચિત્ કાળા અક્ષરોના કેરમાં
શાહુકારને ચોપડે ચઢ્યા રાતામાતા
પેઢીઓ ખતવતા
પડતા આથડતા અટવાતા આવતા
પછીતથી પરબારા
પડસાળે પટકાતા
ખમ્મા ઘણી ખમ્મા
ત્હમને અમને આપણને ઘર-દરને
દેવ દીધેલાં શાપ અને સાનને
ઘણી ઘણી ખમ્મા !
સદન કે વીલા
આપણાં તો વદન જ વ્હીલાં

ઘર જોતાં જ પગ ઢીલાઢસ, બસ
અને દ્વારકા ! લીલા પ્રભુની !
લખોટી રમાડે રીઝવે
ખીજવે કસોટી કરીને કાયમ ઘર
નરવરની જેમ બોલાવે
ઘર બ્હાર કાઢે
પમ્પાળે પાળે ફટકા મારે ડિલે
તાકી રહે વ્હીલે મુખ
આમ અફર ને અડગ
અસલ ને અતલ
ભીતરના ભેદ જેવું
છેદી જુવે વિચ્છેદવા જરાક
કાપીને સાંધી જુવે સ્હેજ પાછું
છુટ્ટાં મૂકી દે આંધીમાં અમસ્થાં
ચોપાસના ત્રાસમાં
માથે ઉગાડી ઘાસને
ચાલ્યું જાય ઘર બાવનની બહાર
વનની ઓ પાર
આથમી જાય અકાળે
ઊગે પાછું વગડામાં વાંસ માથે
ચાંદા ને સૂરજ સાથે
એ'વું નથી કે એને કશું થતું નથી
પણ ઘર એમ કશે જતું નથી જરાકમાં
એ તો જવા દે છે જનારને
અધમધરાતે ય ગૌતમની જેમ
યુગનું દ્વાર બની સાબર-તટે
અવતાર જેવું ઊભું રહે એક પગે
ઘર નિર્મમ નિષ્ઠુર ક્રૂર
ફૂટતા પરપોટા જોયા કરે એ તો —

મ્હારા-ત્હમારા-ત્હેનામાં
ભીના કે કોરામાં...!

ગગનના ગોખમાં આ ઘર ગવાક્ષે
પાળે પડસાળે બેસી પહેલીવાર
ઓળખવા મથ્યો અક્ષરને
પોપડે પોપડે ખરતી ભીંતો જોઈ
પામ્યો ક્ષરને
કરાલ કાળની દાઢ અને
ખવાતા જતા પદાર્થે જગતને
ખોવાતાં-ખવાતાં વાંચવાનું
પ્રારમ્ભાયું આ ઘાટથી ઘરથી.
ફળિયે ચાખ્યું પ્રેમનું એઠું બોર ને
જોયાં આકાશ અવકાશને પ્હેલપ્રથમ
નથાઈ ગઈ પઞ્ચેન્દ્રિય
ઠોકર ખાઈ ગયા દશે અશ્વો...

ચોપાડે ચાહત પામ્યા માની
પછીતે દીવાની નિશ્ચલ જ્યોત
એ'નાં તેજની ધારે ઊભેલો
ઓળખ્યો હતો અન્ધકારને
પેંતરા કરતો ડરાવતો, કોલામાં —
એ જ લાવતો લોભાવતો
લલચાવતો વ્હાલમના વેશમાં
કોક કન્યાના અનાઘ્રાત સાદમાં
શ્વાસ શો સ્વાદમાં આવ્યો હતો
મહીસાગરનાં પૂરની જેમ પાધરો
પછી તો
કરામાં કૂતરી, કોઢિયે ભેંસ વિયાઈ
કાળી કન્યેરમાં હોલીએ ને
હવડ કૂવામાં કબૂતરીએ ઈંડાં મૂક્યાં

ઈંડાં ફોડી બ્હાર આવતાં
બચ્ચાં જોતાં જોતાં થયો હતો
રક્તમાં રાતો રતિસઞ્ચાર રાતોરાત
પદાઘાત આઘાત તો એ'ના જ
ઘેરતા ઘૂઘવતા રહ્યા ઘરમાં ઘરને !

અલકમલકથી આવતા યતિ
મલક પાર ઊતરી પડતા જોયા
જોઈ જખમને અજવાળે ધોરી વાટ
વણસમજ્યે યતિપગલે પળેલું મન
ખરેટાંની બળી ખાવા પાછું વળેલું
બસ, ત્યારની ઘડી ને આજનો દી'
માએ થાન છોડાવવા
ચોપડેલો કડવો લીમડો તે પછી
કણજીના થડ ઓથે
ચાખ્યા કેરી ને કન્યા
ચૂસણિયું લોહી રઘવાયું
ગોળચણે માને નહીં
ને ખોળ્યા કરે સોળ વરસની છાતી
નિજમાં નહીં સમાતી કઠોર ઉષ્ણ ઉત્તુઙ્ગ
અઙ્ગેઅઙ્ગે આડો આંક વાળ્યો
ઘર જેવા ઘરે ય
વાંક ભાળ્યો આપણો જ
ને આપણે અવશ વિવશ-વશ
નદીની નિયતિ પામેલા
તરસ પ્હાડોની અને
પામ્યા દાવાનળ દરિયાના...

માણસ થવા મથ્યા આ માટીમાં
આગનો અર્થ પામ્યા ફૂલોમાં
દઝાડતા રાગ જોયા ઋતુઓના

ઓરડે સાજ
સજ્જાઓ આંગણે
પતીજ પડી ખીલવા-ખરવા વચ્ચેના અન્તરની !

—ઘરની, નળિયાંના નેહની.. છેહની
તરસે રિબાવતા છપ્પનિયા મેહની !
સવારિયા કાગડા
મધરાતે મોભારે બોલતા ઘૂવડ
કાળાં અજવાળાં ને ધોળાધબ અન્ધકાર
ગીધ સમડીના ચિત્કાર
ટહુકાર કોયલના કાળા આળા
લડતાં રહ્યાં દુઃખ ને દુરિત
ક્યારેક કરામાં સર્પ
તો કર્મે શાપ
થાપ આપતું રહ્યું દુરિત દમામભેર
મ્હને ત્હમને ત્હેને ઘેર ઘેર
ગોરમ્ભાતું
ખોરમ્ભાતું ઘર
ખોડઙ્ગાતું ને
ગળિયા બળદ શું બેસી પડતું
ઘર ઊતરતા ઢાળમાં
વેરવિખેર બધું
બાંધવા મથે એક મોભી મોરવી
યુગાન્તરોથી
ઘરમાં દરમાં
ઉદરમાં ધરબવા મથે ધાન
ને રહે ઓધાન ઘરને—
ઘરનું ઓધાન રઝળાવે રાનરાન
આપણને એમ જ—
નદી કાંઠે સદી કાંઠે...

ઘર જોતું રહ્યું
આપણે તો આગ આંતરી
કાયાથી પ્રગટાવી કાયા
ઊગાડ્યાં અન્ન
ને પકવ્યાં ધાન
તોય પોપટ આંબાની ડાળે ભૂખ્યો
પોપટ સરોવરની પાળે તરસ્યો
મોભથી દડતાં નેવનાં પાણી
પી પીને ગયા પૂર્વજ પરધામ
ખાધી ધાણી ને ચરાવ્યાં ઢોર
ક્યાં ગયો પેલો ભોળો શિશુ
જોણે વીણી વીણીને
ઇન્દ્રગોપ ઘાલી ગજવે
ને જોયા કરી ગોકળગાયની સફ્રાથે
હેલીના દિવસોમાં
પૃથ્વીની રહસ્યગતિને—
અલ્પમતિથી સમજવા મથ્યો
મનુ યમ જળને
પળને પામવા મથ્યો પ્રણયની
અજવાળી રાતના શમણામાં
યમની પાડાસવારી
દીવેલના દીવે દાદા વાંચતા રામાયણ
ભગવાન પણ ભોળવાય-
સોનાના મૃગથી
એ માની ન શકતી બ્હેનને
બાપુજી સમજાવતા મહાભારત
અન્તરની આરત કહેતા
યુધિષ્ઠિરની વ્યથા
પણ રક્ત તો દુર્યોધનની કથા લાવતી

તસુ ભોંય કે ભાગ ન આપવાની
દરેક યુગમાં સમાન વાત જેમાં આવતી
અધર્મને જાણે પણ અળગો ન થઈ શકે,
ધર્મને જાણે પણ પરોવાઈ ન શકે પ્રણપૂર્વક.
રે રે માનવ ! નકરી નિર્દય નિયતિ તો જો
જળ ઓઢી જમ્પી જઈએ તોય
કોને ઈશારે થાય છે ઊરુભઙ્ગ આજેય
અજેય કાળ !
ઓગણીસમા દિવસનું પરોઢ
રોડ બનીને આવ્યું છે ગામને પાદરે
આંગણે, અન્દર ઓરડે
ને તું સૂર્યવંશનો વારસ
ઊંઘે છે બળતું ઓઢણ ઓઢીને હજી
સળગતા સૂરત કાંઠે ૬-૧૨-૯૨ એ !
આરામથી અખબારોમાં ઊંઘે છે તું !

ધારાવીની કત્લેઆમ
ગામેગામ સર્જાય છે હત્યાકાણ્ડ
લાક્ષાગૃહની તો ક્યાં છે નવાઈ હવે
ભવની ભવાઈ જોતું રહે ઘર
યુદ્ધનો ઉન્માદ બને વિષાદ
શસ્ત્ર મૂકીને ધારે એક જ વસ્ત્ર
પૂર્વજ પાણ્ડવો ! — ઘર જોતું રહે
પ્રાપ્તિ પછીની પીડાને
ધીમેધીમે બોર ખાતા કીડાને
પણ કશું કહે નહીં ઘર !
ના, કદાચ આપણે જ છીએ
ઇન્દ્રિયબધિર ભોગભ્રમણામાં
આકળા ને અધીર તો કેવા
રહ્યા એ'વા ને એ'વા આપણે
ચપટી કુલેરના સુખમાં

આદિઅનાદિથી ઘરની કૂખમાં
ઊડતા બગાઈ જેવું
કૂજતા
દૂઝતા જખમ જેવું...

ઘર એટલે મા-
'દીવો પોતાના દીવેલથી બળે છે'
એવું કહેતી મા ઘરગોખનો દીવો..
કલુખડે કઙ્કુથાપા ભીંતે ગણપતિ
ટોડલે તોરણ પાણિયારે મોર
ખભે ખેસ ને માંડવે રામણદીવો
મોભારે કાગ ને દરમાં નાગ નવલા
વળાવ્યા લજામણીના છોડ.
કોડથી આણી કણબણ ઘરમાં
ત્રિભેટે વાગે ઢોલ
ને ફળિયે રમાય ધારો ધ્રિબાઙ્ગ
રાવણાં બેસે ને ઘૂમર મંડાય
નામ પડાય મરદ મોટિયારનાં
અન્ધારા કોલેથી નીકળે વેલો
ને નેવેથી રેલો
જોતું રહે ઘર અન્દરથી આઘેનું
અજાણ્યો અસવાર પૂછે ઘર
ને તૂટે સગપણ
કૂતરાં રડે રાતમાં
ને પછી તો કોઠારે ધાન ખૂટે
જીર્ણ ચોપડીમાં સદીથી સૂતેલો
રીપવાન વીક્કલ બ્હાર આવે
એ'ને ન મળે ઘર કે ઘાટ
ને હાટમાં લોક જાત વેચે

વેચાય ઘરનો મોભ
ઊતરે નળિયાં ને
વળિયો જાણે પાંસળીઓ
વીંખાય માળો
આભ ઊતરે અમલદારશું ભીંતો પર
ગોખલાના દેવ નોંધારા
આળિયાં તાકાં ને શીકાં સૂનાં
ઉઘાડાં રાંધણિયાં હાંલ્લાં ઓશિયાળાં
ચત્તીપાટ ચોપાડો
પરસાળે સૂતો કાળ
કૂંડાં ને કથરોટો કોણ કોને હસે ?
ખાલી પડી ચાટ
વાટ રઝળે ઘીની દીવીની
ચૂલે ચઢી ખામોશી ખત્તા ખાય
સન્નાટો રાખ ને ધૂળ
કરામાં કુળનાં મૂળ ઊખડ્યાં
પેઢીઓ તો પોપડા
હવે ન પાટ રહ્યા ન પડછાયા
ન ખોયાં ન ખાટ
ન કોલાં ન કોઠાર
ન ખાંચા ન ખૂણા
મોભથી મૂળ લગી ફરફોલા
ફોલ્લા પરુભર્યાં વકર્યાં
હવે ન બારી ન પડદા
ન દ્વાર ન દરવાજા
ન આવરા ન જાવરા
ચાંદાના ટુકડાઓ અટવાય અન્ધારે
રેલાય તડકા ને વરસે આભ
ઘાસ ઊગે ઓરડે ઓરડે
ઠેલાય આજનાં મોત કાલ પર
બસ એટલું જ..
આગની આંચ
હજી તાગવા ચાહે જખમને
ખણ્ડેર ઘરમાં
ખોદે ઉન્દરને ભોગવે ભોરીંગ'-ની
રમત ચાલે...ચાલ્યા જ કરે...
ને કીડીઓ ભલી ભોળી
દરમાંથી બ્હાર આવે
આવે અતૂટ વણજાર...

## ક્ષુદ્રીકરણ

ઉશનસ્
(પૃથ્વી-સૉનેટ)

હવેલી હતી ચૌદચૌદ મજલાની મ્હારી કશી !
હતા ઉપર સાતસાત અવકાશ જ્યાં દેવતા,
પ્રભુની પરીઓ; પરાક્રમ-ચમત્કૃતિ-વારતા;
બધુંજ હતું; કલ્પનાય કવિની કદે રાક્ષસી !

અતાગ હતી સપ્તભોમ મનનીય નીચે જતી;
ઉઘાડી તળ નાખ્યું તો મળ્યું શું ?
રાફડા-પોપડા;
મળ્યા અધસ-ઊખડી તમસના નર્યા ઓરડા;
રહસ્યમય દિવ્ય-ભવ્ય હતી તે હવે ક્યાં રતિ ?

પદાર્થ ભણી જેમ જેમ ક્રમશઃ ગયો ખૂલતો;
વિકાસતણું નામ; ને સતત હું ટૂંપાતો ગયો;
અકેક કરી અદ્ભુતો સકલથી કપાતો ગયો;
રહસ્ય મુજ જે નિગૂઢ હતું તે ગયો ભૂલતો;

વિરાટ પરિવેશનો વતની, દિવ્યતા-બીજ હું;
સબન્ધ સહુથી કપાઈ, અવ ક્ષુદ્ર કો ચીજ છું.

## વ્યંગ-તઝમીન

નિર્મિશ ઠાકર

૧

કદી રસ્તા વચ્ચે પણ વમળ દેખાય ત્હમને,
કદી રેતી વચ્ચે પણ કમળ દેખાય ત્હમને.

— રમેશ પારેખ

### બગડેલું સ્કૂટર તાણતાં...
(શિખરિણી)

કદી તથ્યો-સૂતાં સતત છળ દેખાય ત્હમને,
કદી શ્વાસે શ્વાસે સતત વળ દેખાય ત્હમને,
કદી જૂના પ્રાસે લય અકળ દેખાય ત્હમને,
કદી રસ્તા વચ્ચે પણ વમળ દેખાય ત્હમને,
કદી રેતી વચ્ચે પણ કમળ દેખાય ત્હમને.

૨

શબ્દનાં એ'ને કુંડાળાંઓ નડે
મૌન ઉત્તમ છે કલાસમ્બન્ધમાં !

— મનહરલાલ ચોકસી

### 'મોડર્ન આર્ટ' ન સમજાય તો !

ધુમ્મસોમાં ભવ્ય જાળાંઓ પડે
કૈં નર્યા સન્દિગ્ધ ગાળાઓ નડે
'કેમ ? શું ?'ની પ્રશ્નમાળાઓ વડે-
શબ્દનાં એ'ને કુંડાળાંઓ નડે
મૌન ઉત્તમ છે કલાસમ્બન્ધમાં !

૩

ઊંડાણમાંથી મોતી મળે એ'વું કૈં નથી;
અન્તરના ભોંયરામાં ગયો તો છળી ગયો.

— મનહરલાલ ચોકસી

### અતિ-ચિન્તનને કારણે...

અસ્તિત્વનાં રહસ્ય મળે એ'વું કૈં નથી,
આ બુદ્ધિ સાથે આવી ભળે એ'વું કૈં નથી,
ઉપર નથી, તો હોય તળે — એ'વું કૈં નથી,
ઊંડાણમાંથી મોતી મળે એ'વું કૈં નથી,
અન્તરના ભોંયરામાં ગયો તો છળી ગયો.

*

૪

ઇચ્છાઓ અટપટી કે સરળ હોય તોય શું ?
કાગળમાં ચીતરેલું કમળ હોય તોય શું ?

— રમેશ પારેખ

### ઍવોર્ડ ન પામેલ સાહિત્યકારનું ચિન્તન

ખેંચાણ એ દિશાનું પ્રબળ હોય તોય શું ?
રઙ્ગીન ભલે શબ્દનું છળ હોય તોય શું ?
એ ઝાંઝવું કોરું કે સજળ હોય તોય શું ?
ઇચ્છાઓ અટપટી કે સરળ હોય તોય શું ?
કાગળમાં ચીતરેલું કમળ હોય તોય શું ?

## ખાંયણાં

કનુ સુથાર

માંડવે બેઠો છે એક ભાતીગળ મોર,
કાળજા કેરો ચોર,
  દાદાના આંગણે.

હરતાં ફરતાં જોઉં છું જાણે સોણું,
ઘડી ઘડી મોં-જાણું,
  હસું હસું આંખડી.

વૈશાખે વાગતા મધરા મધરા ઢોલ,
ઢોલમાં સાંભળું બોલ,
  હો માંડવો મ્હોરતો.

સાગરમાં એક હોડલી તરતી જાય,
તડકા છાંયડા થાય,
  તરઙ્ગે હીંચતાં.

હીંચકે બેસીને ગાઉં હું ઘેલાં ગીત,
ગીતમાં ઊઘડે પ્રીત,
  ઉછાળા રઙ્ગના.

## લાચારી

શાસ્ત્રી જયેન્દ્ર દવે

એકમેવ આ શી લાચારી,
નહીં ચાહી શકવાની મ્હારી ?
માણસ જો હું શુષ્ક-રુક્ષને સાવ ચાહના-શૂન્ય
હોત ના
અને હોત રણ સહરાનું
તો ઝઙ્કત ત્હમને કો'ક સુન્દરમ્
"યુગો ધીખેલી પ્રખર તરસથી" મ્હારી !
મ્હેં નથી દીઠું રણ એક હજી પણ !

["વૈષ્ણવ જન તું નથી થયો જી રે..."
એમ મ્હને ઉદ્દેશી ગાઓ.
ત્હેં નથી દીઠું રણ એક હજી જીરે...]

સહરા મ્હારે મન તો જાણે
સ્વર્-ગઙ્ગા શી કવિકલ્પના
સિદ્ધાર્થ હતા ત્યારે એ બુદ્ધે
ક્યાં દીઠી'તી તથ-તા ?
તથ-તા ત્યારે હશે વ્યર્થતા કવિકલ્પના જેવી !
નથી રાહુ-શો રાહુલ મ્હારે
નથી "સખીદાવે મુઝસે કહકર જાતે..."
જેવો ધોખો કરતી યશોધરા-શી દેવી
નથી દીઠું રણ તો હું ચાલો પડું નીકળી
અને જોઈ રણ,
    રણ પામી,
    રણ પ્રબુદ્ધ થઈને
ઊર્ધ્વબાહુ-ઉદ્ગ્રીવ બુદ્ધની જેમ ઘોષણા કરું :

રણ શરણ જાઉં છું હું
રણ શરણ જાઉં છું હું

પછી તો
કો'ક મહારણયાન થશે
ને
કો'ક હીન રણયાન થઈને જરૂર આવશે પાછળ
નહીં ચાહી શકવાની મ્હારી લાચારીનું
થતાં રૂપાન્તર રણસમષ્ટિમાં
એક નવો રણવાદ સ્થપાશે !
નિજમત મણ્ડન કરવા કોઈ
રણવાદી પ્રચ્છન્ન થઈને રણવાદીનું કરશે
ખણ્ડન !
કાલગ્રસ્ત રણવાદ થશે
ને
પૂજાશે લાચારી મ્હારી
નહીં ચાહી શકવાની ન્યારી !
કાલાતીત લાચારી...! !

## ગીત

જયન્ત પાઠક

પડ્યો ઊંડેરો ઘાવ,
રડ્યો ભૂંડેરો ઘાવ,
ફૂંક મારી જુઓ જો રાજ
        સણકો શમે !

ચઢ્યો ઝીણેરો તાવ,
અઙ્ગ અઙ્ગે ધ્રુજાવ,
ઓઢી જોઉં જો રાજ નમો
        નીચા તમે !

કરું ઢઙ્ગ વની વાત,
કહે લોક સનેપાત !
વાત સમજો ત્હમે તો જાણું
        નરવાં અમે !

## વાદળનું ટોળું

ચન્દા રાવળ

આજ જામ્યું છે વાદળનું ટોળું
સખી, હું હવે
ઝરમરતા શ્રાવણને ખોળું.
કેટલીયે વેળાથી કોરું આકાશ
હવે ધરતીના હૈયામાં બોળું.

જરી ભીનો વિષાદ અને મોરલાનો સાદ
રહે પાંપણના પદડામાં છાઈ,
બે'ક છાંટા પડે, ને પછી ઝાઝા પડે
ને પણે નદીઓમાં ધારા બન્ધાઈ;
હવે જળ અહીંઆં રેલ્યું છે બ્હોળું...

આમ આખુંયે આભ મ્હેં તો નજરુંમાં પૂર્યું
ને આંગણમાં છલકાતી છાયા,
ક્યાંક રસબસતી ધાર, ક્યાંક સઘળું ઉધાર
ક્યાંક રઙ્ગોની ઉભરાતી માયા,
હવે મેહુલાને ચાપ ચડે ઝોલું....

ને પછી માટીની વાસ મહીં ન્હાયો પવન
જાય લહેરાતો વેરાતો તાનમાં;
ક્યાંક આછો ઉજાસ, ક્યાંક સૂરજનો ભાસ;
ક્યાંક હળવું તે હાસ રમે પ્રાણમાં,
હવે સૂતેલાં સપનાં ઢંઢોળું....



## ભૂલવી પડે

ચન્દા રાવળ

કંઈક વાતો પ્રેમની બોલ્યા વિના કળવી પડે,
ચિત્તને છઞ્છેડતી સહુ રુક્ષતા ભૂલવી પડે.

હર વસન્તે ખાખરે ઊગ્યા કરે છે ઝઞ્ખના,
કેસૂડાના રઙ્ગમાં સહુ કાલિમા ભૂલવી પડે.

વહી અજમ્પો નયનથી ડૂબતો રહ્યો છે ઝાંઝવે,
તરસની સહુ વેદના મૃગજળમાં ભૂલવી પડે.

ચન્દ્રને જઈ આંબવા ઊછળે અભીપ્સા સાગરે,
બિમ્બના પ્રતિબિમ્બમાં સહુ કામના ભૂલવી પડે.

'જ્યોત'-જલના એટલી કે તિમિર ગભરાઈ વહે
તારલાની ભાતમાં સહુ આર્તતા ભૂલવી પડે.

## ખારવણનું ગીત

કિરીટ ગોસ્વામી

દરિયા ઉપર દોડું
હું તો, દરિયા ઉપર દોડું !
કેટકેટલાં શમણાં સાજન પરપોટાવત્ ફોડું ?

તું દરિયેથી વ્હાણ લઈને આવે કે ના આવે,
સાજા-નરવા પ્રાણ લઈને આવે કે ના આવે,
એમ વિચારું પળમાં ત્યાંતો થઈ જાઉં છું કોડું !

ઘર, ફળિયા, શેરીમાં મુજને કોણ ઓળખે સાચું ?
કાગળ-બાગળ લખ તો સાજન, હોંશે-હોંશે વાંચું,
બાકી દરિયે ડૂબી મરવું આપણ વ્હેલું-મોડું !

## સાન્ધ્ય કાલ

ડૉ. પુષ્પા ભટ્ટ

સાન્ધ્ય કાલ
ક્ષિતિજની લાલિમાનો ગુલાલ છંટકાઈ જાય
આખાય આભમાં
અને...
આત્માનો અણુઅણુ
પામે એક અપૂર્વ તાદાત્મ્ય
એક શાન્ત પ્રાર્થના
એક ઋજુ આચ્છાદન
એક નિઃસ્પન્દ સ્પન્દ
એક સુષમ સમાધિ
ઓહ નિરવધિ પરિધિ !
શાન્તિ અનામન્ત્રિતા
પ્રવિષ્ટા હૃત્ગુહાની મહીં
સાન્દ્ર ચન્દનલેપ
આવરણ દૂર
સ્વયંપ્રભા ઝિલમિલ ઝિલમિલ
વહે સપ્તસૂર

## અનાધાર હું

ડૉ. પુષ્પા ભટ્ટ

અનાધાર હું આકાશસમી
મ્હારો મૂલાધાર જાગી જાઓ
નિઃસ્પંદે હું
ત્હારો મહા સમન્દરસમો સ્નેહસ્પન્દ જાગી જાઓ
ભુંજાયેલું હું બી
ત્હારી મહા અંકુરિતતા મ્હારામાં જાગી જાઓ
ત્હારી મહા મુદિતા અને મધુરિમાનો
છલોછલ જામ છલકાઈ ઊઠો હુંમાં

## રઘલો, રઘલો, રઘલો...

નિર્મિશ ઠાકર

રઘલો, રઘલો, રઘલો
મ્હારા મલકે ઊડતી ધૂળ
રઘલો, રઘલો, રઘલો
આખી માનવતાનું કુળ

અડકેદડકે ઊગ્યો રઘલો
જાણે વનનું ફૂલ,
ધરતીનું ધાવણ ઊભરાયું
વન આખું વ્યાકુલ.
રઘલો, રઘલો, રઘલો
ખેતરશેઢે હલતું ઘાસ
રઘલો, રઘલો, રઘલો
રમતું બગલું ચાસેચાસ
રઘલો આંબા કેરી ડાળ,
રઘલો તળાવ કેરી પાળ,
રઘલો ગમાર કેરી ગાળ,
રઘલો ધસમસ ધસતો ઢાળ,
રઘલો, રઘલો, રઘલો
એ'ની અન્દર ઊગ્યો 'હું' !
રઘલો, રઘલો, રઘલો
બોલ્યા પહેલો અક્ષર 'શું ?'

માળું હાળું આ તે ચેવું ?
રઘલે તાણી બીડી,
ભાર પગે સાંકળના,
ફરતે સીડી, સીડી, સીડી !
રઘલો, રઘલો, રઘલો
એની અન્દર સણકી શૂળ,
રઘલો, રઘલો, રઘલો
આખી માનવતાનું કુળ !
મ્હારા મલકે ઊડતી ધૂળ !

## હંગેરિયન કવિ એન્દ્રે અદી [૧૮૭૭-૧૯૧૯]

ડૉ. રજનીકાન્ત જોશી

સુવિખ્યાત દાર્શનિક પ્રો. જયોર્જ લુકાચે હંગેરિયન કવિ એન્દ્રે અદીની પચાસમી પુણ્યતિથિ વખતે પોતાના એક નિબન્ધમાં કહ્યું હતું કે, 'વિશ્વના મહાન સાહિત્યકારોમાં અદીની ગણના માયકોવસ્કી અને એલઅર્ડની સાથે ભલે ન કરવામાં આવે તથા તે અત્તિલા યોસેફની જેમ અનુવાદ દ્વારા પ્રાપ્ત ન પણ થાય, તેમ છતાં પ્રથમ વિશ્વયુદ્ધ પછી યુરોપમાં જે ભયાનક વિભીષિકા સર્જાઈ એ ક્ષણોમાં જે પ્રભાવપૂર્ણ સાહિત્યકારો પોતાની જોશભેર શક્તિના કારણે આગળ આવ્યા તેમાં એન્દ્રે અદીનું નામ સર્વપ્રથમ અગ્રસ્થાને મૂકવું જોઈશે. અદીએ લોકોના અવાજમાં પોતાનાં કાવ્યો દ્વારા એક આગવી પ્રતિભા ઉપસાવી છે, તે કારણે, એટલે કે ત્હેની લોકાભિમુખ મૌલિક અભિવ્યક્તિના કારણે, આ કવિ રાષ્ટ્રીય સ્વાભિમાનની દૃષ્ટિએ મોખરે રહ્યા છે.

એન્દ્રે અદીની કવિતા એક પ્રકારે વૈયક્તિક કે આન્તરિક આત્મસ્વીકૃતિઓ જેવી લાગે. પરન્તુ એ કવિતા તો હતી સામયિક કુણ્ઠાઓની તથા યુરોપીય સભ્યતાની-રાષ્ટ્રીય શ્રદ્ધા પરત્વેની સંશોધન દૃષ્ટિકોણના પ્રકારની. કવિ કહે છે :

*"શ્રદ્ધાહીન છું,*
*છતાં ઈશ્વર પર શ્રદ્ધા કરવા લાગું છું."*

અદીએ પોતાના જીવનના છેલ્લા દસકામાં જે કાવ્યસંગ્રહો આપ્યા તેમાં મોટેભાગે પ્રેમ અને શાશ્વતતા પરત્વેની અભિવ્યક્તિ સવિશેષ જોવા મળી છે. જેમ કે, 'I would like to be loved' 'કાશ ! કે મને પ્રેમ મળતો રહે.' (૧૯૧૦) 'Self love' 'આત્મપ્રેમ' અને 'Who has seen me' 'મ્હને કોણે જોયો છે !' કવિનું 'Desired to be loved' 'પ્રેમ કરવા માટેની આકાંક્ષા' શીર્ષક અન્તર્ગત એક કાવ્ય અહીં પ્રસ્તુત છે.

*કોઈ ન મ્હારી પહેલાં આવે છે, ન*
*પછી*
*કોઈ આત્મીયજન નથી, ના કોઈ*
*મિત્ર*
*ના દુઃખમાં, ન સુખમાં*
*મ્હારા પર ના કોઈનો અધિકાર*
*કોઈનોય નહીં !*
*ના, હું કોઈનો નથી કોઈનો*
*પણ નહીં જ !*
*હું એ'વા પ્રકારનો છું, જેવા*
*બધા માણસો હોય છે—ધ્રુવો જેવી સફેદી*
*રહસ્યમય, પારકી, ચમકાવી નાંખતી ચમક*
*કોઈ છેવાડે પડેલા ઘાસના ખાડામાં*
*પડેલી વસીયત સમાન*
*હું મિત્રો વચ્ચે ના રહી શકું*
*હું મિત્રો વગર પણ રહી ના શકું,*
*પણ !*
*આત્મીયજનો વગર !*
*આ ઇચ્છા કેટલો બધો આનન્દ પીરસે છે*
*કે બીજા મ્હને જોશે*
*જોતાં જોશે*
*આ પ્રમાણે આત્મપ્રતાડનાનું ગીત અને*
*દાન*
*અન્ય થઈને સ્વયંને જીવવું*
*બીજામાં, પ્રેમમાં પોતાની પ્રતિછબી*
*જોવી*

*એમના પ્રેમ કરવાથી પોતાનો પ્રેમ*
*કરવામાં આવતો અનુભવવો*
*હા, એ કેટલો બધો આનન્દ વહેંચી જાય છે એનું*
*સભાનપણું !*
*કેટલા બધા લોકોને પોતાની નજીક લઈ*
*આવે છે !*

અહીં એ પણ નિર્દેશ કરવો આવશ્યક ગણાશે કે સુપ્રસિદ્ધ ચિત્રકાર અમૃતા શેરગિલ તો એન્દ્રેની અભિવ્યક્તિની સાથે વૈચારિક સામ્યને કારણે ઉપર્યુક્ત કાવ્ય પઙ્ક્તિઓને પોતાના જીવનના રઙ્ગોમાં ઢાળતી રહી અને કેનવાસના રઙ્ગોમાં તે ઊપસાવતી રહી. અમૃતા અદીની કવિતાથી ખૂબ જ પ્રભાવિત હતી અને તે કહેતી કે અદીની કવિતા એ જ મારો ધર્મગ્રન્થ છે. જો કે અદી અમૃતાના સમકાલીન તો લગભગ નહોતા જ. અમૃતાનો જન્મ ૧૯૧૩ની ૩૦મી જાન્યુઆરીએ થયો અને ૧૯૪૧ની ૫મી ડિસેમ્બરે તો તે ચાલી ગઈ. કવિ એન્દ્રે અદીનો જન્મ ૧૮૭૭માં થયેલો અને મૃત્યુ ૧૯૧૯ની ૧૨મી જાન્યુઆરીએ.

પોતાના જ સમકાલીનોમાં અદીનું લેખન કાર્ય સદા વિવાદાસ્પદ જ ગણાતું. સર્વપ્રથમ તેઓ ૧૯૦૫-૧૯૦૬માં પોતાની આગવી કવિતા સાથે હઙ્ગેરી પ્રજા વચ્ચે પ્રકાશમાં આવ્યા અને ત્યારથી જ તેઓ વિખ્યાત બનતા ગયા. આ કવિ પોતાને હઙ્ગેરી જનસમુદાયના એક વિશેષ પ્રતિનિધિ જ માનતો હોવાથી જ્યારે કવિએ લખ્યું કે,

*"હું ખુદાનું સન્તાન અને હઙ્ગેરીનું સન્તાન છું."*

ત્યારે, અદીના આવા મન્તવ્યને કારણે સઙ્કીર્ણ રાષ્ટ્રવાદીઓને એમણે વિચાર કરતા કરી મૂક્યા કે 'જે સર્જક પોતાને હઙ્ગેરિયન કહેતો હોય એ'ને બાજુએ પડતો પણ કેવી રીતે મૂકી શકાય !' આમ, અદીની ઉપેક્ષા કરવી ત્હેમને પાલવે એમ નહોતી. જો કે હઙ્ગેરીતર પ્રજાને કવિના ઉપર્યુક્ત કથનનો મર્મ સમજાવવો મુશ્કેલ હતો, કેમ કે, હઙ્ગેરિયન પ્રજા શતાબ્દીઓથી વિદેશી પ્રભુત્વમાં જે પ્રકારે ગુંગળામણ અનુભવતી રહી છે તેની પીડા અન્ય કોઈ પ્રજા કેવી રીતે અનુભવી શકે ! આથી એ સ્વાભાવિક છે કે એન્દ્રે અદીનાં પ્રત્યેક કથનોમાં કે રચનાઓમાં જે અવસાદ કે પીડા પ્રત્યક્ષ થયેલી છે તે હઙ્ગેરીની સંસ્કૃતિ અને સભ્યતા માટેની જ હતી જેને એક પ્રકારે કવિની દેશપ્રેમની વ્યાકુળતા જ કહીશું. "હું હઙ્ગેરીનું સન્તાન છું." આમ કવિનું કહેવું એટલું પ્રકટ છે કે વિદેશી સત્તાઓ કે શક્તિઓ પ્રત્યેનો એ ટકરાવ જ હતો. બીજી રીતે કવિનો આ અવાજ દેશ-પ્રેમ પ્રકટ કરે છે એમ પણ કહેવું રહ્યું. કવિની સ્પષ્ટ માન્યતા હતી કે, 'દેશભક્તિ તો આત્માના ઊંડાણમાંથી ધધકતો આગ ઓકતો દરિયો જ હોય કે જે કોઈ પણ વિદેશી સત્તાની સામે બગાવતી નિમન્ત્રણ જ ગણાય' અન્યત્ર કવિએ નિર્દેશ્યું છે કે કેવળ ખોખલું માનસ ધરાવતી અભિવ્યક્તિઓથી વિદેશી પ્રભુત્વનો તખ્તો પલટી ન શકાય.

આમ આ'વું રાષ્ટ્રીય છતાં વિદ્રોહી કડક માનસ ધરાવતા કવિની કવિતાનો અનુવાદ કરે પણ કોણ ? ત્હેમની કવિતા એટલે હઙ્ગેરિયન સંસ્કૃતિ અને સભ્યતાની અભિવ્યક્તિ. હઙ્ગેરીના લોકજીવનની પ્રત્યક્ષ-પરોક્ષ અભિવ્યક્તિ જ હતી એન્દ્રે અદીની કવિતા. વળી, આ કવિ ગીતકવિ પણ હતો જ. આથી તે રચનાઓ ગવાતી અને લોકપ્રચલિત પણ થતી. છતાં ત્હેમની કવિતાને સમજવા બારીક સમજણની આવશ્યકતા તો રહેતી જ. હાર્દિક અને વતનપરસ્તીની અભિવ્યક્તિ હોવા છતાં સાઙ્કેતિક અને દાર્શનિક પ્રકારની અદીની રચનાઓ હોવાને કારણે આ કવિ પોતાના સમકાલીન સર્જકોમાં આગવા જ ગણાતા. કવિનું વ્યક્તિત્વ પણ જુદું, વાદ કે ટોળા સમ્પ્રદાયનું નહોતું જ, એટલું જ તો તેઓ બેધડક કહી શકતા હતા કે,

*'કોઈ છેવાડે પડેલા ઘાસના ખાડામાં*
*પડેલી વસીયત સમાન*
*હું મિત્રો વચ્ચે ના રહી શકું.'*

*'ના દુઃખમાં, ના સુખમાં*
*મ્હારા પર ના કોઈનો અધિકાર,*
*કોઈનોય નહીં !'*

# અનુવાદ

## ડેડરજા ડીં

ડૉ. વિશનજી નાગડા

ડેડરજા, ડીં આયા,
અધા! ડેડરજા ડીં આયા !

નરિયેંજે ધિલજે તારેં તેં ફિરેં છંઢેજ્યું આંગરિયું,
છિનલ છોરિયું બિકી સુણેંત્યું કનસારો ડીં
ગાગરિયું.

સજી સુણેનું મોર ઉનીંકે
લગી ગાલજી માયા,
મનકે માઠ કરાયાં તેનું
મોર છિલી વેઈ કાયા !
ડેડરજા ડીં આયા...

ડિસીં કુંઢેંકે થૂવર કે પણ થિયેં પનેજ્યું
લાગણિયું,
હિકડ્યું થેઈને છિલકાજેં ત્યું બીં કંધેંજ્યું
લાગણિયું !

સજે વરેજી સિકી સુકેલી,
નીરી થીંધે કાયા;
સંભરી આવઈ નાય પિંઢકે
મેરામણજી માયા !
ડેડરજા ડીં આયા !

[ડૉ. વિશનજી નાગડા, વ્યવસાયે તબીબ, મુમ્બઈ, વય ૪૫ : 'સોજાંખો' કચ્છી કાવ્યસઙ્ગ્રહ પ્રકાશિત]

## મેંઢકના દી'...

અનુ. પ્રભાશઙ્કર ફડકે

આ મેંઢકના દી' આવ્યા !
અલ્યા ! મીઠમીઠા મેહ આવ્યા !

નળિયાં-ના દિલના તારોપર છાંટાની ફરે આંગળિયું,
છકેલ છોડિયું સન્તાપ સૂણે, કનસારા દે ગાગરિયું;
પૂરી સાંભળી ન સાંભળી ત્યાં
લાગી વાતની માયા,
મનને રાખું છાનું ત્યાં તો છલકી ચાલી કાયા !
સૈ, મેંઢકના દી' આવ્યા !
'લી !, મીઠમીઠા મેહ આવ્યા !...
કૂંપળ ન્યાળી થોરાં થઈને પાન ફૂટ્યાની લાગણિયું,
બે કાંઠાની એક થઈને નદીની છલકી લાગણિયું !
પોરથી તલસી, સુકાયેલી, થઈ લીલીછમ કાયા !
અને નદીને સાંભરી આવી મહેરામણની માયા !
સૈ, મેંઢકના દી' આવ્યા !
'લી ! મીઠમીઠા મેહ વરસ્યા !

નોંધ :

બીજી પઙ્ક્તિમાં મૂળમાં સમ્બોધન-શબ્દ છે : "અધા" આ એક વિલક્ષણ ઉદ્ગાર-શબ્દ છે : જેનો આમ તો સાદો અર્થ થાય, "બાપુ !" સૌરાષ્ટ્રની બોલીમાં "બાપા" કહે છે, તેમ. પણ એ'ની અર્થચ્છાયાનો વિસ્તાર બડો વિલક્ષણ છે. બાપા, દાદા, દીકરા-બેટા : આવા કંઈક અર્થ એ'માં સમાય. વળી દોસ્ત, જિગર, જાની જેવી સમ્બોધન-છાયા પણ એ શબ્દને વળગેલી છે. એટલે અહીં 'વહાલા !" "પ્યારા !" "સઈ" "અલી," "અલ્યા" એ'વું અભિપ્રેત.

## લેર્યું

માધવ જોષી, 'અશ્ક'

લેર્યું, હી લેર્યું !
ધરિયાજ્યું લેર્યું !
ભાય ભધનમેં કો' બાર્યેં !
હેમારે જીં કો' ઠાર્યેં !
સુતા સૂર જાગાયેં કો' ત્યું, ચૈતર કો' સાવન મેં !

કો' લેર્યું ઐ ડુંગર જેડ્યું !
આસમાન તે ચાડ્યેં એડ્યું !
પાતારે બોડીં કો' લેર્યું !
મંઝિલ વતાયેં પલ બિનમેં !

ઉથિયારીં અધરાત કો' લેર્યું !
"પિરીં ! પિરીં" તી પુકાર્યેં લેર્યું !
વિછડ્યા મોયભ મિલાયેં લેર્યું,
અલખ જાગાયેં મનમેં !
લેર્યું હી લેર્યું, ધરિયાજ્યું લેર્યું !

## આ દરિયાનાં મોજાં...

અનુ. પ્રભાશઙ્કર ફડકે

મોજાં રે મોજાં ! આ મહેરામણનાં મોજાં !
કોઈ મોજું બદનમાં લાહ્ય લગાડે છે,
તો કોઈ હેમાળા જેમ ઠારે છે !
કોઈક ચૈત્રમાં, કોઈક શ્રાવણમાં
સૂતેલા સૂરને જગાવી જાય છે !

કોઈ મોજું છે ડુઙ્ગર જેવડું !
આકાશે ચડાવી જાય છે,
તો કોઈ પાતાળે ડુબાડી જાય છે;
અને મઞ્ઝિલ દેખાડે છે, બે પળમાં.

અડધી રાતે જગાડે છે કોઈ મોજાં,
ને "પિયુ, પિયુ" પોકાર કરે છે;
વિછડ્યા મહેબૂબનો મેળાપ કરાવે,
તે અન્તરે અલખ જગાવે છે મોજાં.
મોજાં ! જુઓને ! મહેરામણનાં આ મોજાં !

[માધવ જોષી, 'અશ્ક', વય : અડસઠ; નારાયણસરોવર અત્યારે કચ્છીભાષાના સાહિત્યિક સામયિક 'કુઞ્જલજી કુણકાર' (કુઞ્જલડીનો કિલકાર)ના તન્ત્રી 'લેર્યું' કચ્છી કાવ્યસઙ્ગ્રહ, બીજો એક કાવ્યસઙ્ગ્રહ તેમજબીજાં ૭-૮ પુસ્તક-પુસ્તિકાઓ એમના નામે બોલે છે.]

### સાભાર સ્વીકાર

ગીતયમુના : શ્રી ચન્દ્રકાન્ત દેસાઈનો ભક્તિભાવભર્યાં ગીતોનો પ્રથમ સઙ્ગ્રહ. વિક્રેતા : ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧; કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૧૪૦, રૂ. ૬૦.

## ખરો ખજાનો

ઉપમન્યુ

મા ! તારો આ ખજાનો યે
   ખરો છે, હોં, અપૂર્વ કૈં !
વધે વાપરવાથી તો,
   ઘટે જો રાખી મૂકીએ !

અહીં પ્રાર્થના છે માતાની. એ માતાનો એ'વો ખજાનો છે જે વાપરવાથી ઘટવાને બદલે વધે છે; અને, સંઘરવાથી વધવાને બદલે ઘટે છે ! કોયડો છે : એ'વું શું હશે જે વાપરવાથી વધે, ને રાખી મૂકવાથી ઘટે ? એ ખજાનાની દેવી કોણ ? કોયડો મૂળ સંસ્કૃતમાં છે. એ શ્લોક મોઢે કરીએ.

अपूर्वः कोऽपि कोशोऽयं
   विद्यते तव भारति ।
व्ययतो वृद्धिमायाति
   क्षयमायाति सञ्चयात् !

શબ્દાર્થ :

| | |
|---|---|
| અપૂર્વ : અજબ; | કોઽપિ : કોઈક; |
| કોશઃ ખજાનો; | અયં:આ; |
| વિદ્યતે : છે; | તવઃ ત્હારો; |
| ભારતિ : મા સરસ્વતી; | વ્યયતો : વાપરવાથી; |
| વૃદ્ધિમ્ : વધારો; | આયાતિ : પામે છે; |
| સઞ્ચયાત્ઃ સંઘરવાથી, રાખી મૂકવાથી. | |

## ખરાખરીની જામી

રાજેન્દ્ર શાહ

(કમળીએ માથાના વાળની બે સેર વાળી વેણી ગૂંથાવી છે. બન્ને બાજુના ખભાથી ગળા આગળ એ લટકે છે. એ જોઈ એ'ને ચીડવવા...)

હર્ષ :
નન્દુ ! કમળીના કણ્ઠે ને માથે બેઠો નાગ !
કેવી એ'ની આંખો બે તગતગતી, જોને,
      ભાગ અહીંથી ભાગ.

નન્દુ :
બીજા બીએ ભલે, હું જઈને પકડું એ'નું પુચ્છ;
ગોળ ગોળ ઘૂમવતાં એ'નું ઝેર બધુંયે તુચ્છ.

કમળી :
કને જરા તો આવ, જોઉં હું કેવો છે તું શૂરો;
અડતાં પ્હેલાં તો થઈ જાશે જન્મારો તવ પૂરો.

હર્ષ :
ખરાખરીની જામી શેરીનાં છોરાં છોરીની;
ભેળાં થઈને રમીએ, લડીએ વાત કરી તોરીની.

નન્દુ જાય પકડવા વેણી, રોફ કરીને રોષે;
ખીજ કાઢતી કમળી એ'ને ભરી જોરનું બચકું
      દોડી જાય જીત્યાની હોંશે,
આંખ કાઢતો રહ્યો નન્દુ, ત્યાં છોરાં મળિયાં ટોળે;
હાથ જુએ; સમજાય ન એ'વું ટીખળ-ટોળે બોલે.

## ચતુર બિલ્લી-આંખ

એકલવ્ય

ચતુર બિલ્લીની આંખ, અને એ અવાજ-મૂંગી ચાલે;
જરી ચૂક તો... રસોઈ ઘરના દૂધમહીં મોં ઘાલે.

એથી વ્હાલીમાએ એ'ના માટે ઘર-આંગણના
તુલસી ક્યારા કને શકોરું એક મૂકિયું હમણાં.

મ્હને કટોરો ભરી દૂધ આલે, જે રહેતું બાકી,
તે એમાં ભરી આવે જેને નકરી રૂહેતી તાકી.

પછી દૂધ પીએ. ચાટે ને બેઉ હોઠને લૂછે;
નજર અમારી ભણી કરીને જાય નચવતી પૂંછે.

## જલનો પરસાદ

માણેકલાલ પટેલ

જલનું જીવન ઝરણાં,
ઝરણાં પોષે તરણાં !

જલથી ભર્યા પ્હાડ,
પ્હાડ ઉછેરે ઝાડ !

ઝાડે વરસે ઝાકળ,
સૂરજ એનો ઠાકર !

ઠાકરનો વરસાદ,
ઘેબરિયો પરસાદ !

પરસાદે સહુ રાજી,
નાચે ગાજી ગાજી.

## દરિયો

માણેકલાલ પટેલ

દરિયો છે તો પાણીનો ઘૂઘવાટ,
દરિયો છે તો વાયૂનો સૂસવાટ,
દરિયો છે તો મોજાંનો પછડાટ,
તો યે એ છે ચાંદાનો મલકાટ !
દિવસે દરિયો લહર લહરનો શ્વાસ,
રાતે દરિયો એકલતાનો ત્રાસ,
દરિયે છૂપો વડવાનલનો વાસ,
છતાંય તળિયે મોતીની પેદાશ !

## કુરકુરિયું

નટવર પટેલ

કુરકુરિયું એક ન્હાનું,
એને બહુ ગમે ફરવાનું.
મમ્મીને એ પૂછે : મમ્મી, હું ફરવાને જાઉં ?'
ધીમે રહીને મમ્મી બોલી : ના, ભૈ ના.
કુરકુરિયું એક ન્હાનું,
એને બહુ ગમે ફરવાનું.
પપ્પાને એ પૂછે : પપ્પા, હું ફરવાને જાઉં ?'
ડોળા કાઢી પપ્પા બોલ્યા : ના ભૈ ના.

કુરકુરિયું એક ન્હાનું
એને બહુ ગમે ફરવાનું.
પિંકીને એ પૂછે પિંકી, હું ફરવાને જાઉં ?'
રોફ જમાવી પિંકી બોલી : ના ભૈ ના.
કુરકુરિયું એક ન્હાનું,
એ'ને બહુ ગમે ફરવાનું,
કુરકુરિયાએ મુજને પૂછ્યું. હું ફરવાને જાઉં ?
આ બન્દા તો એમ જ બોલ્યા : જા ભૈ જા !

# અવલોકન

## 'નદીને મળ્યા પછી' વિશે

મનોહર ત્રિવેદી

પ્રિય હર્ષદભાઈ,

'નદીને મળ્યા પછી' સંગ્રહ અને તે જ દિવસે (૨૮-૮-૯૫) પત્ર મળ્યો.

પ્રતિભાવ આપવામાં મોડો છું. સળંગ બે વાર વાંચી ગયો. તેને તે દિવસે જ. એમાં મોડું કરવું મ્હને ન પાલવે.

ત્હમારા ફોટોગ્રાફ્સ તો ગમે જ છે, (અને એટલે જ મ્હારા 'ફૂલની નૌકા લઈ' સંગ્રહની બેઉ ભીંતે તમારા ફોટોગ્રાફ્સ જ લીધા છે ને) પણ ત્હેને સચ્ચયમાં ક્યાં મૂકવા ત્હેની સૂઝ, સંગ્રહને વિશેષ મૂલ્ય આપે છે. એ દૃષ્ટિએ સો રૂપિયા મૂલ્ય વધારે નથી જ. (ત્હમે દાઢી-મૂછમાં હસીને કહો છો તે મ્હેં અહીં બેઠે સાંભળી લીધું : બાપુ, ત્હમે ક્યાં ગજવામાંથી કાઢ્યા છે, એટલે આમ... : પછી, મનોમન વાક્યને અધૂરું મૂકી દ્યો છો સાચ્ચું ?)

મ્હને ખબર છે, ત્હમે આ સિવાયની વાત સાંભળવા આતુર છો : ભૈ, લે-આઉટ ને બે પૂંઠાં ને મુદ્રણની ચોકસાઈ ને વિભાગીય કાવ્યોના આરમ્ભે મૂકેલી છવિઓ ને હસ્તાક્ષરાઙ્કિત કાવ્યપઙ્ક્તિઓ ને એવું બધું, ઈ તો ચલાળાનો બકાલાવાળો ય કે'વાનો : ઓ કે. જબરું છે, વેરી ગૂડ ! : કવિતા વિશે બે વેણ કેને ભલાદમી...:

તો આટલું :

મ્હને આસ્વાદવું ગમે છે. ઝાઝી પિંજણ કરવાની કરપીણ તેવડ ઊછીની લઈને શું કરું ? માગ્યા ઓજારે ભોં ખેડીએ, ખેડાય. પણ એ અન્તે ખેતાં કેવાય, ખેતી ઓછી કેવાશે ?

તેમ છતાં — (હોકારો આપજો, હકારમાં કે નકારમાં, બાપ હર્ષદ ચન્દારાણા !)

એક

* સળંગ ગઝલનો પ્રત્યેક શેર મત્લામાં ઊતરે, મક્તાનો સદન્તર લોપ. દા.ત. નદીને મળ્યા પછી ૧, પૃ. ૧૫ પૂર્વે 'ફીણ-મોજાં'માં આ પ્રયોગ થઈ ગયો છે. એ'ને પૂરતો ગણવો જોતો'તો. મ્હને થાય : શેરની ચમત્કૃતિ જોખમાય.

* 'અનંત' 'દિગંત' 'સંત' 'વસંત' જેવા કાફિયા પછી છેલ્લે આવતો 'પર્યંત' (પૃ. ૧૪) ત્હમારા ઉઘાડા કાનને કેમ ખટક્યો નહીં !

* 'એક્કે વિચારો હોત' (પૃ. ૧૮)માં વ્યાકરણગત વ્યવધાન જન્મે છે. કાફિયાની ક્યાં ઓછપ છે ? શોધત તો મળી આવત ભેરુ.

* 'ખીણમાં પડઘા ગજાવતી' (પૃ. ૧૯) આટલી સુન્દર ગઝલને, છન્દને ઠેશ મારવાની ઉતાવળ કરવા જતાં, જફા પહોંચાડી એ'ની ફરિયાદ ક્યાં કરવી ?

* 'વરસાદમાં' (પૃ ૨૩) એવા તે કેવા ભીંજાયા કે એ સાલાએ 'ઉન્માદમાં' સિવાયના અન્ય કાફિયા ભણી ત્હમને મીટ જ ન માંડવા દીધી ? કે એ'ને વરસાદનો ઉન્માદ ગણી લઉં ? અત્યાધુનિક કવિના બે-પાંચ વિવેચકગોઠિયાઓએ એમ જ કહ્યું હોત. મ્હારામાં એ સાહસનો અભાવ છે, એમ માનજો, ભા !

* 'સપના' (પૃ. ૩૧) સાચ્ચે જ ચોટદાર ગઝલ. મ્હારું ચાલે તો ગઝલના ચોથા શેરને ગઝલ-નિકાલ આપું. ઊતરી ગયો હશે ગઝલનો નિશો. નકર 'મારી કૃપાલુ રામ સપના' કહેવાની આમ હામ ન ભીડત.

'રામ' અને 'સપના'નો ઉપમેય-ઉપમાન સમ્બન્ધ મ્હને ગળે તો ન ઊતર્યો પણ મ્હારા રસનેયે લોહીઝાણ કરી ગયો. પછી છેલ્લા શેરમાં કેવી મસ્તી તરી આવી ?

*હાથ મારગ, હોઠ શેરી, આંખ ડેલી*
*ને હૃદય ઘર, આ અમારું ગામ, સપના.*

મ્હને તો વ્હેમ પડે છે કે આ શેર, ચોથા શેર પહેલા જ લખાઈ ગયો હોવો જોઈએ. યાદ કરી જોજો. વહેમ તો ત્યાં સુધી ખેંચાય છે કે, પાંચ શેરની ગઝલ કરવાની લા'યમાં ચોથા શેરનો અનધિકૃત પ્રવેશ થઈ ગયો છે.

બત્રીશમા પૃઠની 'શ્રુતિની સ્તુતિ' ગઝલ મત્લામાં જ વિઘન ઊભું કરે છે. જુઓ સાની મિસરો 'પરણું શ્રુતિ' ! હોઠે ચડે તે કાફિયો ઠઠાડી દેવાની વૃત્તિ ત્હમારા વ્યાપારી-માનસની નીપજ હું નહીં ગણું, રા.રા. શેઠ શ્રી હર્ષદ ચન્દારાણા ! જે ત્હમારા સ્વભાવમાં નથી એ બે-દરકારીને કારણમાં મૂકું ? એ પછીના એકે એક શેરમાં ત્હમે પદ્મપાંખડી સમા ખૂલતા ગયા, સુરભિત, અસ્ખલિત.

એજ રીતે 'ઊગો ફૂલો બની' (પૃ. ૩૩)માં 'ઊગો' ક્રિયાપદ, 'સાંજની માદક હવાની લ્હેરખી ભાવી હતી' (પૃ. ૩૪)માં 'ભાવી'ને બદલે 'લાવી' કાફિયો સૂઝ્યો હશે, મૂક્યો નંઈ. એમ કર્યું હોત તો જામો પડી જાત 'એક લગ્નિલ ગઝલ' (પૃ ૩૬)ના ચોથા શેરનો પ્રથમ મિસરો લથડ્યો, તે કંસારમાં કાંકરી આવી ગયા જેવું લાગ્યું. 'એ જ મારો મનોજ' (પૃ ૩૮), એ આકખે આકખો રદીફ જ તાણીતૂસીને મુકાઈ ગયો ન હોય જાણે ! (ગઝલના હે મહારાજાધિરાજ મનોજ ખણ્ડેરિયા, આપ શું કયો છો ?) 'આવતાં-જતાં' (પૃ ૪૦) રચના હર્ષદના મુલાયમ સ્પર્શથી પૂરેપૂરી વઞ્ચિત રહી. 'યા અલી' (પૃ ૪૫)ની માવજત, હમણાં હમણાં ફ્ક્ષોળાતા લહેજામાં કહું તો 'કાબિલેદાદ' છે. છતાં રદીફ સમગ્ર ગઝલમાં ઓગળી જવાને બદલે અતડો રહી જતો હોય એમ લાગે છે. 'યા અલી' સમ્બોધનમાં ઉર્દૂશાઈ રણકો ને એ સિવાયનો ભાવપ્રદેશ તત્સમ્-ગૂજરાતી અતડાપણાનું આ કારણ હશે ? તેમ છતાં માણવી ગમે છે, એ ગઝલ. 'શબ્દના મલ્લ' (પૃ ૪૬)નો સઙ્ગ્રહમાં પ્રવેશ સઙ્ખ્યાવાચક વિશેષણ સિવાય ત્હમારા મનમાં નહીં હોય.

એક વળગણ હમણાં હમણાંથી આપણા સૌમાં દૂષણની હદે વકર્યું છે : વસ્તુને વ્યાખ્યામાં ઢાળવાનું. વસ્તુનું પોતીકું સૌન્દર્ય માણવાની ફાવટ-સંવેદના આપણે જાણે ગુમાવી ચૂક્યા છીએ. ત્હમે પણ શી રીતે મુક્ત રહી શકો ! વસ્તુને વસ્તુરૂપે ન જોતાં ઉપમાનોનો ભાર એ'ના ખભ્ભે નાખીને સૌ નિરાંતે કવિતા લખે છે. એક જ દાખલો આપીને અટકી જઈશ :

*રૈયત છે અક્ષરોની, પૂંઠાની સરહદો છે*
*હું છું વિશાળ મુલ્કનો સુલતાન ડાયરીમાં (પૃ ૪૮)*

તું કહીશ, એલા અટકીશ ? મ્હારી ગઝલોની અવગુણાયણ વાંચવા એ'વી તે કઈ ત્રાસપીઠ પર ચડી બેઠો છો તે ત્હારી આંખને સારી ગઝલ ને ચોટદાર શેર પર અટકવા જ નથી દેતો ? શું ઉત્તમનો મહિમા ગાવાનું ત્હારી કલમ જિહ્વાને ફાવતું જ નથી ? ના ભૈ. એ'વું તો નથી. મ્હારી એક અજ્ઞાત ટેવની વાત અહીં કરી લઉં. મ્હને પિરસાયેલા ભાણામાં જે વાનગી બહુ ન ભાવતી હોય, તે પેલ્લા ઝાપટી લઉં છું, પછી નિરાંતે ગમતી વાનગીઓનો સ્વાદ માણું છું. એ સભાવ, અટાણે, આ કાગળ લખું છું તયેંય, અકોણાઈ કર્યા વગર નો રયો. કેમ કરિયેં સભાવનું નભાવી લેજે. ખમી ખાજે.

ગઝલો વચ્ચેથી પસાર થતાં થતાં હું મ્હને પ્રશ્નો પૂછતો ગયેલો :

૧. રદીફ-કાફિયા હોઠવગા થયા ને આ'ને ગઝલ લખવાની પીડા જલમી હશે ?

૨. અન્ય ગઝલકાર મિત્રોની ગઝલનો ઢાળ એ'ણે પકડ્યો હશે ને ચીલે ચીલે ચાલ્યો હશે !

૩. પોતે અગાઉ કીધેલા શેરના પડછન્દા અહીંયાં

પડતા રહે છે ?

૪. સહ્રેડાઉતાર ગઝલની અહીં હાજરી કેટલી ? પ્રયોગ છે અહીં, કે નરી પ્રયોગખોરી ?

૫. પોતાનો મારગ કણ્ડારવાની તાલાવેલી ખરી ? કેવીક ? કંઈક આ'વુંતેવું ઊગી આવેલું.

કંઈક આ'વાતેવા જવાબ સૂઝી આવ્યા, તે ત્હને અર્પણ કરું, ક્રમશ :

૧. એ'વી ગઝલોનું પ્રમાણ નહીંવત્ છે. 'ઉદાસી-૧,' 'આવતાં-જતાં' જેવી રચનાઓમાં મ્હને એ'વું લાગ્યું છે ખરું.

૨. ચીલે ચીલે ચાલવાના વલણને બદલે નવી નવી વસ્તુ લઈ આવવાની ત્હેં દિલી મથામણ કરી છે. દરેક વખતે એ'માં ચોટદાર પરિણામ આવ્યું છે, એમ નહીં કહું, પણ અહીં તાજગી છે, ગમતીલાં દૃશ્યો અને સૂક્ષ્મ કલ્પનો છે. ત્હમે તો છબી ખેંચવામાં ખેલન્દા, તસવીરકારની પ્રકૃતિ અહીં ઊતરી છે. એ'માં ઝીણી ઝીણી રેખાઓ ઝીલવાની હોય છે એ ત્હમે સાહિજિકતાથી ઉપસાવી શક્યા છો. એ'ને સન્દર્ભે થોડાક શેર ટાંકું :

*પાન રણઝણતાં થયાં, તનથી બરફ ખંખેરતાં,*
*પંખીના કંઠે વહી ગીતો ભરી સરગમ્ પ્રિયે.*
*પુષ્પ ખિલખિલ ખિલ હસ્યાં ડાળો ભૂમિને ભેટતી*
*સૂર્ય સ્મિત તડકાનું લઈ રેલાવતો ચોગમ્ પ્રિયે*

(પૃ. ૧૯)

*સૂરોનાં ઘરેણાં સુગંધોનાં વસ્ત્ર-*
*હવા, બીજું શું યે પહેરી શકત ?*

(પૃ. ૨૭)

*આ ઘર-ઘર રેતમાં રમતાં શિશુ જોઈ શિશુ બનવા*
*લહર દોડે, ભળે; હું પણ ભળું છું સાંજની સાથે*

(પૃ. ૫૨)

૩. 'ફીણ-મોજાં' સઙ્ગ્રહની ગઝલોના પડછન્દા અહીં સમ્ભળાય છે, એમ કહું એ'ના કરતાં એમ કહીશ અહીં એ'નું અનુસન્ધાન સરસ રીતે ઘૂંટાયું છે. જેમ કે:

*છાલકનો સ્પર્શ થાતાં, નદીને મળ્યા પછી*
*ફૂલો શરમથી રાતાં, નદીને મળ્યા પછી.*

(પૃ. ૧૫)

*ઝંકાર ક્યાં ઢબૂરો ? નદીને મળ્યા પછી*
*લહેરાયા સાત સૂરો, નદીને મળ્યા પછી.*

(પૃ. ૧૬)

*મનની ગલીકૂંચીમાં રહે જેટલી નદી*
*બીજે વહે છે ક્યાંય કહો, એટલી નદી !*

(પૃ. ૧૭)

૪. સઙ્ગ્રહની છેંતાલીશે છેંતાલીશ ગઝલ ઉત્કૃષ્ટ જ હોય એ'વું ઝઙ્ખવું ગમે, શક્ય ન બને કદાચ. એ'વા કોઈ ગૂજરાતી ગઝલકારનું નામ હોઠે ચડે છે ? ના. તો પછી હર્ષદભાઈ, ત્હમે એ'માંથી બાકાત છો, એમ શેં કહેવાય ? અહીં સારી ગઝલની સઙ્ખ્યા, એ'ના કરતાંયે ઉત્તમ શેરની સઙ્ખ્યા કઙ્ગાળ નથી. આનાથી રૂડી વાત બીજી શી હોય ? કોઈ સહ્રેડા ઉતાર ગઝલ તરીકે ભલે ન સ્વીકારે, પણ આંગળી ચીંધવાનું કહેવામાં આવે તો નિઃસઙ્કોચ આટલી ગઝલો હું ચીંધી બતાવું—

કાગળમાં- ૧, પૃ ૧૧ /કાગળમાં- ૩, પૃ ૧૩ /નદીને મળ્યા પછી- ૧, પૃ ૧૫ /નદીને મળ્યા પછી- ૨, પૃ ૧૬, /એક પ્રલંબ શિયાળા બાદ- પૃ ૧૯ /છું, પૃ ૨૧, /વર્ષા, પૃ ૨૨, /બે 'હમરદીફ' ગઝલ, પૃ ૨૭-૨૮, /ચાલ સોંપી દે મને, પૃ ૩૯, /ગવાયું, પૃ ૪૪, /ડૂબવાનું મન પૃ ૫૦, /કેમે કરી, પૃ ૫૧, /સાંજની સાથે, પૃ ૫૨, /મને કૈં જ મળતું નથી, પૃ ૫૩, /મળી આવે પૃ ૫૫.

આમ છેંતાલીશમાંથી પન્દર-સોળ ગઝલ એ'ના મિજાજ સાથે [illegible] તો મા સરસ્તી ત્રુઠવાન રહે [illegible] યાદીમાં ત્હેં કરેલા વિશિષ્ઠ [illegible] ગી રાખી

૫. કેમ કે દરેક પ્રયોગને યોગની કક્ષા ન સાધે તો ઉત્તમ કહેવાનું હું જોખમ ન ખેડું.

ગુજરાતી ગઝલમાં, 'સંવાદ-ગઝલ', 'લગ્નિલ ગઝલ', 'એક પ્રલંબ શિયાળા બાદ, બદ્રીનાથથી નિમંત્રણ', 'નાયગરા ફોલ્સ' જેવી શીર્ષકસ્થ ગઝલો કે 'પક્ષી ઊડી ગયું ૧-૨' જેવી શ્રદ્ધાઞ્જલિરૂપે લખાયેલી ગઝલો, કવિપ્રિય ચિત્રકાર, મિત્રને નામે અર્પણ થયેલી ગઝલોની સઙ્ખ્યા પણ ઓછી નથી. અહીં ગઝલ અને કવિતાના અલગ અસ્તિત્વ વચ્ચે ત્હમે સેતુ બનીને ઊભા છો. સલામ.

'સંવાદ-ગઝલ'ને હું પ્રયોગખોરી નહીં કહું. પ્રિન્સ-પ્રિન્સેસના સંવાદને અનુરૂપ ભાવ-સ્પન્દનો વચ્ચે વાતાવરણ રચી આપ્યું છે.

*પ્રિન્સેસ : આંગણામાં હું પડી'તી ધૂળનો ઢગલો બની*
*તું પ્રથમ આષાઢનો વરસાદ થઈ આવ્યો હતો*

*પ્રિન્સ : ત્હેં મ્હને ત્યાં બન્ધ પાંપણમાં ભલે પૂરી દીધો*
*પાંપણોને ખોલવાને ચૂમીની ચાવી હતી.*

આ અને આ'વા પ્રયોગો ગઝલને ગૂજરાતી-તા આપશે. વળગણાં છૂટે તો કોઈ પણ સાહિત્ય પ્રકારને ઇષ્ટ દિશા મળી રહેવાની. અલબત્ત, મૂળ સાથેનું અનુસન્ધાન તૂટે છૂટે તો એ સ્વરૂપ જ ખોવાવારો આવે અહીં એ'વું નથી બનતું તે શુભ સઙ્કેત લેખીએ.

બે

તું કહીશ, એલા ગઝલનું જ હાંક્યે રાખીશ ? આ ગીત અને અછાન્દસ ને લઘુકાવ્યો ને અશ્વિન મહેતાના ફોટોગ્રાફ્સના પુસ્તક 'ગિફ્ટ્સ ઓફ સોલિટ્યૂડ'ના તમામ ફોટોગ્રાફ્સ વિશે દોહરા સોરઠા દ્વારા મ્હેં આપેલા ૧૩૪ પ્રતિભાવ વિશે ત્હારો કોઈ પ્રતિભાવ નથી ?

અશ્વિનભાઈના ફોટોગ્રાફ્સના દોહરા-સોરઠા વિશે શી રીતે લખું ? ખાટલે મોટી ખોટ્ય... મ્હેં પોતે જ એ ફોટોઝ જોયા નથી. કદાચ છે ને જોઉં તો અભિપ્રાય બાંધી શકું એ'વી ત્રેવડ વિશે હું સાશઙ્ક છું, મ્હારા માટે.

'સાંઠ' સિત્તેરના ગાળામાં ભૂપેન ખખ્ખર, જેરામ પટેલ ગુલામ મોહમ્મદ શેખનાં મૉડર્ન આર્ટને કેન્દ્રમાં રાખી 'ક્ષિતિજ' સ્કૂલના કવિઓ એ'વી જ મૉડર્ન રચનાઓ આપતા. ત્યારે એ ચિત્ર અને ચિત્ર-કવિતા વિશે કશી ગતાગમ પડતી નંઈ, અરે, હજીય નથી પડતી. આપણી ગણતરી પહેલેથી ઠોઠમાં. ભોંઠપનો પાર નથી. રામની મરજી છે. સુરેશભાઈએ 'કવિતા'ના અઙ્કમાં આ ૧૩૪ દોહરા-સોરઠા ત્હમારામાં (ઈટ મિન્સ, આ દોહરા-સોરઠામાં) કાંક ભાળ્યું હશે તો જ આટલી બધી જગ્યા ફાળવી હશેને ? આથી વધૂકું કશું, કશ્શું નથી કે'વું. ચુપ્પ. અલમ્.

ગઝલમાં ત્હમારો હાથ જેટલો બેઠો છે, એટલો ગીતમાં નથી બેઠો. સઙ્ખ્યાની દૃષ્ટિએ પણ આ સઙ્ગ્રહમાં ગીત ઓછાં છે. જો કે મ્હને એ'નું ઓછું આશ્ચર્ય નથી. સાચું માનશો ? મ્હને ગઝલકાર કરતાં ત્હમે ગીતકાર તરીકે વધુ સહજતાથી વ્યક્ત થઈ શકો તેમ લાગ્યું છે. ત્હમારી પ્રકૃતિનેય ગીત વધુ અનુકૂળ આવે એમ છે. છતાં વિચિત્રતા એ છે કે ગીતો કરતાં ત્હમે ગઝલ વિશેષ લખી છે. આ રુચિના અભાવે જ આ ગીતોનો લય ક્યારેક ખોડઙ્ગાય છે. શબ્દભાર બરાબર સચવાય નહીં, એ'વું પણ બન્યું છે. દૃષ્ટાન્ત મૂકું :

'લે, લાવ્યો છું (પૃ. ૬૬) ગીતમાં છેલ્લી પઙ્ક્તિ.

*શ્વાસોથી શ્વાસ લે, તારી રોમરાઈ ગણશે,*
*લયનું ગમતું ગણિત*

કશુંક ખૂટે એ'વું લાગે છે ? 'લે લાવ્યો છું મારાં સઘળાંયે ગીત' એ ધ્રુવપઙ્ક્તિ સાથે પ્રાસનો મેળ બેસારવા 'લયનું ગમતું ગણિત' રૂપક જ ભાવને ડઙ્ખ મારે છે. લયને ઠેશ વાગે છે. એ જ રીતે 'વર્તારો' (પૃ ૬૬)માં પ્રારમ્ભમાં જે લય પસન્દ કર્યો છે એ લય એ'ના બેઉ અન્તરામાં સચવાતો નથી. કવિ સ્વયં પોતાની કૃતિ વાંચે ત્યારે પોતાની રીતે યતિનો આધાર લઈને વાંચે

ને એમાં કંઈક ખૂટે છે એ'વો અનુભવ ન થાય પણ ભાવકને ખૂંચે. સઙ્ગ્રહનાં દસ ગીતોમાંથી પાંચેકની આ સ્થિતિ છે. પરન્તુ આ લય-વજનથી કાન કેળવાય તો ત્હમારાં ગીતો ઉત્તમ પરિણામ આપી શકે એવાં એંધાણ એ અવશ્ય આપે છે. 'રાધા કાંઈ વણઝારી વાવ' 'રાધા કાચી માટીનું કોડિયું' 'ચાંદરણે ચૂવે છે જળનું તેજ' 'ડેલીના આગળિયે અવસર મ્હોરિયો', 'તેજ અતલસ ઘૂંઘટડે ઢાંકિયાં રે પાન અવસરનાં', 'ઝાડ છોડી ડાળીબેન હાલિયાં રે પાન અવસરનાં', 'કલરવની ઊઘલતી જાન શરણાયું વાગે રે' 'તૂટે ઘૂઘરિયું વમળોની જોડ્યમાં રે', 'તું હૃદય ઊછળતી ઉષ્મા, હું નહીં છૂટેલી ગાંઠો', 'ગીતનો ઉપાડ આપું, ગાતો ઉઘાડ આપું...' 'ધુમ્મસની ધાબળિયું...', 'પાંપણનાં હલ્લેસાં...' જેવી અસઙ્ખ્ય ગીતપઙ્ક્તિઓ (ષષ્ઠી વિભક્તિના પ્રત્યયનો વધુ પડતો સાથ લીધો હોવા છતાં) ત્હમારામાં વસતા ગીતકવિને સદાયે નિમન્ત્ર્યા કરશે, એ'વી હરિયાળી અહીં ઠેરઠેર પથરાયેલી છે.

*રાધા એક કોળાંતું બીજ છે*
*શ્યામ, તમે તાજી કૂંપળ*
*અળગા ન થાજો એક પળ.*

(અહીં પ્રિયકાન્તના 'આ નભ ઝૂક્યું તે કાનજી'નું સ્મરણ થાય, તેમ છતાં ગીત પોતે અનુકરણમાં સરી નથી પડ્યું ને નિજી કમનીયતા સાચવી શક્યું છે.) ટૂંકા ટૂંકા વાક્યાંશો, અનાયાસ પ્રાસસંયોજન, નજાકત ભર્યાં ઉપમાનો શ્યામ અને રાધા જેવાં જ મોહક છે.

*રાધા કંઈ વણઝારી વાવ છે*
*શ્યામ, તમે જંપેલું જળ*
*અળગા ન થાજો એક પળ*

જેવી પઙ્ક્તિઓએ આ ગીતને સાદ્યન્ત સ-રસતા ભેટ ધરી છે. તો, 'અવસર મ્હોરિયો,' 'કન્યાવિદાય પાન અવસરનાં', 'પુત્ર-વિવાહ' ને 'સાગર મારો સાયબો'માં જાનપદી ઠાઠ, ગ્રામજીવનના વિવિધ સઙ્કેતો સાચાં મોતીની પેઠે ઝળકે છે. આ ગીતો લોકગીતોની પડખોપડખ ઊભાં રહે તેવાં ઊતરી આવ્યાં હોવા છતાં, કેવળ લોકગીત બનીને અટકી નથી જતાં; એમાંના સૂક્ષ્મ નિર્દેશો સ્થૂળતા ઓગાળીને પોતીકી મુદ્રા ઉપસાવી શક્યા છે.

ત્રણ

લઘુકાવ્યો /અછાન્દસ રચનાઓમાં જ્યાં જ્યાં ચમત્કૃતિ સધાય છે ત્યાં ત્યાં અટકીને ફરી ફરીને આસ્વાદવાનું મન થાય છે. 'સૌને ધ્યાન... તારું જ...' 'હે વૃક્ષ' જેવા અછાન્દસ કાવ્યો સફળ બની શક્યાં છે. 'પ્રેમ એક વૃક્ષ' જેવી રચના ચબરાકિયાથી આગળ નથી વધી શકી. એ'માંની કૃતકતા અછતી નથી રહેતી.

અમરેલીના આંગણે પ્રથમવાર 'અર્વાચીન મીરાંઓનો મેળો' નામે આપણી ગૂજરાતી કવયિત્રીઓને કાવ્યપઠન માટે નિમન્ત્રેલી. એ નિમિત્તે 'પરકાયા પ્રવેશ' દ્વારા ત્હમે, 'મીરાંબાઈ... તને વધાઈ' શીર્ષક તળે છ રચનાઓનું એક ઝૂમખું આપ્યું છે. એ'માંનું સ્ત્રી-દાક્ષિણ્ય અને અભિવાદનનું ત્હમારું વલણ ગમ્યું છે. પરન્તુ 'પરકાયાપ્રવેશ' નવી વાત નથી રહી. 'મીરાં સામે પાર'માં રમેશભાઈ મીરાં નામે નદી થઈ ફાટફાટ વહ્યા છે. આપણને વહાવ્યા છે. ત્હમે એ નદીના એક ફાંટારૂપે એ'માં ઉમેરાયા-એથી વિશેષ એ કૃતિઓ વિશે કશું નહીં કહું.

આ'વો નમણો સઙ્ગ્રહ વાંચવા જે કોઈ રસિકજન હાથમાં લેશે, એ'ના બારસાખે પક્ષીઓ કલરવનાં અદૃશ્ય તોરણ બાંધી જશે, એટલી ખાતરી આપીને વિરમું. મજામાં હશો.

ત્હમારો,
મનોહર



## આસ્વાદ

# 'તડકો' : પૂર્ણમાંથી આશ્ચર્ય લગી

ભરત મહેતા

### તડકો

લાભશંકર ઠાકર

*પરોઢના ઝાકળમાં તડકો*
*પીગળે.*
*પીગળે પીગળે પડછાયાના પ્હાડ.*
*ને આંસુમાં*
*ડૂબતી તરતી*
*તરતી ડૂબતી*
*અથડાતી ઘૂમરાતી આવે*
*થોર તણી કાંટાળી લીલી વાડ.*
*વાડ પરે એક બટેર બેઠું બટેર બેઠું બટેર બેઠું*
*ફફડે ફફડે ફફડે એ'ની પાંખ.*
*દાદાની આંખોમાં વળતી ઝાંખ.*
*ઝાંખા ઝાંખા પરોઢમાંથી પરોઢમાંથી*
*આછા આછા*
*અહીં મ્હને સમ્ભળાતા પાછા અહો મને સમ્ભળાતા*
*આછા*
*ઠક્ ઠક્ ઠક્ ઠક્ અવાજમાં*
*હું ફૂલ બનીને ખૂલું*
*ખૂલું*
*ઝાડ બનીને ઝૂલું*
*ઝૂલું*
*દરિયો થૈને ડૂબું*
*ડૂબું*
*પ્હાડ બનીને કૂદું*
*કૂદું*
*આભ બનીને તૂટું*
*તૂટું તડકો થઈને*
*વેરણછેરણ તડકો થઈને*
*સવારના શબનમસાગરને તળિયે જઈને અડકું*
*મ્હારી કર કર કોરી ધાર પીગળતી જાય.*
*પીગળે પીગળે પડછાયાના પ્હાડ !*

'તડકો' લાભશઙ્કરની વિલક્ષણ રચના છે. કાવ્યઉપકરણોના [illegible]ઝા ભાર વિનાની લયાવર્તનોના યતિભઙ્ગવાળી આ રચનાનો કાવ્યપાઠ બાળકને સુદ્ધાં આનન્દ આપનારો છે. બીજા ધોરણમાં ભણતી મ્હારી દીકરીને આ કવિતા જાદુગરની કવિતા લાગે છે. અબાલવૃદ્ધને સમાન્તરે ખેંચતી આ રચનાના કેટલાક વિશેષો પ્રમોદકુમાર પટેલે ('અનુભાવન') અને શેઠ ચન્દ્રકાન્તે ('કવિતાની ત્રિજ્યા') પકડ્યા છે. અનેક આધુનિક વિલક્ષણ રચનાઓની માફક લા.ઠા.ની આ 'તડકો' રચના પણ પુનઃ વાચને અન્ય સઙ્કેતો પૂરાં પાડે છે. એ'વા કેટલાંક સઙ્કેતોની વાત અહીં કરવી છે.

*'પરોઢના ઝાકળમાં તડકો પીગળે.'*

કાવ્યની પ્રથમ પઙ્ક્તિમાં જ સર્જકતાના ઉન્મેષ ભાવકને ભીંજવે છે. જે સર્વને પીગળાવે છે તે સૂર્યના અંશ સમો તડકો સ્વયં અહીં પીગળે છે. વકતા અહીં આસ્વાદ્ય છે. સૂર્યના તાપની શુષ્કતાને ઝાકળની ભીનાશ પીગળાવે છે. આ સૂચક છે. નાયકના બરડ થઈ ચૂકેલા, રાબેતા મુજબના યન્ત્રવત્ શુષ્કતાભર્યા જીવનમાં, આજની પરોઢના ઉદ્દીપને ભીની ક્ષણો જન્મી છે. પરોઢ નિમિત્ત છે. અન્તર્કની આ લીલા કાવ્યપરિવેશને ઘડીના છઠ્ઠા ભાગમાં રચી આપીને કાર્યસાધક બની છે. સવારમાં વહેલા ઊઠીએ કે પથારી ઝાકળભીની હોય ! ઝાકળનો સ્વભાવ છાપામારનો છે. અહીં ઝાકળોપનિષદ

(નજીક બેસવું તે) રચાયું છે. ઝાકળ સ્મૃતિઓનું પ્રતિરૂપ બને છે.

'પીગળે પીગળે પડછાયાના પ્હાડ' આ પઙ્ક્તિના અન્તે પૂર્ણવિરામ છે. કાવ્ય આ પઙ્ક્તિ વડે જ પૂર્ણ થાય છે. એક ચક્ર પૂરું થાય છે. પરન્તુ કાવ્યાન્તે 'પૂર્ણ' નહીં પણ આશ્ચર્યચિહ્ન છે. લા.ઠા. જેવા સીમાચિહ્ન રૂપ કવિ વિરામચિહ્નોને વેડફે ખરા ? આ સૂચક પ્રયુક્તિ છે. તડકાથી ઝાકળનું સૂકાવું-જેવી લૌકિક ઘટનાને સહુ પૂર્ણ(Finished) થઈ ગયેલી જ માને. એ ઘટના તો નગણ્ય, નજીવી ગણાય. પરન્તુ એ ઘટના કાવ્યનાયકની ચેતનાને છેડીને ક્યાંની ક્યાં લઈ જાય છે ત્હેનું આશ્ચર્ય કાવ્યાન્તે છે. વસ્તુજગતની અનેક ઘટનાઓ તરફ લોકો 'પૂર્ણ' થઈ ચૂકી એમ માનીને આંખ આડા કાન કરે છે. તે નજીવી નગણ્ય ઘટનાને કવિ સાંભળે છે, જુએ છે, સ્પર્શે છે, સંવેદે છે. તેથી જ કબીર કીડીના પગના ઝાંઝર સાંભળી શકે છે ! એ અર્થમાં જ્યાં રવિ નથી પહોંચતો ત્યાં કવિ પહોંચે છે. આજના પરોઢના ઝાકળ વડે કવિના તડકાળા અનુભવો પીગળવા માંડ્યા. પીગળવાની ક્રિયા દ્વિરુક્ત બની, વેગીલી બની તેથી પડછાયાના પ્હાડ પીગળવા માંડ્યા. પડછાયો કહેતાં જ પોતાની પ્રતિચ્છાયાઓ, પોતાના આજ લગીના વિવિધ વિગત રૂપો (PAST) પીગળ્યા છે. એની પ્રતીતિ જ તરત આવતી પઙ્ક્તિમાં છે.

*'ને આંસુમાં*
*ડૂબતી તરતી*
*તરતી ડૂબતી*
*થોર તણી કાંટાળી લીલી વાડ.'*

'PAST'ના એટલા બધા થરો છે કે ત્હેનો પ્હાડ છે. ત્હેની સ્મૃતિમાં ઝાકળ જેવું આંસુ છે. 'આંસું જે વીતી ચૂક્યું છે ત્હેની સ્મૃતિની પ્રતીતિ છે. પ્રકૃતિના સૂર્યસમા બૃહદ્‌રૂપના સેવકો જેવા તડકાના અંશોને એ જ પ્રકૃતિના લઘુરૂપ સમું ઝાકળ પીગળાવી શકતું હોય તો તેવી જ રીતે વિરાટ ભૂતકાળને ન્હાનકડું આંસુ પીગળાવી જ શકે ને ? આમ, અ-તર્કનો કાર્યસાધક તર્કપૂર્ણ વિનિયોગ છે અ-તર્કનું તર્કશાસ્ત્ર આ કાવ્યમાં ઠેરઠેર જણાય છે.

ઝાકળથી આંસુ સુધી — વસ્તુજગતથી ભાવજગત સુધી પહોંચ્યા પછી કાવ્યનાયકને એ આંસુમાં થોરની વાડ તરતી-ડૂબતી-ડૂબતી-તરતી દેખાય છે ! અગાઉની પઙ્ક્તિમાં 'પ'નો ઓષ્ઠ્ય વર્ણાનુપ્રાસ હતો તે અહીં 'ત' દન્ત્ય દ્વારા વધુ આન્તરલય વાળો બને છે. 'ડૂબતી' એટલે પ્રવેગથી નીચે અન્તરમાં ખૂપી જતી અને 'તરતી' એટલે વળી સપાટી પર આવતી સ્મૃતિઓ જ છે. આંસુ એ કાવ્યનાયકનું ચિદાકાશ છે. ચિદાકાશમાં પરપોટાની માફક ફૂટતી, વિલીન થઈ જતી, વળી ફૂટતી સ્મૃતિઓની વણઝાર પ્રવેગી બની છે. તેથી જ 'અથડાતી' દ્વારા એ સ્મૃતિઓનું પરસ્પર ટકરાવું સમજાય છે પણ 'ઘૂમરાતી' દ્વારા વળી એ સ્મૃતિઓની ચોતરફની અથડામણ છે તે પણ સમજાય છે. 'વાડ' એ'નું શૈશવ છે. 'વાડ'ની આગળના સાહચર્યો નોંધપાત્ર છે. થોર તણી વાડ છે, કાંટાળી. શૈશવના કટુ અનુભવોય હશે. સન્તાકુકડી દરમ્યાન કાવ્યનાયક ત્યાં સન્તાયો હશે ? દાદાની નજર ચૂકવવામાં એ વાડ વળી મદદરૂપ બની હશે ! એ વાડથી નવું નક્કોર ખમીસ તરડાયું હશે. એ વાડે જ એ'ની કૂંપળસમી હથેળી પર માસ્તરની ફૂટપટ્ટીના માર જેવી લાલાશ પણ રચી જ આપી હશે ને ? તેમ છતાં અધૂરું મધુરું તેમ તે વાડ લીલી છે. લીલી વાડીનો રણકો સાંભળી શકાય. વાડ વિના વેલો (વંશ ?) ન ચડે તે પણ સમ્ભળાય. તેથી જ તે વાડ દાદાનું, કુટુમ્બનું 'મ્હારા બાપા'નું પ્રતિરૂપ ગણાયને. વળી આ પઙ્ક્તિની અનુગામી પઙ્ક્તિ આપણી સર્વ શક્યતાઓને સમર્થન આપે જ છે.

*'વાડ પરે એક બટેર બેઠું બટેર બેઠું બટેર બેઠું*
*ફફડે ફફડે ફફડે એ'ની પાંખ.*
*દાદાની આંખોમાં વળતી ઝાંખ"*

'બટેર' એટલે બટુક જેવો કાવ્યનાયક. બટેરના બેસવાની ક્રિયાને કવિએ ત્રણ વાર આવર્તન આપ્યું

છે. ત્રણ પેઢી ગણીશું ? બાહ્યદૃષ્ટિએ તો એ આવર્તન પ્લેનના લૅન્ડિંગની જેમ વાડ પર બટેરના બેસવાને આબાદ સૂચવે છે. શક્ય છે આજે કાવ્યનાયક બટુકમાંથી 'લા.ઠા. દાદા બની ચૂક્યોય હોય. તેથી ત્હેણે પોતાના બટુક જેવા પડછાયાને યાદ કરવા સ્મૃતિઓને ખાસ્સી ખેંચવી પડી હોય, ત્રણ અવસ્થાઓ પ્રૌઢ-કિશોર-શિશુ-વટાવવી પડી હોય. પ્હાડ જેવો આખો 'પાસ્ટ' સાફ કરવો પડ્યો હોય. તેથી વાડ પર બેઠાં પછીય પાંખમાં લાંબી ઉડાનના કારણે ફફડાટ છે. 'ફફડે' ક્રિયાપદના ત્રણ આવર્તનો એ એ'ની વિગત પ્રલમ્બજીવની સૂચવે છે. મોટો પ્હાડ ચડી ઊતરીએ પછી પગલાં તો સમતલ જમીન પર પણ પેલા ચઢાવ-ઉતારવાળી શૈલીમાં જ પડે એ'ના જેવું અહીં થયું ગણાય. તેથી જ બટેર બેઠું હોવા છતાંય પેલી પાંખો ફફડી રહી છે. પરોઢના ઝાકળના એક જ દૃશ્યના ઉદ્દીપનવિભાવે કાવ્યનાયક શિશુ બની ગયો. ભૂતકાળનાં ઘણાંય દૃશ્યો ઝાંખાંપાંખાં ઝાંખાંપાંખાં દેખાય છે. એ'નો અર્થ એ નથી કે એ'ના બાલ્યાવસ્થાના અનુભવો સઘન નથી. આંખમાં મોતિયો છે તેથી ? ખુલાસો રસપ્રદ હોવા છતાં પૂરતો નથી. કાવ્યનાયકની આંખમાં આંસુ છે. એ અશ્રુજળનાં ઝળઝળિયાંથી દૃશ્યો ઝાંખાંપાંખાં છે. આંખમાં અશ્રુની વાદળી છે તેથી બાલ્યાવસ્થાના તેજને એ'નો ભેજ લાગ્યો છે ! 'આજ'નો ઓથાર એ રીતે 'ગઈકાલ'ને આવરે છે. તેથી વિપાદ છે. રવીન્દ્રનાથનો બલાઈ, ફટિક કે 'જનાન્તિકે'નો શિશુનાયક સાંભરે છે. પેલું વ્યવહારનું આવરણ 'ગઈકાલ' પર ખાસ્સું ગાઢ થઈ ચૂક્યું હતું પરન્તુ આજના પરોઢના દૃશ્ય વડે, એક જ દૃશ્ય વડે એ આવરણ ભેદાઈ-છેદાઈ ચૂક્યું છે. તેથી કાવ્યનાયક શિશુ થઈ ગયો છે. પરોઢના ઠક્ ઠક્ અવાજથી જાણે કાવ્યનાયકનો ભૂતકાળ જ ખોદાયો છે. લક્કડખોદના અવાજોના નિમિત્તે કાવ્યનાયક પોતાનો ભૂતકાળ ખોતરે છે. કાવ્યનાયક પુનઃ પરીકથાની સૃષ્ટિમાં ચાલી ગયો છે. ક્રિયાપદોની દ્વિરુક્તિ વડે આજની 'રિક્તતા'ને ભેદવા કવિ મથે છે.

*"હું ફૂલ બનીને ખૂલું*
*ખૂલું*
*ઝાડ બનીને ઝૂલું*
*ઝૂલું..."*

કાવ્યનાયક પેલી 'ઠક્ ઠક્'થી શૈશવમાં ચાલી જતાં કર્તાલક્ષી કર્તાભિક્ષી આવરણો દૂર થાય છે. પેલી ચતુર્વિધ 'ઠક્ ઠક્' કાવ્યનાયકની સ્થિર, જડ થયેલી બધિરચેતનાને ઝક્રૃત કરી નાખે છે. શિશુ ક્રિયાલક્ષી હોય છે. એ'ને કર્તૃત્વના મોહ કરતાં ક્રીડામાં વિશેષ રસ છે. તેથી તે ફૂલ સાથે ખીલે છે, ઝાડ સાથે ઝૂલે છે. કાવ્યનાયકનું શિશુ બની જવું પ્રવેગીલયમાં રચાયું છે. કવિ લા.ઠા. નાટ્યકાર હોઈને ઝાકળથી શરૂ થયેલા આ નાટકની સઙ્ઘર્ષપૂર્ણ ક્ષણો-climaxને આબાદ પકડી શક્યા છે. ફૂલ-ઝાડની સાથે ખૂલવા, ઝૂલવા સુધી તો ઠીક પણ દરિયો થઈને ડૂબવાની કાવ્યનાયકની ઝઙ્ખનામાં તો બાળલીલાની પરાકાષ્ટા છે. દરિયો થઈને ડુબવાની કે પ્હાડ થઈને કૂદવાની એ'ની ઝઙ્ખનામાં અતર્કલીલાય છે. કવિઓ નાવમાં નદીઓ ડૂબાડતા હોય છે. પણ અહીં માત્ર વિરોધાભાસ જ નથી કાવ્યારમ્ભને યાદ કરીએ તો જો તડકો સ્વયં પીગળે તો દરિયો ન ડૂબે ? અતર્કનું તર્કશાસ્ત્ર રચાયા જ કર્યું છે. પ્હાડ કૂદે એ'માં અતર્કની પરાકાષ્ટા છે. જે સ્થિર થઈ ચૂક્યું હતું, પડછાયાના પ્હાડ સમો આખોય ભૂત(કાળ) અહીં નાચ માંડે છે. જે ક્ષણો પૂર્ણ (finished) થઈ ચૂકી હતી તે કાવ્યનાયકના ચિદાકાશમાં પુનઃ જન્મી છે. ત્હેનું આશ્ચર્ય છે. અન્તે કાવ્યનાયક તડકો થઈને તૂટવા માંડે ત્યારેતો વસ્તુ જગતના પ્રત્યેક પદાર્થને સ્પર્શવાની એ'ની બાળસહજ ઝંખનાની સાથોસાથ કવિએ એક ભાત પૂર્ણ કરી; કારણકે એ તડકો તો વળી પાછો ઝાકળ દ્વારા પીગળાવાનો છે ! કાવ્યવર્તુળ પૂર્ણ થાય છે. ન-જીવું, ન-ગણ્ય ઝાકળ કાવ્ય નાયકના આખાય PASTને ખળભળાવે છે તેથી તે માત્ર શબનમ્ (ઝાકળ)ન રહેતાં 'શબનમસાગર' બની રહે છે. આ વિરોધાભાસપૂર્ણ સમાસ રચના શબ્દરમત ન બની રહેતાં કાવ્યપરક

વ્યઞ્જનાને પ્રગટાવવામાં મદદરૂપ થાય છે. ઝાકળના નિમિત્તે કાવ્યનાયક છેક તળિયે (નર્યા શૈશવમાં) જઈને અડકીને પાછો આવ્યો છે.

કાવ્યનાયક માટે આ ક્ષણો ધન્યતાની હતી. એ'ના 'આજના' જીવનની કર કર કોરી ધાર (શુષ્કતા, તીક્ષ્ણતા) પરોઢ વડે પીગળી છે. તેથી કાવ્યાન્તે આશ્ચર્યચિહ્ન છે. સ્મૃતિની નોળવેલ રોજબરોજના ડંખીલા અનુભવો સામે ઝીંક ઝીલવામાં સહાયરૂપ બને છે.

માણ્યું ત્હેનું સ્મરણ કરવાનું નિમિત્ત કાવ્યનાયકને ઝાકળે પૂરું પાડ્યું. આપણને લા.ઠા. એ શૈશવમાં સરી પડવાની તક 'તડકો' દ્વારા પૂરી પાડી. કવિ ધારે તો કેવળ લયની મૂડીએ કેવો મ્હોટો વેપલો કરી શકે એનુંય નિદર્શન લા.ઠા.ની પ્રયોગશીલતાએ 'તડકો'રૂપે પૂરું પાડ્યું છે. કાવ્યમધ્યે આવતો 'અહો' ઉદ્ગાર કાવ્યાન્તે ભાવકનો પ્રતિભાવ બની રહે છે.

# ચૈતન્ય ધામની આનન્દયાત્રા

દેવેન્દ્ર દવે

## આનન્દઘનમાં

(શિખરિણી-સૉનેટ)

*હસી ત્યારે સારા ગગનમહીં તારા તગી ઊઠ્યા,*
*અને રૂઠી ત્યારે કટક ઘનનાં સૌ દિશ ચડ્યાં,*
*અને નેત્રો જ્યારે દૃઢ થઈ રચી ત્રાટક રહ્યાં,*
*ગયા થમ્ભી વાતા પવન, ધરતીયે સ્થિર થઈ.*

*અને મ્હારી ન્હાની મતિ કનકવા હાથ લઈને*
*મચી ગૈ ખેલોમાં : ગગન ગગને કોક ગરવી*
*ધજા દૌં રોપી હા, પવન સઘળાની ગતિ લઈ*
*ઘૂમી આવું ચૌદે ભુવન, વન વૃન્દાવન રચું.*

*પછી પેલી દૃષ્ટિ સ્મિત વરસતી નેત્ર મુજનાં*
*ગુહામાં દોરી ગૈ, ગુન ગુન હતાં ગુઞ્જન જ્યહીં,*
*સુગન્ધોના ઘેરા પુટ જ્યહીં હતા, લક્ષ રવિની*
*હતી જ્યાં જ્યોતો, ને પ્રબળ મરુતો જ્યાં પ્રણયના.*

*અને ધીરે ધીરે સરતી મુજ નૌકા જલધિ કો*
*તણાં નીરે વ્હેતી અદૃશ્ય થઈ આનન્દઘનમાં.*

('કુમાર' માર્ચ, ૧૯૬૯) સુન્દરમ્

કવિતાના કસબીઓએ શબ્દ-સામર્થ્ય, કલ્પનાના કમનીય વિહાર ઉપરાન્ત હૃદયના ઊંડાણ સુધી પહોંચી ઊર્મિતત્ત્વને વલોવી સાચો કાવ્યકલાપ રચ્યો છે. પ્રાસાદિક ગુણથી પણ કવિતાના સુન્દર પરિણામોથી શ્રી સુન્દરમે આપેલા ઉત્તમ સૉનેટો તથા ભાવમધુર ગીતોથી આ વાતને પરિપુષ્ટ સમર્થન મળે છે; સંસારી ભાવની રચનાઓ પછી એમની ઊંડી આધ્યાત્મિક ઝઙ્ખનાને પણ ગીત સૉનેટોમાં પ્રગટ કરી છે. આ સૉનેટ પ્રથમ દૃષ્ટિએ કોઈને પ્રીતિ-સંવેદનાનું લાગે. પણ અહીં પરમ ચેતનાની અખિલાઈભરી ગીતિ ક્રમશઃ વિકસતી જાય છે. એ'નો ઉપાડ જ જુઓ :

*હસી ત્યારે સારા ગગનમહીં તારા તગી ઊઠ્યા*
*અને રૂઠી ત્યારે કટક ઘનનાં સૌ દિશ ચડ્યાં...*

પ્રેમાતુર નાયક પોતાની પ્રિયતમાને અનનુય-વચનથી રીઝવતો હોય તેવી ચોટદાર શરૂઆતથી ભાવકને ગગનમણ્ડળમાં વિહાર કરવા તાણી જાય છે ! પછી તો... નેત્રોનાં ત્રાટક રચાવાં, વાતા પવન થમ્ભીને સ્તબ્ધ થઈ જવા, પૃથ્વીનું પરિભ્રમણ સ્થિર થઈ જવું, બધું કવિને ત્હેની ચેતનાને વિરલ સમાધિ અવસ્થામાં સાહજિક અને અનન્ય સ્પર્શક્ષમ ભાસ્યું. એ પરમ ચિતિ હસી ત્યારે સમગ્ર ગગનમણ્ડળમાં તારકવૃન્દ તગતગી ઊઠ્યા ! હાસ્યની અનન્ય અસર કેવી આહ્લાદક ભાસે છે ! અને એજ સ્વરૂપ જ્યારે રોષાયિત થાય છે ત્યારે વાદળનાં દળો

સૌ દિશામાં ચડે છે... ચેતનાની વિરલ ક્ષણોને કવિએ સાદી ભાષામાં પરન્તુ પ્રબળ આવેગ સાથે નિરૂપી છે. એથી આગળ વધતાં નેત્રો જાણે ત્રાટક રચતાં હોય તેવી ચિત્રાત્મકતા કરી છે.

કવિની મતિ, કનકવા — પતઙ્ગ સમી મતિ (ઉત્તમ ઉપમા) લઈને ખેલોમાં રમણે ચડે છે. પ્રત્યેક ગગન ગગને (આપણે દૃશ્ય ગગન નિહાળીએ છીએ તે ઉપરાન્ત અનેક ગગનો કવિની કલ્પના-ભ્રમણકક્ષામાં સ્ફુટ થાય છે...!) ત્હેમાં ગરવી-ગૌરવશાળી ધજાને રોપી દેવા માટે ઉન્નત ઉડ્ડયન કરે છે. સઘળા પવનોની (પુરાણકથિત બાણું પવનો ?) ગતિ લઈને પોતે ચૌદેચૌદ ભુવન ઘૂમવા નીકળી પડે છે ! યાત્રામાં વનો તો આવે જ. પ્રત્યેક વનને વૃન્દાવન સમાન રચતા જાય છે. અહીં સુન્દરમ્ પૂર્ણતયા શબ્દ માધુર્યથી ખીલે છે :

*"ઘૂમી આવું ચૌદે ભુવન, વન વૃન્દાવન રચું...'*

એ પઙ્ક્તિમાં ચણ્ડોળની ઊર્ધ્વગતિ જોઈ શકાય છે.

આ કોઈ સામાન્ય અસીમનું આલેખન નથી. પરન્તુ અસીમમાં જે ફાળ કવિની અભીપ્સાએ ભરી છે, એ'નું શબ્દાઙ્કન છે !

ત્રીજા ચતુષ્કમાં, સૉનેટનો સહજ ભાવવળોટ આવે છે. આગળ યાત્રામાં પછી પેલી સ્મિત વરસતી દૃષ્ટિ ત્હેમના નેત્રોને કોઈ ગુફામાં દોરી જાય છે. આ એક અનોખો પ્રકાશ અને સૌરભનો પ્રદેશ છે. અતિ ઊર્ધ્વ એ'વી સ્થિતિમાં થતો આ સમાધિ-દશાનો અનુભવ હોઈ શકે. લાખ લાખ સૂર્યો (લક્ષ રવિ) ત્યાં પ્રકાશમાન છે, ને પ્રણયનો જાણે ઝઞ્ઝાવાત (પ્રબળ મરુતો) ફૂંકાય છે. આ કવિની અધિમનસ્ અને અતિમનસ્ની સ્થિતિ છે. શ્રી અરવિન્દે 'પૂર્ણયોગ'માં એ'નો નિર્દેશ કર્યો છે.

ભાવનું શમન થતું હોય તેમ કાવ્યની અન્તિમ યુગ્મ પઙ્ક્તિઓ સહજ શબ્દોથી સિદ્ધ થઈ છે. યાત્રામાં નૌકા-વિહારની માફક કોઈ જલધિના નીરમાં 'ધીરે ધીરે' વહેતી ચેતના આનન્દઘનમાં અદૃશ્ય થાય છે. અન્તિમ એ પઙ્ક્તિઓમાં કવિએ સ્થૂલ અહંનું ભૂમામાં બૃહદ્માં કેવું વિલોપન થયું તેનું સૂચન કર્યું છે. તે કેવળ આનન્દમય અનુભૂતિ છે. કવિએ ભાવનો પ્રકર્ષ સાધીને અન્તિમ પઙ્ક્તિઓમાં પરાકાષ્ઠા સિદ્ધ કરી છે.

શ્રી સુન્દરમે શિખરિણીની પ્રવાહી બાનીમાં, પ્રબળ ભાવાવેગનું નિરૂપણ કર્યું છે. અલઙ્કારોની ભરમાર કે ભાષાના ઘટાટોપ વિના કવિએ શેક્સપિરિયન પ્રકારના સૉનેટ સ્વરૂપમાં પ્રબળ આધ્યાત્મિક અનુભૂતિને સાકાર કરી છે. આ પ્રકારના સૉનેટના આસ્વાદ માટે આપણે ભાવકે પણ આપણી સહૃદયતાને અસીમમાં વિસ્તારવાની રહે છે. કાવ્યમાં 'આકાશ' 'તારા', 'લક્ષ રવિ' (લાખ સૂર્યો), 'પ્રબળ મરુતો' જેવાં દૃશ્ય કલ્પનો પણ યોજેલાં છે ! 'ત્રાટક' 'ગુહા', 'ગુઞ્જન' વગેરેમાં સમાધિ-યોગની પરિભાષાનો પણ કવિએ સરસ પ્રયોગ કર્યો છે.



# શબ્દ-રિદ્ધિ : ૧

## (અનુસ્વાર અનુનાસિકની શદ્ધ જોડણીયુક્ત)

| ૧ | | ૨ | | ૩ | | ■ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|---|---|---|
| | ■ | | ■ | | ■ | ૬ | | |
| ૭ | ૮ | | | ■ | ૯ | | ■ | |
| ૧૦ | | | ■ | ૧૧ | | | ■ | |
| ■ | | ■ | ૧૨ | | | ■ | ૧૩ | ■ |
| ૧૪ | ■ | ૧૫ | | | ■ | ૧૬ | | ૧૭ |
| | ■ | | | ■ | ૧૮ | | | |
| ૧૯ | ૨૦ | | ■ | ૨૧ | ■ | | ■ | |
| ૨૨ | | ■ | ૨૩ | | | | | |

**આડી**

૧. ઘણા જોરથી બોલતું (૩)
૪. કાવ્ય-લેખક (૨)
૬. ચમ્પો-૩
૭. ઇન્દ્ર-૪
૯. હસ્ત-૨
૧૦. માછી-૩
૧૧. અગ્નિ-૩
૧૨. નીચલો હોઠ-૩
૧૫. ખેરનું ઝાડ-૩
૧૬. વૃક્ષ-૩
૧૮. સતત-હમેશ-૪
૧૯. સુન્દર સ્ત્રી-૩
૨૨. આબરૂ-૨
૨૩. કેશ-સમૂહ-૬

**ઊભી**

૧. આકણ્ઠ-૪
૨. જાનપર-૪
૩. ગરીબ- સાલસ-૨
૪. ધુજારો-૨
૫. અપૂર્ણ ખણ્ડિત અજવાળા
૬. પ્રાચીન વૈદ્યશાસ્ત્રી
૮. પાસા દ્વારા ભવિષ્યકથન-૩
૯. પરબીડિયું-૩
૧૧. ગામ બહાર ખુલ્લું મેદાન-૩
૧૨. દેવોની માતા-૩
૧૩. બૌદ્ધ સાધુ, માનવાચક શબ્દ-૩
૧૪. સુન્દર સ્ત્રી-૪
૧૫. છીણી-૩
૧૬. છેવટ અન્ત સુધી-૪
૧૭. અર્જુનનું એક નામ-૪
૨૦. છઠ્ઠી ઇન્દ્રિય, દિલ-૨
૨૧. સાધુપુરુષ

### शान्तिमन्त्र-१

ॐ सहनाववतु सहनौभुनक्तु ।
सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु
मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

*ૐ રક્ષજો અમ બન્નેને, રાખજો બેઉ નન્દિત,*
*બન્ને કર્તવ્યમાં સજ્જી, દીપ્ત હો અમ ધારણા.*
*ને ન સ્પર્ધા પરસ્પર.*

# મન ! તોહે કેહિ બિધ સમઝાઉં

સોના હોય તો સુહાગ મંગાઉં, બંકવાલ રસ લાઉં,
ગ્યાન શબ્દકી ફૂંક ચલાઉં, પાની કર પિઘલાઉં.

ઘોડા હોય તો લગામ લગાઉં, ઉપર જીન કરાઉં,
હોય સવાર તેરે પર બૈઠું, ચાબુક દેદે ચલાઉં.

હાથી હોય તો જંજીર ગઢાઉં, ચારો પૈર બંધાઉ,
હોય મહાવત તેરે પર બૈઠું, અંકુશ લેકે ચલાઉં.

લોહા હોય તો એરણ મંગાઉં, ઉપર ધુવન ધુવાઉં,
ધૂવનથી ઘનઘોર મચાઉં, જંતરતાર ખિચાઉં.

ગ્યાનિ હોય તો જ્ઞાન સિખાઉં, સત્યકી રાહ ચલાઉં,
કહત કબીર સુનો ભાઈ સાધો અમરાપુર પહુંચાઉં.

કબીર

નોબ ઢીલો પડયો?





ચીરા પડયા?

તળિયાં ફાટયાં?





છેડા ઉખડયા?

# પ્રાથમિક સારવાર

લૅધર, રેકઝીન, રબર,
લાકડું અને અનેક સામગ્રીને ચોંટાડે.

**તેને જાતે ચોંટાડવા અપનાવો**

## ફેવિબૉન્ડ®

સિંથેટિક રબર બેઝવાળું એડહેસિવ



ઉત્પાદક પિડિલાઈટ ઇન્ડસ્ટ્રીઝ લિ., મુંબઈ ૪૦૦ ૦૨૧. ફેવિકોલ બ્રાન્ડ એડહેસિવના નિર્માતા.




# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

વસન્ત : ૨૦૫૨



હિમાદ્રિનું એક પક્ષી-ચિત્ર, Magpie.


સંસ્થાપક : રાજેન્દ્ર શાહ



તન્ત્રી : ધીરુ પરીખ



માર્ચ-એપ્રિલ ૧૯૯૬ : વર્ષ ૩૯ : સળંગ અંક ૨૩૦



કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વસન્ત ૨૦૫૨ : વર્ષ ૩૯ : સળંગ અઙ્ક ૨૩૦

## ॐ રસાત્મકમ્



## ॐ શિશુલોક



## ॐ ક્ષરઅક્ષર



## ॐ વિમર્શ



## ॐ અનુવાદ



## ॐ આસ્વાદ



## ॐ અવલોકન




તન્ત્રી

ધીરુ પરીખ

સલાહકાર

રાજેન્દ્ર શાહ ✻ નિરઞ્જન ભગત

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦, અમેરિકા : વાર્ષિક $7, આજીવન $70; ઇંગ્લેન્ડ : વાર્ષિક £5, આજીવન £50

* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦

* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :

'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા

અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦

ટાઇપસેટિંગ : અપૂર્વ આશર, ઇમેજ સિસ્ટમ્સ ✆ 400688

મુદ્રણસ્થાન : સુરમ્ય પ્રેસ, નવરંગપુરા, અમદાવાદ. ✆ 448199

વસન્ત વિ. સં. ૨૦૫૨ | કવિલોક | માર્ચ-એપ્રિલ ૧૯૯૬

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## તપોગિરિનું ચડાણ

"જગતમાં બે જ આનન્દો પરમ કોટિના છે — બ્રહ્માનન્દ અને બ્રહ્માનન્દ સહોદર એવ કાવ્યાનન્દ. પરન્તુ આ આનન્દ તે સત્ અને ચિત્‌નું જ શિખર છે. આ વિશ્વગિરિના આનન્દશૃઙ્ગનો માર્ગ તપસનો છે. तपसा चीयते ब्रह्म । (કળાકારના જીવનમાં પણ માણસ માત્રના જીવનમાં હોય છે તેવી શિથિલતા હોય છે. બિચારા કળાકારની શિથિલતા વધારે નજરે પડે છે, અને કેટલીક વાર એનો જીવનસઙ્ગ્રામ વિશેષ દારુણ પણ હોય છે. પણ આ શૈથિલ્ય તે કળાકારને માટે અનિવાર્ય નથી.) આમ તો જીવન માત્ર તપસને રસ્તે જ આગળ વધે છે. વેપારીઓ, રાજપુરુષો, યાન્ત્રિકો, વૈજ્ઞાનિકો, સૈનિકો એ બધાની પ્રવૃત્તિ પ્રખર તપસથી જ ભરેલી હોય છે. કવિને અને કળાકારને માટે પણ આ'વું તપસ છે જ. અને સાચો કળાકાર તે તપસ્વી થવામાં રાચે છે. તપસમાંથી જ તેની સર્જનશક્તિ વધે છે, તપસમાંથી જ અગ્નિ પ્રગટે છે, વધુ ને વધુ પ્રજ્વલિત બને છે, અને પેલો ઊર્ધ્વાગ્નિમાં સુગુપ્ત શબ્દ ત્હેને આવી મળે છે. કળાનું સૌન્દર્યમય આનન્દકુસુમ આમ તપસના ગિરિની ટોચે વિકસે છે. અને એ તપોગિરિની યાત્રા એની પ્રખર વિકટતા અને વિષમતાઓમાં પણ હમેશાં રસમયી જ હોય છે. આ તપોગિરિની તળેટીમાંથી જ, તે જ્યાં પહેલું પગથિયું ચડવા માંડે છે ત્યાંથી જ, ત્હેને એ શિખરના રસનો સ્પર્શ થવા લાગે છે. આખા વિશ્વને રસથી ભરી દેવા માગતા કળાકાર માટે કશી વસ્તુ રસ-રહિત નથી. એ જે જે વસ્તુને અડે છે, જ્યાં જ્યાં એ પગલું ધરે છે ત્યાં રસનું — વિશ્વનું એ ગૂઢતમ અને મધુરતમ દ્રવણ ઝમવા માંડે છે. કળાકારે સ્પર્શેલા સર્વ રસો—જગતના કરુણ, બિભત્સ, ઘોર, અઘોર, સર્વ રસો કેવળ આનન્દનું સવણ બની રહે છે.

સાહિત્ય-કળા-કવિતા તે આમ તપોગિરિના ચડાણની આનન્દયાત્રા છે. આપણે તપ કરતા જઈએ અને સૃષ્ટિને આનન્દમાં વધુ ને વધુ પહોંચાડતા જઈએ."

સુન્દરમ્

('સાહિત્યચર્ચા', પૃ. ૧૮૨-૮૩નાં 'પરિષદ પ્રમુખોનાં ભાષણો-૨'માંથી)

# ઇન્દ્રિયવ્યત્યય

## હેમન્ત દેસાઈ

કાવ્યનો સમ્ભવ સીધા નહિ, વક્ર કથનથી થાય છે. અને એટલે કથનની વક્રતા કે ચમત્કારિતા તે જ કવિની અભિવ્યક્તિની વિશેષતા બની રહે છે. કવિ એ'વી વિશેષતા અને તે દ્વારા કાવ્ય — વાણીના નિરવધિ વિકલ્પો અજમાવીને, સિદ્ધ કરે છે. કવિની અભિવ્યક્તિની અગણ્ય વિશેષતાઓ પૈકીની એક વિશેષતાથી સર્જાતી ઘટના, હવે તો ઠીક ઠીક જાણીતી થયેલી 'ઇન્દ્રિયવ્યત્યય' સઞ્જ્ઞાથી ઓળખાય છે. 'ઇન્દ્રિયવ્યત્યય' એ અઙ્ગ્રેજી synaesthesia માટે ઉમાશઙ્કર જોશીએ યોજેલો પર્યાય છે. પ્રહ્લાદ પારેખ-કૃત 'બારી બહાર'ના પુરોવચનમાં આ'ની સમજૂતી આપતાં ત્હેમણે કહ્યું છે : 'ઇન્દ્રિયોની ગ્રાહકતા — ગ્રહણશીલતાને ઉદ્બોધવાની-ઉત્તેજવાની કલાકારોને ગરજ રહે છે. ઘણીવાર તેઓ વ્યત્યયનો આશરો પણ લે છે, એટલે કે આંખનો વિષય દેખવાનો છતાં આંખથી સૂંઘવાની વાત કરે ને કાનથી દેખવાનું કહે ('નિરીક્ષા' પૃ. ૧૧૩) આને વિશે 'Handbook of Poetry'માં આ પ્રમાણે દર્શાવાયું છે 'Synaesthesia=The immediate association of an image percieved by one of the senses with the image percieved by another' આ જ રીતે પણ આથી વધુ વિશદતાથી આને 'Precton Encylopedia of Poetry and Poetics'માં સમજાવવામાં આવેલ છે. 'Term denoting the Perception or description of the perception of one sense modality in terms of another : e.g. perceiving or describing a voice as velvety, warm, heavy or sweet or a trumpet blast as scarlet.' અહીં સમજાવ્યા અનુસાર જોઈએ તો, 'મીઠો અવાજ', 'હૂંફાળો ઉદ્ગાર; 'તેજની સરવાણી' જેવા ભાષાના શબ્દ પ્રયોગોમાં ઇન્દ્રિયવ્યત્યયનાં ઉદાહરણો જડે છે. કાવ્ય કે અન્ય સર્જનાત્મક કૃતિઓમાં એ કલાપ્રયુક્તિ કે રીતિ તરીકે ઉપયોજાય છે. ક્યારેક સર્જકની અસામાન્ય ચૈતસિક અવસ્થાનું પણ એ પરિણામ હોય છે.

ઇન્દ્રિય-વ્યત્યય કલ્પન (image)ના સન્દર્ભમાં સમજી શકાય. કવિની વાક્-અભિવ્યક્તિના એક અઙ્ગ રૂપે કાવ્યમાં કલ્પનો આવતાં હોય છે. કવિ પોતાના અનુભવનું કે દર્શનનું સીધે સીધું કથન કે વર્ણન ન કરતાં સૂચક વાણીમાં એની અભિવ્યક્તિ કરે છે. એ'વી અભિવ્યક્તિ સ્પર્શક્ષમ અને મૂર્ત પણ હોય છે. અને એમ અભિવ્યક્તિ પામેલ અનુભવ ભાવકને માનસ-પ્રત્યક્ષ થાય છે. એ પ્રત્યક્ષીકરણ કવિસર્જિત શબ્દચિત્રો અર્થાત્ કલ્પનોને આભારી છે. કલ્પનથી સૂચવાતો અર્થ કે ભાવ ઇન્દ્રિયગ્રાહ્ય હોય છે એટલે કે આંખ, કાન, નાક, આદિ જ્ઞાનેન્દ્રિયોને લગતાં કલ્પનો તે તે ઇન્દ્રિય દ્વારા પામી શકાય છે. ન્હાનાલાલની 'વર્ષો, સહસ્ર કૂદતાં મૃગલાંની ફાળે' આ પઙ્ક્તિમાંના 'મૃગલાં' અને 'કૂદતાં' શબ્દોથી ફાળ ભરતાં હરણાં પ્રત્યક્ષ થાય છે અને ત્હેના સાદૃશ્યને કારણે ખૂબ ઝડપથી પસાર થઈ જતા સમયની ગતિ યથાતથ અનુભવી શકાય છે. આ ચક્ષુર્ગાહ્ય દૃશ્ય કલ્પન છે. વિવિધ અન્ય કલ્પનો આ જ પ્રમાણે ગન્ધ, સ્વાદ અને સ્પર્શથી આપણી ચેતનાને ઉદ્બોધે છે અને સભર કરે છે. ક્રમાનુસાર ઉદાહરણો નોંધીએ :

પહેલું શ્રવણનું, કવિ રાજેન્દ્ર શુક્લ :

*કઙ્કણને કિણકાર મધુર આ*
*કઈ તરજ છેડાઈ રહી કે —*
*રોમ રોમ તું રમણા રૂપે*
*રેશમ રેશમ સૂર સરે છે.*

બીજું ગન્ધનું, કવિ રાજેન્દ્ર શાહ :

*ને વાયુની લહર મહીં વેરાય શી મન્દ મન્દ*
*ત્હારી વેણી થકી પ્રકટતી કુન્દ કેરી સુગન્ધ !*

ત્રીજું સ્વાદનું, કવિ ચિનુ મોદી :

*મળી દૃષ્ટિ પ્હેલી, સ્મરણ મધુરું હોય સ્મરતાં*
*(ઝીણું અશ્રુ, ગાલે ઝટ દઈ ઝૂક્યું હોઠ પર, તો)*
*મ્હને ખાટું લાગ્યું.*

અને ચોથું સ્પર્શનું કવિ હરીન્દ્ર દવે :

*તવ શ્વાસોનો સ્પર્શ*
*હૃદય પર મલય લહર મનભાવન.*

કલ્પન અને ત્હેની ઇન્દ્રિય ગ્રાહ્યતાનો આ ઉપરથી ખ્યાલ આવી શકશે. હવે ઇન્દ્રિયવ્યત્યયની વાત. જે તે ઇન્દ્રિયના વિષયનો બોધ તે તે ઇન્દ્રિય દ્વારા કરાવવાને બદલે કવિ જ્યારે એક ઇન્દ્રિયના વિષયનો બોધ બીજી ઇન્દ્રિય દ્વારા કરાવે છે ત્યારે કવિતામાં જે વિશિષ્ટ ઘટના બને છે તે જ ઇન્દ્રિય વ્યત્યય. ઉદાહરણ તરીકે જોઈએ પ્રહ્લાદ પારેખની જાણીતી પઙ્ક્તિ

*આજ અન્ધાર ખુશબોભર્યો લાગતો.*

અન્ધકાર એ આંખનો વિષય હોવા છતાં ત્હેનો અવબોધ નાક દ્વારા કરાવી કવિ અન્ધકારનું રૂપ જ જાણે કે પલટી નાંખે છે અને ત્હેનો ચમત્કારક, વધુ સમૃદ્ધ અનુભવ કરાવે છે.

ઉમાશઙ્કરે ઇન્દ્રિય વ્યત્યયના ઉદાહરણ લેખે સ્નેહરશ્મિની એક પઙ્ક્તિ ચીંધી છે. 'અન્ધકારના દૂર પડઘા પડે' એ વાંચતાં અન્ધકારના નહિ, અજવાશના પડઘાની, નવીનતમ કવિ વારિજ લુહારની, એક પઙ્ક્તિ સાંભરે છે :

*'અજવાશના પડઘા પડે છે આંખ ખોલો'*

અહીં અજવાશના પડઘાની વાત કહ્યા પછી ત્હેને જોવાની વાત કરી છે ત્હેનો ચમત્કાર સ્વયં સ્પષ્ટ છે.

ઇન્દ્રિયવ્યત્યયની લાક્ષણિક પ્રયોજના માટે કવિ ઉમાશઙ્કરની જ આ પઙ્ક્તિઓ જુઓ :

*'ફોરમોની વીણા બજી રહી છે લોહી વહેણમાં ભળવાને.*
*કિરણોનો સ્વાદ રોમ રોમ ભલે લઈ લે જરી,*
*લહરીની લટને પંપાળી લે.*

અનુભવને મૂર્ત-ઇન્દ્રિયપ્રત્યક્ષ કરવાના અને ત્હેનો ચમત્કાર સર્જવાના કવિકીમિયાના ફળસ્વરૂપ અહીં ફોરમોનો અવબોધ કાન દ્વારા અને કિરણોનો જીભ દ્વારા કરાવવાનું બન્યું છે તે સમજાય છે. અને હવે જુઓ કવિ યયાતિ કૃત 'શ્રાવણની એક બપ્પોર'ના દર્શન-વર્ણનમાં ઇન્દ્રિયોની ગ્રહણશીલતાને ઉદ્બોધન અને તે દ્વારા અનુભવગ્રહણ કરાવવાનો એ'વો જ કવિકીમિયો અર્થાત્ ઇન્દ્રિયવ્યત્યનો લીલાપ્રસાર.

*'કાળી કટ્ટી કોયલડીના ગળચટ્ટા કલશોર*
*વીંધી નાખે મનના મ્હારા પતઙ્ગિયા શા પ્હોર;*
*બોર બોર આંસુડાં વાવ્યાં ખારી મીઠી આંખે*
*અન્ધારાના છોડ પાંગર્યા ઘેઘૂર ઘુવડ-પાંખે.'*

આ પઙ્ક્તિઓનું વિવરણ જરૂરી નથી. અહીં 'મીઠો અવાજ'ની પરિચિતતા સામે 'ગળચટ્ટા કલશોર'ની નવીનતા કે તાઝપ આકર્ષણ કરી રહે છે. કલ્પનની ચમત્કૃતિ ત્હેની તાદૃશતા જેટલી જ ત્હેની તાઝગીનેય આભારી છે. કલ્પનગત ચિત્ર અને ત્હેની વ્યઞ્જકતાનો બોધ ઇન્દ્રિયો દ્વારા થાય છે. જે ઇન્દ્રિયનો જે વિષય હોય તે જ વિષયનો બોધ કલ્પન કરાવે અથવા જે ઇન્દ્રિયનો જે વિષય હોય ત્હેનો નહિ, અન્ય વિષયનો કરાવે બન્ને ચમત્કારક નીવડે અવશ્ય, પણ ચમત્કૃતિ સીધા બોધ કરતાં અધિક વ્યત્યય દ્વારા થતા બોધમાં રહેલી છે અને એથી જ કવિઓ એ'નો વધુ આશ્રય લેવા લલચાય છે. અલબત્ત, અભિવ્યક્તિનાં બધાં આલમ્બનો સામે છે, તેવો જ કૃત્રિમતા કે કૃતકતાનો ભય આની સામે ય ઊભો જ છે તો.

ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો બેરોક (Baroque) અને રોમેન્ટિક(Romantic) યુગોની કવિતામાં આ ઇન્દ્રિયવ્યત્યયનો વિશેષ ઉપયોગ થયો છે. બોદલેર(Baudelaire) કૃત 'કોરસ્પોન્ડન્સીસ' ('Correspondances') (૧૮૫૭) અને રેંબો(Rimbaund) કૃત 'વોયેલિસ' ('voyelles') (૧૮૭૧) એ સોનેટો તથા હુસમેન(Huysman) કૃત 'એ રિબોઅર્સ' (A Rebours) (૧૮૮૪) નવલકથાથી ઇન્દ્રિય વ્યત્યયની પ્રયુક્તિ ખૂબ પ્રચાર પામી છે. એ પછી તો હવે અર્વાચીન કવિતામાં અને કાવ્યવિવેચનમાં 'ઇન્દ્રિય વ્યત્યય' એક ઘણી મહત્ત્વની સંજ્ઞા બની રહી છે.

(અપ્રકાશિત વિવેચનસંગ્રહમાંથી)



## સાભાર સ્વીકાર

**અનન્ત એકાન્તે :** સદ્ગત વ્રજલાલ દવેના મરણોત્તર પ્રકટ થયેલા આ કાવ્યસંગ્રહનું સમ્પાદન વિનોદ અધ્વર્યુએ કર્યું છે. આ સંગ્રહમાં કવિના પ્રથમ કાવ્યસંગ્રહ 'એકાન્તોની સોડ'માંનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. પાકું પૂઠું, પૃ. ડિમાઈ ૧૯૨, પ્રકા. નવભારત સાહિત્ય મન્દિર, દેરાસર પાસે, ગાંધીરોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, રૂ. ૧૦૦.

**આંખોના આકાશમાં :** શ્રી લલિત રાણા 'આતશ'નો બીજો ગઝલ સંગ્રહ. કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૯૬, પ્રકા. પ્રાપ્તિસ્થાન આતશ પ્રકાશન, ૧૫બી, જ્ઞાનકુંજ સોસાયટી નં. ૧, ભાદરણનગર સામે, ન્યૂ સમા રોડ, વડોદરા ૩૯૦ ૦૦૮, રૂ. ૪૦.

**ઝંઝાવાત વચ્ચે ફૂલ :** કેન્સરની બીમારીમાં સપડાયેલી તરુણ વયની ગીતાઞ્જલિની અંગ્રેજીમાં લખાયેલી પ્રેરણાદાયી નોંધપોથી અને રચાયેલાં કાવ્યોનો આ ગુજરાતી અનુવાદ રમણીક સોમેશ્વરે કર્યો છે. મૂળ અંગ્રેજીમાં લખાયેલાં ૧૧૩ કાવ્યોમાંથી અહીં ૨૭ કાવ્યોના ગુજરાતી અનુવાદ આપવામાં આવ્યા છે. કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૮૦, પ્રકા. વિચારવલોણું પરિવાર, 'અવિચલ', શાસ્ત્રીમાર્ગ, બાકરોલ રોડની સામે, વલ્લભવિદ્યાનગર ૩૮૮ ૧૨૦.

**ફૂલોનો કવિ પ્રિયકાન્ત મણિયાર :** પોતાના શોધનિબન્ધના આ એક પ્રકરણમાં શ્રી અરુણ કક્કડે પ્રિયકાન્ત મણિયારનો સંક્ષિપ્ત જીવનપરિચય, કવિવ્યક્તિત્વ, કવનવિષયો, કાવ્યસ્વરૂપો, પ્રયોગશીલતા, આધુનિકતા આદિ મુદ્દાઓને ચર્ચ્યા છે. કાચું પૂઠું, પૃ. ડિમાઈ ૯૨, પ્રકા. પ્રવીણ પ્રકાશન પ્રા. લિ. લાભ ચેમ્બર્સ, મ્યુ. કોપો. સામે, ઢેબર રોડ, રાજકોટ.

## રસાત્મકમ્

### સર્વગત લય

રાજેન્દ્ર શાહ

નગરના ધોરી માર્ગ પર મ્હારું ઘર
નિરન્તર —
        જનગણ-વ્યવહાર-વાહનોની
                    — અવરજવર.

સદૈવ એક અવાજ,
સર્વ ભિન્ન ધ્વનિનો સમૂહગત
                    ઘોર નાદ,

જાણે કે અન્તરિયાળ
    મહાસાગરના તરઙ્ગની
    ગહન ઘેઘૂર ગાજ.

ત્યાં
તટસ્થ ઘર
સમાહિત રવનો છે સર્વગત લય
જાણે
        સમષ્ટિનું સ્પન્દિત હૃદય.
છું સભાન,
નિજી કાર્યમહીં કિન્તુ રહે નહિ ધ્યાન;
પામે તિરોધાન —
સકલ કર્મનું એક પ્રફુલ્લ કમલ —
એને પરિમલ —
    એનો આવિર્ભાવ લહું
    સ્વરૂપે અવર
            — વહન-તીરને મ્હારે ઘર.

### વૃક્ષ

જગદીશ ત્રિવેદી

પ્રેમમાં પડતાં પહેલાં
કે પછી—
ખોઈ બેસે છે માણસ
આગળપાછળ જોવાની દૃષ્ટિ—
પછી આજુબાજુનો
કે પરિણામનો
ક્યાં રોકાય છે કરવા વિચાર !
મ્હારાથી પણ થઈ ગઈ એ'વી ભૂલ !
અને—
સકલ ઋતુની પલેપલ
નજર સામે રહેતા
વૃક્ષના
પડી જવાયું પ્રેમમાં !
આજે તો હવે
વૃક્ષને ચાહતાં ચાહતાં
થઈ જવાયું સ્વયં વૃક્ષ !
પગ ઊંચકીને હવે
એકાદ ડગ માંડવાનીયે
ફૂટતી નથી ઇચ્છા—
અફાટ થડ જેવા
થઈ ગયા છે ભારેખમ પગ !
ખર્યા કરે છે મ્હારાં પાન
ઝઞ્ઝાનિલો — વાવાઝોડાં —
મ્હારી ડાળીઓના લીલમલીલા શણગાર
કરી મૂક્યા છે વેરવિખેર !
છતાં એક અજાણ્યું પક્ષી
ઊડી આવી અવારનવાર
બેસીને મ્હારી ખરબચડી ડાળ પર
ઘસે છે એ'ની અણિયાળી ચાંચ
અને કંઈ કેટલાયે ટહુકા મૂકી
જાય છે ઊડી !

## હયાતીના હસ્તાક્ષર

પ્રજ્ઞા પટેલ

કદાચ,
મ્હારી તો કવિતા જ
વેદનાના ગર્ભમાં
નવ-નવ મહિના નહીં,
પરન્તુ અગણિત ગૂંગળાતી ક્ષણો
વચ્ચેથી પસાર થઈને
હિબકતી હિબકતી
કાગળ પર વ્હેતી હોય છે.
અનકથ પીડા તો
મ્હારા શબ્દની જનની છે.
કંઈ કેટલીયે ઝઝૂમતી, ઝૂરતી ઉદાસીઓના
પદધ્વનિ સમ્ભળાયા કરે છે,
અફળાયા કરે છે મથામણોનાં વન આમતેમ,
ત્યારે
એક લીલ્લુંચટ્ટાક પાન ડાળીએથી ખરે
એમ મ્હારી કવિતા ઊગે છે મ્હારામાં.
મ્હારી હયાતીના
હસ્તાક્ષર કરવા જાઉં છું
અને એ મ્હને ક્યાંય દૂર દૂર ખેંચી જાય છે.



## બેસ, હવે તું

મેહુલ ત્રિવેદી

ત્હારા કરતાં લાભ સવાયા
એ'ની ઠોકરના સરવાળા ! બેસ, હવે તું.
એક એક એ પગલાં બોલે
કેમ જવાતું ત્યાં પગપાળા ! બેસ, હવે તું.

ઘણા લગાડી જોયા જેણે
વિવિધ હવાના રઙ્ગો,
શણગાર્યા વિધવિધ ઉત્સવના
જેણે સકળ ઉમઙ્ગો.
એ જ બતાવી જાણે આજે
કોણ કેટલા ધોળા-કાળા ! બેસ, હવે તું.
ત્હારા કરતાં લાભ સવાયા
એ'ની ઠોકરના સરવાળા ! બેસ, હવે તું.

કદીય ના જે સામે જોતા
કાલ હશે તે ભાઈ.
આંખો ભીની બાથ ભરે ને
આ તે નવી સગાઈ !
એ'નાં ભીનાં ઊંડાણે
ઉપહાસ નશીલા અતિ રૂપાળા ! બેસ, હવે તું.
ત્હારા કરતાં લાભ સવાયા
એ'ની ઠોકરના સરવાળા ! બેસ, હવે તું.



### કાવ્યસ્પર્ધા

**'વીતી ગયા સુખદ સૌ દિન આપણા એ'**

નિર્દિષ્ટ પઙ્ક્તિનો ઉપયોગ કરીને કે કર્યા વગર, પણ એ વિષય ઉપર એ જ છન્દમાં સૉનેટ રચના કરીને મે ૩૧ સુધીમાં મોકલવાની છે. બધી પ્રાપ્ત રચનાઓમાં જે ઉત્કૃષ્ટ જણાશે એને રૂ. ૨૫૧/-નું શ્રી વ્રજલાલ દવે પારિતોષિક આપવામાં આવશે.

## વાતો

ગીતા પરીખ

ચાલ, આપણે વાતો કરીએ !
વાતોમાં છો ખાસ કંઈ ના,
મનના મસ્ત ચમનમાં ફરીએ !
વાતે વાતે વણાઈ આવે
જે કંઈ શબ્દો ત્હેને વરીએ,
લાગણીઓના પૂરમહીં કે
વિચારના વમળે ના સરીએ,
બસ તરવાની મસ્તી કાજે
અન્તરના સમદરિયે તરીએ !
ભૂત-ભાવિની તરઙ્ગમાળે
અટવાઈ હું જાત ન ખોતી,
હરકત ના છો મરજીવા જ્યમ
ક્યાંય મ્હને કો મળે ન મોતી;
વર્તમાનની પળે પળે કો
લક્ષ્ય વિના છો કેવળ ઝરીએ !
ચાલ, આપણે વાતો કરીએ !
વાતવાતમાં અજાણતાં જો !
ક્યાંક અગમને અઞ્જલિ ધરીએ...!

## નવપરિણીતાનું ગાણું

કનુ સુથાર

કેવી ફૂટી છે મ્હને લાલી,
હો રાજ ત્હને જોઈને ફૂટી છે કેવી લાલી !
જોને રહું છું ફૂલીફાલી,
હો રાજ ત્હને જોઈને ફૂટી છે કેવી લાલી !
જાય રે ખોવાઈ મ્હારો દા'ડો ને,
રાત પણ-સોણલે ઉજાગરે ભરેલી !
જોબનની પૂનમ આ જેવી ઊગી કે,
વાતો અજવાળી થઈને રહેલી !
આમતેમ આમતેમ ફરતી રે આંખથી,
જોઉં છું મ્હને તું જેમ જુવે !
ઝાંઝર ને ચૂડીના ઝણકારે જાગતું,
શું રે આ અઙ્ગ અઙ્ગ રૂવે !
સેંથીમાં સોહતા સિન્દૂરને રઙ્ગ
સઙ્ગ રૂડો સંસાર મ્હારો મ્હેકે !
આયખાનું આભલું જો મેહે ઝૂક્યું,
ને માંહી ભાતીગળ મોરલો ગહેકે !
એ'વી ફૂટી છે મ્હને લાલી,
કે રાજ ત્હને જોઈને ફૂટી છે કેવી લાલી !
જોને રહું છું ફૂલી-ફાલી
હો રાજ ત્હને જોઈને ફૂટી છે કેવી લાલી !

## હાથ પડ્યા

જગદીશ વ્યાસ

હાથ પડ્યા પુસ્તકનાં આજે ઊલટસૂલટ પલટાવું છું પાનાં,
રોજ ઊઠીને શોધું છું હું જીવવા માટે નોખાં નોખાં બ્હાનાં.

પ્રવાસ કરતાં કોઈ, તો કરે જાતરા કોઈ,
અને પરણતાં કોઈ, તો કરે નાતરાં કોઈ;
તો ય ન લાગે મન તો આખર રોવાનાં સૌ છતરાયાં કે છાનાં.

આપણને તો ઠીક છે નથી કનડતું કાંઈ,
મન મારી બેઠા પછી શું પર્વત ? શું રાઈ ?
મળે જેટલું જ્યારે જે કંઈ માથે ધરીએ કદી ન કરીએ હા-ના.

## દુઃખ

પ્રવીણ પણ્ડ્યા

એ માત્ર ઓળો જ છે
જો
એ નક્કર પહાડ હોત ને
તો
એ'ની છાતીમાં ખાંચી ખાંચીને દારૂ ધરબી
એવો ભડાકો કરત
કે
એ'ના ભૂક્કે ભૂક્કા બોલી જાય.
હું જેવડો થાઉં
એવડો એ થાય,
હું જેવો થાઉં
એ'વું એ થાય;
ક્યારેક
તો
મ્હનેય ખબર નથી પડતી
કે
આ હું છું
કે
મ્હારું દુઃખ છે ?
મ્હારે
એ'ની સાથે આંખની યે ઓળખાણ નહોતી
પણ
બાપુજીમાં
એ એટલો ઊંડો ઊતરી ગયેલો
કે
મધરાતે 'હે રાઅઅમ હે રાઅઅમ'
એ'વા મણમણના નિસાસા નંખાવે,
અમે જાગીને એમને વીંટળાઈ વળીએ
ત્યારે
હાંફતી છાતી
અને
ચકળ-વકળ થતી આંખમાં એ દેખાય,
એમને
અગ્નિદાહ આપ્યા પછી
બારણે પગ મૂકી
પાછળ ફરીને જોયું
તો
ભસતાં કૂતરાંની આસપાસ
ક્યાંક ઊભો ઊભો
એ મ્હને જોતો હોય એ'વું લાગ્યું.
મન ખટ્ટેર્યું,
ઘસી ઘસીને નાહ્યો
રૂમાલથી બરાબર ડિલ લૂછ્યું
પણ
કાંઈક એ'વું હતું
જે
લુછાતું જ નહોતું.
કેટલીયે વાર
એ'ને લાત વડે ઉછાળતો-ફંગોળતો
દૂર દૂર સુધી મૂકી આવું છું,
ઘેર આવીને લોથપોથ થઈ ઢળી પડું છું,
બૂટ કાઢીને ફેંકું છું,
મોજાં ઉછાળું છું,
અને
મરેલા પગ જેવા મોજાંના આકારમાં
ફરીફરીને
એ'ને ઊડતો જોઉં છું.

## કહ્યું

હેમન્ત દેસાઈ

હા. કહ્યું — કહેવું પડ્યું તેથી કહ્યું,
દર્દ પૂછ્યા વિણ ન સામેથી કહ્યું !

કોઈને જે ના કહ્યું, ભાર્યું હૃદે
આપને તે આપ્ત પ્રશ્નેથી કહ્યું !

સદ્ય મૂંઝાયાં સુણી—ઉન્મન થયાં,
આવર્યું ના કે ન ધીમેથી કહ્યું !

બાહુમાં બાંધી લીધો ત્યારે ખરે,
પ્રેમથી ને સાવ પાસેથી કહ્યું !

શબ્દમાં પ્રકટ્યું નહીં તે શેષ પણ
કંઈ યથાતથ નેત્રપલકેથી કહ્યું !

તો હવે વિશ્રમ્ભ પામો — પીગળો,
લ્યો, અથેતિ સર્વ રીતેથી કહ્યું !

## સમજફેરથી

હેમન્ત દેસાઈ

સમજફેરથી શબ્દ પાછો ફર્યો છે,
ન કે મર્મ મ્હેં આઘો પાછો કર્યો છે !
દિવસના ઉદય ચન્દ્રનો થાય એ'વો
મધુર સાદ એ'નો મ્હને સાંભર્યો છે !
મચી ધૂમ તે તો ગગનને અડી ગઈ
અજમ્પો દબેલો ફરી ઊભર્યો છે !
ખીલેલી રૂડી સ્વસ્થતા પણ ખરી ગઈ
જખમ કોઈ જૂનો જરી ખોતર્યો છે !
રહ્યું તઝ તોખાર જેવું જ મન તો
મળ્યો તોષ તે કંઈ સતત આછર્યો છે !
બધું એમનું એમ હું ક્યાંથી લાવું—
ફરીથી ન એ'નો એ ટુહૂરવ સર્યો છે !

## જાણું છું, પણ બહેતર

ધીરેન્દ્ર મહેતા

વીખરાઈ જવું વાદળ બનીને
એ કરતાં બહેતર
જળ રહીને ભૂમિમાં શોષાઈ જવું...
મ્હને અબુધ જાણીને હસવા પહેલાં
એ જાણી લો,
અહીં રેતીમાં વહાણ હઙ્કારવા વિશે પણ
લોકો વાત કરતા હોય છે
એ હું જાણું છું
ભૂમિની ભીતર કેટલું ઊતરી શકાશે
એ હું જાણતો નથી,
પણ હું એ જાણું છું
સાતમા પાતાળેથી મ્હને શોષી લે
એવો પમ્પ લોકોએ શોધી કાઢ્યો છે.
મ્હને એ પણ ખબર છે,
એ રીતે શોષીશોષીને
મ્હને પાઈપોમાં ગૂંગળાવી મારવાના
પેંતરા અને પેરવીઓ એમણે રચી કાઢ્યાં છે;
કિન્તુ
એમને ભોંઠા પાડવા
વરાળ બનીને ઊડી જવું
અને પછી
વાદળ બનીને વીખરાઈ જવું
અને પછી
જાતને ખોઈને
આકાશ તરીકે ઓળખાઈને
કશું ન હોઈને પણ હોવાનો આડમ્બર રચવો
રાજા ઇન્દ્રના ધનુષનું નામ ધારીને
અભિમાનમાં મલકાઈ ઊઠવું...
આ સર્વેની ગમે તેટલી વાહવાહ હોય,
મ્હને ગમશે,
આ વૃક્ષોનાં મૂળથી ખેંચાઈને
એના રઝોમાં ભળી જવું...
વાદળ બનીને વીખરાઈ જવું
એ કરતાં બહેતર
જળ રહીને ભૂમિમાં શોષાઈ જવું....

## ઊર્ધ્વમૂલ

### ધીરુ મોદી

હું જ છું પર્ણ ને હું જ તરુવર મહા;
ગગનડાળે ચઢી મૂળ શોધું.
હું જ છું થાપ ને હું જ પખવાજ છું,
મૌનમહિમા તણો મન્ત્ર શોધું.
હું જ છું આભ ને હું જ છું કનકવો;
દોર છૂટ્ટા તણા હાથ શોધું.
હું જ છું ચરણ ને ચાલ પણ હું જ છું;
ધૂળમાં પગરવે છન્દ શોધું.
હું જ છું નાડીઓ, હું જ પોલાણ છું,
રક્તના ચાપમાં શ્વાસ શોધું.
હું જ છું રાન ને હું જ છું કેસરી;
કોણ પડઘી રહ્યું ! એ જ શોધું.
હું જ પઙ્કજ અને હું જ તો ભૃઙ્ગ છું;
રાતની વાતમાં સાર શોધું.

## ચાલ આપણે

### ધીરુ મોદી

ચાલ આપણે, ફૂલ બનીને ફૂલનાં સ્વાગત કરીએ;
ચાલ આપણે, પાન બનીને લીલો દરિયો તરીએ.

ચાલ આપણે, સાથે સાથે હાથ પકડતાં જોઈએ;
અન્ધારાની સાપણ ઝાલી ત્યાં અજવાળું કરીએ.

ચાલ આપણે ડુઙ્ગર થઈને વગડે ઊભાં રહીએ;
રુમઝુમ રુમઝુમ ઝરણું થઈને દરિયો જોવા જોઈએ.

ચાલ આપણે કોશેટાને અડતાં જરાક ડરીએ;
પતઙ્ગિયાનું ઝીણું રેશમ તૃણ-તરુવરમાં ભરીએ.

ચાલ આપણે પાન ખરે ત્યાં ઝીણા ટહુકા કરીએ;
ભીતરનો દરિયો ઢણ્ઢોળી જળ છણ્ટારવ કરીએ.

## સ્વગત

### ઉષા ઉપાધ્યાય

ત્હને ચમ્પાનું ફૂલ ગમે છે કે ગુલાબનું ?
ત્હને બોરસલ્લીની માળા ગમે
કે કર્ણિકારનાં ઝુમ્મર ?
ત્હને શું ગમતું હશે એ વિચારતી
હું બગીચામાંથી પુષ્પો વીણી રહી છું.
મ્હારી છાબ ફૂલોથી છલકાઈ ગઈ છે.
અને તો યે
મ્હારું મન મૂંઝાઈ રહ્યું છે.
ત્હને ગમતું ફૂલ આમાં હશે કે નહીં ?
તું આવશે,
ત્યારે હું ત્હને જે કંઈ આ ધરીશ તે
હે પ્રિય,
મ્હારાં શીતલ આંસુથી સિક્ત હશે.

## સૂરજ લઈ નીકળ્યાં

### ભરત વિઞ્ઝુડા

પોતપોતાનો સૂરજ લઈ નીકળ્યાં;
માપસરની સૌ સમજ લઈ નીકળ્યાં.

વસ્ત્ર ખઙ્ખેરો તો ખઙ્ખેરાય તે
ઊડતી થોડીક રજ લઈ નીકળ્યાં.

આપણે ઘડિયાળના કાંટાની જેમ
માત્ર ફરવાની ફરજ લઈ નીકળ્યાં.

એક પગ અટકે ને ચાલે છે બીજો,
લાલ-લીલો બેઉ ધ્વજ લઈ નીકળ્યાં.

શબ્દને મૂકી દઈને કોશમાં,
પઙ્ખીઓ જેવી તરજ લઈ નીકળ્યાં.

## અનગળ અનગળ

પ્રદ્યુમ્ન તન્ના

સકળ ભરી બ્રહ્માણ્ડ અનૂઠાં, વાટેઘાટે
  વેર્યાં છૂટ્ટે હાથ
અહો કંઈ અનગળ અનગળ
વા'લે મ્હારે વેર્યાં અચરજ અનગળ અનગળ !

મતિ ચડે ચકરાવે દેખી ઉર ઉમળકો ગળગળ
  ગળગળ
વા'લે મ્હારે વેર્યાં અચરજ અનગળ ! અનગળ !

વાયુ તણે પરપોટે પૂર્યાં, ધરા, સરિત ને પ્હાડ,
સાત બિલોરી સમદર કેરી ફરતી વીંટી જાળ !
  અહો કંઈ અનગળ અનગળ
વા'લે મ્હારે વેર્યાં અચરજ અનગળ અનગળ !

શ્યામ સઘન અન્ધારું બાહર, ભીતર ભૂરો વ્યાપ,
કહીં ઊભરતાં તેજ-છાંય, કહીં ઝલમલ
  ઇન્દરચાપ !
  અહો કંઈ અનગળ અનગળ
વા'લે મ્હારે વેર્યાં અચરજ અનગળ અનગળ !

કણમાં ભરિયા કોશ, બીજમાં વનરાવન ઘેઘૂર,
પ્રગટાવ્યો વડવાનળ જળમાં, શ્વાસ મહીં તે સૂર !
  અહો કંઈ અનગળ અનગળ
વા'લે મ્હારે વેર્યાં અચરજ અનગળ અનગળ !

ઘડીક ભાસે ચિર-પરિચિત, ઘડીક અકળ અજાણ,
હેજન દિયે હરદમ ખેલાનાં, પુલકિત પુલકિત પ્રાણ !
  અહો કંઈ અનગળ અનગળ
વા'લે મ્હારે વેર્યાં અચરજ અનગળ અનગળ !

## પળનો પારાવાર

પ્રદ્યુમ્ન તન્ના

નિત ઊભેલાં કાજનો ઘડીક અળગો કરી ભાર
મગન માણું પાંગર્યે જતી પળનો પારાવાર !

સતત રહે સરતી ચોગમ
  નવલાં ધરતી રૂપ,
ઓઢતી અહીં છાંય, ત્યહીં શા
  ઝળક ઝળક ધૂપ !
ઊતરે અચિન્ત ચીલ વળાંકે ઝોલતાં બીડ મોઝાર !
મગન માણું પાંગર્યે જતી પળનો પારાવાર !

લેરખી ભેળી લટકે આંકે
  મ્હેંકને ભીની રેખ,
ડુંગર-ખીણે પડઘા દેતી
  મોરની થઈ ગ્હેંક !
લળુમ્બ ઝળુમ્બ આભથી ઝરે જળની અગણ ધાર
મગન માણું પાંગર્યે જતી પળનો પારાવાર !

ઉગમ કાળથી આમ જુઓ તો
  એ જ ધરા-અવકાશ,
તોય તે તેજલ વીજ સરીખા
  તરલ એ'ને પાસ;
ચિર પરિચિત અકળ સકળ બદલે શા અણસાર !
મગન માણું પાંગર્યે જતી પળનો પારાવાર !

❑

## જવું

હર્ષદ ચન્દારાણા

આંગળીનું અડકતાં જ ધ્રૂજી જવું,
વાળમાં ફૂલનું સ્હેજ મલકી જવું.

માંગ્યું મોંસૂઝણું થાય છે ઝળહળાં,
હોઠ પર હાસ્ય ત્હારું શું ઊગી જવું

ઘાટના પગથિયે જોઈ ન્હાતી ત્હને,
તે તરફ આ નદીનુંય છલકી જવું.

તું મ્હને સાદ દઈને શિખર થઈ ગઈ,
ખીણ થઈ મ્હારું પડઘાઈને રહી જવું.

વાટમાં છું પરબ-જળ સમો છલકતો
આવ, તું લઈ તરસ, ઇચ્છું : ખૂટી જવું.

ગાઢ વનમાં જુએ રાહ આ નેસડો
ત્હારું કેડી સમું પાછું ભટકી જવું.

આભનાં વસ્ત્ર પર રજ્જ છાંટી તરત
સૂર્ય નાઠો અને સાંજનું રહી જવું.

છાતીના પત્થરે કોતરાઈ ગયું,
આંખની ક્ષિતિજે ત્હારું ડૂબી જવું.

## પહેલો પુરુષ એકવચન

કરસનદાસ લુહાર

મનવગરનું કોઈ મનન છું હજીય હું,
શબ્દો મહીં અવ્યક્ત કથન છું હજીય હું.

'હું'માંથી બા'ર નીકળે છે ક્યાં કદીય હું ?
પહેલો પુરુષ, એકવચન છું હજીય હું !

ક્યારેક સમ્ભળાશે અહીં જળનો ખળખળાટ :
બહેરી ધરાનું એ જ સપન છું હજીય હું.

ત્હારી અલકલટોથી અડપલાઈને પછી
ભોંઠો પડી ગયેલ વચન છું હજીય હું.

ઝંખે છે પ્રાણ ઊર્ધ્વારોહણ સતત અને
આ નિમ્ન વૃત્તિઓનું જતન છું હજીય હું.

વીણે છે તું હજુય મ્હને અડવા હાથથી;
કરચો થયું પણ ત્હારું સપન છું હજીય હું.

શાની છું એ ખબર નથી છે માત્ર ખ્યાલ એ
બસ એકધારી એક લગન છું હજીય હું.

શ્રદ્ધા મ્હને છે કે કદી શ્રદ્ધા નહીં ફળે;
નિષ્ઠા વગરનું સાવ નમન છું હજીય હું.

ત્હારા વિષેનું નિત્ય મનન છું હજીય હું;
ને તોય કેમ મ્હારું કથન છું હજીય હું !

## મુક્તકો

વિનોદ અધ્વર્યુ

અનન્ત છે આ
કાળ, શેં ઉતાવળી
ગોકળ ગાય ?

પતઙ્ગિયાને
પૂછે ફૂલ, આ કોટ
ઈમ્પોર્ટેડ છે ?

## ત્હારું ધામ

ચન્દા રાવળ

દૂર દૂરે શું હજીય ત્હારું ધામ ?
હું નહીં વિહ્વલ, વ્યથિત નહીં
પણ અધીર મન અવિરામ :
દૂર દૂરે શું હજીય ત્હારું ધામ ?
તવ પ્રસાદનો પડિયો મ્હેં તો
ચાહી ચાહીને ચાખ્યો,
સુખદુઃખ સઘળું મિષ્ટ-મધૂરું
એક્કે કણ ના રાખ્યો,
તૃપ્તિ ન તોયે ! સુધા દરશની
દમ દમ દમતી હામ.
દૂર દૂરે શું હજીય ત્હારું ધામ ?
અજિષ્ટ જર્જર, એ જ પાત્રમાં
દીવો મેં પ્રગટાવ્યો,
પ્રેમ સરિતમાં હ્દ-અમરિતમાં
હળવે હાથ વહાવ્યો :
વ્યર્થ ખોજવું તવ પ્રાંગણ
છે ઘાટ ઘાટ જવ નામ !
દૂર દૂરે શું હજીય ત્હારું ધામ !

## ગઝલ

કિરીટ ગોસ્વામી 'કલાત્મક'

એક ભ્રામક ખ્યાલમાં જીવે હજી
આપણું મન કાલમાં જીવે હજી !
સૂર નૂતન કોઈને ક્યાં સાંપડે;
સૌ જૂના લય-તાલમાં જીવે હજી !
યાર ! મસ્તીખોર પેલું બાળપણ,
સન્તરાંની છાલમાં જીવે હજી !
નફરતોના શ્હેરમાં બે-ચાર ઘર
એક મૂઠ્ઠી વ્હાલમાં જીવે હજી !

## બાલ્ય કાણ્ડ

પ્રાણજીવન મહેતા

રૂંઢાં શાં અમ રહ્યાં ઊભાં ખેતર ઢાળ,
ચાંચ ખોલતી ઊડી ચકલી કીકી વચાળ.
બાજરકણમાં જીવ આપણો બાંધે માળો,
સેઢે બેઠો ચલમ ફૂંકતો પવન ધુમાડો.
સીમ ઓગળે હથેળી વચ્ચ એમ જાણે કે—
પણે પતઙ્ગિયું જાત રઙ્ગતું એક લસરકે.
ચાડિયાને તે કશું કૈં પગ ફૂટ્યા જાણે,
હડી કાઢતો ખિસકોલીની પાછળ અટાણે.
બન્ધ મુઠ્ઠીમાં બચપણ ગયું સાવ પીગળી,
તોય મ્હારા પડછાયાને રહ્યો હું વળગી.
કિચૂડ કોસમાં વાવ કટકે કટકે ઠલવાય,
પાછા ઠેલાતા બળદ ખરીમાં વય વમળાય.

## ગોરમ્ભ

દેવેન્દ્ર દવે

ગ્રન્થાલયે કવિત-વાચનમાં (જુદાઈ
વેળા સમે) મૃદુ રવે કરું છન્દ ગાન,
આષાઢનું ગગન શ્યામલ મન્દ છાઈ
મન્દારપુષ્પતણી સૌરભની ઉડાન !
હું ઓતપ્રોત અલકાતણી રમ્ય વાટે
યક્ષે લહ્યા વિરહવ્યાકુલ એ બયાન
ઘેરી વળે હૃદયને વસમા સપાટે !
થમ્ભે જરાક પળ, સૃષ્ટિની સાનભાન !
ગોરમ્ભ વાદળતણો — ગગડે નિનાદ !
ને મસ્ત મોર-ટહુકો દૂરની ઘટામાં,
ઝીંકે ઝડી તડતડાતડ આભ, સામા
ફેંકાય શા લયહિલોળ ભરેલ સાદ !
વાતાયને ગગનમેઘ ભણી નિહાળું
હું યક્ષ તો બની જતો -ચખ શેંય ખાળું ? !

# એક બનવા જતી કવિતા

## ફિલિપ કલાર્ક

કંઈક અજુગતું થવાનાં એંધાણ
સૂક્કાં પાંદડાંની જેમ ઊડતાં આવે હવામાં
વિહ્વળતા ફરવા લાગે સડકો ઉપર.
વાગ્યા કરે ફોનની ઘણ્ટડી.
રિસીવર ઉપાડવાનો ય, આવે કણ્ટાળો
રૉંગ નમ્બર કહી પછાડીએ રિસીવર,
'સાલું કેવું છે વાતાવરણ
આપણી સાથે સાથે
મોસમનું ચક્ર પણ ફરી ગયું છે !'
બળાપો વ્યક્ત કરતા મિત્રો
જીવવાની રીત મુકાઈ જાય ગજવા વિનાના ખમીસમાં
ગેરરીતિઓથી ધબકવા લાગે સમાજના પ્રાણ.
સત્યને થૂંકી નાખીએ થૂંકદાનીમાં
અસત્યને ચગળ્યા કરીએ ચ્યૂઈંગગમની જેમ
વાસ્તવિકતાને વીંધી નાખીએ
લથડિયાં ખાતા પડીએ પરિસ્થિતિનાં પગથિયાં ઉપર
હાય, કરતા રહીએ
સમય ચાલ્યો જાય નૉનસ્ટૉપ,
હતાશા ઓગળવા લાગે આંખોમાં
દિવસ આખો કળતર થઈને વ્યાપી જાય પીંડિયુંમાં;
વાસનાની અલપઝલપમાં ઊડી જાય ઊંઘનો બલ્બ
'ડિમ લાઇટ' જેવું બની જાય વાતાવરણ
ટ્રેન ચૂકી ગએલા આપણે
બની જઈએ વિહ્વળ
પડખું ફેરવવા કરીએ પ્રયત્ન,
પાછી સવાર
દિવસનો અસબાબ,
સપનાં ખંખેરી નીકળી જઈએ શહેરમાં.
બ્લૅક ઍન્ડ વ્હાઇટ આંખો
રઙ્ગીન ટી.વી.ના ચાલે ભાવતાલ
આપણે આપણામાં હોઈએ નહીં
મળવા આવનાર વળી જાય પાછાં
બારીબારણાં જેવું હોતું નથી આદતને
પડ્યા હોઈએ ખૂણામાં ટૂંટિયું વળીને
દુઃખમાં જીવતા આપણે
સુખ મળતાં જ બની જઈએ બેચેન.
દીવાલો બાંધીને ડોકિયાં કરવાનું હજી ભુલાતું નથી.
વળી દિવસે દિવસે ઊંચી થતી દીવાલો.
કહેવાની વાતો ઘૂમરાયા કરે ભીતરમાં
ખવાઈ જાય શબ્દો
તૂટી પડીએ કાચા પુલની જેમ.
ક્રેડિટ જેવું મળે નહીં ને
ચલાવીએ ક્રેડિટ સોસાયટીઓ !
બની જઈએ ખુરશીના ગુલામ,
આઝાદીના લીરા ઊડીને ખેંચાઈ આવે શ્વાસમાં,
આંખના લેન્સને સરખો કરવા, જઈએ ત્યાં,
બની જાય, શું નું શું ! આવવા લાગે ચક્કર
બરબાદીને આવકારીએ
આબાદીને આપીએ જાકારો.
માટીની સુગન્ધનાં ગીતો સાંભળતાં સાંભળતાં
ખોવાઈ જઈએ સિમેન્ટ કૉંક્રિટના જઙ્ગલમાં.
સગવડોને ચાવી જઈએ ગુટખાની જેમ,
નિયમોને ફૂંકી નાખીએ સિગરેટમાં....
આવે ઓડકાર લમ્બાવીએ થાળીઓ
ભૂખને મુખ્ય વિષય બનાવી બની જઈએ ગૌણ,
થઈ જઈએ સ્યુગર કોટેડ,
બનાવટી રજિસ્ટરો, ખોટી સહીઓ,
શઙ્કાથી સિવાઈ જતા હોઠ,
ઇચ્છાઓ લમ્બાયા કરે, બની જાય સરક્યુલર રૂટ
માણસના ટોળામાં માણસ મળે નહીં.
વૃત્તિઓને ચડાવીએ ગિલેટ
અને દરવાજે મૂકીએ નેઇમ-પ્લેટ.'



## વચાળે

જિતુ પુરોહિત

જે કશું મણની વચાળે.
એ જ છે કણની વચાળે.
ચોતરફ રેતી જ રેતી,
ધીખતા રણની વચાળે.
આંખ શોધે છે ચહેરો,
આજ દર્પણની વચાળે.
ભેદ જેવું કૈંક લાગે;
વીતતી ક્ષણની વચાળે.
આપ્તજન હોવું જરૂરી;
એક-બે જણની વચાળે.

## પિયુમિલનની આશ

માવજી મહેશ્વરી

ઘરમાં ચાલે તાતાં તીર
ખેતર છલકે ખારાં નીર
સૂની ડેલી સૂનાં દ્વાર
છે સઘળું પણ સામે પાર.
સૂરજ સૂવે જાગે જાત
ચોપાસે ઘેરા આઘાત
રુમઝુમ કરતી આવે રાત
નિઃસાસામાં ડૂબે વાત.
વાદળ ગરજે આઠે પો'ર'
ઘર પછવાડે બોલે મોર
ઝીણા ઝરમર વરસે મેહ
ટીંપે ટીંપે સળગે દેહ.
તારા આપે મીઠા કોલ
ચાંદો કે'તો બારી ખોલ
ખારાં જળમાં તડપે મીન
છે કો મ્હારા જેવી દીન ?

## વિપાશા

રાજેન્દ્ર શાહ

તું છો શિશિર-સૂર્યની રતિ, તરઙ્ગિણી નિર્મલા !
અહીં ગિરિપથે પદેપદની ઠેકથી નર્તતી
નિરઙ્કુશ, સ્વ-ભાવના ઉદય જેમ કૈં વર્તતી,
અતીન્દ્રિય તન્દ્રી-પ્રબુદ્ધ કરતી — સ્ફુરન્તી કલા !

તું છો નિજ-નિમગ્ન, જલ્પનમહીં નિજી મુગ્ધ હે !
પ્રશાન્ત અવકાશની મધુર છાન્દસી તું શ્રુતિ,
ત્વદીય રવથી દિશા સકલની કશી નિર્વૃતિ !
અને તરલ વાયુ તેય લય જાળવીને વહે.

તટસ્થ તરુ જેમ સંસ્થિત હું; પર્ણની હીંચ-શી
હળુ હલક ચિત્તની — મુદિત કોળતી — ઊર્મિની;
કિયાં ગહનથી કિકીદિવની ચૈ'ક સંસ્ફૂર્તિની !
અહો સ્વરસમૂહની મધુરિમા લહુ આંજતી !
હું એક ક્ષણ તો તિરોહિત, — ન જોઉં કેવો કહીં !
હું એ જ ક્ષણ —વારિ- સીકર ઝિલન્ત ભીનો અહીં !

કિકીદિવ - હિમાદ્રિનું એ નામનું પક્ષી (Magpie)

## વિજોગણ

કનુ સુથાર

તારલા જોઈને મ્હારી રાતો વિતાવું
  વ્હાલા, તારલા મહેલી લાંબી રાતો !
આભમહીં ચાંદલિયો ઊગતો હું ભાળું,
  વ્હાલા, સગ્ર સગ્ર મીઠી કરું વાતો !
અધરાતે વાયરો અડકે ને અડ્યથી,
  ફરકે આ પાલવની કોર !
કોઈ રે ન જુએ એમ એ'ની રે આડમાં,
  સાંભળતી ટહુકન્તા મોર !
વહેલી પરોઢ મહીં આંખડી ઘેરાય,
  વ્હાલા, પોપચાંમાં મણ મણના ભાર !
દા'ડે નહિ નીંદ, નહિ રાતેય એમ,
  વ્હાલા, સોડ વિના સૂની હું નાર !

## પારાવાર થા !

'ઉશના'

જાતે જલી જાવા પ્રથમ તૈયાર થા,
તો ચાંદની પર ચલ, હવે અસવાર થા !
ક્યાંયે નથી એ તું અગર પુરવાર કર,
સર્વત્ર છે એ'નો પછી સ્વીકાર થા !
ઝીલી શકે ના ભાર છતનો ભીંત જો,
એ ભીંતનો તું સ્તમ્ભ થૈ આધાર થા !
પત્થર બનીને બોરડીને ઝૂડ મા,
સ્હેજે મળે એ'નો જ પુરસ્કાર થા !
ના કર ભરોસો નાખુદાનો, તું જ થા-
ત્હારો ખુદા ને તું જ તારણહાર થા !

દેશે નહીં લોકો સુખેથી જીવવા,
સૌની નજરનો આમ ના દીદાર થા !

સૌન્દર્ય ત્હારું માય ના જો ચાંદમાં,
તો આવ મ્હારી ગઝલમાં સાકાર થા !

દરિયો ઉલેચી રિક્ત થા 'ઉશના' પ્રથમ,
એક્ બુન્દમાં છલકીને પારાવાર થા !

## 'ઝળહળ-નગર'

'ઉશના'

વાદળ વિશે, વર્ષા વિશે, ગોરમ્ભ કોઈ વાતને;
ટહુકો ભરીને કણ્ઠમાં ગ્હેકાવ સૂની રાતને !

આઘે નથી 'ઝળહળ-નગર' પ્હોંચી શકું એક દોટમાં,
છોડી શકું છું ક્યાં પરન્તુ ઉફ ! હું મારી જાતને ?

હું સૂર્યનો વારસ થવાનો શી રીતે દાવો કરું ?
તાગી શક્યો છું ક્યાં હજુ અન્ધારની ઓકાતને?

દરિયા ભરું મ્હારી વ્યથાના ગઝલમાં, અથવા કહે
તો ચીતરું એ'ની અનોખી મેઘધનુષી ભાતને !

તો લે હવે તરતી મૂકું એક લ્હેરખીમાં શબ્દની,
ક્હે, સાચવું હું ક્યાં સુધી આ મ્હેકની મિરાતને ?

## શોધ

મૌન બલોલી

મ્હને ઓળખાતી હોય
એ'વી આંખોની શોધમાં
હું રોજ સવારે
ઘેરથી નીકળી પડું છું.

લાલપીળી આંખો કરતાં
ટ્રાફિક સિગ્નલોને વટાવતાં વટાવતાં
એકબીજાને ઓવરટેક કરવાની આદત
મ્હારા નગરના લોકોને પડી ગઈ છે.

એકબીજાને સાઇડ નહિ આપવાની હરીફાઈમાં
ઓવરબ્લડીંગ થતી કો-ઓપરેશનની લીફ્ટ
આડેધડ દોડતા વાહનોના પગ તળે
ચગદાયા કરે છે.
"સાલું, આ નગર...
ક્યારનું આંખ મીંચીને દોડ્યા કરે છે,
ગૂંચવાયા કરે છે,
છતાં એ'નામાં
કેમ કશો ફરક પડતો નથી ?"
ત્યાં તો કપડાં પર
ચાર દિવસથી સાચવી રાખેલી
ઇસ્ત્રીની ગડી
બેચાર દિવસના
થાકેલા વરસાદના લોહીથી ખરડાય છે...
ને આંખ મીંચીને દૂર દૂર દોડી જતા
વાહનમાં પગને જોઉં છું,
લાંબા હાથે
એ'ની નમ્બર પ્લેટને ભાંડું છું.

મોડી રાતે ચમ્પલ ઉતારતાં ઉતારતાં
ભાડૂતી ઓટલે
ટૂંટિયું વાળીને આંખ મીંચીને
આડા પડેલા કૂતરાને જોઉં છું.
અને દિવસભર રસ્તા પર
આંખ મીંચીને આડેધડ દોડતાં
વાહનો, મકાનો, ઓફિસો
વગેરે વગેરે યાદ આવે છે.

## બચીબાઈનું ગીત

ભગીરથ બ્રહ્મભટ્ટ

બાઈ બચી ભૂતનીય વટલાવે ચોટલી !
ઉપરના બખતરને હેમખેમ રાખીને હડપી લે ભીતરની ગોટલી !
પગલાં તો ઠીક ભલા ચરણોને ચાખીને
કાળતણા કાગળને કોતરે,
ઉમ્બરના સ્હેજસાજ અણસારે અણસારે
ભવભવના વીંટાઓ જોતરે
ધોધમાર ચોમાસે આષાઢી હેલીયુંમાં શણગારે રેતીની ઓટલી !
વાણીનાં બીજ બધાં કેડી પર પાથરીને
મતલબનાં મધઝાડ વાવતો.
ઘટ્ટાળા છાંયડાની દૂંટીમાં બેસીને
ટહુકાની કાંકરિયું મારતો :
ફૂલોની જાણ બ્હાર સૌરભના શબ ઉપર શેકે છે પોતીકી રોટલી !

## મણકા છીએ અમે

લલિત ત્રિવેદી

ચોરાસી લાખ જાપ અધૂરા છીએ અમે,
જન્મોના પારાવારના મણકા છીએ અમે.

આકાર આ અમારો તદાકાર ના થયો,
લોહીની તીક્ષ્ણ ધારના મણકા છીએ અમે.

એમાં રહી રહી અને ખરબચડા થૈ ગયા,
આંખોના નીરક્ષીરના મણકા છીએ અમે.

સાષ્ટાંગ થૈ ગયા છે મણકા અમે, નકર,
રુદ્રાક્ષના પ્રકારના મણકા છીએ અમે.

એક્કેક રજ્જ ટેરવે પ્રોવી દીધો અમે,
ઇચ્છાની આરપારના મણકા છીએ અમે.

## કરું શું દિલ્લગી ?

'ઉશના'

કેવી ફળી છે જો ખુદા ત્હારી મ્હને આ બન્દગી !
જીવું જાણે એકમાં હું સેંકડોની જિન્દગી !

ચાલ્યા કરું છું હું સતત ને તોય જ્યાંનો ત્યાં જ છું,
પગમાં પડી છે હાય રે ! ઝગ્ઝારથી આવારગી !

કાઢું ધુમાડા પેનથી, સિગરેટથી કાગળ લખું !
કોને ખબર ક્યાં લઈ જશે આખર મ્હને દીવાનગી !

સૂકાયલા વાસી ફૂલોમાં રજ્જ છે, ના ગન્ધ છે;
ચલ આપી દે જખ્મો નવાં આવે બદનમાં તાજગી !

છું હું છલોછલ એટલે તો દોસ્ત, છલકાતો નથી;
કે ચાર દિનની ચાંદની સાથે કરું શું દિલ્લગી ?

# મનસુખલાલ ઝવેરી

ધીરુ પરીખ

ત્રીશીના કવિવૃન્દમાં મનસુખલાલ ઝવેરીનું નામ નોંધપાત્ર ગણી શકાય. ૧૯૦૭ના ઓક્ટોબરની ત્રીજી તારીખે જામનગરમાં એમનો જન્મ અને પ્રાથમિક માધ્યમિક શિક્ષણ ત્યાં લઈ ૧૯૩૧માં મેટ્રિક થયા તથા ભાવનગરની શામળદાસ કોલેજમાંથી ૧૯૩૫માં બી. એ. અને ૧૯૩૭માં એમ. એ. થઈ ગુજરાતીના અધ્યાપનના વ્યવસાયમાં સ્થિર થયા. પ્રારમ્ભે મુમ્બઈની રુઇયા કોલેજમાં અધ્યાપનકાર્ય કર્યું અને ૧૯૪૦થી ૧૯૪૫ દરમિયાન રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કોલેજમાં અધ્યાપક અને ઉપાચાર્ય પદે પણ રહ્યા. વળી પાછા ૧૯૪૫થી ૧૯૫૮ સુધી મુમ્બઈની સેન્ટ ઝેવિયર્સ કોલેજમાં જોડાયા. દરમિયાનમાં ૧૯૫૬માં મુમ્બઈના આકાશવાણી કેન્દ્રમાં વાર્તાલાપના કાર્યક્રમમાં નિર્માતા તરીકેની સેવાઓ આપી. ૧૯૫૮થી ૧૯૬૩ દરમિયાન પોરબન્દરની માધવાણી આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજમાં આચાર્ય તરીકેની સેવાઓ આપી. ત્યાંથી ફરી પાછા મુમ્બઈ ગયા અને ૧૯૬૬માં કલકત્તાની બી. ઈ. એસ. કોલેજમાં એકાદ વર્ષ માટે આચાર્યપદે નિયુક્ત થયા. આમ, એમની વ્યાવસાયિક કારકિર્દીનો મુખ્યાંશ અધ્યાપક તરીકેનો. ગુજરાતીના અધ્યાપક તરીકે તેઓ સજ્જ અને સફળ તેમજ વિદ્યાર્થીપ્રિય અધ્યાપક. આચાર્ય તરીકે પણ એટલા જ સફળ. એમાં એમની વહીવટીય દક્ષતા અને અધ્યાપકીય શિસ્તનાં દર્શન થાય. મનુષ્ય તરીકે અને શિક્ષક તરીકે એ વત્સલ હતા. સ્વભાવમાં આકરાપણું ખરું, પરન્તુ હૃદયમાં એ'વી જ આર્દ્રતા પણ ખરી.

એમણે લેખન-કારકિર્દીનો આરમ્ભ કવિતાસર્જનથી કરેલો. સંસ્કૃત અને અઙ્ગ્રેજી સાહિત્યની પ્રશિષ્ટ કૃતિઓના અધ્યયન-અનુશીલનથી ત્હેમની સર્જક-ચેતના રસાઈ હતી. એમનું પ્રથમ સર્જન ખણ્ડકાવ્ય 'ચન્દ્રદૂત' ૧૯૨૯માં પ્રકટ થયું તેમાં કાલિદાસના મન્દાક્રાન્તા અને કલ્પનાશીલતાનો પ્રગાઢ પાશ વર્તાય છે. એક રીતે તે 'મેઘદૂત'ની અનુકૃતિ છે. પણ એમાં એમની છન્દોશક્તિ અને સર્જક કલ્પનાનાં એંધાણ અવશ્ય કળી શકાશે. ત્યાર પછી એમનાં કાવ્યોનો પ્રથમ સઙ્ગ્રહ 'ફૂલદોલ' ૧૯૩૩માં પ્રકટ થાય છે અને એમની સર્ગશક્તિ સહુનું ધ્યાન ખેંચે છે. ૧૯૩૯માં 'આરાધના' નામે એમનો બીજો કાવ્યસઙ્ગ્રહ પ્રકટ થાય છે, જેમાં 'મહાભારત'ના વસ્તુ પર નિર્ભર સાતેક કાવ્યો ધ્યાનાર્હ બને છે. આ કાવ્યોમાં એમની ભાષાશૈલી સંસ્કૃતપ્રચુર છે. ત્હેનું કારણ કદાચ મહાભારતના વાતાવરણની નિર્મિતિમાં જોઈ શકાય. અહીં એમનું છન્દોવિધાન અને કાવ્યબાની સ્વસ્થ અને સુઘડ જણાય છે. ૧૯૪૭માં એમનો ત્રીજો કાવ્યસઙ્ગ્રહ 'અભિસાર' અને ૧૯૫૬માં ચોથો કાવ્યસઙ્ગ્રહ 'અનુભૂતિ' પ્રકટ થાય છે ત્યારે એમની કાવ્યયાત્રામાં કોઈ નવું સીમા ચિહ્ન અઙ્કાતું નથી. અલબત્ત, એમની તેજસ્વી મેધા અને સંયમિત લાગણી એ કૃતિઓમાં અવશ્ય અનુભવવા મળે છે, જે એકન્દરે એમની સમગ્ર કવિતાનો વિશેષ છે. ત્યાર પછી લગભગ બે દાયકા બાદ મનસુખભાઈનો એક નવો સઙ્ગ્રહ 'ડૂમો ઓગળ્યો' પ્રકટ થાય છે ત્હેમાં એમની નિજી સિદ્ધ કાવ્યશૈલીની રચનાઓ ઉપરાન્ત અરૂઢ શૈલીની કેટલીક પ્રયોગશીલ રચનાઓ પણ છે. સુઘડ છન્દોલય અને સુબદ્ધ રચનાશિલ્પના આગ્રહી મનસુખભાઈએ છટ્ઠા દાયકાના ઉત્તરાર્ધમાં ગુજરાતી કવિતાક્ષેત્રે દેખાવા લાગેલી પ્રયોગશીલતાનો પણ આશ્રય લીધેલો જણાય છે. એમની કુશળતાએ એમાં કેટલાંક સારાં પરિણામો પણ

નિપજાવ્યાં છે. છતાંય એમની કવિતાની અદકેરી સિદ્ધિ તો પરમ્પરાગત પ્રશિષ્ટ રચનાઓમાં જ માણવા મળે છે. એમણે ખણ્ડકાવ્ય, સૉનેટ, ગીત, અઞ્જલિકાવ્ય, મુક્તક આદિ કાવ્યપ્રકારો ખેડ્યા છે. સર્જક તરીકેની એમની ચેતના મહદંશે ઊર્મિના ઉદ્રેકના કરતાં તર્કના ઉછાળમાં વધુ રાચે છે. આથી એમની પાસેથી ચિન્તનોર્મિ કાવ્યો સારા પ્રમાણમાં મળ્યાં છે. વિષયની રીતે પણ તેમણે પ્રકૃતિ અને પ્રભુ જેવા સનાતન તત્ત્વો ખેડવા સાથે સમસામયિક રાજકીય-સામાજિક મુદ્દાઓને પણ વિષયભૂત બનાવ્યા છે.

એમણે એક તરફથી જેમ નિજી રાહે કાવ્યસર્જન કર્યું છે તેમ બીજી તરફથી વિવેચન પણ કર્યું છે. એમના વિવેચનાત્મક લેખોમાં સર્જક, કૃતિ અને પ્રવાહલક્ષી મુદ્દાઓ આગળ તરી આવે છે. છેક ૧૯૪૪માં એમનો પ્રથમ વિવેચનસઙ્ગ્રહ 'થોડા વિવેચનલેખો' બહાર પડ્યો ત્યારથી જ એક અધ્યયનશીલ અને નિર્ભીક વિવેચક તરીકે એમણે ધ્યાન ખેંચેલું. મુનશી કે ન્હાનાલાલ જેવા સમર્થ સર્જકોની લાક્ષણિકતાઓની સાથે ત્હેમની મર્યાદાઓ તેઓ નજરઅન્દાજ કરતા નથી. અરે, મર્યાદાઓને એઓ સ્પષ્ટતાથી નિરૂપે પણ છે. એક વિવેચકને જરૂરી એ'વાં તાટસ્થ્ય, બૌદ્ધિકતા, બહુશ્રુતતા અને તર્કબદ્ધતા એમનામાં છે. પોતાને જ્યારે જે ખરું લાગ્યું હોય તે વ્યક્ત કરતાં કદી ખચકાયા નથી. ૧૯૫૨માં એમનો બીજો વિવેચનસઙ્ગ્રહ 'પર્યેષણા' બહાર પડેલો. ત્યાર પછી ૧૯૬૨માં 'કાવ્યવિમર્શ', ૧૯૬૬માં 'અભિગમ', ૧૯૬૭માં 'ગોવર્ધનરામ' અને 'કનૈયાલાલ મુનશી', ૧૯૭૬માં 'બળવન્તરાય ઠાકોર', ૧૯૭૮માં 'દૃષ્ટિકોણ' અને 'ગાંધીયુગનું ગદ્ય' તથા ૧૯૭૯માં 'ઉમાશઙ્કર જોશી નાટ્યકાર' આદિ પુસ્તકો બહાર પડે છે. એક અધ્યાપકને નાતે એમણે ગુજરાતી ભાષા અને વ્યાકરણમાં પણ રસ લીધેલો અને પરિણામે વિદ્યાર્થીભોગ્ય પુસ્તકો 'ગુજરાતી ભાષાઃ વ્યાકરણ અને લેખન' (૧૯૪૬), 'ભાષાપરિચય ભાગ ૧થી ૪' (૧૯૫૭) અને 'વાક્યપૃથક્કરણ અને શુદ્ધ લેખન' (૧૯૬૫), એમણે તૈયાર કરેલાં. વર્તમાનપત્રમાં કાવ્યાસ્વાદો કરાવેલા ત્હેને પણ 'આપણો કવિતાવૈભવ' શીર્ષકથી બે ભાગમાં અનુક્રમે ૧૯૭૪ અને ૧૯૭૫માં ગ્રન્થસ્થ કર્યા હતા. પ્રાચીન કાવ્યોથી માંડીને અર્વાચીન-આધુનિક કાવ્યો સુધી એમની ભાવયિત્રી પ્રતિભા ઘૂમી વળેલી જોઈ શકાય છે. કાવ્યના મર્મને પામી ત્હેની ખૂબીઓ અને ખામીઓ ત્હેમણે આ મિતાક્ષરી આસ્વાદોમાં દર્શાવી છે. અલબત્ત, હેતુ કાવ્યાસ્વાદનો જ હોવાથી એમાં ગુણદર્શન મુખ્ય રહ્યું છે. આમાં કાવ્યને પામવાની એમની સૂઝ અને ભાવકને તે પમાડવાની એમની અભિવ્યક્તિની આવડત સરાહનીય છે, એમણે 'ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન' (૧૯૫૩)માં ગુજરાતીમાં તૈયાર કર્યું હતું. તેમ દિલ્હી સાહિત્ય અકાદમી તરફથી ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ અઙ્ગ્રેજીમાં તૈયાર કર્યો હતો, જે તેની મર્યાદાઓ સાથે પણ નોંધપાત્ર છે.

આમ, મનસુખલાલ ઝવેરી આપણે ત્યાંની કવિ-વિવેચક પરમ્પરાના એક સજ્જ વ્યક્તિ હતા. અધ્યાપક તરીકે અધ્યયનશીલ અને નિષ્ઠાવાન હતા. કવિ તરીકે ભલે આમણે ગાંધીયુગમાં સર્જનારમ્ભ કર્યો, પણ એમનું સર્જકવ્યક્તિત્વ પણ્ડિતયુગથી પોષાયું હતું અને ગાંધીયુગથી આગળ નીકળી અનુગાંધીયુગ સાથે હોંશેહોંશે અનુબન્ધાયું હતું. આવા સન્નિષ્ઠ સર્જક અને ઉષ્માભર્યા મનુષ્યનું ૧૯૮૧ના ઓગસ્ટની ૨૭મી તારીખે એમની કર્મભૂમિ મુમ્બઈમાં અવસાન થયું ત્યારે એમના અનેક ચાહકો અને વિદ્યાર્થીઓએ ઊંડો આઘાત અનુભવ્યો હશે !



## જલ ભરવાને

રાજેન્દ્ર શાહ

મા, મ્હને ન્હાના ઘડુલિયા આલ,
 જાવું જલ ભરવાને;
મા, મ્હને રઝરઝ ઈંઢોણી આલ,
 માથા પર મેલવાને.

ગોમતીની સાથ આજ હુંયે તે જાઉં, હાં,
 ઢાળિયા કૂવે ગામ-છેડે;
આવું હું બેઉ ભરી, એક મે'લી માથે
 ને બીજું ભરાયું મ્હારી કેડે.

રાશ તો હસે મ્હારે ડાબે ખભે ને
 મ્હારી ઓઢણીની કોર જરા ભીની;
તોય તે હવામાં હશે લ્હેરિયાં લેતી ને
 મ્હારી ચાલમાં ઝાંઝર-ઝિગ્ઝિણી.

મા, મ્હને જોજે તું બારણે આવી,
 ઘડુલિયા ભારે ઉતારી,
મા, મ્હને લેજે તું વ્હાલથી વધાવી
 દીકરી છું ને હું ત્હારી.

## હાલરડું

હર્ષદ ચન્દારાણા

પરીબેન, પોઢી જાઓ,
 પરીબેન, પોઢી જાઓ...
આંખ મીંચો, સપનાનાં મલમલ ઓઢી જાઓ.

ખિસકોલી, તું ઠમકો ન કર
પછી પાછો ટહુકો ન કર, ન બોલો, હળુ ઝુલાઓ.

પપ્પાને કીધું 'ધાહુ' ન કર,
મમ્મીને કીધું 'મ્યાંઉ' ન કર, દાદી-અમ્મા,
 હાલરડું ગાઓ

પતઙ્ગિયા જેવી ઊડતી પરી,
દિવસે ક્યાંય ન રહેતી ઠરી, રાત પડી,
 ત્હમે ડાહ્યા થાઓ.

(ચિ. વિપાશા માટે....)

## વરસાદ

ગભરુ ભડિયાદરા

પવન તણી પાંખે બેસી
 ઊડતો ઊડતો જાય રે વરસાદ...
ઉનાળાનો અવસાદ લઈને
 ઊડતો ઊડતો જાય રે વરસાદ...
પૃથ્વીને તો પ્રસાદ આપી
 દોડતો દોડતો જાય રે વરસાદ...
મોરલાને તો સાદ કરીને
 દોડતો દોડતો જાય રે વરસાદ...
વાદળાંની તો વિદાય લઈને
 દોડતો દોડતો જાય રે વરસાદ...
વીજળીને તો વાયદો કરી
 દોડતો દોડતો જાય રે વરસાદ...
વૃક્ષો પર તો વ્હાલ વેરીને
 દોડતો દોડતો જાય રે વરસાદ...
પારિજાતના પુષ્પો સરખાં
 પગલાં પાડતો જાય રે વરસાદ...
તરણાંની તો ટોચે ટોચે
 મોતી પરોવી જાય રે વરસાદ...
વર્ષારાણીને મળવા માટે
 દોડતો દોડતો જાય રે વરસાદ...

## હોડીની સહેલમાં

માણેકલાલ પટેલ

હોડી તરતી મૂકી તાલે...હલ્લક હલ્લક,
છોકરાં બધાં હસતાં વ્હાલે...છલ્લક છલ્લક.

વાયુ લ્હેરો સાથ પધારે...પલ્લક પલ્લક,
હોય હલેસાં વેગ વધારે...ખલ્લક ખલ્લક.

ચાંદા મામા ન્હાવા આવ્યા...મલ્લક મલ્લક,
તારક ટોળી તેડી લાવ્યા...ઝલ્લક ઝલ્લક !

# અનુવાદ

'કતીલ' શિફાઈ જન્મ ૨૪-૧૨-૧૯૧૯, હરિપુર-હજારા, 'અદલે લતીફ'ના સહસમ્પાદક, 'સઙ્ગ-મીલ'નું સમ્પાદન, કાવ્યસઙ્ગ્રહ 'મુતરિબા'ને પાકિસ્તાનનો સર્વશ્રેષ્ઠ પુરસ્કાર 'આદમ-જી પ્રાઇમ' મળ્યો છે.

## યોં લગે

'કતીલ' શિફાઈ

યોં લગે દોસ્ત તેરા મુઝસે ખફ઼ા હો જાના,
જિસ તરહ ફૂલસે ખુશબૂકા જુદા હો જાના.

અહલે દિવસે યહ તિરા તર્કે-તઆલ્લુક,[1]
વક્તસે પહલે અસીરોંકા[2] રિહા હો જાના.

યોં અગર હો તો જહાં મેં કોઈ કાફિર ન રહે.
મોંઅજુજા[3] તિરે વાદે કા વફ઼ા હો જાના.

જિન્દગી મેં ભી ચલૂંગા તિરે પીછે પીછે,
તો મિરે દોસ્તકા નક્શે-કફેપા[4] હો જાના.

જાને વહ કૌનસી કેફિયતે-ગમ ખ્વારી[5] હૈ
મેરે પીતે હી 'કતીલ' ઉસકો નશા હો જાના.

૧. સમ્બન્ધ વિચ્છેદ, ૨. કેદી, ૩. ચમત્કાર, ૪. પદચિહ્ન, ૫. સહાનુભૂતિ,

## એવું જણાય

અનુ. રા. શાહ

મ્હારાથી મિત્ર ત્હારી આ થયેલ નારાજી,
તે જેમ ફૂલથી સુગન્ધનું જુદા થાવું.

આ'વી જુદાઈ આપણા સુમેળની કેવી !
પૂરી સજાથી પૂર્વ કોઈ કેદીનું રિહા થાવું.

જો એમ તો રહે ન કાફિરો જગે કોઈ,
ને હો નવાઈ, ત્હારું બોલવે વફા થાવું.

પૂંઠે હું ત્હારી નિત્ય ચાલું જિન્દગી માંહીં.
તો મિત્રનું જ માહરા પગેરુ-શા થાવું.

દુઃખે સહાનુભૂતિ કેવી, કોણ તે જાણે ?
હું પીઉં ત્યાં 'કતીલ' એ'નું મયનશા થાવું.

## હિજરત - ૧

હરભજનસિંહ
અનુ. જયા મહેતા

હિજરત વખતે કોણ જાણે કોણે કહ્યું :
પારખી લે અત્યારે જ ત્હારી નવી તાકાત
ઉઠાવી લે ધીમેથી બેસી ગયેલી દીવાલો
ચાળણી થઈ ગયેલી છત
બળતાં બારીબારણાંના હાડપિઞ્જર
રસ્તામાં બધાંને જોડી દઈશું
ડુબાડીને નદીમાં બળતી હવેલીઓ
બુઝાવી દેશું આગ
રાત વીતશે સુખની.

એક દીવાલ આખેઆખી મ્હેં ઊભી પણ કરી
મ્હારી પિણ્ડી સુધી આવતી હતી એ

અન્દરની જવાળાએ કહ્યું વધુ ભડકીને :
સૂરજના માથા પર કાટમાળ
હું નહીં ઉઠાવવા દઉં હવે,
પહેલી વાર મ્હને કદ મળ્યું છે
કાતરીને કાપીને હવે નહીં કરવા દઉં
ઠીઙ્ગણી દીવાલ જેવડી
હું જે દેવદાર જેવી ઊગી
રાતે નહીં સૂઉં સઙ્કોચાઈને
ઓરડામાં સૂવાથી બુઝાઈ જાય છે આકાશ
હિજરત વખતે
મ્હને નગ્ન જ જવા દો
આગના શરીરને નથી પહેરવું ખમીશ.

## હિજરત - ૨

હિજરત વખતે શહેરે કહ્યું,
મ્હારા પેગમ્બર
જતાં પહેલાં મ્હને એ તો કહેતા જાઓ
ત્હમે પાછા આવો ત્યાં સુધી હું બળતું રહું કે
ઓલવાઈ જાઉં ?

વરસોથી હું ભેજનું માર્યું
ભીનાં લાકડાંમાં લાલ લાલ આગ ભડકી છે
પહેલી વાર
અને ત્હમે જાઓ છો !
ત્હમે મ્હારી આગમાંથી નીકળેલા બળતા સૂરજ
મ્હારા પેગમ્બર
જતાં પહેલાં મ્હને એ તો કહેતા જાઓ
નદી પાર જઈને જીવતી આગ વહેંચી દેશો
કે અહીં મ્હારી આગ દફનાવીને
પાછા ચાલ્યા જશો ?

એ જે સામે સડક પર હાડપિઞ્જર એક દેખાય છે
જીવન્ત છે
એ મ્હારી દીકરી છે
હાકેમોએ એ'ના શરીર પરથી કપડાં નથી ઉતાર્યાં
કપડાં સાથે આખું શરીર ઉતારી લીધું છે
કઈ જગા શરમ છે, કઈ બેશરમ
મહેરબાની છે ખુદાની
કોઈ ઓળખ બાકી નથી રહી
બાકી છે હજીયે પિઞ્જરમાં લજ્જા
એ ભોળીભાળીએ ટચલી આંગલીમાં હજીયે
વીંટી પહેરી રાખી છે, પેગમ્બર
જતાં પહેલાં મ્હને એ તો કહેતા જાઓ
ત્હમે પાછા આવો ત્યાં સુધી
એ વીંટી પહેરી રાખે
કે ઉતારીને ફેંકી દે ?

## આસા

કવિ તેજ

મુલકમેં ડુકાર
ગંજેજી સુઅી ગમાણયેં
ઢેલ છનાં ડિનેં !
વેઈ સેવે !
પેઈ સેવે !
કડેક તાં ઈન ગમાણ મિંજા
નિકરધી મલાર
નેં
મીં વસધા મુસળધાર !
પોય
ખીરજી સેડેંસે
ગમાણ ગજધી હુંધી
નેં
હંભા... હં...ભારેં
હીંયડા થેઈ થેઈ થીંધા હુંધા.

## આશા

અનુ. લીલા વ્યાસ

મુલકમાં દુકાળ
ગામની સુની ગમાણમાં
ઢેલે ઈંડાં દીધાં !
બેઠી સેવે,
પડી સેવે !
ક્યારેક તો એ ગમાણમાંથી
નીકળશે મલ્હાર
ને
મે વરસશે મુશળધાર !
પછી
દૂધની શેડ્યોથી
ગમાણ ગાજતી હશે
ને
હમ્ભા ને હં...ભાથી
હૈયાં થૈ થૈ થાતાં હશે.

# ત્રણ હિન્દી રચનાઓ

**અસદ જૈદી**

**અનુ. રજનીકાન્ત જોશી**

### १. मकान

मैं एक मकान बनवाना चाहता हूँ
उसमें रहूं, कमल उसमें एक ताला लगा सके
जब भी वहाँ से बाहर जाए मेरे न रहने के बाद
सम्पति के एक टुकड़े की तरह न देखा जाए
जो पास में आये उसे काटने न दौड़े
एक ठिगनी मटमैली मीनार किराए पर
न उठाया जा सके जिसे
किसी चीज से बदला न जा सके
युगीन सचाई की तरह खडा रह सके जो
चालीस-पचास साल
ऊपर जिसके कुछ पत्ते कभी-कभी दिखाई दें
शांति से हिलते हुए ।

### ૧. ઘર

હું એક ઘર બનાવવા ઇચ્છું છું.
એમાં રહું, કમલ એમાં એક તાળું વાસી શકે.
જ્યારે પણ એ ત્યાંથી બહાર જાય, મ્હારા મૃત્યુ પછી
સમ્પત્તિના એક ટુકડાની જેમ ન જોવામાં આવે
જે પાસે જાય એને કરડવા ન દોડે.
એક ન્હાનું માટીના રંગનું ઊભું મકાન
ભાડે અપાય નહીં,
જેનો કોઈ વસ્તુની સાથે બદલો થાય નહીં
જે યુગીન સચ્ચાઈની જેમ ઊભું રહી શકે
૪૦-૫૦ વર્ષ સુધી

એ'ના થોડાં પાંદડાં દેખાવા માંડે ક્યારેક
ક્યારેક શાન્તિથી હાલતાં હોય એ'વાં.

२. घिरा हुआ

घिरा हुआ जैसा कि मैं हूँ
मुसीबतों से कागज़ो से अंडो से
शादी और ग़मी से जेब में एक
रूमाल रखे
आपकी तरफ आता हुआ, ऐन वक्त
पर मुड़ जाता हुआ यह जानता हुआ कि
आँखे झपकने के लिए है — खून
बहने के लिए
मरा हुआ जैसा कि मै हूँ
जीवित बचा हुआ ।

૨. ઘેરાયેલો

ઘેરાયેલો, જેવો કે હું
આફતોથી, કાગળોથી, ઈંડાઓથી,
લગ્ન અને દુઃખથી; ખીસ્સામાં એક
રૂમાલ રાખી
ખરે વખતે જ ત્હમારી તરફ આવતો તે
પાછો વળીને, એ જાણીને કે
આંખો પટપટાવવા માટે છે — લોહી
વહેવા માટે
મરેલો જેવો કે હું
જીવતો રહી ગયેલો.

३. तलाश

मेरी कमीज पर घी का दाग देखकर
तुम मुझे साहित्य से निकाला चाहते हो

कहते हो हलवाई का बेटा
  कभी कहानीकार
नहीं बन सकता
मैं आपकी मण्डली का सदस्य होना भी
नहीं चाहता ।
मैं तो मोक्ष की तलाश में हूँ ।

૩. મોક્ષની શોધમાં

મ્હારા ખમીસ પર ઘીનો ડાઘ જોઈને
ત્હમે મ્હને સાહિત્યથી ફગોળવા ઇચ્છો છો !

કહો છો હું મીઠાઈવાળાનો દીકરો
  ક્યારેય વારતાકાર
નથી થઈ શકતો
હું ત્હમારી મણ્ડળીનો સભ્ય થવા પણ
નથી ઇચ્છતો !
હું તો મોક્ષની શોધમાં છું.

હાઈકુ (કચ્છી)

કવિ 'તેજ'

નિમજી ટાર,
કાગડી બધે મારો !
કોયલ રાજી.

હાઈકુ

અનુ. લીલાબહેન વ્યાસ

લીમડાન્ડાળે
કાગડી બાંધે માળો.
કોયલ રાજી.

# સુખદ મૃત્યુની ઇચ્છાની અભિવ્યક્તિં

હેમન્ત દેસાઈ

મુમૂર્ષા

હર્યું ભર્યું ઘાસ હોય
  ખુલ્લું આકાશ હોય
  આછો અજવાસ હોય
પછી ભલે છૂટતા આ જીવતરના શ્વાસ હોય...

હોય નહીં નસોં ને નીડલનાં ઝૂમખાં,
આમતેમ વળગીને અઙ્ગેઅઙ્ગ ચૂભતાં
સ્વાર્થ અને સગપણનાં હોય નહીં ફૂમતાં

હોય તો બસ હોય એક—
  લીલેરા વાંસ હોય
  ગમતીલી ફાંસ હોય
  ઝાકળની ઝાંસ હોય... હર્યું ભર્યું

અડીખમ ઊભેલા ગઢની ના રાંગ હોય,
આઘેરા ગામના કૂકડાની બાંગ હોય,
હોય ભલે પવનોની સૂસવતી સાંગ હોય
નીડેથી પ્હેલેરા ટહુકાના પ્રાસ હોય
  મન્ત્રોના ત્રાસ ન્હોય
ઉગમણા સૂરજની સાખે પ્રવાસ હોય...
  હર્યું ભર્યું

(કવિતા - અંક ૧૫૩ ફેબ્રુઆરી ૧૯૯૩) દેવેન્દ્ર દવે

કોઈનેય મરવું ગમતું નથી, પણ મૃત્યુ અનિવાર્ય છે. અને એથી જ માણસને સૌથી મોટો ભય હોય છે મૃત્યુનો. મૃત્યુને સહજભાવે સ્વીકારવા-આવકારવાની ઇચ્છા વિરલ ગણાય તેમ છતાં એ'વી વિભૂતિઓ જોવા મળી છે કે જેમણે સ્વેચ્છાએ મૃત્યુને ભેટવાનું પસન્દ કર્યું હોય. માણસ ઇચ્છે અને એ'ને મૃત્યુ મળે એ ઘટનાને ઇચ્છામૃત્યુ કહે છે. અલબત્ત, ઇચ્છામૃત્યુ આત્મહત્યા નથી. વ્યક્તિ પોતાની જાતને ખતમ કરી નાંખે તે આત્મહત્યા. એથી ભિન્ન; વ્યક્તિ પૂરી સ્વસ્થતાથી જીવનને સમાપ્ત કરવા ઇચ્છે, સામેથી મૃત્યુને નિમન્ત્રે અને મૃત્યુ ત્હેને આવી મળે તે ઇચ્છામૃત્યુ. મૃત્યુના યોગ્ય સમયના આગમનને આમ ઘણા માણસો — દુઃખથી કે રોગથી તપ્ત-ત્રસ્ત માણસો — ઇચ્છે છે ખરા, પણ બહુ જૂજ વ્યક્તિઓની એ'વી ઇચ્છા ફળે છે. પણ તો ઇચ્છાના 'હોવા'ને ત્હેની સફળતાનિષ્ફળતા સાથે ક્યાં કોઈ નિસબત હોય છે જે. તો એવી જ રીતે મૃત્યુ અનિવાર્ય જ છે તો સુખપૂર્વક મરવાનું માણસ ઇચ્છે તે સ્વાભાવિક નથી ? એ'વા ઇપ્સિત સમયના નહિ, ઇપ્સિત પ્રકારના મૃત્યુના આ ગીતમાં કવિએ સુખદ-સુખાવહ મૃત્યુની ઇચ્છા પ્રકટ કરી છે. સુખદ એટલે એમની પોતાની દૃષ્ટિએ સુખદ. હા. એમની દૃષ્ટિ સાથે સરેરાશ માણસની દૃષ્ટિનો મેળ સધાય છે. કારણ એમના જેવી દૃષ્ટિ ધરાવનારા અનેક માણસો હોવાના અને એથી જ એ ઇચ્છાની અભિવ્યક્તિ રૂપ આ કૃતિ 'કાવ્ય'ની કક્ષાએ પહોંચે છે.

માણસનું પોતાનું મરણ તો આવે ત્યારે, જ્યારે અને જેવું આવે તેવું — પણ એ સતત પોતાનાં સગાં-સમ્બન્ધી તથા મિત્રો પરિચિતોનાં આઘાતક મરણ જુએ છે. એ અવલોકનથી એનામાં મૃત્યુની સંવિત્તિ વિકસે છે. માણસની જિજીવિષા પ્રબળ હોવા છતાં જીવનના પરિતાપોથી એ વ્યથિત થાય છે. એ અનુભવનોય પેલી સંવિત્તિના વિકાસમાં ફાળો હોય છે. પરિણામે મૃત્યુ વિષયક ચિન્તન-મનન માણસ હમેશાં કર્યા કરે છે; તેની કવિતાય કરે છે. આપણે ત્યાં સરજાયેલી એ'વી પુષ્કળ કવિતામાં સ્વકીય વિશેષતાથી જુદું તરી આવતું આ સરળ

સુન્દર ગીત ખરે જ આકર્ષક છે, એ'ના કવિ દેવેન્દ્ર દવે મુખ્યત્વે સૉનેટ-સર્જક છે. પરન્તુ ગીત રચનામાંય એમણે નોંધપાત્ર ગતિ કરી છે.

મરવાની ઇચ્છા એટલે મુમૂર્ષા નહિ, મૃત્યુ સંવિત્તિજન્ય યથેચ્છ મૃત્યુની આકાંક્ષા અહીં વ્યક્ત થઈ છે. એટલે પ્રસ્તુત ગીત માટે યોજાયેલું શીર્ષક યથોચિત નથી. પણ એ બિના ગૌણ છે; કેમકે કોઈપણ કૃતિનું કોઈપણ શીર્ષક તેનું અન્તરઙ્ગ હોતું નથી, તેના પર આરોપિત બાહ્યાઙ્ગ જ હોય છે. સર્જકો જોકે એ બાહ્યાઙ્ગનીય સૂચકતા અને સચોટતા અઙ્ગે ઘણી સાવધાની રાખતા હોય છે.

નિતાન્ત સ્વાતન્ત્ર્ય માણસને ખરેખર અલભ્ય છે. અને એથી જ કદાચ સ્વતન્ત્રતા માનવજીવનનું પરમ મૂલ્ય છે. જીવનની ઘણી બાબતોમાં માણસ સ્વતન્ત્ર નથી પણ જન્મ અને મૃત્યુ બાબત તો બિલકુલ નથી. એટલે જ સાર્ત્રને કહેવું પડ્યું કે 'that we are born is absurd and that we are living is also absurd. ઉર્દૂ કવિ જૌક એક શેરમાં આ વાત આગવી છટાથી અને સરસ રીતે કહે છે :

*લાઇ હયાત આએ, કજા લે ચલી ચલે,*
*અપની ખુશી ન આએ ન અપની ખુશી ચલે.*

જે નથી ત્હેને જ ઇચ્છવું એ મનુષ્યની પ્રકૃતિ છે. 'જે નથી' તે 'હોય' તો કેવું સારું આ વિચાર પોતે જ ખૂબ સોહામણો છે. હોયની આરતથી મનોમન સમૃદ્ધ થવું માણસ માત્રને ગમે છે. એ'ની એ જ તો ખરી સમ્પત્તિ છે, જેની ઉપલબ્ધિથી પ્રેરાઈને મૃત્યુ અઙ્ગેના સબળસઘન 'હોય'ને કવિ આ ગીતમાં સ્થાપિત કરે છે. અને એમની અન્તઃપ્રેરિત ઇચ્છા-આકાઙ્ક્ષાને વ્યક્ત કરતો એ 'હોય' શબ્દ જ કવિસંવેદનના સઞ્ચાલક બળ સમો આખા ગીતમાં આદિથી અન્ત લગી વ્યાપી રહે છે. વળી 'નહીં' 'ના' 'ન્હોય'ની સહોપસ્થિતિથી એ 'હોય' વધુ તીવ્ર, વધુ પ્રભાવક નીવડે છે.

અકસ્માતે વીસ-બાવીસ વર્ષનો આશાસ્પદ જુવાન ફાટી પડે, કારકિર્દીની ટોચે બેઠેલો કોઈ પ્રૌઢ ગોળીએ દેવાય કે જીવન માણી ચૂકેલો ખાઈ-પી પરવારેલો વૃદ્ધ જન પણ મહિનાઓ અને વર્ષો સુધી અસાધ્ય રોગથી પીડાઈ-કષ્ટાઇ-રીબાઈને પથારીમાં તરફડતો મૃત્યુ પામે ત્યારે ભારે અરેરાટી થાય છે. એથી વિપરીત કુટુમ્બની લીલી વાડી મ્હોરી હોય અને પોતે પૂર્ણ આયુષ્ય ભોગવ્યું હોય એવે ટાણે ટૂંકી માંદગીમાં જ હસતાં બોલતાં માણસ ચાલ્યો જાય તે મૃત્યુ ઇષ્ટ લેખાય. વૃક્ષનું પીળું પાન ખરી પડે કે ઘીનો ધીમો દીવો બુઝાઈ જાય તેવું — શાન્ત-સ્વસ્થ-સુખમય મૃત્યુ સહુ કોઈ ઇચ્છે. આપણા આ કવિ મૃત્યુની એ સુખમય અવસ્થા આલેખે છે. એ આલેખનની ખૂબી એ છે કે ક્યાંય મૃત્યુનું નામ લીધું નથી, લીધું છે જીવનનું નામ, તેય હોંશથી. જીવનની સમાપ્તિ અઙ્ગેની કવિકથિત વાત તેથી ક્લેશકર નહિ, સુખકર પ્રસન્નકર બની રહે છે.

*હર્યુંભર્યું ઘાસ હોય*
*ખુલ્લું આકાશ હોય*
*આછો અજવાસ હોય*
*પછી ભલે છૂટતા આ જીવતરના શ્વાસ હોય.*

પ્રભાતના પ્રસન્ન ઉઘાડ સમી ઉપાડની આ પઙ્ક્તિ ભાવકને પરિતોષના કોઈ પરિસરમાં મૂકી દે છે. એ પરિસર સંસ્કૃતિનો નહિ, પ્રકૃતિનો છે. સમજાય છે કે કવિ પ્રકૃતિના સાન્નિધ્યમાં જીવનનો પ્રાકૃતિક અન્ત વાઞ્છે છે. પ્રકૃતિ પ્રત્યેનો કવિનો એ પક્ષપાત ગીતના આદિમાં તેમ અન્તમાંય જણાઈ આવે છે.

*નીડેથી વ્હેલેરા ટહુકાના પ્રાસ હોય*
*મન્ત્રોના ત્રાસ ન્હોય*
*ઉગમણા સૂરજની સાખે પ્રવાસ હોય.*

અવર લોકનાં તેડાં આવ્યાં છે તો ઊગતા સૂરજની સાક્ષીએ આનન્દભેર જવાનું છે. ત્યારે યાન્ત્રિક રીતે થતા મન્ત્રોચ્ચાર પણ ત્રાસરૂપે લાગે છે. એને બદલે માળામાંથી વછૂટેલા પક્ષીના શ્રવણે પડતા પહેલવહેલા ટહુકાની લહાણ જ ઇચ્છનીય છે. કારણ ટહુરવ નીરવને

દુભવે નહિ, શણગારે.

સંસ્કૃતિ - પ્રકૃતિનો વિરોધ અનુક્રમે પહેલા અને બીજા અન્તરામાં પ્રકટ થાય છે. ખરું જોતાં એ બન્નેનું સહ-સ્થાપન કરીને કવિએ પ્રકૃતિનો મહિમા સ્ફુટ કર્યો છે. પ્રકૃતિપ્રિય છે એથી સ્તો એ એકાન્ત સ્થળે અને રમ્ય સમયે શાન્ત મૃત્યુની અભીપ્સા સેવે છે. આપણા સંસ્કૃત સમાજે જીવનની દરેક અવસ્થા અંગે નિશ્ચિત વ્યવસ્થા ગોઠવેલી છે. અને ત્હેનું મને કમને યેનકેન પ્રકારે પાલન કરાય છે. સંસારીજનોની એ વ્યવસ્થાથી પ્રેરિત, મૃત્યુ સમયની રૂઢ પ્રવૃત્તિ અને તે સાથેની ઔપચારિક વૃત્તિ કવિને માન્ય નથી. માણસ માંદો પડતાં એ'ની ઉપર ઔષધ પ્રયોગો થાય, માંદગી ગમ્ભીર બનતાં એ'ને હૉસ્પિટલમાં ખસેડાય ત્યાં આત્યન્તિક સારવાર અપાય અને છતાં તે બચવાનો નથી એમ લાગતાં (હૉસ્પિટલે નહિ તો ઘરે પણ) છેલ્લી ઘડીએ મન્ત્રોચ્ચાર કરાય. બસ પત્યું ! (પછી તો રહે છે શેષ શરીરની અન્ત્યેષ્ટિ, જેની સાથે કોઈ નિસબત જનારાને નથી). આ બધું જીવનમાં જોઈ જાણીને વિક્ષુબ્ધ થયેલું કવિચિત્ત પોતાને માટે એ સર્વ કાંઈનો કેવો પરિહાર કરે છે તેનું સ-વીગત આલેખન ગીતના બેઉ અન્તરામાં થયું છે કેવું તે જોઈએ :

હર્યાભર્યા ઘાસની વચ્ચે ખુલ્લા આકાશની નીચે આછાં આછાં અજવાળામાં જીવન સમેટવાનું છે. આ પૃથ્વીના છેલ્લા શ્વાસ શ્વસી લઈને અગોચરનું પ્રયાણ આદરવાનું છે. ત્યારે કોઈ નિરર્થક ધાંધલ ધમાલ અને ભીડ હોય તે સહ્ય નથી. ઇષ્ટ તો એ છે કે ઝાકળ છાયાં વાતાવરણમાં વાંસ અને તેય લીલા વાંસની એક મનગમતી બની રહેતી ઝીણી કરચ ખૂંપે અને પ્રાણ નીકળી જાય. એટલે અદ્યતન સુસજ્જ હૉસ્પિટલમાં ડૉક્ટરો-નર્સો છેલ્લામાં છેલ્લી ચિકિત્સા કરતાં હોય, એક ઉપર એક ઇન્જેક્શનો દેવાતાં હોય અને સ્વાર્થી સ્વજનો દર્દીની હાલત જાણવા કે મરનારનાં અન્તિમ વચનો સાંભળવા વીંટળાઈ વળ્યાં હોય તે ન જ ગમે. એ બધાંએ એક દીવાલ, અડીખમ ઊભેલા ગઢની રાંગ, રચી હોય એ ન જોઈએ. એ કરતાં તો દૂરદૂરથી પ્રભાતની છડી પોકારતા કૂકડાનો અવાજ આવતો હોય અને સાંગ સમા વાગતા ને સાલતા પવનો સૂસવાતા હોય તેને ઝીલતાં ઝીલતાં ભલે જીવતરના શ્વાસ છૂટતા. અહીં સૂચવાય છે કે મરણ આવું, ગમી જાય એવું નિરાંતવું હોય.

જીવનની અન્તિમ ક્ષણની સુખદ પરિસ્થિતિની આકાઙ્ક્ષા-ઝંખનાને સ્થિરાકૃત કરતી આ રચનાની શબ્દયોજના પણ એકન્દરે શ્રવણસુખદ થઈ છે. 'દાદા દાલ' બીજનાં અનુકૂળ આવર્તનો દ્વારા થતાં લયનિષ્પાદનથી સરળ તેમ સળંગ ચાલતા આન્તરપ્રાસથી મધુર રીતે કોળી ઊઠેલું એનું સાદું સીધું પદ્યરૂપ આડમ્બર વિના કામણ કરે એવું છે. 'પછી ભલે છૂટતા આ જીવતરના શ્વાસ હોય' એ પ્રથમ પઙ્ક્તિનો ઉત્તરાર્ધ સમગ્ર કૃતિના કેન્દ્રમાં રહેલો છે. એ'ના છેલ્લા શબ્દ 'હોય'નું થતું સાદ્યન્ત આવર્તન ભાવાભિવ્યક્તિને દૃઢ કરે છે. 'હોય'ની પૂર્વેના 'શ્વાસ' શબ્દના બધા પ્રાસ યુક્તિપૂર્વક રચાયા છે. આયાસ તેમાં જણાઈ આવે છે, છતાં અપુષ્ટાર્થનો દોષ જવલ્લે જ જણાય છે. એમ તો 'ઝાંખ' ને બદલે 'ઝાંસ' તથા 'ગમતી' ને બદલે 'ગમતીલી' જેવાં શબ્દરૂપોમાં સન્દર્ભગત અર્થ અવરોધાય છે. પણ કવિએ લીધેલી એ છૂટ નિર્વાહ્ય છે. 'ઝૂમખાં' 'ચૂભતાં' 'ફૂમતાં' તથા 'રાંગ' 'બાંગ' 'સાંગ' જેવાં સપ્રાસ શબ્દો અવાજ સાથે અર્થનુંય વિલક્ષણ સૌન્દર્ય સાધે છે. એ જ રીતે 'લીલેરા' 'આઘેરા' 'પ્હેલેરા' સન્નિકટ ન હોવા છતાં પ્રાસ જેવા જ સુખકર લાગે છે. 'નર્સ' અને 'નીડલ' જેવા પર ભાષાના શબ્દો ખૂંચતા નથી. ઊલટું, 'નીડલ' 'નીડ'નું વર્ણસામ્ય એ બન્ને શબ્દોના અર્થભેદને પ્રબળતાથી ચીંધે છે. કહી શકાય કે આ સઘળું ગીતના સંવિધાનના જમા પક્ષે છે. ખાસ નોંધવાનું કે ભાષાપ્રયોગમાં ક્વાંક વરતાતી સૌરાષ્ટ્રની લાક્ષણિક છાંટ રુચિર લાગે છે.

અને છેલ્લે, ભાવની સચ્ચાઈને સાહજિકતાથી પ્રગટાવતી અભિવ્યક્તિની સરળતા અહીં પ્રતીત થાય છે. કવિનો ભાવ — અને એમનો નિજી વિભાવ પણ સર્વજનીન રૂપે અને સહજગમ્ય રીતે આવિષ્કાર પામતાં કાવ્યરસિકને આહ્લાદક નીવડે એવી એક સફળ ગીતકૃતિની નિર્મિતિ થઈ છે.

# લાગણીથી વેદનાની હદ સુધી

હરીશ જસદણવાળા

બે હથેળી (ગઝલ સંગ્રહ) કવિ : શ્રી કિરીટ ગોસ્વામી 'કલાત્મક'. પ્રકાશક : ડૉ. હરેશ 'તથાગત', અધ્યક્ષ : ગઝલ પરિષદ, 'ધમ્મપદ', એમ /૭૧૬, ગુજ. હાઉસિંગ બોર્ડ, દૂધ સાગર માર્ગ, રાજકોટ - ૩ પૃ. સં. ૪૮ કિં. રૂ. ૧૭.

જામનગર જિલ્લાના ચેલા ગામના નિવાસી શ્રી કિરીટ ગોસ્વામી 'કલાત્મક' પોતાના પ્રથમ કાવ્યસંગ્રહ 'બે હથેળી'માં થોડાંક ગઝલપુષ્પોની મહેક લઈને આપણી સમક્ષ આવ્યા છે. આ કાવ્યસંગ્રહમાં કુલ પાંત્રીસ ગઝલો અને દશ મુક્તકોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

નિજ સંવેદનને આકારિત કરવા કવિએ ગઝલને— માધ્યમ બનાવી છે.

અહીં ગઝલમાં અભિવ્યક્ત થતા શબ્દમાં ફૂલની સુવાસ છે.
અને સાથે કણ્ટક જેવું દર્દ પણ છે.

*હાથમાં છે ગુલછડી,*
*થઈ સુગન્ધી હરઘડી !* (પૃ. ૨૨)

*ભેટ ઈશ્વરની ગણી સ્વીકાર કર,*
*દર્દ કેરા આગમનને રોક મા.* (પૃ. ૧૫)

આ સંગ્રહમાં ઓગણીસ માત્રાની ટૂંકી બહેરની કેટલીક ગઝલમાં કાવ્યત્વ વિશેષ નિખરી આવ્યું છે. ગઝલની ભાષાનું સરળ નિરૂપણ અને મૌલિક વિચારને સહજતાથી શબ્દસ્થ કરવામાં કવિ સફળ થયા છે.

*જિન્દગીમાં જોઈએ શું એ પછી ?*
*એક ત્હારી યાદનો પડઘો મળે !* (પૃ. ૧૧)

*ઈંટ, પત્થર કે ચૂનાને શું કરું ?*
*આપણે તો એક ઘર હોવું ઘટે.* (પૃ. ૧૬)

*હું પિયાલી શબ્દની ભરતો રહું,*
*રંગ એ'નો રોજ છલકાતો રહે.* (પૃ. ૨૧)

*હું હયાતીની ગઝલ ગાતો ફરું,*
*આ નગરના લોક છો ના સાંભળે !* (પૃ. ૪૩)

પૃષ્ઠ નવ, બાવીસ અને તેંતાળીશ પરની રચનાઓ માત્ર કાફિયાગઝલ છે.

'આયખાનું વસ્ત્ર' તથા 'આ ઈમારતમાં' શીર્ષકવાળી બન્ને રચનાઓમાં કવિ વિશેષ રીતે ઉઘાડ પામ્યા છે.

'રહે' રદીફવાળી ગઝલના મત્લાના શેરમાં આધ્યાત્મિક રંગનો સ્પર્શ છે.

*જીવ સાથે શિવનો નાતો રહે,*
*પ્રેમનો વ્યવહાર ત્યાં થાતો રહે.* (પૃ. ૨૧)

'બે હથેળી'ની રચનાઓનાં કેટલાંક નવ્ય વિશેષણો નોંધવા જેવાં છે. દા.ત. પાવન પવન, રેશમી પીડા, પીળા શ્વાસ, કોમળ પીછાં વગેરે.

એ સિવાય સુગન્ધનો દરિયો / યાદનો પડઘો/ પ્રેમના રંગો/ આયખાનું વસ્ત્ર/ મૌનનો વિસ્ફોટ આદિ છઠ્ઠી વિભક્તિના પ્રત્યયોથી રચાતાં કલ્પનો પણ આકર્ષક છે.

છન્દની સીધી રેખામાં ચાલીને ગઝલના નૂતન ભાવને પામવાની કવિની મથામણ રહી છે.

વેદનાનો પર્યાય, જીવનનો વિષાદ અને લાગણીને સ્પર્શતા ભાવ એમની ગઝલમાં ઝિલાયાં છે.

'બે હથેળી'માંથી પસાર થતાં શબ્દ-દોષ કે છન્દ દોષ જણાયાં નથી. કવિ છન્દ પ્રત્યે જાગ્રત છે, છતાં પણ એક જ પ્રચલિત છન્દને કવિએ ઉપયોગમાં લીધો છે.

પાંચ જ વર્ષની લઘુ સર્જન પ્રક્રિયામાંથી

કાવ્યસંગ્રહનું પ્રકાશન થયું છે. એમની સર્જકતાનો પ્રારમ્ભકાળ છે, તોયે 'બે હથેળી'ની ઊર્મિ ને અભિવ્યક્તિ મનને આનન્દ આપી જાય છે.

આ ક્ષણે પ્રથમ સંગ્રહને આવકારીએ : અને હવે પછીનો કવિનો શબ્દ : અર્થસભર પ્રગટે એવી શુભેચ્છાઓ પાઠવું છું ! અન્તે, એમનો જ એક શેર મૂકી વિરમું છું.

*દૂર ભાગે આંખ સામેનું તિમિર,*
*એક દીવો ભીતરે જો ઝળહળે ! (પૃ. ૪૩)*

➢ ➢ ➢

## કવિલોક દ્વિમાસિક અંગેનું માહિતીપત્રક

(ફોર્મ-૪, નિયમ આઠ અનુસાર)

૧. પ્રકાશન સ્થળ : અમદાવાદ

૨. પ્રકાશનની સામયિકતા : દ્વિમાસિક

૩. મુદ્રક-રાષ્ટ્રીયતા-સરનામું : ધીરુ પરીખ, ભારતીય, 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ.

૪. પ્રકાશકનું નામ-રાષ્ટ્રીયતા-સરનામું : ધીરુ પરીખ, ભારતીય, 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ.

૫. તન્ત્રી-રાષ્ટ્રીયતા, સરનામું : ધીરુ પરીખ, ભારતીય, 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ.

૬. માલિક-સરનામું : ટ્રસ્ટીઓ, કવિલોક, 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ.

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મ્હારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

— ધીરુ પરીખ, ૧૫-૩-૯૬

# શબ્દ-રિદ્ધિ : ૨

## (અનુસ્વાર અનુનાસિક્ની શુદ્ધ જોડણીયુક્ત)

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | | ૨ | ■ | ૩ | ■ | ૪ | | ૫ |
| | ■ | ૬ | ૭ | | ૮ | | ■ | |
| ૯ | ૧૦ | ■ | ૧૧ | | | ■ | ૧૨ | |
| ૧૩ | | ૧૪ | ■ | | ■ | ૧૫ | | |
| ■ | ■ | ૧૬ | | | | | ૧૩ | ■ |
| ૧૭ | | | ■ | | ■ | ૧૮ | | ૧૯ |
| | ■ | ૨૦ | ૨૧ | ■ | ૨૨ | | ■ | |
| ૨૩ | ૨૪ | ■ | ૨૫ | | | ■ | ૨૬ | |
| ■ | ૨૭ | | | ■ | ૨૮ | | | ■ |

આડી બાજુ
૧ અગ્નિ ૩
૪ વિપત્તિ ૩
૬ ભારતના એક દેશનું પ્રાચીન નામ ૫
૯ ધર્મવિરુદ્ધ કૃત્ય ૨
૧૧ ચાલવું, નકામું દોડવું ૩
૧૨ ઘોડો ૨
૧૩ ગુન્દર જેવો ચીકણો પદાર્થ ૩
૧૫ વસમી, અઘરી ૩
૧૬ આસોની પૂનમ ૬
૧૭ આશ્ચર્ય અધિકતાનો ઉદ્‌ગાર ૩
૧૮ વન, જઙ્ગલ ૩
૨૦ સ્વાદ, પ્રીતિ ૨
૨૨ બારણું, દરવાજો ૨
૨૩ ઓછું, ઊણું ૨
૨૫ અસ્પષ્ટ અવાજ
૨૬ કેફ ૨
૨૭ પીડવું તે ૩
૨૮ કાયર, કાપવાનું ઓજાર૩

ઊભી બાજુ
૧ આજુબાજુ ૪
૨ વહેમ, એક સંવત ૨
૩ ઊંચો કૂદકો
૪ ઉમેદ, ધારણા ૨
૫ ઘની ૪
૭ જંતુનાં ઈંડાં (માથાનાં) ૨
૮ ઋણ
૧૦ પર, ઉપર ૨
૧૨ માનહાનિ ૪
૧૪ ચન્દ્ર ૪
૧૫ કરેણ ૪
૧૭ વધારે ૩
૧૯ પ્રદેશના માપની આલેખન૩
૨૧ ગાઢ ૩
૨૨ ગુજરાતના એક તીર્થનું નામ ૩
૨૪ અભિમાન, કેફ
૨૬ પુરુષ ૨

### शान्तिमन्त्र-२

ॐ शं नो मित्रः शं वरुणः ।
शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः ।
शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे !
नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि ।
त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि ।
ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि ।
तन्मामवतु । तद्वक्तारमवतु ।
अवतु माम् । अवतु वक्तारम् ।
ॐ शान्तिः शान्तिः शान्तिः ।

*ૐ હજો વરુણ ને મિત્ર, અર્યમા શુભકારક,*
*ભદ્ર હો ગુરુ ને ઇન્દ્ર, તેમ વિષ્ણુ ઉરુક્રમ.*
*બ્રહ્મને વાયુને વન્દું, ત્હમે પ્રત્યક્ષ બ્રહ્મ છો,*
*પ્રત્યક્ષ બ્રહ્મ હું એક કહીશ ત્હમને સદા.*
*વદીશ ઋતને એમ સત્યને જ વદીશ હું.*
*રક્ષજો મુજને દેવ, વક્તાને પણ રક્ષજો.*
*રક્ષજો અમને ઈશ, ઉપદેષ્ટાય રક્ષજો.*
*ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ*

## ‘હું’નું સ્વરૂપ

હું છું નિત્ય નિરઞ્જન
હું સ્વતન્ત્ર સ્વાત્માનન્દન
હું નિસ્પન્દન પરમાત્મ ચિદ્ઘન બ્રહ્મ ૐ
હુંમય સઘળું સર્જન
ને હુંમય સર્વ વિસર્જન,
હું નિસ્પન્દન પરમાત્ય ચિદ્ઘન બ્રહ્મ ૐ
હું છું સુખનિકેતન
સચરાચર વ્યાપક ચેતન
હું નિસ્પન્દન પરમાત્મ ચિદ્ઘન બ્રહ્મ ૐ

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

**શબ્દરિદ્ધિ-૧નો ઉકેલ**

આડી : ૧. કરાંજીકરાંજી, ૪. કવિ, ૬. ચમ્પક, ૭. સુરપતિ, ૯. કર, ૧૦. ધીમર, ૧૧. પાવક, ૧૨. અધર, ૧૬. પાદપ, ૧૮. નિરન્તર, ૧૯. રમણી, ૨૨. માન, ૨૩. કુન્તલ કલાપ.

ઊભી: ૧. કણ્ઠ સુધી, ૨. જીવપર, ૩. રાંક, ૪. કમ્પ, ૫. વિકલાઙ્ગ, ૮. રમલ, ૧૧. પાધર, ૧૨. અદિતિ, ૧૩. ભદન્ત, ૧૪. મનોરમા, ૧૫. ખમણી, ૧૬. પારતક, ૧૭. પરન્તપ, ૨૦. મન, ૨૧. સન્ત.

ગ્રીષ્મ વિ. સં. ૨૦૫૨ કવિલોક મે-જૂન ૧૯૯૬

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## ઊંચી કવિતા

"ઊંચી કવિતા તો ટકાઉ હોય ભાવઘનતાએ, સાધારણીકરણે, ઉચ્ચીકરણે, અર્થાન્તરન્યાસસૂચન અને ધ્વનિએ. ફરી ચાખતાં જુદા જુદા સ્વાદ ચખાડી શકે, પ્રથમ કરતાં પછીનાં વાચનો દરમિયાન વધારે રસિક લાગે, અનેક વાચને કિમપિ પ્રિયવસ્તુ બની જાય. પ્રથમ દર્શને દુર્બોધ, ત્રુટક કે વિસંવાદી રહી ગયા હોય તેવા અંશો નવી રીતે ભાવોર્મિ-કલ્પના ભાવનાના ગોંફમાં પોતપોતાનું સ્થાન મેળવી લે, એવી કલાનો ચમત્કાર સમય જતો જાય તેમ તેમ વધારે વિસ્મય ઉપજાવતો બને. સારી કવિતા તો લાંબા સમય લગી એકસરખી તેજસ્વી રહે તે જ..."

બલવન્તરાય ઠાકોર

('સાહિત્યચર્ચા', પૃ. ૧૩૭)

## વિમર્શ

# હાઈકુનું અન્તસ્તત્ત્વ

વિનોદ અધ્વર્યુ

હાઈકુ હવે આપણે ત્યાં ઠીક ઠીક પ્રચલિત થઈ ગયેલો પદ્યપ્રકાર છે. પરન્તુ મોટાભાગનાં 'હાઈકુ'નામી ત્રિપદી સત્તરઅક્ષરિયાં જોતાં જણાય છે કે તેમાંનાં જૂજ જ જાપાનનાં ઉત્તમ હાઈકુના પરિચય દ્વારા સૂચવાતા ત્હેના વિશિષ્ટ અન્તસ્તત્ત્વની અપેક્ષા સન્તોષી શકે છે. ઘણાંખરાં તો માત્ર ૫-૭-૫ના ત્રિપદી સત્તરઅક્ષરિયા રચનામેળની ત્રેવડ જાળવીને જ 'હાઈકુ' તરીકે ખપી જતાં જણાય છે. જાપાનના સન્દર્ભમાં, હાઈકુમાં અપેક્ષિત અન્તસ્તત્ત્વને અવગત કર્યા વગર જ માત્ર ત્હેના રચનામેળના માળખાને જ આપણે પરમ્પરિત કર્યા કર્યું હોય એમ લાગે છે.

આથી, આપણે ત્યાંય હાઈકુવિષયક ત્હેના વિકાસ-ઇતિહાસ, રચના તથા ત્હેમાં અપેક્ષિત લક્ષણોવિષયક કેટલાક લેખો મળે છે, છતાં એક વધુ લખાણ ત્હેમાં ઉમેરાય તો તે અપ્રસ્તુત નહીં લેખાય.

આપણે જાણીએ છીએ કે કોઈ પણ સાહિત્યપ્રકાર અન્યથી જુદો પડે છે તે માત્ર તેના રચના-માળખાને લીધે જ નહીં પણ ત્હેની વિશિષ્ટ એવી કોઈ આન્તરિક લાક્ષણિકતાને કારણે. આ દૃષ્ટિએ જ ચૌદ લીટીનાં બધાં કાવ્યો 'સૉનેટ' બનતાં નથી કે ઝૂલણામાં કરાયલી સૌ રચનાઓ 'પ્રભાતિયાં' નથી થઈ જતી, અથવા તો માત્ર રદીફ-કાફિયા મેળવવાથી 'ગઝલ' નથી નીપજતી. કોઈ એક વિશિષ્ટ સન્દર્ભમાં કે વિશિષ્ટ સર્જકપ્રતિભા દ્વારા નિષ્પન્ન કાવ્યરૂપ પરમ્પરિત થતાં સ્થળ-કાળ સન્દર્ભે કે સર્જકપ્રતિભાના આગવા પ્રવર્તને મૂળ સ્વરૂપમાં, માળખું જાળવીનેય કંઈક પરિવર્તનો થતાં જણાય, અને એ રીતે ઇતિહાસની સમયરેખા પર તે સ્વરૂપનો વિકાસાલેખ અઙ્કાય. તેમ છતાં તે સ્વરૂપવિશેષમાં કોઈક એવું પ્રાણતત્ત્વ હોય છે, જે કદાચ અવ્યાખ્યેય જ રહે છતાં ભાવનાપ્રતીત અવશ્ય હોય છે. આ તત્ત્વ ભિન્ન ભિન્ન સન્દર્ભોમાં, ને વિવિધ ભાષાઓમાં વિવિધ સર્જકોથી રચાયેલાં કાવ્યોને સમાનતામાં સાંકળે છે. 'સૉનેટ'નું આ'વું અન્તસ્તત્ત્વ જ શેક્સપિયર અને મિલ્ટનનાં, બોદલેર ને રિલ્કેનાં, કે આપણા દેશમાં રચાયેલાં બઙ્ગાળી-મરાઠી-ગુજરાતી સૉનેટને 'સૉનેટ' નામને યોગ્ય ઠરાવે છે.

'હાઈકુ'માં પણ, એક કાવ્યપ્રકાર તરીકે આ'વા કોઈ અન્તસ્તત્ત્વની અપેક્ષા છે. સુવિદિત છે કે આ પ્રકાર આપણે જાપાનમાંથી અપનાવ્યો છે, તો એ પણ ખ્યાલમાં રાખવું ઘટે કે જાપાનના સાંસ્કૃતિક સન્દર્ભમાં, 'હાઈકુ' માત્ર એક રચનાપ્રકાર જ નથી. ત્હેનો સમ્બન્ધ જાપાનની સાંસ્કૃતિક ચેતના સાથે છે. 'હાઈકુ' એક સાંસ્કૃતિક પરમ્પરા છે અને ત્હેમાં જાપાનની સાંસ્કૃતિક ચેતનાના વ્યાપક અને નિરન્તર એ'વા સૂક્ષ્મ તત્ત્વની અભિવ્યક્તિ હોય છે. આ તત્ત્વને ઓળખાણ પૂરતું નામ આપી કહેવું હોય તો કહી શકાય કે 'હાઈકુ'માં 'ઝેન'નો કાવ્યરૂપે આવિષ્કાર હોય છે.

આ 'ઝેન' માત્ર એક પન્થ — સમ્પ્રદાય નથી, માત્ર એક તત્ત્વદર્શનમત નથી, કે કોઈ ધાર્મિક ઉપાસના કે આચાર-વિચારની પરમ્પરા નથી. 'ઝેન' જીવન પ્રત્યેનો, જીવનને ત્હેના તાત્ત્વિક રૂપે પામવાનો એક અભિગમ છે; તેમ જીવનના તમામ આવિર્ભાવોમાં 'ઝેન' અભિગમને અનુસ્યૂત કરી જીવવાનો એક તરીકો છે. એ કોઈ સિદ્ધાન્ત, સ્પષ્ટ અઙ્કિત માર્ગ, આદેશ, કે આચાર-પદ્ધતિ તરીકે નહીં પણ ચેતનાને સઙ્કોરતા પ્રેરતા સૂક્ષ્મ તત્ત્વ રૂપે પ્રતીત થાય છે. જીવનના તમામ

વ્યવહારમાં તે અનુસ્યૂત હોય છે, પ્રત્યેક ક્રિયા-અનુભૂતિ-અભિવ્યક્તિમાં તે સૂક્ષ્મરૂપે પ્રવર્તમાન હોય છે. જાપાનની સંસ્કૃતિનું જીવનના આવિષ્કારોનું તે અન્તસ્તત્ત્વ છે, અને જાપાનની કળાઓમાં અને રોજિન્દા ઘરેળુ વ્યવહારમાં પણ ત્હેની અભિવ્યક્તિ હોય છે-પ્રતીતિ હોય છે. આમાંય 'હાઈકુ' એવો કાવ્યપ્રકાર છે જે વિશેષ ભાવે આ 'ઝેન' તત્ત્વનો આવિષ્કાર કરે છે, બલ્કે 'હાઈકુ' એ 'ઝેન'ની જ કાવ્યરૂપ અભિવ્યક્તિ છે. આથી જ્યાં સુધી આ અન્તસ્તત્ત્વ આત્મસાત્ થઈને કાવ્યોદ્ગાર રૂપે ન પ્રગટે ત્યાં સુધી સાચું 'હાઈકુ' પ્રાપ્ત ન થાય !

'હાઈકુ'નાં બધાં વિશિષ્ટ લક્ષણોની ને રચનાશિલ્પની ચર્ચા અત્રે અભિપ્રેત નથી તેમ 'ઝેન'ની પણ વિસ્તૃત અને વિશદ ચર્ચાને અહીં અવકાશ નથી. પણ 'હાઈકુ'ના સન્દર્ભમાં માત્ર એકબે મુદ્દા વિશે વાત કરીએ.

'ઝેન'નું કેન્દ્રવર્તી તત્ત્વ છે 'તથાતા' Suchness અથવા 'As is-ness' ઝેન વસ્તુને 'તે જે છે તે' જ રૂપમાં પામવાનો પ્રયત્ન કરે છે. આપણું મન પોતાનામાં સમાવિષ્ટ અનેકવિધ પૂર્વસંસ્કારોના સન્દર્ભમાં જ 'વસ્તુ'ને જુએ છે, ત્હેને વૃત્તિ-સ્મૃતિ-વિચાર-કલ્પના હેતુઓ વગેરેનાં અનેક વળગણોથી વીટે છે. આથી મનના માધ્યમમાંથી પ્રાપ્ત થતું વસ્તુબિમ્બ વિકૃત હોય છે, મનના રઙ્ગો તરઙ્ગોવાળું અને મનોવૃત્તિઓથી આવૃત્ત હોય છે. આથી અપાવરણ વગર, શુદ્ધીકરણ નિર્મલન વગર વસ્તુનું યથાર્થ દર્શન પ્રાપ્ત થતું નથી. શ્રી માતાજી 'પાત્ર રિક્ત અને સ્વચ્છ હોવું જોઈએ' એમ કહે છે તેમાં વસ્તુબિમ્બને ઝીલતા પહેલાં જરૂરી એવા આ નિર્મલનનું સૂચન છે. પરન્તુ આ આવરણો મનની લીલાનું પરિણામ છે. અનેક મુદ્રાઙ્કનોથી અત્યન્ત અસ્વચ્છ અને અનેક વૃત્તિઓથી વાંકું વળેલું મનદર્પણ પદાર્થનું યથાર્થ બિમ્બ પ્રગટ કરી શકતું નથી. આથી જોનાર અને દેખાનાર વચ્ચેથી મનનું માધ્યમ હઠાવી દેવામાં આવે તો જ દશ્યનું વક્રીભવન અટકે અને જોનારને વસ્તુનો ત્હેના યથાર્થરૂપે ('તથાતા') સાક્ષાત્કાર થાય. આમ 'તથાતા'ની વાત કરતાં સમગ્ર બાબત મનની પ્રવૃત્તિ શાન્ત કરી દેવા પર આવીને ઠરે છે. મેડમ બ્લેવેટ્સ્કીના 'મારનાર ને મારો' (kill the killer)એ સૂત્રમાં આ મનની માથાકૂટને વચમાંથી દૂર કરવાનો નિર્દેશ સમાયેલો છે. આ વાત કેવી પાયાની છે અને છતાં કેટલી અઘરી છે તે વર્ણવવાની જરૂર નથી. પરન્તુ જો 'હાઈકુ'માં આ'વો 'તથાતા'ના સાક્ષાત્કારની ક્ષણનો વિસ્મય અભિપ્રેત હોય તો 'હાઈકુ' રચવું એ કેટલો કપરો યોગ છે ત્હેનો ખ્યાલ આવી જાય છે. આ રીતે જોઈએ તો 'હાઈકુ' સાધના માગે છે. એમાં જે સંવેદનનો ઉદ્ગાર છે તે અસાધારણ અવસ્થાના વિશિષ્ટ દર્શનની સંવેદનરૂપ અનુભૂતિમાંથી ઉદ્ભવેલો સહજ ઉદ્ગાર છે. કહી શકાય કે ઉત્તમ સ્થિતિએ 'હાઈકુ' સહજોપલબ્ધિ છે, સાધકચિત્તની નીપજ છે.

જાપાનનાં પણ બધાં હાઈકુ આ સહજોપલબ્ધિને વ્યક્ત કરતાં જ હોય એમ ન બને. આ રીતે જોઈએ તો તો હાઈકુ વૈદિક ઋષિઓની ઋચાઓના ઉદ્ગાર કે વાલ્મીકિના અનુષ્ટુપની કક્ષાએ પહોંચી જાય. સાધારણ ભૂમિકાએ આ શક્ય નથી. 'હાઈકુ'માંય સર્જકચિત્તની સંવેદના સમ્મિશ્રિત તો હોય છે. તેમ છતાં કોઈક રીતે, સર્જકના અભિગમમાં પેલું ઝેનતત્ત્વ અનુસ્યૂત ન હોય તો એ રચના બને, 'હાઈકુ' નહીં.

હાઈકુમાંથી જો મનના, બુદ્ધિના પ્રવર્તનને ટાળીએ તો તે સહજોપલબ્ધિ તેમ સહજોદ્ગાર પણ બની રહે. આમ થતાં ત્હેમાં વસ્તુદર્શનના વિસ્મયાનન્દના સંવેદન સિવાય કશું ન ટકે – ન અર્થ, ન વિચાર, ન અલઙ્કાર, ન હેતુ. જ્યાં દ્રષ્ટા પોતે પણ ન રહે ત્યાં વસ્તુ જ કેવળ સ્વરૂપે વિરાજે. એ'ની સાથે કોઈક વિરલ ક્ષણે જોનારની મળી જતી 'દષ્ટોદષ્ટ'નો ચમત્કાર એ જ હાઈકુનો અનુભવ. 'હાઈકુ' એટલે એ'વી 'શુભદષ્ટિ'ની ક્ષણનું અલૌકિક સંવેદન. એમાં વચ્ચે મનની મધ્યસ્થી ન હોય, બુદ્ધિની બડાશ ન હોય. અનુભૂતિને રૂપ

આપવા માટે જરૂરી એ'વા માળખામાં સંયત રીતે ઠારવી એટલો જ નિર્માણવ્યાપાર. ત્હેમાં બીજું કાંઈ પણ અલઙ્કાર, પ્રાસ, ઉપદેશ, પ્રતીક-સાયાસ અને સહેતુક ઉમેરાય તો તેટલે અંશે ત્હેમાં અશુદ્ધિ પ્રવેશે.

જાપાનનું પેલું સુવિખ્યાત 'હાઈકુ' કહે છે :

*'Sitting silently,*
*Doing, nothing,*
*Grass Grows.'*

આમાં ચિત્તને શાન્ત-મૂક-કરવાની, તમામ કર્તૃત્વને નિ:શેષ કરવાની અને એમ થતાં સાહજિક રીતે પ્રગટતી ઉપલબ્ધિની જે વાત કરી છે ત્હેમાં 'હાઈકુ'વિષયક બધી માર્મિક વાત સૂચવાઈ ગઈ છે.

વસ્તુનું બિમ્બ ચિત્ત મૂક-સ્થિર થયા વગર કેમ ઝિલાય ? એટલે જ શ્રી રાજેન્દ્ર શાહ કહે છે તેમ

*'મન મ્હારું નિસ્તરઙ્ગ ઝીલ'*

એ અવસ્થાને પહોંચવું પડે. ઉપરાંત તે જ કહે છે તેમ

*'મ્હારે ગમા-અણગમા શું કશું હતું ના'*

એમ મનના પાત્રને રિક્ત-સ્વચ્છ કરવું પડે અને છતાં તે શૂન્ય — ઠાલું જ રહે તો કશું પ્રાપ્ત ન થાય. કવિ કહે છે તેમ

*'ઘોંઘાટહીન પણ ઘાટ હતા ન સૂના...'*

એ શૂન્ય સભર હોય...

હાઈકુના અનુભવમાં આ રિક્ત થયા પછીની સભરતાનો અનુભવ હોય. ('તું રિક્ત થઈ સભર થા !') આ વાત પર ખાસ ભાર મૂકવો જરૂરી છે. કારણ કે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે કોઈ પણ વસ્તુનું કેવળ વાસ્તવિક વર્ણન કર્યે 'હાઈકુ' નીપજતું નથી. બાળકોને હાઈકુ લખવાનું કહેવામાં આવે છે. તેમાં માત્ર રમત અપેક્ષિત નથી પણ બાલસ્વભાવને જે સહજ છે તે નિર્હેતુક વસ્તુદર્શનના વિસ્મયનો તેમાં મહિમા છે. જાપાનમાં બાળકોને હાઈકુ લખવાનું કહેવાની પ્રથા છે. તેમાં તો ઊગતી પેઢીને તૈયાર કરવાનો, ત્હેમની જ્ઞાનેન્દ્રિયોને જગાડવાનો, ત્હેમને વસ્તુ-જગતને અવલોકવા-માણવા-પ્રેરવાનો અને તેની સ્વાભાવિક અભિવ્યક્તિ કરતાં શીખવવાનો અને તેથીય વિશેષ ત્હેમને જાપાનની સાંસ્કૃતિક પરમ્પરા સાથે સજીવપણે સુસમ્બન્ધિત રાખવાનો આશય હોઈ શકે. જાપાન અત્યન્ત આધુનિકતા સાથે અનેક રીતે તેની પરમ્પરાગત સાંસ્કૃતિક અસ્મિતાને જાળવી રાખે છે. 'હાઈકુ' લખવાં એ પણ આ સાંસ્કૃતિક ચેતનાના સાતત્યસઞ્ચલનનો એક તરીકો છે. કદાચ જાપાનના, અમેરિકાનેય આધુનિક ટેકનોલોજીમાં હમ્ફાવનાર મોટા ઉદ્યોગપતિએ પણ બાળપણમાં હાઈકુ લખ્યાં હશે ! ? !

એટલે હાઈકુ કેવળ રમત નથી, નથી માત્ર રચના-રીતિ. તો જાપાનની સાંસ્કૃતિક ચેતનાનું અને 'ઝેન'નું જેમાં અન્તસ્તત્ત્વ રૂપે પ્રવર્તન એ'વી કાવ્યરીતિ આપણે ત્યાં કેવી રીતે રોપાય એવો પ્રશ્ન. પણ એ અઘરું છે છતાં અશક્ય નથી; કારણ કે 'તથાતા'ના દર્શનની, 'અસ્મિતા'ને ઓગાળવાની, મનની પ્રવૃત્તિને શાન્ત કરીને વસ્તુને પામવાની વાત કદાચ બધી જ સંસ્કૃતિઓના ચિન્તનમાં પાયારૂપે સમાવિષ્ટ હોય છે. આપણે ત્યાં તો આ અભિગમ જરાય પારકો ન લાગે, એટલે આપણે ત્યાં 'હાઈકુ'ને રોપવા-ઉછેરવાની ભૂમિકા છે જ. 'તથાતા'નો પરિચય માત્ર 'હાઈકુ' દ્વારા જ થાય એ'વું ય નથી. નરસિંહના 'નીરખને ગગનમાં...' જેવા ઉદ્ગારોમાં કે ન્હાનાલાલ - સુન્દરમ્ - રાજેન્દ્ર શાહ - રાજેન્દ્ર શુક્લ - લાભશઙ્કરમાં 'તથાતા'ની ઝલક આપે એ'વી ક્ષણો મળી આવશે- (- લાભશઙ્કરનાં એકાઙ્કીઓમાં પણ !) એટલે 'હાઈકુ'ને આપણે અવશ્ય સેવીએ — પણ પૂરી સમજથી, ને એ માટે અભ્યાસ કરીને, ઉત્તમ 'હાઈકુ'ઓનો પરિચય કરીને થોડુંક તત્ત્વચિન્તન પણ કરીને.

'હાઈકુ'નાં અર્થઘટનોના પ્રયત્નો થયા છે પણ એક જ હાઈકુનાં અનેક અર્થઘટનો મળી શકે છે તે જ

દર્શાવે છે કે આ પ્રયત્નો એ ઇતર પ્રવૃત્તિ છે. જ્યાં મનની પ્રવૃત્તિ જ ન હોય ત્યાં અર્થઘટનો નિરર્થક છે. 'હાઈકુ' અનુભવવાનો — સંવેદનવાનો વિષય છે. મનમાં એ'ની 'હવા' પ્રસરવા દેવાની છે, અને મમળાવીને એનો 'સ્વાદ' માણ્યા કરવાનો છે. 'હાઈકુ'માં જે 'અસ્પષ્ટતા' છે તે તેના ભાવનની પણ અનિર્વચનીયતા નીપજાવે છે. સૂર્યના પ્રકાશમાં ચમકતા હીરાની જેમ વાચને વાચને તે નવા નવા ઝળઝળકાર પ્રગટ કર્યા કરે છે અને એના આસ્વાદનો જ આનન્દ છે. અલબત્ત, મમળાવ્યા-માણ્યા પછી તેમાંથી સર્જાતાં આન્દોલનોને મન-બુદ્ધિ-વિવેચનવૃત્તિ જો સમજવા-સમજાવવાનો પ્રયત્ન કરે તો તે ઇતર ભૂમિકાની વાત થાય. એ બધી હેતુઓ તારવવા'ની વાત છે. જ્યારે 'હાઈકુ'માં નિર્હેતુકતાનો જ મહિમા છે.

> *'The wild geese do not intend to*
> *cast their reflection;*
> *The water has no mind to*
> *receive the image."*

એમ ઉભયપથે કોઈ આશય નથી. (લાભશઙ્કર કહે છે તેમ 'ઇરાદો નથી') બસ, પાણીમાં પ્રતિબિમ્બ પડે છે ને એ'નું દર્શન ચેતનામાં કોઈ આનન્દસઞ્ચાર જગાવી જાય છે !

જાપાનની પરમ્પરામાં પણ અર્થસૂચક હાઈકુ નથી રચાયાં એમ નથી, કલ્પનાતરઙ્ગો તેમાં નથી જ પ્રવેશ્યા એમ ન કહી શકાય, પણ હાઈકુનું ઉત્તમસ્વરૂપ તો પેલી 'શુભદષ્ટિ'ની ક્ષણના અલૌકિક રોમાઞ્ચસઞ્ચારનો અનાયાસ નિર્હેતુક ઉદ્ગાર જે મન્દિરના ઘણ્ટના રણકારની જેમ ચિત્તમાં ગુઞ્જ્યા કરે, વિસ્તર્યા કરે ને હૃદયને ભરી દે !

'હાઈકુ' લઘુકાવ્યસ્વરૂપ છે, અને માટે જ તેની રચના અઘરી છે - એ કપરો કાવ્યયોગ છે, મ્હોટું સર્જન-સાહસ છે. એટલે જ તો બાશો જેવા મહાન 'હાઈકુ' સર્જકે પણ કહ્યું છે કે 'પોતાના જીવન દરમ્યાન જે ત્રણથી પાંચ હાઈકુ કવિતાનું સર્જન કરી શકે તે હાઈકુ કવિ છે. જે દસ સુધી પહોંચી શકે તે હાઈકુ સ્વામી છે.'

તો આપણે ત્યાં સઙ્ખ્યાબન્ધ બલ્કે સેંકડોની સઙ્ખ્યામાં રચનાર તે - ?

*"તે કે ન જાનીમહે !"*



## દાનપૂર્તિ

૨૫,૦૦૦/- શ્રીમતી તારાબહેન પી. ત્રિવેદી અને
શ્રી પી.એમ. ત્રિવેદી, અમદાવાદ

## 'કવિલોક' દ્વિમાસિકના નવા આજીવન સભ્ય

| | |
|---|---|
| નાથાલાલ દેવાણી | અમદાવાદ |
| ગુણવન્તલાલ શનાલાલ શાહ | ઇન્દોર |
| મનોહર ત્રિવેદી | ઢસા |
| કમલ વોરા | મુમ્બઈ |
| વીરેન મહેતા | મુમ્બઈ |
| શાસ્ત્રી જયેન્દ્રભાઈ દવે | વલ્લભવિદ્યાનગર |

## સાભાર સ્વીકાર

**એનું સરનામું :** શ્રી હરિહર જોશીનાં ગીતો, ગઝલો, ગદ્યકાવ્યોનો પ્રથમ સઙ્ગ્રહ. કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૬૪, પ્રકા. એન.એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુમ્બઈ - ૪૦૦ ૦૦૨, રૂ. ૪૫.

**એક ખોબો આઘાત :** મુખ્યત્વે અનુભૂતિની સીધી અભિવ્યક્તિનાં લઘુ ગદ્યકાવ્યોનો શ્રી ઉષા ઠેબરનો પ્રથમ સઙ્ગ્રહ. કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૪૮, પ્રકા. પોતે, C/o G.E.B. સિટી ઓફિસ, નડિયાદ, રૂ. ૪૦.

**ત્રીજો કિનારો :** શ્રી ઇસ્માઈલ શેખની ગઝલોનો સઙ્ગ્રહ. કાચું પૂઠું, કાઉન પૃષ્ઠ ૮૦, પ્રાપ્તિસ્થાન : કુસુમ પ્રકાશન, ૬૧/એ, નારાયણનગર સોસાયટી, જયભિક્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, રૂ. ૨૫.

**ભગતની ચ્હા :** ગૂઢત્વની છાંટવાળાં ગીતો, મુક્તકો અને ગઝલોનો શ્રી ભરત પાઠકનો પ્રથમ સઙ્ગ્રહ. કાચું પૂઠું, કાઉન પૃષ્ઠ ૮૮, પ્રાપ્તિસ્થાન : નવભારત સાહિત્ય મન્દિર, જૈન દેરાસર પાસે, ગાંધીરોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧, રૂ. ૩૦.

**વરદાન ફૂલનું :** હેમન્ત દેસાઈની ગઝલોનો સઙ્ગ્રહ, કાચુ પૂઠું. પૃ. ૧૦૦. પ્રાપ્તિસ્થાન : પૂર્વી પુસ્તક ભણ્ડાર, એલિસબ્રિજ, અમદાવાદ - રૂ. ૬૦.

**નીલાંબરી :** નન્દિતા અધ્વર્યુનો કાવ્યસઙ્ગ્રહ. પ્રકાશક : પોતે. પૃષ્ઠ ૭૦, પ્રાપ્તિસ્થાન : નન્દિતા અધ્વર્યુ, ૫૩ કામેશ્વર ટ્વીન્સ, અમદાવાદ-૧૫.

## હિમાંશું (બાબુલ) પારિતોષિક

ખ્રિસ્તાબ્દ ૧૯૯૫ના કવિલોકના અઙ્કોમાં પ્રગટ થયેલ કાવ્યોમાંથી શ્રી જગદીશ ત્રિવેદીના કાવ્ય 'ઝરણ'ને 'હિમાંશુ (બાબુલ) પારિતોષિક એનાયત કરવામાં આવે છે.

## બ. ક. ઠા. પારિતોષિક

ખ્રિસ્તાબ્દ ૧૯૯૫ના કવિલોકના અઙ્કોમાં પ્રગટ થયેલ કાવ્યોમાંથી શ્રી હેમન્ત દેસાઈના કાવ્ય 'અભિશપ્ત'ને શ્રી બલવન્તરાય ક. ઠાકોર પારિતોષિક એનાયત કરવામાં આવે છે.

નિર્ણાયકો - વિનોદ અધ્વર્યુ : નલિન રાવળ

## સુધારો

માર્ચ-એપ્રિલ-૧૯૯૬, પૃ. ૧૯ પર શ્રી લલિત ત્રિવેદીના કાવ્યના ચોથા શેરની પ્રથમ પઙ્ક્તિ નીચે મુજબ વાંચવી—

*'સાષ્ટાઙ્ગ થૈ ગયા છીએ સણકા અમે, નકર,'*

## તિરોહિત સખે !

રાજેન્દ્ર શાહ

તિરોહિત સખે ! વ્યથા કંઈક... કૈંક છે વિસ્મય !
પ્રસઙ્ગ ક્યહીં ? — કોઈને સદન લોકમેળા મહીં
પ્રમોદિત ઉરે વિહાર કરતાં... ત્યહીં આપણી
અચાનક મળેલ દૃષ્ટિ, અનિમેષ ને નવ્ય કો
પ્રકાશ, સ્મૃતિના વ્યતીત યુગની છતાંયે કશી
પ્રતીતિ ! — યદિ રૂપ આ અવર, કિન્તુ જે ભીતરે
અજાણ નહિ તે, અને અકળ કર્ષણે આપણું
સમીપ સરવું, સ્મિતે સહજ, નિત્ય સઙ્ગી સમાં.

વહેતું ઉર... વીચિ-લોલ કલબોલ વિશ્રમ્ભના
સમર્પણ વિભાવ — એ જ પ્રતિપત્તિ આનન્દની.
અતીતનીય તે સુણાતી મધુ ઝઙ્કૃતિ સામ્પ્રતે !
તથૈવ ધ્વનિ-વિસ્તૃતિ — ક્ષિતિજ પાર ત્યાં તું, હવે
અચાનક જ આમ થાય મળવાનું દેહાન્તરે !
સખે ! ગહન વ્યોમ, દૃષ્ટિ અનિમેષ આનન્ત્યમાં.

## સાંજને સમય

રાજેન્દ્ર શાહ

કર્મ-કોલાહલથી કંઈક શ્રાન્તઃ
સાંજને સમય, શિથિલ ચરણ લહર ત્યારે
 અલસ આસીન કુટિર દ્વારે
 નીરખી રહું ક્ષિતિજ સોનલ કાન્ત.
ઓસરતું જાય કોમલ કિરણ ગંભીર નીલ નિચોલે,
વિહગના કલબોલનું શમન નીડન્તરુવર-ખોળે.
 નીરવ ત્યારે પલક-મલક તારલ-દ્યુતિ,
 નયને નયન કરતી યુતિઃ
 સકલ કરણ શાન્ત કેવલ શાન્ત.

## લઈ જાઓ

જગદીશ ત્રિવેદી

લઈ જાઓ — લો, લઈ જાઓ
મન ચાહે તે લઈ લો—
વીણી લો સ્વયં ત્હમારે જ હાથે
આજે તો બધાં બારીબારણાં
હચમચાવીને કર્યાં છે અળગાં—
ખુલ્લંખુલ્લું છે બધું—
લઈ લો બધું —
ખપતું નથી હવે કશું મ્હને,
ઝઙ્ખનાની ઝિંકાતી નથી હવે છોળો.
શબ્દ-પતઙ્ગિયાંના મનલુભાવન રઙ્ગ
લઈ જાઓ—
શબ્દના રઙ્ગીન પડછાયાઓ પાછળ
ખૂબ દોડ્યો હાંફભેર—
એક ડગલું માંડવાની હવે રહી નથી હામ !
મ્હારે તો બહુ છે
પ્રગટ્યા વગરનો
આકારહીન એક અણબોલ્યો શબ્દ !
વિજનમાં ખીલી આવેલાં વગડાઉ પુષ્પોના પરિમલ
હૃદયાકાશમાં ગોપવી રાખ્યા હતા—
આજે
પાંખે પવનની વહેતા મૂક્યા છે—
જાઓ — બાંધી જાઓ
ત્હમારા શબ્દની ફાટેલી ફાંટમાં સઘળા પરિમલ
મ્હારે કશાયનો ખપ નથી !
મ્હારા આંગણામાં ઢગલાયેલાં
કામનાનાં રઙ્ગીન બીજ—
લઈ જાઓ—
ત્હમારા ખપમાં આવશે કદાચ—
હજી એમનામાં પાંગરવાની પ્રેરણા-ક્ષમતા—
આ બધુંય મ્હારું
ધરી દીધું આપને ચરણ !

## મીરાં થવાની વાત કર

દિલીપ રાવલ

રજ્જ સાથેના સબન્ધો તોડ પહેલાં, તે પછી મીરાં થવાની વાત કર;
શ્વેત વસ્ત્રો સાથ નાતો જોડ પહેલાં; તે પછી મીરાં થવાની વાત કર.

પગ તળે મેવાડની તપતી ધરા છે, પન્થ જે સામે છે સર્વે આકરા છે,
મ્હેલ ને મહોલાતને તરછોડ પહેલાં; તે પછી મીરાં થવાની વાત કર.

'એકતારા' સાથમાં તલ્લીન થઈને. ઘુંઘરુંની ગુઞ્જ સાથે લીન થઈને,
તું હ્રદયના તારને ઝઞ્ઝોડ પહેલાં, તે પછી મીરાં થવાની વાત કર.

ઝેરનો પ્યાલો પચાવી જાણવાનો, ભક્તિના રસને નિભાવી જાણવાનો,
શ્યામનામે ઝઞ્ઝના લઈ દોડ પહેલાં, તે પછી મીરાં થવાની વાત કર.

કૃષ્ણ નામે નીરને બસ પી જવાનું, નામના એના નશે બહેકી જવાનું,
આ જગત-સુરાનો પ્યાલો તોડ પહેલાં; તે પછી મીરાં થવાની વાત કર.

## પરપોટાને

સુલતાન એ. લોખણ્ડવાલા

પરપોટાને વાગ્યો કાંટો, વાગ્યો પરપોટાને કાંટો,
જળમાં વ્યાપ્યો છે સન્નાટો, પરપોટાને વાગ્યો કાંટો.

નીર અરીસા જેવાં એમાં આછેરાં લહેરાતાં,
બિમ્બ એમનું જોવા વાદળ થોડું ત્યાં રોકાતાં,
દખણાદો વણ્ટોળો આવી પાડી જાતો ઘાંટો.

કોઈ હલેસાં મારે મોટાં, કોઈ કાંકરી ઝીણી,
પાણીને ઉઝરડો પડતાં ચીસો પાડે તીણી;
સૂરજ આવી બાંધે એના ઘાયલ અઙ્ગે પાટો.

વાયુ એની છાતી ઉપર વમળ છૂંદણાં ચીતરે,
કેસરવરણી સન્ધ્યા એમાં ન્હાવા હોંશે ઊતરે;
કાયાને તરબોળ કરે છે એક જ ઊંડે છાંટો.



## ડૂબી જવું લયપાનમાં !

'ઉશના'

ખાનમાં ના પાનમાં, અપમાન કે ના માનમાં;
આપણે રહિયે તો રહિયે આપણા બસ તાનમાં!

હાય ન જાણે શું દીઠું અણદીઠ ત્હારી નજરમાં !
જાનમાંથી જાન ગઈ ? કે જાન આવી જાનમાં ?

પ્યાલી પર પ્યાલી ભરી પિવડાવ સાકી ! બેતમા;
ક્યાં હજુ આવી ગયો છું હુંય પૂરા ભાનમાં ?

મોત ! લઈ જા જોઈએ તો લાશ મ્હારી મફતમાં;
જિન્દગી આપી દીધી છે કોઈને વરદાનમાં !

સૂર્ય પણ ઊઠી ગયો રઙ્ગત મૂકી મ્હેફિલ તણી,
બસ, હવે બાકી રહ્યું ડૂબી જવું લયપાનમાં !

# ચન્દન તરુની છાયામાં...

ચન્દ્રકાન્ત શેઠ

સવારનો સૂરજ
ચન્દનના છાંટણે છણટાતો પારિજાતનાં પુષ્પોમાં,
શ્યામળી કળીની મહેકમાં મઘમઘતો
કેસરવર્ણા પગલે આવી લાગ્યો છે મનના બારણે,
હવે તો તિલક કરાવી લઉં એટલી જ વાર.

૨

સૂરજનું સુખડ લઈને
આ નીકળી આવી આણ્ડાલ :
કમળની પાંખડી સરખી અઙ્ગુલિએ
કરવા ચાહે છે તિલક
આકાશવ્યાપી વિષ્ણુના લલાટમાં.

૩

સૌભાગ્યનો શ્રીકળશ
મસ્તકે મૂકીને
ક્યાં સુધી ખડી રહેશે બાલે ?
શેષશય્યા પર પડ્યા પડ્યા અકડાઈ ગયેલા વિષ્ણુ
ઉત્કંટતાથી રાહ જુએ છે
તારા કરપલ્લવની :
એમણે બેઠા થવું છે ત્હારી કરાઙ્ગુલિ સાહીને.

૪

મ્હને અબઘડી આવ્યો જ જાણો પ્રભુ !
તડકાનું સુખડ કાવેરીનીરે આર્દ્ર થાય—
ઘસાય એટલી જ વાર;
ભાલદેશે એ'નું ત્રિપુણ્ડ તાણી
દિવસ આખો પછી તો ત્હારી જ પૂંઠે :
હાથણી પૂંઠે જેમ મદનિયું તેમ જ.

૫

અરે સૂરજ ! વ્યગ્ર થા મા !
ત્હારો શુક્ર સલામત છે
પેલા ચન્દનવૃક્ષના નીલપત્ર પરના
તુષાર બિન્દુમાં,
જોજે પેલી તન્વી શ્યામાને જગાડતો !
નહીંતર, પરોવી લેશે એ ત્હારા શુક્રબિન્દુને
સુવર્ણની નથમાં.

૬

અહો ! પેલું ચન્દન જો મલયગિરિ પરથી ઊતર્યું
તો આરૂઢ થયું પેલી તમિલકન્યાના સ્તનગિરિ પર
વનના ચન્દનને
જીવનની ઉલ્લસિત ઊંચાઈની
આ'વી ગરિમા ક્યાંથી ?

૭

હે મૃગાક્ષી,
સૂર્યનાં તીક્ષ્ણ શરે વિદ્ધ મૃગ તો
ત્હારાં નેત્રોમાં લપાઈને ચમકે છે.
પેલો ચન્દ્ર,
ચન્દનનો બનીને ઝઝૂમે છે
એના મૃગને ચૂમવા-ઠારવા
ત્હારા ચહેરા પર, ત્હારી સેજમાં.

(બૅંગલોરની સ્મૃતિમાં, પ્રિય ભોળાભાઈ માટે. —ચં.)

❑

## હે ભુવનમોહન !

ઉષા ઉપાધ્યાય

ચન્દ્ર આછાં વાદળોથી ઢંકાયેલો છે
દિશાઓને પુલકિત કરતી
આછી ચાંદની રેલાઈ રહી છે.
હે ભુવનમોહન,
એ'વું લાગે છે કે જાણે
ત્હારી બન્ધ પાંપણો
પ્રિયાના પરિચિત પદરવથી
સ્પન્દિત થઈ રહી છે,
હળવે હળવે, નિકટ નિકટ આવતી
આછા સ્પર્શથી જાગેલી પુલક
ત્હારા ચહેરા પર મધુર સ્મિત બનીને
રેલાઈ રહી છે.
હે ભુવનમોહન !
ત્હારું આ રૂપ
મ્હારા મનને મોહી રહ્યું છે,
મ્હને પાગલ કરી રહ્યું છે.

## ટહુકો

રાજેન્દ્ર શાહ

ઊડતું આવ્યું
કરી ટહુકો ગયું
નીલિમ નભે...

રોમાઞ્ચ મ્હારો
દૃષ્ટિને પથ...



## વૃક્ષ હું શાશ્વતીનું

પ્રા. ડૉ. પુષ્પા ભટ્ટ

વૃક્ષ હું શાશ્વતીનું
અનેક જન્મોનાં પર્ણ ખરી જાય
અનેક નવજન્મોનાં કિસલય ફૂટે
એથી ના હું ક્ષુબ્ધ
કષાયોથી ના હું લુબ્ધ
મ્હારામાં અમૃત સઞ્જીવનીનો સઞ્ચાર
ઉત્ફુલ્લ પ્રાણોનો અણસાર
પ્રસાદિતાની કો એક અવિરત ધાર
અનાહતથી ઝઙ્કૃત મ્હારો તારેતાર
અપાપવિદ્ધ અનાવિલ ચૈતન્યસાર
એકમેવ બ્રહ્મરસ વહું આરપાર
નીલિમ અવકાશની પશ્ચાદ્ભૂમાં
ઊઘડે મ્હારું હરિત સુવર્ણશિલ્પ
સ્વયં રચાઈ જાતો મ્હારો સુષમ ઘાટ
ઉભયાન્વયી હું
મ્હારું આદિમૂળ વિસ્તરતું જાય અતલ પાતાલમાં
મ્હારી ઊર્ધ્વ શાખાઓ વિસ્તરતી જાય ઊંચે
અમેય અવકાશમાં;
હું જ સેતુ
પૃથ્વીની અધશ્ચેતના અને ઊર્ધ્વ ચેતનાનો :
હું શાશ્વતીનું વૃક્ષ; ભલે રુક્ષ !

## લહર

રાજેન્દ્ર શાહ

લહર એક
ભીનો કરી પુલિન
સ્રોતમાં શાન્ત...

## ઓથાર

રજનીકાન્ત પચ્ચોળી

સૂરજમુખી આ ફૂલ નથી કંઈ
બળતા અન્તરની જ્વાળા છે
પાંખડીઓ કેસરિયા છે તે
આગ ચમકતી માળા છે.

આ રસ્તા તે માર્ગ નથી કંઈ
વ્યાળ-ગ્રસેલા વ્યાળનાં ઊંડાં
ઉપરનીચે થતાં લસરતાં
પેટાળાં અન્ધારાં ભૂંડાં.

અન્ધારું કોરી ખણ્ડ કર્યાં આ
તારા ચન્દર ચિતરેલા છે;
પડ્યા લિસોટા સાપ નથી આ
ઊના રુધિરના રેલા છે.

ચિતરેલાં આ વૃક્ષો ઉપર
કૃતક પક્ષીડાં બેઠાં છે
જોતાં લાગે ચાંચ ઉઘાડી
ફળ નીચે બે એઠાં છે.

ગીત નથી ગાતાં આ પક્ષી
ઊડવાનું પણ ભૂલ્યાં છે,
નરમાદાને મેળ નથી અહીં
ડૂબતે સૂરજ ડૂબ્યાં છે.

નરનારીનું મોં ને માથું
ક્યાંય નથી દેખાતું,
મડાગાંઠમાં બન્ધાયેલું
યુગલ નથી આ પરખાતું.

છટકબારી અહીં ક્યાંય નથી
ના દ્વાર ભાગ્યનું અધખોલું
વાતાયનમાં વાત ન આવે
નક્કર તળિયુંયે પોલું !

## જળ

શાસ્ત્રી જયેન્દ્ર દવે

આચમનીથી સાવ રે ઓછું
જવના દાણા જેટલું ક્વચિત ક્યાંક ભાળ્યાનું
યાદ આવે છે : જળ.

સ્વાદનું એ'ના કોઈ નથી સમ્ભારણું સબળ.
નીતર્યા નીરજ ભાવની એ'ના મળતી નથી કળ.
ઉરના અતલતળિયે હજી હમણાં જાણે ટપકી
આખા મન ને વાણી કમ્પવી ગયું હોય ના
એ'વું સ્મરણ શીતળ
જળને માટે ધીખવું પાણા જેમ પ્રજળવું.
જળનું સ્મરણ સહરી કોરાકટ ઉનાળા જેમ
રઝળવું.

પરશી ગયાં ઝાકળ ઝીણાં કણ એ'વા એ
વહેમથી ઝૂમે થોરિયા અહીં વાડનાં સકળ.

આંસુડું તો બોરના જેવડું હોય કે કદીક મોતી
જેવડું હોય,
રાઈના દાણા જેટલું ક્વચિત ક્યાંય ભાળ્યાનું
યાદ આવે છે : જળ.

## જાણી જશે

ઇસ્માઈલ શેખ

હાલ દિલના ત્યક્ત ક્ષણ જાણી જશે.
આંખનો રસ્તો સ્મરણ જાણી જશે.

શા અભરખાથી નદી ઘરઘર રમી,
લે અગર રણમાં શરણ, જાણી જશે.

પાનખરની વાટ તો જોવી પડે,
પર્ણની શી મૂંઝવણ જાણી જશે.

સ્વપ્નને સાકાર કરવાં જોઈએ,
એ મહેનતનું ચલણ, જાણી જશે.

'શેખ' નામીની નથી આ નામના,
છે સમયનું શાણપણ, જાણી જશે.

## વાદળનું ટોળું

ચન્દા રાવળ

આજ જામ્યું છે વાદળનું ટોળું .
સખી, હું હવે
ઝરમરતા શ્રાવણને ખોળું.
કેટલીયે વેળાથી કોરું આકાશ
હવે ધરતીના હૈયામાં બોળું.

જરી ભીનો વિષાદ અને મોરલાનો સાદ
રહે પાંપણના પડદામાં છાઈ,
બેક છાંટા પડે, ને પછી ઝાઝા પડે
ને પણે નદીઓમાં ધારા બન્ધાઈઃ
હવે જળ અહીંયાં રેલ્યું છે બ્હોળું...

આમ આખુંયે આભ મ્હેં તો નજરુંમાં પૂર્યું
ને આંગણમાં છલકાતી છાયા,
ક્યાંય રસબસતી ધાર, ક્યાંક સઘળું ઉધાર
ક્યાંક રઙ્ગોની ઊભરાતી માયા,
હવે મેહુલાને ચાપ ચડે ઝોલું...

ને પછી માટીની વાસ મહીં ન્હાયો પવન
જાય લહેરાતો વેરાતો તાનમાં;
ક્યાંક આછો ઉજાસ, ક્યાંક સૂરજનો ભાસ;
ક્યાંક હળવું તે હાસ રમે પ્રાણમાં
હવે સૂતેલાં સપનાં ઢણ્ઢોળું....



## ભૂલવી પડે

ચન્દા રાવળ

કંઈક વાતો પ્રેમની બોલ્યા વિના કળવી પડે,
ચિત્તને છઞ્છેડતી સહુ રુક્ષતા ભૂલવી પડે.
હર વસન્તે ખાખરે ઊગ્યા કરે છે ઝઙ્કના
કેસૂડાના રઙ્ગમાં સહુ કાલિમા ભૂલવી પડે.
વહી અજમ્પો નયનથી ફૂલતો રહ્યો છે ઝાંઝવે
તરસની સહુ વેદના મૃગજળમાં ભૂલવી પડે.
ચન્દ્રને જઈ આંબવા ઊછળે અભીપ્સા સાગરે,
બિમ્બના પ્રતિબિમ્બમાં સહુ કામના ભૂલવી પડે.
'જ્યોત' જલના એટલી કે તિમિર ગભરાઈ વહે,
તારલાની ભાતમાં સહુ આર્તતા ભૂલવી પડે.

## ક્ષણ

'પ્રણય' જામનગરી

એક ક્ષણ આવી, બીજી સરતી રહી,
જીવતી થઈ કોઈ, કો' મરતી રહી.
કેટલાં વન લોહીમાં વહેતાં થયાં !
છાંયડી જળ જેમ જો ફરતી રહી.
ઘૂમરાયું સામટું વીતક અહીં,
આરઝૂઓ એકબે તરતી રહી.
છળ સમજવાનું ગજું ક્યાં આપણું !
ચીજ હર એક આપણે હરતી રહી.
દોડવાનું મન તો હર વેળા થયું,
પઙ્ગુતાઓ તો વિવશ કરતી રહી.
યાદ ગોરમ્ભાઈ આખા આભમાં
વાદળી જેવું સતત ઝરતી રહી.
ભય ચહેરા પર સતત નજરે પડે,
જિન્દગી કઈ વાતથી કરતી રહી !
પઞ્ચ તત્ત્વોમાં 'પ્રણય' વિખરાઈ જા
ક્ષણ પરિચિત એમ કરગરતી રહી.

## ખેતર ઝૂલે

લાલજી કાનપરિયા

પરોઢિયાનું શમણું થઈને ખેતર ઝૂલે આંખ વચાળે,
ઝાકળ જેવું નમણું થઈને ખેતર ઝૂલે આંખ વચાળે.
ક્યાંક હવાઓ ગાય રાગણી, ક્યાંક થનગન નાચે મોર
ક્યાંક ચડે છે કેફ કસુમ્બલ, ક્યાંક ઊગે છે લીલો તોર!
ખળખળ વ્હેતું ઝરણું થઈને ખેતર ઝૂલે આંખ વચાળે
પરોઢિયાનું શમણું થઈને ખેતર ઝૂલે આંખ વચાળે.
અંકુર થઈને મ્હોરી ઊઠે ક્ષણ ક્ષણમાં ભીનેરા ચાસ,
અવળીસવળી લાગણીઓનું ફરફરતું ભીતરમાં ઘાસ!
હરિયાળું મોંસૂઝણું થઈને ખેતર ઝૂલે આંખ વચાળે
પરોઢિયાનું શમણું થઈને ખેતર ઝૂલે આંખ વચાળે.
પછી થઈને ચણવા આવે કોણ હવે આ દૂધિયા દાણા!
કોણ દૂરથી ગાતું આવે લીલીછમ્મ ઇચ્છાનાં ગાણાં ?
ઝળહળ સોનાવરણું થઈને ખેતર ઝૂલે આંખ વચાળે
પરોઢિયાનું શમણું થઈને ખેતર ઝૂલે આંખ વચાળે.

## ચારે તરફ

લાલજી કાનપરિયા

આ તરફ, પેલી તરફ, ચારે તરફ
લાગણી ક્યાં બોલતી એક્કે હરફ ?

કૂંપળ સમું સ્વપ્ન નીરખવા જતાં
પાનખર થૈને થયાં લો, બરતરફ !

જોતજોતામાં છવાયું યાદનું—
કેવું ધુમ્મસ આપણી ચારે તરફ !

સૂર્ય થૈને કોઈ ઝળહળતું રહે
પીગળે છે ક્યાં છતાં રીઢો બરફ ?

એક પરપોટો ફૂટ્યો જાહેરમાં,
જળ હવે ઘૂઘવ્યાં કરે છે ચોતરફ !

## પ્ર-વચ્ચના

પ્રાણજીવન મહેતા

૧

કાચી ઉંમર ને કડવી કથા;
ઉમેર માંહે તું થોડી વ્યથા.
વ્યથા વાગોળી લે ઓડકાર,
સૂંઘ કાં સાંભળ પીડા-પડકાર.
અરીસો ફોડી સ્વ-ને તું સૂંઘ,
ઉઘાડી આંખે આવશે ઊંઘ.
ઠાલી ઠમ છે માણભટ્ટ કથા,
સાંભળ લયબદ્ધ શમણાં, તથા—
ઊઠ, મેલ્ ઊંબાડિયું આવડતમાં,
ચાલ પછી તું ધુમાડાની ગતમાં.
ગત સમ્ભારી ગાંગરવાનું મેલ,
ઉતાર હવે માથેથી હું-પદ હેલ.

૨

ઘર બહાર નીકળી ઊભા આંગણ વચ્ચ,
પછી સઘળાં પૂછતાં 'શાને પહેર્યાં કવચ' ?
અહીં શેખચલ્લી ફરે મસ્તક વાવી તરજ્ઞ
ગામલોક સહુ પૂછતું મોલનો કેવો રજ્ઞ ?
કાઠી બળતણ કૂટતાં જન્મારો પણ જાય,
પડછાયો કાપું કેમ ? કુહાડો ના ઊંચકાય.
કાગળ ઊડે કબૂતરો લઈ ચાંચમાં પીડ,
પીડા નામે શહેરમાં શું બાંધશે મ્હારું નીડ ?
ક્યારે પાછાં આવશે આંખથી ઊડ્યાં કીર
કરી છે અમે માનતા -પીડ અમારો પીર.
ડસ્ટર લઈને ભૂંસતા અમે અમારું કુળ
ઘરમાં ઊગે ખજૂરીઓ ને ઉપર બેસે ધૂળ.

## પઞ્ચત્વ

વિનોદ ગાંધી

આ ગગન
મ્હારામાંથી
છટકી જઈને
વ્યાપ્ત બનેલું મન.

આ પવન
મ્હારામાંથી
તિરસ્કૃત થઈ
ભટક્યા કરતું
હાલકડોલક
નિઃશ્વાસોનું વન.

આ અગ્નિ
જ્યોતિર્લિંગજનક
કે
અતીત ક્ષણનું
ઝળહળતું છે કનક ?

આ જળ
મ્હારામાંથી—
લાગણીઓના ગર્ભ ભીતરથી
વહી રહેલું
પક્વ પ્રવાહી ફળ.

આ ધૂળ
આદિમ ક્ષણથી
શોધું છું હું
જેમાં મ્હારું
મૂળ.

## હજીય પમરે

દેવેન્દ્ર દવે

ત્હમે પ્હેલું-વ્હેલું સ્મિત છલકતું ફૂલ નમણું
મ્હને આપ્યું જાણે ઉદિત રવિના ભર્ગ સરખું !
અને નાચી ઊઠ્યું મુજ હૃદય ! આખો દિન વહ્યો
વસન્તે ખીલેલા ઉપવન સમો ચેતન લહ્યો !
ગુલાબી સોણાંને મૃદુ ચગળતી તારક-મઢી,
નિશા વીતી ક્યારે ? પળભર અરે, પાંપણ લઢી !
હજી એ'વું ને'વું પ્રથમ સમું ટીપોય પરથી
ઉઠાવીને ચૂમ્યું જગ તણી બચાવી નજરથી !
પછી તો... પોથીના ગરબડભર્યા અક્ષર તળે
દટાયું. પ્હેરીને સ્વજન વચ માળા નિજ ગળે
ગઈ જીતી હૈયું — અધર પરના સૌમ્ય સુમને !
બિછાવ્યાં આંખોનાં કમળ જવ માણી સુરતને !
ઉઘાડું જ્યાં પોથી કર (બરડ એ પૃષ્ઠ વચમાં)
ફરે, સુક્કી પત્તી હજીય પમરે, ના હું વશમાં !

## ગુલાબી મહેક

મનસુખ લશ્કરી

ગુલાબી મહેક એક રસ્તે મળી'તી
નજર તરબતર થાય એ'વું મળી'તી ।
હવા-પાશમાં ડૂબતાં રોમ-રોમે
સતત બંસરી શ્વાસની સાંભળી'તી ।
હજી સાંભરે : ક્યાંય દેખાય કલ-કલ
મ્હને રોજ મળવા નદી આવતી'તી ।
મ્હને રેશમી એક કેડી જડી'તી.
પછી જોતી જોતી વળાંકે વળી'તી !
પલળતાં રહ્યાં પોપચાં હેઠ સપનાં
ફરી ક્યાંય ફર્ફર મ્હને સાંભરી'તી !
રડે રાતભર આંગણે કોણ આવી ?
કરણની તળે ફૂલ-ઢગલી પડી'તી !

## વાર્ધક્ય પ્રાણમય

પ્રિયવદન શેઠ

આયુષ્યની અવધિ આ, અવ ના કદીય
મ્હોરે ફરી શિશિરની પછી કો વસન્ત
આ યષ્ટિ હસ્ત ગ્રહતી ગતિ મન્દ મન્દ.
કમ્પે વળી કર કંઈ કશું સાહતાં જ.

ના સાંભળે શ્રવણ શબ્દ યથાર્થ ભાવે,
ને મન્દ-તેજ દૃગદૃષ્ટિય ઝંખવાય,
છે એક ઊન શતવર્ષમહીં છતાંય
એ નિત્ય કર્મ મહીં વ્યસ્ત રહે સદાયે.

પ્રક્ષાલી આસ્ય કચભાર કરે પ્રભાતે,
સ્નાનાદિ પૂર્ણ કરી પાઠ કરે નિરાંતે;
વાતો કરે નિજ અતીતની, પ્રશ્ન પૂછે
સૌમાં લઈ રસ, સુએ સુખપૂર્ણ રાતે.

શી સ્વસ્થતા ! વપુ નિરામય છે પ્રશસ્ય !
વાર્ધક્ય પ્રાણમય માતૃવડે અનન્ય.

## ત્હમે

રમેશ પારેખ

ત્હમે કાગળ પર
મોતીના દાણા સરીખા કૈં દોમદોમ
અન્દરથી ઊભરાઈ પડ્યા ત્હમે મૂઠે મૂઠે સાચા...

ને કાગળનું પછવાડું બિલકુલ સપાટ
સ્તબ્ધ, કોરું
ને દાઢી પર તર્જની અડાડીને
તાકતાક તાકી રહ્યું છે લોક ભોળું
સપાટ, સ્તબ્ધ કાગળનું
પછવાડું કોરું
ને પડ્યા ત્હમે
આ બાજુ કાગળ પર દોમદોમ મૂઠેમૂઠે સાચા...

અરેરે, એક કાગળનું
પાછળ ને આગળનું છળ...

અરેરે, ત્હમે મૂઠે મૂઠે દોમદોમ સાચા...
ને તાક તાક કાગળનું પછવાડું
તાકી રહેલ લોક સાચા...
ને બેઉની મધ્યમાં એક મરી જતી વાચા...

## અપૂર્ણ

રમેશ પારેખ

જોયું મ્હારું પોત અને ડિઝાઇન જોઈ.
પનો પણ જોયો.
પછી મ્હને ગજ વડે ઈંચેઈંચ માપ્યો.
ઘણી વાર લગી એણે મનોમન કાંઈ કાંઈ
ગણતરી કરી.
પછી પાડ્યા મ્હને સળ.
પછી કાતર ઉઠાવી
મ્હને કાળજીથી વેતર્યો
આ ઊભો, આડો અને એ'નું મન હતું તેમ.

એટલામાં એ'ને કશું ઓચિન્તાનું સાંભર્યું
જે મ્હારા કરતાંય વધુ મહત્ત્વનું હતું.
ટૂંકમાં, એ દરજીની છોરી મ્હને પડતો મૂકીને
ગઈ ક્યાંક.
પછી તે કદાપિ અહીં પાછી ફરી નહીં.
એ ગઈ છે ત્યારથી તે આજ સુધી અહીં
વેતરાયેલો હું પડ્યો છું.

તેણે મ્હને પૂરેપૂરો સીવ્યો હોત તો હું કેવો
કીમતી પોષાક હોત !
તેણે મ્હને સીવ્યો હોત તો હું હોત આજ કોનો
શોભતો પોષાક ?

## ચૈત્રી પરોઢની એક શાન્તપળે

ઉશનસ્

હજી પ્રહર છે પ્હેલો પ્હેલો વસન્તલ પ્રાતનોઃ
પૃથિવી હજી તો ઊંઘેટ્ટી છે, ઊઠી હમણાં દીસે;
દગ પણ હજી થોડાં રાતાં, હજી શમણા વિશે;
હજીય પડછાયો અર્ણોપે દિસે ગત રાતનો;
મધુરી મધુની શી વેળા છે ! પરોઢી અધૂરપે :
અરધું ઊઘડ્યું છે દૂહાડાનું કુસુમ, મૃદુ દલે,
કળી અધબીડી ધીમે ધીમે દલેદલ ઊકલે,
ફૂટું ફૂટું થતું પૃથ્વી ઈંડું સુસેવિત આતપે;

તડક વધી કૈં તડ્કા કેરી અચાનક તત્ક્ષણે
તરત તડકો ભડ્કા જેવો ભૂરાશ ભભૂકતો
વગર ધૂણીયે થોડો થોડો ધૂમાયિત સોડતો;
લહરી પછી તો લૂના જેવી દઝાડતીયે બને;
નીરખી રહું તે પૂર્વે, લુબ્ધ ક્ષણું ઠરી વેળને,
મન હિ મન ઝંખી રહૌં આવી અનન્ત વસન્તને.

## હાઈકુ

કન્દર્પ ત્રિવેદી

રાત્રિએ મૌન
તે ઓસ વ્હાણે દીપ્યું
મોતીનું તેજ.

પુષ્પ-છટામાં
મેઘધનુષી લીલા
રસ પૃથ્વીનો.

ઓલવી દીપ
નિઃસ્તબ્ધ ઓઢી નિશા
બા વૃદ્ધ સૂતી.

## ગીત

ભગીરથ બ્રહ્મભટ્ટ

પાંપણ-પરબે મન અભડાયાં ઠબ ઠબ થીજી વાણીરે,
લ્હેરે લ્હેરે જળ વટલાયાં ક્યાં ક્યાં છાંટું પાણી રે !

કોરા કાગળ અન્દર નીસર્યા અક્ષરજી વર-ઘોડે રે,
જાણ ઝરણાના તડકા તાજા પીઠી પેઠે ચોળે રે,
રણઝણહીણા ઝૂલા ઝણઝણ ઝૂલે ઘૂમટા તાણી રે.

પળ ઝાકળિયે ઝીણા ઝીણા દરિયા ઝમઝમ દોડે રે,
જળની લીલી વણડી ઠેકી અણવર ડૂબે ઘોડે રે
સરવરિયે શાં કોતર-કામણ !
મનખે મોસમ માણી રે.

## તું...

પ્રણય જામનગરી

ક્યાં કોઈ ધ્યાન ત્હારું દોરે છે
તું નકામી જ ચીજ વ્હોરે છે.
જે રખડતો રહે એ તું ક્યાં છે !
તું તો કાયમ નિરાંતે ઘોરે છે.

ગામ આખું જમાડો સાગમટે
આપણામાં વસન્ત મ્હોરે છે.
ધીમે ધીમે ખરે છે ઇચ્છાઓ
કૈંક આપણનેય કોરે છે.

રક્ત-રેખાય ક્યાંથી પરખાયે,
ચિત્ર કેવું ઋતુઓ દોરે છે !
એથી બમણું 'પ્રણય' ત્હને મળશે
ચોરવા દે, ભલેને ચોરે છે.

# પ્રયોગવીર કવિ પતીલ

જગદીશ ત્રિવેદી



મગનલાલ ભૂધરભાઈ પટેલ — કવિ પતીલનો જન્મ અક્લેશ્વર મુકામે તા. ૮-૮-૧૯૦૫ના રોજ થયો હતો. ૧૯૨૪માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી. ૧૯૧૧માં ચઞ્ચળલક્ષ્મી સાથે ત્હેમનું પ્રથમ લગ્ન. જાતે ખેડૂત, નોકરી રેવન્યૂ ખાતામાં, પાછળથી શિક્ષક અને વચમાં થોડો સમય અરચૂરણ-પરચૂરણ સ્વતન્ત્ર વેપાર.

ઈ.સ. ૧૯૪૬થી ૧૯૪૮ દરમિયાન 'ગુજરાત' દૈનિકમાં સાહિત્યવિભાગનું સમ્પાદન. ૧૯૫૪માં યશોબાલા સાથે બીજું લગ્ન.

પોતાનો પરિચય આપતાં પતીલે કહ્યું છે :

'જન્મે ખેડૂત છું, દેખાવે વાણિયા જેવો લાગું છું અને આચારવિચારે મજૂરથીયે હલકી કોટિનો લેખાઉં છું... મ્હારો ધન્ધો શો હશે યા કઈ કિસ્મનો, તેની વ્યાખ્યા હું હજી સુધી બાંધી શક્યો નથી. પણ કોઈ ઉમદા વ્યાપાર અવશ્ય હશે જ એટલી સાધારણ કલ્પના કરી શકું છું.'

સહજ રીતે હાથ લાગી ગયેલો આ ઉમદા વ્યાપાર તે કવિતાનો. આ વ્યાપારને વિકસાવતાં કવિએ પાંચ પાંચ ભાષાઓમાં કવિતાઓ રચી છે : ગુજરાતી, ઉર્દૂ, ફારસી, હિન્દી અને અંગ્રેજી. આ પાંચે ભાષામાં તેમણે જત્થાબન્ધ લખ્યું છે. (સાઠ જેટલા ગ્રન્થની હસ્તપ્રત મૂકતા ગયા છે. એમાંથી માત્ર ચાર જ ગ્રન્થ પ્રકાશિત થયા છે.)

કેવળ કલમને ચરણે જીવન સમર્પિત કરનાર આપણા કેટલાક કવિઓની નામાવલિમાં પતીલનું નામ સહેલાઈથી મૂકી શકાય. જીવનના આખરી શ્વાસ સુધી એમણે માત્ર કવિતાની — શબ્દની જ સાધના કરી છે. દવાખાનાના બિછાનામાં જ્યારે જીવનના અન્તિમ શ્વાસ ઘૂંટાતા હતા ત્યારે શબ્દો પણ ઘૂંટાતા હતા. અભાનાવસ્થામાં પણ પુત્ર વસન્તને એમણે કહેલું : 'વસન્ત, લખી લે તો...' પણ એ અસ્પષ્ટ શબ્દો દીકરાને સમજાયા નહિ અને જાણે તેજરસ્યા શબ્દોનો ચારો ચણવા એમનું પ્રાણપક્ષી અનન્તમાં ઊડી ગયું.

પતીલના જીવનની ક્ષણેક્ષણ સંઘર્ષ અને શબ્દની વચ્ચે ઝોલા ખાતી રહી છે. જીવનમાં એમને કોઈનો પણ સાચો સહકાર મળ્યો હોય તો તે માત્ર શબ્દનો અને શબ્દ દ્વારા પરવરદિગારનો. પોતાની એક રચનામાં આ વાત ત્હેમણે જણાવી છે :

*ન પાસે આશરો લીધો પતીલે. કોઈ પ્યારા—*
*રહ્યો છે આશરો ત્હારો ફક્ત પરવરદિગાર !*

અને આમ સહકાર તો ઠીક, કોઈની સદ્ભાવનાના ભાજન બનવાનું પણ કવિને લલાટે લખાયું નહિ ત્યારે

ત્હેમની કલમમાંથી બહુચર્ચિત અને ચિરઞ્જીવ કૃતિ 'સદ્ભાવના' ઊતરી આવી :

*રાજા, ચોર લિયે હરી નહીં નહીં એવી મતા જોઈએ.*
*આપે તો ગુજરાન આપ મુજને, મ્હારી લઈ ખાતરી,*
*થોડા આપ દિનો વળી સુખ તણાના વાસના જોઈએ!*
*તે મ્હારી નથી માગણી તુજ કને સઙ્કોચ જેનો ત્હને*
*ઝાઝું જો તુજ પાસ હોય નહિ તો સદ્ભાવના જોઈએ!*

પ્રભુ પાસે પણ આપવા જેવું ઝાઝું કશું હોય નહિ (!) તો એ'ની માત્ર સદ્ભાવના જ કવિને જોઈએ છે.

કદાચ ઉપરની પઙ્ક્તિઓ — અને એ આખી રચના પતીલના આખા જીવનની કથા કહી જાય છે.

આજે જયારે પ્રયોગને નામે ઢગલાબન્ધ અકવિતાઓ બજારમાં ઠલવાયે જાય છે ત્યારે આ કવિના પ્રયોગોનો અભ્યાસ કદાચ નવી નવી ક્ષિતિજો ઉઘાડી આપનારો નીવડવા સમ્ભવ છે. કેટકેટલા અજાણ્યા અને અલ્પ પરિચિત છન્દોને ત્હેમણે આસાનીથી રમાડ્યા છે અને ભિન્ન ભિન્ન છન્દોનાં મિશ્રણો દ્વારા નવલા ઘાટ ઘડ્યા છે તેની પ્રતીતિ ત્હેમના સઙ્ગ્રહ 'પ્રભાત નર્મદા'માંથી મળશે.

પતીલની 'સદ્ભાવના' રચનાને નજરમાં રાખીને પતીલની મુલવણી કરતાં આપણા દુરારાધ્ય કવિ-વિવેચક બ. ક. ઠાકોરે લખ્યું છે :

'...કેળવણી આખી પ્રજામાં ફેલાઈ ગયેલી હોય, વિદ્યાપીઠ અને વ્યુત્પન્ન વિવેચકોના શિષ્ટ સાહિત્ય વિશે મત સારી પેઠે જાણીતા હોય એ'વા દેશમાંય તે, કોઈ કોઈ કવિકોંટો કોઈ ખૂણે ફૂટે છે, અને આ સર્વથી સ્વતન્ત્ર રહી પોતાની મેળે પોતાને ફાવતી રીતે વધે ખીલે છે. પ્રજાનું ધ્યાન એનાં ભણી એ ઊગી નીકળ્યા પછી જ ખેંચાય છે. વર્તમાન ગુજરાતમાં શ્રી પૂજાલાલ અને શ્રી પતીલ આ'વા એકાકી અને આપબળે કવિ થયેલા કવિઓ છે.

'તપસ્વી આત્માની જેમ સાચા કલાકારનું પણ આન્તરજીવન કોઈ કોઈ વાર એટલું તો પ્રબલ માતબર હોય છે કે ત્હેને બાહ્ય સમભાવ, પડઘા, મિત્રતા, પ્રશંસા આદિની ગરજ ઓછી જ રહે છે.

'એકલ ઉછેરમાં તરઙ્ગિતા, વિચિત્રતા, મનસ્વિતા આદિ વિશેષ આવે. શ્રી પતીલ સંસ્કૃત-ફારસી પ્રણાલિકાના અવનવા મિશ્રણના પ્રયોગ ઉપર પ્રયોગ કરે છે. એમની સઙ્ખ્યાબન્ધ કૃતિઓમાં ફારસી-ઉર્દૂ શબ્દપ્રયોગો અને કાવ્યરૂઢિઓ સાધારણ ગુજરાતી વાચકો ગ્રહણ કરી શકે તે કરતાં વધારે પ્રમાણમાં તેઓ વાપરે છે.'

*

પોતાની ખુમારી માટે ત્હેમને કેવી અને કેટલી અતૂટ શ્રદ્ધા છે :

*કોણે કહ્યું ગુજરાતમાંથી છે 'પતીલ' જતો રહ્યો ?*
*ગુજરાતમાં વસવા તણી હજી તો હવે શરૂઆત છે.*

અન્તમાં, અવસાન પછી એમની કવિતાના મૂલ્યાંકનકારોને એમણે અગાઉથી જ કહી દીધું છે :

*જતાં મદફન તરફ ઘરથી બજવવાં ઢોલ તાસાં શાં ?*
*બજવવા ઢોલ તાસાં શાં ? ઉજવવા આ તમાશા શાં ?*

*થતાં પ્હેલાં ઝબે મુજને હતું ના કોઈ ઓળખતું,*
*કબર આગળ હવે મારી ફૂલો, સાકર, પતાસાં શાં ?*

*ગયો રમનાર વેચાઈ સદાની બેનસીબીને,*
*પછીથી નાખવા ત્હેની ઉપર શતરઞ્જ પાસા શા ?*

*બીજાને કાજ તો એકે હતી હરગિઝ મુકાયો ના—*
*કહો, પોતાની હાલત પર પછી મૂકવા નિસાસા શા ?*

*દમે આખર પતલિયાને કહો છો શું ત્હમે આવી ?*
*ન આપ્યો પ્રેમ તો મુજને — હવે ખપના દિલાસા શા ?*

❖ ❖ ❖

## મદારી

રાજેન્દ્ર શાહ

ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્ — ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્
બજાવતો ભઈ આવ્યો બડો મદારી
શેરી વચ્ચે બેઠો
એ'ની આગળપાછળ
છોરાંને જોનારાંઓની ભીડ મચી ગઈ ભારી.

ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્
રમતીલી એ લાવ્યો સાથે બટકી વાનરછોરી,
ઘુઘરિયાળો હાર ગળે ને લાંબી એ'ની દોરી.

ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્
ચણિયો એનો લાલ ચટક ને પીળી એની ચોળી,
રૂમઝૂમ તાલે નેણ નચાવે, લાગે ના કૈં ભોળી.

ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્ — 'એય લછુરી' મદારી બોલે
"છોટે બચ્ચે, બડે બડે કૈં દેખન આયે ખેલ,
સબકો કર દે સલામ, જૈસી ઝૂકત નાગરવેલ"

ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્
'એઈ છિછુરી, હુરી અપછરા, સરગલોકરી પરી,
લટકલોલ હિલ્લોળે નખરે હવા હરી દે ભરી.'

ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્
'ચલ બે, પાજી યહાં કોઈ નહિ, સબ આયે દાતાર,
જો દેવે સો લેકર આજા, કરકે સબકો પ્યાર.'

ડુગ્ ડુગ્ ડુગ્ ડુગ્
જેણે જે આપ્યું તે એણે લઈ મૂક્યું થેલીમાં;
ડુગ્ ડુગ્ કરતો ગયો ચાલી એ આઘેની શેરીમાં.

## ચિ. વિપાશા

હર્ષદ ચન્દારાણા

દાદાની દીકરીને હોય જો મૂડ
વિપાશા છે વેરી-વેરી ગૂડ

પાંખડીની જેમ એ તો પાંપણ ખોલે,
હીંચકીની જેમ આમતેમ એ ડોલે,
વળી બોલાવે મોઢેથી બૂડ-બૂડ-બૂડ.

ઉછાળે પગ ને ફેલાવે હાથ,
દાદાને વ્હાલથી ભરતી એ બાથ,
અને તિતલીની જેમ થતી ઊડ-ઊડ-ઊડ.

## દરિયા જેવડી વાત

પ્રફુલ્લા વોરા

દરિયો દરિયા જેટલું ખાય,
દરિયો દરિયા જેટલું ન્હાય.

દરિયો ઢોલકનું ઢુબાક,
દરિયા, તારે મોટી ફાંદ.

દરિયો છીપલામાં સમાય,
દરિયો મોતીમાં મલકાય.

દરિયો સન્ત-ફકીરી રૂપ,
દરિયો જાણે મોટો ભૂપ.

દરિયો રેતીમાં અફળાય,
દરિયો પગલાંમાં વંચાય.

દરિયો લાગે કોક દી રંક,
દરિયો જાણે ફણીધર નાગ.

દરિયો પાડે કોને સાદ ?
દરિયો જાણે ફણીધર નાગ.

દરિયો પાડે કોને સાદ ?
દરિયો લાવે છે વરસાદ.

દરિયો યુગોનો ઇતિહાસ,
દરિયો પૂજે લોકો ખાસ.

દરિયે નહીં આરો-ઓવારો,
દરિયો લાગે છેલછોગાળો.

આ તો દરિયા-દેવની વાત,
પૂરી થાયે ના કાંઈ આજ.

## તડકો

યોસેફ મેકવાન

સૂરજે જલતો તડકો હો તડકો,
ચાંદમાં વસતો તડકો હો તડકો.

આભથી ખરતો તડકો હો તડકો,
દુનિયા ભરતો તડકો હો તડકો.

છાપરે સરતો તડકો હો તડકો,
ઝાડમાં ફરતો તડકો હો તડકો.

વાદળે ભળતો તડકો હો તડકો,
ડુઙ્ગરે ઢળતો તડકો હો તડકો.

વાયરે રમતો તડકો હો તડકો,
ઝાકળે ઝમતો તડકો હો તડકો.

રેતમાં બળતો તડકો હો તડકો,
જલ પર ઝગતો તડકો હો તડકો,

આંખમાં અડતો તડકો હો તડકો
હેત થઈ હસતો તડકો હો તડકો.

## મોજાં.

કિરીટ ગોસ્વામી

તે હેં !
દરિયાજીને છોડી
જાય ઊછળતાં મોજાં કોને મળવા દોડી-દોડી ?

રેશમ-શી રેતીમાં મ્હેં, હરખે-હરખે બાંધેલું ઘર
શાને ઠાલી અળવીતરી લ્હેરો તાણી જાતી સર્રર્ર ?
ક્યાંય ઘડીમાં લઈને ભાગે વાયુ કાં મુજ હોડી ?
છીપે બીડું તો રૂપાળા પરપોટાઓ ફૂટે કાં ?
લાખો મછલી પીયે તોયે જળ દરિયે ના ખૂટે કાં ?
કોણ બનાવે જળના તળિયે બેસી સુન્દર કોડી ?

## વિમાન

માણેકલાલ પટેલ

ઘરર અવાજે નભને ચીરે
  વિમાન જબ્બર ઊડે,
સાગર પાર કરે ને સાથે
  પહાડ મોટા કૂદે !
'રોકેટ' નામ એ તો જાણે
  ધૂણીનો કો લિસોટો,
'મીગ' યાન તે બોમ્બ વછોડે
  થાયે વિનાશ મોટો !
'પપ્પા, વિમાન પક્ષી જેવું
  ત્હોય તાકાતવાળું ?'
'એમાં જીવ ના હોય એ'વું
  મશીન ચાલે કાળું !'



## અનુવાદ

# બે નીગ્રો (અમેરિકન) કાવ્યો

અનુ. જયા મહેતા

### અજ્ઞાત હત્યારા

લેસ્લી પિંકને હિલ

તો એમણે ચુપચાપ એની પર હુમલો કર્યો
અને એને ખેંચીને લઈ ગયા;
એમનું ષડ્યંત્ર એટલું સમ્પૂર્ણ હતું કે
સરકારે ધોળે દિવસે જે નિયમ અને
વ્યવસ્થાના પહેરેગીરોના
હાથમાં એને સોંપ્યો હતો,
એમને ખબર પણ ન પડી.
અને એ લોકોએ ભયથી ધ્રૂજતાં ધ્રૂજતાં
એ પીંખાયેલી લાશ જોઈ
ત્યારે ફક્ત એટલું જ કહી શક્યા —
"હત્યારા ખબર નથી કોણ હતા."

તો આ જ રીતે, મારો આ દેશ
ચુપચાપ ખેંચાઈ રહ્યો છે,
નૈતિક મોત તરફ
હત્યા તરફ;
નગારાં વગાડીને અને ઢોલ પીટીને
આ હત્યા નથી કરાતી,
પણ
કંઈક અન્ધારાં અને કંઈક અજવાળાંમાં
લપાઈ-છુપાઈને.
પણ જ્યારે લાશ સામે નજરે પડશે
ત્યારે ઇતિહાસ એ નહીં કહી શકે કે
"હત્યારા ખબર નથી કોણ હતા."

### હત્યા પછી : આખી રાત

ક્લાડ મેક્કે

એનો આત્મા ધુમાડામાં લપેટાયેલો સ્વર્ગમાં
પહોંચ્યો:
હૃદયહીન ક્રૂરતાથી ક્ષતવિક્ષત પૂર્વજોએ
એના આત્માને હૃદયે ચાંપ્યો.
એ ભયાનક હત્યા આખી રાત ઝૂલતી રહી !

એક એકલો ચમકતો તારો (કદાચ એ તારો
જે એનો સંરક્ષક તારો હતો, અને જેણે અન્તે હારીને
એ હત્યારાઓના હાથમાં એને સોંપી દીધો હતો)
એની ઝૂલતી લાશને સૂની નજરે જોઈ રહ્યો !

સવાર પડી.
તમાશો જોનારાઓ આવી પહોંચ્યા
ભયાનક લાશ, તડકામાં ગભરાટ ફેલાવતી હતી.
સ્ત્રીઓ ભેગી થઈ હતી,
કોઈની આંખમાં સહાનુભૂતિ નહોતી,
પશ્ચાત્તાપ નહોતો.

સડતી લાશની ચારે તરફ ગોરા છોકરાઓ ખુશીથી
નાચતા હતા !
છોકરાઓ, જે મોટા થઈને હત્યારા બનશે !

❑

# વિરહ

રવીન્દ્રનાથ ઠાકુર/ અનુ. ભોળાભાઈ પટેલ

આજનો આ વાદળિયો દિવસ
આ મેઘદૂતનો દિવસ નથી.
આ દિવસ જાણે અચલતાથી બન્ધાઈ ગયો છે.
વાદળાં થમ્ભી ગયાં છે, પવન થમ્ભી ગયો છે,
ટીપે ટીપે થતો વરસાદ
ઘૂમટાની જેમ પડે છે
દિવસના મોઢા ઉપર
સમયમાં જાણે વહેણ નથી
ચારે તરફ ખુલ્લું આકાશ
અને સ્થિર સમય.

જે દિવસે મેઘદૂત લખ્યું હતું કવિએ,
તે દિવસે વીજળી ચમકતી હતી ભૂરા પહાડના
શરીર પર
દિગન્તથી દિગન્ત સુધી દોડતા હતા મેઘ,
ઉગમણો પવન વાતો હતો શ્યામ
જમ્બુવનાન્તને ઝુલાવતો.
યક્ષનારી બોલી ઊઠી હતી—
'ઓ મા, પહાડને પણ જાણે ઉડાડી લીધો !'
મેઘદૂતમાં ઊડીને જતો વિરહ છે
દુઃખનો ભાર પડ્યો ના તેની ઉપર,
તે વિરહમાં વ્યથા પર મુક્તિની જીત થઈ છે.

એ વખતની ધરતી જાગી ઊઠી હતી
ચઞ્ચલ ઝરણામાં ખળખળતા નદીપ્રવાહમાં,
કલ્લોલિત વનહિલ્લોલમાં,
તેની સાથે સાથે ઝૂલી ઊઠતી હતી
મન્દાકાન્તા છન્દમાં વિરહીની વાણી.
એક વખત જ્યારે મિલનમાં વિઘ્ન નહોતું
ત્યારે વ્યવધાન હતું આખા વિશ્વમાં
સુન્દર પૃથ્વીનું ઢાંકણ પડી રહેતું
એકાન્ત શય્યાખણ્ડની બહાર.

જે દિવસે આવ્યો વિરહ
તે દિવસે બન્ધનમુક્ત દુઃખ નીકળી પડ્યું
નદી ગિરિ ને અરણ્ય ઉપર થઈ.
ખૂણાનું રુદન ભળી ગયું પથના ઉલ્લાસમાં.
છેવટે વ્યથાનું રૂપ જોવા મળ્યું
કૈલાસમાં, જ્યાં યાત્રા થઈ પૂરી.
ત્યાં ચિરન્તન ઐશ્વર્યની વચ્ચે
હતી પ્રતીક્ષાની નિશ્ચલ વેદના.
અપૂર્ણ જ્યારે જાય છે પૂર્ણની દિશામાં
તેના વિરહ યાત્રા પથમાં
આનન્દના નવા નવા પડાવ આવે છે.
પરિપૂર્ણ પ્રતીક્ષા કરે છે સ્થિર બની
નિત્ય પુણ્ય, નિત્ય ચન્દ્રાલોક
નિત્યે જ તે એકાકી
એ જ તો એકદમ વિરહી.

જે અભિસારિકા છે તેનો જ જય થાય છે
આનન્દપૂર્વક ચાલે છે તે કાંટા ખૂંદતી
લાગે છે મ્હેં ખોટું કહ્યું.
જે પરિપૂર્ણ છે, તેય તો સ્થિર નથી.
તે તો બંસી બજાવે છે, પ્રતીક્ષાની બંસી
સૂર તેના આગળ આગળ ચાલે છે
અન્ધારા માર્ગે.
પ્રિયનું આવાહન અને અભિસારિકાનું ગમન
પદે પદે મળે છે એક જ તાલે
એટલે નદી ચાલે છે યાત્રાના છન્દમાં
સમુદ્ર હિલોળા લે છે આવાહનના સૂરમાં.

# અવલોકન

## પ્રકૃતિ અને માનવકૃતિની કવિતા

હેમન્ત દેસાઈ

છળ થશે !

*પ્રશ્ન ઊગી આવશે અટકળ થશે*
*ત્યાં જ અમથી યાદનું પિઞ્જળ થશે !*

*ધૂપ ઘટનાના જશે ઊડી પછી*
*ગન્ધ પણ છાનું છટકણું છળ થશે !*

*સો સઁબન્ધો ધૂણશે ભૂવા બની*
*આ સજાવટ દરબદર પોકળ થશે !*

*રાજમાર્ગે આજ જે નીકળી પડી*
*એ સવારી કાલનું ટીખળ થશે !*

*આરઝૂનો ઠાઠ લઈને ક્યાં જવું*
*સાંજ પડશે ને દિશા વિહ્વળ થશે !*

*'ઘર ત્યજી આવો' ક્ષિતિજ તેડે, જુઓ :*
*કોણ પાછળ કોણ ત્યાં આગળ થશે !*

આ બાજુ છે ખેતર, ઝરણ ને પહાડ, ઓ બાજુ છે સડક, બ્રિજ ને એમ્બ્યુલંસ. અહીં છે વૃક્ષ — વૃક્ષનું વન અને ત્યાં છે મકાન-મકાને ભર્યું નગર ! આ બેયની મર્મસ્પર્શી કવિતા મફત ઓઝાએ એમના, હમણાં થોડા સમય પહેલાં એટલે ૧૯૯૫ના અન્ત ભાગમાં પ્રકાશિત થયેલા, છેલ્લા એટલે સાતમા કાવ્યસઙ્ગ્રહ 'ફૂલોનો પવનરથ'માં આપી છે. વીસેક વર્ષની વય સુધી માણેલી વતનની મુગ્ધકર મુક્ત અને પ્રસન્ન પ્રકૃતિના મમત્વથી તથા છેલ્લાં ત્રીસ વર્ષથી જ્યાં પોતે વસવાટ કરે છે તે નગરની અનુભવેલી વ્યથાકર બદ્ધ અને સન્તપ્ત સંસ્કૃતિના પરાયાપણાંથી કવિસંવિત્‌માં સ્પન્દિત આનન્દ-વિષાદ અહીં જે ભાવવિશ્વ રચે છે તે ગુજરાતી કવિતાના ભાવકને સાવ અપરિચિત નથી. પણ એ ભાવવિશ્વને કેન્દ્રમાં રાખીને રચાયેલી આ સઙ્ગ્રહની કૃતિઓ કવિની નિજી અભિવ્યક્તિને બળે અત્યન્ત આહ્લાદક બની છે.

નગરજીવનની અદ્યતન સંસ્કૃતિની કવિતા આપણે ત્યાં નિરઞ્જન ભગતે પહેલવહેલી 'પ્રવાલદ્વીપ'માં આપી પણ તે અન્ય નિરપેક્ષ છે; ગ્રામજીવન કે પ્રકૃતિની સહોપસ્થિતિમાં નથી, જે સાપેક્ષતા ઉશનસ્‌ની ઉત્તર-કવિતામાં વિશેષપણે જોવા મળે છે. બાલમુકુન્દે 'ગામડી હૈયું શહેરમાં' એ'વું કાવ્ય રચ્યું છે. તો રાવજી પટેલે ગ્રામવાસીના નગરાગમનની અને ત્હેના જીવનાનુભવની કવિતા ઘણીબધી કરી છે. પરન્તુ મફત ઓઝાએ એ ઘટનાનું તેમ ત્હેની પરિણતિનું મર્મોદ્ઘાટક અને હમણાં કહ્યું તેવું મર્મસ્પર્શી નિરૂપણ કર્યું છે. સમર્થન રૂપે જોઈએ 'મને સમજાય છે'ના આરમ્ભની અને અન્તની આ પઙ્ક્તિઓ :

*પછી તો—*
*મેં જ મ્હને રોપી દીધો છે ક્યારીમાંથી કૂણ્ડામાં.*
*ક્યારીમાંથી મૂળસોતા ઊખડ્યાની વેદના*
*વમળાતી મ્હને ઘેરી વળે ત્યાં—*
*મ્હને સમજાય છે કૂંડામાં રોપાયાની મારી દશા !*
*(પૃ. ૯૩)*

ક્યારીના છોડનું અન્ય દ્વારા નહિ, પોતા દ્વારા જ ઉન્મૂલન અને પછી કૂણ્ડામાં પ્રત્યારોપણ, ક્યારીની નૈસર્ગિકતા વિરુદ્ધ કૂંડાની કૃતકતા ઉપરાંત, છોડની અવદશા પણ સૂચવે છે. વળી ક્યારીમાં ઊગેલો છોડ તેના સમગ્ર પરિસરનું અવિભાજ્ય અંગ હતો, જ્યારે અહીં કૂણ્ડામાં એ એક આગન્તુક છે. ત્યાં તે સ્વયંશોભા હતો અને અહીં તે કેવળ અંગના આભૂષણરૂપ છે. એ છોડની અભિલાષાની વન્ધ્યતા અને ભાવનાની

ભગ્નતા અસહ્ય વેદના જન્માવે છે. આ કેવી દુર્દશા ! એ દુર્દશા એટલે ગ્રામવાસીનો નગરનિવાસ; એણે પોતે થઈને સ્વીકારેલો દેશવટો. આ વાસ્તવિકતાને 'મ્હારી સ્થિતિ'માં એક અતિ પરિચિત પુરાકલ્પન (myth)ને આશ્રયે કવિ પ્રસ્થાપિત કરે છે :

*હવે*
*દેશવટો પામેલા રાજકુમાર જેવો હું—*
*પવનને પલાણી ખુલ્લા આકાશમાં ગોળગોળ ફર્યા કરું છું*
*ને શોધ્યાં કરું છું મ્હને ઘેરતાં વૃક્ષોને યુગોથી.*
*(પૃ. ૪૩)*

વારંવાર પોતાને ઘેરી વળતાં વૃક્ષોને નિમિત્ત બનાવીને પેલી વાસ્તવિકતાનું જ દર્શન કવિ 'આ વૃક્ષો તો...'માં કરે કરાવે છે :

*મ્હેં તો*
*મ્હારી પીઠ પાછળ ઊગેલાં જઙ્ગલો કપાવી-કપાવી*
*ડામરના રસ્તા લમ્બાવ્યા કર્યા છે*
*છેક ખળખળ વહેતાં ઝરણાંના ઘર સુધી !*

*આંગણામાં ઊગેલું એક વૃક્ષ હતું તેય—*
*વંશ વધતાં મોટાભાઈએ*
*થડથી કપાવી ત્યાં ઓરડો બાંધ્યો હતો.*

*મ્હેં મ્હારી અસલિયત ન ખોઈ હોત તો-*
*મારા પલઙ્ગનો ચોથો પાયો એ વૃક્ષનો હોત.*

*રાત પડે છે*
*ચોધાર આંસુએ રડતાં*
*વૃક્ષ-વેલીઓ-તમરાં-લીલો અન્ધકાર*
*મ્હને ઘેરી લે છે ત્યારે—*
*સૂકી ડાળ જેવો મ્હારો હાથ*
*લાઇટ કરવા સ્વિચ તરફ લમ્બાય છે.*
*પછી તો રડ્યા કરું છું હું આખી રાત. (પૃ. ૬૧)*

નગરજીવનના અનુભવનું આલેખન અનેક કાવ્યોમાં સુપેરે થયું છે. પણ એમાં કવિચિત્તસ્થ વૃક્ષો આવ્યા વગર રહેતાં નથી. 'વૃક્ષોને'માં પઙ્ખીઓ અને સીમ પણ આવે છે. પરન્તુ મહિમા છે વૃક્ષોનો. કાવ્યનો આરમ્ભ અને અન્ત તેમના થકી જ સચોટ બને છે :

*ટહુકા પહેરીને નીકળેલાં વૃક્ષો*
*મ્હારા નગરમાં આવી પહોંચ્યાં ત્યાં*
*એમને ધુમાડાએ ઘેરી લીધાં હતાં.*
*પછી તો બુરખા ઓઢેલાં એ ખોડાયાં હતાં ફૂટપાથ પર.*

*

*હું મ્હારા બન્ને હાથ ઊંચા કરી*
*આ બાજુ આવી રહેલાં વૃક્ષોને વીનવી રહ્યો છું*
*કદીયે મ્હારા નગરમાં ન આવવા. (પૃ. ૫૩)*

નગર સંસ્કૃતિ એટલે દ્વાર અને દીવાલની સંસ્કૃતિ. અહીં એ બન્ને આવે છે. પણ દીવાલ સવિશેષ આવે છે અને તેય કશુંક બીજું જ સૂચવવા માટે !

*મ્હેં દીવાલો ચણી છે મ્હારી આસપાસ*
*એટલે હું મ્હને જોઈ શકતો નથી*
*આટઆટલો નજીક હોવા છતાં. (પૃ. ૧૭)*

*

*અમે કેવા કમનસીબ !*
*અમારી ચણેલી દીવાલ અમે ઓળઙ્ગી શકતા નથી*
*(પૃ. ૧૦)*

કવિ જેમાં વસે છે તે નગર-વિશેષ અમદાવાદ છે અને એની મુખ્ય અને કાયમી સમસ્યા છે કોમી રમખાણોની. એ રમખાણોમાં થતી નિર્દય નિર્લજ્જ હત્યા અને તેની વિભીષિકા અઙ્ગેનાં તેમ જ તેને રોકવા માટેના ગોળીબાર અને કર્ફ્યુ જેવા અલ્પ સફળ પ્રયાસો અઙ્ગેનાં વ્યથા, આક્રોશ અને હતાશા જે ઉદ્ગારમાં વ્યક્ત થાય છે તે કવિના તીવ્ર કટાક્ષનેય વ્યઞ્જિત કરે છે :

*મ્હારા નગર પરથી*
*હવે કોઈ પઙ્ખી પસાર થતું નથી.*
*વારંવાર હવામાં થતા ગોળીબારની એમને પણ જાણ થઈ ગઈ છે.*

*

*હવે કર્ફ્યુ પહેરો ભરે છે. કર્ફ્યુનો એ ઊડી જાય એનો.*
*નદીને વહેણ બદલવું છે*

*પણ પુલના છેડે નંખાયેલી પોલીસ-ચોકીઓ બન્દૂક*
*તાકીને ઊભી છે.*

હુલ્લડખોરના કે પોલીસના હાથે અનેકની હત્યા થાય છે ત્યાં પોતે પણ હણાઈ જવા સુધીનું તાદાત્મ્ય કવિનું વ્યથિત ચિત્ત અનુભવે છે. ક્રૂર સંહારલીલામાં ઢળેલી પોતાની લાશને કફન ઓઢાડવા માટે પોતે ચાર રસ્તે આવી ઊભા રહે છે ત્યારે કવિને એક ભારે મોટો અનુત્તર પ્રશ્ન જાગે છે :

*આટલી બધી લાશોમાં મ્હારી લાશ કઈ ?*
*મ્હેં મારા નગરને આ પ્રશ્ન પૂછ્યો છે ને ઉત્તર*
*નથી મળ્યો હજી. (પૃ. ૪૮)*

વારંવાર હિંસક તોફાનોએ જેનો ભરડો લીધો છે એ અમદાવાદ નગરની પરિસ્થિતિ અને તજ્જન્ય વ્યથા-કથાનું 'મ્હારી નગર-વ્યથા' શીર્ષક હેઠળની ચારેય કૃતિઓમાં થયેલું આલેખન નગરજનના શાપિત જીવનને પ્રત્યક્ષ કરાવે છે :

*અમારું આ બદલાયેલું સ્વરૂપ*
*હિંસ્ર પશુની જેમ ચૂપચાપ ધસી આવતા*
*પવનમાં ઉઝરડા પડ્યા ઊંડા*
*અને અમે અમારાં અઙ્ગો લોહીભીનાં લઈ દોડ્યા*
*આમતેમ* (પૃ. ૩૫)

*

*અજવાળાં પાથરવા બનાવેલા બલ્બ*
*એસિડ પી ફેંકાય છે ત્યાં દવ લાગે છે ત્વચાએ ત્વચાએ*
*ભડભડ બળે છે અમારાં અઙ્ગો, નહિ કે ઘરો.*
*પત્થરોત્સવ ઊજવતાં ક્યાંથી શીખ્યું આ મ્હારું*
*નગર ? !*
*છેક પેલી પોળના નાકે*
*પડેલી લાશમાંથી નીકળેલો લોહીનો રેલો*
*રસ્તા વચ્ચે થીજી ગયો છે કાળરથના ચીલા જેવો*
*શ્વાન સૂંઘતું એને ને જોતું મ્હારા ભણી !*
*શું પૂછતું મ્હને કે મ્હેં ક્યારે પ્રવેશ કીધો ત્હારામાં*
(પૃ. ૩૬)

અપરિહાર્ય યાતના ભોગવતો, અજેય હિંસાચારનો ભાગીદાર નગરજન નગરમાંથી ભાગી છૂટવા માંગે છે પણ તે શક્ય નથી. એ નગરજનનો પ્રતિનિધિ ન હોય એ'વો કવિ કેવો ત્રસ્ત છે !

*ને પછી આક્ખું નગર સમડીઓથી ઢઙ્કાઈ જતાં*
*કાટમાળ નીચે દટાયેલો હું-*
*મ્હારાં ત્રીસ વર્ષનું પોટકું બગલમાં દાબી*
*ભાગી છૂટવા મથું છું ત્યાં—*
*આખેઆખું નગર મ્હારા પર ધસી પડે છે ભેખડ*
*જેવું* (પૃ. ૩૯)

અગણ્ય મનુષ્યોના વિરાટ સમૂહ વચ્ચે વ્યક્તિ તરીકે નગણ્ય બની રહેલો આ દેશનો નાગરિક સ્વતન્ત્ર છે તોય કેવો પરાધીન છે ! એનાં વાણીસ્વાતન્ત્ર્ય અને માનવીય ગૌરવ છેક પરિણામ-શૂન્ય છે. અને એથી જ હાસ્યાસ્પદ છે. વેદનાજન્ય કટાક્ષથી ભરપૂર અવ-અર્થ કથનો (under statements) દ્વારા કવિ આઝાદી પછીના ભારતનું ચિત્ર આંકે છે. એ કથનો-વચનો આપણે સહુ આપણી પ્રત્યે ઉચ્ચારી શકીએ એ'વાં છે. કવિ પોતાની જાતને ઉદ્દેશીને એ ઉચ્ચારે છે. અને તેય વિનયપૂર્વક કહે છે : 'માઠું ન લગાડ ત્હારી જાત પર' પરિસ્થિતિથી અકળાયેલી સાબરમતી નદી વહેતી અટકી ગઈ છે એ'વો તર્ક રજૂ કર્યા પછીની 'સ્વગતોક્તિ'ની આ પઙ્ક્તિઓ, દેશકાળની દુખદ દુર્દમ સ્થિતિનું દર્શન કરાવે છે તેમ કવિની લાક્ષણિક અભિવ્યક્તિનોય પરિચય કરાવે છે :

*ત્હારા માટે અમે લોકશાહી મેળવી*
*તું ફરી શકે છે સર્વત્ર જો ભય ન લાગતો હોય*
*આતઙ્કવાદી, એલ.ટી.ટી. કે અસામાજિકનો..*
*ત્હારી વાણીને તાળાં નથી લાગ્યાં એટલે તું બોલી*
*શકે છે*
*ત્હારા ઊડતા થૂંકનો નથી મહિમા કોઈ—*
*હાડકાં હોત ત્હારી જીભને તો ક્યારનાંય કાઢી*
*લીધાં હોત...*

*તું જનગણમન ગા !*
*ત્હને હવા વિનામૂલ્યે મળે છે ત્યાં સુધી આભાર માન*
*કોઈ ઈશ્વરનો ને ઋણી આ ત્હારા દેશનો*
*રોજીરોટી ભલે નથી મળતાં,*
*પણ ગૌરવથી જીવી શકે છેને ધર્મને ખભે લઈ !*
*(પૃ. ૫૦)*

મનુષ્યની કૃતિ એટલે સંસ્કૃતિ સુખકર નથી, ત્રાસકર છે તો એની પ્રકૃતિ અને પરિસ્થિતિ પણ કાંઈ અહોભાવ જગવે એ'વી નથી; બલકે, રોષપાત્ર નહિ, દયાપાત્ર છે. આ'વો માણસ પાછો બીજા માણસને ધર્મને નામે ધિક્કારે છે અને જાતિને નામે અસ્પૃશ્ય ગણે છે ! 'અમારી વેદના'માં આ હકીકતને કવિ સુન્દર રીતે કથે છે. ત્યાંય એમનાં વેદના અને કટાક્ષ પ્રકટ થાય છે અવશ્ય :

*મ્હારી મા અસ્પૃશ્ય હતી એની ખબર હોત તો*
*મ્હેં જન્મ પહેલા આત્મહત્યા કરી હોત.*

*મ્હારું પ્રતિબિમ્બ*
*એ લોકોની આંખોમાં પડે છે તોય*
*એ એમની આંખો ફોડી નથી નાખતાં.*

*

*આટલાં વર્ષો પછી પણ ક્યારેય*
*તડકો અમારાથી અભડાઈ કાળો પડ્યાનો*
*કોઈ દસ્તાવેજ નથી મળ્યો કોઈ પેઢીના કબાટમાંથી.*

*

*આપણે દટાવાના છીએ એ માટીને*
*કદીયે આપણે નોખી કરી શકયા નથી મિત્રો*
*પછી પરસ્પરને ધિક્કારવાનો છે કોઈ અર્થ !*

*

*હવે અમે ખુલ્લા તડકામાં*
*ઊભા છીએ એની ઈર્ષ્યા ન કરો દોસ્તો ! (પૃ. ૧૨)*

માણસનાં વૈચિત્ર્યની વાત કરતા આ કાવ્યનો પૂર્વાર્ધ સ્વગતોક્તિ સમો અને ઉત્તરાર્ધ ઉદ્‌બોધન સમો છે. કેવો છે આ માણસ ? હમણાં દર્શાવ્યો તેવો વિવિધ અને ક્યારેક તો વળી વિરોધી ગુણ-વસ્તુઓના અદ્ભુત મિશ્રણ જેવો. માણસ જેવો છે તેવો કવિને પ્રિય છે. માણસના મહિમાગાનનાં ચારેક કાવ્યો આ કવિના સંવેદન-વિશેષની તેમ જ ઉક્તિવિશેષની દૃષ્ટિએ ખાસ ધ્યાનપાત્ર છે 'માણસનું જન્મવું આકસ્મિક હોય પણ જીવવું અકસ્માત નથી' એટલે અને 'માણસે હજી માણસનાં સગ્રહાલયો નથી રચ્યાં' એટલે કવિને માણસમાં શ્રદ્ધા છે, એનામાં વિશ્વાસ છે. પરિણામે એમને માણસ હોવાનું ગૌરવ છે અને એથીસ્તો મોક્ષની ઝંખના નથી, વારંવાર માણસ તરીકે જન્મવાની ઇચ્છા છે. અને પોતે માણસ હોવાને લીધે જ માણસ પાસે માણસ ઊભો હોય ત્યારે કવિને અપૂર્વ અવર્ણનીય આનન્દ થાય છે :

*ભલે એના હાથ શાપિત હોય*
*ને ભલે એની ઝીણી ઝીણી આંખોમાં ખડકાયાં*
*હોય યુદ્ધો,*
*લોહીની તરસ ભલે તપ્ત થતી હોય રણ જેવી*
*વરસોવરસ.*
*એનાં આંસુ સુકાયાં નથી એટલે*
*નિત સવારે ખીલેલાં ફૂલો જેટલો આનન્દ થાય છે*
*હજી... (પૃ. ૨૧)*

પરન્તુ માણસ હોવું અર્થાત્ પોતાનું માનવઅસ્તિત્વ પ્રમાણવું તે માનવકૃતિ અર્થાત્ સંસ્કૃતિને નહિ, પ્રકૃતિને આભારી છે. 'મ્હારું હોવું'માં કવિ તાર સ્વરે એ મહત્ત્વની વાત કહે છે. પ્રકૃતિ-પદાર્થોનો મહિમા કરતા કવિ ત્યાંય વૃક્ષોને વિસ્મરતા નથી :

*રાત પડી ત્યારે*
*વૃક્ષો મ્હારી અડખેપડખે આવી ઊભાં રહી ગયાં હતાં*
*હજીયે એ ઊંઘતાં હતાં...*
*ને આકાશ મલમલ પહેરી મ્હારી પાછળ આવ્યું ન હોત*
*તો*
*હું કદીયે મ્હને મળી શક્યો ન હોત ! (પૃ. ૧૩)*

વૃક્ષો સાથે સાન્નિધ્યથી આરમ્ભાયેલો કવિનો

સમ્બન્ધ સાયુજ્ય અને પછી સારૂપ્ય સુધી વિસ્તરે છે, એમને વૃક્ષત્વ સુધી લઈ જાય છે. જુઓ :

*મ્હારે તો*
*મ્હારી માટીમાં પોઢી જવું છે.*
*ને ઊગવું છે વારંવાર વૃક્ષ થઈને. (૫૬)*

*

*ટીમ્બા પર એક વૃક્ષ ઊગી ગયું છે*
*એ જ હું છું યુગોથી. (પૃ. ૨૫)*

પ્રકૃતિપ્રીતિ જે કવિની નસેનસમાં વહે છે તે, અહીં આમ સબળ આવેગથી છતી થાય છે. પ્રકૃતિના આલેખનની કવિપ્રિય રીતિ તે સજીવારોપણ; ખરું જોતાં, માનવભાવારોપણ (personification) છે; જેને અનુસરીને કવિનાં અનેક વર્ણનોમાં પ્રકૃતિનાં અંગોને જીવન્ત વ્યક્તિ રૂપે દર્શાવાયાં છે. આ પ્રકારનું નિરૂપણ સ્વાભાવિક છે, અમુક અંશે અનિવાર્ય છે. કવિતામાં પ્રકૃતિ અહીં સતત આવ્યા કરે છે. 'માય ફેર લેડી'ના સઙ્ગીતની સુરાવલિ સમી એની ધૂન ચાલ્યાં કરે છે. વાણીના અલઙ્કરણમાં પ્રકૃતિનો નોંધપાત્ર પ્રયોગ થાય છે. રૂપકઘટના (metafor)માં એનું વિશેષ વિનિયોજન થાય છે. જેમ કે,

*આ હરણફાળ ભરતી વાદળ-છાયા પર બેસી*
*ભીને વાન તડકો તાણી તલવાર મેઘધનુની*
*ચડતો-ઊતરતો ડુઙ્ગર પાર...*

પ્રકૃતિનાં જ તત્ત્વો વચ્ચે થતાં સમ્બન્ધ સ્થાપનને કારણે તેમ જ એના જીવન્ત વ્યક્તિ તરીકેના આલેખનને લીધે અભિવ્યક્તિ સઙ્કુલ બને છે. હૃદયભાવની અભિવ્યક્તિમાં પ્રકૃતિ ઓતપ્રોત થાય છે. એનાં મનોરમ ઉદાહરણો પ્રણયકાવ્યોમાં સાંપડે છે :

*ત્હારું સ્મરણ*
*છાતી પર ઊગેલું વૃક્ષ*
*મઞ્જરી ભર્યું. (પૃ. ૪૬)*

*

*આ સવાર ખીલ્યું ફૂલ*
*મઘમઘ મહેક્યો પવન આવતો પાસ છુપાયું સ્વજન*
*(પૃ. ૫૫)*

*

*તું જ કહે—*
*કેટલાં વર્ષોથી આપણી વચ્ચે ઊગ્યો નથી સૂરજ !*
*(પૃ. ૯૨)*

*

*ત્હને શોધવા*
*પવન પલાળી ત્હારા દેશમાં આવ્યો ત્યારે*
*તું લીલુંછમ્મ ઘાસ થઈ ઊગી નીકળી હતી ત્હારા*
*પહાડમાં. (પૃ. ૫૯)*

પીંછીના એકબે લસરકે દોરાતાં હોય એ'વાં પ્રકૃતિદૃશ્યોનાં ચિત્રો કવિએ અનેક આંક્યાં છે. એકબે નમૂના જોઈએ :

*પવન પડી જાય છે થોડીક વાર*
*ને પછી હરણનાં ટોળાં લહેરાતાં ઠેકી દીવાલ-*
*થનગને છે એકબીજાને શીંગડીઓથી ખણતાં.*
*(પૃ. ૧૦)*

*

*છેક છેવાડે છેલ્લા ઘર-આંગણે*
*ઘટાટોપ લીમડી કન્તાઈ ઊભી છે ડહતી સ્મૃતિ જેવી*
*કાગડો વારંવાર ગાળામાં બેસી ઊડાઊડ કરતો*
*આકાશને કાળાશથી ભરી દે છે. (પૃ. ૮૪)*

આ બીજું ચિત્ર માતાની સ્મૃતિના આલેખન નિમિત્તે અંકાયું છે. માતૃપ્રીતિનાં પાંચછ કાવ્યોમાંના આ'વાં ચિત્રો નિરૂપ્ય ભાવ-આરતને વધુ સબળ, વધુ પ્રભાવક બનાવે છે.

*ચૂલો ભડભડ બળ્યા કરે છે*
*બળી ગયેલી ટોચકીમાં કડી ખદખદે છે*
*ઢાલ જેવો રોટલો હજીયે શેકાયા કરે છે ત્હારી*
*છાતી પર (પૃ. ૮૭)*

*

*મુખમાં માટી*

*હોઠ પર છાશ પીધી એની તગતગતી રહી રેખ*
*ઊગી આ તો અષાઢી બીજ-*
*માડી દોડી રહી પાછળ... પાછળ...*
*આગળ આગળ ડમરાની મહેક...મહેક (પૃ. ૭૯)*

અવસાન પામેલી માતાનો અભાવ કેમેય કર્યો વેઠાતો નથી. એની યાદને રસ્તે જતાં પોતાનું આખું પૂર્વજીવન શૈશવ અને કૈશોર્ય તેમ જ તેને વળગેલો ગ્રામનિસર્ગનો પૂરો પરિવેશ, સમ્મુખ થાય છે. એ બધાંનાંય ખૂબ સુન્દર ચિત્રાઙ્કનોથી ઘણાં કાવ્યો સભર ભર્યાં છે :

*ગળથૂથીમાં*
*મ્હને પાયું હતું ગામ; સીમ ને ઝળૂમ્બેલું ગગન*
*મેલોઘેલો ખોળો — પાદરનું તળાવ*
*એમાં કિલકિલ કોળતું કમળ*
*લહર પર લહર — ઊઘડતા પ્રહર પછી*
*પ્રભાત જેવું ખૂલતું મુખ હવે નથી.*

ચિત્રાઙ્કન જ કવિની વિશેષતા લાગે એ'વાં ને એટલાં બીજાં અનેક ચિત્રો છે. કવિના એ શક્તિવિશેષનો અને ઉક્તિવિશેષનોય પૂરેપૂરો ખ્યાલ જેનાથી મળી રહે એવું ફ્લેટના અન્દરના દશ્યનું આ ચિત્ર જુઓ :

*ખૂલે દ્વાર*
*ધસી આવે સોફા, કેલેન્ડર, શયનખણ્ડ ને મઘમઘ*
*કિચન;*
*પડખું, બારીના પડદાનું હલમલવું ને શ્વાસભરેલા*
*અશ્વોનું હણહણવું;*
*અન્ધારું પોઢેલું, બગાસું ખાસ્સું મોટું ને ચસચસતું*
*સ્મિત તગતગતું*
*બધું પરિચિત છતાં આંખ કાચની*
*બિમ્બ પડે પણ સાવ અજાણ બધું હલબલતું...*

પોતાને જ યુગોથી અપરિચિત લાગતા એ'વા નગરજનના પોતાના ગૃહપ્રવેશના કાવ્ય 'અપરિચિત યુગોથી'માં આવતા આ ચિત્રમાં અછાન્દસ રૂપે વહેતી વાણીમાં સવૈયાના 'દાદા' બીજનો અણસાર મળે છે. 'જૂનાગઢની સવાર...'માં આમ જ, ઝૂલણાના 'દાલદા' બીજનું આગમન, સામાન્યતઃ ગદ્યલય પાસે જ કામ લેતા કવિને છન્દોલય હસ્તગત હોવાની પ્રતીતિ કરાવે છે. અન્યત્ર પણ લયનિષ્પાદન માત્રામેળના બીજને લીધે થાય છે. બીજું, કાવ્યને અન્તે 'એ મ્હારું ને 'ગોદો'નું સાવ અપરિચિત યુગોથી'' એ ઉદ્ગારમાં 'વેઇટિંગ ફોર ગોદો' જેવી અદ્યતન સાહિત્યકૃતિનો સન્દર્ભસઙ્કેત થયો છે. એવો જ સઙ્કેત 'યુગાન્તર'માં 'ઓલ્ડ મેન એન્ડ ધ સી'નો થયો છે. અન્યત્ર 'અગ્નિકુણ્ડમાં ખીલેલું ગુલાબ' તેમ પોતાની જ કૃતિ 'માટીમાં ખીલેલાં મેઘધનુષ્ય' સાઙ્કેતિત થાય છે. આ અર્થ-અધ્યાસ અઙ્કે લાભપ્રદ નીવડે છે. એમ તો આધુનિક પરિસ્થિતિના વિરોધમાં પ્રાચીન વાલ્મીકિ કૃત 'રામાયણ'નોય કવિએ સમુચિત ઉપયોગ કર્યો છે.

કવિએ કેટલાંક સ્થળવિશેષનાં કાવ્યો કર્યાં છે, જેમાં કોણાર્કના કાવ્યગુચ્છમાં સૂર્યમન્દિરનો તેમ જ અમદાવાદનાં કાવ્યોમાં સત્યાગ્રહ સ્મારક આશ્રમનો ઉલ્લેખ કરવો જોઈએ. પણ ઉલ્લેખ માત્રથી ન ચાલે એ'વાં સાબરમતી નદી વિશેનાં ત્રણેક કાવ્યોમાંથી થોડીક પઙ્ક્તિઓ જોઈશું તો જ એની સાથેની કવિની આત્મીયતાની ગહરાઈ કળાશે :

*બારે માસ વહેતી નદીકિનારે*
*નગર ઊગી ગયું ત્યારથી*
*ભરચોમાસે એ સાવ કોરી ચુડેલના વાંસા જેવી*
*બની જાય છે. (પૃ. ૨૭)*

*મારે ખાબકવું હતું નદીમાં ધબાક દઈને*
*પણ કોઈનો કર્કશ હાથ મ્હને પકડી રહ્યો હતો*
*પાછળથી. (પૃ. ૮૯)*

*

*ત્હને શહેર વચ્ચેથી વહેવું નથી ફાવ્યું એટલે*
*લુપ્તા થતી જાય છે પ્રતિદિન ?*
*ત્હારે વહેણ બદલવું હોય તોય ક્યાંથી બદલી*

*શકે ?*
*એ બાજુ તોતિંગ બિલ્ડિંગો ઊભાં થઈ ગયાં છે*
*બાથમાં બાથ ભીડી...*

*આંખ સામે બ્રહ્મપુત્ર*
*ને ભીતર તું ચૂપચાપ વહેતી...(પૃ. ૬૪)*

બ્રહ્મપુત્રને કિનારે બેસીને સાબરમતીને પોતાની ભીતર વહેતી અનુભવતા કવિની કલ્પકતા અતીત સામ્પ્રતના અનેક દૃશ્ય-રૂપના નિર્માણમાં કાર્યરત રહી છે. એ કલ્પકતાએ જ એમને અનેક વાક્વિકલ્પો સૂઝાડ્યા છે; જેને બળે એમની અભિવ્યક્તિ સતત તેજોમય દીસે છે. શાસ્ત્રીય પરિભાષામાં જેને વિવિધ અલઙ્કારોનાં નામ અપાય છે તેવા કવિવાણીના સૌન્દર્યઅંશો થોડાક જોઈએ : 'કઞ્જૂસના મન જેવો પવન', 'દુરિજનના મન જેવો રસ્તો' 'ટૂંટિયું વાળી બેઠેલી ઝૂંપડી', 'ભૂરા રઙ્ગમાં ઓગળી જતા પઙ્ખીના ટહુકાઓ', 'માના સ્પર્શ જેવું સવાર', 'હરણ બની દોડતો ભીનો ભીનો તડકો', 'મોજે ચડેલો ભૂતકાળ', 'આંખોમાં ખીલી જતું આકાશ', 'તળાવની તિરાડોમાં ભાંભરતી ઇચ્છાઓ, આ બધામાં 'ઉત્તમ શબ્દોની ઉત્તમ યોજના' પ્રમાણી શકાશે. એ ઉપરાન્તના બીજા જે 'તેજૅમઢ્યા શબ્દો'થી કવિની અભિવ્યક્તિ દીપી ઊઠી છે તે કેટલાક નમૂનારૂપ આ રહ્યા : 'થીજેલું અન્ધારું', 'મુલાયમ રુદન' અને સ્વયં સઙ્ગ્રહના નામના શબ્દો 'ફૂલનો પવનરથ'.

શબ્દ અને લયના સુચારુ પવનરથ પર વિરાજીને આપણી પાસે આવતી કાવ્યફૂલોની આ રણઝણતી ને મહેકતી સવારીનું સ્વાગત હો.

**ફૂલોનો પવન-રથ :** મફત ઓઝા, પ્ર. પૂર્વી પુસ્તક ભણ્ડાર, એલિસબ્રિજ, અમદાવાદ-૬; પૃષ્ઠ ૧૦૦, રૂ. ૬૦.



## કાવ્યસ્પર્ધા

ગયા અઙ્કમાં સ્પર્ધામાં મોકલવાની કવિતા માટે ૩૧મેની અવધિ સૂચવવામાં આવી હતી. ટપાલો મોડી પહોંચતી હોવાથી તે ફેરવીને ૩૧ જુલાઈ સુધીની કરવામાં આવે છે.

# આત્મવિચ્છેદની વેદનાનું કાવ્ય

નીતિન વડગામા

## મને સમજાય છે

મફત ઓઝા

*પછી તો*
*મ્હેં જ મ્હને રોપી દીધો છે ક્યારીમાંથી કૂણ્ડામાં*
*બાલ્કનીમાં તડકો*
*આંબો બની ઝૂક્યો છે ત્યારથી*
*સવાર ઢાકાના મલમલ જેવો પવન ઓઢી સીંચી*
*જાય છે મ્હને.*
*મ્હારાં જ મૂળ મ્હને વીંટળાઈ વળે છે*
*પછી આ આકાશનો ટુકડો સતત ઝળૂમ્બ્યા કરે છે*
*મ્હારા પર.*

*મ્હારે પથરાઈ જવું છે વટવૃક્ષ થઈ—*
*મ્હારી છાયા ઈશ્વર પણ ન ઊંચકી શકે એટલી*
*ભારે કરવી છે.*
*નિત ખીલવા મ્હારી ડાળીઓ ઝૂકે છે*
*તારાઓ બની આગિયા મ્હારી આસપાસ ઊડ્યા*
*કરે છે*
*છતાં એકેય ફૂલ ખીલતું નથી.*

*ક્યારીમાંથી મૂળસોતા ઊખડ્યાની વેદના*
*વમળાતી મ્હને ઘેરી વળે છે ત્યાં—*
*મ્હને સમજાય છે કૂણ્ડામાં રોપાયાની મ્હારી દશા.*

શહેરી સંસ્કૃતિના સભ્ય સમાજે નિર્બન્ધ એ'વી પ્રકૃતિને પણ બન્દીવાન બનાવી, પરિણામ સ્વરૂપ વૃક્ષો, પણ 'નિજલીલા' છોડીને પરતન્ત્ર અને પરવશ બન્યાં. આમ, સભ્ય-સુસંસ્કૃત કહેવાતા સમાજના હાથે રોપાયેલાં બન્ધાયેલાં વૃક્ષોએ પણ હવે શિસ્તબદ્ધ રીતે ઊગવું અને ઊછરવું પડ્યું, અને માણસે ઘડેલા નિયમ પ્રમાણે જ વિકસવા અને વિસ્તરવાની ફરજ પડી ! પરન્તુ મુક્ત રીતે વિહરવા ટેવાયેલા વૃક્ષને આમ, ક્યારામાંથી કૂણ્ડામાં રોપાવું પડે, અસીમ એવી ભોંયમાંથી ઊખડીને સાંકડા સીમાડામાં જાતને આરોપવી પડે, ત્યારે એ વૃક્ષને પણ, કેવી અકથ્ય અને અસહ્ય એવી વેદના અનુભવવી પડતી હશે ! કવિશ્રી મફત ઓઝાના પ્રસ્તુત કાવ્યમાં, આત્મવિચ્છેદ અનુભવતા આવા જ કોઈક વૃક્ષની વેદનાને અને એ નિમિત્તે સીમિત અને સ્વકેન્દ્રી બનતા જતા આજના માણસની ભીતરી વ્યથાને માર્મિક વાચા મળી છે.

*પછી તો—*
*મ્હેં જ મ્હને રોપી દીધો છે ક્યારીમાંથી કૂણ્ડામાં.*

કાવ્યના ઉઘાડમાં આ દુસ્સહ એ'વી સ્થિતિનો સીધો સ્વીકાર છે, તો પછીથી વૃક્ષને, તડકા અને પવન દ્વારા પુરાતા પ્રાણવાયુ તરફ ઇઙ્ગિત છે. બાલ્કનીમાં મુકાયેલા કૂણ્ડામાં રોપાયેલાં વૃક્ષ ઉપર તડકા અને પવનનો છણ્ટકાવ કઈ રીતે થાય છે, એ દર્શાવવા કવિ અહીં ઇન્દ્રિયસન્તર્પક કલ્પન પ્રયોજી કાવ્યભાવને મૂર્તરૂપ બક્ષે છે—

*બાલ્કનીમાં તડકો*
*આંબો બની ઝૂક્યો છે ત્યારથી*
*સવાર ઢાકાના મલમલ જેવો પવન ઓઢી સીંચી*
*જાય છે મ્હને.*

આપણામાં જ અને આપણા વડે જ જ્યારે આપણે કેદ થઈ જઈએ ત્યારે કેવી કરપીણતા સર્જાય ? સહી પણ ન શકાય અને કહી પણ ન શકાય એ'વી કરુણાજનક સ્થિતિનું નિર્માણ છે આ ! હાથે કરીને જ ક્ષિતિજોને સઙ્કોરતાં જતાં આપણે, કેવા પરિમિત

પરિઘમાં પુરાઈ જઈએ છીએ ! કૂણ્ડામાં કેદ થઈ ગયેલાં વૃક્ષનાં મૂળ સદશ મનઃસ્થિતિ સર્જાય છે આપણી પણ! —

*મ્હારાં જ મૂળ મ્હને વીંટળાઈ વળે છે*
*પછી આ આકાશનો ટુકડો સતત ઝળૂમ્બ્યા કરે છે*
*મ્હારા પર.*

ક્યારામાં તો મૂળને વિકસવાનો પૂરો મોકો હતો, પરન્તુ કૂણ્ડામાં આવતાં પરિસ્થિતિ બદલાઈ ચૂકી છે. હવે મૂળને, બૃહદ્ ફલક ઉપર વિસ્તરવાનો આછો અવકાશ પણ રહ્યો નથી ! એ અવકાશ તો આજે આથમી ગયો છે ! પરિણામે પોતાના મૂળ થકી જ કેદ થવું પડે છે પોતાની જાતને પણ, ને છત્રછાયારૂપ આકાશની ઓથ અનુભવવાને બદલે, ઝળૂમ્બ્યા કરતાં આકાશના ટુકડાનું ભારણ સહેવું પડે છે મનોમન !

મનોરથ તો હોય વડલાની માફક પહોળા થઈને પથરાવાનો ને પછી એમાંથી ધોધમાર છાંયડા ઉગાડવાનો, પરન્તુ કૂણ્ડામાં ઊછરતાં વૃક્ષનું વટવૃક્ષની જેમ પથરાટ કરવાનું ગજું કેવું ? ડાળીઓના ઓરતા તો હોય ફૂલોથી લૂમ્બઝૂમ્બ થઈને લચી પડવાના, પણ એ ઓરતા પૂરા થઈ શકે એવી સ્થિતિ જ ક્યાં હતી ? આમ, કૂણ્ડામાં રોપાયેલા કમનસીબ છોડના, વ્યાપક બનવાના ઓરતા અધૂરા રહી જાય, ને ફૂલવતી થવાના કોડ સેવતી ડાળી, ફૂલવિહોણી બનીને વાંઝણી જ રહી જાય એ વેળાનો વસવસો કેવો વેધક બનીને વ્યક્ત થાય !

*મ્હારે પથરાઈ જવું છે વટવૃક્ષ થઈ*
*મ્હારી છાયા ઈશ્વર પણ ન ઊંચકી શકે એટલી*
*ભારે કરવી છે.*
*નિત ખીલવા મ્હારી ડાળીઓ ઝૂકે છે*
*તારાઓ બની આગિયા મ્હારી આસપાસ ઊડ્યા*
*કરે છે*
*છતાં એકેય ફૂલ ખીલતું નથી.*

પરન્તુ જાતે જ નોતરેલી આ લોહીઝાણ સ્થિતિનો કોઈ વિકલ્પ નથી. મને-કમને પણ આવી વેદનાગ્રસ્ત સ્થિતિનો મુકાબલો કર્યા વિના છૂટકો નથી ! અને એટલે જ તો એ ભયઙ્કર વેદનાને વેંઢારવી પડે છે ને વેદનાનાં વમળો જાતને ઘેરી વળે છે ! વ્યથાવિદારક એવી આ સ્થિતિમાં મુકાયાને અન્તે જ તો પ્રતીતિ થાય છે પોતાની દશાની — દુર્દશાની—

*ક્યારીમાંથી મૂળસોતો ઊખડ્યાની વેદના*
*વમળાતી મ્હને ઘેરી વળે છે ત્યાં—*
*મ્હને સમજાય છે કૂણ્ડામાં રોપાયાની મ્હારી દશા.*

આમ, પ્રસ્તુત કાવ્યમાં ક્યારામાંથી ઊખડીને, કૂણ્ડામાં આવી પડેલા વૃક્ષની વલવલતી વેદનાને મર્મવેધક વાચા મળી છે, તો શહેરી સમાજના સાંકડા મનના બનતા જતા અને સીમિત એવા સીમાડામાં કેદ થતા જતા માણસની મનોવ્યથા પણ, સમાન્તરે અને અપ્રત્યક્ષ રીતે ઉઘાડી પડી છે અહીં.



# શબ્દ-રિદ્ધિ : ૩

## (અનુસ્વાર અનુનાસિકની શુદ્ધ જોડણીયુક્ત)

| ૧ | ૨ | ૩ |  | ■ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૮ |  |  | ■ | ૯ | ■ | ૧૦ |  |  |
| ૧૧ |  | ■ | ૧૨ |  | ૧૩ | ■ | ૧૪ |  |
|  | ■ | ૧૫ |  | ■ | ૧૬ | ૧૭ | ■ |  |
| ■ | ૧૮ |  | ■ | ૧૯ | ■ | ૨૦ |  | ■ |
| ૨૧ | ■ | ૨૨ | ૨૩ | ■ | ૨૪ |  | ■ | ૨૫ |
| ૨૬ | ૨૭ | ■ | ૨૮ | ૨૯ |  | ■ | ૩૦ |  |
| ૩૧ |  | ૩૨ | ■ |  | ■ | ૩૩ |  |  |
| ૩૪ |  |  |  | ■ | ૩૫ |  |  |  |

**આડી બાજુ**

૧. અપાર - ૪
૪. અરસપરસ-૪
૮. વા-૩; ૧૦. પૂજ્ય-૩
૧૧. દાણો-૨
૧૨. આનન્દ આપનાર
૧૪. તાજું-તૃપ્ત-૨
૧૫. સૂઝ દુઃખ-૨
૧૬. રમવુંનું આજ્ઞાર્થ-૨
૧૮. ઇચ્છા હેત-૨
૧૯. મૂળાક્ષરોનો પ્રથમ-૧
૨૦. દર્ધી, સમુદ્ર-૨
૨૨. સરિતા-૨
૨૪. પૃષ્ઠ, પાંદડું. ૨
૨૬. ટેરવા પરનું હાડકું-૨
૨૮. ના પાડવી-૩
૩૦. દાવાનલ-૨
૩૧. વરદાન દેનાર-૩
૩૩. સમત્વ-૩
૩૪. મજામજા — દ્વિરુક્તિ-૪
૩૫. સૂર્ય-૪

**ઊભી બાજુ**

૧. ધર્મવિરુદ્ધકર્મ -૪
૨. લક્રેશ-૩
૩. રજ, શરીરનો બાંધો-૨
૫. અવાજ-૨ ૬. વિકસિત-૩
૭. પ્રથમ-૨ ઋતુ + પછીના-૨ લીન (દ્વિરુક્તિ)=૪.
૯. ગર હોય તેવું મૂળ-૨
૧૨. નમવુંનું આજ્ઞાર્થ-૨
૧૩. પુરુષ-૨
૧૫. ઊંડું, ગાઢ-૩
૧૭. કામદેવ-૩
૨૧. હિતબુદ્ધિ-૪
૨૩. રજ્ઞ, લાચાર-૨
૨૪. છેડો. હદ. સીમા-૨
૨૫. જન્મ, જન્મારો. ૪
૨૭. ખલ-૩, ૨૯-કર્ણ-૨.
૩૦. ચમક, દમન કરનાર-૩
૩૨. આપનાર-૨
૩૩. એક અને પા. એકધાન્ય-૨

### शान्तिमन्त्र-३

ॐ भद्रं कर्णेभिः श्रुणुयाम देवाः
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः व्यशेम देवहितं यदायुः ॥
स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वत्विनः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्ताक्षर्यो अरिष्टनेमिः स्वस्ति नो
बृहस्पतिर्दधातु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ।

*ૐ હે દેવો કર્ણથી ભદ્ર યજત્રા સુણીએ અમે,*
*ને અમે પેખીએ ભદ્ર અમારાં નયનો થકી.*
*નિરામય અમારાં આ અંગોથી તવ સંસ્તુતિ*
*કરી, દેવ, મળ્યું જે તે આયુ ભોગવીએ અમે.*
*ઇન્દ્ર વૃદ્ધશ્રવા સ્વસ્તિ ભણે, સર્વજ્ઞ સૂર્ય ને*
*વિઘ્નહર્તા ભણે વાયુ સ્વસ્તિ, સ્વસ્તિ બૃહસ્પતિ.*

*ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ :*

## ગ્રીષ્મ

નવાણ-નીરની શીળી બની રહી કાયા,
અગન-વાયરા વાયા,
બપોરી વેળના.

ભૂરું ભૂરું નહિ આભ, ચઢી ગઈ આંધી;
વહોરી લીધેલ ઉપાધિ,
આપોઆપ કોઈની.

દૂરનાં ઝીલને ઝાડનું કામણ લીલું
મનડું થાય મતીલું...
ને કેમે પમાય ના,

ગરમાળાની ડાળીએ ટકલાં વાગે,
ગુલમહોરશ રાગે
રાતા રંગાયેલા.

ઢળતા દિનની સાંજ સોહામણી આવે,
ઉરની ટાઢક લાવે,
ચમેલી ચાંદની.

---

શબ્દસિદ્ધિ-૨નો ઉકેલ

આડી ચાવી : ૧ આતશ, ૪ આપદા, ૬ કશિશ દેશ, ૮ પાપ, ૧૧ ખટલું, ૧૨ અન્ન ૧૩ સરેશ, ૧૫ કપરી, ૧૬ શરદપૂર્ણિમા, ૧૭ અક્ષ, ૧૮ કાનન, ૨૦ રસ, ૨૨ દ્વાર, ૨૩ ક્રમ

ઊભી ચાવી : ૧ આસપાસ, ૨ શક, ૩ અકડ કૂકડો, ૪ આશ, ૫ દાનેશ્વરી, ૭ શિખ, ૮ પરશ, ૧૦ પરે, ૧૨ અપમાન, ૧૪ શશધર, ૧૫ કરિકાર, ૧૭ અધિક, ૧૯ નકશો ૨૧ સપન, ૨૨ દ્વારકા, ૨૪ મક, ૨૬ નર.

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

વર્ષા : ૨૦૫૨

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ

જુલાઈ ઑગસ્ટ ૧૯૯૬ : વર્ષ ૩૯ : સળંગ અંક ૨૩૨

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા ૨૦૫૨ : વર્ષ ૩૯ : સળંગ અંક ૨૩૨

### ❦ રસાત્મકમ્



### ❦ શિશુલોક



### ❦ ક્ષરઅક્ષર



### ❦ વિમર્શ



### ❦ અનુવાદ



### ❦ અવલોકન



### ❦ આસ્વાદ




તન્ત્રી

ધીરુ પરીખ

સલાહકાર

રાજેન્દ્ર શાહ ❊ નિરઞ્જન ભગત

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦, અમેરિકા : વાર્ષિક $7, આજીવન $70; ઇંગ્લૅન્ડ : વાર્ષિક £5, આજીવન £50
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઇપસેટિંગ : અપૂર્વ આશર, ઇમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : સુરમ્ય પ્રેસ, નવરંગપુરા, અમદાવાદ. ✆ 448199

વર્ષ વિ. સં. ૨૦૫૨ જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૬

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## કવિનો શબ્દ

“મહાકવિ અને અલઙ્કાર શાસ્ત્રના આચાર્ય દણ્ડી કહે છે — 'આ સમસ્ત ત્રણે લોક અન્ધ અન્ધકાર બની જાય, જો એમાં આદિકાળથી શબ્દાખ્ય જ્યોતિ ન દીપતું હોય તો : જે અન્ધકારમાં ન કોઈ કોઈને જોઈ શકે, ન એ અન્ધકાર પોતે પોતાને પણ જોઈ શકે.'

સામાન્ય શબ્દનો આવો મહિમા છે, તો કવિના શબ્દનું તો શું જ કહેવું ? કવિના શબ્દની પાછળ જે પ્રતિભાનું તેજ ઝળકે છે, એ વિશ્વમાં ફરી વળીને પ્રકાશ પાથરે છે; એટલું જ નહિ, પણ એની 'કાન્તદૃષ્ટિ' વિશ્વની પાર જઈને ત્યાંનાં અવનવાં તેજ આપણી આ જડ અને મર્ત્ય ભૂમિ ઉપર ઉતારે છે; વિશ્વમાં રહીને વિશ્વને ઉજાળનાર દૃષ્ટિ કરતાં વિશ્વની પારનાં તેજ પૃથ્વી ઉપર ઉતારનાર કવિઓ મ્હોટા છે.

જરા ઊંડા ઊતરીને જોઈશું તો વિશ્વમાં ફરી વળતું, જોકે એની પાર જવા યત્ન કરતું, એવું પ્રતિભાચક્ષુ પણ વસ્તુતઃ વિશ્વનો પદાર્થ નથી, પણ વિશ્વ પારનું જ્યોતિ છે. અને એ જ્યોતિથી પ્રકાશ પામતું વિશ્વ પણ આ ચર્મચક્ષુનું વિશ્વ નથી, પણ દિવ્યચક્ષુને ગોચર એવું સ્વર્ગ છે.”

આનન્દશઙ્કર ધ્રુવ

('કાવ્યતત્ત્વવિચાર'માંથી)

# શાન્ત-મહારસ

વિનોદ અધ્વર્યુ

## 'શાન્તોઽપિ નવમો રસઃ'

ઉક્ત શાસ્ત્રવિધાનમાં 'અપિ' શા માટે ઉમેરાયું હશે ? એ 'પણ' દ્વારા ખાસ નિર્દેશ-આગ્રહ-ભલામણ શા માટે ?

એ, કદાચ, એટલા માટે હોઈ શકે કે કેટલાક કાવ્યશાસ્ત્રીઓને મતે 'શાન્ત'નું રસોની ગણનામાં સ્થાન હોય.

આ અભિપ્રાય પાછળનો તર્ક એ છે રસાનુભવમાં ઊર્મિઓનો-વૃત્તિઓનો, અલબત્ત તેમની વિશિષ્ટ અને નિર્મલ અવસ્થાએ, સમુદ્રેક આવશ્યક છે. આ સમુદ્રેક જ ચોક્કસ કક્ષાએ રસાનુભવમાં પરિણમે છે; જ્યારે શાન્ત તો સર્વ વૃત્તિઓ-ઊર્મિઓ-રાગાવેગોના ઉપશમની સ્થિતિ છે. તે સ્થિતિમાં તો તમામ ઊર્મિઉછાળ વિરમી-શમી જાય છે. તો આવી સ્થિતિ રસાનુભવમાં કેવી રીતે પરિણમે ? જેમ કામ કાવ્યમાં શૃઙ્ગારમાં પરિણમે છે તેમ શાન્તની અવસ્થામાંથી શું પરિણમે ? અથવા બીજી રીતે કયા વૃત્તિવિશેષ કે ભાવવિશેષમાંથી રસાનુભવ કેવી રીતે પ્રગટે ?

શાસ્ત્રવિધાનમાં, 'અપિ' આ અભિપ્રાયના વિરોધમાં ઉમેરાયું છે. 'અપિ' દ્વારા જાણે શાન્તનું સ્થાપન - સાગ્રહ સમર્થન છે.

રસ આનન્દસ્વરૂપ છે. — કલા દ્વારા પ્રાપ્ત થતી આનન્દાવસ્થા છે. 'શાન્ત' રસ ગણાય કે કેમ તે તેના અનુભવની અવસ્થા આનન્દમય આનન્દસ્વરૂપ છે કે કેમ તેના પર નિર્ભર છે, અને એ ચર્ચા કે વિવેચનાત્મક વિશ્લેષણ કરતાં, શાસ્ત્રચર્ચા કરતાં, વિશેષતઃ તો અનુભૂતિનો વિષય છે.

પ્લેટો અને એરિસ્ટોટલ બન્ને, કવિતાની ચિત્ર પર અસર અને તેનાં મનોવૈજ્ઞાનિક-સામાજિક પરિણામો બાબતે ભલે પરસ્પરવિરોધી હોય પણ એક બાબતે એકમત છે. બન્ને માને છે કે કવિતા-કલા-નાટક-મનમાં સુષુપ્ત રહેલી આદિમ-પ્રાકૃત વૃત્તિઓને સ્પર્શે છે, ઉશ્કેરે છે ઉદ્દીપ્ત કરે છે. આના પરિણામરૂપે પ્લેટો માને છે કે બુદ્ધિ દ્વારા આ વૃત્તિઓને સંયત કરી સંસ્કારી સામાજિક તરીકે વિકસવા મથતા મનુષ્યના એ સંયમનપ્રયાસો નિષ્ફળ થઈ જાય છે અને મનુષ્ય બ્હેકેલી વૃત્તિઓના જોરથી ખેંચાઈ પાછો પ્રાકૃત થઈ જાય છે — સમાજ માટે આ અસંયમ હાનિકારક છે. જ્યારે એરિસ્ટોટલનું દૃષ્ટિબિન્દુ એવું છે કે વૃત્તિ અતિસંયમિત થતાં, એકઠી થઈ પ્રબળ થતાં અને અકળાતાં સંયમ સામેના પ્રબળ ઊછાળાથી, વિસ્ફોટ રૂપે પ્રગટે તે વધુ હાનિકારક છે. આ'ના કરતાં તે અતિશયની સ્થિતિએ પહોંચે તે પહેલાં એ'ને થોડી થોડી મુક્તિથી માર્ગ આપી દીધો હોય તો ત્હેની અસન્તુષ્ટતા વિસ્ફોટક બનતી અટકે છે. કલા દ્વારા કાલ્પનિક અનુભવથી માનસિક ભૂમિકાએ વૃત્તિ સન્તોષ મળે તો તે દબાણ ઘટાડવાના 'રિલીઝ વાલ્વ'ની ગરજ સારે છે. આમ, પરિણામ પરત્વે બન્નેના અભિપ્રાય જુદા છતાં કળામાં વૃત્તિઓની સઙ્કોરણી, બહેકાવ અને સન્તોષ છે એમ તો બન્ને સ્વીકારે છે.

એરિસ્ટોટલની 'કેથાર્સિસ'ની પ્રક્રિયા અહીં-વિવેચન, અને તે દ્વારા સમતોલનમાં જ પૂરી થાય છે.

*ભારતીય કાવ્યમીમાંસા* આ'નાથી, આગળ વધે છે. ત્હેમાં પણ એ સ્વીકાર તો છે કે કળા માનવચિત્તમાં રહેલી મૂળવૃત્તિઓને જાગ્રત કરે છે, ઉદ્યુક્ત કરે છે;

તે 'ઉશ્કેરે છે' એવા અર્થમાં નહિ. કાવ્યમાં વૃત્તિનું
માં રૂપાન્તરિત સ્વરૂપ ઉન્મેષ પામે છે. 'લોક'માંની
ારૂપ વૃત્તિઓ, કાવ્યમાં ભાવ રૂપે શોધન પામે
ામ, કાવ્યમાં વૃત્તિઓની માત્ર ઉશ્કેરણી નહીં,
ું માનસિક ભૂમિકા પર સન્તોષ દ્વારા, વિવેચન
પણ ત્હેમનું નિર્મલન અને ઊર્ધ્વીકરણ સધાય
ેટલે કાવ્યમાં જે અનુભવ તે માનસિક ભૂમિકા
ા વૃત્તિસન્તોષ નથી હોતો; પણ લૌકિક વાસનાના
ાથી મુક્ત શુદ્ધ એ'વી અ-લૌકિક ભાવસ્થિતિના
ીના અનુભવમાંથી જન્મતો અને તેથી પેલી
ાતૃપ્તિથી ભિન્ન એવો અ-લૌકિક સન્તોષ હોય
ા અ-લૌકિકતા જ ત્હેને આનન્દ સ્વરૂપ બનાવે છે.

આ રીતે વિચારીએ તો પ્રત્યેક રસ એ કોઈક
ત્તિના નિર્ભેળ સ્વરૂપના સમુદ્રેકના અનુભવમાંથી
ી આનન્દ-સ્થિતિ છે. પરન્તુ આપણાં શાસ્ત્રોમાં
નન્દને 'બ્રહ્માનન્દ સહોદર' કહ્યો છે તે વિચારતાં
વિધ રસોની 'એક'-'એક'ત્તા, અને તેવી અનેકતાથી
ાવી 'એકત્વ'ની 'નિર્દ્વન્દ્વ'ની સ્થિતિની હજી એક
ાર ભૂમિકા સૂચવાય છે, કારણ કે 'બ્રહ્માનન્દ'માં
ાને શૃઙ્ગાર, રૌદ્ર અને અદ્ભુત એવા સીમિતતા-સૂચક
ા હોઈ શકે. જ્યાં સુધી ચિત્ત વિશિષ્ટ ઊર્મિનિષ્ઠ
વવામાં રાચે ત્યાં સુધી તે આનન્દમાં-રસાનન્દમાં
. રાચી શકે પણ તે સર્વ વિશેષોથી પર એવા
ષની ભૂમિકાએ જ પ્રાપ્ત થાય એવા બ્રહ્માનન્દનો
ઃ કહી શકાય એવી આનન્દ સ્થિતિને પ્રાપ્ત ન કરી
ને એવી સ્થિતિ છે જ્યાં યોગી અને કવિ અથવા
ાવક સગ્રાન મનોભૂમિકાએ હોય છે.

ા'વી સ્થિતિ તે સર્વ વૃત્તિવિવર્તોના
ાશેષોના વિભિન્ન ભાવસ્થિતિઓના ઉપશમનની
જેમ તમામ સરિતાઓ મહાસાગરમાં લીન થઈ
ાર્વિશેષ સ્વરૂપ પામે છે તેમ તમામ ભાવવિશેષો
ઉત્તમ સ્થિતિએ પહોંચતાં એક જ 'રસાર્ણવ'માં
વ રૂપ પામે છે.

. રસાર્ણવ તે શાન્તની સ્થિતિ.

ત્યાં નિર્વિશેષતા છે પણ શૂન્યતા નથી. ત્યાં તો અસીમ સભરતા છે. અને એવી સભરતાની અનુભૂતિ આહ્લાદક છે, આનન્દસ્વરૂપ છે — આનન્દમયી છે. સમસ્તમાં સમાઈ જવાની મસ્તીનો એ'માં આનન્દ છે. શૃઙ્ગારાદિ પ્રત્યેકના અનુભવમાં તે સિવાયનું જે તે બધું જ શેષ રહી જાય છે. જ્યારે આ ભૂમિકાએ નિઃશેષતાનો અનુભવ હોય છે.

'શાન્ત' એટલે બધાની બાદબાકીથી થતી શૂન્યતા નહીં, પણ બધાના સરવાળાથી થતી મહાએકતાની સભરતા. સર્વવૃત્તિઓનું ત્યાં સાધારણીકરણ— 'યુનિવર્સલાઈઝેશન' થઈ જાય છે. ત્યાં બધા જ વ્યક્તિગત અને વૃત્તિગત વિવિધ અને દ્વન્દ્વાત્મક આવેશો અને અભિનિવેષો-આવેગો અને ઉદ્વેગોનું શમન થવાના પરિણામે 'શાન્ત'નો ચૈતન્યમય આનન્દસમાધિ રૂપે અનુભવ થાય છે.

જેમ, યોગીઓ જેને નિર્વિકલ્પ સમાધિ કહે છે તે અવસ્થા નિશ્ચૈતન્યાવસ્થા નથી હોતી, પણ આનન્દસભર હોય છે તેમ શાન્તની અવસ્થા પણ ચૈતન્યમય અને આનન્દવિભોર હોય છે. અને એ આનન્દ-રસાનન્દ કોઈ એક ભાવ કે વૃત્તિ સમ્બન્ધિત નામે ન ઓળખી શકાય એવો સર્વાત્પર અને અલૌકિક હોય છે.

કલાકૃતિ દ્વારા પ્રાપ્ત થતી આ આનન્દસમાધિ પણ રસાનન્દની ભૂમિકા છે કદાચ — સર્વોત્તર ભૂમિકા છે. અને એમાં જ કલાકૃતિની નિઃશેષ સાર્થકતા છે.

ભારતીય સાહિત્યની તેમ અન્ય સાહિત્યની અનેક મહાન કૃતિઓ વિવિધ રસોની સરિતાઓ વહાવતી અન્તે શાન્તના સાગરમાં લીન થતી અનુભવાય છે. આપણાં મહાકાવ્યો મહાભારતાદિ પણ શાન્તના અનુભવમાં લઈ જાય છે તો ઇડિપસ-ત્રયી કે 'શાકુન્તલ', 'સરસ્વતીચન્દ્ર' કે 'દીપનિર્વાણ', 'ગોરા' કે 'ડિવાઇન કોમેડિ' અન્તે શાન્ત પરિણામી છે. 'વૉર એન્ડ પીસ', 'ઝેર તો પીધાં...' જેવી દીર્ઘ કૃતિઓ પણ અનેક વૃત્તિઓ — ભાવોના ઉછાળા-પછાડાને આલેખ્યા પછી

અન્તે સર્વસરિતાઓ છેવટે 'યથા ગચ્છતિ સાગરમ્' મહાસાગરમાં જઈને મળે, લીન થઈ જાય અને છેવટે સમ્મુખે 'શાન્તિ પારાવાર' અસીમ મહાસાગર જ પથરાયેલો દેખાય તેમ શાન્તિના મહાસાગરમાં જઈ સમાય છે. ભાવક પણ ત્યારે જાણે એક નિઃસીમતા અને અનન્યતાની સ્થિતિ અનુભવે છે.

એ અનુભવ તે અલૌકિક આનન્દ સ્વરૂપ 'શાન્તરસ'. આથી જ શાન્તરસને 'મહારસ' કહ્યો છે.'

એ મહારસની આનન્દસમાધિમાં જ લાધી શકે લોકોત્તર એવો બ્રહ્માનન્દ સહોદર રસાનુભવ ! માટે જ શાસ્ત્રકારોએ નોંધ્યુંઃ 'શાન્તોઽપિ નવમો રસઃ'



## મેઘાણીની કવિતામાં લોકતત્ત્વનો વિનિયોગ

### હસુ યાજ્ઞિક

મેઘાણીએ ઈ. ૧૯૨૨થી ઈ. ૧૯૪૮ના ગાળામાં કુલ ૮૮ ગ્રન્થો આપ્યા તેમાં 'વેણીનાં ફૂલ' (૧૯૨૩), 'કિલ્લોલ' (૧૯૩૦), 'યુગવન્દના' (૧૯૩૫), 'એકતારો' (૧૯૪૦), 'બાપુનાં પારણાં' અને 'રવીન્દ્રવીણા' (૧૯૪૪) તથા સિન્ધૂડો' સાથે સાત સઞ્ચયોનો પણ સમાવેશ થાય છે. નવલકથાકાર, વાર્તાકાર ઉપરાન્ત મેઘાણીની મોટી ઓળખ જેમ લોકસાહિત્યસમ્પાદક-સમીક્ષક અને લોકકથાત્મક વાર્તાઓના લેખક તરીકે છે, તેવી જ મોટી ઓળખ રાષ્ટ્રિય શાયર તરીકે પણ છે. રાષ્ટ્રરાગી પ્રેમશૌર્યની કવિતાના તેઓ કવિ અને ગાયક હતા. ઈ. ૧૯૩૦માં 'સિન્ધૂડો' જપ્ત થયો અને કેસ ચાલતાં બે વર્ષની સજા થઈ અને સાબરમતીમાં જેલવાસ ભોગવી સન્ધિ થતાં નવ માસ પછી છૂટ્યા ત્યારે ઈ. ૧૯૩૨માં ગાંધીજીએ એમને 'રાષ્ટ્રિય શાયર' તરીકે બિરદાવ્યા. એમની કવિતાના રાષ્ટ્રિય રઙ્ગ, મર્મ સુધી પહોંચવાની શક્તિ ધરાવતા કણ્ઠમાધુર્યે અસહકારના યુગમાં મેઘાણીના કવિ તરીકેના પાસાને પણ વિશેષ લોકપ્રિય અને લોકપ્રસિદ્ધ બનાવ્યું. આ ગાળામાં કાવ્ય માત્ર કલાભિમુખ આનન્દાભિવ્યક્તિનું કલાઉપકરણ ન રહેતાં સામાજિક સમ્પ્રજ્ઞતાનું આવાહક બન્યું તેમાં મેઘાણીની કવિતાનો સિંહફાળો છે. આઝાદી આપવાની બનાવટ કરતી અઙ્ગ્રેજોની કોણીએ ગોળ લગાડવાની કુટિલ નીતિના ભાગ જેવી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જતા ગાંધીજીની મનોદશા અને તત્કાલીન પરિસ્થિતિને સમર્થ વાચા આપતું 'છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ', 'કોઈનો લાડકવાયો', 'શિવાજીનું હાલરડું,' 'તલવારનો વારસદાર' ગુજરાતભરમાં જાણીતાં થયેલાં. લોકપ્રચલિત શૌર્યપ્રેરક કથાનકોની રસધારા અને બહારવટિયાકથાઓએ મેઘાણીને જેટલી પ્રસિદ્ધિ આપી એટલી જ પ્રસિદ્ધિ અને પ્રીતિ પણ, મેઘાણીને કવિ તરીકે પણ મળ્યાં. પ્રેમશૌર્ય અને રાષ્ટ્રદર્શિતાને વરેલા નર્મદના એકમાત્ર એવા સમર્થ અનુગામી મેઘાણી લોકસાહિત્યના મર્મજ્ઞ સમ્પાદક તરીકે આવકાર પામ્યા એટલો રાષ્ટ્રિય શાયર તરીકે પણ પામ્યા. એમની આ કવિતામાં સાહિત્યિક મૂલ્ય છે એથી વધારે સમસામયિક ઐતિહાસિક મૂલ્ય પણ છે, કેમકે, એમાં અસહકારયુગની છબી માત્ર નથી, ઉદ્બોધન અને પ્રેરણાની અભૂતપૂર્વ સર્વસ્પર્શી બની શકતી શક્તિ છે. રૂઢ પ્રયોગમાં કહીએ તો મડદાંને બેઠાં કરવાની તાકાત છે.

મેઘાણીની કવિતામાં આ સિદ્ધ સાથી થયું ? એમનાં ગીતોને પ્રજાની સાથે જ સીધો નાતો શાથી સ્થપાયો ? એમની કવિતાની આન્તર સામગ્રી અને એની અભિવ્યક્તિમાં એવું શું છે જેથી લોકકણ્ઠે એ સ્થાન પામી શકી ? — આ પ્રશ્નોના ઉત્તરમાં લોકતત્ત્વનો વિનિયોગ જોઈ શકાશે. સમકાલીન રઙ્ગ, રાષ્ટ્રભક્તિ, પ્રેમશૌર્ય, સરળ છતાં ઉત્કટ એવી ઉદ્બોધકતા

મેઘાણીની કવિતાને લોકપ્રિય બનાવનારાં તત્ત્વો છે, પરન્તુ એ નિમિત્તભૂત છે, મૂળભૂત નહીં. આ તત્ત્વો નર્મદમાં હતાં, ખબરદારની કવિતા પણ એ અપનાવે છે, પરન્તુ એમની કવિતા મેઘાણી જેટલી વ્યાપકસ્તરે લોકપ્રસિદ્ધ થઈ ન હતી. કારણ, એ કવિતા હતી, મેઘાણીની કવિતામાં લોકવાઙ્મયનો, લોકતત્ત્વનો વિનિયોગ હતો, જેનાથી વ્યાપકતાનો વિસ્તાર થયો.

અહીં સ્વાભાવિક પ્રશ્ન થશે જ કે લોકતત્ત્વ શું છે ? સાહિત્યમાં પણ વ્યક્તિને વ્યક્તિ સાથે અને સમષ્ટિ સાથે સાંકળવાની શક્તિ તો છે જ. એથી જ તો સાહિત્ય ઇતિહાસ અને ભૂગોળ ઓળંગે છે. સાહિત્યમાં રહેલી સર્વકાલીન સર્વાશ્લેષી સ્પર્શક્ષમતાને કારણે જ ગ્યૂઈથે જેવો જર્મન કવિ કાલિદાસની સંસ્કૃત રચના 'શાકુન્તલ'ને મસ્તકે સ્થાપી નાચી ઊઠે છે. શેક્સપિયર, ડેન્ટિ, વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ જેવા વિશ્વસર્જકો એમનાં સ્થળ-સમયને અતિક્રમે છે. સાહિત્યનું સહિતતા સિદ્ધ કરનારું, એકતા સંસિદ્ધ કરતું જે તત્ત્વ છે તે એમાં રહેલા સમગ્ર માનવીય સંવેદનાની કલામય અભિવ્યક્તિમાં નિહિત છે. એ જ તો સમકાલીનતા અને સ્થાનીયતાની મર્યાદાને અતિક્રમે છે. લોકવાઙ્મય આથી તાત્ત્વિક રીતે જૂદું પડે છે. એનાં જે ભાષાભાવાદિ છે તે નિશ્ચિત સમયના નિશ્ચિત એવા મર્યાદિત સમાજના છે. આથી જ તો સાહિત્યને અને લોકસાહિત્યને તાત્ત્વિક એવી ભિન્ન શાખાઓ માની છે. આનો અર્થ હરગીઝ એવો નથી કે સાહિત્યની કૃતિઓની સર્વાશ્લેષી સ્પર્શક્ષમતા લોકસાહિત્યમાં ન જ હોય. ભાષા અને ભાવ પરત્વે નાના સમૂહનો અનુબન્ધ આખરે તો એના મુખ્ય કે મૂળભૂત પ્રવાહ સાથે હોવાનો જ; તદુપરાન્ત લોકસાહિત્યની સપનાઓમાં પણ ક્યાંક સાહિત્યિક સ્પર્શક્ષમતા પણ સંસિદ્ધ થયેલી હોવાની. પરન્તુ ત્યાં લોકસાહિત્યની રચનાની 'સાહિત્યિક' સીમા શરૂ થઈ છે, એમ કહેવું જોઈએ. મેઘાણીએ પણ જ્યાં જ્યાં લોકસાહિત્યની સાહિત્યસદૃશ બળવત્તા દર્શાવી છે તેના મૂળ જોઈશું તો તે વ્યક્તિસાહિત્ય કે લિખિત પ્રવાહમાંથી જ લોકસાહિત્યમાં પ્રવેશેલાં જોવાં મળશે. શરીર અને તેનાં અવયવનાં વિવિધ .રૂપકો, કેટલીક ઉત્પ્રેક્ષાઓ, ઉપમા અને રૂપકની માળાઓ સાહિત્યના લિખિત પ્રવાહમાંથી જ લોકસાહિત્યમાં આવી છે. દેહને અપાતું વાડીનું રૂપક, પિયર અને સાસરાપક્ષના વિવિધ સગાસમ્બન્ધીઓનાં રૂપકો જે આજ રે 'સપનામાં મ્હેં તો ડોલતો ડુઙ્ગર દીઠો જો' કુળનાં વિવિધ લોકગીતોમાં છે તે તથા કોરી વાટકડી, કોરો ઘડો, કોરી ચુન્દડી, ઊંડો કૂવો મધસાંકડો ઇત્યાદિ જે ઉપમાઓ, રૂપકો, રૂપકગ્રન્થિ અને માળા છે તે લોકસાહિત્યમાં વ્યક્તિસાહિત્યનો જ પ્રવેશ અને સ્વીકાર છે અને સાહિત્યમાં પણ જે વિશિષ્ટ ઇમેયજ કાળક્રમે અવનવાં રૂપ સર્જીને તેનું નવું આખું કુળ ઊભું કરે છે, શ્રેણી રચે છે, માળા સંસિદ્ધ કરે છે તેના મૂળમાં પ્રેરણારૂપે લોકસાહિત્યની કોઈ ઉપમા હોય, ઉત્પ્રેક્ષા હોય જે સાહજિક કોઈ ક્ષણે કોઈ દ્વારા આવિષ્કૃત થઈને લોકપ્રવાહમાં આવી હોય અને તેમાંથી પછી તે સાહિત્ય પ્રવાહમાં સ્થિર વિકાસ પામી હોય. લોકસાહિત્ય અને સાહિત્ય બન્ને પરમ્પરાઓ તાત્ત્વિક રીતે અને મૂળથી જુદી છે છતાં એ પરસ્પર પૂરક — ઉપકારક પણ છે અને બન્નેનું આદાનપ્રદાન પારસ્પરિક છે. આમ છતાં લોકતત્ત્વ સીમિત વર્તુળ છે. ભૂવા ધુણાવ્યે, દોરાધાગા કર્યે, તાવીજ-માદળિયાં બાંધ્યે તાવતરિયો મટે, એવું શ્રદ્ધાથી કોઈ એક ભાષાનો સમગ્ર સમાજ સ્વીકારી ન શકે, એ સમાજનો પેટા વર્ગ તેવું માનતો-સ્વીકારતો હોય છે. ગોર્ય કરવાથી પતિ ઉત્તમ મળે, વટસાવિત્રી વ્રતથી સૌભાગ્ય અક્ષત રહે, હનુમાનચાળીસા કરવાથી ભૂતપ્રેત ભાગે — આવી બધી જ શ્રદ્ધાઓ અમુક નિશ્ચિત સમાજની છે અને તે મૂળભૂત સર્વસામાન્ય એવી માનવીય સંવેદનાનો આધાર બની ન શકે. લોકતત્ત્વ અને લોકસંસ્કૃતિ આ રીતે એક જીવનાભિગમનું નિયત એવું સ્થાનીય વર્તુળ છે. એ રીતે જ સંસ્કૃતિથી લોકસંસ્કૃતિ જુદી પડે છે. માણસ

પોતાની તત્કાળ સાહજિક રીતે પ્રત્યાઘાત આપે રિએક્ટ થાય તેની પાછળ પ્રવર્તક છે તે લોકસંસ્કૃતિ, વિચારપૂર્વક એનું વર્તન દોરવાય — એક્ટ થાય — નિશ્ચિત થાય તે પાછળનું બળ તેને સંસ્કૃતિમાંથી મળે છે. 'How one re-acts' લોકસંસ્કૃતિનો અને 'How one acts' સંસ્કૃતિનો પ્રશ્ન છે. આમ, આ બન્ને પ્રવાહો પરસ્પર સંકળાવા છતાં પ્રયાગ પાસેની ગઙ્ગા જમનાની જેમ પોતાનાં આગવાં રૂપ પ્રગટ કરે છે અને એનું બિમ્બ લોકસાહિત્ય અને સાહિત્ય ઝીલે છે.

સાહિત્યને અને લોકસાહિત્યને જુદાં પાડતાં તત્ત્વોમાં રચનારની અજ્ઞાતતા અને કણ્ઠપરમ્પરા એ બે મુખ્ય, માત્ર કે મૂળભૂત નથી, કારણ કે આ તત્ત્વો ઉભયમાં છે. મધ્યકાલીન સાહિત્યની એવી કેટલીયે રચનાઓ મળશે જેના કર્તા જ્ઞાત નથી અને કણ્ઠપરમ્પરા એનો આધાર છે. આજ સુધી નરસિંહથી દયારામ સુધીના મધ્યકાલીન કવિઓની રચનાઓની કણ્ઠપરમ્પરા પણ ચાલતી આવે જ છે, છતાં એ સાહિત્ય છે, લોકસાહિત્ય નથી. કેટલાંય ભજનો-પદોના રચયિતા અજ્ઞાત છે. છતાં એ રચનાઓ વ્યક્તિસાહિત્યની છે, લોકસાહિત્યની નહીં. ભજન લોકપ્રચલિત એવું લોકપરમ્પરાનું સ્વરૂપ છે જે તત્ત્વતઃ વ્યક્તિ સાહિત્યની નીપજ છે, લોકસાહિત્યની નહીં. લોકસાહિત્યની જ કણ્ઠસ્થ પરમ્પરામાં અનેક ભજનો છે તે એ રીતે તત્ત્વતઃ સાહિત્ય છે, આથી જ પરમ્પરાગત સાહિત્યના મુખ્ય પ્રવાહો તે લોકસાહિત્ય, સન્તવાણી, ચારણી સાહિત્ય અને મધ્યકાલીન સાહિત્ય છે. આથી કણ્ઠસ્થ પરમ્પરામાં હોવું, કર્તાનાં નામાદિનું લુપ્ત થવું તે લોકસાહિત્ય માટેનાં મૂળભૂત લક્ષણો નથી, લોકતત્ત્વ એનો પ્રાણભૂત અનિવાર્ય અંશ છે.

અહીં સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થશે કે લોકતત્ત્વ એટલે શું ? એનાં લક્ષણો કયાં ? વ્યાખ્યા શી ? આ'નો ઉત્તર સરળ નથી. છતાં વિભાવના સ્પષ્ટ કરી શકાય. આપણી સામાજિક અને વ્યક્તિનિષ્ઠ ચેતનાઓ બે પ્રકારની છે — સાહજિક ને ઉપાર્જિત. માનવીના અવચેતન માનસમાં આ બન્ને સંગૃહીત છે. સમ્પ્રજ્ઞાતમાં વિશેષ પ્રભાવી-ડોમિનન્ટ ઉપાર્જિત ચેતના છે, પરન્તુ અસમ્પ્રજ્ઞાત માટે એ સાથે જ સાહજિકનું વર્ચસ્વ છે. સ્વપ્ન અને કલા એનો આવિષ્કાર છે. આ'વા ઇચ્છા અને યોગ્યતા વચ્ચેના સંઘર્ષમાંથી જે વાચિક રૂપ પ્રગટે છે તેમાં જ્યાં સાહજિકનું સ્થાન છે તે લોકમાનસ છે. જેમ વ્યક્તિનું મનોવિજ્ઞાન અને સમૂહનું મનોવિજ્ઞાન જૂદું પડે છે તેમ વ્યક્તિમાનસ અને લોકમાનસ પણ જુદાં પડે છે. આદિમતા અને સાહજિકતા લોકતત્ત્વનો મૂળ આધાર છે. શ્રદ્ધા, માન્યતા, રૂઢિ-પરમ્પરા વગેરેમાં એ રૂપાન્તરે આવિષ્કૃત થાય છે. આ રીતે લોકતત્ત્વ 'Primitive Persons'ની 'Racial Psychology' છે. આથી ધર્મ, નીતિ, સામાજિકતા વગેરે સંસ્કૃતિગત અઙ્ગો અને બન્ધનો જે સંસ્કૃતિને અને એ દ્વારા સાહિત્યને ઘડે છે તે લોકસાહિત્ય પરત્વે પ્રભાવી બની શકતાં નથી. 'General Psychology'થી Race Psychology' જુદી છે. તે ઈ. વાન. ઇકસ્ટેટે પ્રસ્થાપિત કર્યું અને જાતિજાતિ વચ્ચેના ભેદ પ્રગટતા લોકમાનસની પૃથકતાનો પરિચય થયો. વૃત્તિ, વલણ, વિચાર, રુચિ, અભિગમ પણ જાતિગત આનુવંશિકતામાંથી ઊતરી આવે છે, એ લોકમાનસના ઘટક અંશો છે. ગુજરાતનો જ વિચાર કરો તો જે નિશ્ચિત પરિસ્થિતિ વચ્ચે કોઈ નાગરિક, ભદ્રવર્ગીય કે બ્રાહ્મણ-વૈશ્યાદિ વર્તે છે તે જ રીતે મેર, મિયાણા, કાઠી, ધારૈયા, બારૈયા, કોળી, મછીયારા, ખારવા વર્તતા નથી. 'વાણિયા મૂછ નીચી તો સાતવાર નીચી' જેવા કથાનકોમાં એ જાતિગત વલણભેદ જોઈ શકાશે. આમ એક જ પ્રદેશ-ભૌગોલિક વિસ્તાર, એક જ ભાષા, એક જ ધર્મ, એક જ મુખ્ય સંસ્કૃતિ છતાં જાતિગત વૃત્તિ-વલણ-વિચાર-અભિગમ-રુચિ ઇત્યાદિને કારણે વર્તનના જે સૂક્ષ્મ ભેદ છે તેના મૂળમાં Race Psychology છે અને છે લોકમાનસ અને લોકતત્ત્વ. ભિન્ન ભિન્ન જાતિગત લોકમાનસનાં સમાન લક્ષણો જાતિ કરતાં એક મોટા સમૂહને સ્પર્શે છે, અને એ

સમૂહ એ લોક. એનું માનસ, જીવનરીતિ અને અભિગમનું નિશ્ચાયકબળ તે લોકસંસ્કૃતિ. એ પ્રજા બૃહદ માનસનું સંસ્કૃતિને મુકાબલે અન્તર્હિત અને સીમિત, પ્રમાણમાં સ્વતન્ત્ર એવું અઙ્ગ છે. આ સીમિતતા જાતિગત મટે છે વિસ્તાર સાથે, છતાં પ્રાદેશિક ક્ષેત્રવિસ્તારે જ રહે છે. વિવિધ પ્રજાઓના આનુવંશિક અભિગમોના સમાન અને સ્વીકાર્ય એવા અંશોથી આ લોકમાનસ ઘડાય છે. આ દૃષ્ટિએ જીવન પ્રત્યેનો સમાનતા ધરાવતો પરમ્પરાગત અભિગમ તે લોકતત્ત્વ ભૌગોલિક દૃષ્ટિએ એક મોટા એવા એકમમાં વસતા પેટાસમૂહોનું લોકતત્ત્વની દૃષ્ટિએ વર્ગીકરણ કરી શકાય. એમાં જાતિ અને પ્રદેશ બન્ને આવે. દક્ષિણ ગુજરાત, મધ્ય અને ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ આ'વા બૃહદ્ વર્ગીકૃત એકમો છે, આ દૃષ્ટિએ લોકતત્ત્વ એટલે ન કેવલ ગ્રામ પરન્તુ પહાડ, તળેટી, સાગરકાંઠો ને એમાં આવેલાં નગર અને ગ્રામ. આ બૃહદ્ એકમના પેટા વિભાગોનો સમ્બન્ધ જાતિ અને પરમ્પરાગત વ્યવસાય સાથે પણ છે. પહાડ પર વસતી મૂળભૂત આદિવાસી જનજાતિ, કૃષક સમાજ, વ્યાવસાયિક, ક્ષાત્રધર્મી, વ્યાપારી, વિદ્યાગ્રહણ-દાન અને કર્મકાણ્ડ સાથે સઙ્કળાયેલો સમૂહ જાતિગત એકમો જેવા જ સમાજના પેટા વર્ગો છે. પ્રાચીન-મધ્યકાલીન સમયથી આરમ્ભીને આધુનિક કાળના ગુજરાતી સમાજમાં આ વર્ગો કે એકમો અસ્તિત્વ ધરાવે છે. તે સાથે જ વિવિધ જાતિઓ અને તે સાથે સઙ્કળાયેલી વિવિધ જ્ઞાતિઓ અને તેની પેટા જાતિઓ છે અને લોકતત્ત્વની દૃષ્ટિએ, લોકમાનસની દૃષ્ટિએ એમની વચ્ચે સૂક્ષ્મ એવા ભેદ છે. માત્ર મુસ્લીમ તો વહોરા, ખોજા, મુમના, જત એવા સંસ્કાર-સંસ્કૃતિ-જીવનઅભિગમની ભિન્નતા ધરાવતા પેટા વર્ગો છે. એની સીધી અસર તેમના લોકસાહિત્ય પર, ઋતુ અને જીવનસંલગ્ન રચનાઓ પર છે. આદિજાતિની ૨૮ જેટલી પેટા જાતિઓ છે અને લોકતાત્ત્વિક દૃષ્ટિએ વર્ગીકૃત કરીએ તો મૂળભૂત આદિવાસી, અમુક સમયસુધી ગ્રામ કે નગરમાં રહીને સભ્યતા સંસ્કૃતિના નિશ્ચિત તબક્કાના વિકાસ પછી કોઈ આપત્તિને કારણે ડુઙ્ગર પર ચડી ગયેલી ખેડબ્રહ્માના ભીલી ગરાસિયા જેવી આદિવાસી, ખેતમજૂરી અને માછીમારી કરતી અને એ રીતે ગ્રામનગરનો પ્રત્યક્ષ સમ્પર્ક પામેલી દક્ષિણ ગુજરાતની કાંઠાની અને રાની — પરજ જેવી આદિવાસી જનજાતિ, વિદેશમાંથી આવી ગુજરાતમાં વસેલી સીદી જેવી આદિવાસી જનજાતિ એવા પ્રકારો પાડી શકીએ ? આ રીતે ગ્રામના કૃષક સમાજના કણબી, ચૌધરી, પાટીદાર, મુમના; માલધારીઓના ભરવાડ, રબારી, ચારણ; ક્ષાત્રધર્મીઓના રાજપૂત, રજપૂત, કાઠી, મેર, ઠાકરડા આદિ : વ્યાવસાયિકોના લુહાર, સૂતાર, વણકર; વેપારીના વણિક, લોહાણા, દેપાળા; વિદ્યાધર્મીના નાગર, બ્રાહ્મણ, કાયસ્થ એવા વર્ગો પાડી શકીએ. બૃહદ્ ગુજરાતી સમાજના આ'વા જેટલા લઘુએકમો જેવા પેટા વર્ગો છે તેમનાં રહેણીકરણી, રીતરિવાજ, ધાર્મિક માન્યતા-શ્રદ્ધા, જીવનરીતિ ઇત્યાદિમાં તાત્ત્વિક મહત્ત્વના ભેદ છે તે સાથે જ કેટલીક ગુજરાતી સમાજ તરીકેની સમાનતા પણ છે. આ પેટા એકમો અને એની સમગ્રતાથી પ્રગટતો જીવન પ્રત્યેનો અભિગમ મૂળભૂત લોકતત્ત્વ છે. એની પૃથક્તા કે વિવિધતામાં જે એકતા છે તેનું પ્રેરક બળ તે સંસ્કૃતિ છે. આમ, લોકતત્ત્વ આદિસ્રોત છે, અને પ્રકાર-સ્વરૂપ ભેદે સઙ્કુલ છે. એના પેટા પ્રવાહોનું નિયન્ત્રિત જે સ્વરૂપ સિદ્ધ થયું અને સમન્વય થયો તે દ્વારા જે પ્રવાહ પ્રગટ્યો તે સંસ્કૃતિ છે.

આ દૃષ્ટિએ લોકતત્ત્વ સંસ્કૃતિના આરમ્ભનું રૂપ છે. એ સંસ્કૃતિમાં પરિણમ્યા પછી પણ પોતાનો આછોપાતળો સ્વતન્ત્ર પ્રવાહ પણ સંસ્કૃતિસ્રોત સાથે જ સમાન્તરે વહેતો રાખે છે. આ અંશમાં આદિમતાનો યત્કિઞ્ચિત અંશ બચી રહે છે. દરેક જાતિને, પેટા સમૂહને એની સંસ્કૃતિ પહેલાં અને સાથે પણ આ પ્રવાહ પોષે છે. આથી સામાજિક વ્યક્તિનાં રીતભાત, ચાલચલગત, રીતરિવાજ, ગમા-અણગમા, માન્યતા,

શ્રદ્ધા, સારાસાર વિવેક, મર્યાદા બધું આ પ્રવાહથી પણ પોષાય છે.સંસ્કૃતિનું ધોરણ બધાને સ્વીકૃત છે, પરન્તુ પોતાની મૂળભૂત લોકમાનસ કે જાતિગત મનોવિજ્ઞાનમાં અનુકૂળ અને બન્ધ બેસતું આવે ત્યાં સુધી જ. આથી જ દરેક સામાજિક સાંસ્કૃતિક બન્ધનનાં 'Thus far no further' જાતિએ જાતિએ અલગ હોવાના. સ્થૂલ દૃષ્ટાન્ત આપીએ તો વિધવાલગ્ન, દિયરવટુ અમુકને માન્ય તો અન્યને અસ્વીકાર્ય.

લોકસંસ્કૃતિનો પણ સામાન્ય પ્રવાહ જાતિ અને પ્રદેશ પ્રમાણે ઓછોવત્તો બદલાય છે. આટલી વ્યાવર્તક ભિન્નતા બાદ કરતાં સમાન જેટલું ટકે તે જાતિ-પ્રદેશ પાર કરીને બૃહદ્ સમાજને પણ સ્પર્શે. આ લોકતત્ત્વ કે લોકમાનસ જેમાં નિહિત છે, જેનો કોઈ એક નિશ્ચિત કર્તા નથી, જે ચમત્કૃત કરતા અને ઉપયોગી બની જીવનસંલગ્ન અંશ બની પરમ્પરામાં તરતું થાય છે અને ટકી રહે છે તે લોકસાહિત્ય.

જોકે કેટલીક વ્યક્તિકૃત રચનાઓમાં પણ આ તત્ત્વ હોય છે અને એવી વ્યક્તિસાહિત્યની રચનાઓ પણ લોકસાહિત્ય જેટલી જ કણ્ઠસ્થ પરમ્પરામાં વ્યાપક બનતી વિસ્તરે છે. ઉ.ત. ભક્તકવિ દુલા ભાયા કાગ અને મેઘાણીની રચનાઓ. આ'વી કૃતિઓનો સમાવેશ તાત્ત્વિક રીતે લોકસાહિત્યમાં ન થઈ શકે. જોકે એનું આન્તર સ્વરૂપ અને સગપણ સાહિત્ય અન્તર્ગત ગીતને બદલે લોકસાહિત્ય અન્તર્ગત લોકગીત સાથે હોય છે. પરન્તુ આવી વ્યક્તિકૃત આધુનિક રચનાઓ લોકગીતની કહી ન શકાય.

મેઘાણીની ગીત-રચનાઓમાં લોકતત્ત્વનો પ્રબળ વિનિયોગ છે ને એવી આ'વી રચનાઓ લોકગીત-સદૃશ છે, પરન્તુ લોકગીત નથી, એટલું સ્પષ્ટ કર્યા પછી ગીત અને લોકગીતનાં વ્યાવર્તક ભેદને જોઈતપાસી તે અનુપક્ષે પણ મેઘાણીની કવિતામાં લોકતત્ત્વનો વિનિયોગ કેવી રીતે થયો છે તે વિચારવું જોઈએ.

ગીત અને લોકગીત વચ્ચેનો મહત્ત્વનો ભેદ એ છે કે ગીત પર, એમાં કવિનામની છાપ ન હોય તો પણ, કર્તાના વ્યક્તિત્વની મુદ્રા અઙ્કિત થયેલી હોય છે. આ દૃષ્ટિએ લોકગીત સંપૂર્ણ રીતે અન્તરઙ્ગ-બહિરઙ્ગે પર લક્ષી હોય છે, વસ્તુનિષ્ઠ હોય છે. ગીત પર એના રચનારનાં શૈલી, અર્થદર્શન, રચનાકૌશલ, યુક્તિ ઇત્યાદિનો પ્રભાવ હોય છે, જેનો લોકગીતમાં સર્વથા લોપ થયો હોય છે. ડૉ. સત્યેન્દ્ર કહે છે [૧] તેમ વ્યક્તિત્વની મુદ્રા અને રચનારીતિનું વૈશિષ્ટ્ય એ બે તત્ત્વો એટલાં પ્રબળ હોય છે કે એવી કૃતિ વાંચતાં-સાંભળતાં જ ભાવકનું મન તેના કર્તા વિશે ઉત્સુક બને છે. લોકગીતમાં આ'વું બનતું નથી. મૃત્યુપ્રસઙ્ગના કારુણ્યને વિશિષ્ટ રીતે ઉપાડતી 'ધ્વાલ ન કરો' વાંચતા જ એના કર્તા વિશે વ્યાવર્તક અને રચનાગત વૈશિષ્ટ્ય વિશે પ્રશ્ન થાય છે. જન્મદિન નિમિત્તે કૃતિના વ્યતિત કાળની મુગ્ધકર સ્મૃતિઓ સામાન્ય લક્ષણ છે. ત્યારે 'રહ્યાં વર્ષો'ની કલ્પના જ કોઈ જુદી વ્યક્તિતત્ત્વ-સમ્પત્તિના નિદર્શન રૂપે ઊપસે છે. લોકગીતમાં આવું વ્યક્તિત્વ, વ્યક્તિકર્મ અને વ્યક્તિગત માનસ નથી હોતું. 'છેલ્લી પ્રાર્થના' જેવા કેટલાક અપવાદોને બાદ કરતાં મેઘાણીની કોઈ ગીત-રચના તપાસો — એ રાષ્ટ્રભક્તિનું ઉદ્બોધન કરતું હોય, શૌર્ય જન્માવતું હોય કે દામ્પત્યપરક હોય, એમાં વ્યક્તિમાનસ નહીં, લોકમાનસ જ પ્રતીત થશે. Community Living અને Absent of acquisitive motive આ કારણે જ લોકતત્ત્વનું મુખ્ય વ્યાવર્તક લક્ષણ છે.

બીજો મહત્ત્વનો ગીત અને લોકગીત વચ્ચેનો ભેદ તેનાં ભાષા શૈલી, ભાવ, રચનારીતિ વગેરે પરત્વે હોય છે. લોકગીતમાં વેધકતા અને સરળતા હોય છે, ગીતમાં એ રીતે સઙ્કુલતા. લોકગીતમાં ઉક્તિ વૈચિત્ર્ય હોય તો પણ એ એટલું પરમ્પરાગત રૂઢ હોય છે કે અસઙ્કુલ લાગે, સર્વ ગ્રાહ્ય બને. એનાં શબ્દો, પુસ્તકો, મુખડો

૧. લોકસાહિત્યવિજ્ઞાન, પ્રથમ આવૃત્તિ, પૃ.૩૯૦

લયબદ્ધ ટુકડાઓ વગેરેનાં એનાં સ્વરૂપ અને રચનારીતિનાં રૂઢ બિમ્બ હોય છે. એમાં રહેલી આ'વી પરમ્પરાગત અસફુલતા એના આકાર-આવિષ્કાર સુધી પણ વિસ્તરેલી હોવાથી તે તરત હૈયે-હોઠે ચડી જાય છે.

ત્રીજે મહત્ત્વનો ભેદ લયનો પણ છે તે ભાગ્યે જ ધ્યાનમાં આવે છે. ગીતનો લય છે તે તેના ઉચ્ચરિત પાઠ્યરૂપનો છે, લોકગીતમાં આ લય ગેયરૂપમાં ઢળેલો હોય છે. આથી જો ઢાળથી કાન પરિચિત ન હોય તો લોકગીત નિરર્થક શબ્દાળુતાથી દૂષિત લાગશે. મેઘાણીના કોઈ પણ સઙ્ગ્રહના કોઈ પણ ગીતને લો, મૌલિક કે અનુપ્રણિત રચના લો, એમાં સર્વત્ર ગુજરાતીનો જ ગેય ઢાળ એના શબ્દદેહને બાંધતો જણાશે. મેઘાણીનો કવિતામાં પહેલો પ્રવેશ 'વેણીનાં ફૂલ' (૧૯૨૩)થી થયો તેમાં તથા 'કિલ્લોલ' (૧૯૩૦)માં બાળકો માટેનાં ગીત છે મોટા ભાગની રચનાઓનો શબ્દદેહ પ્રચલિત લોકઢાળ પર રચાયો છે. ક્યાંક બઙ્ગાળી, અઙ્ગ્રેજી, જપાની કવિતાના અનુવાદ આપ્યા છે ત્યાં પણ ઢાળ અને ભાષા તથા ભાવ પૂર્ણ ગુજરાતી છે. 'વેણીનાં ફૂલ'નાં કાવ્યોને, પાંચમી આવૃત્તિના નિવેદનમાં પોતાનાં કાવ્યોની મોટી બહેનના સ્થાને મૂકે છે. આ ગીતો કાવ્ય ખાતર કાવ્ય નથી. તેઓ લખે છે 'એ ગીતોએ મ્હને કવિતા રચતો કર્યો છે. ને એક પ્રિય સન્તાનને ખોળામાં રમાડતાં રમાડતાં સૂઝેલા એ આખા ગીતપ્રદેશે મૂળ તો અજ્ઞત પક્ષપાત્રને પાત્ર છે.' આથી જ ગીતોમાં બાલગીતોનો જીવ ધબક્યો છે. 'આવજો વહાલી બા' તો કવિકણ્ઠેથી અદ્ભુત પ્રચાર પામ્યું અને આવકારાયું. મેઘાણીનાં સર્જન અને સમ્પાદનનાં મુખ્ય નિમિત્ત હેતુ અને પ્રેરણા સંસ્કારસીઞ્ચન અને જ્ઞાન છે. આથી જ્યાંથી જે સારું મળ્યું તે તેમણે સ્વીકારી, આત્મસાત કરી, ગુજરાતીમય બનાવી પ્રસ્તુત કર્યું. 'ભાઈ ને બેન', 'ચાડિયો કોયલ' પુત્રને અઙ્ગ્રેજી કાવ્ય સમજાવવા ગુજરાતીમાં ઉતાર્યાં. 'મને સોણું આવ્યું' જપાની કવિ નોગૂચીના કાવ્યનો, 'ચકડોળ' હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના કાવ્યનો અનુવાદ છે. પરભાષાની કૃતિઓ લાવવા છતાં એનાં કારણમાં ગુજરાતી કંઈ લાચાર કે વામણી નથી એ કારણની સ્પષ્ટતા કરતો એમનો ગુજરાતી ભાષા પ્રત્યેનો અદ્ભુત પ્રેમ જુઓ: 'ગુજરાતીનું સૌષ્ઠવ તો અનેરું છે. આપણી પ્રાન્ત બોલી તો મર્માળી છે. એની શક્યતાઓને પણ કોઈ સીમા નથી. પરઘરનું જે કંઈ ગ્રહવા જેવું લાગે તે સુખેથી મોકળે મને ગ્રહે, પણ જેટલું ગ્રહણ કરે તેટલાને આત્મસાત કરી લે, પોતાના પ્રાણતત્ત્વમાં પચાવી પુનરુચ્ચરિત કરે, તો જ ગુજરાતીની સમ્પતિ વધે, નહિતર તો દાસીપણું અને દળદર જ ઘર ઘાલશે.' આમ આયાત કર્યું તે આત્મસાત કરવામાં પણ લઘુગ્રન્થિને છોડવાની વાત કરી છે.[૨]

પોતાની કવિતાનાં ફળ લોકગીતમાં છે તે મેઘાણી જાણે છે એટલું જ નહીં એ જ તો તેમને અભિપ્રેત જ નહીં, આરાધ્ય પણ છે. લોકસંસ્કૃતિને પુરસ્કૃત કરવાનું નિમિત્ત કાવ્ય માટે પ્રેરે છે ! 'વેણીનાં ફૂલ'માં એની સવીગત ચર્ચા સાત મુદ્દામાં કરી છે. લોકસાહિત્યનું વહેણ સુકાયું અને પ્રજાના આન્તરજીવન પર વિપત્તિ આવી. એ લખે છે; 'જ્યાં ગીત ભજનોની ને કથાવાર્તાઓની હેલીઓ બેસતી ત્યાં આજે નવી એક પઙ્ક્તિ પણ રચાવી દોહ્યલી થઈ પડી છે.' લોકસાહિત્યનો પ્રવાહ લુપ્ત થતાં 'પ્રજાનો પ્રાણ બપૈયાની દશા ભોગવી રહ્યો છે... જૂનું લોકસાહિત્ય પ્રજાનાં દિલ ડોલાવે, પણ જૂના જીવનમાંથી પ્રજાએ જે નવો પલટો લીધો છે, તેને અનુરૂપ એવું નવું સાહિત્ય સરજાયા વગર માત્ર જૂનાનો મેળ પ્રજાના નવા ઉદ્વેલા મનોરથો સાથે નથી મળવાનો. જૂનું આપણને પ્રેરણા આપે, વાટ દેખાડે, પોતાનું કલેવર આપણને વાપરવા આપે, પણં તેમાં પ્રાણ તો નવો જ પૂરવો જોઈએ.' અહીં લુપ્ત થતા લોકસાહિત્યના પ્રવાહને ચાલુ રાખવા માટે પ્રજાના પ્રાણને વાચા આપતા વ્યક્તિસાહિત્ય વડે લોકસાહિત્યમાં પડેલી ખોટ પૂરવાની, અવેજી રૂપ પૂરું

૨. રવીન્દ્રવીણા પ્રથમ આવૃત્તિ, ૧૯૪૪, પૃ. ૧૭

પાડવાની વાત છે. આમ લોકતત્ત્વનો વિનિયોગ મેઘાણી માટે આગન્તુક નહીં, આરાધ્ય છે. આપણા પરમ્પરાગત ગીતોમાં પ્રાણશક્તિ હતી, રસિકતા હતી અને એનો ઉત્કર્ષ ન્હાનાલાલ, બોટાદકર અને ત્રિભુવન વ્યાસે કર્યો, તેનો મેઘાણી નિર્દેશ પણ કરે છે. વ્યક્તિસાહિત્યની રચના સીધેસીધી લોકસાહિત્યની બની ન શકે, કેમકે એમ થતાં એને કણ્ઠેકણ્ઠ વિહરવાની લાંબી પ્રક્રિયામાંથી પસાર થવું પડે એ મેઘાણી જાણે છે. પરન્તુ મેઘાણી પોતે જ આ પરમ્પરાના એવા સાધક-આરાધક છે કે એમની રચનાઓ લોકગીત જેમ જ લોકકણ્ઠે અને હૈયે વસી શકે છે. એનું કારણ એમના જ શબ્દોમાં 'લોકસાહિત્યના નિરન્તર સમાગમે ભાષા આપી, ઊર્મિ આપી, ઉદ્યમ કરવાની ચિત્તવૃત્તિ આપી' તે છે. એમનો હેતુ 'કાંઈ નહીં તો ન્હાનાં ભાઈબહેનની જીભને ટેરવે રમતાં થઈ જાય' એવા શબ્દના જોડકણાં પણ આપવાનો હતો કેમકે 'બાળકોને બહુ કાળ સુધી અજીઠા અને અપચો કરાવે તેવાં જોડકણાં ગાવાં પડ્યાં' એનું દુઃખ હતું. ગઈકાલ રાંધેલા ધાનની જેમ બાલજોડકણાં પણ યુગપરિવર્તને નિરર્થક બન્યાની પ્રતીતિ થઈ હતી. આ'ની અવેજીમાં ક્યાંક જૂના ઢાળમાં નવાં ભાવ-ભાષા ભર્યાં તો ક્યાંક જૂનાં મુખડાંનો ઉપયોગ કર્યો તો ક્યાંક જૂની રચનાના ખોડખાંપણવાળા ભાગને દૂર કરી સાંધો કે રેણ ન દેખાય એ રીતે નવું ઉમેરી પરમ્પરાગત રચનાને દુરસ્ત કરી. આમ કરતાં નવાં કલ્પનો, નવાં ચિત્રો, નવી ઉક્તિઓ લાવ્યા. 'નીંદર ભરી રે ગુલાલે ભરી', 'પાળે ઘૂમે પારેવડાં લ્યો', 'સૂરજ રાણા ધીમા તપો'- વગેરેના નવસર્જનમાં આ વાત સમજાવી, ચરિતાર્થ કરી.

પરમ્પરાગત ઢાળ અપનાવ્યા અને યુગાનુરૂપ નવી રચનાઓ આપી તેમ નવા ઢાળ ઘડવામાં અને એ રીતે આ પ્રવાહમાં નવો પ્રાણ પૂરવામાં મેઘાણીએ જે યોગદાન આપ્યું એ તરફ બહુ ઓછું ધ્યાન ખેંચાયું છે. એમણે ગાયેલાં ગીતોના પરમ્પરાગત ઢાળો અને નવા ઢાળો ગુજરાત ભરમાં ગુઞ્જતા થયેલા તેની પરમ્પરા આજ સુધી જળવાઈ છે. એમની વાત ખરી છે; 'લોકગીતના ઢાળ એટલા બધા મૌલિક અને બહુરઙ્ગી છે કે સતત પ્રીતિથી એનો સમાગમ સેવનાર થોડોક પ્રયત્ન કરીને સહેજે પોતાના અન્તરમાં પણ નવા નવા ઢાળો ને નવા તાલો ગુઞ્જતા અનુભવે. મેઘાણીએ મ્હારી બાળુડી બહેન, સાગરમાં વસનારા, દાદાજીના દેશમાં, રાતો રઙ્ગ, કાળુડો રઙ્ગ વગેરે કૃતિએ પોતિકો નવો ઢાળ આપ્યો છે.

લોકગીતની પરમ્પરાની મેધાવી ગૃહિણી ગાયિકાનો જો યત્કિઞ્ચિત પરિચય હશે તો આ વાત બરાબર સમજાશે. આ'વી લોકગીત ગાયિકા જે નથી પ્રોફેશનલ, નથી કમ્પોઝર, છતાં ગમતું ગીત હાથ આવ્યે બે-ચાર ઢાળ અજમાવી ભાષા અને ભાવને અનુરૂપ એવો ઢાળ શોધી કાઢે છે. મેઘાણી પોતે આવા કમ્પોઝર હતા. 'રવીન્દ્રવીણા'માં બઙ્ગાળી ગીતોને મેઘાણીએ દેશી ગેય ઢાળમાં ઢાળ્યા છે. આ રચનાઓ અનુવાદ સાથે જ અનુસર્જન છે. પ્રસ્તાવનામાં મેઘાણી કહે છે તેમ તેમનો આશય કિલાભાઈ ઘનશ્યામ કે બ.ક. ઠાકોરે કરેલા 'મેઘદૂત'ના શબ્દશઃ ભાષાન્તરનો નથી. મેઘાણી એમના અનુવાદને 'મૂળ રચનાઓના વીણારવનું અનુરણન' કહે છે, તે સમજવા જેવું છે. એમના શબ્દો જુઓ; 'મૂળ કૃતિઓ મ્હારા ચિદાકાશમાં, મ્હારા અન્તઃસ્થલમાં શક્ય તેટલી આત્મસાત થઈ ગયા પછી પોતાની મેળે જ મ્હારા દ્વારા ગુજરાતી અવતાર ધારણ કરે છે: બહિરન્તર બેઉ રૂપે ગુજરાતી... બહિરઙ્ગ અન્તરઙ્ગ ગુજરાતી બનવાથી તે કૃતિઓ રવીન્દ્રનાથની મટી જતી નથી. બઙ્ગાળી પણ મટી જતી નથી. તેનાં ભાવ, કલ્પના, રઙ્ગ અને રેખા સાર્વજનિક છે, ભારતીય છે, એ મૂળમાં મુકાયેલા સંવેદનો સર્વજન-ગ્રાહ્ય અને સાધારણીકૃત છે.'

બઙ્ગાળી જ નહી પરન્તુ અઙ્ગ્રેજી અને જપાની જેવી ભાષાની કૃતિઓમાં પણ જે સાદ્યન્ત ગુજરાતીતા સિદ્ધ થઈ તેનાં કારણમાં ભાવ, ભાષા, ગીતમાળખું, કલ્પન વગેરે ગુજરાતી પરમ્પરાનાં છે તે તો ખરું જ, પરન્તુ એમાં પ્રયોજાયેલા ગુજરાતી ઢાળો પણ છે. ઢાળ એ

માત્ર બહિરઙ્ગ નથી, ઉમરામણ નથી. કણ્ઠે વિહરતી કવિતા માટે, ગીત માટે તો એ આન્તરિક તત્ત્વ છે કેમકે એનું સમગ્ર ભાષામાળખું ઘડવામાં મુખ્ય સૂત્ર અને તેનું નિયોજક નિયન્ત્રણ 'ઢાળ' વડે થતું હોય છે. લોકગીતનું ગેયરૂપ એના આન્તરનું અવિભાજ્ય અઙ્ગ છે. છન્દથી રચાતાં કાવ્યથી દેશીબદ્ધ કડવું અને લોકગીત તાત્વિક રીતે જુદાં પડે છે. 'કોઈનો લાડકવાયો અને બીજાં ગીતો'ની પ્રસ્તાવનામાં મેઘાણીએ આ તાત્ત્વિક ભેદ સ્પષ્ટ કરતાં કહ્યું છે કે વૃત્તબદ્ધ રચના તો વાંચનારગાનાર પોતે પસન્દ કરેલા ઢાળમાં, રાગમાં ગાઈ શકે છે. એનું માત્ર પઠન કરીને કાવ્યરસ માણી શકે છે પરન્તુ 'આથી ઊલટું, રાગ-સૂરમાં ગાવાસારુ બનેલાં ગીતોને એના મૂળ કલ્પાયેલા ઢાળથી જુદી રીતે ગાવાની સાથે જ એનો વધ થાય છે, કેમકે રચનારના હૃદયમાં એ શબ્દો ગૂંથતી વેળા સતત અમુક રાગનું ગુઞ્જન ચાલતું હોય છે. એ રાગ અમુક ભાવનો વાહક બનવા માટે પસન્દ થયો હોય છે. રચનાના ભાવમાં બન્ધ ન બેસે તેવા શબ્દોને ખુદ એ રાગ જ રૂખસદ આપી દઈ, ચોક્કસ શબ્દોનો જ સ્વીકાર કરે છે. આમ હોવાને કારણે કર્તાએ મુકરર કરેલ ઢાળ પણ એની પ્રત્યેક કાવ્યકૃતિનું અવિચ્છેદ્ય અઙ્ગ બની જાય છે.' આ વાત માત્ર લોકગીત માટે જ સાચી નથી. મધ્યકાલીન ગુજરાતી આખ્યાનો અને રાસાદિની કૃતિઓ જોશો તો એમાં કાં તો કોઈ પ્રચલિત દેશીના ઢાળનું અથવા તો કોઈ રાગ અને તાલનો મથાળે જ નિર્દેશ કર્યો હોય. કર્તાએ એ ઢાળ કે એ રાગની દેશીમાં ગાવા તેની રચના કરી હોય છે. એને અન્યથા ગાઈ તો શકાય, પરન્તુ એમ થતાં ક્યારેક કવિએ જે શબ્દરૂપ આપ્યું હોય તેને ક્ષતિ પહોંચવાનો પણ સમ્ભવ છે. આથી મેઘાણી કહે છે; 'એવું કંઈક મ્હારાં ગીતોમાં પણ મ્હેં જાળવ્યું છે. માટે જ જ્યારે જ્યારે મ્હારા નિર્માણ કરેલ ઢાળમાં મ્હારાં ગીતો ગવાતાં નથી ત્યારે ત્યારે એ ગીતો દુઃખિત બને છે. 'કોઈનો લાડકવાયો' એ મ્હારું ઘણું જ લાડકવાયું ગીત, મ્હારા કણ્ઠના મુકરર સૂરોમાંથી જ ઉદ્ભવેલું અને એ જ સૂરો વડે સતત સીંચાયેલું, તેને જ્યારે હું કાલીઙ્ગડા અને મરાઠી સાખીના મૂળ સૂરને બદલે ભૈરવીમાં ગવાયેલું સાંભળું છું, ત્યારે મ્હારું પ્રિય સન્તાન રિબાતું હોવાની મ્હને વેદના થાય છે.'

આમ, ઢાળ એ ત્રીજું લક્ષણ છે તો તે પછીનું લોકતત્ત્વના વિનિયોગનું ચોથું લક્ષણ તે ભાવાનુભૂતિની સદ્યગ્રાહ્ય અસઙ્કુલતા છે. કાવ્યને કે ગીતને મનમાં પ્રવેશ મળે એ પછી હૃદયને પરિપ્લાવિત કરે છે અને મનને એના અર્થની સૂક્ષ્મતા-સઙ્કુલતામાં ઊતરવું પડતું હોય છે. લોકગીતમાં આ'વી ચૈતસિક વ્યાયામની જરૂર પડતી નથી. લોકગીત તો આરમ્ભેજ ક્રિયાને વર્ણવે- બીડીઓ વાળો, બીડીઓ વાળો, કોઈ ચિત્ર આપે — આભમાં ઊગેલ ચાંદલો ને જીજીબાઈને આવ્યાં બાળ — એ સાથે જ માનસિક વ્યાયામ વગર જ તે હૃદયને સ્પર્શે. જ્યાં ઉક્તિ-વૈચિત્ર્ય હોય, કોઈ લક્ષણા કે ધ્વનિજન્ય યુક્તિ હોય ત્યાં પણ એ એટલી પરમ્પરાગત અને રૂઢ હોય કે ભાવકને તરત જ સમજાય અને સ્પર્શે.

આ પ્રકારનાં લોકતત્ત્વનાં લક્ષણોનો વિનિયોગ મેઘાણીની કવિતા અને ગીતોમાં થયો છે. 'ચારણ કન્યા' જેવામાં ડિઙ્ગળી વાક્છટાનો પ્રયોગ છે. વીરડો, વીંઝણો, ગામડાના વિસામા, બહેન હિન્દવાણી વગેરેમાં લોકપ્રવાહના વાઙ્મયની છમેયજ ઉપયોગમાં લેવાઈ છે. કોઈ પ્રચલિત લોકગીતમાં કલ્પના ખણ્ડિત થતી લાગી ત્યાં સુધારી લોકગીતનો નવાવતાર કર્યો છે. પરન્તુ આ'વી વ્યક્તિકૃત રચનાઓનું ફળ લોકગીતનું હોય તો પણ આ'વી રચના લોકગીત બની ન શકે, તે મેઘાણી જાણે છે; 'કોઈ પણ ગીત રચાયા પછી તરત લોકગીત નથી બની જતું. સન્ધીકૃત કે વ્યક્તિકૃત રચના પરમ્પરામાં આવે, એની દીર્ઘ પરમ્પરા ચાલે તે પછી એ રચના લોકગીત રૂપે સંસિદ્ધ થાય છે... એને અનેક લોકો પોતાની રચનાની સરાણ પર ચડાવી ખાડાખડિયા કાઢી નાખે, વારંવાર પોતાના કણ્ઠનો રન્દો મારી પ્રત્યેક પઙ્ક્તિ લીસી કરી કાઢે, અનેક રસિકો એના

ઊર્મિપ્રવાહમાં પડીને પોતાના તરફથી એકેક કડી ઉમેરતા જાય. બન્ધ બેસતા શબ્દો ન હોય તેને ફેરવતા જાય, એમ છેવટે ઘણાં. વર્ષો પછી જ એનો અન્તિમ ઘાટ નક્કી થાય; એ લોકગીતોની રચનાનો નિયમ છે. સાચું લોકગીત કોઈ એક જ કવિની માલિકીનું નહિ પણ જનસમસ્તનું ઉત્પન્ન કરેલું ધન છે.' આટલું કહી 'વેણીનાં ફૂલ'નાં ગીત સન્દર્ભે ઉમેરે છે; 'આ સઙ્ગ્રહનાં ગીતોમાં પણ જો લોકગીતોનું કોઈ ચિરંજીવ તત્ત્વ હશે તો તેનું છેલ્લું સ્વરૂપ કંઈક વર્ષો પછી જ નક્કી થશે.' આ તાત્ત્વિક રીતે સાચું છે પરન્તુ લિખિત પ્રવાહમાં મુદ્રિતરૂપમાં જે રચના પૂર્ણરૂપ પામે છે તે બન્ધિયાર પાણી જેવી બની જતાં, શુદ્ધ લોકગીતની રચનાને વહેતા ઝરણાની સ્થિતિમાં પરિવર્તનની પ્રક્રિયાનો જે લાભ મળે છે, તે મળવો શક્ય નથી.

'યુગવન્દના' (૧૯૩૫)માં પણ જે મૌલિક અને અનૂદિત કૃતિઓ છે, વીર અને કરુણરસનાં કથાશ્રયી કાવ્યો છે, રાષ્ટ્રભક્તિ અને પીડિત અનુકમ્પાનાં ગીતો છે, તેમ જ, 'એકતારો' (૧૯૪૭) અને ગાંધીજી વિષયક 'બાપુનાં પારણાં' તથા રવીન્દ્રનાથ ટાગોરની કૃતિઓ પર આધારિત 'રવીન્દ્ર વીણા' (૧૯૪૪)નાં કાવ્યો છે, તેનાં ભાવ-ભાષા, લય આદિમાં લોકતત્ત્વનો વિનિયોગ થયો છે. મૂળભૂત વિષય, એની સામગ્રી અને માવજત, એનાં ઢાળ-કલ્પનાદિનો નાડસમ્બન્ધ લોકતત્ત્વ સાથે રહ્યો છે. અસહકાર યુગની રાષ્ટ્રભક્તિને ચરિતાર્થ કરતી કસુમ્બીનો રઙ્ગ, સ્વતન્ત્રતાની મિઠાશ, છેલ્લી પ્રાર્થના, શિવાજીનું હાલરડું, છેલ્લો કટોરો અને ઓતરાદા વાયરા જેવી રચનાઓ ગાંધીયુગી સાહિત્યની સીમાચિહ્ન જેવી છે. એમાં પણ ભાવમાં, ભાષામાં શૌર્યપ્રેરક તળપદા વાતાવરણ અને બળકટ બાનીમાં, ઢાળમાં લોકતત્ત્વ જોઈ શકાશે. ગાંધીયુગની અસર ઝીલતી પીડિત પ્રત્યેની અનુકમ્પાથી પ્રેરાયેલી અને ક્રાંતિનું ઉદ્બોધન કરતી ઘણ રે બોલે, કાલ જાગે, કવિ ત્હને કેમ ગમે, જેવી રચનાઓમાં પણ લોકપ્રવાહનો અનુબન્ધ રહ્યો છે. ઘણ રે બોલે ભજનની પરિપાટીએ છે, ત્હારાં પાતક સમ્ભાળ પણ. ખણ્ડ ત્રણનાં કથાગીતોનો પણ કુળસમ્બન્ધ જેટલો બેલાડ સાથે છે એટલો નરસિંહરાવ, કાન્ત કલાપી પ્રયુક્ત ખણ્ડકાવ્ય સાથે નથી. કવિનું નજીકનું પહેલું સગપણ લોકસાહિત્ય સાથે જ છે. કોઈ પણ લોકગીતને એના અલિખિત રૂપમાં લોકકણ્ઠે વિહરવાનું હોવાથી એની રચનામાં જ એક એવો રૂઢ અને નિશ્ચિત ક્રમ હોય છે જે સ્મૃતિસહાયક બને. આથી આવાં લોકગીતમાં કાર્યકારણ, સગપણ અને પદાર્થનિર્માણની સાંકળ હોય છે. એ એટલી રૂઢ હોય છે કે એકવાર ગીત સાંભળ્યે તેની પઙ્ક્તિઓ ક્રમશઃ યાદ રહી જાય. કાર્ય-કારણની સાંકળ અનેક પ્રકારની સમ્ભવે, સગપણસાંકળમાં સાસુ-સસરા, જેઠ-જેઠાણી, દિયર-દેરાણી અને અન્તે પતિ આવે; પદાર્થ નિર્માણ સાંકળમાં સુતાર, સોની, માળી વગેરે આવે. દેવી અને દેવસ્થાનમાં ચામુણ્ડા-ચોટીલા, કાળી-પાવાગઢ, અમ્બા-આરાસુર આવે. 'કસુમ્બીના રઙ્ગ'નું માળખું જુઓ. ક્યાં ક્યાંથી મળ્યો કસુમ્બલ રઙ્ગ ? પ્રેમશૌર્યની ભાવના ! જનનીનું ધાવણ, બહેનનું હાલરડું, દિલદારની પગની મહેંદી, આ લોકતત્ત્વની નીપજ. કવિનાં સ્વપ્ન પીડિતનાં આંસુ, શહીદના નિશ્વાસ, કઙ્ગાળના ગાલ, વીરપુત્રની માતા આ સાહિત્યકુળની વસ્તુ. આમ લોકતત્ત્વ અને સાહિત્યતત્ત્વનો સમન્વય એટલે મેઘાણીની કવિતા. 'છેલ્લી પ્રાર્થના' તત્કાળ પરિસ્થિતિ, પ્રસઙ્ગજન્ય સઙ્ઘર્ષ અને વ્યક્તિગત અનુભવ છે જેનું ક્ષેત્ર સાહિત્ય છે. પરન્તુ એનો આરમ્ભ, લસળતો ઘૂંટેલો લય લોકકણ્ઠે વિહરતા લોકગીતનું જ કૌવત કામે લગાડે છે. આમ સમકાલીન જીવનના બળકટ અંશો ઝીલતું વલણ સાહિત્યની પરમ્પરાનું છે પરન્તુ એનાં બાની, માળખું, લય, ઢાળ લોકગીતનાં છે. આ કારણે જ મેઘાણીનાં ગીતો છેક આજ સુધી લોકકણ્ઠે વિહરતાં રહ્યાં.

મેઘાણીમાં વસતો જાગૃત સર્જક માત્ર નમ્ર જ નહીં, નિખાલસ અને પરિપક્વ સમજ ધરાવે છે. પોતાના લોહીથી કૃતિઓ રચી છે કે ઘૂંટેલી આત્મસાત

વેદનાઓનો પરિપાક છે, એવો કોઈ દાવો મેઘાણીનો નથી. કૃતિઓની જ નહીં સંવેદનાની વસ્તુનિષ્ઠ પરલક્ષિતાને એ પ્રમાણી શક્યા છે. 'એકતારો'ની પ્રસ્તાવનામાં એમણે કહ્યું છે 'હું આ લખું છું તે શું ખરે જ અન્તરમાં અનુભવું છૂં ? કવિતાકાર, સાહિત્યનો સર્જક શું સાચોસાચ નિજલખ્યું બધું સ્વાનુભવમાંથી નિતારે છે ?' આ પ્રશ્નના ઉત્તરમાં ગાંધીપ્રેરિત કડક અને તટસ્થ આત્મપરીક્ષણ મેઘાણી કરી શક્યા છે. કાવ્યમાં પ્રભુ માટેનો તલસાટ છે તે સ્વાનુભવ નથી એવું માત્ર નમ્રતા-નિખાલસતાથી જ નહીં પરન્તુ પૂરી સમજ સાથે પ્રગટ કરી ભક્ત અને કવિ વચ્ચેનો ભેદ આ રીતે દર્શાવે છે : 'બીજો એક સમૂહ છે, જે બહુધા પરાનુભવોને જ પોતાના ઊર્મિતન્ત્રની વીણા કે એકતારા પર બજાવવા મથે છે. એટલે કે મુખ્યત્વે એ કલ્પક છે, નિજાનુભવી નથી.' આમ કહી પીડિતોનાં કાવ્યોમાં આવતાં આલેખનો સ્વાનુભૂત અનુભવો નથી પરન્તુ અન્યની સંવેદનામાંથી ઉદ્ભવેલા ભાવોની કલ્પનાભોમમાં ચોપણીથી થતી રોપણી છે, તે સમજાવે છે. આ માટે યુથિકા રોય દ્વારા ગવાતાં મીરાંના પદનું દૃષ્ટાન્ત આપે છે. એમાં જે તલસાટ છે તે મૂળભૂત મીરાંનો છે, યુથિકા રોયનો નહીં. યુથિકાએ તો સહૃદયતા કેળવી છે. આટલી ઊંડી સમજ બીજે જવલ્લે જ જોવા મળે છે. પોતાના કવિપદનો ક્યાંય હુંકાર નહીં મળે. 'મ્હારાં ગીતોના ગુણદોષ હું જાણતો નથી. કેટલું મ્હારું મૌલિક અને કેટલું પારકું, તેની મ્હને ખબર નથી. મ્હને 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ અપાયું છે !.... વસ્તુત : એ પદવી નથી પણ હુલામણું નામ છે. બાકી તો ક્યાં શાયરી ને ક્યાં હું !'[3] 'યુગવન્દના'નું ટાઇટલ ચિત્ર છે તે સન્દર્ભના પણ શબ્દો જુઓઃ 'હજારોનાં મિથ્યાભિમાનોને પિતૃભાવે સહી લેતું એ વક્ર — હાસ્ય જાણે બોલ્યાવગર બોલે છે. 'તું યે, અલ્યા કવો કે !' આ'વી નિર્વ્યાજ સરળતા સાથેની સાચી સમજ આટલી મોટી લોકપ્રીતિ પછી પણ ટકે તે અન્તરની સાચી સમજ અને ખુમારી હોય તો જ સમ્ભવે.

આમ, કવિ મેઘાણી પણ સૌન્દર્યપરક સંસ્કૃતિ સંરક્ષક અને ઉદ્બોધક એવા લોકસાહિત્યવિદનો સર્જનાત્મક વિકાસ છે.

૩. કસુમ્બીનો રઙ્ગ : ૧ મેઘાણીનાં કાવ્યો, ૧૯૯૦, પૃ ૧૧.



## દાનપૂર્તિ

૫૦૦/- શ્રી જગદીશ ત્રિવેદી, અમદાવાદ

## 'કવિલોક' દ્વિમાસિકના નવા આજીવન સભ્ય

| | |
|---|---|
| શ્રુતિ ત્રિવેદી | અમદાવાદ |
| શિરીશ ભટ્ટ | મુમ્બઈ |
| મનોહર દેસાઈ | ભાવનગર |

## બન્ધુ મ્હારા...
(વનવેલી)

રાજેન્દ્ર શાહ

કેટલું ધારણ હજી ત્હારે ?
સાથી મ્હારા,
અહીંથી તું નજરુંને વાળી લઈ
કઈ તલાતલ સૃષ્ટિમહીં કરન્ત વિહાર,
નસકોરાંને ઘોર નિનાદે
એ'ના તાલે તાલે
 નાચે છે તું ? — રાચે છે તું ?

ઝાડ-ઝાંખરનું અડાબીડ આ અરણ્ય,
વિભીષિકામય અન્ધકાર;
કલરવે ટેવાયેલા કાને,
સાથી મ્હારા,
સુણે ના તું
ગળામહીં ઘૂંટાઈ રહેલ
 વનેચર તણા હિંસક હુંકાર ?

તું જાગે તે કાજ હશે આટલા ઉધામા ?
કયેં વરદાન ત્હારી હઠીલી આ ઊંઘ ?
અહીંના દુરિતની ન આવે ત્હને ગન્ધ !
તું બધિર ત્હારા બોલડ, પ્રાણે ઉચ્છ્વાસે !
બન્ધુ મ્હારા,
અહીં તો છે શિકાર શિકારી
તેજ આંખથી રહેવું તમિસ્ર વિદારી.

કરશે શિકાર કે શિકાર થવું ત્હારે ?
ખદેરી દે અજ્ઞનો પ્રમાદ
રગે રગે વહી રહે વિદ્યુત પ્રભાવ
એ'વું હજો જાગ્રત સંવિદ.
બન્ધુ મ્હારા
મુખ પર હવે નહીં ક્લાન્તિ;
નેત્ર મહીં કૃશાનુની કાન્તિ.

❑

## વૃષ્ટિભીનો દિન
(વનવેલી)

રાજેન્દ્ર શાહ

આજનો આ વૃષ્ટિ-ભીનો દિનઃ
 જે કંઈ તે આઘું મે'લી કામ,
વાતાયન કને આવી કરું છું વિરામ.
દૃષ્ટિ આડે
 જલ-જવનિકા છે મહીન.

લહું છાયાલોકઃ
 નીચે નહિવત કહીં કહીં આવજાવ,
 વિશાળ વન-સીમનો આભાસી પ્રભાવ,
હવાને હિલોળ
 વળી વળી લળી મળે અશ્વત્થ અશોક.

તન્દ્રામય કાલઃ
 બાજુની ત્રિપાઈ પર મૂકી કોફીકપ,
 કોઈ ગયું, ખબર ન પડી એમ ચપ.
મૃદુ મન્દ
 આરોહણ-લાસ્ય-લયે વહન્ત વરાળ.

એક ઘૂંટ, રસનાએ સ્વાદ.
 પ્રાણમહીં બાષ્પસહ પેયની સુગન્ધઃ
 અઙ્કુરે નીરવ પળે જેમ કોઈ છન્દ,
એમ જ અચિન્ત
 તેજકાય અતીતનો ઉદય અબાધ.

બાજે બીન :
 મૃદઙ્ગ-સઙ્ગતિ, ઝણઙ્કૃત છે દિગન્ત.
 યુગલ નયને અતીન્દ્રિય છે આનન્દ,
કાલગત લહું સનાતન
 આજના આ વૃષ્ટિ-ભીને દિન.

## ઘર મ્હારું ટહુકે છે

હર્ષદ ચન્દારાણા

લાવો લેખણ, કંકુ ને ચોખા કે ઘર મ્હારું ટહુકે છે,
પાંખ ફફડાવે અક્ષર અનોખા કે ઘર મ્હારું ટહુકે છે.

પ્રગટ્યું પ્રભાત સાત રંગોનું કે ઘર મ્હારું ટહુકે છે,
સૂરજથી વરસે છે સોનું કે ઘર મ્હારું ટહુકે છે.

ઝૂલે તોરણ, ચાકળા ને ઝૂલ કે ઘર મ્હારું ટહુકે છે,
સ્નેહની સોડમ રેલાવતાં ફૂલ કે ઘર મ્હારું ટહુકે છે.

વાગે શરણાઈ, ઢમકે રે ઢોલ કે ઘર મ્હારું ટહુકે છે
વહે કણ્ઠેથી મધમીઠા બોલ કે ઘર મ્હારું ટહુકે છે

ગીત-પંખીના ભરાયા મેળા કે ઘર મ્હારું ટહુકે છે,
થા-થા-થૈ, થા-થા-થૈ વેળા કે ઘર મ્હારું ટહુકે છે.

ખુશી ચીતરતું કિરણોનું પોત, કે ઘર મ્હારું ટહુકે છે,
આ દીવડાને પરણે છે જ્યોત કે ઘર મ્હારું ટહુકે છે.

## ગીત

નલિન પણ્ડ્યા

આંગળીવેઢા ગણતાં ગણતાં ગણ્યા કાળના ફૂકાજી,
ફૂંકે કાયરો જતાં આવતાં એ'વા ફૂંકાતા ફુક્કાજી.

જીવતરની સન્દુક સળગતાં સળગ્યા એ'ના સડાકાજી,
કોણે બિસ્તર બાંધ્યો કોનો કોઈ નથી અહીં એક્કાજી.

આયખામાંથી નીસર્યો વાયુ નીસર્યું નર્યું જુદ્ધાણુંજી,
કાળા કાળા મહાસાગરથી અન્ધકારનું આણુંજી.

જડબું થાક્યું, છાતી થાકી, થાક્યાં સર્વે ગાતરજી,
કતર કતર કોરાય ચામડી કોણ ફેરવે કાતરજી ?

આંગળીવેઢા ગણતાં ગણતાં ગણ્યા કાળના ફૂકાજી,
સૌને મળિયા, મળશે એમને કાળદેવતા ટૂંકાજી.

## અષાઢ આગમને

ઉશનસ્

### ૧. યક્ષવૃત્તિ

આષાઢસ્ય પ્રથમ દિવસે મેઘ ઘેરાઈ આવ્યો
મ્હારી પૃથ્વી ઉપર સહસા કોણ જાણે ક્યહીંથી
વિદ્યુદ્વલ્લી ચઢી વિસરવી, માંડવો તે મહીંથી
મ્હેકી ઊઠ્યો, પવન ધરતી ગન્ધ લૈ સૂસવાયો;
ને માટીની પ્રથમ ભીની જે ઉત્સરી ઘ્રાણ-ગન્ધ
કૈં જન્મોની અતીત પલળી ઊઠતી પ્રીતિયાદે
કો બોલાવે સમયતણી ઓ પારથી આર્દ્ર સાદે
ને આ જન્મે હુંય ઝૂરી મરું કોઈ વ્રેહાનુબન્ધે.

પ્હેલી હેલી સઘન સળિયા અઙ્ગુલિપીન સાથે
ઘૂસી આવ્યું ગગન, ભીરુ સૌ છત્ર શોધી ભરાય,
પઙ્ખી નીડે, ઘરકબૂતરો છાજમાં, શેરી ગાય
નીચે માથે ઘર છત તળે,• ને બધું દ્વૈત બાથે..

જાઉં ક્યાં, જ્યાં પ્રથમ વરસ્યા ઘોર ઝાવા ચઢાવા ?
તું માં આવી ચહું લપી જવા થાનહૂંફે ભરાવા.

### ૨. પ્હેલી હેલીમાં એકાકી વૃદ્ધયુગલ

પહેલી હતી હેલી એ અખિલ અભ્ર છાયું હતું
દિગન્ત સુધી મેઘની સજળ શ્યામ આભઃ ઠરી,
ધરાની સૂની હુઙ્ગરી ઉપર એક કો છાપરી
હતી પલળતી બધેથી, જૂનું છાજ ચૂતું હતું;
બધેથી અહીં કો કપાઈ જઈ એક કો એકલું
પુરાણ પુરખાયું આદ્ય દ્વય (ઈવ ને આદમ
સમાન) પરવારી જે ગયું'તું પૂર્ણ આયુષ્ક્રમ
અહીં બધું સમેટીને વસતું'તું વિરાગે ભલું,

પહેલી હતી હેલી, જીર્ણ વય ને જૂનું છાપરું
બધેથી ગળતું લહી જરઠ તે ઊઠ્યો ને દીઠી
ધરા નીતરતી જળે કંઈક વૃત્તિ જૂની મીઠી
ઉરે ફરકી, સરૂકી ડોશી ભણી જૈ ઊભો રૂબરૂ
વદ્યો 'ગળતી છાપરી, સરતી સંસ્કૃતિ; આપણે
જરી સરકીએ કને અધિક, મેઘલી આ ક્ષણે.'

## મજા પડે તો...

પઞ્ચમ શુક્લ

નવી જ વાણી નવતર ગીત
મજા પડે તો ઝીલો.

સાદ અનોખો સાવ નિરાળો.
ઘાટઘટમ એનો લટકાળો.
રમતિયાળ પણ કેવો માળો,
નજર કરો ત્યાં એ'ને ભાળો.
કર્યા વગર ના રે' કંઈ ચાળો,
હ્ય તોફાની છે, સમ્ભાળો !
રઙ્ગ મજાનો નીલો .
મજા પડે તો ઝીલો.

રઙ્ગોનો કંઈ મળે ન તાળો,
મોરપિચ્છ એવું ઓગાળો.
કદમ્બરેણુ ઝરતી ડાળો,
પથરાતું મન પાછું વાળો.
મુશળધાર આ શમણાં ખાળો,
પાંપણ પર ગોવરધન ઢાળો.
સમજો તો સમજી લો !
મજા પડે તો ઝીલો.

## હાઈકુ

ભારતી ભટ્ટ

૧

નયનો મળ્યાં,
સમુદ્ર ઘૂઘવતો;
હું દરિયામાં.

૨

સામે મૃત્યુ
ટુણ્ડ્ર પ્રદેશની ઠણ્ડી
ચોધાર અશ્રુ.

૩

સૂકી ધરતી,
અભિસારિકા ઢેલ,
વીજ ઝબૂકે.

## શૈશવ

જગદીશ ત્રિવેદી

વગર કાગળે, વગર કલમે,
વગર ઊર્મિએ, વગર ચિન્તને,
તાજા ધબકતા પુષ્પ-શા મુલાયમ હૃદયે
આલેખેલી—
ક્યાં ગઈ મ્હારી પ્રથમ અને પરમ કવિતા
જેની
અનન્તમાં વિસ્તરેલી
અખણ્ડ
અવિભાજ્ય
નિઃશબ્દ ધ્વનિ-લહરો પર
તર્યા કરું છું આજે હજી ?

## હરદ્વારમાં

લલિત ત્રિવેદી

દ્વાર ઓળઞીગીને જાઉં છું દ્વારમાં
એક ઘર નીકળે મ્હારું હર-દ્વારમાં!

એને આકાર શું કે નિરાકાર શું?
ઓગળ્યો એક માણસ તદાકારમાં.

જેનું મસ્તક અડેલું હો બ્રહ્માણ્ડમાં
એના પગ ક્યાંથી રહેવાના સંસારમાં?

ક્યાંક ઊંડેથી મઞ્જીરાં સંભળાય છે.
કયા જન્મનાં છે ભજનો આ અવતારમાં?

ચૌદ મણ્ડળ તરે કે કમણ્ડળ ધરે
શું ફકીરને ફરક પાર-ઓસપારમાં?

## ક્યાં રહું ?

જગદીશ ત્રિવેદી

રહું તો ક્યાં જઈને રહું ?

અહીં—
ચોતરફ છે
રઞ્બેરઞી પુષ્પોના ગુચ્છેગુચ્છ—

અને તહીં
વિજન વનવગડે
ફોરમના પયગામ.

અહીં—
વૃક્ષની ઘટાળી ડાળડાળે
ઝૂલે છે પક્ષીઓના નિવાસ—

અને તહીં—
રણની બળબળતી હવામાં
હિમફોરાં-શા મધરા મધરા ટહુકાર.

અહીં
કોલાહલોની મજબૂત ભીંસમાં
બેઠો છું હાથમાં લઈ નિર્જીવ પુસ્તક—

અને તહીં—
શબ્દાકાર બહાર ધસી આવેલા
ઝળહળ ઝળહળ તેજના ટાપુ—

રહું તો ક્યાં જઈને રહું ?

❑

## કોણ ?

**રમેશ પારેખ**

લાલલાલ, ચળકતાં સફરજનોથી
આહા ! ઝાડ લચી પડ્યાં છે…

લખાયું છે એકેએક સફરજન ઉપર
જુઓ, એક એક ભૂખ્યા બાળકનું નામ.
લખાયાં છે નામ આમ સ્પષ્ટ અક્ષરોમાં
પણ લખાયાં છે એ રંગો ને પ્રકાશની લિપિમાં.

ઊભું છે પ્રત્યેક ઝાડ પ્રશ્નાર્થની મુદ્રામાં.

હવે પેલા હાથ સોદાબાજોના
આ ફળ તોડી જાય તે પ્હેલાં જ—
કોણ ઉકેલશે ફળ પર આળખેલી લિપિ ?
કોણ આ બધાં ફળો પહોંચાડશે
એ બાળકોનાં ભૂખ્યાં મોઢાં સુધી
નામ જેમનાં આ સફરજનો ઉપર લખ્યાં છે ?

## નગર વચ્ચે હું

**યોસેફ મૅકવાન**

કૈં કોલાહલ શોર કર્કશ નર્યા ચોમેર તીણા દહે
મ્હારા આ મનને અહીં નગરમાં ભીંસી ઉચાટે રહે.
જાણે મત્સ્યસમૂહ કો' પળપળે કોચ્યા કરે પત્થર
એવા નાજુક પ્રશ્ન કૈં કનડતા ચૂંથ્યા કરે અન્તર.

સ્વાર્થો વાણી વિલાસમાં સળવળે જીહ્વાતણા લાસ્યમાં,
આંખોમાં જડ રિક્તતા ઊભરતી દમ્ભે ભર્યા હાસ્યમાં.
સત્તાશોખીન દાવપેચ રમતા સર્પો અહમ્‌ના લડે,
નાણાં, વૈભવ, નામ પ્રાપ્ત કરવા ઊંડા પ્રપચ્ચો રચે.

છાયા ભૌતિક વિશ્વની અકલ છે રે મોહમાયા ભરી,
આ સૌન્દર્ય-સુખો મહીં વહી રહી સૌ જિન્દગીની તરી.
જોતો મૌન મુખે અરે સકલ આ લીલા રચાતી જતી
એમાં જીવન એક બોજિલ પીડા જાણે ગયું છે બની.

સૌન્દર્યો અહીં માનવી સૃજનનાં શ્હેરો મહીં હાંફતાં—
ને આકર્ષક વિકૃતિ-સભર રે… જુદાં સુખો ફાલતાં.

## મળે મૂળ જો…

**વિષ્ણુ પટેલ**

નથી સ્હેલ આ મોતથી છૂટવાનું;
રહે વાત બાકી ફરે માત્ર પાનું.

અટકશે અગર ઇન્ધણો નાખવાનું,
ન ટકશે જરીકે ચરીતર ચૂલાનું.

વકટ-લેણ-મૂઠ-નાર અગ્નિ વગેરે
રમો જલકમલવત્, પછી દુઃખ શાનું ?

પ્રતિબિમ્બ ઝાંખું પડ્યે પાલવે ના;
સતત અશ્રુ લૂછ્યા કરો આરસાનું.

રહી રાખવી રોજ દુલ્હન સજાવી;
ગમે તે પળે કૃહેણ આવે પિયાનું.

વીણી રાખવાં ભૈ પડે બોર એ તો;
જીવન બસ બીજું નામ છે ઝંઝનાનું.

મુસાફર સફર આ સફળ તો જ થાયે
મળે મૂળ જો કારવાંની કથાનું.

## તણખાનું રૂપાન્તર*

**અમિત વ્યાસ/હરદ્વાર ગોસ્વામી**

કોઈના હોવા વિશેની ધારણામાં
આંખ અટવાઈ ગઈ છે બારણામાં.

પૂર્વગ્રહ મ્હારા તરફનો હર જણામાં.
ખૂટતું લાગે કંઈ મ્હારાપણામાં.

ક્યાંક ઊંડાણે ડૂબી આખી સભા
કેટલું ઊંડાણ છે વિચારણામાં !

નભ વરસવાનું પછી આખુંય, મિત્રો !
હોય, હોવું મોરનું જો આપણામાં.

લ્હેરખી આવી પવનની સ્હેજ ત્યાં તો,
એક તણખાનું રૂપાન્તર તાપણામાં.

લ્યો, કલમ, કાગળ, ગઝલ, કલ્પન, પ્રતીકો,
અન્ય તો શું હોય આ ખાલીપણામાં ?

લ્યો, અલગ થઈને અમે ફરતાં રહ્યાં બસ,
ના, અમારામાં રહેલું જે ઘણામાં.

*સહિયારી ગઝલ

# બે ગઝલ

મનીષ પરમાર

## ૧

સાવ કોરા પત્ર જેવી રાત લખવી,
કાળજે જખમો થયા છે, વાત લખવી.

ભૂલવા ત્હમને મથું ભૂલી શકું ક્યાં ?
ખાનગીમાં એક મુલાકાત લખવી.

ચીનગારી ભીતરે એવી પડી છે,
હું સળગવામાં બચ્યો છું, ઘાત લખવી.

પ્હેલ-વ્હેલું મોકલું છું ફૂલ ત્હમને,
મ્હેક જેવી મ્હેકની શરૂઆત લખવી.

પાંપણે કોની નિશાની ઝૂરવાની,
આંસુના તાજા જવાબે જાત લખવી.

## ૨

કેટલા જનમો વિતાવું ધારણામાં ?
કોક બેઠું બન્ધ ઘરના બારણામાં.

યાદ આવે છે કશુંકે ખાનગીમાં,
પત્ર જખમોના હશે સમ્ભારણામાં.

પુષ્પની ક્યારેય કોમળતા મળી છે !
પત્થરો ઊગી રહ્યા છે આપણામાં.

રાખમાં પાછો સમય બેઠો થયો છે,
પણ બરફ વરસી પડ્યો છે તાપણામાં.

યાદ-પક્ષી આવશે ક્યારે ઊડીને ?
ઝાડ પાછું પાંગર્યું છે આંગણામાં.

# અભ્યર્થના

જગદીપ ઉપાધ્યાય

પથરાળ, કાંટાળી વિકટ છોને સફર આપો,
જગથી અલગને આગવી કિન્તુ ડગર આપો.

ફૂલો બનીને બાગમાં ઝરતાં વળી ત્હમને,
ગન્ધે પ્રસરતાં ઓળખી શકવા નજર આપો.

આકાશ સઙ્ગે કીર કાબર સાંભળી ગાતાં
ભરપૂર લોહીમાં ટહુકાની અસર આપો.

માને મ્હને જે મેઘ એવાં હોય જન થોડાં
વરસી જવા જ્યાં મન કરે એ'વું નગર આપો.

જોતાં નથી ભીંતો, ઝરૂખા, ગોખ, દરવાજા
હે ભાગ્ય ઘડનારા! મ્હને બસ એક ઘર આપો.

માગ્યું નથી ક્યારેય તો પણ આજ માગું છું,
જે માગવું હો તે મ્હને માગ્યા વગર આપો.

# ડેલી

શૈલેશ ટેવાણી

ત્હારા ઘરની આથમણે હું એમ અટકેલી ડેલી,
સ્હેજ પવનમાં ફફડી જઈને ઊભી હું અટકેલી.

ખુલ્લી રહું તો મ્હને નીરખે અચરજની આંખોથી,
કેવું છે આ ગામ પીટિયું ઉમ્બર સુધી ત્યાંથી ?

મ્હને વાસતું કોક જરીકે એમ નહીં વિચારે,
મ્હારે આ હદમાંથી છટકી બહાર જવું છે મા...રે.

કેં પતઙ્ગા, કેં કેં ચાંદા, સૂરજ મ્હારી સઙ્ગે,
હું આંધીમાં કિચડુકકિચડુક તૂટ્યા-ફૂટ્યા અઙ્ગે.

આ સાલ તો વરસી જાશે મ્હારે ફળિયે એ'વું,
ગાઈ ગાઈને રડી પડું હું સાવ અચાનક જેવું.

ત્હારા ઘરની આથમણે હું એમ ઊભી અરમાને,
કોઈ આંગળી ઝાલી તુજને લાવે છાને છાને.

# મીરાં વિનાનું મેવાડ

મહેશ કે. મકવાણા

મીરાં હોવાના કોક ભણકારે ઊભું છે,
સૂકું વેરાન મારવાડ,
મીરાં વિનાનું મેવાડ,
રાણા, ત્હારું ખાલીખમ લાગે મેવાડ !
ભમ્મરિયા ગઢની છાતીમાં વલખે છે. લીલાછમ ઝેરનો વિલાપ,
મહેલો ને મન્દિરનાં મારગમાં ભટકે છે, રાણાનો વાંઝિયો મેળાપ,
સૂરજ ઊગે ને રોજ વાયરાને પૂછે છે.
મીરાંનાં વાવડ સવાર.
મીરાં વિનાનું મેવાડ,
રાણા ત્હારું ખાલીખમ લાગે મેવાડ !
પથરેલા રણની એકલતા શી રોજ રોજ પીધાં કરે છે ગઢ-કાંગરા,
આરસનાં ઊંચાં આવાસોમાં બસ હવે મીરાં રહ્યાંનાં સંભારણાં,
ઓઢી મલીર ક્યારે આવે મીરાં
રોજ ઉમ્બરને પૂછે કમાડ.
મીરાં વિનાનું મેવાડ,
રાણા ત્હારું ખાલીખમ લાગે મેવાડ !

# કોને કહેવાય ?

ફિલિપ કલાર્ક

કોને કહેવાય !
જેને કહેવાતું હોય એને કહેવાય :
કે પછી કોઈનેયે ના કહેવાય.
હોઠ પર બેઠેલાં શબ્દોનાં પક્ષી ઊડતામાં રાખ થઈ જાય;
પમ્પાળી પમ્પાળી પાળેલાં સ્મરણો અડતામાં માખ થઈ જાય.
ચ્હેરા એના એ આયના બદલાય.
રેખાઓ તિરાડ થઈ જાય
બદલાતાં દુઃખ એ જ લાગે નવીનતા મળતા દિલાસા એ દવા;
બન્ધ મુઠ્ઠી તાકતાં બેસી રહીએ ને ખૂલે તો નીકળતી હવા;
નિત નવાં પક્ષીઓ આવે ને જાય.
ડાળખીઓ લીલી કોરાય.

## અપારે ખલુ સંસારે

### ધીરુ મોદી

સાચ તણો કંઈ પાર ન આવે, હિસાબ સહુના કાચા;
જૂઠા બૂઠા માણસને પણ સપનાં આવે સાચાં !
    જીવ સટોસટ મારામારી,
            ધીંગાણે નભ નાચ્યું;
    છીંડું શોધ્યું અજવાળાનું,
            ત્યાં અન્ધારું પાક્યું !
માખી કરતાં મધમાખીનાં જીવતર ખાંચમ-ખાંચા;
સાચ તણો કંઈ પાર ન આવે, હિસાબ લાગે કાચા.
    કોઈ કહે : હું જાગ્યો રાતે,
            કોઈ કહે : હું સૂતો;
    પણ બન્ને જણ ક્યાંક સૂતેલા !
            સપનાનાં કરતૂતો !
ચાદર નભની પૂરી ઓઢવા, હાથ પડે છે ટાંચા;
સાચ તણો કંઈ પાર ન આવે, હિસાબ કેવા કાચા !

## પુરુષાર્થ

### ધીરુ મોદી

ચાલો, પુરુષાર્થ કરીએ :
ધીંગા પહાડને પતઙ્ગિયું બનાવીએ;
ઉડાડીએ.

ફૂંક મારીએ :
મૂંગા આકાશની સૂતી લહેરીઓને ઉઠાડીએ;
લહેરાવીએ.

હાથ લમ્બાવીએ:
ફાટી દમયન્તીનું અડધું વસ્ત્ર સાંધી આપીએ;
પહેરાવીએ.



## હકીકત

### જિતુ પુરોહિત

કોઈથી પણ ક્યાં અજાણી છે હકીકત ?
બે'ક શબ્દોમાં સમાણી છે હકીકત !

આમ જો કે રાતરાણી છે હકીકત,
સન્ત શૂરાઓની વાણી છે હકીકત.

સ્પર્શ ક્યાં કરવો ખબર પડતી નથી;
એટલી ડાહી ને ડમરી છે હકીકત.

રાત દી વહેતી રહે છે શ્વાસમાં એ;
અન્ત વિનાની કહાણી છે હકીકત.

વાત એવી કોઈ પણ કરશો નહીં,
ખીજથી આજે રિસાણી છે હકીકત.

ભેદ શું પામી શકે જીવતર તણો તું;
ત્હેં કદી જાણી કે માણી છે હકીકત ?

## ભીતર થાય છે

આશિત હૈદરાબાદી

શહેર કડડડભૂસ પાદર થાય છે,
કોઈને ક્યાં કાંઈ ભીતર થાય છે ?

સૌ મકાનો તો મકાનો હોય છે,
દીવડા પ્રગટે પછી ઘર થાય છે !

કોઈ પણ ક્યાં વાત સન્તાડી કદી ?
કહી દીધું જે કાંઈ ભીતર થાય છે !

ગેરસમજણનું જ તો એ કામ છે,
હોય અઙ્ગત એ જ તો પર થાય છે !

મેળવી કડવા અનુભવ બાદમાં
આ સમજ નાદાન પગભર થાય છે !

સાંજ પડતાં શહેર ઊભું થાય છે,
ને પછી ઘમસાણ અન્દર થાય છે !

મન અગર મજબૂત 'આશિત' હોય તો
કોઈ દી ક્યાં સાત-સત્તર થાય છે !

## કાગળ થવું

તુરાબ 'હમદમ'

એક ત્હારી યાદનું ઝળહળ થવું,
કેટલી ઇચ્છાઓનું સળવળ થવું !

રાત, આખી રાત બસ રડતી હશે,
આંસુઓનું આમ આ ઝાકળ થવું.

કેદ થઈ જાવું પડે કોઈ આંખમાં
સાવ કંઈ સહેલું નથી કાજળ થવું !

જળ વિશેની શક્યતા ખોટી ઠરી,
કાં પછી મુજ આંખનું મૃગજળ થવું !

પ્રેરણાનાં પૂર જો આવી ચડે
હું કલમ ને આપનું કાગળ થવું.

## ઘર થયું

આશિત હૈદરાબાદી

આંખ મીંચી ત્યાં કશું ભીતર થયું
પર્વતો પીગળ્યા અને કોતર થયું !

ભીંત, બારી, દ્વારથી ખોખું બન્યું
રઙ્ગ ને રોગાનથી એક ઘર થયું !

શું થયું ? ને શું તૂટ્યું ? શું ખળભળ્યું ?
શહેર જ્યાં ઊભું હતું પાદર થયું !

પ્રશ્ન કેરા ગાળિયે લટકે ઘણા
કોઈનું જીવન સ્વયં ઉત્તર થયું !

રત્ન બદલે મૂલ્ય પત્થરનું થયું
મન તરત બોલી ઊઠ્યું કે 'મર થયું !'

કેટલા માળા હતા ભાંગ્યા ભલા
એટલે ઘર કોઈનું પાદર થયું !

હાથમાં આશિત ગ્રહી કરતાલથી
કોઈ ક્યાં નરસીં ભગત નાગર થયું !

## અફવા

તુરાબ 'હમદમ'

કોણ કહે છે કે ઇચ્છા છકેલી હતી
લાડકોડે ફકત ઊછરેલી હતી.

એક આકાશ આખું હતું ઊડવા
પાંખ કિન્તુ અમારી તૂટેલી હતી.

એટલે ઊઙ્ઘ આવી નહિ રાતભર
મનની ચાદર તો થોડીક મેલી હતી.

ઝઙ્ખના એટલે આજ ટોળે વળી,
હાથમાં એક કોમળ હથેલી હતી.

વાત કાનેથી નાકે નગરમાં ગઈ,
એમ અફવા બધે વિસ્તરેલી હતી.

## બે ગઝલ

### 'અગમ' પાલનપુરી

૧

પીંખાય પ્યાસ, પણ ન પડું; એટલું ચહું :
શિરમોર પિચ્છ જેમ ચડું; એટલું ચહું.

મસળ્યા કરે સદાય હથેળીઓ તું ભલે;
વચ્ચેથી હું સરી ન પડું, એટલું ચહું.

ઘરમાંથી બ્હાર કાઢવા જેવી સુલભ ક્ષણે
રસ્તો બનું, રસ્તે ન પડું, એટલું ચહું.

ત્હારી બધીય દાઝથી ભટકાય તું ત્હને:
દર્પણની ભીંત જેમ નડું, એટલું ચહું.

ત્હારી અચૂક શોધ મહીં ગુમ રહું 'અગમ'
પણ ખુદને ઠેર ઠેર જડું, એટલું ચહું.

૨

ગાગર-મિજાજ ફૂટશે અન્તરની આપલે,
છો ક્હાન-દૃષ્ટિ થઈ પડે કઙ્કરની આપલે !

ઉર-શ્વાસ આપલેય અનાયાસ મઘમઘે
એવી કરીએ છૂટથી અત્તરની આપલે !

એથી જ એકમેક ઉભય થઈ જવું પડ્યું;
ક્યાં થાય છે કદીય મુકદ્દરની આપલે ?

હો અલ્પ બિન્દુ કમ ન જુઓ સિન્ધુથી કદી :
ભવ ભવ અગાધ લભ્ય છે ક્ષણભરની આપલે !

આ પ્રેમ; લેણદેણ પરમ પાત્રતા 'અગમ'
થઈ જાય આપણા મહીં ઈશ્વરની આપલે !

## હે મ્હારા જીવ, ત્હમને

### ભરત ભટ્ટ 'તરલ'

ત્હમારા આત્મજન અસવાર રસ્તામાં મળી જાઓ,
ત્હમે તોખાર છો હે જીવ, જલ્દી નીકળી જાઓ !

આ વગડામાં ત્હમારી રાહ જોતાં વૃક્ષ ઊભાં છે,
શરત છે કે ત્હમે કોઈ વેલની માફક ઢળી જાઓ !

અજાણ્યા કોઈ મારગમાં ત્હમે સંવેદનાઓની
શૂળો પર સર્પની માફક ઉતારી કાંચળી જાઓ !

વિખેરી દ્યો બધાં રઙ્ગીન ને સઙ્ગીન સપનાંઓ,
અજાણી સીમની સન્તૃપ્ત માટીમાં ભળી જાઓ !

હે મ્હારા જીવ, ત્હમને સામટા શાપો ફળે, અન્તે
ત્વચા, લોહી, હૃદય, મજ્જા ને અસ્થિ ઓગળી જાઓ !

## છીએ

### ભરત ભટ્ટ 'તરલ'

આપણે સંશય છીએ, તર્કો છીએ,
આપણે ઉત્તર છીએ, પ્રશ્નો છીએ.

ખાઈએ ચાબૂક ને અશ્વો છીએ,
આપણે મૃત્યુ છીએ, જન્મો છીએ.

છાતીએ બેઠાં છીએ સાંકળ લઈ,
એક અધખૂલેલ દરવાજો છીએ.

આપણા પગ ચાલવું શીખ્યા નથી,
બેઉ આંખો છે ને અન્ધાપો છીએ.

આપણે બળીએ છીએ, દીપક છીએ;
આપણે ક્યાં તેજના સ્ત્રોતો છીએ ?

આ સભામાં મૌન થઈ બેઠાં અહીં,
ત્યારથી વિકલ્પ ચર્ચાનો છીએ.

જીવીએ કાગળમાં કોરું આપણે
પેનથી પ્રગટેલ બે શબ્દો છીએ.

## તોડી પિઞ્જર હંસ ઊડ્યો છે

(વિન્સન્ટ વાન ગોહ)

રજનીકાન્ત પઞ્ચોળી

વાળ, રુંવાટી રુધિર રઙ્ગની
આંકો યે તગતગતી રાતી..
લોહી રાતું ને સૂરજ પીળો
આભ વાદળી, ઘર અન્ધારું...
લાલ, પીળો ને રઙ્ગ વાદળી
અન્ધારે ઘેરા ઘૂંટાતા...
આંખોમાં અન્ધારું ઘેરું
ઊંડે ઊંડે સરતું.
દુઃખ દુનિયાનું ને આપણનું—
ખુદનું, ત્હારું ને આ સૌનું
એક માનવી પર લાદો તો
હૈયું ભાર વહે, કહો ક્યાંથી ?

ધરતીકમ્પથી દુનિયા ડોલે
તેમ વ્યથાથી કાયા કમ્પે
હોઠ ધ્રૂજે છે કાન ધ્રૂજે છે
જીભ બળી ગઈ, બોલે ક્યાંથી ?
કન્તાએલું શરીર કાંપતું;
ને આ દુનિયા
ગીધડાંથી બદતર છે, જોને,
શબ્દ-ચાંચથી
આળી કાયા ઠોલે
હાડ-ચામ પરપોટા ફૂટે
ઝમે લોહી ને પીળચટ પરુ...

જીવતરની જૂની કોઠીને
ખઙ્ખેરી ખોરાં બી કાઢી
કરી ઓરણી શું શું લણશો ?

અગનઝાળ-શા ફણગા ફૂટે
ખેતર સળગે...
વૃક્ષ સરુનાં વાડે ધ્રૂજે
પડતાં બચવા એકબીજાની
ઓથે ઊભાં...
પડું પડું થઈ હાલે ડોલે.. હાલે ડોલે....

માનવ તો આકાર માત્ર છે
મોં, માથું ને નાક મળે ના !
ક્યાંથી ઓળખ પડશે ત્હમને ?
પગે કલોગનાં ખડાઉ પહેરી
મોં-માથા વિણ ઓળા ચાલે
બરફ, પાણી, કાદવ પીચળીને...

પૃથ્વીનાં પેટાળ ફોડીને
બોરિનાઝની કાળી ખાણો ખોદી
કાળા લાળા બહાર નીકળતા
કાળી આગ છૂપો દાવાનળ
કાળી મજૂરી
કાળા દોઝખમાં કરવાની
મોં કાળાં ને મેશ કપાળે
અઙ્ગ ઉઘાડે રજ કાળુડી
હાથે, માથે ચોંટી...
ગાલે પડ્યા ખરેટા કાળા
પરસેવે ચોંટી છે કાળી
ધૂળ રજોટી.

આત્મભાન ને ધર્મબોધ
આ લોકોને કોણ આપશે ?
દુઃખિયારાં આ માણસ
ઊતર્યાં ખાણોનાં પોલાણે
દેહેદેહ પડ્યા ઉઝરડા

વ્રણો પડ્યા, પાકીને પચપચ
પાચ વહે છે
કરચળીઓની નીક કરીને !

માયા તો બસ એક જ માયા
શ્વેત વસનમાં, ભરી વસન્તે
ભૂલી પડી ને ગઈ ખોવાઈ
હું ખોવાયો... એકલવાયો
પૈણ્યા નારી, વારવનિતા કે કુળવન્તી
હેતે તરસ્યા જીવની તૃપ્તિ—
કોણ કરે છે ? કરશે કોઈ ?

રઘવાયો રઘવાયો ભમતો
ભૂમણ્ડળમાં આતમ ઘેલો
આંગળીઓથી રજ્જ નીતરતા
લાલ, પીળા, કેસરિયા, કાળા
કલા વરીને કરી કમાઈ ?

એન્ટવર્થમાં કલા વેચવી !
સ્થૂળ-કાય વલન્દા બેઠા
બીઅર ઢીંચતા પબના બાંકે
હીરાના વેપારી મોટા
હીરાથી યે કાઠાં હૈયાં..
તેજ-તિમિરની..
કૃષ્ણ-શ્વેત કલા શું પેખે ?
કલા વેચવી... તે આ'વાને ?
જાડા વેપારી રીઝે તો
કદાચ ચિત્રો જાય એક-બે...

ભૂખ્યા કલાધરને ખાવા તો
કંઈ પણ આપો... કંઈ પણ આપો...
ક્ષુધા જીવનની, જીવન-રસની
તરસ યુગોની
લાવા રૂપે લોહી વહે છે
બળે શિરાઓ: કોણ ઠારશે ?

રેમ્સગેઇટની સાગર રેતી
રખડી રખડી પગ થાક્યા'તા
થયું સગું ના કોઈ...
હૈયું પ્રેમ તરસતું, સૂકું...

પૅરિસની અન્ધારી સીડીઓ
પાંચ માળ ચઢીને સૂતો
સૂના કાતરિયામાં,
આત્મા શો મૂંઝાય.

ગોગાં ને લુત્રેક બિચારા
હાડમાંસ ને હાડમાંસ જ
ચીતરી જાણે,
લહું વહું હું કોને,
મ્હારું માને ?

લુચ્ચાં લોક બધાંયે પાગલ
મ્હારા મનનો મર્મ ન સમજે
હું શું પાગલ...?
મનોરુગ્ણાલય સન્ત રેમિનું...
અહિંયાં રાખ્યો ?
દરવાજા તોતિંગ બન્ધ છે
પણ મ્હેં એક ધડાકે તોડ્યા
સૌ દરવાજા..
તોડી પિઞ્જર હંસ ઊડ્યો છે !



## હું તો નાચી'તી

અનિલ વાળા

હું તો નાચી'તી માધવની સઙ્ગ !
મ્હારા રુદિયાને લાગ્યો રે પીંછાનો રઙ્ગ..
હું તો..
મનના મલકમાં બોલ્યા'તા મોર,
એને ઝટ્ દઈ લીધા વધાવી;
જશોદાનો જાયો તો કાયમથી ચોર,
મ્હેં તો છાતીમાં વાંસળી છુપાવી !
એણે કાંકરી જરાક્ મુંને મારી, ને
મ્હારામાં એકદમ અણધાર્યા ઊઠ્યા તરઙ્ગ !
હું તો..
શમણાંને કેમ કરી સાચવશું, બાઈ—
હવે શમણાંને લાગ્યો છે ભેજ;
કારણમાં કાંઈ નહીં બીજું કે—
એને પણ પિતામ્બર અડક્યું'તું સ્હેજ !
ધીમું મલક્યા તો, સખી ઊમટ્યો ઉમઙ્ગ,
જાણે અઙ્ગેઅઙ્ગ ફુત્કારે સો સો ભુજઙ્ગ !
હું તો..

## થાકી ગયા છીએ

હરજીવન દાફડા

ક્યારેય ક્યાં અકારણ થાકી ગયા છીએ ?
પુષ્કળ ઉપાડી ભારણ થાકી ગયા છીએ.
પ્રગટે અહીં પળેપળ પ્રશ્નો નવા નવા,
શોધી નર્યાં નિવારણ થાકી ગયા છીએ.
તોયે ત્હમારા પાવન પગલાં થયાં નહીં,
હરપળ સજાવી આંગણ થાકી ગયા છીએ.
પીડા વિહોણો મારગ પામી શક્યા નહીં,
વેઠી અકળ વિમાસણ થાકી ગયા છીએ.
જાણી શક્યા ન જીવના અસલી સ્વભાવને,
બેહદ કરી મથામણ થાકી ગયા છીએ.

## શ્રાવણવિરહ

હેમન્ત દેસાઈ

શ્રાવણનું જલ ઝરમરતું આ
વ્હાલ વરસતું મહિમાળું !
જગ આખું હરિના હૈયા-શું
હર્યું ભર્યું ને હરિયાળું !

છલછલ કરતો અતીત જાગ્યો
હડદોલે હરિયાળીને,
બજી બંસરી અણઆગતની
નભ-લીલાધર ભાળીને !

આંગણવેલે ફૂલ ખીલ્યાં ને
ખીલ્યાં સરોવર, ખીલ્યાં મન,
ખીલી ઊઠ્યાં શ્રાવણમાં મ્હારાં
અડાબીડ વિરહનાં વન !

માધવનો રસ એ જ સનાતન,
સુષમા રાધાની મનભર,
જમુના તટ એ જનમ જનમનો
મોરપિચ્છના રઙ્ગ સભર

માધવની લખલૂટ માધુરી
વૃન્દાવનની બલિહારી
કદમ્બની છાયામાં રાધા
દ્રવ્ય સકલ બેઠી હારી !

અભિલાષો મુજ સુખમયતાના
સજી નિરન્તર હરખાતી,
શ્રાવણમાં જુગાજુગથી ભીંજી
રહી વ્હાલમના ગુણ ગાતી !

નયન વસી એ રસભર મૂરત
વ્યાકુલતા હૃદયે માણી,
ધન્ય ધન્ય શ્રાવણ-વર્ષણ આ
પરમ પ્રીત મ્હેં પરમાણી !

## વય, વરસાદ અને તોફાન

### દિલીપ જોશી

છત્રીમાં પગડૂબે, માથું ડૂબે'ને ડૂબે ઘેનિલ થરકાટ લઈ અડધી ઉમ્મર
રગરગમાં લોહીનું હો પૂર ધમાધમ એવા કેવા રે વરસાદી ખત ને ખબર?

ઓણુંકું ચોમાસું વેરી દેવાય નહીં ઝીલી લેવાય એને બથમાં,
સોળે સજેલી રજકુંવરી ભીંજાવતી રે આપણને અમ્બરના રથમાં,
લીંપાતું જાય નગર ચશમા પર ઓચિન્તું ઝરમરની ઝીણેરી ચર્ચા વગર.

ક્યાંક કોઈ પાંદડાંની છતમાંથી વરસેલું સુખનું સગડ જોઈ લીધું,
આખું બ્રહ્માણ્ડ ભરી બથમાં અજાણતામાં સોણાંને મધમધતું કીધું,
હાથ, પગ, જીભ મૂક્યાં છૂટ્ટાં રે છૂટ્ટાં તો મલકાતો મારગડો ટગ્ગર ટગ્ગર !

## એક ઋજુ પ્રાર્થના

### પ્રા. ડૉ. પુષ્પા ભટ્ટ

મ્હારા અણુએ અણુને કરી દે જાગ્રત
મ્હારા કોષેકોષને કરી દે ચૈતન્યથી પ્રાણિત અનુપ્રાણિત
મ્હારા રોમરોમને કરી દે વિશ્વવિસ્મયથી પુલકિત
મ્હારા હૃદયના ય હૃદયને કરી દે પરમ પ્રેમથી આન્દોલિત
મ્હારા નેત્રને કરી દે ત્હારા વિસ્મયથી વિસ્ફારિત
મ્હારા શ્રોત્રને ત્હારી અન્ત શ્રુતિથી આન્દોલિત
મ્હારી નાસિકાને ત્હારી દિવ્યસુરભિથી ઘ્રાણિત
મ્હારી રસનાને રસવર્જ્ય રસથી સન્તર્પિત
મ્હારી ત્વચાને ત્હારા કૌશેય સ્પર્શથી આહ્લાદિત
જીવનનું જે કંઈ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ હોય
હું આ હૃદયમાં સમ્ભરી શકું
અને આ વિશ્વને અર્પી શકું
આ પૃથિવી છે યુગયુગાન્તરોથી દગ્ધ, રુદ્ધ વિદ્ધ
એને હું ઠારી શકું.

# શિશુલોક

## હૂ...પ હૂ...પ — ચૂપ ચૂપ

એકલવ્ય

વાડીના રૂખડે આવીને
 ગઈ ભરાઈ વાનર-ટોળી;
એક ડાળથી બીજી ડાળીએ
 ઝૂલી કૂદીને ખાતી ફળ—
જાણે કે — જમતી પૂરણ-પોળી !
 હૂપ... હૂપ...હૂપ... હૂપ !

મોજ માણતા ટોળીના બે
 બૂઢિયા તો પોતાની જીતે
હરખપદૂડા હુંકારાએ
 પડઘમના પડઘાના જેવો
 ઘોર કરન્તા હોંશે પ્રીતે
 હૂપ... હૂપ... હૂપ... હૂપ !

અમે પાડીએ ચાળા ત્યારે
 વણટોળાના હોય ન બેટા
એમ દાંતિયાં કરતા ભારે
 પૂંછ લટકતી રાખી તોરે
જાય ન અહીંથી જરાય છેટા.
 હૂપ... હૂપ... હૂપ... હૂપ !

ઝાકળિયેથી ગોફણ લઈને—
 ભરવા જેવો કક્કર મૂક્યો.
ગોળ ગોળ ઘુમાવી એને
 છોડ્યો નિશાન લઈને જેવો
—તીર સમો ત્યાં વેગે છૂટ્યો.
કાચાં પાકાં ફળ કંઈ રોળી
ઊભી પૂંછડીએ નાઠી ટોળી.
 ચૂપ... ચૂપ... ચૂપ... ચૂપ !

## મેહા'વ

એકલવ્ય

મેહા'વ... મે'હાવ
 મોરના બોલે
સહુનાયે તે આતુર એવા ઉરનો વહે ભાવ !
મેહા'વ... મેહા'વ
 દેડકાં કહે
ગામ-છેડાનું તળાવ હવે દરિયા-શું લહેરાવ!
મેહા'વ... મેહા'વ
 ઝૂલાણે ઝૂલી
વાયરે ભીનાં, મનમાં આવ્યાં ગાન ઘેલૂડાં ગાવ !
મેહા'વ... મેહા'વ
 સૌની સાથે
જામ્બુવને પાકેલ કાળાં ફળનો લીજે લ્હાવ !

### વ્યંગ-તઝમીન પારિતોષિક

સુપ્રસિદ્ધ કાર્ટૂનિસ્ટ અને કવિ નિર્મિશ ઠાકર દ્વારા 'ધબક'માં ૧૯૯૬થી પ્રસિદ્ધ થનાર વ્યઙ્ગ-તઝમીન રચનાઓ પૈકી શ્રેષ્ઠ રચનાને પ્રતિવર્ષ રૂપિયા ૫૦૧નું પારિતોષિક આપવાનું તેમણે જાહેર કર્યું છે. તઝમીન એ અરબીનું ગમ્ભીર કાવ્યસ્વરૂપ છે. કોઈ પણ ગઝલકારના એક શેર ઉપર તેના ભાવ સન્દર્ભને અનુરૂપ તઝમીનકારે પોતાની ત્રણ મૌલિક પઙ્ક્તિઓ ઉમેરવાની હોય છે. વ્યઙ્ગ-તઝમીનનો સૌ પ્રથમ પ્રયોગ ગુજરાતીમાં નિર્મિશ ઠાકરે કરેલો. એ હળવાશ કે કટાક્ષ દ્વારા માનવસ્વભાવની નબળાઈઓ અને સામ્પ્રત સમાજજીવનનાં વિવિધ ક્ષેત્રોમાં વ્યાપ્ત દૂષણોને લક્ષ્ય કરે છે.

(સમ્પર્ક સૂત્ર 'ધબક' ગઝલ ત્રૈમાસિક, તન્ત્રી રશીદ મીર, ૧૫૫, સબીના પાર્ક, આજવા રોડ, વડોદરા-૩૯૦ ૦૧૩)

## પાંદડે પાણી

રાજેન્દ્ર શાહ

પાંદડે પડ્યું પાણી પીએ ચાંચ ભરીને ચકી,
આમ જુએ ને તેમ જુએ ના ભયની છે કોઈ વકી.

જોતજોતામાં જાય છે ઊડી, આવતી એમ જ પાને,
કોઈને જાણે રૂહૈ બોલાવી, ચીંચી ચીંચી ગાને.

એક બાજુના છેડે આભે સોનલ તેજ રૂપાળું,
ધીરે ધીરે આવતા એમાં સૂરજ દાદા ભાળું.

આછે આછે તડકે આછી સઘળે છવાય છાયા,
આછે આછે વાયરે નાચે થનક તા થૈ કાયા.

ડાળીએ સરકી જાય ચકી, ને આવતો કને ચકો;
ઝાકળ પડ્યું હોય ને ત્યારે મળતી આ'વી તકો.

## વરસાદ

માણેકલાલ પટેલ

દળ દળ વાદળ આવિયાં,
ઘર ઘર જાગણ લાગિયાં,
વન વન નાચણ જામિયાં,
આવિયો આવિયો ધરતીનો પાલ !

ન્હાયાં પાને ડાળો ઝૂલતી,
ગાજ્યાં ગાને વાડી ખૂલતી,
લાગ્યા તાને વેળા ભૂલતી,
આવિયો આવિયો ધરતીનો પાલ !

મેઘ પર મેઘ છાયા કાળાધોળા,
આન્તર ખોજે સહુનાં ખાંખાંખોળાં,
સમણાં એમાં વિચાર ઊંડા પ્હોળા,
આવિયો આવિયો ધરતીનો પાલ !

## મોજાં

કિરીટ ગોસ્વામી

તે હેં !
દરિયાજીને છોડી
જાય ઉછળતાં મોજાં કોને મળવા દોડી-દોડી ?

રેશમ-શી રેતીમાં મ્હેં હરખે-હરખે બાંધેલું ઘર
શાને ઢાલી અરવીતળી લ્હેરો તાણી જાતી સર્રર ?
ક્યાંય ઘડીમાં લઈને ભાગે વાયુ કાં મુજ હોડી ?

છીપે બીડું તો રૂપાળાં પરપોટાઓ ફૂટે કાં ?
લાખ્ખો મછલી પીયે તોયે જળ દરિયે ના ખૂટે કાં ?
કોણ બનાવે જળના તળિયે બેસી સુન્દર કોડી ?

## પડઘો

માણેકલાલ પટેલ

પડઘો... પડઘો :
સામા સાદ રૂપે અવતરતો,
પડઘો... પડઘો :
ઘુમ્મટનો વર્તુળ અનુરણતો;

પડઘો... પડઘો :
અવાજનો પડછાયો થાતો,
પડઘો... પડઘો :
સૂનકારને વીંધી જાતો !

પડઘો... પડઘો :
રણકે અથડાતો ફેલાતો,
પડઘો... પડઘો :
શબદે ઘુમરાતો રેલાતો;

પડઘો... પડઘો :
પોલાણોમાં ઝૂલે તૂટે,
પડઘો... પડઘો :
ઊંડાણોમાં ફૂલે ફૂટે !

 અનુવાદ 

## શિલ્પી

ઑસ્કર વાઈલ્ડ/રાજેન્દ્ર શાહ

એક સાંજે એના અન્તઃકરણમાં 'સુખ જે રહેતું ક્ષણભર'-ની પ્રતિમા ઘડવાની વૃત્તિ થઈ આવી. અને કાંસાની શોધમાં એ નીકળી પડ્યો પૃથ્વીના પ્રદેશે. કારણ, એના વિચારનું પ્રાગટ્ય થતું કેવળ કાંસામાં જ.

પરન્તુ સૃષ્ટિનું સઘળું કાંસુ થયું હતું અદૃશ્ય. આખાયે વિશ્વમાં શોધતાં ક્યાંય કાંસુ મળે નહીં, એક 'દુઃખ જે રહેતું ચિરકાળ'—ની પ્રતિમાના કાંસા સિવાય.

હવે આ પ્રતિમાનું ઘડતર કર્યું હતું એણે પોતે પોતાના હાથે. અને જે વ્યક્તિને જિન્દગીભર એણે ચાહી હતી એની સમાધિ પર એને સ્થાપિત કરી હતી. પોતાના ઉત્કટ પ્રેમના દિવઙ્ગત પાત્રની સમાધિ પર સ્થાપી હતી પોતાના જ હાથે ઘડેલી આ પ્રતિમા : મનુષ્યનો પ્રેમ ક્યારેય નથી મરણને અધીન, એના સૂચક ચિહ્ન રૂપે, અને ચિરકાલ રહેતા શોકના પ્રતીક તરીકે. ને આખાયે વિશ્વમાં આ મૂર્તિ સિવાયનું કાંસુ ક્યાંય મળે નહીં.

અને એણે પોતાની ઘડેલી આ મૂર્તિને લીધી, અને મૂકી વિશાળ ભઠ્ઠીમાં, અર્પી ધધખતી અગ્નિની જ્વાળાને.

ને 'દુઃખ જે રહેતું ચિરકાળ'—ની પ્રતિમાના કાંસામાંથી એણે ઘડી 'સુખ જે રહેતું ક્ષણભર'ની પ્રતિમા.

## ભાઈ મ્હારા, શું કહેશો તમે?

જૉસેફ સીમન કાર્ટર / જયામહેતા

ભાઈ આવો.
અને અમે ને તમે જઈએ એની સામે
જેણે બનાવ્યા છે આપણને.
જ્યારે ફરિસ્તાઓ આપણને એમની સામે લાવશે
ત્યારે હું કહીશ—
"પ્રભુ, મ્હેં કોઈ પ્રત્યે ઘૃણા નથી કરી—
ઘૃણા મ્હારી કરાઈ છે,
કોઈને કચડ્યો નથી મ્હેં
મ્હને જ કચડવામાં આવ્યો છે.
કોઈનાયે દેશ પર મ્હેં નજર નાખી નથી,
પણ મ્હારો દેશ મ્હારી પાસેથી છિનવાઈ ગયો છે.
કોઈ પણ કોમ પર મ્હને દ્વેષ નથી.
પણ મ્હારી કોમને શું શું નથી સહેવું પડ્યું !
ફક્ત આટલું જ કહીશ હું,
અને પ્રિય ભાઈ મ્હારા, શું કહેશો તમે ?

## એક સાંજે ઘરમાં

ટૉની ટોનોર/વ્રજલાલ દવે

જગતને જીવવાલાયક બનાવવા માટે
માત્ર કવિતાથી ચાલી શકે તેમ નથી.
કશુંક વધારે જોઈશે.
અટાણે મ્હારા હાથે ખાલી ચડી ગઈ.
ભગવાનના નામે
લાખોની થયેલી હત્યાઓનું
મ્હને સ્મરણ થયું.

મ્હને યાદ આવ્યાં
બૉમ્બ, ગેસ ચેમ્બર, દુષ્કાળ, અકિઞ્ચનતા
અને મ્હારા શ્વેત થતા જતા કેશ,
હું કાવ્ય લખી શક્યો નહીં.

# રામપ્રસાદ શુક્લ

ધીરુ પરીખ

*'(જન્મે જન્મે,*
*યુગ્મે યુગ્મે,*
*ઠામે ઠામે રસ અભિનવા, રમ્ય ને રુદ્ર ટાણાં,*
*બાંધે છોડે સમયગતિઓ જિન્દગીનાં ઉખાણાં.)'*

આ છે રામપ્રસાદ શુક્લના ૧૯૬૭માં રચાયેલા એક સંવાદકાવ્ય 'સમય નજરાયો સમયથી'ની અન્તિમ અને નેપથ્યે ઉચ્ચારાયેલી પઙ્ક્તિઓ. એમની જીવનવિભાવના આ પઙ્ક્તિઓમાં પ્રકટ થઈ છે. રમ્ય અને રુદ્ર બન્ને 'ટાણાં' છે, જ્યાં અભિનવા રસ ભર્યા છે. ૧૯૪૩માં એમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'બિન્દુ' પ્રકટ થયો હતો, જેમાં કુલ ૬૦ સોનેટ સઙ્ગૃહીત થયાં હતાં. આ સોનેટોમાં આકારસૌષ્ઠવ, છન્દોલયની કમનીયતા અને ચિન્તનોર્મિનો ઉભાર કલાત્મક રીતે અન્વિતિ પામ્યાં છે. બાલાશઙ્કરનો છન્દપ્રભાવ અને બળવન્તરાયનો વિચારપ્રભાવ એમની આ ગાળાની અને પછીની કવિતામાં અનુભવી શકાય છે. એમણે કાવ્યસર્જનનો એકડો પાડેલો ત્રીશીના આરમ્ભે. સુન્દરમ્-ઉમાશઙ્કરની સાથે ત્યારે તેમનું નામ પણ લેવાતું. રતિલાલ શુક્લની સહીથી તે લખતા એટલે ઉમાશઙ્કરે ત્રિભુવનદાસ લુહાર-'સુન્દરમ્'નો 'ત્રિ', સ્વનામનો 'ઉ' અને રતિલાલનો 'ર' લઈ 'ત્રિઉર' કાવ્ય રચેલું. 'કુમાર'ની 'બુધસભા'ની આરમ્ભની ત્રિપુટીમાંના રામપ્રસાદ શુક્લ એક.

મૂળ વઢવાણના વતની રામપ્રસાદનો જન્મ ૧૯૦૮ના જૂનની ૧૦મી તારીખે લીંબડી પાસેના ચૂડા ગામે થયેલો. તેમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ જામખમ્ભાળિયામાં પૂરું કર્યું અને ઉચ્ચ શિક્ષણ માટે અમદાવાદની ગુજરાત કોલેજમાં જોડાયા. ૧૯૨૮માં મુખ્ય વિષય તરીકે સંસ્કૃત લઈ બી.એ. થયા. ૧૯૩૭થી ૧૯૪૨ સુધી ઇડર સ્ટેટના શિક્ષણ ખાતામાં નિરીક્ષક તરીકે રહ્યા તે પૂર્વે ત્યાં જ એમણે શિક્ષક તરીકે પોતાની કારકિર્દીનો પ્રારમ્ભ કરેલો અને નિવૃત્ત પણ શિક્ષક તરીકે જ થયા. ૧૯૪૪માં એમ.એ. થયા પછી અમદાવાદની એલ.એલ.ડી. આર્ટ્સ કોલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયા ત્યાં ૧૯૬૩ સુધી રહ્યા; અને રા.વિ. પાઠક ત્યાંથી જતા એ પ્રાધ્યાપક બન્યા. ૧૯૬૩થી ૧૯૭૩ સુધીનો દાયકો એમણે ખમ્ભાતની આર્ટ્સ કોલેજના આચાર્ય તરીકે ગાળ્યો. ત્યાંથી નિવૃત્ત થયા બાદ અમદાવાદમાં એસ.એન.ડી.ટી. સાથે જોડાયેલી મહિલા કોલેજમાં થોડાં વર્ષો આચાર્ય તરીકે કામ કર્યું. પછીનો સમ્પૂર્ણ નિવૃત્તિકાળ એમણે વાચનમનનમાં ગાળ્યો. એમને મળો ત્યારે વેદ-વેદાન્તની ચર્ચાથી માંડી અદ્યતન વિજ્ઞાન સુધીની વાતોની છોળો ઉછળે.

સત્યાગ્રહની લડતમાં પણ થોડો કાળ સક્રિય. સામ્પ્રત વૈશ્વિક વિચારપ્રવાહોથી એ સતત માહિતગાર રહેવાનું પસન્દ કરે. એ વિચારો પર પોતાના પ્રતિભાવો પણ આપે. અને એ આપે ત્યારે એમનો વિશાળ વાચનરાશિ આપોઆપ ખુલ્લો થઈ જાય. પણ પ્રકૃતિ મનસ્વી, એટલે કોઈ વાદ-વાડાની સમ્પ્રદાય-સહની કણ્ઠી બાંધે નહિ. તડ અને ફડ કહેતા એમને વાર લાગે નહિ. એ કોઈની પણ સાથે સઙ્ઘર્ષમાં ઊતરી બેસે. આમ છતાંય હૈયે ઋજુતા. એમનું આ સ્વભાવવૈચિત્ર્ય ક્યારેક એમને અતડા અને અટૂલા પણ પાડી દે પણ પોતાની વિચારધારામાંથી ડગ્યા વગર એ હંમેશાં આગે કદમ માંડે. શિક્ષણ અને કવિતા — સર્જન એમના રસના વિષયો. શિક્ષણના હિતાર્થે અને આનુષઙ્ગિક રીતે શિક્ષકના હિતાર્થે ગુજરાતમાં અધ્યાપક મણ્ડળની સ્થાપના કરવામાં એમનો

આરમ્ભિક ફાળો. એ કારણે તેઓ ગુજરાત યુનિવર્સિટીની સેનેટની ચૂંટણીમાં વિશાળ બહુમતીથી ચૂંટાઈ આવેલા. એમની સુદીર્ઘ અને સફળ શિક્ષણ-સેવાને કારણે એઓ 'ગુજરાતીનો અધ્યાપક સઙ્ઘ'ના પ્રમુખ વરાયા હતા. વચ્ચે એમણે ૧૯૪૭ અને ૧૯૪૮નાં બે વર્ષો માટે ગુજરાત સાહિત્ય સભા દ્વારા ગ્રન્થસમીક્ષાનું કાર્ય કરેલું અને 'જનસત્તા'માં સાહિત્યવિભાગનું સમ્પાદન સમ્ભાળેલું. આમ, એમણે પ્રસઙ્ગોપાત્ત વિવેચના પણ કરી છે, જેમાં એમની સાહિત્યિક સૂઝ, ગદ્યપ્રભુત્વ અને વિચારાભિવ્યક્તિની નિર્ભીકતા જોવા મળે છે. એમણે પ્રવાસ પણ ઠીક ઠીક ખેડેલો. એમની સરિતપરિક્રમાના લેખોનો સઙ્ગ્રહ 'સરિતાઓના સાન્નિધ્યમાં' શીર્ષકથી ૧૯૯૩માં પ્રકટ થયો છે.

એમનો 'બિન્દુ' કાવ્યસઙ્ગ્રહ પ્રકટ થયા પછી એમની સર્જનસ્રોતસ્વિની મન્દગતિએ વહી છે. આમ છતાંય એ મન્દપ્રવાહમાં ગીત, ગઝલ, ભજન, ગરબી-રાસ, મુક્તકો, દીર્ઘકાવ્યો, ઉદ્બોધન કાવ્યો આદિ પ્રકારો અને સામ્પ્રત સભ્યતા, પ્રકૃતિ, પ્રેમ, આદિ વિષયો એમણે ઊંડળમાં લીધા છે. લાગણીવેડામાં સર્યા વગર એમણે લાગણીનું નિરૂપણ કર્યું છે. તો અનેકવાર એમાં નિજી ચિન્તનનો સમ્ભાર ભર્યો છે. બીજી રીતે કહીએ તો એમની કવિતાનું પોત લાગણી અને ચિન્તનના તાણાવાણાથી રચાયું છે. સૌરાષ્ટ્રની બોલીની લઢણો અને લહેકાઓ એમની કવિતામાં આસાનીથી વહી આવ્યાં છે. તત્સમ અને તદ્ભવ ભાષાસમૃદ્ધિ અને પ્રશિષ્ટ અભિનવ રચનાશૈલી એમની કવિતાનો ચિરઞ્જીવ વિશેષ છે. એમની 'બિન્દુ' સઙ્ગ્રહની અને ત્યાર પછી લખાયેલી કાવ્યરચનાઓનો સઙ્ગ્રહ 'સમય નજરાયો' શીર્ષકથી ૧૯૯૧માં પ્રકટ થયો છે. અહીં ઉપલબ્ધ એમની કવિતાથી એવી પ્રતીતિ થયા વગર રહેતી નથી કે રામપ્રસાદ શુક્લ એક બળકટ કવિ છે.



ઈન્દ્રિયોના વિષયોની સાથે સઞ્ચિત સંસ્કારની જે રસ-ભાવ-મય સંયુતિ થાય છે ત્હેનો છાન્દસ ઉદ્ગાર તે કવિતા.

# બગીચાને છાંયે ઝૂંપડી ને તેમાં જ કવિતાના સમરકન્દ બુખારા

ડૉ. શૈલેશ ટેવાણી

ગુજરાતી ગઝલ કવિતાના સ્તમ્ભો શયદા, ઘાયલ, રુસ્વા, શૂન્ય, ગની દહીંવાલા, મરીઝ અને બેફામ ગુજરાતી ગઝલ કવિતાને અનેક વળોટો દ્વારા પ્રતિષ્ઠિત કરી ગયા, કરે છે. પરમ્પરિત છન્દ, રવાની અને અર્થવત્તા એમાં કાયમ રહે છે. કલ્પન અને પ્રતીકો ઘાયલ અને ગનીસાહેબ સિવાય બદલતાં નથી. એ પછી આદિલ મન્સૂરી, હરીન્દ્ર દવે, મનોજ ખણ્ડેરિયા, શ્યામ સાધુ અને રાજેન્દ્ર શુક્લ સુધીમાં ગઝલ પણ આધુનિક કાવ્યબાનીમાં સ્વીકૃત સ્વરૂપ બની રહે છે. આ કવિતાઓએ ગઝલને સાકી, સૂરા, મહેફિલ, મૃત્યુથી છોડાવી. એમણે પીંછું, શ્વાસ, સૂર્ય પોતાની ગઝલમાં આવકાર્યા.

રાજેન્દ્ર શુક્લ અને મનોજ ખણ્ડેરિયાની ગઝલ ગુજરાતી આધુનિક ગઝલ કવિતાના સર્વોચ્ચ સ્થાને લેખાવી જોઈએ.

આજની કવિતાની વાત કરીએ ત્યારે ગીત-ગઝલ અને છન્દમુક્ત ધારા તેમજ એ સ્વીકૃત ધારા સામે આક્રોશપૂર્ણ અવાજોની ધારા એ મહત્ત્વની પ્રવૃત્તિ છે.

આ બે ધારાના અનેક પ્રતિષ્ઠિત-અલ્પપ્રતિષ્ઠિત નામ આ લખતી વખતે સામે આવે છે. પરન્તુ, અત્યારે વાત કરવી છે ડૉ. એસ. એસ. રાહીની કવિતાની. સાહિત્યમાં ઘણી વખત એવું બને છે કે જે તે ભાષાનાં શિખરસ્થ બે-પાંચ નામની આસપાસ વિવેચન ઘૂમરાયા કરે છે. આ વેળા પ્રવાહની વચ્ચે ચમકતા રહેતા સ્વસ્થ અનેક દીવડાઓનાં કાવ્યશિલ્પ તરફ ઝાઝેરું જોવાની ફુરસદ અવલોકનકારોને ભાગ્યે જ હોય છે.

ડૉ. એસ. એસ. રાહી છેલ્લા દોઢ દાયકા ઉપરાન્ત સમયથી ગુજરાતી ગઝલ લેખન-સંશોધન-વિવેચન-સમ્પાદન ક્ષેત્રે પ્રવૃત્ત છે. 'હજુ અજવાસ છે કાળો' એમનો ચોથો સઙ્ગ્રહ છે. આ સઙ્ગ્રહની કુલ ૮૮ રચનાઓમાંથી લગભગ તમામ રચના ગઝલ સ્વરૂપની છે. રાહી 'સ્વસ્થ સર્જનના રાહી' છે. એમની કવિતામાં બળાપો, આક્રોશ, મૂઝારો, ચીખ બધું છે; પરન્તુ એ કશું કવિતાને અતિક્રમીને નથી. શબ્દની મધ્યમાની પક્કડમાં રહીને સ્વસ્થપણે શિલ્પકર્મ કરતા આ કવિ સભાન-અભાનપણે અનેક વખત એવું ઝીણું અને એવું મનભર કરતા જાય છે કે 'ON LOOKER'ને તેની ભાગ્યે જ ખબર પડે.

બહુધા ટૂંકી બહેરમાં લખતા 'રાહી' ચમત્કૃતિ ધરાવતા અને પૂર્વાર્ધ સાથે અનુસન્ધાન જાળવતા મિસરા આપે છે. ગઝલના સ્વભાવે વણાયેલી ચોટ એમની કવિતામાં 'કસક'ની જેમ અનુભવાય છે. 'રાહી'ની ગઝલના કેટલાક શેઅર જોઈએ :

*મ્હેં ખુશીથી ભર્યા છે ખિસ્સાઓ,*<br>*તો ય આવે કાં દર્દ હિસ્સામાં ? (પૃ. ૧૨)*

*જન્મનો આઘાત લઈ ઊભાં છીએ,*<br>*મૃત્યુની સોગાત લઈ ઊભાં છીએ. (પૃ. ૧૩)*

*ઉનાળો તો ગયો કિન્તુ,*<br>*મ્હને પીડે છે ગરમાળો. (પૃ. ૧૭)*

'દર્દ'ની સીધી કેફિયત પ્રથમ શેઅરમાં છે. બીજા શેઅરમાં 'મૃત્યુ'ને સોગાત તરીકે સ્વીકાર્યું છે પરન્તુ જન્મનો આઘાત તિર્યક્ છે. ત્રીજો ટૂંકી બહરનો શેઅર

મીઠી મૂંઝવણનો છે. એ પીડા રોમેન્ટિક અનુભૂતિ છે. ગ્રીષ્મના જવા વિશેની વેદના કરતાં અહીં ગરમાળા દ્વારા અનુભવાતી પીડા લક્ષિત છે.

કોઈકને ઉદ્દેશીને — બહુધા 'વાતચીત'ના લહેજામાં અને ક્વચિત્ તટસ્થતાપૂર્વક 'નિરીક્ષણાત્મક વિધાન'ના ટોનમાં કવિ સીધું બયાન આપે છેઃ

*તરાપાને તરતો મૂકો એ પ્રથમ,*
*જરા ઓળખી લો નદીનાં વમળ.*

*ભીની વાદળી ગટગટાવો ત્હમે,*
*અહીં ક્યાં મળે પીવા માટેનાં છળ.*

*મૂકજો હળવેકથી ફૂલોની સેજ,*
*કે હજી હમણાં જ ત્યાં સૂતો છે થાક. (પૃ. ૪૧)*

અહીં 'તરતો મૂકો'—નાં આદેશાત્મક, 'ઓળખી લો'નાં આજ્ઞાર્થ અને 'ગટગટાવો ત્હમે'—નાં સલાહકારી વિધાનો છે. પરન્તુ તે ગઝલના અર્થને બાધક નથી. 'ફૂલોની સેજ'ને પણ હળવેથી મૂકવાની વાત અને 'થાક હમણાં જ સૂતો છે' તેવો ધ્વનિ વિષાદપ્રેરક છે. 'નદીનાં વમળ' ઓળખવાની વાતમાં કેટકેટલા વિમળો ઓળખવાની અર્થછાયા છે ! 'વાદળી ગટગટાવવા'માં નરી કવિશાઈ અલ્લડતા છે — અને તરત જ 'પીવા માટેનાં છળ'નો અભાવ સૂચક છે અને 'સેટિરિકલ' પણ છે. આમ, સરળ પઙ્ક્તિઓમાં કવિ ગઝલની શક્યતાઓ આપણી સામે મૂકે છે.

'રાહી'ની બીજી ખાસિયત છે 'શબ્દ સાંકળી' 'અર્થ સાંકળી' કે 'પઙ્ક્તિ સાંકળી' રચતા જવાની. ઘણી વખત આ પૂર્વાનુસન્ધાની પઙ્ક્તિઓ 'કારણ પરિણામી' પણ બને છે. કેટલીક રચનાઓમાં 'રાહી'ની આ વિશેષતાઓ પમાય છેઃ

*ત્હને હું મળું પણ*
*આ ઉમ્બર નડે છે. (પૃ. ૩૯)*

*ત્યાં શ્રદ્ધા ઝૂકે છે એ જાણું છું હું*
*વધુ કોણ જાણે છે કાબા વિષે (પૃ. ૩૨)*

*હું આ પોષમાં ખૂબ પૈસા કમાયો,*
*કરી'તી નગરમાં મ્હેં તડકાની ફેરી (પૃ. ૨૫)*

*પછી ભાંભરે નહીં તો બીજું કરે શું ?*
*મકાનો ઘણા પણ અટૂલી છે શેરી (પૃ. ૨૫)*

પ્રથમ શેઅરમાં 'હું મળું પણ' સામે 'ઉમ્બર નડવાનું' કારણ છે. શ્રદ્ધા ઝૂકે છે એ એક 'સમ્ભવિતતા' સામે પોતાનું 'જ્ઞાન' કારણરૂપ છે. બીજા શેઅરમાં જ્યારે આ 'પોષમાં' ખૂબ પૈસા કમાવાનું કારણ પોતે નગરમાં તડકાની ફેરી કરી તે છે. ભાંભરવાની પ્રવૃત્તિના કારણરૂપ અટૂલી શેરી પણ આ કવિતામાં છે.

'રાહી'ની ગઝલોની આ વિશેષતા સાથે એક વધુ મુદ્દો જોડવા માગું છું. 'રાહી'ની ગઝલમાં દેખાતી સેન્દ્રિયતા (sensuousness)ની એ વાત છે. પદાર્થ, વ્યક્તિ કે પરિવેશને કવિ એવી રીતે પુનર્જીવિત કરે છે કે તેમાં 'ગતિ' (motion) અને સ્પર્શક્ષમતા(tangibility) આવી જાય છે. જેમ કે,

*પ્રથમ ખૂબ દોડ્યું, પછી થોડું હાંફ્યું*
*પછી કીધું ઊંટે "ત્હમે થોડું હાંફો."*

અહીં દોડવાની ક્રિયા, 'હાંફવાની' ક્રિયા તો ચિત્રાત્મક છે જ, ઊંટ બોલે પણ છે અને 'મજા' લેવાનું જાણે આહ્વાન આપે છે. ઉપરનો મિસરા જ કેવળ આપવાનો હોત તો તે ચિત્ર સાધારણ (common) બની જવા સમ્ભવ હતો તેને ઊંટનો સંવાદ બક્ષીને કવિએ કલાત્મકતા અર્પી છે. બીજું આવું ચિત્ર છે—

*તીક્ષ્ણ પડઘો ઓટલે બેસી ગયો,*
*રાતભર ત્યાં ડાયરા થાતા રહ્યા.*

પડઘાનું ઓટલે 'બેસી જવું' ગોચર થાય છે તેમ 'ડાયરા' થવાની વાતમાં ડાયરામાં અનેક લોકોની ઉપસ્થિતિ અને અવાજો પણ દૃશ્યાત્મકતા (visuality) મેળવે છે.

ડૉ. એસ.એસ. રાહી ગઝલભક્તિના માણસ છે. એમનાં સંશોધનમાં ગઝલ છે. એમના નિવાસસ્થાનનું

નામ પણ 'ગઝલ' છે. એમને ત્યાં ગઝલની મિજલસ એમનાં કમ્પ્યૂટર સેટીંગના વ્યવસાયમાં સતત ને પ્રતિદિન જામતી રહે છે. કાવ્યસંગ્રહો પણ ગઝલના વધુ છાપે છે તેઓ અને સામયિકો પણ સાહિત્યના વધુ પ્રકાશિત કરે છે. આમ, ઉર્દૂ-હિન્દી-ગુજરાતી કવિઓ સાથેનો એમનો નિત્ય ઘરોબો એમને વૈચારિક રીતે પણ કશે બન્ધાવા દેતો નથી. તેઓ મૌલિક છે અને ગતિશીલ પણ છે. ઈશ્વર અને શ્રદ્ધા વિશે એમનામાંનો સંવેદનશીલ કલાકાર સતત ચિન્તન કરતો રહે છે. ગઝલમાં પણ આ વાત બખૂબી વણી લે છે:

*નસીબ શબ્દનો પર્યાય શોધવા માટે*
*હું ચાલ્યો જાઉં છું શ્રદ્ધાની પેલે પાર તરફ (પૃ. ૪૯)*

*ત્યાં શ્રદ્ધા ઝૂકે છે એ જાણું છું હું*
*વધુ કોણ જાણે છે કાબા વિષે. (પૃ. ૩૨)*

કવિમાત્રના સર્જનની પ્રથમ શરત છે તેનામાં રહેલો વિસ્મયભાવ. પોતાનું સંવેદનતન્ત્ર વેઠી-સાંખી જીરવી ન શકે તેવા આઘાતો વેળા શબ્દસ્થ થયેલા ચેતોતન્ત્ર દ્વારા એ કશુંક 'તૃતીયમ્' રચી દે છે અથવા વાસ્તવ પ્રતિ તેને રહેલી ફરિયાદો, પ્રશ્નો અને વધુ સારા વાસ્તવની કલ્પના વા નજરે પડે તે સઘળામાં કલ્પનાના રંગો પૂરી તેને વધુ ઓજસ્વી, વધુ સ્પૃહણીય, વધુ રમ્ય બનાવવાની કવિગત પ્રતિભા વિસ્મયના રણકામાં પણ ઘણું કહેતી રહે છે. ડૉ. એસ.એસ. રાહીની ગઝલોમાં 'વિસ્મય' ઠેર ઠેર અનુભવાય છે. આ વિસ્મય રમણીય ચિત્રો પણ સર્જ્યા કરે છે. 'રાહી'ની કવિતામાં આવા અનુભવો જોઈએ:

*ક્યાં ગયું ? પૂછે મ્હને સોદાગરો,*
*ઊંટની વણઝારમાં શોધાય રણ.*

*રોજ આવે ક્ષણ પછી પાછું વળે,*
*આજ મ્હારે ઘેર કાં રોકાય રણ ? (પૃ. ૪૬)*

*રાત છે વૈશાખની*
*શ્વાસ કાં શીતળ બને ? (પૃ. ૪૭)*

*મ્હને કેમ રોકે છે આ દ્વારપાળો,*
*આ કોની ગલી છે ? આ શું ઝળહળે છે. (પૃ. ૫૫)*

*ક્યાં જરા પણ કશો થાય છે સળવળાટ,*
*ક્યાં સુધી દૂધ પત્થર ઉપર રેડવું ? (પૃ. ૬૭)*

આ બધા આસ્વાદ્ય અંશો નોંધ્યા પછી 'રાહી'ની ગઝલમાં આવી જતી કેટલીક મર્યાદા નોંધવી પડે તેમ છે. ક્યારેક 'રાહી' બીજી પઙ્ક્તિમાં વધુ દીર્ઘ થઈ જાય છે. લયની બહાર જતો રહે તેવો શબ્દપ્રયોગ, સમ્પૂર્ણ ગઝલની બહાર જતો રહે તેવો રદીફ-કાફિયાનો વિસ્તાર કરી બેસે છે. ઘણી વખત ગઝલનો 'આલોક' ક્ષુબ્ધ થઈ જાય એવો પરાણે મેળ બેસાડે છે. આ'વી મર્યાદા 'રાહી' જેવા કલાકાર પાસે અપેક્ષિત નથી. સુવાંગ સુન્દર રચનામાં આ'વું કેમ થતું હશે ? તેવો પ્રશ્ન પણ જાગે છે. જુઓ,

*નથી જાતો મસ્જિદમાં ઓ શેખ, કારણ,*
*મ્હને રિંદા જિન્નાતે માર્યો છે લાફો (પૃ. ૫૩)*

*નસીબ શબ્દનો પર્યાય શોધવા માટે,*
*હું ચાલ્યો જાઉં છું શ્રદ્ધાની પેલે પાર તરફ (પૃ. ૪૯)*

*આજ એ દુકાનનું સરનામું આપ,*
*શ્યામવર્ણી ઝુલ્ફ જ્યાં જાંગડ મળે. (પૃ. ૨૧)*

*એક નૌકામાં દરિયો ગરક થઈ ગયો,*
*સાબિતીમાં ત્યાં ખોડાયેલો સઢ હતો. (પૃ. ૮૭)*

*હું વરસોથી એક શેરીમાં લાપત્તા છું,*
*હું વણ્ટોળ ઝઞ્ઝાની વચ્ચે ઊભો છું. (પૃ. ૭૯)*

પછીની પઙ્ક્તિમાં 'ત્યાં' અને 'એક શેરી'માં બીજા શેઅરમાં વધુ પડતા શબ્દો છે. જે મિસરાનો લયબન્ધ તોડે છે અને ચોટ ગુમાવે છે.

'રાહી' સુન્દર ત્રિપદી આપી શક્યા છે. આ 'ત્રિપદી'માં પણ ચિત્રો છે. તેની ગઝલમાં અને તેના જીવનમાં કવિસહજ સંવાદ આમ ઉપસી આવે છે 'નગરમાંથી કરફ્યું ઉઠાવી લ્યો જલ્દી, હું આપું છું અલ્લાહ, તમે રામ આપો.'

એકાદ પ્રલમ્બ લયની રચના આપવા એમણે કર્યું છે, પણ તેમાં ધારી સફળતા મળતી નથી. ગીતકવિતા કદાચ કવિની અજમાયેશ બહાર રહી જાય છે. છન્દમુક્ત વલણ એમનું નથી. છન્દોબદ્ધ અન્યસ્વરૂપો પણ એમને કદાચ પ્રયોજવા નથી. ઘણી વખત ટૂંકી બહરની શેરિયત વારંવાર અને બીજી રચનાઓમાં સતત અજમાવાય છે, જે એમની અભિવ્યક્તિને સમર્યાદ બનાવે છે. અગાઉ ઉલ્લેખી તેમ કેટલીક રચનાઓ માવજત બહાર રહી ગઈ છે. આ બધું છતાં, ડૉ. એસ. એસ. રાહીની ગઝલ કવિતા થોકબન્ધ મળતી ગઝલરચનાઓમાં જુદી પડે છે. 'હજુ અજવાસ છે કાળો'ની વિષાદલીલા એ સર્જનાત્મક અને રમણીય રૂપધારિણી છે એમ કોઈને પણ લાગશે. અન્તે 'રાહી'નો મિજાજ ઓળખીએ :

*બગીચાને છાંયે બનાવી દો ઝૂંપડી*
*નથી જોતા મ્હારે સમરકન્દ બુખારા* (પૃ. ૧૯)

('હજુ અજવાસ છે કાળો' પ્રકા. રન્નાદે પ્રકાશન, મૂ. રૂ. ૫૦)



## સાભાર સ્વીકાર

**ગમે એટલો દૂર જાઉં:** બઙ્ગાળી કવિ સુભાષ મુખોપાધ્યાયનાં કાવ્યોના નલિની માડગાંવકરે કરેલા અનુવાદોનો સઙ્ગ્રહ કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૫૨, પ્રકા. સાહિત્ય અકાદેમી, રવીન્દ્ર ભવન, ૩૫, ફિરોઝશાહ રોડ, નવી દિલ્હી. ૧૧૦ ૦૦૧, રૂ. ૪૦

**મધુમાલિકા:** કિશોર મોદીનો બીજો ગઝલસઙ્ગ્રહ કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૮૦, વિક્રેતા. ગૂર્જર ગ્રન્થરત્નકાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧, રૂ. ૪૦.

**વરદાન ફૂલનું:** હેમન્ત દેસાઈનો ગઝલસઙ્ગ્રહ, કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૧૦૮, પ્રકા. પૂર્વી પુસ્તક ભણ્ડાર, ૩૦, અપર સમુદ્ર, હોટેલ ગોલ્ડ ક્લાસિક પાસે, એલિસબ્રિજ, અમદાવાદ - ૩૮૦ ૦૦૬, રૂ. ૬૦

**આસવ દ્વીપ:**પ્રવીણ ગઢવીનાં કાવ્યોનો સઙ્ગ્રહ કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૭૨, પ્રકા. કુમકુમ પ્રકાશન, મામુનાયકની પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, રૂ. ૨૦.

**અર્થ આડા થાય તો ?:** કાર્ટૂનિસ્ટ નિર્મિશ ઠાકરની પ્રયોગાત્મક વ્યઙ્ગ-તઝમીનનો સઙ્ગ્રહ કાચું પૂઠું, ક્રાઉન પૃષ્ઠ ૮૮, વિક્રેતા: નવભારત સાહિત્ય મન્દિર, દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, રૂ. ૩૦.

# ઠાગા ઠૈયા

રાવજી પટેલ

*ઠાગા ઠૈયા ભલે કરે રામ !*
*આપણે તો અલબત-શરબત ઊંચું મેલ્યું*
*ભલે મ્હારું નિર્વાણ ઊડી જાય !*
*ભલે મ્હને મળે નહિ બ્રહ્મનું બટેરું ભરી છાશ.*
*દોમદોમ પેઢીઓની ગીચતાને*
*મ્હારે નથી શણગાર પ્હેરાવવા,*
*એની પર ખીજડાં છો ઊગ્યા કરે;*
*સુગરીઓ ભલે બાંધે ઘર, ભલે સેલ્યૂટ ભર્યા કરે*
*આપણે શા ઠાઠ !*
*કવિતાને ઘર શું ને કરવા શા ઘાટ !*
*કવિતાને મોગરાની ખપે બસ વાસ.*
*દોમદોમ સાહ્યબી મ્હારે મન ફફડતા પડદા*
*ફફડતી ભીંત*
*મ્હારે મન હંમેશનાં હવડ કમાડ*
*ઘટમાળ-બટમાળ કશું નહીં*
*સાહ્યબીનો ચ્હેરો હવે સૂર્ય નહીં—*
*સૂર્ય હવે છાણનું અડાયું મ્હારે મન.*
*મ્હારે મન કવિતાની સાહ્યબીના સૂરજ હજાર*
*ઓરડામાં પડેલો આ અન્ધકાર ઊંચકું હું કેમ ?*
*ત્હમારા કહ્યે મ્હારા નિજત્વને ફેંકી દઉં કેમ ?*
*મ્હને તો ઘણુંય થાય :*
*નજીક બેસાડી ત્હારા ઘરને હું કવિતાની જેમ*
*કશો અર્થ દઉં.*
*ત્હારી શય્યાને કવિતાની ગન્ધ દઉં*
*કિન્તુ વ્યર્થ*
*ત્હમારે તો સાણસીનો કરવો છે અર્થ*
*હું તો માત્ર કવિતાઈ રણનો પ્રલમ્બ પટ*
*કેવળ વેરાઈ જાણું પ્રણયની જેમ*
*પણ ત્હમારે તો દરિયાનો કરવો છે અર્થ*
*હું તો માત્ર,*
*કૂતરાની પૂછીનો વાંકો વિસ્તાર /હું તો માત્ર /કવિ*
*હું તો માત્ર*
*ઓરડામાં સબડતું મમી*
*હું તો માત્ર*
*ભૂખથી રિબાતું મ્હારું વલ્લવપુરા ગામ.*
*હું તો માત્ર*
*ખાલીબખ નિઃસહાય ૐ*
*પણ ત્હમારે તો ગણિતનાં મનોયત્ન ગણવાં છે*
*મ્હારી પાસે નથી એ ગણિત*
*મ્હારી પાસે નથી એનો અર્થ*
*મ્હારી પાસે કવિતાનો નથી કશો નર્થ.*

## આધુનિકતાનો ઉન્મેષ

(ભગીરથ બ્રહ્મભટ્ટ)

આપણે ત્યાં સાતમા દાયકામાં આધુનિકતાવાદી વિચારવલણ બળવાન બનેલું, એ ગાળામાં રાવજીએ પણ એની સર્જકતાનાં મૂળ નાખેલાં. સ્વાભાવિક છે કે એ સમયની સાહિત્યિક આબોહવા એની સર્જન-પ્રક્રિયામાં સહાયરૂપ બની હોય, સાચે 'ઠાગા ઠૈયા' કાવ્ય પરત્વે તો એમ જરૂર કહી શકાય.

'ઠાગા ઠૈયા' આધુનિકતાવાદી વલણોથી રસાયેલી, કાવ્યચૈતન્યનો મહિમા કરતી કૃતિ છે. જોકે 'શુદ્ધ કવિતા'નો ખ્યાલ કવિતા — જગતમાં નવો નહોતો,

પરન્તુ રાવજીનો ભાવમિજાજ એ જ વાતને 'સાહ્યબીના સૂરજ' તરીકે ઓળખાવીને, એ જ 'શુદ્ધ કવિતા'નો મહિમા કરે છે. જોકે સાથે સાથે માનવજીનની લાચારી, પામરતા, વન્ધ્યતાને પણ અસરકારક રીતે પ્રયોજે છે એમ આ કાવ્યમાં કાવ્યચેતનાની ક્ષણોનો મહિમા અને માનવ અસ્તિત્વની પ્રાકૃત પરિસ્થિતિ બન્નેનો ઠીકઠીક ઉલ્લેખ છે.

સૃષ્ટિના સર્જનહારની પ્રવૃત્તિ કાવ્યસર્જકની સામે 'ઠાગા ઠૈયા' જેવી છે. કાવ્યસર્જક એને હસી નાખે છે, લક્ષમાં લેતો નથી અન્તે સૃષ્ટિના સર્જનહારની પ્રવૃત્તિ વામણી દેખાય છે, એમાં કવિને પોતાની સર્જકતાનો મહિમા બળવત્તર કરવો હોય એમ જણાય છે. 'આપણે તો અલબત-શરબત ઊંચુ મેલ્યું' સૃષ્ટિના સર્જનહારે (?) એક કલ્પના (?) પણ વહેતી મેલી છે: સત્કર્મોથી સ્વર્ગ મળે... આ સ્વર્ગ પુણ્ય વગેરે શરબતની લાલસાથી માનવજાતને સર્જનહાર ભલે અહુશમાં રાખે પણ આપણો કવિ એથી છેતરાય એમ નથી, એ તો સ્પષ્ટપણે કહે છે.

*'ભલે મ્હારું નિર્વાણ ઊડી જાય !*
*'ભલે મ્હને મળે નહીં બ્રહ્મનું બટેરું ભરી છાશ'*

કવિને 'નિર્વાણ'ની કે બ્રહ્મતત્ત્વની ખેવના નથી, એની એને તમા નથી. એ, આમ, સૃષ્ટિના સર્જનહારની રચનાને મુગ્ધભાવે સ્વીકારતો નથી, બલકે એને પડકારે છે.

એવી પણ વાત છે કે દીકરો સારો પાકે તો એની સાત પેઢીઓ સુધી પુણ્ય પહોંચે — પેઢીઓ તરી જાય. આપણા કવિને એ વાતમાં પણ રસ નથી. એ કહે છે જે મૃત થઈ ગયા છે એ બાપ-દાદા વંશાવલિનો ઉદ્ધાર કરવાવાળો હું કોણ ? મ્હારે એમ થતું હોય તોય નથી કરવું—

*દોમદોમ પેઢીઓની ગીચતાને*
*મ્હારે નથી શણગાર પ્હેરાવવા*
*એની પર ખીજડા છો ઊગ્યા કરે;*
*સુગરીઓ ભલે બાંધે ઘર.*

આ પક્તિઓમાં પણ પ્રાકૃતિક જીવનની હવડતા, ઉર્વરતા તરફ કવિનું લક્ષ્ય છે. આ કવિને એવો કશો લોભ નથી — પેઢીઓ ઉગારવાનો મોહ નથી. એના ઉપર ખીજડો (બિન-ઉપયોગી વૃક્ષ) ભલે ઊગે, પણ એ વૃક્ષ ઉપર સુગરી માળો કરે તો એ ખીજડો (કવિ પોતે) કલાત્મક કાવ્યપદાર્થ — કાવ્યચૈતન્યની ક્ષણો ગૂંથી આપે તો ? કદાચ, વૃક્ષને બેસનારા ફળ કરતાં વધારે ઉપયોગી ફળ તરીકે પુરવાર થશે. (!) તરત જ 'આપણે શા ઠાઠ'ના બેતમા વિધાનથી કવિ એને જેની ચિન્તા છે એ તો છે — 'કવિતાને ખપે બસ મોગરાની વાસ'. કાવ્યાનુભૂતિની ક્ષણોની સમૃદ્ધિ જ એટલી બધી હોય છે કે કવિ માલામાલ થઈ જાય છે, પછી આ લૌકિક 'ઠાઠ', 'ઘાટ'ની એને શું પડી હોય ? એટલે તો બિન્દાસ થઈને કહે છે:

*'આપણે શા ઠાઠ*
*કવિતાને ઘર શું ને કરવા શા ઘાટ !*
*કવિતાને મોગરાની ખપે બસ વાસ*
*દોમદોમ સાહ્યબી મ્હારે મન ફફડતા પડદા*
*ફફડતી ભીંત.*

ભૌતિક મકાનમાં ભીંત અને પડદાનું મહત્ત્વ હોય, કવિને મન કાવ્યસર્જનની ક્ષણો એ સ્વરૂપે મહત્ત્વની લાગે છે. આ શ્રાવ્ય કલ્પનની ચમત્કૃતિ જુઓ- 'ફફડતા પડદા' પવનને કારણે ફફડે — કવિને મન એનું આખું અસ્તિત્વ, દસેન્દ્રિયો પણ ફફડી ઊઠે એવો અન્દરથી (સર્જનક્ષણનો) પવન ફૂંકાય છે એનો મહિમા ઓછો નથી. પછી તો એની સર્જકતા સોળે કળાએ મ્હોરે છે. એ આગળ વધીને કહે છે કે મ્હારા મનમાં, ચિત્તમાં એટલો બધો ચૈતસિક પ્રકાશ પથરાયો છે કે સૂર્ય (આકાશનો) કાંઈ વિસાતમાં નથી. એટલે તો કહે છે-

*'સૂર્ય હવે છાણનું અડાયું મ્હારે મન*
*મ્હારે મન કવિતાની સાહ્યબીના સૂરજ હજાર.'*

કવિ જે અનુભૂતી કરે છે, જેનાથી અલૌકિક આનન્દ પ્રાપ્ત કરે છે એવો અનુભવ બીજાને કરાવી

શકાય ખરો ?

*મ્હને તો ઘણુંય થાય,*
*નજીક બેસાડી ત્હારા ઘરને હું કવિતાની જેમ*
*કશો અર્થ દઉં.*
*ત્હારી શય્યાને કવિતાની ગન્ધ દઉં.*

કાવ્યસર્જનક્ષણની પ્રસન્નતા એ ભૌતિક ચીજવસ્તુ નથી કે બીજાને આપી શકાય, ઇચ્છા તો છે પણ શક્ય નથી એનો કવિને રંજ પણ છે, નહિ તો પોતાની જેમ સ્વજનોને અનુભવ કરાવી શકાયો હોત...

કવિ ભૌતિકતા અન્ધારા સાથે ગોઠવે છે — અને એનાથી પોતાના નિજત્વને અભડાવવા માગતા નથી.

વ્યવહારુ માણસોની દૃષ્ટિ જડ હોય છે. પકડે એને છોડે નહિ, સાણસીની જેમ. એટલે તો કહે છે, 'તમારે તો કરવો છે સાણસીનો અર્થ ?' જે પકડવાનું છે એના ઉપર ધ્યાન હોતું નથી, જેનાથી પકડવાનું છે એનો અર્થ કરવા લાગી જવું એ વાજબી છે ખરું ? એટલે વ્યવહારુ માણસો ઉપર કવિ કટાક્ષ કરે છે કે સાધનોનું મહત્ત્વ કરનારાઓ જાણનારાઓ 'સાધ્ય' સુધી પહોંચી શકતા નથી. આવો વ્યઙ્ગ પણ અહીં જોવા મળે છે. કવિને તો 'કવિતા'માં રસ છે, પછી ભલેને રણના પ્રલમ્બ પટ ઉપર એ કેમ નથી વિસ્તરી ?

આગળ જતાં 'હું' ની વિવિધ ઓળખ આપે છે (૧) હું તો માત્ર કવિતાઈ રણનો પ્રલમ્બ પટ (૨) હું તો માત્ર, કૂતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર (૩) હું તો માત્ર કવિ (૪) હું તો માત્ર, ઓરડામાં સબડતું આદિ મમી (૫) હું તો માત્ર ભૂખથી રિબાતું મ્હારું વલ્લવપુરા ગામ (૬) હું તો માત્ર ખાલીબખ નિઃસહાય ૐ.

પ્રથમ ઓળખમાં રણની સામે કવિતાનું ઝરણ રાખીને કવિએ જે વિરોધાભાસ પ્રગટ કર્યો છે તેમાં રણની નિર્જનતા, વન્ધ્યતાનાં સાહચર્યો માનવ અસ્તિત્વ સાથે ઊઘડે છે. બીજી ઓળખમાં માણસ એની આદિમ વૃત્તિઓ—વલણોથી મુક્ત રહી શકે જ નહિ, વાંકો વિસ્તાર એ માનવપ્રકૃતિની નિયતિ છે, એનો સ્વીકાર છે. ચોથી ઓળખમાં મૃત પ્રજા અને અતીત બધું એક સાથે ખૂલે છે ત્યાર પછી ભૂખથી — વેદનાથી ત્રસ્ત માનવજાત વલ્લવપુરાને કેન્દ્રમાં રાખીને કવિને પ્રગટ કરવી છે. અને આખરે માણસ જાત ખાલીપણા — પોલાપણાનો જે અનુભવ કરી રહી છે ત્હેનું નિરૂપણ કવિ કરે છે.

વ્યવહારજડતામાં ગરક થયેલા મનુષ્યોની વચ્ચે એમની રીતરસમ આડે આ કવિને ફાવતું નથી એટલે 'પણ તમારે તો ગણિતનાં મનોયત્ન ગણવાં છે.' બૌદ્ધિક પ્રવૃત્તિ, ગણતરીપૂર્વકની યોજનાઓ, સમ્બન્ધોની આ કવિને સૂગ છે, એને મન તો મોટો મહિમા અ-લૌકિક કાવ્યાનન્દનો છે. કવિ આમ કાવ્યચૈતન્યનો અનન્ય મહિમા આ રીતે ગાય છે.



## કીટ્સ વિશેષાઙ્ક

# શબ્દ-રિદ્ધિ : ૪

## (અનુસ્વાર-અનુનાસિકની શુદ્ધ જોડણીયુક્ત)

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | | ૪ | ■ | ૫ | ૬ | ૭ |
| ૮ | | | ■ | ૯ | ૧૦ | | | |
| ૧૧ | | | | ■ | ૧૨ | | | |
| ■ | ૧૩ | | ■ | ૧૪ | ■ | | ■ | |
| ૧૫ | | ■ | ૧૬ | ■ | ૧૭ | ■ | ૧૮ | |
| | ■ | ૧૯ | ■ | ૨૦ | ■ | ૨૧ | | ■ |
| ૨૨ | ૨૩ | | ૨૪ | ■ | ૨૫ | | | ૨૬ |
| ૨૭ | | | | | ■ | ૨૮ | | |
| ૨૯ | | | ■ | ૩૦ | | | | |

**આડી બાજુ**

૧ પરહિત - ૫
૨ હિન્દ - ૩
૮ વચ્ચેનું - ૩
૯ અન્તિમ સત્ય - ૪
૧૧ ના પાડી - ૪
૧૨ નામ વિનાનું - ૪
૧૩ વાયા-૨
૧૪+૧૭ } ગીત-૨
૧૪+૨૦
૧૫ ધાર - ૨
૧૬+૧૭, ૧૬+૨૦ કર્ણ-૨
૧૮ હરસ - ૨
૨૧ માલુમનું હિન્દી - ૨
૨૨ ઠોકવાનો અવાજ - ૪
૨૫ પૂજા, સેવા કરનારી - ૪
૨૭ બેપરવા
૨૮ ૨૪મો વ્યઞ્જન - ૩
૨૯ લાકડાનો પ્રહાર - ૩

**પરિસ્થિતિ ૫**

**ઊભી બાજુ**

૧ વાયરો-૩
૨ ગમતી બોલી-૫
૩ મહારાણી-૪
૪ રચવુંનું અજ્ઞાર્થ-૨
૫ ઓવારણાં-૪
૬ ઝીભ-૩
૭ તત્ત્વ વિચારણા-૫
૧૦ અવાજ-૨
૧૫ અપાર લાભ-૫
૧૮ મતનો હક-૫
૧૯ દેખાવો-૪
૨૧ હાર-૪
૨૩ છળ, પ્રપઞ્ચ-૩
૨૪ મોલમાં સડો પડવો તે-૨
૨૬ હેતુ, ઉદ્દેશ-૩

## વર્ષા

આભને આંગણ આવડી આવન જાવન,
આવતું કો મનભાથી.
— મઝલ પર્વણી.

હાથિયે આવ્યાં વાગતાં દોમ-દદામાં,
વેગ વધેલ હવામાં..
દિશાડાળ ઝૂમતી.

મનમોજી લઈ ચાલ શી ચપલા નાચે,
નજરાયાં નેણ રાચે,
રમૂજી કટાક્ષથી.

મોકળી મે'લે ઉરની ઊલટ મોરા,
'આવજો રે મેહ ઓરા
ઓરા અમ આંગણે.'

ઝૂકી ઝૂકી ઘન-શ્યામલની શત કેલી,
હેતની વરસે હેલી,
ધરિત્રી હરી હરી.

---

### શબ્દરિદ્ધિ-૩નો ઉકેલ

આડી: ૧ પારાવાર, ૪ પરસ્પર, ૮ પવન, ૧૦ વન્દિત, ૧૧ કણ, ૧૨ નન્દન, ૧૪ તર, ૧૫ ગમ, ૧૬, રમ, ૧૮ ચાહ, ૧૯ અ, ૨. દધિ, ૨૨ નદી, ૨૪ પાન, ૨૬ નખ, ૨૮ નકાર, ૩૦ દવ, ૩૧ વરદા, ૩૩ સમતા, ૩૪ તાલતાલ. ૩૫ દિવાકર.

ઊભી: ૧ પાપકર્મ, ૨ રાવણ, ૩ વાન, ૫ રવ, ૬ સ્પન્દિત, ૭ રતરત, ૯ કન્દ, ૧૨ નમ, ૧૩ નર, ૧૫, ગહન, ૧૭ મદન, ૨૧ માનવતા, ૨૩ દીન, ૨૪ પાર, ૨૫ અવતાર, ૨૭ ખરલ, ૨૯ કાન, ૩૦ દમક, ૩૨ દાતા, ૩૩ સવા.

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

શરદ : ૨૦૫૨

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ



તન્ત્રી : ધીરુ પરીખ

સપ્ટેમ્બર ઓક્ટોબર ૧૯૯૬ : વર્ષ ૩૯ : સળંગ અંક ૨૩૩

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ ૨૦૫૨ : વર્ષ ૩૯ : સળઙ્ક ૨૩૩

### ✻ રસાત્મકમ્



### ✻ શિશુલોક



### ✻ ક્ષરઅક્ષર



### ✻ વિમર્શ



### ✻ અવલોકન



### ✻ આસ્વાદ



### ✻ અનુવાદ




તન્ત્રી

ધીરુ પરીખ

સલાહકાર

રાજેન્દ્ર શાહ ✻ નિરઞ્જન ભગત

✻ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦, અમેરિકા : વાર્ષિક $ 7, આજીવન $ 70; ઇંગ્લૅન્ડ : વાર્ષિક £ 5, આજીવન £ 50.

✻ આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦

✻ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું:
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઇપસેટિંગ : અપૂર્વ આશર, ઇમેજ સિસ્ટમ્સ ૪૦૦ ૬૮૮
મુદ્રણસ્થાન : સુરમ્ય પ્રેસ, નવરઙ્ગપુરા,
અમદાવાદ, ફોન : ૪૪૮૧૯૯

શરદ વિ.સં. ૨૦૫૨ સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૯૬

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## કવિધર્મ

કવિધર્મ એ છે : વાગેલા ડંખ રૂઝવવા, સંસારના ચડ્યાં ઝેર ઉતારવાં, પ્રજા-આત્માને સઞ્જીવન છાંટવાં... પણ આત્માની ઔષધિઓ ભાખવી એટલું જ માત્ર નહિ, આનન્દ ને ઉલ્લાસના અમૃતઘૂંટ પાવા; પ્રેરણાને પાંખો પ્રગટાવવી; માળી ફૂલને પાણી છાંટી તાજાં રાખે છે તેમ તાઝગી બક્ષવી; દીવામાં તેલ પૂરવું, શગ સઙ્કોરવી, પ્રોજ્જ્વલ કરવી; ચેતનશૂન્યને ચેતન પાવાં; પત્થરને પિગળાવવા ને રસાર્દ્ર કરવા; એ છે કવિના વિશેષ ધર્મ.

કવિ તે ચળવળકાર નથી. કવિનો ધર્મ આંબાવાડિયાં વાવવાનો છે, કેરીઓ વેચવાનો નહિ. કવિ fundamentals ઉચ્ચારે, propagandist ન થાય. ધર્મે કર્મે કવિ બ્રાહ્મણ છે, ચળવળકાર વૈશ્ય છે. કવિ તો કાળની વહી વાંચે, ને વાંચે તે ભાખે.

**કવિ ન્હાનાલાલ**

(સાહિત્યચર્ચા – સમ્પાદક : અનન્તરાય રાવળ. 'ઇન્દ્રકુમાર અઙ્ક ૧' પ્રસ્તાવનામાંથી)



# કાવ્યમાં સામ્પ્રત અને અતીત

વિનોદ અધ્વર્યુ

આપણાં બે ઉત્તમ સૉનેટ 'ભણકારા' અને 'ઉપહાર'. આપણા બે ઉત્તમ કવિઓ બળવન્તરાય અને 'કાન્ત' પાસેથી આપણને મળેલી એ બે કાવ્યરચનાઓમાં કાવ્યના આવિર્ભાવની પ્રક્રિયાનું કાવ્યાત્મક નિરૂપણ છે. બન્નેમાં ક્રમે ક્રમે વિકિસતી જતી કવિની વિલક્ષણ ચિત્તાવસ્થા અને તેની અન્તિમ અવસ્થારૂપ કાળનિષ્પત્તિની સમગ્ર પ્રક્રિયા આપણને પણ તેનો સાક્ષાત્કાર થાય તે રીતે વ્યક્ત થઈ છે. પરન્તુ તે બન્નેમાં 'સમય'નું તત્ત્વ ભિન્ન ભિન્ન રૂપે પ્રગટ થાય છે. કાવ્યમાં સમય કેવી રીતે પ્રવર્તે છે. તેની વિસ્મયકારક પ્રતીતિ આ બે કાવ્યોને સાથે વિચારતાં થાય છે.

આપણા વાસ્તવિક જીવનના સન્દર્ભમાં આપણે સમયના જે ખ્યાલને પિછાનીએ અપનાવીએ છીએ તે ક્રમિક પ્રવહમાન, નિત્ય પરિવર્તનશીલ સમય છે, તેનું સાતત્ય સતત ગતિનું પરિણામ છે. કાવ્યમાં એ સતત ગતિશીલ અનિત્યની એક ક્ષણ શબ્દબદ્ધ થઈ નિત્ય થઈ જાય છે. પ્રવહમાન સમયમાંથી મુક્ત થઈ તે શાશ્વતમાં પરિવર્તિત થાય છે. એટલે કાવ્યમાંનો સમય નિત્યવર્તમાન છે.

કવિ સામ્પ્રત અનુભવને વ્યક્ત કરતા હોય કે અતીતની સ્મૃતિ–ચર્વણાના પરિણામ રૂપે પ્રાપ્ત ચિત્તાવસ્થાને, પણ કાવ્યનિર્મિતિની ક્ષણે તો તેનો તત્ક્ષણિક અનુભવ જ હોય છે.

'ભણકારા'માં આ તત્ક્ષણિકતાની પ્રતીતિ છે. 'આઘે ઊભાં'ના પ્રકૃતિ નિરીક્ષણથી શરૂ થઈ 'બાની ભીની નીતરી નીંગળે' ત્યાં સુધીની સૌન્દર્યાનુભવથી ઉત્તરોત્તર વિકસતી જતી કવિની ચિત્તાવસ્થા અને તેમાંથી, ધુમ્મસમાંથી ઝાકળ બન્ધાય એમ પ્રગટતા કાવ્યની સમગ્ર પ્રક્રિયા જાણે આ ક્ષણે આપણી સમક્ષ જ બનતી અનુભવાય છે. આરમ્ભની પઙ્ક્તિમાંના 'તટ ધુમસ' અને ઉપાન્ત્ય પઙ્ક્તિમાંના 'પુષ્પે પાને વિમલ હિમમોતી', એ વચ્ચે ધુમસમાંથી હિમમોતી પ્રગટવાની, સમગ્ર પ્રક્રિયા છે, જે કવિચિત્તમાંની સર્જન-પ્રક્રિયાનું વસ્તુરૂપ છે. એકાધ ક્ષણની પ્રક્રિયાને જાણે સૂક્ષ્મદર્શનયન્ત્રથી વિસ્તારાઈ છે અથવા બીજી રીતે કહીએ તો એક અત્યન્ત સૂક્ષ્મ પ્રક્રિયાને ધીમી ગતિ (સ્લો મોશન)થી પ્રત્યક્ષ કરાઈ છે. આ ક્ષણ વર્તમાનની છે કવિના તત્ક્ષણના અનુભવની છે.

સમ્ભવ છે – અને એ જ શક્ય છે કે કવિએ અનુભવની ક્ષણે 'તત્ક્ષણે' તો કાવ્ય ન જ રચ્યું હોય, પણ ચિત્તની કોઈ શાન્ત ક્ષણે તેમાં જાગ્રત થયેલી તે અનુભૂતિની પુનઃસ્મૃતિમાંથી તેનો આવિષ્કાર થયો હોય. વર્ડ્ઝવર્થના 'ડેફોડિલ્સ'માં કે 'સૉલિટરી રીપર'માં જણાવ્યું છે તેમ 'recollected in tranquility'. પરન્તુ તે નિર્માણ ક્ષણે પેલો પૂર્વપ્રાપ્ત અનુભવ પુનર્જાગ્રત થઈને, 'તે જ ક્ષણનો' બની ન ગયો હોય, કવિનો તે 'તત્ક્ષણિક' અનુભવ ન બન્યો હોય તો આવો કાવ્યાવિસ્કાર પ્રાપ્ત ન થાય.

કવિનું વિષયવસ્તુ, નિરૂપિત પ્રસઙ્ગ કે અનુભવ વાસ્તવિક રીતે ગમે તે સમયનો હોય પણ કાવ્યનિર્માણક્ષણે તો તે તત્ક્ષણનો જ અનુભવ બની

જાય છે. કવિતામાં એ રીતે 'વર્તમાન' નિત્યવર્તમાન સિવાય બીજો સમય નથી.

'ભણકારા'માં કાવ્યોન્મેષના આ 'વર્તમાન'ની વાત છે. તો 'ઉપહાર'માં કાવ્યનિર્માણમાં નિમિત્ત અને ઉપાદાન બનતા 'અતીત'ની વાત છે. 'ફર્યો ત્હારી સાથે...'થી 'ગતસમય કેરાં સ્મરણ' સુધીની ગતિ ''સૌમ્ય વયનાં સ્હવારો'થી 'આજે' સુધીની ગતિ છે 'અને તેને આજે...!'

'ભણકારા'નો કવિ સમયના બીજા બધા સન્દર્ભોથી મુક્ત થઈ વર્તમાનની એક ક્ષણમાં જ આવી ગયો છે. બીજું બધું લુપ્ત છે. ના કોઈ અન્ય સન્દર્ભ, ના સ્મૃતિના વિચાર, માત્ર એ ક્ષણની વિલક્ષણ સૌન્દર્યાનુભૂતિ. 'ઉપહાર'નો કવિ એક નજરથી સમગ્ર અતીતને અવલોકી લે છે. સ્મૃતિની સૃષ્ટિને ઉખેળે છે. અન્તરગુહામાં રહી ગયેલા પડઘા તેના કાવ્યને પૂરે છે.

આમાં ય, અતીત ભલે ઉખેળાયો હોય પણ અન્તે તે 'આજ' પર આવીને ઠર્યો છે. કાવ્યનિર્મિતિ તો આજની ક્ષણની અનુભૂતિની જ છે.

'ભણકારા'માં સ્મૃતિ સહિત બધું જ લુપ્ત થઈ માત્ર 'આજ' જ રહી છે. 'ઉપહાર'માં સમગ્ર અતીત ઉભરાઈ-સમેટાઈને 'આજ'માં પરિણમ્યો છે. બન્ને કાવ્યોમાં સમય ભિન્ન ભિન્ન રૂપે સણ્ડોવાયલો છે !

બીજી રીતે જોઈએ, 'ભણકારા'માં પ્રસ્તુત ક્ષણ સિવાય અન્ય સમય જ નથી એટલે સમયમાં તેનું વ્યાપન ન હોય. તેથી એક ક્ષણ જ વિસ્તારાઈ છે. પણ પ્રક્રિયાની ગતિ 'સમય' નહીં તો 'સ્થળ'થી નિરૂપાઈ છે. સમગ્ર કાવ્ય એક જ સ્થળ પર કેન્દ્રિત છે અને તેમાંય સ્થળવિસ્તારની સીમા રેખા ધીરે ધીરે સઙ્કોચાતી 'આઘે'થી 'અન્તરે' તરફ આવતી, છેવટે કેવળ નિજ ચેતનાબિન્દુ પર ('સહેની ! ?') આવીને ઠરે છે. એની ગતિ બહારથી અન્દર તરફ છે. અને અનુભૂતિના નિમિત્ત રૂપ સૃષ્ટિ બહા[illegible] છે.

'ઉપહાર'માં બહારની સૃષ્ટિ 'કુઞ્જે કુ[illegible] 'રસિક રમણી...' વ. વ. તો ક્યારની સમયના વહેણમાં લુપ્ત થઈ ગઈ છે, ને માત્ર સ્મૃતિઓ રૂપે નિજાન્તરમાં જળવાઈ રહી છે. એટલે કવિ 'આઘે...'થી નથી આરમ્ભતો, તે તો 'ખીણો ગહન મહીં' ખોળે છે. તેનું વસ્તુજગત બહાર નથી અન્દર છે. આથી આ કાવ્યનો વિસ્તાર 'સ્થળ'માં નહીં 'સમય'માં છે 'અતીત'થી 'આજ'માં છે.

ઉદ્ગાર તો બન્ને કવિઓ કરે છે, પણ 'ભણકારા'માં અલૌક્કિ સૌન્દર્યાનુભૂતિ ધીરે ધીરે શબ્દરૂપે પ્રગટે છે. જ્યારે 'ઉપહાર'માં અતીતમાં કરેલા ઉદ્ગારોના પ્રતિધ્વનિઓનું ગુઞ્જન કવિ પ્રગટ કરે છે. અતીત પડઘાય છે.

'ભણકારા'માં નવા અલૌકિક રહસ્યમય અનુભવની પ્રસન્નતા છે. તો 'ઉપહાર'માં પાછું વળીને વીતી ગયેલા સમયને સમ્ભારતા કવિના વિષાદની છાયા છે.

'વીણા' તો બન્નેના હાથમાં છે પણ ચિત્તસ્થિતિ અનુસાર સઙ્ગીતનો આવિર્ભાવ જુદી જુદી રીતે થાય છે. કાવ્યની સર્જનપ્રક્રિયાને કોઈ સૂત્રમાં બાંધી ન શકાય !

કવિતામાં સમયની વાત કરતાં ત્રીજું એક ઉત્તમ કક્ષાનું સૉનેટ યાદ આવે છે ઉમાશઙ્કરનું. 'હમ્પીના ખણ્ડેરોમાં' થઈને જતો 'ટપ્પો' પણ જાણે પ્રવહમાન દોડતા જતા સમયનું પ્રતીક લાગે છે. પણ અહીં કવિ અતીત અને વર્તમાન બન્નેને એક સાથે અવલોકે છે. મહાસામ્રાજ્યની ભવ્યતાને ય સ્મરે છે અને જીતેલા અને હારેલા બન્નેને છેવટે ભૂમિમાં સોડ તાણીને સૂતેલા જુવે છે. ખણ્ડેર એટલેજ સ્મૃતિશેષ ભવ્યતા ! સમયનો આ કાવ્યમાં 'કાલોસ્મિ' રૂપે પરિચય થાય છે; પરિવર્તનશીલતા પ્રત્યક્ષ થાય છે. અનિત્યતાની નિત્યતાનો સાક્ષાત્કાર થાય છે. અને તેને જોઈ શકે છે, જે 'આજ' અને 'ગઈકાલ' બન્નેને દ્રષ્ટા બનીને અવલોકતો આ બધા વચ્ચે થઈને સર્યા કરે છે – ચન્દ્ર અને કવિ. કવિ જાણે ચન્દ્ર-ચક્ષુથી આ કાળલીલાને નિહાળે છે.

'ભણકારા'માં માત્ર વર્તમાનમાં વિલુપ્તિ છે. 'ઉપહાર'માં અતીતમાં અવગાહન છે તો 'હમ્પીનાં ખણ્ડેરોમાં' ('ટપ્પે' 'ટપ્પો')માં 'આજ'ને 'અતીત' બન્નેને જાણે નિરુદ્ધ કરતું, સતત ગતિશીલતા પરિવર્તનશીલતાનું દર્શન છે.

ઉત્તમ કાવ્યમાં સ્થળ અને કાળ, આજ અને અતીત, સામ્પ્રત અને શાશ્વતીનો કોઈ અલૌકિક અને અસાધારણ અનુભવ કરાવતી ક્ષણ શબ્દબદ્ધ થયેલી હોય છે સમયના સાધારણ પરિમાણમાંથી મુક્ત એવો અનુભવ કરાવવામાં જ એનો મહિમા છે, એની સાર્થકતા છે.

# ના, મેઘદૂત નહીં, આ તો મૂષકદૂત છે.

## મેઘનાદ ભટ્ટ

ના. આષાઢસ્ય પ્રથમ દિવસે મેઘને સ્મરવાના આ દિવસો નથી. આ તો જેઠ મહિનાની કાળઝાળ ગરમીના, આકરા આતપના દિવસો છે. કોઈક વિસ્મૃત વર્ષમાં, કોઈ પુણ્ય આષાઢના પ્રથમ દિવસે જ્યારે મહાકવિ કાલીદાસે 'મેઘદૂત'નું સર્જન કર્યું હશે ત્યારે તો કદાચ, કવિવર રવીન્દ્રનાથ પ્રશ્ન પૂછે છે તેમ : "તે દિવસે શું જગતના સૌ પ્રવાસીઓએ હાથ જોડીને મેઘની ભણી આકાશમાં માથું ઊંચું કરીને, પ્રિયતમાના ઘર ભણી દૃષ્ટિ કરીને એકી અવાજે વિરહની ગાથા ગાઈ હતી ? તેઓએ બન્ધનહીન નવમેઘની પાંખ પર બેસાડીને તેમનો અશ્રુપૂર્ણ સન્દેશો દૂર બારી પાસે જ્યાં વિરહિણી મુક્તકેશે, મ્લાનવેશે, સજલનયને ભોંય પર સૂતી હતી ત્યાં મોકલવા ઇચ્છ્યું હતું ?" ના. મ્હારે જે વાત કરવી છે એ કાવ્યનાયક તો મુમ્બઈ જેવા ગીચોગીચ વસ્તીવાળા શહેરમાં બે રૂમના ફ્લેટમાં રહેતા શહેરીજીવની વાત છે. જેને રાત્રે સઞ્જોગવશાત અન્ય રૂમમાં સૂવું પડ્યું છે અને પત્નીને-વિરહદગ્ધ પ્રેયસીને – મૂષકદૂત દ્વારા સન્દેશો મોકલવો પડે છે.

વાત માંડીને જ કરું. કાલીદાસના મહાકાવ્ય 'મેઘદૂત'ની પ્રેરણાથી આજથી પાંચેક દાયકા પહેલાં ગુજરાતી ભાષામાં લખાયેલ એક પ્રતિકાવ્યની વાત કરવી છે. આ પ્રતિકાવ્યનું નામ છે 'મૂષકદૂત'. રાત્રે ઉન્દરને જ દૂત બનાવી શકાય ને ? આ પ્રતિકાવ્યના સર્જક છે શ્રી તનમનીશઙ્કર લાલશઙ્કર શિવ. રવાણી પ્રકાશનના હળવા, હાસ્યરસથી ભરપૂર આ પ્રતિકાવ્યની પ્રસ્તાવના લખી છે ગુજરાતી ભાષાના હાસ્યરસ સમ્રાટ જ્યોતીન્દ્ર દવેએ. પણ, પ્રથમ કાવ્યની જ વાત કરું. કવિ એને અવનવો રઙ્ગ આપે છે. કવિ કાલીદાસનો નાયક યક્ષ શાપને લીધે મહિમાવિહોણો બનીને એક વર્ષ માટે પત્નીથી વિખૂટો પડી રામગિરિના આશ્રમમાં રહેવા આવે છે. પત્નીનો વિરહ ન સહન કરી શકવાથી એ આષાઢના પ્રથમ દિવસે મેઘને નિહાળી એની સાથે સન્દેશો મોકલાવે છે. પ્રસ્તુત કાવ્યનો નાયક કોઈના શાપથી અભિશપ્ત થયો નથી. રાતની વેળા અચાનક આવી પડેલા શાપ સમા અતિથિને કારણે કાવ્યનાયકને પિતા અને અતિથિ સાથે આગલા ખણ્ડમાં સૂવું પડે છે. સ્ત્રીવર્ગ રસોડામાં સૂએ છે. પત્નીથી વિખૂટા પડવાનો પ્રસઙ્ગ આવે છે. આ પ્રિયાવિરહને લીધે ને મચ્છરો ઉડ્ડવાને લીધે ઊંઘવું મુશ્કેલ બનતાં એને રસોડામાં સૂતેલી પોતાની પત્ની યાદ આવે છે. અને એને સન્દેશો મોકલવાનો વિચાર આવે છે. પણ મુમ્બઈની ઓરડીમાં રહેનારને મેઘના દર્શન ક્યાંથી થાય ? પણ કવિ કહે છે, 'ઇચ્છા થાતી અફળ કદી યે તીવ્ર આકાંક્ષિની ના'. તીવ્ર ઇચ્છા રાખનારાઓની ઇચ્છા ફળ્યા વિના રહેતી નથી. મેઘ

નહીં તો મૂષક (ઉન્દર) એની સામે આવીને ઊભો રહે છે. મૂષક મારફત પોતાની પત્નીને કાવ્યનાયક સન્દેશો પાઠવે છે. કાલીદાસના યક્ષે ક્યાંથી કેમ જવું, રસ્તામાં શું શું આવશે, પોતાની પ્રિયતમા કેવી દેખાતી હશે, ત્હેને સન્દેશો શી રીતે પહોંચાડવો એ બધી વસ્તુનું બહુ વિગતવાર ને રસિક વર્ણન કરીને સમજાવ્યું હતું. તેમ અહીં પણ નાયક મૂષકને પોતે સૂતો હતો તે ઓરડામાંથી પત્ની પોઢતી હતી તે ઓરડામાં અથવા રસોડામાં જતાં વચ્ચે શા શા વિઘ્નો આવશે, કેવી રીતે એમાંથી માર્ગ શોધીને આગળ વધવું, પોતાની પત્ની ક્યાં ને કેમ સૂતેલી હશે ઇત્યાદિ વિગતવાર સમજાવે છે. આમ જુઓ તો કાવ્યમાં હાસ્ય ભેગો કરુણરસ છે.

કાવ્યનો પ્રારમ્ભ જ કારુણ્યની રેખાથી શબલિત છે. પત્ની પતિઘેલી છે. એથી સ્વપ્ને પણ સ્વામીઆજ્ઞા ઉથાપે એવી નથી. પતિ વેપારી નથી. એથી વ્યાપારપ્રેરિત વિરહ પણ શક્ય નથી. ખૂબ ખૂબ ઝંખના છતાં પત્ની હજી સીમન્તિની નથી થઈ. અને છતાં વિધિએ ક્રૂર વિરહ નિર્મ્યો છે. પતિ આખો દિવસ, કરી કરી તો ય નોકરી જેવી નોકરીનો ઢસરડો કરી ઘરે આવે છે. પત્ની વડીલોથી વીંટાઈને બેઠી છે. ત્રણેક કલાક વિરહના વીતી જાય છે. બસ, હવે તો થોડીક ક્ષણોમાંજ સાયુજ્યનું સુખ લાભવાનું છે. આશાનું કિરણ હજી બન્ધાય, ન બન્ધાય ત્યાં સ્વપ્ને પણ જેના આગમનની પ્રતીક્ષા ન્હોતી તેવા અતિથિ આવ્યા અને તેય શયનસમયે ! વડીલ પિતાનો વટહૂકમ થયો. પુરુષો એક રૂમમાં સૂએ, સ્ત્રીઓ બીજા રૂમમાં. પચાસ વર્ષ પહેલાંના મુમ્બઈની બે રૂમના ઘરની કલ્પના કરો. અલગ સૂવાને કારણે દગ્ધ કરતો વિરહ તેમાં વળી મચ્છરોનો ત્રાસ, રાત્રી તો એની મન્થર ગતિએજ ચાલેને ? રાત્રિને તૃપ્ત મૃગેન્દ્ર સાથે સરખાવી, જે ઠંડી રાત્રે અઙ્ગે અઙ્ગ થીજી ગયા છે તે રાત્રે હૂંફ આપવા માત્ર 'પ્રિયા-નામ-નિઃશ્વાસમાળા છે' નો સઙ્કેત આપી, કરુણ પરિસ્થિતિ આમને સામને મૂકી, કેવી તો હૃદય વિદારક ચિત્રાવલી કવિ રજૂ કરે છે.

*"રાત્રિ ધીરી ધપતી અતિશે તૃપ્ત મૃગેન્દ્ર જેવી;*
*વાધે વર્ષાકણ ભરી ભરી વાયુની શીત લ્હેરી.*
*એ વર્ષાથી અવયવ ગયા થીજી સર્વે યુવાના,*
*કિન્તુ અર્પે હૂંફ કંઈ પ્રિયા-નામ-નિશ્વાસમાળા."*

કાવ્યનાયકની આ સ્થિતિછે, તો એની પ્રેયસી પત્નીની ?

*"આ ઠણ્ડીમાં મુજની થઈ જો, આ વલે, તો બિચારી*
*તન્વીની એ ક્યમ કરી જશે બાકીની અર્ધરાત્રી ?*
*છૂટી જાતું પ્રતિપળ – યુગે ધૈર્ય એનું હશે, ને*
*આશાતન્તુ પણ તૂટી જશે ખેંચતો પ્રાણ હોશે."*

આ વિચારથી દુઃખી થઈ, પ્રિયાના પ્રાણ ઉગારવા નાયક કોઈ દૂત શોધે છે અને ત્યાં તરત જ મૂષક હાજર થાય છે. હર્ષઘેલો નાયક અશ્રુની અઞ્જલિ આપી મૂષકીપતિનું પૂજન અર્ચન કરે છે. વિઘ્નનાશી પુણ્યાત્મા પ્રભુ દીન લોકોની સહાય કરવા પૃથ્વીયાત્રા મૂષક સહારે જ કરતા હતા ને ? ખુદ શમ્ભુએ જ્યારે ગણેશજીને અને કાર્તિકસ્વામીને પત્નીપ્રાપ્તિ સાધનારૂપે પૃથ્વીયાત્રા કરવા સૂચન આપ્યું ત્યારે આ મૂષકની પીઠ પર બેસીને જ માતપિતાની પ્રદક્ષિણા કરી હતી. મૂષકની કૃતિ-પ્રકૃતિ કેવી છે ? કવિ ફિલસુફીસભર હાસ્યરસ નિષ્પન્ન કરે છે.

*"લાડુરૂપે તુજ ઉદરમાં બ્રહ્મ આવી વિરાજે,*
*શૂન્યાકારે વસન કરડી, 'વિશ્વ છે શૂન્ય સર્વે.'*
*ક્હેતો એવું સતત, નકી છે ભાઈ ! તું બ્રહ્મજ્ઞાની;*
*રે અજ્ઞાની શિશુ સમ કરે નિત્યક્રીડા તથાપિ."*

સ્વેચ્છાગામી મૂષકરાજજી ક્યાં ક્યાં જઈ શકે ? ક્યાં ન જઈ શકે એ જ પ્રશ્ન. વળી સંયમીય કેવો ? રાત્રે પ્રણયી યુગલો 'ઉર શું ઉર ચાંપી' જ્યારે મધુર નિદ્રા લેતા હોય ત્યારે આ ઉન્દર મિત્રનું દૂત કાર્ય કરવા પોતાની પત્નીની હૂંફ ત્યજવા તૈયાર થાય છે : નાયક

તૈયાર કરે છે. નાયકની સ્થિતિ તો ખરેખર દુ:ખદ છે. સામાન્ય સઞ્જોગોમાં પ્રેમીઓ છૂટા પડતી વખતે પ્રણયવચનો, ચુમ્બનોની આપ-લે કરે. અહીં તો પતિ-પત્નીને એ તક પણ નથી મળી. એથી તો શિર નમાવી, પ્રાણાન્ત કૃતજ્ઞ રહેવાનું વચન આપી પ્રેયસીને પોતાનો સન્દેશો પાઠવવા પતિ યાચના કરે છે. યાચના કરતાં ગદગદ થાય છે. હૃદયનો ઊભરો આંસુથી કાઢે છે. ગણેશનું વન્દન કરી શુભ કાર્યના પ્રારમ્ભનો – આ સન્દેશવાહક થવાનો – સઙ્કેત આપે છે.

પતિ અને પ્રેમી એકજ હોય, પત્ની અને પ્રેયસી એક જ હોય ત્યારે વિહ્વળતા વિશેષ થાય – કામીનો અવિવેક ?

*"મોટાં ન્હાનાં મહીં ન જરીયે કામી વિવેક જાણે."*

સન્દેશવાહક મૂષકનો માર્ગ કયો છે ? મૂષકે દૂર દૂર બીજા ખણ્ડમાં જવાનું છે. પથ વિકટ છે. પહોંચવું સહેલું નથી. ડાબી બાજુ આગન્તુક અતિથિ પણ પોતાની વ્હાલીના વિયોગે, થાકી ટળવળી સૂતા છે. વિધિવક્રતા તો જૂઓ. જે વ્યક્તિને કારણે પતિ-પત્નીનો વિયોગ સર્જાયો એ વ્યક્તિ પણ એવા જ વિયોગનો ભોગ બને છે ! આ જ તો કવિ-ન્યાય. અતિથિની બાજુમાં હિંડોળા પર કાવ્યનાયકના પિતા સૂતા છે. પણ વૃદ્ધના ભાગ્યમાં તો નીન્દ ક્યાંની ? ત્યાં જ પાસે પુસ્તકોથી ભરેલો કબાટ. સર્વભક્ષી મૂષકે પુસ્તકોને આંચ નથી આવવા દીધી આ ઘરમાં. શારદ પ્રીતિ હશે ? કબાટ નીચેથી જ્યારે જવાનું થાય ત્યારે ખાસ કાળજી રાખવાનું સૂચન કરવામાં આવે છે. કેમ ?

*"જાગી જાશે રમણી તુજની નાહીં તો, એ જ કણ્ઠે*
*બાઝી તારે વિવિધ કરશે વિભ્રમો કૈં વિલાસી*
*સ્હેજે છોડી પછી ક્યમ શકે કામી પ્રેમાર્દ્ર પ્યારી ?"*

રાતનો સમય હોય અને સન્દેશવાહક મૂષકને જ પોતાની પત્ની મળી જાય તો ? કવિની કલ્પનાશક્તિ દાદ માંગી લે છે.

કાવ્યનાયકના ઘરની સ્થિતિ કેવી છે ? તે જમાનાના મધ્યમવર્ગના ઘરનું આબેહૂબ છે આ ચિત્ર. એક બાજુ લક્ષ્મીમન્દિર – તિજોરી, જે સાવ ખાલી. બીજી બાજુ ડગમગ થતો વસ્ત્ર-ભણ્ડાર આમ તો ધૂળમય, છતાં રઙ્કનું દીન રત્ન ! અહીં મૂષકે થોભવું પડશે. આડી અવળી નજર કરી ખાત્રી કરી લેવી પડશે, કોઈ ઠેકાણે પેલો માર્જાર બિલાડો તો નથી ને ? પછી તો માર્ગ સીધો છે. માર્ગમાં કદાચ અન્ય મૂષક – અભિસારિકાઓ મળે, એ બધી લજ્જા થી સઙ્કોચાય તે પહેલાં આપણા મૂષકદૂતે જ સઙ્કોચાવાનું છે.

કાવ્યનાયકના ઘરમાં પથારી નાખવાનો માંચડો પણ છે. એના ઢીલા વાંકા પગ છે છતાં સ્થિર છે. પથારીમાંથી સફેદ રૂ બહાર ફૂટે છે "લાગે જાણે બરફથી ભર્યો બાલ બીજો હિમાદ્રિ" પણ આ મઞ્ચ પર તો ઉન્દરના કુળનું આખું ગામ વસેલું છે. પાછો આ તો વડીલ મૂષક. વડીલજનને જોઈ ગામની કુલવધૂ બધી શરમાઈ જશે. કદાચ બધા આગ્રહપૂર્વક એને ઘરે લઈ જશે. કદાચ જવું જ પડે તો ભલે જાય. સ્વલ્પ આરામ પણ લે. પણ મિત્રકાર્ય ન ભૂલે એટલી જ નાયકની એને યાચના. આ માંચડાની જમણી બાજુ જશે તો રૂમના બારણાં બન્ધ હશે – પતિવિરહના ડરે પત્ની બારણાં બન્ધ જ રાખેને ? બારી પરની જાળીને ભેદી, ખીંટી પરના વસ્ત્રોની પાર થઈ મૂષકે નાયકનો શયનખણ્ડ નીરખવાનો છે. રસોડું શયનખણ્ડ એક જ ! આ કરુણચિત્રની તો કેટકેટલી લકીરો કવિ દોરે છે. અઙ્ગાશ્લેષો ત્યજીને માત્ર નયનાશ્લેષજ સાધી શકાય એવી પરિસ્થિતિ યૌવનમાં જ પ્રૌઢાવસ્થાનો અભિશાપ હોય તો તારુણ્યના હાસ્ય, ઉલ્લાસ, મસ્તી સઙ્ગીત તો કેમ જ હોય ? મૂષકદૂતે અહીં સૂતેલી રમણીયોનું મધુર દર્શન કરવાનું છે. ભીંત પર લટકતાં ધવલ-શ્યામ વસ્ત્રોને કવિ વ્યોમમાં મ્હાલતા વાદળો સાથે સરખાવે છે. એ જ તો પ્રિયાને કાન્તના આવવાનો સુખદ સઙ્કેત આપે છે. માર્ગ વિપત્તિથી ભર્યો છે. છેવટે

નભમાં તારલા શોભે તેમ શોભતાં નારી રત્નો પાસે પહોંચાય છે. નાયકની પ્રેયસી પાસે જ અતિથિની પત્ની સૂતેલી છે. ભૂલથી સન્દેશો એને અપાય તો ? પોતાની પ્રેયસીને કોઈ પણ – પછી તે દૂત કેમ ન હોય ? – ઝાઝું જૂએ એ પણ સ્વીકાર્ય નથી, એથી જ.

*"ગૃહસ્થીને પર પ્રિયતમા જોવી ઝાઝી ન શોભે."*
એમ તો એ રૂમમાં 'શશિકિરણ શા વાળવાળી અને જીર્ણ કાયાવાળી' નાયકની મા પણ છે. પણ પ્રિય વિરહથી વ્યાકુળ થયેલી પ્રિયતમાના વર્ણનમાં તો કવિ પૂરા છ શ્લોક રચે છે. આપણે માત્ર એક જ શ્લોક જોઈએ:

*"મેઘશ્યામા, કરિણદશના, પક્વજમ્બુફ્લોષ્ઠી;*
*બાંધી દેતી ઉદરઉદધિ શું કટિ રૂડી પહોળી;*
*ભારે ઊંચા ઉદર, ઉરુ ને કુચ, તો યે હરિણી;*
*સર્પિણી વા વીજળી શી સરે ગૃહકુંજે ગૃહિણી."*

રાત્રી ભર નયનજલથી અર્ધશય્યા ભીંજવીને કદાચ ઊંડા લાંબા નીરવ નિસાસા નાખતી, યા દિવસભર સાસુસસરાની સેવા કરતી કવિની પ્રેયસીને, સન્દેશવાહક દિયર તરીકે જરાય અકળાવ્યા વિના પિયુના ક્ષેમકુશળ સન્દેશ આપવાની કાવ્યનાયક વિનન્તી કરે છે, કાકલૂદી કરે છે, પ્રણયજીવનની ચિરસ્મરણીય ક્ષણો યાદ કરે કરાવે છે અને વહેલી સવારે ચાલીના નળ પર મળવાનું સૂચન આપે છે. સારે નસીબે સન્દેશો યોગ્ય સમયે પહોંચી ગયો – નિયત સ્થળે વિરહ વ્યાકુળ પ્રેમીઓ મળ્યાં અને જે અતિથિ વધુ રોકવાના હતા તે સાનમાં સમજીને વહેલા વિદાય થયા. પ્રેમીઓના મધુર મિલનથી ભાવક પણ સહજ રીતે જ પુલકિત થાય છે.

કવિએ આ હાસ્યરસસભર પ્રતિકાવ્ય રચવા મહાકવિ કાલીદાસની ઠેકડી ઉતારી નથી – એવો એનો આશય નથી. જ્યોતીન્દ્ર દવે એમની અદ્ભુત પ્રસ્તાવનામાં કહે છે તેમ અહીં હાસ્ય તો છે જ પણ કરુણ પણ ક્યાં ઓછું છે ? સામાન્ય જનના વિપ્રલમ્ભ શૃંગારની હાસ્યમયતા પાછળ આર્થિક વિષમતાની ગૂઢ અને ગાઢ કરુણતા છૂપાયેલી છે એનો આ પ્રતિકાવ્ય અનેરો પડઘો પાડે છે.

દુ:ખને હસી કાઢી જીરવી લેવાનો આ નુસખો માણવા જેવો છે. પ્રકાશક કે અન્ય કોઈ આ કાવ્ય સાદ્યન્ત પુન: પ્રકાશિત ન કરે ત્યાં સુધી તો કાવ્યનાયક સન્દેશવાહક મૂષકને કહે છે તેમ :

*"સન્દેશો આ કથી, તુજ ગૃહે, ભાઈ ! જાજે ત્વરાથી,*
*જોતી હોશે તુજ સહચરી ક્યારની વાટ ત્હારી.*
*વેળા થૈ, તે કદી રીસ કરે તો બધી વાત માંડી*
*કહેજે મ્હારી, રીસ ભૂલી જશે; મ્હાલજો રાત બાકી."*

✠ ✠ ✠

**દાનપૂર્તિ**

૪૩૦૧/ જનરલ કો.ઓ. બૅન્ક લિ. અમદાવાદ
૧૫૧/ તનસુખ ઓઝા - ભાવનગર

**કવિલોક દ્વિમાસિકના નવા આજીવન સભ્ય**

૫૦૦/- મહારાજશ્રી પ્રદ્યુમ્નસૂરી – અમદાવાદ
૫૦૦/- નિર્મિશ ઠાકર – વડોદરા
૫૦૦/- શામળદાસ આર્ટ્સ કોલેજ - ભાવનગર

# રસાત્મકમ્

## હીર-હેલી

રાજેન્દ્ર શાહ
(વનવેલી)

સલજ્જ હો યોષિતા.. દયિતા
   અર્ધ નિમીલિત હો લોચન
   અપેક્ષિત ભાવ-નિગોપને
   શાન્ત અચઞ્ચલ...

અનાકુલ દયિતની ત્યહીં હવી
   અનુરાગ સુકોમલ ચૂમિ.
એવે રસ ભીની
   ભીની આજ અહીંની આ ભૂમિ.

ઘન–
ગરિમાએ પૂર્ણ છવાયું ગગન.
   નહીં દુન્દુભિ, નહીં સ્વકીય ગર્જન,
   નહીં ક્ષણપ્રભ સૌદામિની :
નહીં દીપ્ત તેજ, નહીં નિશિ-અન્ધકાર;
   ભુવર્ સભર આર્દ્ર છાયા....
અવિરત ઝરમર
   પ્લાવિત છે ધરિત્રીની કાયા.

ક્યાંય નહીં વિહઙ્ગ–ડયન, નહિ બોલ;
   ઘર સામે પુરાણું બકુલ,
   ઘેઘૂર  પર્ણની ગુહામહીં
   ઠરીઠામ બેઠેલ પ્લવઙ્ગ.
લહર્ વિહીન હવા
જાણે કોઈ ભણી રહ્યું સમ્મોહન શબ્દ:
પરવશ પ્રાણ
જાણે તન્દ્રાધીન એમ નિખિલ નિઃસ્તબ્ધ.
   અપલક દષ્ટિ મુજ દર્શન નિમગ્ન :
   કને કોણ આવ્યું નહીં ધ્યાન,
   કંઈક સઙ્કેત, આન્દોલન
   અને લહું અહીં શુચિસ્મિતા.
દષ્ટિને મિલન, મૃદુ મલકે કપોલ–
   પ્રગલ્ભ ઊરની સૌમ્ય કેલી.
અવિરત થઈ રહી
ગગન-ઘનની હીર-હેલી.

## હિરણ્ય આભા

રાજેન્દ્ર શાહ
(વસન્તતિલકા)

કેવું પરોઢ વિલસન્ત હિરણ્ય તેજે
ઉલ્લાસની ટશર નેત્રમહીં ધરન્ત !
જે આપણે અધર સસ્મિત ભાવ હેતે,
એવું જ કૂજન કરન્ત વને વિહઙ્ગ.

ને નિત્ય તેમ યજ-માન નિમિત્ત કર્મે
સાથે સદા ઉભય એક; ન પ્રત્યવાય.
શી યજ્ઞ-આજ્યની સુગન્ધ બધે છવાય !
થાતાં પ્રગલ્ભ પરિતૃપ્તિથી પર્વ-પર્વે.

કર્મણ્ય જીવનની આ અપરાહ્ન વેળા,
સામી હવે ક્ષિતિજ દૂર ન, તો ઘડીક
વાંસે, હલે, નજર ફેરવી લીધ, ઠીક.
કેવી હતી સુખદ પ્રાણની રમ્ય ખેલા !

વીતી ગયેલ દિનની સ્મૃતિની હિરણ્ય
આભાથી અઙ્કિત થતું અમ પર્વ સાન્ધ્ય.

## બાપુને

જગદીશ ત્રિવેદી

કાળની જડ દીવાલોની આરપાર
નિરીક્ષતી હતી ત્હમારી દિવ્ય દૃષ્ટિ
બાપુ–
ત્હમે તો હતા આર્ષદૃષ્ટા.
ઓળખી ગયા હતા
ગીધ અને વરુઓનાં ટોળાંની
લોહીતરસી આંખોને–
વળી ત્હમારી દિવ્ય દૃષ્ટિએ
જોયું હતું–
ત્હમારા જતાં જ–
ત્હમને પિતા કહેનાર બની બેઠેલાં સન્તાનો
તૂટી પડશે ત્હમારી પૂંજીના ઢગલા ઉપર–
ત્હમારા નામના મણકા ગણતા જશે
અને ત્હમારી સ્થાપેલી
પ્રજાહિતવર્ધક સંસ્થાઓના
લોહીનાં બુન્દેબુન્દનું પ્રાશન કરશે–
અને ફેરવતા જશે ત્હમારા નામના મણકા !

બાપુ–
ત્હમે તો હતા આર્ષદૃષ્ટા
ત્હમારી હયાતી દરમિયાન
આવી જ ગયો હતો ત્હમને અણસાર
કે–
ત્હમારી વિદાય પછી–
ત્હમારા અઙ્ગ પરનાં આછોતરાં વસ્ત્રનાં
પણ ભાગ પાડશે લીરેલીરા કરીને.

બાપુ–
ત્યારે જ આ વારસદારોને–

પણ બાપુ–
ત્હમે તો હતા આર્ષદ્રષ્ટા–
વળી મનસા વાચા કર્મણા
હતા ત્હમે તો પ્રેમના વ્રતધારી–
વળી પાછા મહાન ગણિતજ્ઞ પણ હતા–
ત્હમારું ગણિત કાચું ન હોય બાપુ !

નક્કી નિહાળ્યાં હોવાં જોઈએ ત્હમારી દિવ્ય
દૃષ્ટિએ
આવતી આંધીમાં એ'ની પારનું કોઈ
પ્હો ફાટતાં જણાય એવું
કિરણ !

## ત્રણ વાનરનું રમકડું

જગદીશ ત્રિવેદી
(વસન્તતિલકા)

ગાંધીજીનું રમકડું ત્રણ વાનરોનું
આજે નિહાળ્યું સ્મૃતિમન્દિરમાં નિરાંતે :
કેવું નર્યા ધવલ કાચ-કબાટ મધ્ય
બેઠું વિષાદ-દૃગ ધ્યાન-નિમગ્ન ચિત્ત !
લમ્બાવીને નજરને પણ આજુબાજુ
કોની હશે હૃદય આતુર વાટ જોતું !

ત્યાં ધારી ધારી દૃગમાં દૃગને પરોવી
ઝીણી કરી નજર જોઈ રહું ઘડીક–
તો અશ્રુધાર હતી વાનર-આંખ વ્હેતી
ને હીબકાં અરવ શબ્દ વિશે સ્ફુરન્ત:

"ગાંધી સમો ચતુર વૈષ્ણવ વાણિયો, ને
પાછો વકીલ, વળી અદ્દલ સત્યવાદી–
મ્હેં સાનમાં અસલ અર્થ કહ્યા છતાંય
એણેય અર્થ સઘળા અવળા ભણાવ્યા:

'ઉચ્ચારવું કદીય સત્ય નહીં નહીં જ
ને સૂણવું કદીય સત્ય નહીં નહીં જ,
કે સત્યને નીરખવુંય નહીં નહીં જ,"

## વય, વરસાદ અને તોફાન*

દિલીપ જોશી

*એવા વરસાદની તે પરવા રે કોણ કરે*
*નહીં રે ભીંજાવે ભીતરથી,*
*છોકરો જો હોત તો તો ઓઢી આકાશ આખું*
*નીકળી પડત મ્હારા ઘરથી.*

*ઉમ્મર 'ને ઉમ્બરાનો પગલાંમાં ગઢ*
*એનાં જર્જર કમાડ કેમ ખોલવાં ?*
*હરીભરી ઝરમરના ઝટકાએ ઝાંખેરાં*
*આઠે બ્રહ્માણ્ડ લાગે ડોલવાં,*
*લડવાનું કાંઈ કશું કોઈથી નથી રે*
*કેવો પાલો પડ્યો છે ઈશ્વરથી ?*

*છતમાં છકેલ મોરપીંછાંનું ભાન*
*ભીંત સોંસરવું ટહુકો ઉલ્લાળતું,*
*રેબઝેબ ચોમાસું આઠે પ્રહર*
*કૈંક પલળેલા કિસ્સા પમ્પાળતું;*
*ઘટના ઘડુલિયાને છલકાવી દેતું સુખ*
*ચીખી રહ્યું છે અવસરથી !*

## અનુનય

દેવેન્દ્ર દવે

*તું બોલાવે એ જ ક્ષણે હું*
*બોલ, કેમ ના આવું ? !*
*ત્હારી સમ્મુખ તું ઇચ્છે તે*
*ગીત સુરીલું ગાવું...*
*બોલ, કેમ ના આવું ? !*

*તું તો મ્હારી ઝરણાં જેવી*
*રણક-ઝણકતી લીલા.*
*ખઞ્જન ખણકે, અઞ્જન ચળકે*
*હોઠ બેય રસીલા,*
*તું મ્હારી છલકાતી મોસમ*
*પળે પળે ભીંજાવું !*
*બોલ, કેમ ના આવું ? !*

*તું ખીલે ને ખીલે ફૂલડાં,*
*તું જ અષાઢી બીજ,*
*ઘેરાયેલાં વાદળ શો હું*
*મધ્ય ચમકતી વીજ !*
*ત્હારે કાજે રઙ્ગ – ગન્ધનાં*
*મબલખ મોલ સજાવું.*

---

**જાન્યુઆરી ૧૯૯૭થી**

**'કવિલોક'ની નવી વ્યવસ્થા**

જાન્યુઆરી ૧૯૯૭થી 'કવિલોક' દ્વિમાસિકની નવી વ્યવસ્થા પ્રમાણે 'કવિલોક'ના તન્ત્રી ડૉ. હેમન્ત દેસાઈ રહેશે. ગ્રાહકોએ તથા એજન્ટોએ પોતાનાં લવાજમ અને સર્જકોએ પોતાની રચનાઓ હવેથી તન્ત્રીના નીચેના સરનામે મોકલવી. પ્રકાશકોએ અવલોકન માટેનાં પુસ્તકોની બે નકલ તથા વિનિમયાર્થે મોકલાતાં સામયિકો પણ એ જ સરનામે મોકલવાં.

**ડૉ. હેમન્ત દેસાઈ**

**'તિતિક્ષા' ૯, મિહિર એપાર્ટમેન્ટ્સ, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯**

## ચાલે છે

જવાહર બક્ષી

દશે દિશાઓ સ્વયમ્ આસપાસ ચાલે છે,
શરૂ થયો નથી તો પણ પ્રવાસ ચાલે છે.

કશે ય પહોંચવાનો ક્યાં પ્રયાસ ચાલે છે.
અહીં ગતિ... જ છે વૈભવ વિલાસ ચાલે છે.

કોઈનું આવવું, નહીં આવવું, જવું, ન જવું,
અમસ્તો આંખમાં ઉઘાડ-વાસ ચાલે છે.

દશે દિશામાં સતત એકઠી સામટી જ સફર,
અને હું એ ય ન જાણું કે શ્વાસ ચાલે છે.

અટકવું એ ય ગતિનું જ કોઈ રૂપ હશે,
હું સાવ સ્થિર છું મ્હારામાં રાસ ચાલે છે.

## ડાળ

કિરીટ ગોસ્વામી

ડાળ વાતા વાયરે ઝૂલે સતત,
ડાળ ધરતી ચૂમવા ઝૂકે સતત.

ડાળ પક્ષીમાં પ્રવેશી જાય ને
પાંખ ફેલાવી પછી ઊડે સતત.

પર્ણ લીલાં, થાય પીળાં ને ખરે,
ડાળ મૂંગી સાવ એ જૂએ સતત.

ચાંદ ઝરણામાં હશે – માની અને
ડાળ જળમાં હોંશથી ડૂબે સતત.

ડાળને કાપે કુહાડી તોય પણ
ડાળ ત્યાંની ત્યાં ફરી ફૂટે સતત.

## બે ગઝલ

કિશોર મોદી

એ અનર્ગળ વીરડે પાછા જવું છે,
હોય ના મધ આકડે પાછા જવું છે.

આયખામાં પડવું આખડવું થયું છે,
એજ પળની ભેખડે પાછા જવું છે.

ક્યાં સુધી વૈતાળ જેવું જીવવાનું ?
મન ચઢ્યું છે ચાકડે પાછા જવું છે.

તરબતર એકાન્ત ઝળહળ હોય છે જ્યાં,
એ પ્રકાશિત ઓરડે પાછા જવું છે.

જિન્દગી કિશોર વણપીંછી વહી છે,
અણઉકેલ્યા કોયડે પાછા જવું છું

### ૨

કિશોર મોદી

શ્વાસ તો સિતારથી વિશેષ છે.
એક જણ આકારથી વિશેષ છે.

આંખ સ્વપ્નોથી ભરેલી મઞ્જરી,
ખૂબસૂરત બ્હારથી વિશેષ છે.

દૂરતા દર્પણને ચીતરતી રહી,
પળ વિયોગી પ્યારથી વિશેષ છે.

કલ્પના વિશે કહેવું છે ઘણું,
સાત સાગર પારથી વિશેષ છે.

હંસની પાંખે કશું વંચાય છે ?
કૉણ સર્જનહારથી વિશેષ છે ?

એકલો દેખાય ટોળામાં કિશોર,
લાગણી વિચારથી વિશેષ છે.

## વ્યક્ષ તઝમીન

નિર્મિશ ઠાકર

(૧)

*ઊંડાણમાંથી મોતી મળે એવું કૈં નથી,*
*અન્તરના ભોંયરામાં ગયો તો છળી ગયો.*

મનહરલાલ ચોકસી

(૨)

*તું મ્હને મળતી ખરી પણ મન વગર;*
*ઝાંઝવા બનતાં સરોવર જળ વગર.*

ચિનુ મોદી

### અતિ-ચિન્તનને કારણે...

*અસ્તિત્વનાં રહસ્ય મળે એવું કૈં નથી,*
*આ બુદ્ધિ સાથે આવી ભળે એવું કૈં નથી,*
*ઉપર નથી, તો હોય તળે – એવું કૈં નથી,*
*ઊંડાણમાંથી મોતી મળે એવું કૈં નથી,*
*અન્તરના ભોંયરામાં ગયો તો છળી ગયો.*

નિર્મિશ ઠાકર

### હે કવિતા !

*બ્હાવરો બેસી પડ્યો છું ધન વગર,*
*શબ્દ કોરા આવતા ચિન્તન વગર.*
*હું મ્હને મળતો સદા વેતન વગર,*
*તું મ્હને મળતી ખરી પણ મન વગર;*
*ઝાંઝવાં બનતાં સરોવર જળ વગર.*

નિર્મિશ ઠાકર

(૩)

*કોઈ ધસમસતા ખાલી ચહેરે, કોઈ ભરચક શ્વાસે ઊમટતા,*
*કોઈ અધકચરા, કોઈ અણોસરા જજબાત લઈને આવ્યા છે.*

રમેશ પારેખ

### કવિ-સમેલનમાં

*કોઈ આમન્ત્રિત કે સ્વયં પ્રેરિત કોઈ શબ્દતરાપે ઉછળતા,*
*કોઈ ઝબ્બામય-ઝલમલભાવે ઝક્રુત ઝરામાં ઝળહળતાં,*
*કોઈ જ્ઞાનપિપાસુ આમ ખરા, ચ્હા-પાણી માટે ટળવળતા;*
*કોઈ ધસમસતા ખાલી ચહેરે, કોઈ ભરચક શ્વાસે ઊમટતા,*
*કોઈ અધકચરા, કોઈ અણોસરા જજબાત લઈને આવ્યા છે.*

નિર્મિશ ઠાકર

### ભૂલસુધાર

મે, જૂન ૧૯૯૬ના અઙ્કમાં પ્રસિદ્ધ થયેલ હેમન્ત દેસાઈ કૃત અવલોકન 'પ્રકૃતિ અને માનવકૃતિની કવિતા'ના પ્રારમ્ભે છપાયેલી તેમની કૃતિ 'છળ થશે!' અવલોકન સાથે સમ્બન્ધ ધરાવતી નથી. એને સ્વતન્ત્ર ગણવાની છે.

## પૂછો....

લાલજી કાનપરિયા

તરણાને જઈ પૂછો ક્યાં છે ઝાકળના મુકામ ?
પક્ષીને જઈ પૂછો ક્યાં છે કલરવનાં શ્રીધામ ?

આ કલકલ નાદે વ્હેતું ઝરણું નામ જપે છે કોનું ?
આ કોના હોવાની હકીકત સો ટચનું છે સોનું ?

પાંપણને જઈ પૂછો ક્યાં છે નજરુંના પયગામ ?
તરણાને જઈ પૂછો ક્યાં છે ઝાકળના મુકામ ?

છાની છપની વાત હવે તો ભરબજારે ફરતી,
ભીતર લ્હેરાતી હરિયાળી છવેચોક ફરફરતી.

અધરોને જઈ પૂછો ક્યાં છે મદિરાઓના જામ ?
તરણાને જઈ પૂછો ક્યાં છે ઝાકળના મુકામ ?

ફૂલ સરીખું નામ સુગન્ધી ભીતર વ્હેતું ખળખળ,
સ્મરણોનું એક ગામ સુગન્ધી ભીતર વ્હેતું ખળખળ,

અવસરને જઈ પૂછો ક્યાં છે મઘમઘતા વિશ્રામ ?
તરણાને જઈ પૂછો ક્યાં છે ઝાકળના મુકામ ?

## મળે છે

મનીષ પરમાર

સાવ સુક્કા ફૂલ પર ઝાકળ મળે છે,
એક જૂની મ્હેકનો કાગળ મળે છે.

ઓગળે ઇચ્છા બરફની જેમ તોયે
શ્વાસમાં કોરા સમયના સળ મળે છે.

કોઈનાં પગલાં સૂંઘીને જીવતો હું,
આ હવામાં મ્હેકની અટકળ મળે છે.

હું તણાયો હોઉં પ્હેલાં પાંપણોમાં,
સાવ કોરાં આંખમાં વાદળ મળે છે.

હું જ પરપોટો થઈને વીરમ્યો છું,
રાતના થીજી ગયેલું જળ મળે છે.

## ત્યાં...

મનસુખ લશ્કરી

હજી માંડ મ્હારી તરફ
    ભીને પગલે વાદળી વળે
ને મ્હને મલમલિયા સન્દેશની કૂંપળો ફૂટવા માંડે
ત્યાં–
કો'ક અળવીતરા છોકરા જેવો વાયરો
એને આંખ સામે જ આંચકી ઝૂંટવી જાય
ને હું જોતો રહું: મ્હારો એક હાથ
        બીજી હથેળીને મસળે–

ઘૂંટણહેઠ નદીને
ખોબે ખોબે પીવા હજી પોશ જ માંડું
ત્યાં હાથમાં અવળી ને સવળી ઊછળતી
માછલીમાં નજરને છટપટાવી
        છટકી જતાં જળ
– થાય છે કે આ ભોળી હથેળિયુંને આમ
            કાં છળે ?

શ્વસી તો લઉં
    ગગન ભરીને અગન
ને વિષના સાત સાત દરિયા ય પચાવી જઉં
પ...ણ
    આ જળ
મ્હને બુન્દ બુન્દ કાં બળે ! !

## ઊડતે અક્ષ

તાન્કા (કટાવ)

ર. શાહ

એક પતઙ્ગ
પર્ણે પર્ણે રમતું
ઊડતે અક્ષ...
નજર પડે
ત્યાં... નજર બ્હાર...

## અઢળકનો આનન્દ

હેમન્ત દેસાઈ

હો શામળિયો અઢળક ઢળિયો રે જગજીવનમાં,
સઘળે વ્યાપી વળિયો, વસિયો નહીં કેવળ વૃન્દાવનમાં!

ઊંચે મ્હેલ ભવન જઈ રહેતો, ફરતો નેશે નેશે;
નમસ્કાર ઝીલતો મ્હાજનના વિચરે વરવા વેશે,
સહુના સુખમાં મલકે, રાચે સહુનાં દુ:ખ–ભઞ્જનમાં !

સાગર-સરિતે, ગગને નગરે, પાદર-ખેતે સ્હેલે;
વદને વદને હસે નિરન્તર ડૂંડે ડૂંડે ખેલે;
કણ કણમાં છલકાતો, સરતો કણ્ઠ કણ્ઠ કૂજનમાં !

વિભુ દરશનના ભાવ નયનથી વરસે શ્રાવણ છોળે,
પદરવથી પ્રભુના મુજ અન્તર ફાગણના રસ ઢોળે;
હરિયાળું થઈને સચરાચર હરખાતું હરિ-ગુઞ્જનમાં !

## મોજ

માવજી મહેશ્વરી

ફૂલ નદીને પડખે પાણી અલખ નિરઞ્જન
બોજ ઉતારી કર ઉજાણી અલખ નિરઞ્જન.

વગડા વચ્ચે તેતર બોલે સમજ શાનમાં,
કેવો રાજા કેવી રાણી ? અલખ નિરઞ્જન

ત્હારી કેડી કૂણાં કૂણાં ઘાસ વચાળે
બેસી જા તું તમ્બૂ તાણી. અલખ નિરઞ્જન

વગડે વાટે, ઘાટે આનન્દ કેવળ આનન્દ
લૂંટ લ્હેરથી ને કર લ્હાણી, અલખ નિરઞ્જન

સભર ભરી છે સીમ પછી આ વ્યથા કેમની
પેલી માયા કોણે માણી ? અલખ નિરઞ્જન.

પવન પાણી ને ત્હારી વાણી અલખ નિરઞ્જન
બોજ ઉતારી માણ ઉજાણી અલખ નિરઞ્જન..

## પ્રોષિતભર્તૃકાનું ગીત

વિમલ અગારવત 'સ્વપ્નરથ'

ગામને પાદર ઝૂલતી પૂનમ રાતને મ્હારા ફળિયે બેઠું ઘોર ઘટાદાર ઘોર અન્ધારું,
ઉમ્બરા નામે પ્હાડ ને ભીંસોભીંસ ભીંસાવે એકલતા ચોપાસ ને માથે આભ નોધારું.
ગામને પાદર...

ખાબડ ખુબડ પડછાયાના ગોખલે બળે દીવડી ન્હાની રેબઝેબા થૈ હુંય મૂંઝાણી,
મોભના આખા વાંસ હડૂડે ધડ ધડા ધડ નળિયાં ઊડે વરસે મીઠું ઝામર પાણી;
ભણકારાથી ઝબકી જાગી જાય પારેવાં, હાંફતાં ઘૂ ઘૂ, ફફડે પાંપણ, કેમ હું વારું ?
ગામને પાદર...

તળિયાઝાટક આંખ ને સોણાં દૂર દેશાવર દૂર દરોગા દૂર દેશાવર દૂર ઠેબાણા;
ભમ્મરિયે પાતાળ ધરોબી તોય લીલુછમ્મ ઝાડ બની ગૈ નકટી ત્હારી યાદ ઓ રાણા;
રેશમી રજાઈ ઢોલિયે ઢાળી, મોર ને દોરી, આજ આંખેથી ટપકે ટપાક્ કાંઈ ચોધારું.
ગામને પાદર....

## કાલ આવશે કાળ...

ભજન

દેવેન્દ્ર દવે

*ભાઈ રે, કાલ આવશે કાળ...*
*ચેતી જાજો મનવા ભરશે હરણાં જેવી ફાળ.*
*ભાઈ રે, કાલ આવશે કાળ...*
*'મ્હારું-મ્હારું' ક્યાં લગ કરશો ?*
*નહીં માયાનો પાર,*
*એક ઝપાટે લેશે ઝાલી*
*થાશો શેંય ફરાર ?*
*ચણને ચણતાં સાવધ રે'જો*
*બધી પાથરી જાળ.*
*ભાઈ રે, કાલ આવશે કાળ.*
*કપટ, કામ ને ક્રોધ ભરેલાં*
*તજવાં મોહ, અભિમાન,*
*કલ કલ કરતાં કાલ સવારે*
*ભરવી ક્યાંય ઉડાન !*
*પાણી કેરો પરપોટો આ*
*ન્હોય મ્હેલ કે માળ.*
*ભાઈ રે, કાલ આવશે કાળ....*

## ગઝલ

ધૂની માણ્ડલિયા

*ક્યારેક સાંજ જ તો કદીક સવાર સાંપડી,*
*જીવી જવાને કાજ પૂરો દિન મળ્યો નહીં.*
*એ તો બધાને ઓળખે છે કોણ કેવાં છે;*
*જોકે અરીસાને અમે જ ઓળખ્યો નહીં.*
*પાણી ત્હમે તો મૂળ સ્થાને પણ ફરી જાશો,*
*રેલો કદીય આંખમાં પાછો વળ્યો નહીં*
*ઓગાળવા ક્યાં કશી રાખી હતી કસર,*
*ત્હારી સમીપેનો સમય ઓગળ્યો નહીં.*
*કોની વફાદારી ગણું, કોને કહું તમસ ?*
*અન્ધારું ઝળહળ્યું જ, દીવો ઝળહળ્યો નહીં.*

## આખ્યાન

પ્રાણજીવન મહેતા

*આવ્યા છીએ મા'ભારતના મેળામાંથી;*
*ઓળખો અમને અલગ તારવી ટોળામાંથી.*

*કુરુક્ષેત્રના પ્રાઙ્ગણમાંથી પાછા વળતાં;*
*ઘા-ગીત ગાતાં અમે આંગણે આવી ઢળતા.*

*પીપળ-વડમાં પેસી કીધો રાત બસેરો;*
*પણ્ડ પેટવી ગણતા જાતા સાંજ-સબેરો.*

*બળતું બાવળ ખભે ઊંચકી અમે દોડતા;*
*આ ઓગળતા અઙ્ગારે કંઈ વરસ છોળતા.*

*હજુ કાનમાં કૈં પડઘાતાં તીર તલવારો;*
*ને પિણ્ડ ફરતે ચક્ર સુદર્શન લે ચકરાવો.*

*આઠ માસનું ગરભ કોઠીમાં ભણતું કોઠા;*
*આજ અમારી રુખમાં ફાલે અઢિયા ઊઠા.*

## પડ્યો

ગુલામ અબ્બાસ 'અબ્બાસ'

*એ જ એક આઘાત બહુ વસમો પડ્યો,*
*હાથ લમ્બાવ્યો છતાં ટૂંકો પડ્યો.*

*મ્હેં દુઆ સહવાસની માગી અને*
*'ધમ્મ' કરતો એક પડછાયો પડ્યો.*

*કોણ સમજે એ જ ઇચ્છિત કર્મ છે,*
*હું ફરી ત્હારી ગલી ભૂલો પડ્યો !*

*દુર્દશા મ્હારી છે ચર્ચાનો વિષય,*
*જાણે મ્હારા મૌનનો પડઘો પડ્યો.*

*ના રહ્યો કોઈ શહાદતનો વિકલ્પ,*
*ને સમન્દર સામે પરપોટો પડ્યો.*

*ભીડનો 'અબ્બાસ' ક્યાં કંઈ વાંક છે,*
*હું જ મ્હારી જાતથી અળગો પડ્યો.*

 
# શિશુલોક


## વડની ડાળે

એકલવ્ય

ગામ-ગોંદરે
ઘટાદાર વડલાની ડાળે
પાન-પાંદડે
લાલ લાલ લખોટી જેવા
લાગ્યા છે બહુ ટેટા.

વગડામાંથી દોડી આવ્યા,
ડાળ ઉપર નિરાંતે બેઠા
લમ્બ લટકતી પૂંછડિયાળા
કાળી આંખ ને મોઢાં કાળાં
બન્દર એકલપેટા.

જરા કોઈ જો નજીક આવે,
કરે દાંતિયાં ક્રોધ ભરેલાં,
ઊંચે ઊડતાં ટોળે આવે
ભોળાં હોલાં, લેલાં, એવાં
પક્ષીને પણ રાખે છેટાં.

ભય-ભણકારા ગણકારે ના
વાઘ-વરુના કે બીજાના;
ડાળડાળ પર અદ્ધર અદ્ધર
આભ ઠેકનારા એ'વાના
હોય ન જાણે બેટા !

## હુંકાર

રાજેન્દ્ર શાહ

બા !
અમથો ઝઘડો કરી મન્યુ કહે: 'એક તમાચો ચોડું.'
એ'વું એ તતડાવે ત્યારે હું પણ શાનો છોડું ?
રડતો રડતો ઘરે આવું હું,
એ'વું તે કેમ ચાલે ?
તો તો અકળામણના ત્હારા
ભાવ ઊભરે ભાલે.
ગભરામણનું કામ નહીં, – ને દાખવીએ બલ થોડું,
કોઈ કદી તતડાવે ત્યારે હું પણ શાનો છોડું !
કરું નહીં હું અચ્ચઈ ને હું
ના કૈં ખોટું બોલું;
છતાં કોઈ વાંકું પાડે તો
શા માટે હું ડોલું ?
તું ઠપકો આપે તો... ત્હારી આગળ બે કર જોડું;
પણ કોઈ તતડાવે તો...બા, હું પણ શાનો છોડું. !

## અમે

એકલવ્ય

અમે તો નરવાં, અમે તો ગરવાં છોકરડાં ભઈ સીધાં જી.
જરાક હૂ.... હૂ... કરીએ એમાં ગબૂભિયા શે બીધાજી ?

અમે વાછડાં, અમે પરન્દાં, ભાંભરીએ, કલબલીએ;
અમે વાંદરાં જમ્પ વગરનાં રમીએ ઘર-ગોકુળિયે.

ગવરી ગાય તણાં શેઢકડાં દૂધ અમે છે પીધાં જી;
ગબૂભિયાને હસી-મલકતાં બાથમહીં છે લીધા જી.

## સવારે

પ્રિયવદન શેઠ

ઘટાદાર ઘેઘૂર લીમડો ડોલે ઘરની પાછળ,
રોજ સવારે ક્હેતી કોયલ ટહુકો મ્હારો સાંભળ.

શીળી હવાનો સ્પર્શ અનેરો નીંદર મીઠી લાવે,
સપનાં સુન્દર રમતાં મનમાં ધીમે મ્હને ઝુલાવે.

આવે ત્યાં તો મમ્મી બોલતી 'મુન્ના હવે તો જાગ,
સૂરજદાદા ઊગ્યા રાતા, ગાતાં પક્ષી રાગ.'

જાગું નહિ તો ઢણ્ઢોળે એ, બન્દા તો પણ ચૂપ,
ક્હેતી ત્યારે 'આવ્યા જોને કેવા છાપરે હૂપ !'
ઊઠી તરત જ દોડીને હું નીકળું ઘરની બહાર;
નીરખું ઊંચે ત્યાં તો નીચે કૂદે બન્દર ચાર.

ભાગીને મમ્મીને બાઝી ક્હેતો જોવા ચાલ,
મ્હને વ્હાલથી તેડી લઈને એણે ચૂમ્યા ગાલ.

## પચરઙ્ગી પાંખ

ચમ્પકભાઈ ટી. સોની

પચરઙ્ગી પાંખ મ્હને આપને પતઙ્ગિયા
ફૂલે ફૂલે મ્હારે ફરવું છે...
મીઠો ગહકાટ મ્હને આપને મોરલિયા,
સીમ ભરી મ્હારે ગહેકવું છે...
મધુરો ટહુકો મ્હને આપને કોયલબેની,
કણ્ઠનાં કામણ મ્હારે કરવાં છે...
ચમકતા ચાંદલિયા તેજ મ્હને આપને...
જગને શીતળતા આપવી છે.
સૂરજદાદા મ્હને શીખવો પ્રકાશતાં
દુનિયા અન્ધારેથી દોરવી છે....

## કેળાં

માણેકલાલ પટેલ

વાડીમાં મ્હેં વાવી કેળ
હો હો વાવી કેળ ઓ રમતૂડી,
કૂણા કૂણા રોપ્યા રોપ
હો હો રોપ્યા રોપ, ઓ રમતૂડી.

ફૂટે જાયે પાને પાન
હો હો પાને પાન, ઓ રમતૂડી,
વચલા પીલે ફોડ્યું ફૂલ
હો હો ફોડ્યું ફૂલ, ઓ રમતૂડી.

સો સો નઙ્ગે લાગી લૂમ
હો હો લાગી લૂમ, ઓ રમતૂડી,
કેળાં પાકે ખાશું સાથ
હો હો ખાશું સાથ, ઓ રમતૂડી.
ઓ ઓ રમતૂડી, ઓ રમતૂડી !

## નિમન્ત્રણ

માણેકલાલ પટેલ

રમવા આવો
મ્હારે ઘેર,
નાચ ગાનની
લીલા લ્હેર.
વાડી લીલી
ફરફર વેલ,
પક્ષી માળા
કલકલ સ્હેલ
વીણી ખાવાં
શેતુર બોર,
દૂધલાં પીવાં
બન્ને પ્હોર !



# ક્ષર-અક્ષર

## ગાતા ગઝલકાર ગની દહીંવાલા

### હેમન્ત દેસાઈ

*ઓ વિષાદ જિન્દગીના જરી સૂઝજે ધ્યાન આપી,*
*કે જવું છે આ જગતને કોઈ દિવ્ય ગાન આપી.*

મ્હારા ગામ (બીલીમોરા)માં કોઈ કાર્યક્રમમાં, ત્યારે તો મ્હારે માટે સાવ અજાણ્યા એવા કોઈ માણસે કોઈ અદ્ભુત હલકથી અને અનન્ય મીઠાશથી ગાયેલી ઉપરની પઙ્ક્તિઓ હજુ આજે પણ મ્હારા ચિત્તમાં ગુઞ્જ્યા કરે છે. હા, કબૂલવું જોઈએ કે 'સુમધુર જબાન આપી' નામક ગઝલના મત્લાના શેરની પહેલી પઙ્ક્તિ એટલે ઉલા મિસરો મ્હેં જો કે સ્મરણબળે જ લખ્યો પણ બીજી પઙ્ક્તિ યાને સાની મિસરો પુસ્તકમાંથી જોઈને ઉતાર્યો છે. પહોળો પાયજામો, શર્ટ અને હાફકોટ પહેરેલો એ માણસ હજુય, એ ઉલા મિસરાની જેમ જ, સ્મરણમાં અકબન્ધ છે. અરે એ તરન્નુમ, એ તરજ અને એ પેશ કરવાની ગઝલગોની અદા હું આ ક્ષણે યથાવત્ માનસ પ્રત્યક્ષ કરી શકું છું. આખી માનવમેદની મન્ત્રમુગ્ધ થઈને એ ગાયક શાયરને સાંભળી રહી હતી. ત્યાં કોક ખૂણામાં મ્હારા જેવો તેરચૌદ વર્ષનો શાળાનો વિદ્યાર્થી ઍના ગાનમાં તન્મય થઈ ગયો હશે તૅની એ જણને ક્યાં ખબર હતી ! અને મ્હનેય ક્યાં ખબર હતી કે એ તો હતો ગુજરાતનો લાડીલો ગઝલકાર ગની, ગની દહીંવાળા. 'ગાતાં ઝરણાં'ના એ ગાતા ગઝલકાર સાથે પછી તો અનેક મુલાકાતો થઈ. ગઝલ સાથે મ્હારો નાતો જોડાયો પછી પત્રવ્યહાર પણ થયો અને મુશાયરામાં એક મઞ્ચ ઉપર તૅમની સાથે બેસવાનું પણ થયું. છેલ્લે, ૧૯૮૪ના ઑગસ્ટની ૨૫મીની રાત્રે ગોણ્ડલમાં યોજાયેલા એક ભવ્ય મુશાયરામાં તૅમને મનભરીને માણ્યા; છેલવેલ્લા માણ્યા, કારણ પછી તૅમને ક્યારેય મળી શકાયું નહિ.

પૂરું નામ અબ્દુલગની અબ્દુલ કરીમ દહીંવાળા. જન્મ તારીખ ૧૭-૮-૧૯૦૮. વતન સૂરત. સૂરતમાં ગોપીપુરા વહોરવાડ. જીવનનો મ્હોટો ભાગ સૂરતમાં જ વીતાવ્યો. એ નગરની વિવિધ પ્રવૃત્તિઓમાં સક્રિય રહ્યા અને આજીવન કવિતા કરતા રહ્યા. પિતાની 'આછી આર્થિક પરિસ્થિતિ'ને કારણે 'ઓછું ભણતર', ફક્ત પ્રાથમિક ત્રણ ધોરણ સુધીનું, પરન્તુ જાતે પોતે અભ્યાસ કરીને એટલી સજ્જતા પ્રાપ્ત કરી કે આગળ જતાં અનેકોના માર્ગદર્શક બન્યા. ગનીભાઈની અટક દહીંવાળા કેમ પડી ? સૂરતમાં ઝાંપાબજારમાં તૅમના દાદાની દહીંની ડેરી હતી. તે સમયના એક શ્રીમન્ત મુલ્લાજીના પુત્રના લગનમાં જમણવાર માટે એક મહિના સુધી ત્યાંથી દહીં પૂરું પાડવામાં આવેલું. મુલ્લાજીએ પ્રસન્ન થઈને ગોપીપુરાવાળું ઘર ઈનામમાં આપ્યું હતું. ત્યારથી દહીંવાળા અટક પ્રચલિત થઈ. અટક દહીંવાળા પણ વ્યવસાય કપડાં શીવવાનો. ગની ઍનો એક સરસ શરે કહે છે :

*છે કામમાં, 'ગની'ને બોલાવશો મા કોઈ,*
*ચીરાયેલા હૃદયે બખિયા ભરી રહ્યા છે.*

પહેલાં ૧૯૨૮માં અમદાવાદમાં અને ત્યારબાદ ૧૯૩૦થી સૂરતમાં દરજીની દુકાન ચલાવી. સૂરતમાં 'સ્વરસઙ્ગમ'નામના સઙ્ગીત મણ્ડળની તેમણે સ્થાપના કરી. ઉપરાન્ત, ત્યાંની વિખ્યાત નાટ્યસંસ્થા 'રાષ્ટ્રીય કલાકેન્દ્ર'ના વિકાસમાં ગનીભાઈની પ્રેરણાનો બહુમૂલ્ય ફાળો રહ્યો. ગઝલ જ તૅમનું મુખ્ય અને પ્રિય સર્જન રહ્યું પરન્તુ નાટ્યરસથી પ્રેરાઈને તૅમણે નૃત્યનાટિકા તેમજ નાટક જેવાં સ્વરૂપોમાં કામ કર્યું.

ગુજરાતમાં મુશાયરા પ્રવૃત્તિને વેગ આપનાર અને તે અઙ્ગે ખૂબ જ સક્રિય એવા મહા ગુજરાત ગઝલ મણ્ડળ, સૂરતના તેઓ સ્થાપક સભ્ય હતા. ૧૯૪૨માં સ્થપાયેલા એ મણ્ડળના આદ્ય પ્રણેતા ઇબ્રાહીમ દાદાભાઈ પટેલ 'બેકાર' તથા તેના મન્ત્રી રતિલાલ 'અનિલ'ને ગનીભાઈનો પૂરો સહકાર મળ્યો. રતિલાલ 'અનિલ' અને મનુભાઈ ત્રિવેદી 'સરોદ'ની મૈત્રીએ કવિ ગનીભાઈના ગઝલ-સર્જનમાં ભરતી આણી. સૂરતના અન્ય સર્જકો જયન્ત પાઠક, ભગવતીકુમાર શર્મા, મનહર ચોકસી, નયન હ. દેસાઈ સાથેનો તેમનો સમ્બન્ધ સમ્પર્ક તો રહ્યો જ, અનેક ન્હાના મ્હોટા સર્જકો સાથેની મૈત્રી તેમણે સતત નિભાવી. આમ ઘણા સ્વમાની છતાં વિનમ્ર નિખાલસ અને સરળ પ્રકૃતિના ગનીભાઈએ ગુજરાતભરના સર્જકો-સાહિત્યકારોનો પ્રેમ સમ્પાદિત કર્યો હતો. તેમના પ્રારમ્ભના સઙ્ગ્રહોને અનુક્રમે ઉમાશઙ્કર જોશી અને વિષ્ણુપ્રસાદ ત્રિવેદી તથા ઉશનસ્નાં માર્ગદર્શન આશીર્વાદ મળ્યાં.

ગનીભાઈએ ૧૯૭૧માં પત્ની ઝયનબ સાથે હજયાત્રા કરી હતી તેમ જ ૧૯૮૧માં પાકિસ્તાનનો પ્રવાસ ભારત સરકારની સાંસ્કૃતિક વિનિમય યોજના અન્વયે કર્યો હતો. તા. ૫-૩-૧૯૮૭ના રોજ, ૭૯ વર્ષનું આયુષ્ય ભોગવીને, તેઓ જન્નતનસિન થયા. ગનીભાઈનો પાર્થિવ દેહ આજે આપણી વચ્ચે નથી, પરન્તુ ભાવકના ચિત્તમાં અક્ષરદેહે તેઓ સદૈવ ઉપસ્થિત રહેશે. કવિતા પ્રેમીઓની જેમ જ સઙ્ગીતપ્રેમીઓનાય હૃદય ઉપર ગનીભાઈની એકાધિક ગઝલોએ કામણ કર્યુ છે. પુરુષોત્તમ ઉપાધ્યાય પ્રમુખ, ગુજરાતના ઘણાયે નામી-અનામી ગાયકોએ તેમની કૃતિઓ ગાઈ છે. તેઓ બહુધા ગાઈને ગઝલ રજૂ કરતા અને તેનું સ્વરાઙ્કન પણ આહ્લાદક હતું. મહદ્ અંશે સઙ્ગીતકારો તેને અનુસર્યા છે. શરૂઆતમાં દર્શાવી છે તે ઉપરાન્ત–

*લઈ લો રૂપ મ્હારું, આપની સૂરત મ્હને આપો,*
*ત્હમે તરણું ઉપાડી લો અને પર્વત મ્હને આપો.*

આ શેરથી શરૂ થતી 'મ્હને આપો' જેવી ગઝલનું તેમનું ગાન મ્હારી જેમ, અસઙ્ખ્ય શ્રોતાઓ માટે યાદગાર બની રહેલું છે. તેમની અત્યન્ત લોકપ્રિય બનેલી ગઝલ 'સ્વજન સુધી'ના શબ્દ અને સ્વર ભૂલ્યા ભુલાય એમ નથી.

*દિવસો જુદાઈના જાય છે, એ જશે જરૂર મિલન સુધી.*
*મ્હને હાથ ઝાલીને લઈ જશે, હવે શત્રુઓ જ સ્વજન સુધી.*

*ન ધરા સુધી, ન ગગન સુધી, નહીં ઉન્નતિ ન પતન સુધી*
*અહીં આપણે તો જવું હતું, ફક્ત એકમેકનાં મન સુધી.*

*ત્હમે રાંકનાં છો રતન સમાં, ન મળો એ અશ્રુઓ ધૂળમાં.*
*જો અરજ કબૂલ હો આટલી, તો હૃદયથી જાઓ નયન સુધી.*

*ત્હમે રાજરાણીનાં ચીર સમ, અમે રઙ્ક નારીની ચૂંદડી !*
*ત્હમે બે ઘડી રહો અઙ્ગ પર, અમે સાથ દઈએ કફન સુધી.*

નૈસર્ગિક સર્જકતાનું બળ તો બહુ જ, વાચન મનનને કારણે તેમજ ગુજરાતમાં બન્ધાતા જતા ગઝલના વાતાવરણને લીધે ગનીભાઈની ગઝલ-પ્રવૃત્તિ ખીલી હતી. ગઝલ-સર્જન તરફ ત્હમે કઈ રીતે આકર્ષાયા એવા એસ.એસ. રાહીના પ્રશ્નના જવાબમાં તેમણે આમ કહ્યું છે : "હું યુવાન વયે મીલાદ શરીફ પઢતો પઢાવતો હતો. એમાં 'નઅત'નો શોખ લાગ્યો. અલ્લામાં 'કૈફ' ટોંકીનો નઅતનો દિવાન મ્હને ખૂબ ગમ્યો. નઅત પોતે લખતો અને સારો અવાજ હોવાને કારણે પઢાવતો, એ દરમિયાન અમીન આઝાદની દોસ્તી થઈ. રાંદેરમાં 'કારવાં'નાં તન્ત્રી જ. વહશી રાંદેરીના પુત્રના લગ્નમાં શયદા વગેરે આવ્યા હતા. ત્યાં એક મુશાયરામાં પહેલી ગુજરાતી ગઝલ રજૂ કરી જ. 'શયદા'નું વહાલ માણવા મળ્યું. 'બે ઘડી મોજ'માં ગઝલો પ્રગટ થવા લાગી. મુશાયરામાં આખા ગુજરાતમાં જવાનું થયું." ('વાતચીત' પૃ. ૬૦)

ગઝલ ઉપરાન્ત એમણે મુક્તકો અને ગીતો લખ્યાં છે. ૧૮૫૭ના બળવા વિશે 'જશ્ને જહાદ' નામે હિન્દી ભાષામાં નૃત્ય નાટિકા ૧૯૫૭માં લખી. 'પહેલો

માળ' નામક એક ત્રિઅઙ્કી નાટક લખ્યું જે ૧૯૫૯-૬૦માં ભજવાયું હતું. ગુજરાત સરકાર દ્વારા પુરસ્કૃત એ નાટક અપ્રકાશિત રહ્યું છે. ઍમ તો 'ગુજરાત મિત્ર' દૈનિકમાં તૅમણે કાવ્ય કટાક્ષિકા પણ લખી છે. આમ છતાં ગનીભાઈ મુખ્યત્વે ગઝલકાર જ. ગઝલકાર તરીકે જ યશસ્વી પણ બન્યા. ગુજરાતી ગઝલની આગેકૂચમાં ગનીભાઈનું પ્રદાન મૂલ્યવાન છે.

'ગાતાં ઝરણાં' (૧૯૫૩), 'મહેક' (૧૯૬૧), 'મધુરપ' (૧૯૭૧), 'ગનીમત' (૧૯૭૧), 'નિરાંત' (૧૯૮૧) આદિ એમના ગઝલ મુક્તક અને ગીતના સઙ્ગ્રહો છે.

'ફાંસ ફૂલની' (૧૯૮૭) અને 'ગનીભાઈનાં શ્રેષ્ઠ કાવ્યો' (૧૯૮૭) ઍમના મરણોત્તર કાવ્યપ્રકાશનો છે. કવિના પ્રશંસકોએ તે સમ્પાદિત કરેલાં છે.

સહુ ગઝલકારોની જેમ ગનીભાઈએ પણ આત્મલક્ષી પ્રણયભાવનું આલેખન ગઝલમાં કર્યું છે; પણ વિયોગ અને મિલન તથા પ્રિયજન સાથેની વિવિધ ગોષ્ઠીની તૅમની અભિવ્યક્તિ વેધક છે.

*એક બીડું છે, હૃદય, આવ ! ઉઠાવી લઈએ,*
*ઈશ પાસેથી જગત આખું પડાવી લઈએ.*

✠

*ન તો કમ્પ છે ધરાનો, ન તો હું ડગી ગયો છું,*
*કોઈ મ્હારો હાથ ઝાલો હું કશુંક પી ગયો છું.*

✠

*હૃદયમાં પ્રેમની પધરામણી સાથે વ્યથા આવી,*
*જીવનના પાલવે બન્ધાઈને જાણે કઝા આવી.*

✠

*તાજથી મુમતાઝના, મ્હારું હૃદય કંઈ કમ નથી,*
*જીવતી એમાં તમન્નાઓ દફન થઈ જાય છે.*

✠

*કોઈએ જ્યાં ફેરવી લીધાં નયન તો દુઃખ થયું,*
*જોઈ લીધું તો જીવનભર ઓશિયાળા થઈ ગયા.*

✠

*મ્હારા દિવસ ને રાત તો દૃષ્ટિ છે આપની,*
*મુજ પર કદી ઠરી, કદી મુજથી ફરી ગઈ.*

ચિન્તન-સભર જીવનને પ્રેરક એ ખુમારી - ભરપૂર અવનવા અશઆર સતત વિકાસશીલ રહેલા આ શાયરે આપ્યા છે. શેરની રચનાના તો એ ઉસ્તાદ હતા જ, શેરમાં કોઈ ગહન વાત આસાનીથી કરી દેતા. ગનીના બેત્રણ માર્મિક શેર નમૂના રૂપે જોઈએ.

*ત્હમને મારી ન શકું તેમ જીવાતું ય નહીં,*
*વાસનાઓ હે જીવનની, હું શહેનશાહ નથી.*
*જૂઠી તો જૂઠી જ આશે જીવવા દેજો મ્હને,*
*જૂજવાં મૃગજળ જતાં રહેશે તો રણનું શું થશે ?*
*એ હકીકત છે : મ્હને ત્હેં નથી દીધું ખુદા !*
*વેદનામાં પણ અધર પર નામ બીજાનું હતું.*

ગઝલક્ષેત્રે તૅમણે ઘણા પ્રયોગો કર્યા છે. પણ તૅમની ધ્યાનપાત્ર અને ખરી સિદ્ધિ પરમ્પરાગત રીતિની ગઝલમાં છે. ગનીભાઈની કેટલીક નઝ્મો ગઝલો સાદ્યન્ત સુન્દર છે. યોગ્ય રીતે જ તે સારી પ્રસિદ્ધિ પામી છે. એ કૃતિઓનાં નામ આ રહ્યાં. 'મ્હને આપો' 'ઉપવને આગમન' 'મ્હને થતું' 'લાગણીવશ હૃદય' 'ફૂલદાની' 'તમન્ના' કવિનું પ્રતિનિધિત્વ કરે ઍવી છેલ્લી ગઝલના થોડાક શેર જોઈએ:

*બનાવટની મધુરતામાં કટુતા પારખી જાશું,*
*નિખાલસ પ્રેમથી પાશે જગત તો ઝેર પી જાશું.*
*સજાવીશું તમન્નાઓની મ્હેફિલ એક દી જોજો,*
*ધરા ત્યારે ગગન બનશે, અમે તારા બની જાશું.*
*અમે ઓ રાહબર ! આગળ ધપીશું તુજ નજર રૂપે,*
*નથી કંઈ કાફલાની ધૂળ કે પાછળ રહી જાશું !*
*પડીશું તો ગગનના ઘૂમટેથી મેહુલા રૂપે,*
*ઉરે ફળની તમન્ના લઈને માટીમાં મળી જાશું.*

ઊંચા આદર્શોનું જતન કરનારા, ઉરમાં ઊગ્યું તે ખૂબીથી ગાનારા અને ખુમારીથી જીવી જનારા એ શાયરે એક શેરમાં જે કહ્યું છે તે તૅમને માટે ય કેવું કેટલું સાચું છે !

*જિન્દગીનો એ જ સાચેસાચ પડઘો છે 'ગની',*
*હોય ના વ્યક્તિને તેનું નામ બોલાયા કરે.*

# અવલોકન

## જળના પડઘા ઝીલતી કવિતા

પ્રસાદ બ્રહ્મભટ્ટ

'સૂરજ કદાચ ઊગે' (૧૯૭૪) પછી બે દાયકા કરતાં વધુ સમય બાદ હરિકૃષ્ણ પાઠક આ બીજો કાવ્યસઙ્ગ્રહ લઈ આવે છે. અલબત્ત વચ્ચેના બે દાયકામાં તેમની પાસેથી એક શિશુકાવ્યોનો સઞ્ચય અને એક કટાક્ષકાવ્યોનો લઘુ સઞ્ચય 'અડવાપચીસી' મળી ચૂક્યા છે. અગાઉના ત્રણે સઙ્ગ્રહો કરતાં પ્રસ્તુત સઙ્ગ્રહનું ભાવવિશ્વ ભિન્ન છે. કવિ પોતે 'નિવેદન'માં સ્વીકારે છે : "૧૯૭૪માં" પ્રથમ કાવ્યસઙ્ગ્રહ પ્રગટ થયો ત્યારે જે આનન્દ ઉત્સાહ અને મુગ્ધતા હતાં તેમાંનું કશું આજે નથી. જળ જમ્યાં છે, ઠર્યાં છે, આછર્યાં છે."

વિષાદ, વેદનાનો સૂર સઙ્ગ્રહની રચનાઓમાં રહી રહીને સમ્ભળાયા કરે છે. પ્રથમ સઙ્ગ્રહ પછીના બે દાયકાની જીવનયાત્રામાં કવિ કેટકેટલાં સ્વજનો-સ્નેહીઓ ગુમાવે છે ! વડીલોને ગુમાવવાનું દુ:ખ તો હજીયે સહી શકાય, પણ પોતાનાથી ન્હાનાં સ્વજનોને, વહાલી દીકરીને ગુમાવવાની વેદના સંવેદનશીલ સ્નેહાળ કવિ કેવી રીતે સહી શકે ? આ સઙ્ગ્રહની અધઝાઝેરી કવિતા જાણે એ વેદનાને મળેલી વાચા છે.

સઙ્ગ્રહની પ્રથમ કૃતિ 'જળના પડઘા પડ્યા કરે'ના આરમ્ભે જ કવિ કહે છે કે એ પડઘા સ્થળકાળથી પાર વિસ્તરી ક્યહીં ગૂઢ ગહ્વરમાં ઝમી અનિમેષ દગોમાં ઠરે છે. વિધિ જ્યારે કાળો કેર કરે છે ને કાળની ઘડી નમણી મધુવેલ માધવીને ભરખી જાય છે ત્યારે કવિના હૃદયમાં સ્મૃતિ પણ શલ્ય થઈને રહે છે. પરિણામે સ્મરણો લઈ જીવવું પડે છે અને સ્મરણોમાં ઝૂરવું પણ પડે છે. તેમ છતાં કવિ સ્વસ્થતા ધારણ કરી કહે છે :

*જગની સઘળી જળોજથા*
*વહતા રહીશું યથા તથા,*
*અવશેષ મહીં નહીં વ્યથા,*
*પરિપૂરણ થૈ જશે કથા.* (પૃ. ૨)

'વ્યથા' અને 'કથા'નો પ્રાસ કેવો સાભિપ્રાય બની રહે છે ! પ્રેમાનન્દે 'આંસુ સાથે' મેળવેલ 'સાસુ'નો પ્રાસ અહીં યાદ આવી જાય છે. 'જૂનું ઘર ખાલી કરતાં' ના અન્તના 'કણિકા' અને 'મણીકા'નો બાલમુકુન્દ દવેનો પ્રાસ પણ કોઈને યાદ આવે તો આશ્ચર્ય નહીં. ત્યાં પણ પુત્રવિરહની વેદના જ વ્યક્ત થઈ છે ને !

કવિતા કવિ માટે આખરે છે શું ? સઙ્ગ્રહની બીજી રચનાના આરમ્ભે જ કવિ મુખર રીતે બોલી ઊઠે છે :

*આમ તો માત્ર લીલા છે, લીલા પ્રાસાનુપ્રાસની*
*ને વળી આમ ભક્તિ છે, ભક્તિ દાસાનુદાસની.*
(પૃ.૩)

કવિ પાસે માત્ર કવિતાની ભાષા જ નથી, ભક્તિ પણ છે, ભાવ છે. સઙ્ગ્રહની અધિકાંશ રચનાઓમાં ભાષા-ભાવનું એવું સુભગ સાયુજ્ય સિદ્ધ થયું છે જેને કારણે જીવનજળના ઝીણા પડઘાનું શિલ્પ કણ્ડારાયું છે. જીવનને સમજવાનો પ્રયાસ કરતાં કવિને પ્રશ્નો થાય છે.

*આખુંયે આ આયખું શી બલા છે,*
*કૂડી કંઈ કારીગરી કે કલા છે ?* (પૃ. ૬)

જીવન બલા હોય કે કલા, જળ હોય કે ઝાંઝવાં, પણ કવિનો સઙ્કલ્પ છે :

*પાવા તો કૈં નીતરાં નીર પાવાં ?*
*ન્હૈં તો ઝૂડી જાણવાં જાળ-બાવાં. (પૃ.૪)*

ઉમાશઙ્કર જોશીએ 'બારી બહાર'ની પ્રસ્તાવનામાં પ્રહ્લાદ પારેખની કવિતાને 'નીતર્યાં નીરની કવિતા' તરીકે ઓળખાવી હતી એ સહૃદયોને યાદ હશે. હરિકૃષ્ણ પાઠકની કવિતા પણ નીતર્યાં નીરની કવિતા છે અને તેથી જ તેનો જત્થો બહુ મ્હોટો નથી.

'સ્મૃતિવેદના' અનુભવતા કવિ હસી શકતા નથી, રડી પણ શકતા નથી. કોઈ 'વરસાદી રાતે' હૃદયે ખટક લાગવાથી કંઈ જાગી ઊઠે છે ઝઙ્કૃતિ, સઘળી વિસ્મૃતિ ઝટક દઈને સરી જાય છે ને અકળ ગતિએ આવી બધાં સ્મરણો ઘેરી વળે છે, મનમાં સકળ દ્વારો સાબદાં ફટાફટ ખુલ્લાં થઈ જાય છે. કવિ છૂપેલી સદીઓનો અહેસાસ કરે છે અને અન્તે આહ્લાદક અનુભૂતિ કરી રહે છે.

*પરણ પરણે ઝીલ્યાં ટીપાં હવે હળવાં ઝરે;*
*ઝરણ દડતું છાનું, ખીલ્યું અહીં બટમોગરે (પૃ.૧૧)*

પ્રથમ પઙ્ક્તિમાં પર્ણો પર ઝિલાયેલાં વરસાદી ટીપાંની હળવેથી ઝરવાની ક્રિયા કેવી કુશળતાપૂર્વક કવિએ ચાક્ષુસ કરાવી છે ! બીજી પઙ્ક્તિની અભિનવ કલ્પના કવિકર્મની નિદર્શક છે.

પિતાજીના અવસાનથી પ્રત્યેક પુત્રની પેઠે કવિ પણ શિરછત્ર ગુમાવે છે. પિતાજી હતા ત્યારે તેમના રૂપમાં કેવડું મ્હોટું ભાગ્ય સાંપડ્યું છે એ કવિ સમજી શકતા નથી, તેથી જ તેમના જવાથી તેમની સમક્ષ દુર્ભાગ્ય આવીને ખડું થઈ જાય છે. પિતાજીના 'અસ્થિ વિસર્જનની ક્ષણે' કવિને સમજાય છે.

*ને એ ક્ષણે આ ભરપૂર સૃષ્ટિમાં*
*લાગ્યું, અમે સાવ અજાણ એકલાં... (પૃ. ૧૭)*

એકલતાનો ભાવ સઙ્ગ્રહની અનેક રચનાઓમાં પડઘાય છે. આમ તો મનુષ્ય-માત્ર એકલો હોય છે પણ સંવેદનપટુ હોવાને લીધે કવિ વિશેષ એકલતા અનુભવે છે. એક પછી એક સ્વજનોની ચિરવિદાય તેની એકલતાને દ્વિગુણિત કરી રહે છે. દીકરીની અણધારી વિદાયથી કવિ હતપ્રભ થઈ જાય છે. સઙ્ગ્રહના અન્તિમ કાવ્ય 'પૂર્ણાહુતિ'માં કવિએ પોતાની વેદનાને વાચા આપવાનો પ્રયાસ કર્યો છે. અલબત્ત કવિને હવે સમજાઈ ગયું છે.–

*કે આ પીડાનો, આ વ્યથાનો, વેદનાનો*
*કોઈ ઉપાય નથી. (પૃ. ૮૫)*

અઙ્ગત વેદનાની વાત આ રચનામાં થોડી મુખર થયેલી જણાય છે. એને કારણે સંવેદનાનું કાવ્યરૂપાન્તર પૂરતું સન્તર્પક બની શક્યું નથી.

હરિકૃષ્ણ પોતાની આગલી પેઢીના બે મૂર્ધન્ય કવિઓ સુન્દરમ્ ('૧૩-૭ની લોકલના કવિ')ને તથા ઉમાશઙ્કર જોશી ('અમદાવાદ તો ગયો છું, અનેક વાર')ને ભાવભીની કાવ્યાઞ્જલિ અર્પે છે. ભ્રષ્ટાચારથી ખદબદતા આપણા આ પ્રાચીન દેશમાં ક્રાન્તિની મશાલ સળગાવનાર લોકનાયક જયપ્રકાશજી પ્રત્યે કવિ એક કાવ્યોદ્ગાર પ્રગટ કરે છે. 'તોયે ઘણું' એ રચનામાં કવિ ખમીર ને ખુમારીના પક્ષકાર છે એની પ્રતીતિ થાય છે. એક આરમ્ભિક રચનામાં જ કવિએ પોતાની પ્રતિબદ્ધતા પ્રગટ કરી દીધી છે :

*ઘેરાણી તો આભમાં વીજ હેરે,*
*જીવ્યા તો ભૈ ઝૂઝવું જીવ પેરે. (પૃ.૩)*

'ગાંધીજીની ગુજરાત'નું મહિમાગાન કરતાં પણ કવિ આ ખુમારીનો ભાવ ઉપસાવી રહે છે. 'ભીડ પડ્યે ભડ થઈને રહેતી, લેતી આપદ ઝેલી.' (પૃ.૬૫)

કવિ ખમીરવન્તા હોવાને લીધે જ ખુમારી પૂર્વક કહે છે :

*ચરણ ચાલ્યા સુધી જાતરા જાણશું.*
*ડૂકશું પણ ચડીશું નહીં ડોળીએ. (પૃ.૪૦)*

કવિને ડૂકવું મઞ્જૂર છે પણ ડોળીએ ચડી,

પરાધીન બની જાતરા કરવી કબૂલ નથી. જીવન યાત્રાના જ એક ભાગ રૂપે કવિ 'યાત્રા – વિહાર' પણ કરે છે. એક યાત્રી તરીકે કવિ પોતાના પૂર્વસૂરિઓને સ્નેહ-શ્રદ્ધાપૂર્વક સ્મરી રહે છે. પોતાના બે સમકાલીન મહાયાત્રીઓને પ્રેમપૂર્વક અર્ઘ્ય ધરતાં કવિ કહે છે.

*ભોળાભાઈ ભજું ભાવે, પ્રીતિને પ્રેમથી સ્મરું,*
*આપ તો મહાયાત્રી છો, અલ્પ હું અર્ઘ્ય શો ધરું !*
*(પૃ. ૨૭)*

બાહ્યયાત્રાની વાત કરતાં કરતાં કવિ 'ભીતરી યાત્રા'નો પણ નિર્દેશ કરે છે. આપણા સમયના એક ચિન્તકની પઙ્‌ક્તિ અહીં યાદ આવી જાય છે.

*The longest journey*
*is the journey inwards.*

*'સૌથી લાંબી યાત્રા*
*એ છે આન્તર્ યાત્રા !)*

બાહ્યયાત્રા, જીવનયાત્રા કરતાં કરતાં કવિએ આન્તર્ યાત્રા, ભીતરી યાત્રા પણ કરવી પડે છે. એવી યાત્રાના અન્તે કવિને શું લાધે છે.

*ઘોડા ઘટના છૂટ્યા અન્તે*
*મળ્યું નહીં કંઈ મળતર જેવું. (પૃ. ૫૧)*

જીવનભર માણસ અનેક ઇચ્છાઓ આકાંક્ષાઓ, ઝઙ્ખનાઓ કરે છે, કંઈ ને કંઈ પામવા, શોધવા મથામણ કરે છે, પણ સ્થૂળ પ્રાપ્તિના સન્દર્ભમાં જોઈએ તો કહે છે તેમ

*ખેસ ખોળતાં*
*મળતાં ખાપણ (પૃ. ૪૩)*

ખેસ ખોળતાં ખાપણનો વર્ણાનુપ્રાસ અને 'ખોળતાં મળતાં'નો યમક કેવો કાવ્યાત્મક વિરોધ ખડો કરે છે ! 'ખેસ' અને 'ખાપણ' બે શબ્દોમાં જ કવિએ કેવો અર્થ સમ્ભાર ભર્યો છે ! કવિતામાં કવિ ગાગરમાં સાગર કેવી કુશળતાથી ભરે છે એ આ પરથી જોઈ શકાશે.

જીવનની ક્ષણભઙ્ગુરતાને નશ્વરતાને પામી ગયેલા કવિ 'ભીતર ભગવો' ધારણ કરે છે. બહારથી ભગવો ધારણ કરનાર તો અનેક મળે છે પણ ભીતર ભગવો ધારણ કરનાર વિરલા જ હોય છે. જેને ઊંડો અમલ ચડ્યો હોય અને 'ઓગમ-ચોગમ અન્દર બાહિર' ઊંડો ભેદ જડ્યો હોય (પૃ. ૬૭) તે જ ભીતર ભગવો ધારણ કરી શકે. આ'વા કવિ પરમ તત્ત્વના મહિમાનું ગાન કરતાં વદે છે.

*રમ્ય-રુદ્ર ને રુદ્ર-રમ્ય આ નીરખું રૂપ અનેક*
*ઉત્પત્તિ-સ્થિતિ-લયને અન્તે*
*મહિમા ત્હારો એક ! (પૃ. ૫૬)*

અને ક્યાં એકનો મહિમા નિહાળનાર કવિ નરસિંહ મહેતાની જેમ અખિલ બ્રહ્માણ્ડમાં એક શ્રી હરિને નીરખી રહે છે. 'શ્રાવણમાં ઘનશ્યામ'ને ઉદ્દેશી કવિ કહે છે.

*શ્રાવણમાં ઘનશ્યામ ત્હમે વરસો છો અનરાધાર,*
*આભ-ધરાને અર્પો છો તૃણનો લીલો આધાર. (પૃ. ૭૧)*

તૃણના લીલા આધારની કલ્પના આસ્વાદ્ય છે. પ્રભુપ્રેમ ગાનાર કવિ માનવપ્રેમનું ગાન પણ કરે છે. જગત માયા છે એ જાણવા છતાં એ માયાથી છૂટવું સહેલું થોડું છે ? 'કામણ'ની વાત કરતાં કવિ કહે છે :

*કેમ કરીને ઠેલવાં કામણ*
*કેમ કરીને ઝેલવાં ?*
*કાળજાં કેમ ઉકેલવાં સાજણ*
*કેમ રે છાનાં મેલવાં ? (પૃ. ૫૩)*

આ કામણ પાછાં ઠેલવાં કપરાં છે તેમ ઝેલવાં પણ દોહ્યલાં છે. આ તો લક્કડના લાડુ છે, ખાનાર પસ્તાય છે ને ન ખાનારા પણ પસ્તાય છે. જળના પડઘા સાંભળી શકનાર કવિ 'જળની ઝીણી મહેક' પણ ગ્રહી શકે છે :

*જળની ઝીણી લહેર સમી તું પળમાં સરી ગઈ,*
*રાતરાણીની મહેકથી મ્હરા મનને ભરી ગઈ. (પૃ.૫૫)*

દુન્યવી સ્નેહ-સૌન્દર્ય ક્ષણિક છે પણ ત્હેનો પ્રભાવ વ્યાપક છે. પળમાં સરી જનારો પ્રેમ પણ જ્યારે જીવનમાં પ્રવેશે છે ત્યારે હૈયું થડકારો ચૂકી જાય છે ! પરિણામ ? 'જળની ઝીણી મહેક તો મ્હારા મનને હરી ગઈ.' પ્રેમનો જાદુ જોયો ને ? જે પોતે જળની ઝીણી લહેર સમી હતી અને જૅણે રાતરાણીની મહેકથી કવિના મનને ભરી દીધું હતું તે પોતે પ્રેમના રસાયણથી 'જળની ઝીણી મહેક' બની જાય છે અને કવિના મનને માત્ર ભરી દેતી નથી, હરી જાય છે ! કોઈને સ્થૂળ દૃષ્ટિએ જોતાં આમાં કવિની શબ્દરમત લાગશે પણ વાસ્તવમાં પ્રેમની સમગ્ર પ્રક્રિયા આ પ્રયુક્તિથી વ્યઙ્જિત થઈ શકી છે.

હરિકૃષ્ણ મૂળભૂત રીતે પ્રકૃતિપ્રેમી કવિ છે. તૅમના પ્રથમ સઙ્ગ્રહમાં તો તૅમનો પ્રકૃત્તિપ્રેમ ઊડીને આંખે વળગે એવી ઉત્કટતાથી અભિવ્યક્ત થયો હતો. આ સઙ્ગ્રહમાં તૅમનો પ્રકૃતિપ્રેમ ઓછો નથી થયો પણ તૅમાં સંસ્કૃતિ અને પ્રીતિના પ્રવાહો ભળી ગયા છે. માનવપ્રેમ અને પ્રકૃતિપ્રેમનું સાયુજ્ય સધાય છે ત્યાં 'સપનું સાચું' અનુભવાય છે.

*આ ઝરમર ઝરમર આભ ઝરે*
*કે ઝરે આપણી પ્રીત ?*
*આ ખળખળ કલકલ ઝરણ વહે*
*કે વહે આપણાં ગીત ! (પૃ. ૭૦)*

જોઈ શકાશે કે અહીં પ્રીત અને ગીત સાથે પ્રકૃતિનું સઙ્ગીત સંયોજાઈ ગયું છે. આ'વું સાયુજ્ય આમ તો સપના જેવું છે પણ કવિતામાં એ સાચું લાગે છે. નાગર આભિજાત્યથી આરમ્ભાયેલી આ રચના તળપદા વાગંશો સાથે પૂરી થાય છે.

'અડવા પચીસી'ના સર્જક કવિ આ સઙ્ગ્રહની કેટલીક રચનાઓમાં નાગરી રીતિનો માર્મિક વ્યઙ્ગ-કટાક્ષ હળવેથી કરી લે છે. 'જનગણમન ને જીવણ' ઍમની એવી એક વિલક્ષણ રચના છે. એમાં મર્માળી રીતે કવિ કથે છે.

*જનગણમન ખાતે જીવણિયે ખતવી દીધી જાત,*
*જીવણ છે તો જનગણમન છે બાકી તો શું થાત ! (પૃ.૫૮)*

શીર્ષકમાં સમાવિષ્ટ શબ્દો સાથે સઙ્કળાયેલા અધ્યાસો વ્યઙ્ગ કટાક્ષને વિશિષ્ટ પરિમાણ બક્ષે છે. 'માણસ એવા મળી ગયા'નો કટાક્ષ નિર્દંશ છે. 'લેખણ ભાળી લખી ગયા, ભૈ, ચીતર જોતાં ચળી ગયા' (પૃ. ૬૨)નો વ્યઙ્ગ મર્માળો છે. 'ક્યાંક તિખારો જળે'નો કટાક્ષ મુખર છે, પણ વ્યાપક પરિમાણોને તાગે છે. જુઓ:

*જાણ નથી કે કૉણે કીધા*
*ઘાવ, કારમા કળે;*

*ઘોરખોદિયાં ચડ્યાં સિંહાસન*
*કૅમે ટાળ્યાં ટળે ? (પૃ. ૬૩)*

આ કાવ્ય કવિએ ૧૯૮૫માં લખ્યું હતું, પણ આજેય એટલું જ, બલ્કે વધારે પ્રસ્તુત નથી લાગતું ? કવિને 'આર્ષદૃષ્ટા' કંઈ અમસ્તો નથી કહ્યો.

કવિનો શબ્દ કેવી રીતે આવે છે એ ખુદ કવિ માટે પણ વિસ્મયનો રહસ્યનો વિષય છે. પણ તે જ્યારે આવે છે અને કવિત્વના રસાયણે રસાય છે ત્યારે આહ્‌લાદક પરિણામો અવશ્ય સર્જાય છે. કવિતા તો સૃષ્ટિના કણકણમાં વ્યાપી છે પણ તેની સિદ્ધિ સ્વપ્નવત્ છે. કવિ પોતે જ ક્યાંક વિસ્મય પૂર્વક બોલી ઊઠે છે.

*આ પૉર હતું જે સપનું તે શું*
*સાચું પડશે ઑણ ! (પૃ.૭૦)*

'પૉર' અને 'ઑણ' જેવાં તળપદા શબ્દોનો કવિએ કેવો લીલયા વિનિયોગ કર્યો છે ! બોલચાલનો સામાન્ય શબ્દ પણ કવિત્વના સ્પર્શે કેવો પ્રાણવાન બની જાય છે ! શબ્દોની મદદથી જ કવિ કેવાં શબ્દચિત્રો-કલ્પનો સર્જે છે તે જાણવા એક દૃષ્ટાન્ત જોઈએ.

*જળની રેલમછેલ મચી છે, જળની ઝીંકાઝીંક;*
*જળનો સાંઢ ચડ્યો તોફાને જોજો, લાગે બીક !*

(પૃ. ૫૪)

અહીં મ્હને પ્રિયકાન્ત મણિયારનું કાવ્ય 'એક્કેય એવું ફૂલ' યાદ આવી જાય છે. ફૂલમય બનેલા કવિને તેમાં બધું આખું જગત ફૂલમય લાગે છે. તેમ આ કાવ્યમાં હરિકૃષ્ણને ચોતરફ જળનું સામ્રાજ્ય વિસ્તરેલું અનુભવાય છે. જળના સાંઢની કલ્પના કેવી સમુચિત છે ! ચોમાસામાં ગાંડીતૂર બનેલી નદીઓ સેંકડો મનુષ્યોનો ભોગ લે છે ત્યારે કવિની આ કલ્પના આપણને સાર્થક લાગે છે. ઈશ્વરનાં જેમ રમ્ય અને રુદ્ર રૂપો છે તેમ જળનાં પણ બન્ને રૂપો છે. કવિએ આ સઙ્ગ્રહનાં અનેક કાવ્યોમાં આ રૂપો કમનીય રીતે કણ્ડાર્યાં છે. નામ વિનાની નદીનું એક રુદ્ર રૂપ પણ જોઈએ.

*સાવ અજાણી નામ વિનાની નદી,*
*નદીમાં ખળક્યાં ડ્હોળાં પૂર*
*ગાંડાતૂર...*

*લોઢ ઉપર લઈ લોઢ ઊછળે જળના ઘોડા,*
*ઘમરોળાતા કાંઠા ઝીલે જળના ચણ્ડ હથોડા.*

(પૃ. ૩૫)

ઉપર કવિએ જળના સાંઢની કલ્પના કરી છે, અહીં જળના ઘોડાની કલ્પના કરી છે. 'જળના ચણ્ડ હથોડા' મોજાની જોરદાર થપાટોને માત્ર ચાક્ષુસ જ નથી કરતાં, શ્રુતિગોચર પણ કરી રહે છે. 'ખળક્યાં' ક્રિયાપદ પણ ઉલ્લેખનીય છે.

હરિકૃષ્ણની શબ્દસિદ્ધિ છન્દ, લય, પ્રાસ પરનું પ્રભુત્વ એકન્દરે પ્રશસ્ય છે. આપણે જે દૃષ્ટાન્તો જોયાં તે પરથી તેનો આછો ખ્યાલ આવી રહેશે. પ્રથમ સઙ્ગ્રહ તેમણે કદાચ સઙ્કોચ સાથે મૂકેલો. કવિનો સૂરજ ઊગશે કે કેમ તેની તેમને શઙ્કા હતી. આ સઙ્ગ્રહ આપતી વેળા પણ કવિ તો કહે છે કે એક મુકામ આવી ગયો છે, પણ આપણે કવિને કહીશું, ના, આ મુકામ નથી, માનવો હોય તો આને ત્હમે વિસામો માની શકો. મુકામ તો હજુ દૂર છે. એ મુકામે પહોંચવાની પૂરેપૂરી ક્ષમતા ત્હમારી અન્દર છે જ. પહોંચી રહો એવી શુભેચ્છા.

✠ ✠ ✠

## સાભાર સ્વીકાર

**એક માનવીને લેખે :** 'ઉશનસ્'નો કાવ્યસઙ્ગ્રહ, પ્ર.આ., કાચું પૂંઠું, ડિમાઈ પૃ.૧૧૨, રૂ. ૫૦/- મુ. વિક્રેતા : રન્નાદે પ્રકાશન, ૫૮/૨ બીજે માળે, જૈન દેરાસર સામે, ગાંધીરોડ, અમદાવાદ-૧.

**મઙ્ગલસૂક્ત :** ગોવિન્દભાઈની સૉનેટમાળાનો સઙ્ગ્રહ, પ્ર. આ. કાચું પૂંઠું, ક્રાઉન પૃ. ૫૬, રૂ. ૧૫/- પ્રકાશક : પ્રણવ પ્રકાશન, બી/૩૩ પ્રિયદર્શિની એપાર્ટમેન્ટ્સ, બોડકદેવ, અમદાવાદ-૫૪.

**ઉચાટ :** ગુલામ અબ્બાસનો ગઝલસઙ્ગ્રહ, પ્ર. આ. કાચું પૂંઠું, ડિમાઈ પૃ. ૧૦૮, રૂ. ૭૫/- પ્રકાશક : નવભારત સાહિત્ય મન્દિર, ૧૩૪ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુમ્બઈ-૨.

**શૃઙ્ખલા :** ગુલામ અબ્બાસની તઝમીનનો સઙ્ગ્રહ, પ્ર. આ. કાચું પૂંઠું, ક્રાઉન પૃ. ૮૪, રૂ. ૪૦/- પ્રકાશક : નવભારત પ્રકાશન મન્દિર, બાલા હનુમાન, ગાંધી રોડ, અમદાવાદ-૧.

# સરનામા વિનાનું : 'એનું સરનામું'

ડૉ. નલિન પણ્ડ્યા

['એનું સરનામું' હરિહર જોશી, પ્રથમ આવૃત્તિ ૧૯૯૬, પૃષ્ઠ ૬૩, કાઉન, કાચું પૂઠું, મૂલ્ય રૂ. ૪૫, પ્રકાશક એન.એમ. ઠક્કરની કમ્પની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુમ્બઈ ૪૦૦ ૦૦૨.]

સૌરાષ્ટ્રની કે કાઠિયાવાડની ધરતી પર જન્મીને કવિ થવું ખૂબ સરળ ઘટના છે. ત્યાંના લોકસાહિત્યનાં ભાષા, લય, લઢણો અને જૂની સામાજિકતાનો ઉપયોગ એ તરફના અન્યત્ર વસેલા કવિઓ કરતા હોય છે. શિષ્ટ ભાષાને નામે એનું મિશ્રણ થતું હોય છે. (એમાં બહુ ધાક મારવા જેવી બાબત પણ નથી.) એ બધું છોડીને કાવ્યસર્જન કરવું એ એક પડકાર છે. સારું છે હરિહર જોશી ઉત્તર ગુજરાતના હોવાથી આ બાબતથી પર છે. એમને તો લોકસાહિત્ય કે લોકગીતો (સૌરાષ્ટ્રનાં)નો વારસો હાથવગો નથી. એટલે જ તેઓ કવિતામાં વધુક અંશે પોતીકાપણું સિદ્ધ કરી શક્યા છે.

બીજું, 'એનું સરનામું' નામક કાવ્યસઙ્ગ્રહમાં નોસ્ટાલ્જિક ભાવ-નાં કાવ્યોનું ખૂબ જૂજ પ્રમાણ જોવા મળે છે. ઘણા ખરા કવિઓ વતન છોડીને નગર કે મહાનગરમાં આવી જતા હોવાથી એની વેદના અને સ્મરણોમાં જ તેઓની કાવ્યયાત્રા ચાલી જતી હોય છે. ખરેખર તો કવિએ એની પાર જવાનું હોય છે. કવિ માટે વતનનો તલસાટ એકલો એનું ભાવવિશ્વ નથી. હરિહર જોશીની દિશા વતન – ખેંચાણ પારની, ઈતર જનની છે; પરલક્ષિતાની છે. ભીંત પર (પૃ.૨) કાવ્યમાં ત્રણ ચિત્રાવલિ તડકાના કુદરતી રૂપો આપી જાય છે. પ્રાદુર્ભાવ' (પૃ.૩) પોતાની જાતની ઓળખ આપતા પરાવાસ્તવયુક્ત કાવ્યમાં જન્મજન્માતરની વાત થઈ છે. 'ઇડરગઢ' (પૃ.૬)માં અન્ધકાર અને પહાડની ભૂલભુલામણીમાં કવિની દૃષ્ટિનો કેમેરા ફર્યો છે. 'સાંજ' (પૃ.૧૩)નો લય તેમ જ સાંજ વેળાના ધસમસતા જીવનના થાકનો નિર્દેશ કરીને એમાં એક આહ્‌વાનરૂપ ખડું કર્યું છે. એટલે જ તે કહે છે.

*"ત્હમને કેટકેટલા અન્ધારામાં સાદ કરી બોલાવું ?"*

પૃ.૧૭ પરનું વાસ્તવવાદી અને રઙ્ગદર્શિતાનો સુન્દર નમૂનો આપતું વ્યક્તિવિશેષ કાવ્ય 'બેગમ અખતરની સ્મૃતિમાં' છે. બેગમ અખ્તરની ઠુમરીની નજાકત રજૂ કરતી પઙ્ક્તિઓ:

*"કર્ણમૂલ પર રેલાતી*
*કોઈ ઠૂમરીની વાછટને વીંધી*
*કોણ સુગન્ધી જેવું પાડે સાદ;*

*બેગમ અખ્તર !"*

*"પર્દા પાછળ*
*પુરવધૂના લહેરાતા કોઈ ઘેર ઘાઘરા*
*જેવી ઠસ્સાદાર ઊભેલી સાંજ, રેલે ખુશબૂ...*
*શમ્મા ! મહેફિલ ! ! ઝુમ્મર ! ! !*
*શોધે બેગમ અખ્તર."*

'કામરુ ગન્ધ' (પૃ. ૨૨)માં કામરુ જાતિની કન્યાના સૌન્દર્ય પરથી સમગ્ર માનવની કામેષણા પ્રગટાવાઈ છે.

નાયિકાને ઝઙ્ખતો નાયક 'એક પત્ર' (પૃ. ૨૭)ની તાજી કલમમાં કહે છે.

*"ક્યારેક યાદ આવ્યું તો,*
*મ્હારા પત્રોની નૌકાઓ બનાવી*
*ઉત્સવ ઉજવજે.*

છૂટતા કિનારા અને હોડીના સમ્બન્ધો આમેય ક્યાં કાયમી હોય છે. પૂર્વોક્ત પઙ્ક્તિઓમાં પ્રણયીજીવનની ક્ષણભઙ્ગુરતા ઠોસ રીતે વ્યક્ત થઈ છે.

સિતાંશુના મગનની જેમ ઓચ્છવલાલના પાત્રને લાવીને આ કવિએ સામાજિકપાત્રવિચ્છેદની (social alienation) વાત કરી છે. 'ઓચ્છવલાલની એકોક્તિ' (પૃ.૧૫) 'ઓચ્છવલાલનું આત્મજ્ઞાન' (પૃ. ૨૮) અને 'ઓચ્છવલાલનું સમ્બન્ધ સૂક્ત' (પૃ.૩૮) કાવ્યોમાં નરી મૂર્ખતા (nonsensical)ના ભાવો રચી આપીને ઓચ્છવલાલને કાવ્યઘટના (poetic phenomena) બનાવવાનો અને સ્થાપિત કરવાનો પ્રયત્ન થયો છે. અલબત્ત અન્ય વ્યક્તિવ્યઙ્ગ પોતાની જાત સાથેનો વ્યઙ્ગ પણ હોઈ શકે.

'એનું સરનામું'માં ગીતપક્ષનું પ્રમાણ ઓછું હોવા છતાં તાજપ અનુભવાય છે. નવથી દસ ગીતો આખા કાવ્યસઙ્ગ્રહમાં કલ્પનાજન્ય નવા આકારો અર્પે છે. 'કેડ પાતળિયો' (પૃ.૫) ગીત લોકગીતોની ચીલા ચાલુ ઢબ દર્શાવે છે. જ્યારે 'રાણાજી' (પૃ.૧૦) માં લયની નવીન ભાત સાથે નવાં કાલ્પનિક સાહચર્યો જોવા મળે છે. 'લાલ મટોડી' (પૃ.૩૧)માં સમયનું નવું પરિમાણ આ રીતે દેખાય છે.

*સર્પ થઈ સરકી ગઈ પળને કૌતુક જેવું સ્પર્શી લેવા*
*બાળક માફક હડીઓ કાઢી વર્ષો ખરશે લાલ મટોડી.*
*ટેવ સમું સૂરજનું ઊગવું. ટેવ સમું આથમતા રહેવું;*
*ત્વચા સમયની તોડી તોડી વર્ષો ખરશે લાલ મટોડી.*

આ'વાં 'મધુરજની' (પૃ.૯), 'દરિયા વાગ્યા' (પૃ.૩૩) 'ડુઙ્ગર ભારે ભારે લાગે' (પૃ.૩૬) 'ગુસાંઈજી' (પૃ.૩૭), 'પટલાણીનું ગીત' (પૃ.૫૪) અને 'પરપોટા' (પૃ.૫૫) ગીતોમાં ઊર્મિલતા નવીન રીતે જળવાઈ છે.

'પરોઢી પ્હોર થાવા દો' (પૃ.૪), 'લે અટકી જઈએ' (પૃ.૩૪), 'મ્હારા સ્વભાવમાં' (પૃ.૪૧), 'એક illusion' (પૃ.૪૭), 'સદીઓની હાંફ છે.' (પૃ. ૫૧), 'એક સ્ટીરિયોફોનિક ગઝલ' (પૃ.૫૨), 'આંખ મળી ગઈ' (પૃ.૫૮), 'કોઈ આવ્યું નહીં' (પૃ.૫૯), 'નગરથી દૂરના રસ્તે' (પૃ.૬૨) અને 'ઘણી સદીઓથી જાગું છું.' (પૃ.૬૩) ગઝલોમાં નવા રદીફ કાફિયા રચ્યા એમાં અભિવ્યક્તિની નવી દિશાની ગતિવિધિ વર્તાય છે. એ માટે માણવા જેવા બે શેર:

*હળ્યા મળ્યાનો ત્યાં ચપટી કલશોર વેરજો,*
*સન્નાટીથી ડરતાં ડરતાં આંખ મળી ગઈ.*
*ચકમકના પત્થર હોવું પર્યાપ્ત હતું પણ*
*બન્ને છેડે બળતાં, બળતાં આંખ મળી ગઈ.*

આઈ.એ. રીચાર્ડે કહ્યું છે કે,

"Too much importance has always attached to the sensory quality of images." કલ્પના ઇન્દ્રિયગમ્ય હોઈને વધુ ઇન્દ્રિયગમ્ય બનાવવાનો ચુસ્ત પ્રયાસ 'એનું સરનામું'ના કાવ્યોમાંથી દેખાય છે. આ કારણે પણ હરિહર પોતીકી રીતના કવિ છે. તેઓ પરલક્ષી અભિગમ દાખવીને ઇતરજન બનવા મચ્યા જ છે. એટલે જ આખા સઙ્ગ્રહમાં નિવેદન સામે, કે ક્યાંય પણ કવિના રહેઠાણનું સરનામું નથી.



# સદ્ગત વ્રજલાલ દવેની સ્મૃતિમાં કાવ્યસર્જનનું આયોજન અને તેનું પરિણામ

સદ્ગત વ્રજલાલ દવેના પરિવાર તરફથી તેમની સ્મૃતિમાં કાવ્યસિસૃક્ષાને સક્ોરવાના ઇરાદે કવિલોક ટ્રસ્ટને રૂ.૧૦૦૦નું દાન મળ્યું હતું. તે નિમિત્તે મૂળ ભવભૂતિની સંસ્કૃત કાવ્યપઙ્ક્તિનો ગુજરાતી છન્દોબદ્ધ અનુવાદ આપ્યો હતો અને તેને આધારે સૉનેટ રચનાઓ મોકલી આપવા કવિઓને જાહેર નિમન્ત્રણ પાઠવ્યું હતું. તેના પ્રતિસાદમાં અમને પન્દરેક સર્જકો તરફથી કૃતિઓ મળી હતી. અલબત્ત, મૂળમાંના દામ્પત્યના વર્તમાન અને વિગતકાળના દુખદ ભાવને જાળવી રાખવાનું અનિવાર્ય ગણ્યું નહોતું. તેમાંથી જે સૉનેટેતર હતી તેને ગણનામાં લેવાઈ નથી. બાકીની સૉનેટરચનાઓમાંથી **ચન્દ્રશઙ્કર ભટ્ટ 'શશિશિવમ્'**ની રચના અમને સરાહનીય લાગી છે અને તેને આ રકમમાંથી ઉત્તેજક પુરસ્કાર રૂ.૨૫૦/ આપવાનું ઠરાવ્યું છે. સર્જકને અભિનન્દન.

રાજેન્દ્ર શાહ, ધીરુ પરીખ

## વીતી ગયા

(સૉનેટ)

**ચન્દ્રશઙ્કર 'શશિશિવમ્'**

*જ્યારે હતી નજર પ્રેમલ ન્યા'ળતી, ને*
*શીળી શિરે ફરતી વ્હાલ તણી હથેળી-*
*સોડે ગરીબ ઘર-ખાટલીએ નિરાંતે*
*સૂઈ જતાં – સભર અન્તરથી અમીર.*
*ઘણ્ટી તણા મધુર ઘેઘૂર નાદ મ્હારાં*
*જાગ્યાં પરોઢ, લયમિષ્ટ પ્રભાતિયાંના*
*શબ્દો સર્યા; મૃદુલ નીન્દર નેણ ઘેર્યાં;*
*ને ઊઘડ્યું કશુંક ત્યાં લયલીન ચિત્તે;*
*ઊંડે અગમ્ય પ્રસર્યા મૃદુ અઙ્જવાશ.*

*વર્ષ્યા સ્વરો મહકતા હળુ શ્રાવણીના*
*કિલ્લોલતા કલરવે શિશુસ્વપ્ન ભીના;*
*ક્યાં એ વહ્યા રણકતા રવ ! કૈં ન જાણ્યું.*
*વીતી ગયા સુખદ એ દિન – આભ ફાટ્યું;*
*ખારા સમુદ્ર, જળમન્થન ઘૂમરાતાં.*

---

અનુસંધાન પાના ૩૧ પરથી

## 'I am not there' કાવ્યની ભૂમિકા

Cummings નામનો એક બ્રિટિશ સૈનિક જે આયરિશ મોરચે લડી રહ્યો હતો તેના મનમાં એવી દહેશત હતી કે રણમોરચે તે ખપી જશે. અને થોડા સમય પછી તે ખપી ગયો. તે પૂર્વે, તેણે એક લિફાફામાં આ કાવ્યની પ્રતને મૃત્યુ પામે તો તેના પિતાને પહોંચાડવાની સૂચના સાથે, હેડક્વાર્ટરમાં પોતાના અધિકારીને સુપ્રત કરી રાખેલી. તેના મૃત્યું બાદ ઘણા વર્ષે આ હકિકત પ્રકાશમાં આવી B.B.C. દ્વારા. ઉક્ત કાવ્ય ત્યાર બાદ ખૂબ પ્રચલિત થયું. વિશ્વની ઘણી ભાષાઓમાં તેના અનુવાદ થયા. કાવ્યમાં પ્રગટ થયેલાં સુન્દર અને સમુચિત્ત કલ્પનો અને અમરત્વનો તેનો સન્દેશ, તેની સરળ સહજ અભિવ્યક્તિ હૃદયસ્પર્શી છે. આ કાવ્યનો કર્તા કોણ તે હકિકત અલબત્ત નિરુત્તર રહેવા પામી છે. ઉક્ત કાવ્યનો આ સાથે આપેલો ભાવાનુવાદ આસ્વાદ્ય બનશે તેમ માનું છું.

#  આસ્વાદ 

## ભગ્નપ્રેમીની આન્તરવ્યથા

દેવેન્દ્ર દવે

**પજવણી**

**ચિનુ મોદી**

*થયો ઝાઝો એને સમય પણ, જ્યારે પ્રણયમાં*
*વફાદારી તૂટ્યે અલગ જ થયાં બેય ઝઘડી.*

*છતાં યે તે આજે પથ ઉપર ક્યારેક ત્હમને*
*જતાં જોઉં ત્યારે હૃદય હળવેથી ધબકવું*
*જતું ભૂલી, શાને ? ઘર તરફ છેલ્લી 'બસ' વિશે*
*જઉં રાત્રે ત્યારે પથ પર ત્હમારું ઘર હજી*
*નિહાળી લેવાને નજર કરતો બહાર, શીદને ?*

*કરાવે છે કોઈ પરિચય મ્હને સ્હેજ મલકી*
*ત્હમોરાં નામેરી સહ, અવશ આંખો, હૃદય આ*
*વિવેકે ચૂકે કાં ? કદીક નવરાશે, ફુરસદે*
*કબાટે, ફમ્ફોસ્યે ગડ વળી ગયો પત્ર નીકળ્યે*
*અચિન્ત્યાનો શાને ગહન જલમાં હું સરકતો ?*

*મ્હને આ'વું પૂછી હૃદય પજવે નિત્ય, ત્હમને*
*ત્હમારું હૈયું શું કદીક પજવે આ...મ ?*

'કુમાર' એપ્રિલ, ૧૯૯૫

પ્રણયના અતિસક્કુલ, તરલ અને અકથ્ય ભાવસ્પન્દોને વેધક રીતે નિરૂપવાના માધ્યમ તરીકે સૉનેટ ઘણીવાર કામયાબ નીવડે છે. એ પ્રકારના સંવેદનમાં, સંવેદન-વિચારના વળાંકો અને તાનપલટા આવતા હોય છે. તેથી સૉનેટ એને પ્રભાવક રીતે રૂપાયિત કરી શકે છે !

ચિનુ મોદીના પ્રસ્તુત સૉનેટમાં એ પ્રકારના તરલ સક્કુલ ભાવવિશેષને રજૂ કરવામાં સૉનેટનું કૌશલ સારી રીતે બર આવ્યું છે. આમ સંવેદન તો દામ્પત્યમાં આવેલા સઙ્ઘર્ષમાંથી વિખૂટા પડેલા નાયકનું છે. એકવાર જેની પ્રીતિને મનભરીને માણી છે, તે હવે પરાઈ વ્યક્તિ છે. ત્હેને અનુલક્ષીને ભાવ વહે છે.

કાવ્યના ઉપાડમાં જ સમયનો ઠીકઠીક ગાળો પસાર થયા બાદ વફાદારી તૂટવાના અઘટિત બનાવથી જ અલગ થયાની વાત આવે છે. અલગ થઈને શ્વાસો તો ભરવા લાગ્યાં પરન્તુ તેમાં પણ હજી રહ્યું સહ્યું આકર્ષણ રહી ગયું હોય તેવી અનુભૂતિ આમ વ્યક્ત થાય છે.

*છતાંયે તે આજે પથ ઉપર ક્યારેક ત્હમને*
*જતાં જોઉં ત્યારે હૃદય હળવેથી ધબકવું*
*જતું ભૂલી શાને ?...*

ઉપરાઉપરી પ્રશ્નની પરમ્પરા સર્જીને ઘર તરફ વળતાં, છેલ્લી 'બસ'માંથી પસાર થતાં વિચ્છિન્ન પ્રીતિક્ષણોને સમ્ભારે છે. તહમારાં ઘર ભણી હજી નિહાળી લેવાની લોલુપતા ટકી રહી છે. શા માટે ? અહીં નાયક લાચારીથી થયેલી પોતાની વિવશતાનો એકરાર કરે છે. પ્રિયજનની વ્યક્તિનો સન્દર્ભ પણ તેને વિહ્વલ કરે છે. તેનો પરિચય કરાવતી વેળાએ નાયકની આંખો અવશ બની નિહાળે, હૃદય વિવેક પણ ચૂકી જાય છે – જાણે આ તો. "તહમે જ છો!

પ્રિયપાત્રની સાથેનો નાતો એટલો ઘનિષ્ટ થઈ ગયો હતો કે ક્યારેક નવરાશની પળોમાં તેનો પત્ર (ગડી વળી ગયેલો સ્તો !) મળી આવે ત્યારે ઓચિન્તાનો ગહનજલમાં હું શીદને સરી જતો ? !

આમ વારંવાર પ્રશ્નોની ઝડી દ્વારા હજી પોતાનું

અનુસન્ધાન પ્રેમિકા સાથેનું જળવાઈ રહ્યું છે તેવી નિગૂઢ વ્યથાને કવિ વ્યઞ્જિત કરે છે :

*મ્હને આવું પૂછી હૃદય પજવે નિત્ય, ત્હમને*
*ત્હમારું હૈયું શું કદીક પજવે આ...મ ?*

અહીં અન્તિમ પઙ્ક્તિઓની ખૂબી પ્રિયજનની મનોદશાની કવિએ કરેલી કલ્પનામાં છે. માનવમાત્રને અતીત પજવે છે તો શું પેલી નાયિકાને પણ ભૂતકાળ નહિ બેચેન બનાવતો હોય ? જેમ મ્હને મ્હારું હૃદય હંમેશાં વિવિધ પ્રશ્નો પૂછી પૂછીને પજવી રહ્યું છે, તેમ ત્હમને ત્હમારું હૃદય પજવે છે ખરું ? મ્હારા હૃદયમાં તમારા માટેનું સ્થાન, આકર્ષણ  તથા ખાલીપણાની લાગણી વારંવાર ઘુમરી ખાય છે. ત્હમને મ્હારા માટે આવી જ ઉષ્મા છે કે કેમ ? તેવો પ્રશ્ન કરવાને બદલે, 'આ'વું પૂછી પૂછીને' હૃદય ત્હમને પજવે છે આમ ?

આમ કાવ્યમાં 'પજવણી'ની વ્યથાને કવિએ સરસ રીતે ઘૂંટી છે. કવિને ફાવતો ભાવતો શિખરિણી છન્દ જે સહજતાથી વહે છે તે ધ્યાનાર્હ બને છે જ; પરન્તુ ભાષાની કરામતનો કીમિયો કવિ સુપેરે કરી જાણે છે:

જેમકે, પઙ્ક્તિના આરમ્ભના 'છતાં' 'જતાં' જેવા પ્રાસ; 'ઘર તરફ', 'પથ પર,' 'ઘર', 'નજર' વગેરે 'ર'વાનુકારી શબ્દ રચનાની પસન્દગી, કે અન્તિમ પઙ્ક્તિમાં ''ત્હમારું હૈયું શું''માંનો 'ઉ'કાર ભાવકને નજાકતભર્યા ભાષાના લાવણ્યનો અનુભવ કરાવે છે... કાવ્યનો ભાવ વધુ તીવ્રતર બનાવવામાં કવિ સફળ થયા છે. આમ છતાં 'નવરાશે', 'ફુરસદે' સમાનાર્થી શબ્દપ્રયોગો માત્ર છન્દની પકડ જાળવવા પ્રયોજાયા હોય તેવું નથી લાગતું ? બીજી પઙ્ક્તિમાં 'અલગ જ'માં 'જ' જરૂરી છે ખરો ?

આમ છતાં, ગુજરાતી સૉનેટ – સમૃદ્ધિમાં પ્રણયભાવની નવીન 'ભાત' પાડતું આ સૉનેટ ચિનુ મોદીની હથોટીનો પરિચય આપે છે. મુખ્યત્વે ગઝલનિષ્ઠ આ સર્જક સૉનેટને પણ સફળતાથી યોજી શકે છે, તેની નોંધ લેવી જોઈએ.



## સાભાર સ્વીકાર

**યસ્ય...પર્ણાનિ :** ગીત, મુક્તક, હાઇકુ, ગદ્યકાવ્ય આદિનો શ્રી ધીરુ મોદીનો કાવ્યસઙ્ગ્રહ કાચું પૂઠું ડિમાઈ પૃ. ૧૨૦, પ્રકા. પોતે, ભરૂચ, રૂ. ૫૫.

**સંવેદના :** સૉનેટ, ગીત, ગઝલ, મુક્તક, હાઇકુ આદિ કાવ્યોનો શ્રી જગદીશ એન. શેલતનો સઙ્ગ્રહ. કાચું પૂઠું. ડિમાઈ પૃ. ૩૮૬, પ્રાપ્તિ સ્થાન. બલસાર બુક સ્ટોર, વસન્ત ટૉકિઝ સામે, હાલર રોડ, વલસાડ-૩૯૬ ૦૦૧.

**તમસોપનિષદ :** શ્રી જયન્ત દવેનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ કાચું પૂઠું, કાઉન પૃ. ૪૪. પ્રાપ્તિ સ્થાન : ગૂર્જર ગ્રન્થરત્ન ભણ્ડાર, રતનપોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ, રૂ. ૫૦.

**એનું સરનામું :** શ્રી નિખિલ 'દર્પણ'નાં મુક્તકોનો સઙ્ગ્રહ, કાચું પૂઠું, કાઉન પૃ. ૭૨, પ્રાપ્તિસ્થાન : નવભારત સાહિત્ય મન્દિર, પતાસા પોળની સામે, ગાંધીરોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, રૂ. ૩૮.

**ફૂલોની ફોરમ :** શ્રી નિરઞ્જન ભટ્ટનાં બાળકાવ્યોનો સઙ્ગ્રહ, કાચું પૂઠું, કાઉન પૃ. ૪૪, પ્રાપ્તિસ્થાન ૧૨, તિરુપતિ સોસાયટી, સ્ટેશન રોડ, જામખમ્ભાળિયા, રૂ. ૨૦.

 # અનુવાદ 

## Hide and Seek

Walter De la Mare

*Hide and seek, says the Winds;*
*In the shade of the woods;*
*Hide and seak, says the Moon;*
*To the hazel buds;*
*Hide and seek, says the Cloud;*
*star on to star;*
*Hide and seek, says the Wave*
*At the harbour bar;*
*Hide and seek, says I;*
*To myself, and step*
*Out of the dream of Wake*
*Imto the dream of Sleep.*

## છુપું રાખ ને શોધ

ર. શાહ

*છૂપું રાખ ને શોધ, કહે વણ્ટોળા;*
*ભૂરી છાંયે વગડાઓની;*
*છૂપું રાખ ને શોધ, કહે ચાંદલિયો;*
*ભીતર રતૂમડી કળીઓની;*
*છૂપું રાખ ને શોધ કહે છે વાદળ;*
*નભના એકબીજા તારલિયે;*
*છૂપું રાખ ને શોધ, કહે છે મોજું,*
*કાંઠે બન્દરની વેકૂરિયે;*
*છૂપું રાખ ને શોધ, કહું હું પોતે*
*જાતાં, મ્હને જ હું જોવામાં;*
*જાગી રહ્યાના આ મુજ સોણામાંથી*
*બીજા નીંદરના સોણામાં.*

## I Am Not There

Cummings

*Do not stand at my grave and weep,*
*I am not there, I do not sleep.*
*I am a thousand winds that blow.*
*I am the diamond glints on the snow.*
*I am the sunlight on ripened grain.*
*I am the gentle autumn rain.*
*When you awake in the mornig's hush*
*I am the swift uplifting rush.*
*Of quiet birds in circled flight.*
*I am the soft stars that shine at night.*
*Do not stand by my grave and cry*
*I am not there; I did not die.*

નોંધ માટે જુઓ પાનું ૨૮

## મર્ત્ય નહિ તે હું

મનોહર દેસાઈ

*કબ્ર ઉપર મ્હારી ઊભા રહી રડશો ના, હે બન્ધુ !*
*નહીં નહીં હું કબ્ર કુહરમાં, ના સૂતો ત્યાં હું.*
*સહસ્રપક્ષ વીંઝાતા પવનો દિશદિશમાં તે હું.*
*હિમશિખરે ઝળકન્તી કીરચો રત્નગર્ભ તે હું.*
*સૂર્યપ્રકાશે સ્વર્ણિમ સોહે ધાન્યબીજ તે હું.*
*હું જ શરદની મન્દમધુરી વર્ષા ઝરમર છું.*
*નીરવ પ્રભાતે જાગી જોશો પ્રસન્ન પક્ષીડાં ઊડે*
*ચક્રાકારે નીલગગનમાં પાંખો ફડ્ ફડ્ વીંઝે*
*ઊર્ધ્વ ભણી ઊઠતી એ મઝુલ તેજ ગતિ તે હું.*
*તેજ તેજની ઝલમલ રમણા રાત્રિમહીં તે હું.*
*કબ્ર ઉપર મ્હારી ઊભા રહી રડશો ના, હે મિત્રો !*
*નહીં નહીં હું મૃત્યુગોદમાં, મર્ત્ય નહિ તે હું !*

# શબ્દ-સિદ્ધિ : ૫
## (અનુસ્વાર અનુનાસિકની શુદ્ધ જોડણીયુક્ત)

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ૧ | ૨ | | ■ | ૩ | ૪ | ૫ | ■ |
| ૬ | | | ■ | ૭ | ■ | ૮ | | ૯ |
| ૧૦ | | ■ | ૧૧ | | ૧૨ | ■ | ૧૩ | |
| | ■ | ૧૪ | | ■ | ૧૫ | ૧૬ | ■ | |
| ■ | ૧૭ | | ■ | ૧૮ | ■ | ૧૯ | | ■ |
| ૨૦ | ■ | ૨૧ | ૨૨ | ■ | ૨૩ | | ■ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ■ | ૨૭ | ૨૮ | | ■ | ૨૯ | |
| ૩૦ | | ૩૧ | ■ | | ■ | ૩૨ | | |
| ■ | ૩૩ | | | ■ | ૩૪ | | | ■ |

આડી:
૧ બી સાથેનું રૂ ૩
૩ શિવનું ધનુષ્ય ૩
૬ કમળ ૩
૮ અધીરું, ડગમગતું ૩
૧૦ બીક ૨
૧૧ એક રાગ ૩
૧૩ રેશ ભજવનાર ૨
૧૪ બકરો ૨
૧૫ પૂનમની રાત ૨
૧૭ દુષ્કૃત ૨
૧૮ પ્રણવ ૧
૧૯ સોબત સમ્બન્ધ ૨
૨૧ રાડ, બૂમ ૨
૨૩ પ્રમાણ વિસ્તાર ૨
૨૫ બગલ ૨
૨૭ ભરપૂર ૩
૨૯ કૂખ ૨
૩૦ માંડવું તે ૩
૩૨ છેટું તફાવત ૨
૩૩ શહેર ૩
૩૪ સર્વ, તમામ ૩

ઊભી
૧ કાંકરો ૩
૨ પાળ ૨
૪ નૃત્ય ૨
૫ સોનું ધન ૨
૬ આંખ છાવરતું પડ ૩
૭ યથાર્થ જ્ઞાન ૨
૯ છટા ૩
૧૧ પક્ષી ૨
૧૨ લગાર, થોડુ ૨
૧૪ ઝૂંપડી ૩
૧૬ ખેપિયો ૩
૨૦ સ્વેચ્છાવાળું ૩
૨૨ સ્વાદ, આનન્દ ૨
૨૩ હસ્ત, ૨
૨૪ અવિનાશી ૩
૨૬ તોડવું તે ૩
૨૮ વિઘ્ન, વાંક. ૨
૨૯ માથાના વાળ ૩
૩૧ પર્વત ૨
૩૨ અઘ, દુઃખ ૨

### शान्तिमन्त्र - ५

ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता । मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि । वेदस्य म आणीस्थः । श्रुतं मे मा प्रहासीः । अनेनाधीतेनाहो रात्रा न्सन्दधामि । ऋतं वदिस्यामि । सत्यं वदिस्यामि । तन्मामवतु तद्वक्तारमवतु । अवतु मामवतु वक्तारमवतु वक्तारम् ।

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

વાણી હજો સંસ્થિત ચિત્તમાં મુજ,
ને ચિત હો સંસ્થિત વૈખરી મહીં.
હે બ્રહ્મ દો દર્શન, થાઉં હું સુખી.
ગૂઢાર્થ પામું હું સમગ્ર વેદનો.
ને જે સુણ્યું તે ન જશો ત્યજી મ્હને.
સમ્પ્રાપ્ત આ જ્ઞાન રહે અહર્નિશ.
બોલું સદા હું ઋત, સત્ય હું વદું.
રક્ષો મ્હને ને ગુરુને ય રક્ષજો.
રક્ષો મ્હને ને ગુરુનેય રક્ષજો, ગુરુનેય રક્ષજો

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

# શરદ

## (ખાયણાં)

*પોઠ ખાલી કરી વિદાય લે વણઝારો,*
*નિજી લઈ સથવારો...*
*જવું એમ મેહનું.*

*ઉપડ્યા ડેરા, ઊઘડતું આભ આખું,*
*અદકું તેજ જણાતું*
*અજ્ઞાશી દીવડે.*

*નીતર્યાં નીર, ને ખેતર-મોતી-થાળ.*
*રજ્ઞ રાતે મુખરાળ*
*ઊડે બોલ કીરના.*

*ચાંદની રાત, ને ચાચર-ચોકને ઢોલ*
*રાસ-ચગ્યો હિલ્લોળ*
*ઘેલાં નર-નારનો.*

*વિધુ વિહીન હો રજની કાજળ-કાળી*
*અન્ધાર દીધ ઉજાળી*
*ઘરેઘર કોડિયે.*

---

શબ્દ ગિદ્ધિ ૪નો ઉકેલ: આડી હરોળ : ૧ પરોપકાર, ૫ ભારત, ૮ વચટ, ૯ ચરમસત્ત્વ, ૧૧ નકશઈ, ૧૨ વણનામી, ૧૩ વાણી, ૧૪.૧૭/૧૪-૨૦ ગાન ૧૫ અણી, ૧૬-૧૭/૧૬-૨૦ કાન, ૧૮ મસા, ૨૧ પતા, ૨૨ ઠકઠક, ૨૫ આરાધિકા, ૨૭ લાપરવાહ, ૨૮ ભકાર, ૨૯ ભટકો, 30 વાતાવરણ. ઊભી હરોળ : ૧ પવન, ૨ રોચક-વાણી, ૩ પટરાણી, ૪ રચ.,૫ ભામણાં, ૬ રસના, ૭ તત્ત્વમીમાંસા ૧૦ રવ, ૧૫ અનીઠલાભ ૧૮ મનાધિકાર, ૧૯ ઠઠરકો, ૨૧ પરાભવ, ૨૩ કપટ, ૨૪ કવા, ૨૬ કારણ.



તે સિલાઇ મશીનને
લુબ્રિકેટ કરે છે...
અને તેના અધિક ૮૭
ઉપયોગો છે.



| અ દ્ ભુ ત | |
|---|---|
| 88 | ઉ પ યો ગ |
| | અ ને |
| | વ ધુ |
| ઝડપી દેખભાળ કરતું સ્પ્રે | |

- ▷ તે સાફ કરે
- ▷ તે લુબ્રિકેટ કરે
- ▷ તે ભેજને દૂર કરે
- ▷ તે ચીંચીં અવાજ બંધ કરે

બધા અગ્રેસર હાર્ડવૅર, ઈલેક્ટ્રૉનિક અને ઑટો સ્ટોરમાં મળે છે.
'ઝૉરિકના અદ્ભુત ૮૮ ઉપયોગ અને વધુ દેખભાળ કરતું સ્પ્રે' વિષયક માહિતી
પુસ્તિકા માટે લખો : ઝૉરિક ૮૮ પો. બૉક્સ નં. ૧૭૪૩૭, મુંબઈ ૪૦૦ ૦૫૯.

ફેવિકોલ બ્રાન્ડ એડહેસિવ્સના નિર્માતા પિડિલાઇટ તરફથી

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

હેમન્ત : ૨૦૫૩





## કીટ્સ વિશેષાઙ્ક




સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૬ : વર્ષ ૩૯ : સળઙ્ગ અઙ્ક ૨૩૪

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : હેમન્ત ૨૦૫૩ : વર્ષ ૩૯ : સળઙ્ગ અઙ્ક ૨૩૪



તન્ત્રી
ધીરુ પરીખ
સલાહકાર
રાજેન્દ્ર શાહ ✻ નિરઞ્જન ભગત

✻ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦, અમેરિકા : વાર્ષિક $ 7, આજીવન $ 70; ઇંગ્લૅન્ડ : વાર્ષિક £ 5, આજીવન £ 50.

✻ આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૨૫

✻ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું:
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઇપસેટિંગ : અપૂર્વ આશર, ઇમેજ સિસ્ટમ્સ ૪૦૦ ૬૮૮
મુદ્રણસ્થાન : સુરમ્ય પ્રેસ, નવરઙ્ગપુરા,
અમદાવાદ, ફોન : ૪૪૮૧૯૯

હેમન્ત વિ.સં. ૨૦૫૩ નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૬

# કવિલોક

।। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।।



## નિવેદન

ઈ. ૧૯૯૫માં વિશ્વભરમાં કવિ કીટ્સના જન્મની દ્વિશતાબ્દી ઉજવાઈ ત્યારે નક્કી કર્યું કે 'કવિલોક'નો પણ એક અઙ્ક કીટ્સ વિશેપાઙ્ક કરવો. એનું આયોજન કર્યું અને સર્જક-વિવેચક મિત્રોને વિષયોની ફાળવણી કરી લેખો તૈયાર કરી આપવા નિમન્ત્રણો પાઠવ્યાં. પરન્તુ એ સામગ્રી આવતાં આવતાં ખાસ્સો સમય પસાર થઈ ગયો. આમ, ૧૯૯૫નું વર્ષ તો ચાલ્યું ગયું ! છેવટે ૧૯૯૬નો આ આખરી અઙ્ક કીટ્સ વિશેપાઙ્ક તરીકે પ્રકટ કરી શકાય છે તેનો પરમ સન્તોષ છે.

વળી, યોગાનુયોગ મ્હારા તન્ત્રીપદે પ્રકટ થતો આ અન્તિમ અઙ્ક છે. ૧૯૬૯ના વર્ષનો ડિસેમ્બર મહિનો યાદ આવે છે. એક સાંજે સદ્ગત મુરબ્બી બચુભાઈ રાવતે કહ્યું, 'ત્હમારી સમ્મતિ અને ત્હમારા સહયોગની અપેક્ષાએ એક જવાબદારી સ્વીકારી છે.'

'કઈ જવાબદારી ?' મ્હારાથી સહજ પુછાઈ ગયું.

'કવિલોક દ્વિમાસિક આપણે હવે અહીંથી પ્રકટ કરવાનું છે.'

'ભલે'

અને ત્યારથી ૧૯૭૬ સુધી પરોક્ષ અને ત્યાર પછી આજ સુધી પ્રત્યક્ષ પણે 'કવિલોક'નું સમ્પાદન આનન્દપૂર્વક સમ્ભાળ્યું છે. પૂરાં સત્તાવીશ વર્ષના આ ગાળામાં સહુ મુરબ્બીઓ અને મિત્રોનો મ્હને સદ્ભાવ સાંપડ્યો છે તેને મ્હારા જીવનની ઉપલબ્ધિ ગણું છું. સમ્પાદન નિમિત્તે સમ્ભવ છે કે કોઈ સર્જકને નારાજ કરવાનું પણ બન્યું હોય. પરન્તુ તેમાં નિષ્પક્ષ સમ્પાદનના મૂલ્યનો જ આગ્રહ પ્રવર્તમાન રહ્યો હોય તે સ્વાભાવિક છે છતાં આ ક્ષણે એ બદલ ક્ષમાપ્રાર્થી છું.

આ વિશેપાઙ્ક માટે અને અદ્યાપિ મ્હને સહુ સર્જકોએ સાથસહકાર આપ્યો છે તેમના પ્રત્યે અન્તઃકરણપૂર્વક ઋણભાવ વ્યક્ત કરું છું.

ધીરુ પરીખ

## કવિલોકની નવી વ્યવસ્થા

ઈ. ૧૯૯૭થી 'કવિલોક'ની નવી વ્યવસ્થા પ્રમાણે તેના તન્ત્રી ડૉ. હેમન્ત દેસાઈ રહેશે. આથી સહુ સર્જકોને વિનન્તી છે કે તેમનાં લખાણો હવેથી નીચે જણાવેલા સરનામે હેમન્ત દેસાઈને મોકલવાં.

ગ્રાહકોએ પોતાનાં લવાજમ પણ આ નવા સરનામે જ મોકલવાં.

સર્જકો-પ્રકાશકોએ પોતાનાં પ્રકાશનોની બે નકલો અવલોકન માટે મોકલવાની રહેશે.

વિનિમય માટેનાં સામયિકો પણ આ નવા સરનામે જ મોકલવાં.

એજન્ટોએ પણ હવેથી લવાજમો આ નવા સરનામે મોકલવા વિનન્તી છે.

**હેમન્ત દેસાઈ**

૯, 'તિતિક્ષા', મિહિર એપાર્ટમેન્ટ, નવરઙ્ગપુરા, ટે. નં. ૭૪૧૭૯૪૫

અમદાવાદ-૩૮૦ ૦૦૯

## 'કવિલોક'ના ચાહકોને આજીવન ગ્રાહક બનવા માટે અપીલ

'કવિલોક' હવે લગભગ ૪૦ વર્ષ પૂરાં કરશે ત્યારે તેના સાતત્યનો યશ સહુ ચાહકો-ભાવકોને જાય છે. હવે તે વધુ સમૃદ્ધ અને સઙ્ગીન બની શકે તે માટે આજીવન ગ્રાહકોની સઙ્ખ્યા વધે તે જરૂરી છે. આપને એ માટે અનુરોધ છે કે આપ આ દ્વિમાસિકના આજીવન ગ્રાહક તરીકેનું લવાજમ રૂપિયા ૫૦૦=૦૦ ઉપરના સરનામે મોકલી આપશો અને આપની ચાહનાને સક્રિય બનાવશો.



# જૉન કીટ્સ



નલિન રાવળ

*A thing of beauty is a joy for ever...*

'આનન્દનો ચિરન્તન સ્રોત સૌન્દર્ય છે.' એમ કહેનાર કવિ કીટ્સની દ્વિજન્મશતાબ્દીનું આ વર્ષ છે. અઙ્ગ્રેજી રોમૅન્ટિક કવિતાના પાંચ પ્રતિભાવન્ત કવિજનો – વર્ડ્ઝવર્થ, કોલરિજ, બાયરન, શેલી, કીટ્સ-માં છેલ્લા જન્મી પહેલા મૃત્યુ પામનાર કવિ જ્હૉન કીટ્સ. ઍનો જીવનકાળ ૩૧ ઑક્ટોબર ૧૭૯૫થી ૨૩ ફેબ્રુઆરી ૧૮૨૧. ૨૬ વર્ષની અલ્પ આયુમાં કીટ્સની કવિતાએ અકલ્પ્ય વિકાસ સાધી એ'વો ચમત્કાર સર્જ્યો કે મૅથ્યુ આર્નલ્ડ જેવા વિવેચકે કીટ્સની કવિતાનું મૂલ્યાઙ્કન કર્યા પછી તૅનું સ્થાન શેકસ્પિયરની સમાન કક્ષાનું ગણ્યું. He is; he is with Shakespeare (શેકસ્પિયરની કલ્પન શક્તિ, ઍનું લયસૌન્દર્ય અને ઍના શબ્દસામર્થ્યના સન્દર્ભમાં આર્નલ્ડે કીટ્સનું મૂલ્યાઙ્કન કર્યું છે.)

શેલી અને કીટ્સનાં કાવ્ય સાથે રોમૅન્ટિક કવિતાનો બીજો સમૃદ્ધ તબક્કો પૂરો થાય છે. બન્ને કવિજનોનું કવન અને જીવન ભિન્ન હોવા છતાં બન્નેની કવિતાએ રઙ્ગદર્શી કવિતાનો વ્યાપ વિસ્તારી તૅને વિશેષ ગહન બનાવી. શેલીનું જીવન રોમાઞ્ચક, તૅનો આત્મા વિદ્રોહી કવિનો, કીટ્સનું જીવન નિરામય, તૅનો આત્મા નર્યા કવિનો. (રેનોલ્ડ્ઝને એક પત્રમાં તૅણે જણાવેલું I find, I cannot exist without poetry. મ્હને લાગે છે હું કવિતા વગર જીવી ન શકું) શેલી સમાજ-રાજકારણના પ્રશ્નો સાથે સઙ્કળાયેલ જ્યારે કીટ્સ આ બધાથી મુક્ત. શેલીનું વ્યક્તિત્વ બહિર્મુખ, કીટ્સ અન્તર્મુખ વ્યક્તિત્વનો કવિ. શેલીને અનેક કન્યાઓનું આકર્ષણ. કીટ્સે એકમાત્ર ફેની બ્રૉનને અનન્ય સ્નેહથી ચાહી. કીટ્સે પ્રેમમાં નાસીપાસ થતાં કવિતાને આખી જાત સમર્પી દીધી. કાવ્યલેખનના અનુસન્ધાનમાં ઍણે કહ્યું છે.'Half the day will not do the whole of it' 'અરધો દિવસ ચાલે નહીં, આખો દિવસ' કવિતાને ધર્મ માની તૅની અનન્ય સાધના કીટ્સ સિવાય ભાગ્યે જ કોઈ અન્ય કવિએ કરી હોય.

બાયરન અને શેલી સમ્પન્ન સામાજિક વર્ગમાંથી આવતા હતા. સમૃદ્ધ જીવનની વંશપરમ્પરાગત ભૂમિકા હતી. પણ કીટ્સની પાસે કૌટુમ્બિક કે સામાજિક દૃષ્ટિએ આ'વી કોઈ ભૂમિકા હતી નહીં. તૅનો પિતા ટૉમસ કીટ્સ એક સામાન્ય અશ્વપાલક – stable keeper – હતો જેનું મૃત્યુ અશ્વ ઉપરથી ફેંકાઈ જવાથી થયું હતું. આ અકસ્માત વેળાએ કીટ્સની વય દસ વર્ષની અને ત્રણ ન્હાનાં ભાણ્ડુ જ્યૉર્જ, ટૉમ, ફ્રાન્સિસ મેરી-ની સારસમ્ભાળ પણ ઍને શિરે, કેમ કે માતાએ પતિના મૃત્યુ બાદ ત્રણ માસમાં જ પુનર્લગ્ન કરી લીધાં હતાં. માતામહી જેનિંગ્સ એડમન્ટનમાં રહેતાં હતાં જ્યાં તૅમના નિવાસમાં કીટ્સનો કિશોરકાળ વીતેલો. ક્ષયની બીમારીમાં માતા પણ મૃત્યુ પામી. દાદી જેનિઙ્ગ્સ પણ મૃત્યુ પામ્યાં. વિટમ્બણાઓથી ભર્યા જીવનમાં કીટ્સે સતત મૃત્યુના ઓછાયાનો અનુભવ કર્યો છે. જેનિઙ્ગ્સના મૃત્યુ પછી જે મિલ્કત મળવાની હતી તે કાયદાકીય ગૂંચને લઈ અટવાઈ ગઈ હતી. આથી એક આશ્રિત તરીકેનું જીવન જીવવાનું ચારે સન્તાનોને માથે આવ્યું હતું. પણ સદ્ભાગ્યે આરમ્ભનું શિક્ષણ કીટ્સને વરદાનરૂપ સાબીત થયું. લણ્ડનથી ૧૦ માઈલ દૂર આવેલ એનફિલ્ડની શાળાના આચાર્ય જ્હૉન કલાર્ક પાસે કીટ્સે સાહિત્યનું શિક્ષણ પ્રાપ્ત કર્યું. જ્હૉન

કલાર્કનો પુત્ર ચાર્લ્સ કાઉડન કીટ્સનો શિક્ષક અને મિત્ર હતો. કાઉડને કીટ્સના વાચનરસને કેળવ્યો. અનેક સાહિત્યકારોના ગ્રન્થો કીટ્સે રસપૂર્વક વાંચ્યા. શેક્સ્પિયર, સ્પેન્સર તેમ જ અન્ય ઈલિઝાબીથન લેખકો તેને અત્યન્ત પ્રિય હતા. આ વેળાની વાચન-ભૂખનું તાદૃશ વર્ણન કાઉડને આ શબ્દોમાં કર્યું છે : સ્પેન્સરની કૃતિ 'ફેરી ક્વીન' એ એ'વી લગનથી વાંચી ગયો જાણે જુવાન ઘોડાને ગ્રીષ્મનું ઘાસથી ભર્યું મેદાન ખૂંદવાનું મળ્યું હોય. (He went through it as a young horse through spring meadow — ramping !) ગ્રીક અને રોમન મહાકાવ્યોનો અભ્યાસ તેમજ ગ્રીક પુરાણકથાઓનું વાચન પાછળથી તેના સર્જનને ઉપકારક નીવડ્યું. 'એન્ડિમીઅન' અને 'હાઇપીરિઅન' એ દીર્ઘકાવ્યોનું કથાવસ્તુ ગ્રીક પુરાકલ્પનો પર આધારિત છે. બાયરને આ સન્દર્ભે ઉલ્લેખ પણ કર્યો છે :

*"Contrived to talk about the gods of late*
*Much as they might have been supposed to speak."*

વર્જિલના મહાકાવ્ય 'ઇનીડ'નો અનુવાદ ગદ્યમાં આપી ઇનામ રૂપે બે પુસ્તકો મેળવ્યાં. 'ઇન્ટ્રોડક્શન ટુ એસ્ટ્રોનોમી', 'અ ડીક્શનરિ ઑફ મર્કન્ડાઇઝ'. ગ્રીક કળા અને ગ્રીક સાહિત્યના આકણ્ઠ સંસ્કાર કીટ્સે કાવ્યમાં એ'વા એકરૂપ કર્યા હતા કે તે 'ગ્રીશ્યન' તરીકે સમ્માન પામ્યો હતો. 'ઓડ ટુ ધી ગ્રીશ્યન અર્ન'માં કીટ્સે જે સૌન્દર્યનો, જે કળાનો, જે સત્યનો મહિમા કર્યો છે તે ચિરન્તન છે. મર્ત્ય સંસારમાં અમર્ત્ય સર્જન છે. પછી તે કાવ્યનું હોય શિલ્પ-સ્થાપત્ય–સઙ્ગીત કે ચિત્રનું હોય. કાવ્યનો ધ્વનિ આ છે : 'અનશ્વર કલા સદા એકલી.'

કાઉડન કલાર્કે ચૅપમેન અનુવાદિત 'ઇલિયડ'નું સહવાચન કીટ્સ સાથે રાતભર કર્યું. બન્ને મિત્રોએ અનેક શ્લોકોનો ઉત્સાહભેર પાઠ કર્યો. વહેલી પરોઢે બન્ને મિત્રો છૂટા પડ્યા. પણ કાઉડને સવારે દસેક વાગ્યે પોતાના ખણ્ડમાં આવી જોયું તો ટેબલ ઉપર કીટ્સનું કાવ્ય હતું.

**On First Looking Into Chapman's Homer**

*Much have I travell'd in the realms of Gold*
*And many goodly states and kingdoms seen;*
*Round many western islands have I been*
*Which bards in fealty to Apollo hold.*
*Oft one wide expanse had I been told*
*That deep-brow'd Homer ruled as his demesne*
*Yet did I never breathe its pure serene*
*Till I heard Chapman speak out loud and bold*
*Then felt I like some watcher of the skies*
*When a new planet swims into his ken;*
*Or like stout Corteg when with eagle eyes*
*He stared at the Pacific, and all his men*
*Look'd at each other with a wild surmise*
*Silent, upon a peak in Darien.*

અઙ્ગ્રેજી ભાષાના ઉત્તમ સૉનેટોમાં પ્રસ્તુત સૉનેટની ગણના થાય છે. એ રચાયું ૧૮૧૫માં. કવિનું વય ત્યારે વીસનું. ઊર્મિરસિત વિચારનું સંવહન જે પ્રકાર પેટ્રાર્કન-માં- જો કાવ્યકૌશલ અનન્ય રીતે કેળવાયું હોય તો જ શક્ય બને છે તેમાં, કીટ્સે આ સૉનેટ રચી અપૂર્વ સિદ્ધિ મેળવી. કવિએ ગ્રીક-લૅટિન અને અન્ય યુરોપીય કવિજનોના સર્જન દ્વારા જે અપરિમેય આનન્દ મેળવ્યો છે, જે આહ્‌લાદક પ્રેરણા મેળવી છે અને જે કલ્પનશક્તિનાં ઉડ્ડયનો નીરખ્યાં છે તે પ્રત્યે અહીં નર્યો કૃતજ્ઞતાનો તેમજ નર્યા આત્મપરિતોષનો ભાવ પ્રકટ્યો છે. કાવ્યમાં સાદ્યન્ત રૂપક sustaind metaphor ગૂંથાયેલ છે — 'Much have I travell'd in the realms of gold' કવિ પોતાના સાહિત્યપ્રવાસની તુલના સમૃદ્ધ પ્રદેશોના સંશોધન-પ્રવાસ સાથે કરે છે. કાવ્યલેખન એ શોધ છે.

It is an act of exploration. હોમરની કૃતિ 'ઇલિયડ'ના વાચને અપૂર્વ આનન્દ, અપૂર્વ સમજ પામ્યાનો અહીં પરિતોષ છે. ખગોળવેત્તા કોઈ અણશોધ્યો ગ્રહ શોધે અને જે મહાન આનન્દ અનુભવે કે સ્પેનિશ દરિયાખેડૂ સૌપ્રથમ વાર પનામાના એક કાંઠેથી પાસિફીક સાગરનું દર્શન કરી મહાન આનન્દ અનુભવે તેવો મહાન આનન્દ કીટ્સે હોમરના વાચન દ્વારા મેળવ્યો. કાવ્ય એક કેવી મ્હોટી શોધ છે, એક કેવી મ્હોટી અણપ્રીછી સાહસ યાત્રા છે ! એક કેવો મ્હોટો આત્માને પરિતોષ અર્પે તેવો આનન્દ છે, તે કીટ્સે અહીં કવિતાની પરમોચ્ચ ભાષામાં એટલે કે રૂપક metaphorમાં સિદ્ધ કર્યું. સાચા કવિમાં - મ્હોટા કવિમાં પુરોગામી કવિતાના સંસ્કાર અવશ્ય જોવા મળે છે. કાવ્યલેખન-યાત્રામાં પ્રતિભાવાન કવિનો પ્રભાવ અનુભવવો એ સ્હેજ પણ સરળ નથી, બલકે મુશ્કેલ છે. કીટ્સ જેવા પ્રતિભાવાન કવિ જ પુરોગામી સર્જકોની કવિતાને આત્મસાત કરી તેનો સર્જનાત્મક વિનિયોગ કરી શકે. સ્પેન્સર, શેકસ્પિયર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ આદિ મુખ્ય કવિજનોની કાવ્યગત વિલક્ષણતાઓ પોતાના સર્જનમાં અપનાવવાની તીવ્ર વૃત્તિ કીટ્સમાં આરમ્ભથી જ જોવા મળે છે. અઙ્ગ્રેજી ઊર્મિકવિતાના અગ્રિમ સર્જકોની એ વિશેષતા રહી છે કે પરમ્પરાગત કાવ્યમૂલ્યોના સ્વીકારની સાથે વૈયક્તિક કાવ્યમૂલ્ય ધરાવતી નવીન કાવ્યશૈલી તેઓ વિકસાવી શક્યા છે. કીટ્સનાં સૉનેટ્સ અને ઓડ્સ આ'નું પ્રમાણ છે.

કીટ્સે પ્રથમ હેમણ્ડ પાસે અને પછી લણ્ડનની હૉસ્પિટલમાં મેડિકલ શિક્ષણ લીધું હતું. પાંચેક વર્ષ અભ્યાસ કરી તબીબ તરીકેની ક્ષમતા પણ કેળવી લીધી હતી પણ એકવીસની વયે તેણે નિર્ણય લઈ લીધો હતો કે તે તબીબી વ્યવસાયમાં નહીં જાય. જેનિઙ્ગ્સની મિલ્કતના એક વહીવટદાર રિચર્ડ એબીને કીટ્સે રૂબરૂ જણાવ્યું, હું તબીબ થવા વિચારતો નથી – 'I do not intend to be a surgeon.' આ નિર્ણયથી ચોંકેલા રિચર્ડને કીટ્સે સ્પષ્ટ જણાવ્યું છે, મ્હારી કવિ તરીકેની શક્તિઓ પર નિર્ભર રહેવા માગું છું. – I mean to rely upon my abilities as a poet.' કવિતા કીટ્સનો સ્વધર્મ હતો. એણે સ્વયં કહ્યું હતું કે કવિતા વિનાના મ્હારા અસ્તિત્વને કલ્પી શકતો નથી.

કીટ્સને પોતાના બે ભાઈ અને બહેન પ્રત્યે અપાર વહાલ હતું. પ્રસઙ્ગોપાત્ત તેઓને ઉદ્દેશી કાવ્યો અને પત્રો પણ લખ્યાં છે, જેમાં તેના પ્રસન્નતાસભર મિજાજની એક ઝલક જોવા મળે છે. જ્યૉર્જ અને ટૉમને ઉદ્દેશી લખાયેલા પત્રમાં કીટ્સ વ્યક્તિત્વપરિહારની શક્તિ nagative capabilityનો પોતાનો સિદ્ધાન્ત મૂકે છે. કીટ્સ કવિની વ્યક્તિત્વ-પરિહારની વ્યક્તિત્વ-લોપની શક્તિનો મહિમા કરે છે. શેકસ્પિયરમાં કીટ્સને આ શક્તિનું અપૂર્વ દર્શન થાય છે. સર્જક પરકાયા-પ્રવેશનો કીમિયો સિદ્ધ કરે, તે પોતાના વ્યક્તિત્વનું કોચલું તોડે તો જ તે એક સર્જક-દૃષ્ટિ પ્રાપ્ત કરી શકે, જે સર્વ પાત્રો સર્વ ઘટનાઓને સમજી કલ્પનાના દોરે ગૂંથી અવનવીન રચના કરી શકે. રિચર્ડ વુડહાઉસને ઉદ્દેશી લખાયેલા પત્રમાં કૈંક વિશદ રીતે એ કવિના વ્યક્તિત્વનું વિશ્લેષણ કરે છે As to the poetical character itself.... it is not itself, it has no self. It is everything and nothing, it has no character. It enjoys light and shade. It lives in gusto, be it foul or fair, high or low, rich or poor, mean or elevated, it has as much delight in conceiving an Iago as an Imogen what shocks the Virtuous philosopher delights the chameleon poet. It does no harm from its relish of the dark side of things, anymore than from its taste for the bright one, because they both end in speculation.

A poet is the most unpoetical of anything in existence, because he has no identity; he is continually in for and filling, some other body. The sun, the moon, the sea, and men and women who are creatures of impulse, are poetical, and have about them an unchangeable attribute, the poet has none, no identity. He is certainly the most unpoetical of all God's creatures. જે હાથ ઇયાગોનું સર્જન કરે છે તે જ હાથ ઇમોજીનનું સર્જન કરે છે. સર્જકત્વનું એક રહસ્ય તેણે કેળવેલ તાટસ્થ્યમાં રહ્યું છે. ટી.એસ. એલિયટનો વસ્તુગત સહસમ્બન્ધનો objective corelativesનો સિદ્ધાન્ત તુલનાત્મક રીતે કીટ્સના વ્યક્તિત્વપરિહાર Negalive capabilityના સિદ્ધાન્ત સાથે સરખાવવો રસપ્રદ નીવડે.

કીટ્સના અન્તરઙ્ગ મિત્રોમાં જૉસેફ સેવર્ન, ચાર્લ્સ બ્રાઉન અને બેન્જામિન હેડન જેવા ચિત્રકારો હતા. રેનોલ્ડઝ, લી હણ્ટ જેવા કવિજનો હતા, ચાર્લ્સ વેન્ટવર્થ ડીલ્કે જેવો વિવેચક અને ચાર્લ્સ બ્રાઉન જેવો ધનાઢ્ય વ્યાપારી હતો જેના વિશાળ આવાસમાં કીટ્સ મિત્રો સમક્ષ 'પૅરેડાઈઝ લૉસ્ટ'નું વાચન કરતો તેમજ પોતાના કાવ્યોનું પઠન કરતો. કીટ્સને પોતાનું કહેવાય એ'વું કોઈ રહેઠાણ હતું નહીં. મિત્રોના આવાસમાં તે રહેતો. હેમ્પસ્ટેડમાં આવેલ મિત્રના વેન્ટવર્થપ્લેસ આવાસમાં એ'ના રહેણાક દરમિયાન ઍણે પાસેના વૃક્ષ પરથી નાઇટિઙ્ગેલનો મધુર રવ સાંભળ્યો અને શાન્તિની પરમાનુભૂતિમાંથી જન્મી પ્રસિદ્ધ રચના 'ઑડ ટુ અ નાઇટિઙ્ગેલ' કાઉડને કીટ્સનો પરિચય કવિવિવેચક લી હણ્ટ સાથે કરાવ્યો. આ પરિચય ઉત્તરોત્તર વિકસ્યો અને હણ્ટે કીટ્સનાં કાવ્યો પોતાના સામયિક 'એક્ઝામિનર'માં છાપ્યાં. લી હણ્ટ દ્વારા કીટ્સ શેલી અને હેઝલિટના પરિચયમાં આવ્યો. હેઝલિટનાં વ્યાખ્યાનો અને લખાણોનો પ્રભાવ કીટ્સે પોતાના લેખનમાં પણ પ્રમાણ્યો હતો. લી હણ્ટે કીટ્સની શક્તિ પિછાણી આગાહી કરી હતી કે આ કવિ યૌવનની પ્રબળ ચેતનાને સર્વત્ર રેલવશે અને નિસર્ગલીલાનો નૂતન આવિષ્કાર સાધશે.

૧૮૧૭માં કીટ્સનાં કાવ્યોનો પથમ સઙ્ગ્રહ પ્રગટ થયો. 'સ્લીપ ઍન્ડ પોએટ્રી' જેવી કૃતિમાં કીટ્સે કવિમાનસનો વિકાસ વર્ણવતી પઙ્ક્તિઓમાં વર્ડ્ઝવર્થની કૃતિ 'પ્રેલ્યૂડ'નો સંસ્કાર વણી લીધો. લી હન્ટ આ પઙ્ક્તિઓ પર મુગ્ધ હતો :

*A drainless shower*
*Of light is poesy; 'tis the supreme of power.*
*Tis might half-slumbering on its own right arm.*

*પ્રકાશની અજસ્ર વર્ષા છે કવિતા*
*પરાશક્તિ છે કવિતા*
*પોતાના જમણા બાહુ પર માથું ઢાળી તે ઢળી છે*
*અર્ધ તન્દ્રામાં.*

અમૂર્તને મૂર્ત કરવાની શક્તિનો અહીં પ્રથમ વાર પરિચય મળે છે. કાવ્ય સહજ સ્વાભાવિક સ્ફુરણ છે એ'નો નિર્દેશ પણ આ કૃતિમાં છે. કીટ્સની કવિતા ઇન્દ્રિય–પ્રત્યક્ષ sensuous છે, જૅનાં અસઙ્ખ્ય ઉદાહરણો કીટ્સમાંથી મળી રહે. પણ એ'નામાં જે જવલ્લે જ જોવા મળે તેવી નૈસર્ગિક કાવ્યશક્તિ છે. કીટ્સની એક પ્રસિદ્ધ ઉક્તિ છે : 'If poetry comes not as naturally as the leaves to a tree, it had better not come at all' 'જે નૈસર્ગિતાથી વૃક્ષને પર્ણ ફૂટે તૅમ કવિતા ન આવવાની હોય તો બહેતર છે ન આવે.' પ્રથમ પ્રકાશનને સામાન્ય આવકાર મળ્યો પણ નાણાકીય દૃષ્ટિએ પ્રકાશન સાવ નિષ્ફળ રહ્યું. 'એડિનબરો રિવ્યૂ'ના આલોચકે કવિને શીખ આપી કે જો વિકસવું હોય તો લી હણ્ટ જે જૂથ cockney school–નો અગ્રેસર છે તૅની પકડમાંથી મુક્ત થવું. કીટ્સના મુરબ્બી શ્રીમાન એબીએ મજાક

કરતાં કહ્યું "Well John, I have read your book, and it reminds me of the quaker's horse which was hard to catch, and good for nothing when it was caught.'

કીટ્સ આ સમય દરમિયાન એક અન્ય કૃતિ પર કામ કરતો હતો. ગ્રીક પુરાણકથા પર આધારિત કથનાત્મક કાવ્ય 'એન્ડિમિઅન'નો પ્રથમ ખરડો સાથે લઈ કીટ્સે આઇલ ઓફ વાઇટ, માર્ગેટ અને ઑક્સફર્ડમાં મિત્રોને ત્યાં રહી કાવ્યની સમ્પૂર્ણ નકલ તૈયાર કરી. ૪૦૦૦ પઙ્ક્તિની આ દીર્ઘરચના પર કીટ્સને ઘણો મદાર હતો. ૧૮૧૮માં એન્ડિમિઅન પ્રકાશિત થયું. કીટ્સે કાવ્ય અર્પણ કર્યું – ટૉમસ ચૅટર્ટનની સ્મૃતિને. કીટ્સના આશ્ચર્ય અને મિત્રોના આઘાત વચ્ચે 'એન્ડિમિઅન' પર પ્રહારાત્મક વિવેચન થયું. કીટ્સની ક્રૂર અવહેલના કરવામાં 'બ્લેકવુડ્ઝ મેગેઝીન' અને 'એડિનબરો રિવ્યૂ'એ પાછી પાની કરી નહીં. બાયરને પોતાની કૃતિ English Bards and Scotch Reviewersમાં આ પ્રકારના નિષેધાત્મક વિવેચન પર પૂર્ણ પ્રકોપ ઠાલવ્યો છે. બાયરન અને શેલી બન્નેની દૃષ્ટિએ કીટ્સ પર આ કારણે વિપરીત અસર પડી છે – ખાસ કરીને એ'ની નાજુક તબિયત પર. પણ કીટ્સ એક સમર્થ સર્જક હતો એ'ની સામે મ્હોટો કાવ્યાદર્શ હતો. સ્હેજ પણ વિચલિત થયા વગર અજ્ઞત મુશ્કેલીઓને બાજુએ રાખી તેણે એક પછી એક જે કૃતિઓ આપવા માંડી તે સાહિત્યની બેનમૂન રચનાઓ ગણાય છે.

બોકાચિયોની વાર્તા પર આધારિત મધ્યયુગીન વાતાવરણને સર્જતું કાવ્ય 'ઇઝાબેલ' આપ્યું. મિલ્ટનના મહાકાવ્યની ધાટીનું મહાકાવ્ય 'હાઇપીરિઅન' આપવાનો મ્હોટો પ્રયત્ન પણ તેણે કર્યો. 'લૅમિઆ' તેમજ સ્પેન્સેરીઅન સ્ટાન્ઝામાં લખાયેલું અઙ્ગ્રેજી ભાષાનું ઉત્તમ કાવ્ય 'ધી ઇવ ઑફ સેણ્ટ ઍગ્નીસ' કીટ્સે મધ્યયુગીન સૃષ્ટિને કેટલી આત્મસાત કરી છે તેનાં ઉદાહરણો છે. 'ઇવ ઑફ સેણ્ટ ઍગ્નીસ'ની આરમ્ભની આ પઙ્ક્તિઓનો જાદુઈ લય જેટલો સમ્મોહક છે તેટલું જ સમ્મોહક છે શિશિર-સન્ધ્યાની થીજાવી નાખે એવી ઠણ્ડીમાં ઊપસતું આ ચિત્ર–

*St. Agnes' Eve Ah, bitter chill it was !*
*The owl, for all his feathers, was a-cold;*
*The hare limped trembling through the frozen grass,*
*And silent was the flock in wooly fold:*
*Numb were the Beadsman's fingers, while he told*
*His rosary, and while his frosted breath,*
*Like pious incense from a censer old,*
*Seemed taking flight for heaven without a death,*
*Past the sweet Virgin's picture while his prayer he saith.*

કવિતાએ સર્જેલા ચમત્કાર સમું તેનું કાવ્ય 'લા બેલ દામ સાઁ મેર્સિ'નું અદ્ભુત વાતાવરણ તેમજ તેનો જાદુઈ લય 'એન્શ્યણ્ટ મરિનર'ની કક્ષાનો છે. પ્રણયવૈફલ્યને પ્રકૃતિના આટલા વિશાળ પરિપ્રેક્ષ્યમાં માત્ર બાર શ્લોકની ૪૮ પઙ્ક્તિઓ દ્વારા રજૂ કરીને કીટ્સે પ્રશિષ્ટ કવિનો અદ્ભુત કલાસંયમ અને રઙ્ગદર્શી કવિની અપૂર્વ કલ્પનાશક્તિનો ઉન્મેષ દાખવ્યો છે. એ'નું કલાદર્શન અને એ'નું જીવનદર્શન 'ઓડ્સ, ટુ સાઇકી', 'ઑન મેલેન્કલી', 'ટુ અ નાઇટિઙ્ગેલ' 'ઑન અ ગ્રીશ્યન અર્ન' અને 'ટુ ઑટમ'માં લયબદ્ધ થયું છે. આ કાવ્યોની કેટલીક પઙ્ક્તિઓનો રણકાર સ્મૃતિમાં સતત રણકતો હોય છે :

*Heard melodies are sweet, but those unheard*
*Are sweeter; therefore, ye soft pipes, play on:*

... ... ...

*Where are the songs of spring ? Ay, where are they ?*
*Think not of them, thou hast thy music too.*

કીટ્સે એના અન્તિમ દિવસોમાં પણ સ્વભાવગત પ્રસન્નતા જાળવી. એના પત્રોમાં, એના વાર્તાલાપોમાં અને એનાં કાવ્યોમાં એના પ્રસન્નચિત્તની લહરીઓ ફરકી જાય છે. જે દિવસે રક્તનો બદલાયેલો રંગ જોયો ત્યારે તેને ખ્યાલ આવી ગયો ા કે ક્ષય તેનાં ફેફસાંમાં ફેલાઈ ગયો હતો. જોસેફ સેવર્ન સાથે, રોમ હવાફેર કરવા કીટ્સ તૈયાર થયો પણ એ. ખાત્રી હતી કે એ ઇંગ્લૅન્ડ પાછો નહીં ફરે. ૨૩ ફેબ્રુઆરી ૧૮૨૧ના દિવસે દસેકના સુમારે પ્રિય મિત્ર સેવર્નની હાજરીમાં એણે છેલ્લા શ્વાસ લીધા. કવિ તરીકે કીટ્સ કેટલો વિનમ્ર હતો તે તેણે પોતાના મૃત્યુલેખ અર્થે લખેલી આ પઙ્ક્તિ ઉપરથી જણાશે.

'Here lies one whose name was writ in water'

કીટ્સનું મૂલ્યાઙ્કન આર્નલ્ડ પછી વીસમી સદીના પ્રમુખ વિવેચકો દ્વારા સતત થતું રહ્યું છે અને તેની સર્જક તરીકેની પ્રતિભા ઉત્તરોત્તર બલ ર થતી રહી છે. કલ્પના, સૌન્દર્ય, સત્ય – Imagination, Beauty, Truth કીટ્સની કવિતાના તેમજ તેના કાવ્યવિચારના તત્ત્વમૂલક શબ્દ છે અને પરસ્પર અર્થસાહચર્યથી સમ્પૃક્ત છે. બેન્જામિન બેઇલને એક પત્રમાં તેણે જણાવેલું, 'I am certain of nothing but the holiness of heart's affection and the truth of imagination, what the imagination seizes as beauty must be true whether it existed before or not..' પાવિત્ર્યભર્યા હૃદયભાવ અને કલ્પનાનું સત્ય આ બે વિશે કીટ્સને અટલ શ્રદ્ધા છે. એની પ્રતીતિ એટલી દૃઢ છે કે તે ખુલ્લે સ્વરે કહે છે કે કલ્પના જેને ગ્રહે છે તે સત્ય જ હોય, પછી ભલે પૂર્વે તેનું અસ્તિત્વ હોય કે નહીં.

આર્નલ્ડે કીટ્સનું સ્થાન શેક્સ્પિયરની બાજુમાં મૂક્યું તે સાર્થ આ દૃષ્ટિએ પણ છે કે શેક્સ્પિયરમાં જે tragic acceptance, કરુણનો સ્વીકાર, છે તે કીટ્સમાં પણ જોવા મળે છે. 'ઓડ ટુ ધ નાઇટિંગેલ' કવિચિત્તની સૂક્ષ્મ વેદનાસિક્ત રમણાનો આલેખ આપે છે. રાત્રિની નીરવતામાં ઘનાન્ધકાર ભરી વૃક્ષની પર્ણ-છાયાઓમાં, પુષ્પોની સૌરભમાં છવાયેલી ચાંદનીમાં નાઇટિંગેલનું સમ્મોહક ગીત સાંભળી કવિ સંસારના સર્વ દુ:ખો ભૂલી કવિતાની અદૃશ્ય પાંખો પર ચડી પહોંચે છે, પક્ષીગાનથી ભરી જાદૂઈ સૃષ્ટિમાં. આ એક અદ્ભુત વિસ્મૃતિ છે. અહીં નથી જરા, મૃત્યુ, જન્મની વેદના, અહીં નથી યૌવનનો ક્ષય, અહીં છે અમર્ત્ય પક્ષીનું ચિરન્તન ગાન જે વિસ્તરે છે પ્રદેશોની પાર, કવિને અનન્ય આનન્દ અર્પતું... પણ તરઙ્ગ-તન્દ્રા તૂટે છે, અચાનક કવિ સુખના પ્રદેશથી ફરે છે, પાછો આવે છે, સુખદુ:ખ, આનન્દ-વેદના, જન્મમૃત્યુથી ભરી પૃથ્વીને ખોળે. દુ:ખ સમેત સુખ, સ્મિત સમેત અશ્રુનો સ્વીકાર, એટલે જીવન સર્વસ્વનો સ્વીકાર. જે ક્ષણે કીટ્સની કવિતા કરુણનો સ્વીકાર કરે છે — કાવ્યાત્મક રીતે – તે ક્ષણ પરમ સૌન્દર્યની છે, પરમ સત્યની છે. કીટ્સ આ સૌન્દર્યને આ સત્યને જીવનમાં પ્રમાણવાનું કહે છે. આ માનવીય સૌન્દર્ય છે, માનવીય સત્ય છે :

'Beauty is truth, truth beauty — that is all Ye know on earth, and all ye need to know.





# ઓડનું સ્વરૂપ અને કવિ કીટ્સનાં ઓડ



ચન્દ્રકાન્ત શેઠ

'ઓડ' શબ્દનો નિર્દેશ શેક્સ્પિયરના 'લવ્ઝ લેબર્સ લૉસ્ટ' નાટકમાં થયો છે. એ નાટકમાં ડ્યુમેઇન (Durnaine) કેથેરિના માટેના પ્રેમની વાતમાં નિઃશ્વાસપૂર્વક કહે છે : 'Once more Ile read the Ode that I have writ.' (IV iii ૯૭) અહીં 'ઓડ' શબ્દ ટૂંકા પ્રણય-ઊર્મિક માટે પ્રયોજાયો છે; જોકે આજે હવે એ સન્દર્ભમાં 'ઓડ' શબ્દ પ્રયોજાતો નથી. શેક્સ્પિયરે 'ઓડ' શબ્દ 'એઝ યુ લાઇક ઇટ' નાટકના ત્રીજા અઙ્કના બીજા દશ્યમાં રોઝાલિણ્ડ (Rosalind)ના મુખે પણ (Oades) એ રીતે પ્રયોજ્યો છે; પરન્તુ આજે તે એ વખતના અર્થ-સન્દર્ભમાં પ્રયોજાતો નથી. આજે જ્યારે એન્ડ્રયૂ માર્વેલના An Horatian Ode upon Cromwel's Return from Ireland'ની, વર્ડ્ઝવર્થના 'Ode : Intimations of Immortality from Recollections of Early Childhood' અને જ્હૉન કીટ્સના 'Ode to a Nightingale'ની વાત કરવામાં આવે છે ત્યારે 'ઓડ' શબ્દ દ્વારા કંઈક વધુ દીર્ઘ, ભારઝલ્લા, ઊર્મિચિન્તન-પ્રાણિત કાવ્યપ્રકારનો સઙ્કેત થતો જણાય છે. બધાં ઓડ અર્થસઘન ચિન્તનરસિત, તત્ત્વપ્રધાન અને વર્ણનાત્મક હોવાની છાપ ચિત્તમાં ઊઠે છે.

ટૉમસ વૉટસન નામના એક મધ્યમ ગજાના કવિએ ઈ.સ. ૧૫૮૨માં પ્રસિદ્ધ કરેલા કાવ્યસઙ્ગ્રહમાં કૃતિવિષયક ટિપ્પણમાં 'ઓડ' શબ્દનો અનેક વાર ઉપયોગ કર્યો છે. અને તેના મિત્રે તેના સઙ્ગ્રહને અનુલક્ષીને જે કાવ્યરચના કરી તેમાંયે 'An Ode, written to the Muses concerning this Authour' એ'વું મથાળું બાંધ્યું. આ ઓડને આજના ઓડના પૂર્વાવતાર રૂપે લેખી શકાય.

'Ode'ના મૂળમાં 'Oide'એ ગ્રીક શબ્દ છે. તેનો અર્થ થાય છે ગીત. તે લૅટિન 'Oda' દ્વારા અઙ્ગ્રેજીમાં ઊતરી આવ્યો છે. આ ઓડમાં સ્વરૂપ ને શિલ્પવિધાન બાબતે સભાનતાપૂર્વકની માવજત જોવા મળે છે. ગીતમાં જે સહજ ઉછાળ ને સાદગી હોય છે તે ઓડમાં જોવા મળતાં નથી. ઓડ ટૂંકાં પણ મળે છે અને ૩૦૦ પઙ્ક્તિ સુધીનાં વિસ્તારવાળાં લાંબાં પણ મળે છે.

ઑક્સફર્ડ ડિક્શનરીમાં ઓડની સમજૂતી આ રીતે આપવામાં આવી છે. A rimed (rarely unrimed) lyric, often in the form of an address; generally dignified or exalted in subject, feeling, and style, but sometimes (in earlier use) simple and familiar (though less so than a song).' આ સમજૂતી ઓડનું સ્વરૂપ કેવું છે તેનો એકન્દરે ખ્યાલ આપે છે, આમ છતાં તે ઓડની ચુસ્ત વ્યાખ્યા બનતી નથી. ઓડની ચુસ્ત વ્યાખ્યા આપવી મુશ્કેલ છે. એ વિશે અનેક મતમતાન્તરો છે. રૉબર્ટ શેઇફર 'ઇઙ્ગ્લિશ ઓડ ટુ 1660' નામના તેના ગ્રન્થમાં ઓડ વિશેના એડમણ્ડ ગૉસ અને વિલિયમ શાર્પના મતો ટાંકે છે. એડમણ્ડ ગૉસ ઓડની વ્યાખ્યા કરતાં લખે છે :

"Any strain of enthusiastic and exalted lyrical verse, directed to a fixed purpose, and dealing progressively with one dignified theme."

વિલિયમ શાર્પ ઓડની વ્યાખ્યા કરતાં આ રીતે લખે છે :

"That any poem finely wrought and

full of high thinking, which is of the nature of an apost–rophe, or of sustained intellectual meditaton on a single theme of general purport, should be classed as an ode."

ઉપર્યુક્ત બન્નેય વ્યાખ્યાત્મક મતોના અનુસન્ધાનમાં પોતાનો પ્રતિભાવ આપતાં રૉબર્ટ શેઇફર લખે છે :

"I That a true ode be a lyrical poem, serious in tone and stately in its structure; that it be cast in the form of an address; that it be repaid in style, treating its subject with 'brevity and variety' and that its unity be emotional in character."

જ્યોર્જ એન. શસ્ટર તેના 'ઇઙ્ગ્લિશ ઓડ ફ્રોમ મિલ્ટન ટુ કીટ્સ' ગ્રન્થમાં ઓડમાંના સમ્બોધનતત્ત્વને પ્રશિષ્ટ કાવ્યપરમ્પરાનું પ્રભાવફળ લેખી તેનો સવિશેષ મહિમા કરવાનું ટાળે છે અને તેને 'a lyric poem derived, either directly or indirectly, from Pindaric models' – એ રીતે વર્ણવે છે.

અનેક અઙ્ગ્રેજી ઓડ-કાવ્યોના મૂળમાં પ્રશિષ્ટ ગ્રીક કવિ પિણ્ડાર (ઈ.સ. પૂર્વે ૫૧૮ – ઈ.સ. પૂર્વે ૪૩૮) હોવાનું જણાય છે. આ સાથે પ્રશિષ્ટ લૅટિન કવિ હૉરેસ (ઈ.સ. પૂર્વે ૬૫ – ઈ.સ. પૂર્વે ૮) પણ ઓડ કાવ્યની એક પરમ્પરાના પ્રેરક આચાર્ય તરીકે ઊપસી આવે છે. આ પિણ્ડાર તેમ જ હૉરેસની ઓડ પરમ્પરાઓ ભિન્ન છતાં અનેકવાર અત્રતત્ર મળતી-ભળતી તો કોઈ ઇદમ્ તૃતીયમ્ રૂપને જન્મ આપતી પણ જોવા મળે છે.

ઓડ કાવ્યની પરમ્પરામાં એનાક્રિયૉન (Anacreon) તથા ભક્તિગીતો (psalm)ના રચયિતા કિઙ્ગ ડૅવિડનાં નામ પણ સ્મરણીય છે. એનાક્રિયૉનનો પ્રભાવ ઓડ કરતાંયે ટૂંકાં એવાં ઊર્મિકો – ગીતોમાં સવિશેષ દૃષ્ટિગોચર થાય છે. કિઙ્ગ ડૅવિડે પણ ઓડ-પરમ્પરાને પોતાનાં ભક્તિગીતો દ્વારા વ્યાપક પ્રેરણાબળ પૂરું પાડ્યું જણાય છે.

ઈ.સ. પૂર્વેની સાતમી તથા છઠ્ઠી સદીમાં ગ્રીક ઊર્મિકો અથવા કાવ્યો લાયર નામના તન્તુવાદ્ય સાથે ગવાતાં. એના બે સ્પષ્ટ પ્રકારો હતા : (૧) વ્યક્તિગત રીતે ગવાતાં ગીતોનો, (૨) સમષ્ટિગત રીતે સમૂહમાં ગવાતાં ગીતોનો. આલ્કિયસ (Alcaeus) અને સાફો પ્રથમ પ્રકારના તો આલ્કમૅન (Alcman), સ્ટેસિકોરસ (Stesichorus) અને સિમૉનાઇડિસ (Simonides) દ્વિતીય પ્રકારનાં સમર્થકો હતા. કોઈ મહત્ત્વના ધાર્મિક, સામાજિક – કહો કે સાંસ્કૃતિક પર્વ પ્રસઙ્ગે જે ગીતો સમૂહમાં ગવાતાં તેમાં ચાર બાબતો ખાસ ધ્યાન ખેંચતી : એ ગીતોમાં દેવતાઓને કરેલી પ્રાર્થનાઓ-સ્તુતિઓ જોવા મળતી; ઍમાં પૌરાણિક યુગની – ભૂતકાળની વીરરસપ્રધાન કથાવાર્તાઓ પણ રજૂ થતી; ઍમાં નીતિવ્યવહારને લગતી વચનાવલિઓ પણ પ્રસ્તુત થતી, તો એ સાથે ઍમાં જે તે વિધિવિધાન કે કર્મકાણ્ડ વગેરેને લગતા આવશ્યક સન્દર્ભનિર્દેશો પણ આપવામાં આવતા. એ ગીતોમાં જે તે પ્રસઙ્ગોચિત ગામ્ભીર્ય ને ગરિમા પણ દૃષ્ટિગોચર થતાં. આ'વાં ગીતોની એક પરમ્પરા અનેકાનેક કવિઓ દ્વારા વિકસતી, વિસ્તરતી ગઈ. ઍમાંથી જ ઓડ કાવ્યપ્રકારની એક સરવાણી આરમ્ભાઈ. સિમૉનાઇડિસ (Simonides) જેવા કવિએ તો ઑલમ્પિક રમતોમાંના વિજયને અનુલક્ષીને એપિનિશ્યન (Epinician) ઓડ આપ્યું. પિણ્ડારે ઓડની પ્રશસ્ત ને ભવ્ય પરમ્પરાને ચાલના આપી. તેણે પોતે જ ૪૪ એપિનિશ્યન ઓડ આપ્યાં, જેમાં ૩૮ તો ત્રિખણ્ડી પદ્યબન્ધવાળાં (triads) છે. એ ઓડમાં નિયત લયરૂપ અને શ્લોકબન્ધ જોવા મળે છે. ઍમાં સ્ટ્રૉફી (Strophe), ઍણ્ટિસ્ટ્રૉફી (antistrop) તથા ઇપોડ (epode) એ પ્રકારે ત્રણ ખણ્ડો, આવે છે. સ્ટ્રૉફી-ઍણ્ટિસ્ટ્રૉફીમાં એકસરખો છન્દોલય હોય છે,

જે પછી ઍપોડમાં બદલાય છે. આ ત્રિખણ્ડીય પદ્યબન્ધના મૂળમાં સ્ટેસિકોરસ હોવાનું મનાય છે. આ બન્ધ પિણ્ડારને તેમ તેના સમકાલીન પ્રતિસ્પર્ધી બૅકિલાઇડિસ (Bacchylides)ને પણ ખૂબ પ્રિય હતો. આ બન્ધનો નૃત્ય-ગાન સાથેનો સમ્બન્ધ પણ મહત્ત્વનો ગણાય. સ્ટ્રૉફી-એણ્ટિસ્ટ્રૉફીની રજૂઆત વેળાએ ગાયકવૃન્દ નૃત્યાદિમાં સક્રિય રહેતું અને ઍપોડની રજૂઆત વેળાએ વિશ્રાન્તિ લેતું.

પિણ્ડારનાં ઓડ-કાવ્યોમાં એક સશક્ત, ધર્મનિષ્ઠ કવિ-પ્રતિભાનાં પ્રકર્ષ–પ્રવર્તન જોઈ શકાય છે. તેણે ગ્રીક કવિતાને – ને તેમાંયે ઓડ-કવિતાને સબળ ને સમૃદ્ધ કરવામાં મહત્ત્વનું પ્રદાન કર્યું.

રોમમાં રાજાશાહીએ પુરાણી પ્રજાશાહી શાસનપરમ્પરાને પલટી દીધી ત્યારે હૉરેસનું આગમન થયું. હૉરેસ એક તબક્કે પ્રજાશાહી શાસકોના પક્ષે રહીને લડેલો અને ફિલિપ્પિ આગળ પરાજય પામેલો જેની વાત તેણે રમૂજી રીતે પોતાની વરવાઈના સ્પષ્ટ નિર્દેશ સાથે એક ઓડમાં કરી છે. આ હૉરેસ પાછળથી પોતાના મિત્ર મીસીનૅ(Maecenas) દ્વારા સમ્રાટ ઑગસ્ટસનો કૃપાપાત્ર પણ થયેલો.

હોરેસ સ્વસ્થ પ્રકૃતિનો સમભાવશીલ કવિ હતો. જીવનના આનન્દ–પ્રમોદનો વિવેકપુરઃસર આસ્વાદ લેવામાં તેને કોઈ બાધ કે ક્ષોભ થતો નહોતો. તે સૂક્ષ્મદર્શી ને વ્યવહારદક્ષ કવિ હતો. તે પોતાની કવિતામાં માનવજાતની બેવકૂફીઓની કથા ખેલદિલીથી છેડે છે, આમ છતાં તેના પ્રત્યેનો તેનો પ્રેમ ઊંડો છે ને તેથી જ તે માનવજાતને હાનિકર એ'વી અનીતિમય કે ગુનાહિત પ્રવૃત્તિઓનો સ્પષ્ટ વિરોધી પણ બની રહે છે. તેનાં કાવ્યોમાં વ્યક્તિ તેમ જ સમષ્ટિની શીલભદ્ર પરિપાટીનું સઙ્કલિત નિરૂપણ ધ્યાનાર્હ બની રહે છે.

હૉરેસનાં ઓડ-કાવ્યોમાં પ્રારમ્ભે આલ્કિયસ અને સાફોનો પ્રભાવ વરતાય છે, પરન્તુ તે પછી ક્રમશઃ પિણ્ડારનો પ્રભાવ વધતો જાય છે. તેનાં પ્રારમ્ભનાં ઓડ-કાવ્યોમાં રાજદ્વારી બાબતોના મુકાબલે અઙ્ગત બાબતોનું ચલણવલણ પ્રબળ હતું, પરન્તુ પાછળથી રચાયેલાં ઓડ-કાવ્યોમાં રોમન ઓડમાં તેની રાજદ્વારી પ્રતિબદ્ધતાનો રઙ્ગ કંઈક વેરાશ પકડતો લાગે છે.

ગિલ્બર્ટ હિગેટે (Gilbert Highet) તેના 'ધ ક્લાસિકલ ટ્રૅડિશન' ગ્રન્થમાં પિણ્ડાર તથા હૉરેસની કાવ્યપરમ્પરાનો ભેદ સરસ રીતે બતાવ્યો છે. તેના મત મુજબ પિણ્ડારવાદીઓ સાહસ, આવેગ ને અતિશયતાના પુરસ્કર્તાઓ જણાય છે તો હૉરેસવાદીઓ ચિન્તનશીલતા, પ્રમાણસરતા અને સમધારણતાના. પિણ્ડારરીતિનાં ઓડમાં કોઈ પૂર્વનિર્ધારિત પરમ્પરા હોતી નથી, બલકે તે ઓડ જે તે ભાવસ્થિતિ કે સન્દર્ભના હવામાન અનુસાર પોતાની દિશાગતિ નિર્ધારિત કરે છે. હૉરેસરીતિનાં ઓડ શાન્ત ને સંક્ષિપ્ત, સન્તુલિત નિરૂપણ પદ્ધતિ અપનાવે છે. પિણ્ડાર ભદ્રવર્ગીય ખ્યાલોનો, ઉદ્દણ્ડ સાહસિકતા ને દરિયાદિલીનો નિરૂપક છે તો હૉરેસ આમવર્ગીય ખ્યાલોનો. હૉરેસ આત્મશિસ્ત, સાવધાની, કાળજી ને કરકસર જેવા ગુણોનો ચાહક છે. પિણ્ડાર તેમ જ હૉરેસરીતિનાં ઓડકાવ્યોનું શ્રવણ–સઙ્ગીત પણ પરસ્પરથી ભિન્ન છે : પિન્ડાર વૃન્દગાન ને વૃન્દનૃત્યના ઉલ્લાસભર સઙ્ગીતનો હિમાયતી છે તો હૉરેસ શાન્ત સઙ્ગીતનો. હૉરેસ તો કોઈ શાન્તરમણીય ઉદ્યાન કે ખણ્ડ-એકાન્તમાં લાયર લઈને એકલો એકલો ગીતગુઞ્જન કરનારો કવિ છે.

હૉરેસ પોતાનાં કાવ્યો બાબતે મિતભાષી છે. પોતાનાં કાવ્યોની ગુણવત્તા કે મૂલ્યવત્તા બાબતે જે કહેવું ઘટે તે પણ એ કહેતો નથી. તેનાં ટૂંકાં, સુઘટિત, શમ અને ચિન્તનવાળાં કાવ્યોમાં ગાજવીજ ભલે ન લાગે, પણ તે પિણ્ડારના કરતાં વધુ ઊંડાં ને સ્મરણીય છે. તેનાં કાવ્યો આમ ઠણ્ડાં ને સંયમયુક્ત લાગે પણ અન્દરથી તે હૃદય વલોવી દે એ'વાં, ઉત્કટ

સંવેદનાસભર લાગે. એના કાવ્યોમાં બાહ્ય ભભક ઓછી પણ ગહરાઈ ઘણી. કોઈ પણ યુરોપીય ઊર્મિ-કવિની તુલનામાં એનાં કાવ્યોમાં જીવનનાં માર્મિક સત્યોની – માનવીય શાણપણ અને સમજદારીની – જે કલાત્મક અભિવ્યક્તિ સધાઈ છે તે તો અનન્ય જ.

અઙ્ગ્રેજી સાહિત્યમાં પિણ્ડારરીતિનાં ઓડ લખવાની શરૂઆત જ્હૉન સૂધર્ન (John Soothern)થી ઈ.સ. ૧૫૮૪માં થઈ. ડ્રેટોને (Michael Drayton) (૧૫૬૩-૧૬૩૧) આ ઓડ કાવ્યપ્રકાર અઙ્ગેની પોતાની સમજણ પ્રગટ કરવા સાથે તેનો વિકાસ સાધ્યો. જ્હૉન મિલ્ટને (૧૬૦૮-૭૪) 'ઑન ધ મૉર્નિંગ ઑફ ક્રાઇસ્ટ્સ નેટિવિટી' નામનું ઉત્તમ ઓડ આપ્યું; અલબત્ત, એના એ ઓડમાં પિણ્ડારરીતિનું પૂર્ણ અનુસરણ નહોતું. બેન જૉન્સને (૧૫૭૩-૧૬૩૭) ઓડમાંના સ્ટ્રૉફી, ઍણ્ટિસ્ટ્રૉફી તથા ઇપોડને અનુક્રમે 'ધ ટર્ન' (The Turne), 'ધ કાઉન્ટર ટર્ન' તથા 'ધ સ્ટેન્ડ' એ'વાં નામ આપ્યાં. તેનાં ઓડ-કાવ્યોમાં હૉરેસરીતિની લાક્ષણિકતાઓ સવિશેષ, છતાં તે પિણ્ડારની વધુમાં વધુ નજીક પહોંચેલો જણાય છે. અબ્રાહ્મ કાઉલી (Abraham Cowley) (૧૬૧૮-૬૭) ઓડ અઙ્ગેના પ્રગલ્ભ પ્રયોગોએ તેને વધુ લોકપ્રિય બનાવ્યો. તેની કવિ તરીકેની શક્તિ મર્યાદિત છતાં તેનો પ્રભાવ ઠીક ઠીક વ્યાપક રહ્યો.

ઈ.સ. ૧૬૮૪માં જ્હૉન ડ્રાયડને (૧૬૩૧-૧૭૦૦) નિર્બન્ધ (અનિયમિત) એ'વા પિન્ડારરીતિના ઓડના ફેલાવાની નોંધ કરેલી. તેણે પોતે પણ કેટલાંક ઓડ રચેલાં, જેમાં 'એલેક્ઝાન્ડર્સ ફિસ્ટ' સર્વોત્તમ લેખાય છે. વળી, આ ગાળા દરમિયાન ઇઙ્ગ્લેણ્ડમાં 'પોએટ્સ લૉરિયેટ'ની પરમ્પરા પણ પ્રચલિત હોઈ, પોએટ લૉરિયેટ થનારા કવિઓ દ્વારા પણ રાજદ્વારી વ્યક્તિઓ તેમ જ ઘટનાઓને અનુલક્ષીને કેટલાંક ઓડ રચાતાં રહ્યાં, જો કે એમાં ઉત્તમ ઓડ તો ઓછાં જ પ્રાપ્ત થયાંની નોંધ વિલિયમ કાઉપર કરે જ છે. આ'વાં ઓડ લખનારાઓમાં ટૉમસ ગ્રે, (૧૭૧૬-૭૧), વિલિયમ વ્હાઇટહેડ જેવાનાં નામ ઉલ્લેખનીય છે. તેનાં 'ધ પ્રોગ્રેસ ઑફ પોએઝી' અને 'ધ બાર્ડ' સરસ ઓડ છે. તેમાં પિણ્ડારરીતિની માવજત સાથે કવિની નિજી પ્રતિભાનો સ્પર્શ પણ જોવા મળે છે. જ્હૉન્સનને ગ્રેના ઓડમાં 'એક પ્રકારની નિરુદ્ધ ભવ્યતા'નાં દર્શન થયેલાં.

પિણ્ડારથી ઊલટું, હૉરેસ મધ્યકાળ દરમિયાન યુરોપમાં સારી પેઠે જાણીતો થયો હતો, પરન્તુ તેનાં ઓડનું અનુકરણ તો સોળમી સદીમાં આરમ્ભાયું. હેન્રી હાઉવર્ડે (૧૫૧૭-૪૭) એની પહેલ કરી. ડ્રેટ્રોન (Drayton)નાં ઓડ હૉરેસનો પ્રભાવ દાખવે છે, ને એ જ રીતે જૉન્સન પણ. મિલ્ટને Pyrrhaને અનુલક્ષીને લખાયેલા હૉરેસના કાવ્યનો અનુવાદ કર્યો અને તેનાં ઓડની લગોલગ જઈ બેસે એ'વાં કેટલાંક સૉનેટો પણ રચ્યાં. આ ઉપરાન્ત થૉમસ રેણ્ડોલ્ફ (૧૬૦૫-૩૫), રોબર્ટ હેરિક (૧૫૯૧-૧૬૭૪), એણ્ડ્રયૂ મારવેલ (૧૬૨૧-૭૮) વગેરેએ પણ હૉરેસરીતિની ઓડપરમ્પરા વિકસાવવામાં ઉલ્લેખનીય ફાળો આપ્યો. હૉરેસરીતિનાં ઓડ આપવામાં કાઉલેય્ પણ ખરો જ સર રિચાર્ડ ફાન્શૉવ (૧૬૦૮-૬૬), એલેક્ઝાણ્ડર પોપ (૧૬૮૮-૧૭૧૪), મૅથ્યુ પ્રિયૉર (૧૬૬૪-૧૭૨૧), આઇઝેક વૉટ્સ (૧૬૭૪-૧૭૪૮) અને વિલિયમ કૉલિન્સ(૧૭૨૧-૫૯) વગેરે હૉરેસની રીતે ઓડ-સર્જન કરતા એમાં પોતાના જમાનાની જરૂરિયાત અનુસાર જરૂરી ફેરફારો પણ એમણે કર્યા. આમ પિણ્ડાર અને હૉરેસના પરમ્પરાગત માર્ગે આગળ વધતાં ઓડ કાવ્યપ્રકાર પોતાનું આગવું નિર્બંધ કલારૂપ પણ સિદ્ધ કરતો ગયો. મૅથ્યુ આર્નોલ્ડે (૧૮૨૨-૮૮) ઈ.સ. ૧૮૪૭માં 'હોરેશિયન ઇકો' લખ્યું. આલ્ફ્રેડ ટેનિસને (૧૮૦૯-૯૨) પણ હૉરેસની ઓડ-સર્જનની રીતિને પોતાની પ્રતિભાના બળે નવું રૂપ આપવા કોશિશ કરી.

ઓગણીસમી સદીમાં ગ્યુઇથે અને શીલરે તથા

ફ્રાન્સમાં વિક્ટર હ્યુગોએ પિણ્ડાર રીતિનાં ઓડ રચ્યાં. હોલ્ડરલીન આ સૌમાં સવિશેષ પિણ્ડારપરસ્ત હતો. ફ્રાન્સમાં વિક્ટર હ્યુગો ઉપરાન્ત રોંસાર્દની અસર હેઠળ ઓડ લખનારા અન્ય કવિઓમાં બોઇલ્યૂ, વૉલ્તેર લામરલાઇન વગેરેનોયે નિર્દેશ કરી શકાય. ઇટાલીમાંયે ટ્રિસિઓન, આલ્માની તથા મિણ્ટુર્નોએ આ પ્રકાર ખેડેલો. ઇંગ્લેણ્ડમાં રચાતાં ઓડ કાવ્યપ્રકારમાં ઘણા નવા નવા પ્રયોગો-થયા ને છૂટછાટો લેવાઈ. તેના ફલ સ્વરૂપે પિણ્ડાર અને હૉરેસ રીતિથી અલગ એ'વો નિર્બંધ કે સ્વતન્ત્ર ઓડ કાવ્યપ્રકાર સારી પેઠે વિકાસ પામ્યો. મિલ્ટન, વર્ડ્ઝવર્થ જેવા કવિઓ પિણ્ડારથી અભિજ્ઞ છતાં તે સૌએ પોતાની રીતે ઓડ પ્રકારને ખેડી, તેને ઘણી શક્તિ ને સમૃદ્ધિ બક્ષી.

વિલિયમ વર્ડ્ઝવર્થે (૧૭૭૦-૧૮૫૦) પહેલું ઓડ ઈ.સ. ૧૮૦૭માં પ્રસિદ્ધ કર્યું હતું. તે ગ્રેના સુબદ્ધ કે કાઉલી અને ડ્રાયડનના પિણ્ડારરીતિનાં ઓડથી ઘણું જુદું પડે છે. કૉલરિજ (૧૭૭૨-૧૮૩૪), બાયરન (૧૭૮૮-૧૮૨૪), શેલી (૧૭૯૨-૧૮૨૨) તથા જ્હૉન કીટ્સ જેવા રોમેણ્ટિક કવિઓએ કેટલાંક ઉત્તમ ઓડ આપ્યાં છે. એમાં આ કવિઓની સ્વાનુભૂતિનો અર્ક પણ બરોબર ઊતરેલો લહાય છે. ટેનિસને (૧૮૦૯-૯૨) 'ઓડ ટુ મેમરી' જેવું ઉત્તમ કાવ્ય આપ્યું. કોવેન્ટ્રી પેટમોરે (૧૮૨૩-૯૬) નિર્બંધ ઓડ પ્રકારનાં ઘણાં કાવ્યોનો 'ધી અનૂનોન ઇરોઝ' નામનો સઞ્ચય આપ્યો. વૉલ્ટર સેવેજ લૅણ્ડોર (૧૭૭૫-૧૮૬૪), સ્વીનબૉર્ન (૧૮૩૭-૧૯૦૯), ફ્રાન્સિસ થૉમ્પ્સન (૧૮૫૯-૧૯૦૭) વગેરેએ પણ આ ક્ષેત્રને સમૃદ્ધ કર્યું. રૉબર્ટ બ્રિજ્જિસ (૧૮૪૪-૧૯૩૦), એબરક્રૉમ્બી (૧૮૮૧-૧૯૩૮), લૉરેન્સ બિન્યૉન (૧૮૬૯-૧૯૪૩) વગેરેએ તેમ યેટ્સ (૧૮૬૫-૧૯૩૯), એલન ટેટ, હેન્રી ટિમરોડ (૧૮૨૮-૬૭) લૂઈ મેકનિસ (૧૯૦૭-૬૩), ઑડેન વગેરેએ પણ ઓડ કાવ્યપ્રકારને પ્રશસ્ય શક્તિ ને સમૃદ્ધિ અર્પી છે. આમ, ઓડ કાવ્યપ્રકાર વીસમી સદીમાં પણ કેટલીક રીતે ખેડાતો રહ્યો છે.

જોકે તાજેતરમાં જે એક નોંધપાત્ર વલણ ઓડની બાબતમાં જોવા મળે છે તે નોંધવું ઘટે. કેટલાક કવિઓ ઓડનાં લક્ષણો ધરાવતી રચનાઓ કરે છે છતાં 'ઓડ' નામ આપવાનું ટાળે છે ! આર્નોલ્ડનું 'ડોવર બીચ', 'આર્થર ક્લૉવ (૧૯૧૯-૬૧)નું 'ઇસ્ટર ડે', હોપકિન્સ (૧૮૪૪-૮૯)નું 'ધ રેક ઑવ્ ધ ડ્યલૅન્ડ' ('The wreck of the Deutschland') જેવાં કેટલાંક કાવ્યો મળે છે, જે 'ઓડ' સંજ્ઞા ન હોવા છતાં એ પ્રકારનાં લક્ષણો ધરાવે છે. એ'વાં કાવ્યોમાંયે છેવટની કસોટી તો કાવ્યતત્ત્વને આધારે જ થવાની !

ગુજરાતીમાં પણ જેમને 'ઓડ' સંજ્ઞા આપી શકાય એ'વાં કાવ્યો મળે ખરાં. 'ઓડ' માટે આમ તો 'ઉદ્બોધન કાવ્ય' શબ્દ રૂઢ થયેલો છે. આમ છતાં શ્રી ચન્દ્રશઙ્કર ભટ્ટે 'ઊર્મિકવિતા' પુસ્તકમાં જે ચર્ચા કરી છે તે ધ્યાનમાં લઈ 'ઓડ' માટે 'સમ્બોધનકાવ્ય' શબ્દ પ્રચલિત કરવો જોઈએ. ગુજરાતીમાંયે દલપત-નર્મદથી માંડીને રાજેન્દ્ર શાહ ને તે પછીના કવિઓના કાવ્યગ્રન્થોમાંથીયે 'ઓડ' સંજ્ઞા આપી શકાય એ'વી કૃતિઓ મળી શકે. બલવન્તરાય ક. ઠાકોરે 'લિરિક' પુસ્તકમાંયે આ અઙ્ગે કેટલીક ચર્ચાવિચારણા કરી છે તે પણ અત્રે સ્મરણમાં રાખવી ઘટે. તેમણે 'ઓડ'ના સન્દર્ભમાં 'ભાવ્નિક' કે 'વિભાવિકા' પર્યાય આપી શકાય એ'વો પ્રશ્ન પણ હળવેથી મૂકેલો; પણ ગુજરાતીમાં તો હવે 'ઓડ' એટલે સમ્બોધનકાવ્ય એ'વો પર્યાય વાપરવો જ યોગ્ય લેખાશે.

ગુજરાતીમાં બાળાશઙ્કરનું 'ક્લાન્ત કવિ'; ન્હાનાલાલનાં 'વસન્તોત્સવ' અને 'ગુજરાતનો તપસ્વી'; સુન્દરમ્નાં 'બહુરૂપિણી' તથા 'ઝઞ્ઝાનિલને'; ઉમાશઙ્કરનાં 'નિશીથ' અને 'સીમાડાનો પત્થર' 'પૃથ્વીને', 'પવનને' વગેરે; રાજેન્દ્ર શાહનાં 'હે અન્ધકાર', 'અશ્રુ હે !' જેવાં કાવ્યોની ઓડ પ્રકારના સન્દર્ભે ચર્ચાવિચારણા થઈ છે. (વધુ

માટે જુઓ ચન્દ્રશઙ્કર ભટ્ટ કૃત 'ઊર્મિકવિતા') આ બધાંને આધારેય 'ઓડ' કાવ્યનાં લક્ષણો જો તારવવામાં આવે તો તેમાં સમ્બોધનતત્ત્વ, ઊર્મિચિન્તનની પ્રબળતા ને ગહરાઈ, ગામ્ભીર્ય, આદર પ્રશંસાની વૃત્તિ, તત્ત્વલક્ષિતા જેવી બાબતો તુરત જ નજરે ચડે. 'ઓડ' નામ નહીં પ્રયોજીનેય એ પ્રકારની રચનાઓ અવારનવાર કોઈના કોઈ કવિ દ્વારા રચાતી રહે એ સમ્ભાવના હંમેશાં રહેવાની.

※

**ઓ**ડ કાવ્યપ્રકારમાં જે ઉત્તમ કવિઓ થયા તેમાં પિણ્ડાર, હોરેસ જેવાઓનો તો પછીથી મિલ્ટન, કૉલરિજ, વર્ડ્ઝવર્થ, કીટ્સ અને શેલી જેવા સત્ત્વશીલ કવિઓનો નિર્દેશ પણ કરવો જોઈએ. 'ઑન ધ મૉર્નિઙ્ગ ઑફ ક્રાઇસ્ટ્સ નેટિવિટી' મિલ્ટન), 'ડિજેક્શન' (કૉલરિજ), 'ઑન ઇણ્ટિમેશન્સ ઑફ મોર્ટાલિટી ફ્રૉમ રિકલેક્શન્સ ઑફ અર્લી ચાઇલ્ડહૂડ' (વર્ડ્ઝવર્થ), 'ટુ અ નાઇટિઙ્ગેઇલ' અને 'ટુ ઑટમ' (કીટ્સ), 'ટુ ધ વેસ્ટ વિણ્ડ' અને 'ટુ અ સ્કાઇલાર્ક' (શેલી) જેવાં ઓડ આ કાવ્યપ્રકારના તેજસ્વી નમૂનો છે. ઓડ કાવ્યપ્રકારમાં કીટ્સનું કામ-નામ ઘણું મહત્ત્વનું છે. કીટ્સનું કવિ તરીકે તેનું વ્યક્તિત્વ, ઍનું કવિ તરીકેનું પોત ઓડમાં પ્રભાવક રીતે અનુભવવા મળે છે. આન્દ્રે જિદની 'strait is The Gate' કૃતિની નાયિકા અલિસ્સા (Alissa) એક પત્રમાં જણાવે છે કે 'કીટ્સના ચાર ઓડને ખાતર મ્હારે લગભગ આખા શેલી કે બાયરનને જતા કરવા પડે તો કરું !' કીટ્સના કવિત્વની એ'વી પ્રબળ મોહિની હતી એ નાયિકા પર. કીટ્સના ઓડમાં શુદ્ધ કવિતા (પ્યૉર પોએટ્રી)નાં કેટલાંક લક્ષણો સાથે જ મહાન કવિતા(ગ્રેટ પોએટ્રી)નાંયે કેટલાંક લક્ષણો જોવા મળે છે.

કીટ્સે કવિતા દ્વારા પોતાના કવિ તરીકેના વિલક્ષણ વ્યક્તિત્વનો તાગ લેવાનો સન્નિષ્ઠ કલાપુરુષાર્થ કર્યો છે. તેણે અવારનવાર કવિ-કલ્પનાની સાર્થકતા અઙ્ગેના પાયાના પ્રશ્નો પણ કર્યા છે. એ રીતે તેની કવિતામાં કલ્પનોઙ્ક્યન ને ભાવોદ્રેક સાથે જ ચિન્તનની ગહરાઈ પણ પ્રભાવિત કરે છે. તેની કવિતા કોઈ રીતે ચિન્તનનિરપેક્ષ નથી જ. માનવનિયતિ સાથે તેની કવિતાનો અત્યન્ત ઊંડો ભાવસમ્બન્ધ રહ્યો છે. ઓડમાં કેટલાક સર્વોત્તમ વિચારોની સાથે જ સંવેદનાનું મનોહર સાયુજ્ય સિદ્ધ થયેલું જોવા મળે છે. તેથી ગેરોડ (Garrod)ને અનુસરી ઍના ઓડમાં વિચારનું ઊંડાણ નહીં હોવાની ફરિયાદ કરનાર ઇઆન જૅક (Ian Jack) ઍમ પણ નોંધ્યું કે કીટ્સના ઓડમાં હૅમ્લેટ લખી શકે એ'વી કવિતા છે.'

કીટ્સનાં ઓડમાં સામસામા છેડાનાં બે બિન્દુઓ વચ્ચેના સઙ્ઘર્ષની કોઈ શાશ્વત વેદના સતત અનુભવાતી રહે છે. ઍમાં કવિની સમ્પ્રજ્ઞતા એ અનુભવગોચર થતી ભાવસઙ્કુલતાનો કંઈક સન્દિગ્ધ લાગે એ'વો આલેખ અવારનવાર રજૂ કરતી રહે છે.

કવિએ જે મહત્ત્વનાં પાંચ ઓડ આપ્યાં છે તેનો સમયાનુક્રમ મળતો નથી. સી.એલ. ફિને (C.L. Finney)ના અનુમાન પ્રમાણે 'ઓડ ટુ સાઇકિ' (Ode to Pscyche) પહેલું અને 'ઓડ ઑન ઇણ્ડોલન્સ' (Ode on Indolence) કીટ્સનું છેલ્લું ઓડ હોવા સમ્ભવ છે. જોકે આ ઓડનો સમયાનુક્રમ જાણવા ન મળે તો પણ ચાલી શકે, કેમ કે કવિને કોઈ નિશ્ચિત વિચારધારા કે તત્ત્વદૃષ્ટિનો ક્રમિક વિકાસ ઍમાં અભિપ્રેત હોય એ'વું લાગતું નથી. મનુષ્યના ક્ષણભઙ્ગુર જીવનમાં જે કરુણિકાનો અનુભવ થતો રહે છે તેનું વાસ્તવિક ને માર્મિક નિરૂપણ આ ઓડકાવ્યોમાં છે. ઍમાં એક બાજુ કવિની વાસ્તવિક પરિસ્થિતિ અને બીજી બાજુ ઍની ભાવનાજગત પ્રત્યેની અપેક્ષિત ગતિ એ બે વચ્ચેની સૂક્ષ્મ ને ઉત્કટ સઙ્ઘર્ષલીલાનાં અને તેમાંથી મુક્ત થવાની પ્રબળ મથામણનાં અવનવાં સ્વરૂપોનું દર્શન છે.

એક અર્થમાં કવિનાં આ ઓડ-કાવ્યો

'troubled' poems' જેવાં લાગે. કીટ્સની મુખ્ય ચિન્તનધારામાં આ ઓડનું સ્થાન મહત્ત્વનું હોવાનું બેઇટ (W.J. Bate)માને છે. સેલિન કોર્ટ (E. de Selincourt) આ બધાં ઓડ ભાવ-વિચારનાં એક બળવાન સૂત્રથી નિબદ્ધ હોવાનું માને છે. એમની સગોત્રતા તો સ્વયંસ્પષ્ટ છે. આ સર્વ ઓડમાંથી કીટ્સનો જીવનને જોવા-અનુભવવાનો અભિગમ કેવો છે તેનો કેટલોક અન્દાજ મળી શકે છે. સૃષ્ટિના સર્વ ચરાચર પદાર્થોમાં સન્નિહિત સૌન્દર્યતત્ત્વને પકડવા-પામવાનો કવિનો ભાવાભિનિવેશ ઉલ્લેખનીય છે. વિલ્સન નાઇટ (Wilson Knight)આ ઓડ કાવ્યોમાં કીટ્સની એક નિર્ણાયક ભાવભૂમિકા નિહાળે છે. જોકે ઊંડાણથી જોતાં આ ઓડકાવ્યમાં કવિના ચિત્તની કંઈક દોલાયમાન ભાવસ્થિતિ હોવાનું વરતાય છે. કવિ ક્ષણે ક્ષણે આઘાત-પ્રત્યાઘાતની સતત પરિવર્તનશીલ ભૂમિકામાંથી પસાર થતા હોય એ'વું લાગે છે. એક બાજુ ચિત્તનો અ-નિવાર્ય એ'વી સ્થગિતતામાંથી છૂટવાનો પ્રયાસ અને બીજી બાજુ ક્ષણે ક્ષણે કશુંક હ્રાસ પામતું હોવાનો અહેસાસ – આ બે બિન્દુઓ વચ્ચેના તણાવમાંથી ક્યાં કઈ રીતે ઠરીઠામ થવું એજ કવિચિત્તની મસમ્હોટી ઉલ્ઝન હોય એ'વું લાગે છે. કવિ વેદનાના આદિમ સ્રોત સુધી પહોંચવા મથે છે; અને એ રીતે મૂલપર્યન્ત પહોંચીને વસ્તુસ્થિતિની આરપાર નીકળી જવા માગે છે. પ્રાપ્ત અનુભવોની કસોટીમાંથી પસાર થવું એ જ નિયતિ છે. એ નિયતિ પરત્વેના સંવેદનશીલ ચિત્તના ભાવવલયોનો સઙ્કુલ પટ ઓડમાં તરઙ્ગિત થતો લહાય છે. કવિ અવારનવાર એલિયટ નિર્દિષ્ટ બીજામાંથી પહેલા અવાજનાં સરી જાય છે. કેટલીક વાર કવિ ધ્યાનચિન્તમાં ઊંડે ધસતાં એકોક્તિરૂપ કાવ્યાભિવ્યક્તિમાં આવિર્ભૂત થાય છે. એક પ્રકારની ઊંડી આધ્યાત્મિક ખોજની કહો કે એક પ્રકારની દાર્શનિક ભૂમિકા આ સર્વ ઓડ-કાવ્યોમાં પ્રભવેલી જોઈ શકાય છે. જીવનનો ઉલ્લાસ અને તેની ઉદાસી, છાકમછોળ સભરતા અને નીરન્ધ્ર શૂન્યતા અહીં સામ સામે તોલાતાં જીવનનું એક અખિલાઈભર્યું દર્શન સાદર કરીને વિ-રમે છે. કંઈક કારુણ્યસભર દર્શન ('ટ્રેજિક વિઝન')નો અહીં સવિશેષ ઝોક લાગે છે. એફ. આર. લેવિસ 'ઓડ ટુ અ નાઇટિંગેઇલ'ના નિમિત્તે વાત કરતાં, અન્ય વિક્ટોરિયન સૌન્દર્યદ્રષ્ટા કવિઓની તુલનામાં કીટ્સની વિશેષતા એની સ્વપ્નોને વાસ્તવિકરૂપે નકારવાની એની શક્તિમાં હોવાનું જણાવે છે. એનામાં શેક્સ્પિયરનું સામર્થ્ય નથી, પણ જે સામર્થ્ય છે તે પણ ઓછું મહત્ત્વનું નથી. લેવિસ કહે છે : 'It is as if, Keats were making major poetry out of minor as if, that is, the genius of a major poet were working in the materials of minor poetry.' કીટ્સની આ ઓડકવિતા વિશેષભાવે આત્મખોજપ્રેરિત ને તેથી કંઈક અજ્ઞાત, ઉત્ખનનાત્મક અને પ્રયોગાત્મક હોવાનું જણાય છે. અહીં વાસ્તવિકતાની વેદના અને ભીતિનો ભાર સૌન્દર્યના દર્શનોલ્લાસે સંતુલિત થતો પ્રસ્તુત થાય છે.

પિઙ્ગળદૃષ્ટિએ પણ આ ઓડનું સ્વરૂપબન્ધારણ ઠીક ઠીક સઙ્કુલ અને વૈવિધ્યપૂર્ણ છે. કવિની સઙ્કુલ ભાવાનુભૂતિને અભિવ્યક્ત થવા માટે આ ઓડનો પદ્યબન્ધ ઘણો અનુકૂળ આવ્યો હોવાનું કહી શકાય. આમ ઓડનો કાવ્યપ્રકાર કવિને ભાવાભિવ્યક્તિના માધ્યમ તરીકે સર્વથા અસરકારક રહ્યો છે. કવિના ઓડ-કાવ્ય પ્રકારને એણ્ડિમિઅન (Endymion) સાથે સમ્બન્ધ હોવાનો એક તર્ક છે તો બીજો તર્ક સૉનેટ સાથેના તેના સમ્બન્ધનો ગેરોડે (Garrod) વ્યક્ત કર્યો છે. એમ.આર. રિડલે અને ડબલ્યુ. જે. બેઇટનું તેના તર્કને સમર્થન છે. પેટ્રાર્ક અને શેક્સ્પિયરના સૉનેટબન્ધ આગળ ન અટકતાં કીટ્સની કવિપ્રતિભા ઓડ માટેનો પોતાનો આગવો પદ્યબન્ધ નિપજાવી લે છે. આ પદ્યબન્ધની ખણ્ડરચના તથા પ્રાસરચનાનું ગણિત પણ કેટલીક રીતે પેટ્રાર્ક અને

શેક્સ્પિયરની સૉનેટગત ખણ્ડરચના ને પ્રાસરચનાથી પ્રેરિત પ્રભાવિત કે પ્રતિક્રિયાન્વિત છે. ક્લૉદ ફિન્નેય (Claude Finney)ના અભિપ્રાયાનુસાર સ્પેન્સરના ઍપિથેલેમિઅન (Epithalamion) ઓડે કીટ્સના ઓડના શ્લોકબન્ધને ઘડવામાં ગણનાપાત્ર ફાળો આપ્યો છે. ગ્રીક 'કોરલ ઓડ'ની પરમ્પરા સાથે કીટ્સના ઓડને ઊંડો સમ્બન્ધ છે. આમ ઓડના કાવ્યપ્રકારની પ્રશિષ્ટ પરમ્પરામાંથી જ કીટ્સના ઓડનું આગવું રૂપ સિદ્ધ થયેલું છે. એડમન્ડ બ્લણ્ડેન કીટ્સના 'ઓડ ટુ સાઇક'ને સવિશેષ પિણ્ડારરીતિવાળું લેખે છે. કાઉલે, ગ્રે, કોલિન્સ, કૉલ્રિજ, કોલરિજ, એનાક્રિયૉન તથા હૉરેસ વગેરેની કાવ્યપદ્યની પરમ્પરામાં જ કીટ્સના ઓડનું પદ્યસ્વરૂપ ઘડાયું અને વિકસ્યું હોવાનું સ્પષ્ટ છે. કીટ્સની ભાવાનુભૂતિની અનેકપાર્શ્વી સઙ્કુલતાને સૉનેટ કે સ્તોત્રગાન (Hymn)નો કાવ્યપ્રકાર ન્યાય આપી શક્યો ન હોત. કીટ્સે ઓડ માટેનો જે પદ્યબન્ધ પસન્દ કર્યો, ઘડ્યો વિકસાવ્યો તેમાંયે એની પ્રતિભાનો ઉન્મેષ કારણભૂત છે. ભાવતોષ ચેટરજી બહુ માર્મિક રીતે લખે છે :

*"And it is a measure of Keats's technical mastery that he was able to combine the two diverse models and create a form that secured both freedom and restraint, both range and depth, both the majestic harmony of the odal hymn and the concentrated intensity of the sonnet."*

(John Keats : His Mind and Work, 1971. P.367)

ડગ્લાસ બુશ (Douglas Bush)ના મતે 'ઓડ ટુ સાઇકિ'માં વૈચારિક મુખરતાનો અભાવ છે; પરન્તુ એમાં સિડની કોલિન કહે છે તેમ, ઊર્મિનો ઉછાળ અને ઉત્કર્ષ ઇન્દ્રિયસન્તર્પક કલ્પનસમૃદ્ધિ દ્વારા પ્રગટ થયો છે. કવિ આ કાવ્યમાં પુરાકલ્પનને પોતાની રીતે નવું અર્થરૂપ આપે છે. કવિ પુરાકલ્પનને આધારે પોતાનું આગવું દર્શન આપે છે. એમાં કવિ પ્રત્યક્ષ અનુભૂતિનો મહિમા કરે છે. કવિના પ્રાચીન પુરાતન પ્રત્યેના સમાદર સાથે, સ્નેહ-સૌન્દર્યલક્ષી માનવીય ભાવાનુભૂતિ પ્રત્યેનો એમનો પક્ષપાત પણ અહીં નજરે ચડે છે. 'ઓડ ટુ સાઇકિ'માં કવિની પ્રત્યક્ષ જ્ઞાનાનુભૂતિ માટેની ઉત્કટ પ્રતિબદ્ધતાનો સઙ્કેત છે. સાઇક, એક ભૂમિકાએ કવિની કલ્પનાશક્તિનું પ્રતિનિધાન કરે છે. ગ્રેહામ હફ (Graham Hough)આ કાવ્યને 'પ્યૉરલી ફેન્સિફુલ' હોવાનું જણાવી એમાં કીટ્સના પુરાકલ્પનના સોહામણા નિરૂપણ ઉપરાન્ત કંઈક વિશેષ હોવાનું નિર્દેશ્યું છે. એમાં મનુષ્યના 'ઇણ્ટિરિયર લૅણ્ડસ્કેપ'નું ઉત્ખનન છે. સાઇક માનવ-આત્માનું જ એક રૂપ છે. આજના બૌદ્ધિક મુકાબલાઓવાળા વાતાવરણમાં કુદરતની સમતુલા જોખવાઈ છે. એ પરિસ્થિતિમાં સાઇકના પૌરાણિક પાત્ર દ્વારા કવિ પોતાના જમાનાના અશ્રદ્ધામય હવામાનમાં, કહો કે, નિર્લેપતાની-સ્નેહમય શ્રદ્ધાની પુનઃપ્રતિષ્ઠા કરવા સઙ્કલ્પબદ્ધ છે. કીટ્સે મેરી (Mary Tighe)ની સાઇકિ એસ'ની એડ્લિઙ્ગ્ટન દ્વારા અનૂદિત કથા વાંચેલી અને ત્યારબાદ આ ઓડ રચના કરી છે. સાઇકિની અનુભૂતિમાં જીવનની શાશ્વત યાત્રાનો – મૃત્યુમાંથી અમૃત તરફ જવાનો સાઙ્કેતિક નિર્દેશ છે. વિનસ સાઇકિના સૌન્દર્યની અદેખાઈ કરે છે અને તેને કોઈ આંધળા ને અધમ પ્રાણીના પ્રેમમાં પાડવા ક્યૂપિડ (Cupid)ને મોકલે છે. પરન્તુ ક્યૂપિડ પોતે જ સાઇકના પ્રેમમાં પડી જાય છે ! એપોલોનો ભવિષ્યવેત્તા સાઇકિને કોઈ ઉજ્જડ પહાડીમાં છોડી દેવાનો તેના પિતાને આદેશ આપે છે, જેથી કોઈ સર્પ તેને પરણી શકે. આ આદેશથી સાઇકને તરછોડવામાં આવે છે. તરછોડાયેલી સાઇકિ હૈયાફાટ આક્રન્દ કરે છે. તેને મૃદુ પવન એક ખીણમાં લઈ જાય છે. તેની સરસ રીતે સરભરા કરે છે. પછી તેને એક મહેલમાં લઈ જવામાં આવે છે. જે એના પતિનો હોવાનું તેને કહેવામાં આવે છે. ક્યૂપિડ એને રાત્રિના અન્ધકારમાં હંમેશાં મળે છે. તે સાઇકને પોતાને કદીય જોવાનો

પ્રયત્ન ન કરવા સૂચવે છે; પરન્તુ કુતૂહલથી પ્રેરાઈ સાઇકિ એને જોવાનો પ્રયત્ન કરે છે. પરિણામે ક્યૂપિડ તેને છોડી ચાલ્યો જાય છે. સાઇકિ પછીથી પસ્તાય છે ને તેના માટે ઝૂરે છે. તે તેના પ્રેમી ક્યૂપિડને શોધવા આખી ધરતી પર રખડે છે અને એમ કરતાં વિનસના હાથમાં ઝડપાય છે. તે એને ગુલામડી બનાવી રાખે છે. અન્તમાં ક્યૂપિડની પ્રાર્થનાથી, જ્યૂપિટર સાઇક સાથેના તેના લગ્નને સમ્મતિ આપી, સાઇકિને અમરત્વ-દેવત્વ સમર્પે છે. એક મનુષ્ય આ રીતે દેવત્વ પામે એ ઘટના કીટ્સને આકર્ષે છે, અને ઓડના આરમ્ભમાં જ સાઇકિ દેવીરૂપે રજૂ થાય છે. અહીં સાઇકિની વેદના ભરેલી કસોટીઓની વાત નથી, અહીં તો તેની સુખમય દિવ્યતાનું સીધું નિરૂપણ છે. કવિને જઙ્ગલમાં ફરતાં જે સુખી યુગલનું દર્શન થાય છે તેનું ખૂબ મર્મસ્પર્શી ઇન્દ્રિયગ્રાહ્ય વર્ણન અહીં રજૂ થયું છે. અહીં સાઇકિ પ્રાચીન ગ્રીક મન્દિરની વિધિવિધાનોની જટાજાળથી મુક્ત થઈને સ્નેહ-સૌન્દર્યના નૂતન સન્દર્ભમાં કવિના ચિત્તમન્દિરની એક શ્રદ્ધામયી પ્રેરણાદાયી સ્વપ્નમૂર્તિ તરીકે રજૂ થઈ છે. સાઇકિ જે રીતે વેદના દ્વારા આત્મ-અભિજ્ઞાન પામતી,-અમરત્વ-અમૃતત્વ તરફ ઉત્ક્રાન્તિ કરે છે તેની સંવેદનકથા કવિ વ્યઞ્જનાત્મક રીતે આ ઓડમાં રજૂ કરે છે. અહીં માનવસમ્પ્રજ્ઞતાનું દેવત્વમાં રૂપાન્તર થતું પામી શકાય છે. કવિ માનવમનની વિકાસધર્મિતાનું એક વિલક્ષણ ગતિચિત્ર અહીં સાદર કરે છે. અહીં સાઇકને દિવ્યત્વપ્રાપ્તિ બાદ મનુષ્યલોકથી અળગી ન થતાં વિશેષભાવે મનુષ્યલોકની જ એક અમૃતત્વની સિદ્ધિદાયિની શક્તિરૂપે માનવચિત્તમાં સઞ્ચારિત થતી સ્ફુરતી છે. અહીં સાઇકના મનુષ્યત્વમાંથી દેવત્વ પામવાની પ્રક્રિયાનું નાટ્યાત્મક પ્રત્યક્ષીકરણ થતું નથી. અહીં તો એ'વા રૂપાન્તર પછીની જ દેવીસ્વરૂપા સાઇકિને સમ્બોધીને કવિ પોતાની મનોગત અપેક્ષાઓ-સ્વપ્નોનું ભાવાત્મક દર્શન સૌન્દર્યમણ્ડિત કલ્પનોની કમનીય ઇન્દ્રિયાળ દ્વારા કરાવવા મથામણ કરે છે. કવિની વાક્છટા ને વાગ્લયનું અહીં અનોખું રસાયણ સિદ્ધ થયેલું જોવા મળે છે, જે કવિની ઉત્કટ દૃશ્યસંવેદનાનો અનુભવ કરાવીને રહે છે.

'ઓડ ટુ અ નાઇટિઙ્ગેલ'માં કવિચિન્તનનું માળખું પ્રમાણમાં ઘણું સઙ્કુલ છે. એક પ્રકારનો દિવાસ્વપ્નનો ભાવાનુભવ અહીં રજૂ થતો લાગે છે. આ કાવ્યમાં નાઇટિઙ્ગેલ સૌથી વધારે પ્રભાવક પ્રતીક છે. આ ઉપરાન્ત પણ મદિરા, જામ જેવા અન્ય પ્રતીકો જરૂર છે, પરન્તુ ભાવકના મન-મગજને તો નાઇટિઙ્ગેલનો અવાજ જ ભરી દેતો લાગે છે. કવિ પોતે પણ નાઇટિઙ્ગેલ સાથે ઊંડી તદાત્મતા અનુભવે છે. નાઇટિઙ્ગેલને અનુલક્ષીને કવિચિત્તમાં જે ભાવપ્રતિભાવનો સૂક્ષ્મ તુમુલ સઙ્ઘર્ષ જામે છે તેમાં ઘણું ગહન કે ગૂઢ કહેવાય એ'વું, સન્દિગ્ધ કહેવાય એ'વું તરઙ્ગદલ પ્રત્યક્ષ થાય છે, પરન્તુ એ સર્વમાંથી પસાર થતાં એક વિલક્ષણ પ્રકારની આત્મસન્તૃપ્તિનો ભાવ પણ અનુભવાય છે, જેમાં વેદનાયે છે ને ઉલ્લાસ પણ, મધુરતાયે છે ને માર્મિકતા પણ !

આ 'ઓડ ટુ અ નાઇટિઙ્ગેલ'માં કવિની આત્મવિમુક્તિ માટેનું સંવેદન ઘનીભૂત થઈને પ્રકટેલું છે. કવિ નાઇટિઙ્ગેલના અલૌકિક ગાન-સ્વર સાથે તાદાત્મ્ય સાધવા જતાં અનિવાર્યતયા અહં-વિસર્જનની એક ભૂમિમાંથીયે પસાર થાય છે. વિસર્જન માટે સર્જન અને સર્જન માટે વિસર્જન – આ ભૂમિકાનું માર્મિક સત્ય આ ઓડમાંના કવિના ભાવવિવર્તોમાં અનુભવાય છે. કવિ એક તબક્કે નાઇટિઙ્ગેલના ગાનસ્વરે મૂર્ચ્છામય ભાવસ્થિતિ અનુભવે છે અને એમાં આત્મવિસ્મૃતિની ભૂમિકાયે આવરી લેવાય છે. એ પછી કવિ સભાન-સમ્પ્રજ્ઞ થતાં નાઇટિઙ્ગેલના ગાવાની અને ગાનપ્રક્રિયા દ્વારા એને જે કંઈ થવું છે તે થવાની ભાવભૂમાં ઊંડા ઊતરે છે અને એ રીતે ઊંડા ઊતરતાં તેમાં સ્વાભાવિક રીતે જ ભાવચેતનાની અખણ્ડ, પૂર્ણ

સંવાદમય, ભૂમામય ભૂમિકામાં અન્તઃપ્રવેશ કરે છે.

કવિ ઓડના પ્રારમ્ભે નાઇટિંગેઇલના ગાનથી પોતાને જે અસર થાય છે તેની વાત કરે છે. એ અસર સમ્પ્રજ્ઞતાવાળી વેદનાપૂર્ણ છે તો સાથે સાથે મૃત્યુતુલ્ય અસમ્પ્રજ્ઞતાવાળીયે છે. એ ગાન ઘણું ભુલાવી શકે છે તો સ્મરાવી પણ શકે છે ! કવિ ગાનના પ્રભાવે જે વધુ ને વધુ આત્મનિમજ્જન કરે છે તેમ તે વધુને વધુ વેદનામય ભાવસ્થિતિનો અનુભવ કરે છે. કવિ સૂચક રીતે 'where but to think is to be full of sorrow' એમ કહે છે. તેઓ જાણે છે કે આ ક્ષણે ક્ષણે પરિવર્તનશીલ વિશ્વ ક્ષણે ક્ષણે નવતા ધારણ કરનારી રમણીયતા કે સુન્દરતાને માટે સર્વથા અબાધ્ય નથી. કવિને માટે આશ્વાસનરૂપ હોય તો કવિતા છે, જેની પાંખોના બળે તેઓ સર્વ પ્રકારની બાધ્યતા વચ્ચેય કંઈક મુક્તતાથી ભલે થોડો સમય યદૃચ્છાવિહાર કરી શકે છે. કવિ નાઇટિંગેઇલના ગાનસ્વરે જે માધુર્યનો અનુભવ કરે છે તેના આધારો પોતાની આસપાસની ચરાચર સૃષ્ટિમાંયે મબલખ હોવાનો અહેસાસ પણ કરે છે. કવિની નજરનો પ્રભાવક જાદુ અહીં અનુભવાય છે. કવિ પ્રકૃતિની સૌન્દર્યપૂર્ણ અને માધુર્યમય રેખાઓને કોઈ ઝાકળભીની દ્રાક્ષલતામાંથી કે ગુઞ્જારવ કરતી જીવજન્તુની દુનિયામાંથી ઝડપી લઈને સચોટ રીતે સાકાર કરે છે. તેઓ નાઇટિંગેઇલ મરણશીલ છે એ તો જાણતા જ હોય. તેમ છતાં તેને 'અમર' (immortal) કહી, તેની ગાનકલાની અમરતાયે સઙ્કેતે છે. ગાનકળામાં સક્રિય નાઇટિંગેઇલને જ ખરી અમૃતાવસ્થા પ્રાપ્ત થાય છે. એ જ કવિનોયે કાવ્યગાન દ્વારા માનસકલ્પ થાય છે. કવિ જાણે છે કે ગાન ગાનાર નાઇટિંગેઇલ નાશવન્ત છે, એનું ગાન પણ વિરમવાનું એટલે તેય નાશવન્ત છે, પરન્તુ એના ગાન-પ્રભાવે કવિચિત્તમાં જે કંઈ અનુરણન-અનુગુઞ્જન થાય છે તે અમર છે. કવિને એ અમરતામાં શ્રદ્ધા છે, અને એની પુરસ્કૃતિ કરતાં કવિ નાઇટિંગેઇલના ગાને પ્રેરિત એવી સઙ્ગીતમય અવસ્થામાં સરે છે કે જેમાં તેમને પોતાને 'do I wake or sleep' એ'વી એક રસાત્મક સન્દિગ્ધતા અનુભવવા મળે છે. કવિ પ્રસ્તુત કાવ્યમાં કલ્પનોનો જે રીતે વિનિયોગ કરે છે તેમાં એની ઊંચા પ્રકારની શક્તિનો પરચો થાય છે. કવિ સમુચિત પ્રતીક-કલ્પનોની ઇન્દ્રજાળ રચી, પોતાને જે કહેવી છે તે વાતો તે દ્વારા અત્યન્ત માર્મિકતાથી સઙ્કેતે છે. જીવન અને મૃત્યુ, સર્જન અને વિનાશ, સ્થૈર્ય અને ગતિશીલતા, ક્ષણભઙ્ગુર ક્રમિકતા ને શાશ્વતતા આ સર્વ વિરોધોની સહોપસ્થિતિ છતાં જે અજરઅમર અન્તરતમ સંવાદની મધુરતા આ સર્વને પોતાનામાં આવરી લઈને ઊભરે છે તેનું કીટ્સ કલાત્મક રીતે વાગવતરણ સિદ્ધ કરે છે. જાણવું ને સહેવું, સહેવું ને સિદ્ધ થવું એમાં મનુષ્યની જિન્દાદિલી છે ને સઙ્ગીતાદિ કલા એની જ સમારાધનારૂપ છે તે કીટ્સ આ કાવ્ય દ્વારા બરોબર રીતે વ્યઞ્જિત કરે છે.

'ઓડ ઑન અ ગ્રીશ્યન અર્ન'માં ક્ષણભઙ્ગુર અને શાશ્વત આ'વી બે દુનિયા વચ્ચેના સમ્બન્ધ-વ્યવહારની ખણખોદ આગળ ધપતી જણાય છે. નાઇટિંગેઇલ કુદરતની દેણ હતી, જ્યારે આ ઓડમાં રજૂ થતું અવશેષ-પાત્ર (અર્ન) મનુષ્યની દેણ છે. મનુષ્ય આ પાત્ર પર કળા કરીને, ક્ષણભઙ્ગુરતામાંથી અમરતા પ્રતિ ગતિ કરવાનો એક રમણીય પુરુષાર્થ આદરે છે. પેલી નાઇટિંગેઇલનો ઇલાકો તો દૂરનો હતો, એનાં કરતાં આ અવશેષ-પાત્રનો ઇલાકો વધુ નજીકનો જણાય છે. કલાની દુનિયા મનુષ્યની દુનિયાની લગોલગ જ નહીં, એની જ દુનિયાના જાણે એક આહ્લાદક સાતત્ય ને વિસ્તારરૂપે ઉલ્લાસે છે. અહીં જીવનમાંથી કળામાં, જ્ઞાતમાંથી અજ્ઞાતમાં, પરિચિતતામાંથી અપરિચિતતામાં ચિત્તતન્ત્રનું ગત્યાદોલન થતું વરતાય છે. કવિ પોતાના અન્તરતમ જીવનના ગૂઢાર્થને વ્યક્ત કરતા કલાત્મક વિભાવની ખોજ કરતો હોય છે. એ'વી ખોજ આ ઓડમાં

અવશેષ-પાત્રને અનુલક્ષીને ચાલે છે. કલાત્મક અવશેષ-પાત્ર ભલે કોઈ ક્ષણભઙ્ગુર મનુષ્યની પ્રતિભા દ્વારા રચાયું હોય, પરન્તુ એની રચના કલાત્મક ભૂમિકાએ સિદ્ધ થવા સાથે જ તે શાશ્વતીનીયે વસ્તુ બની રહેતી જણાય છે. એ મનુષ્યની કલા ચિરકાલીન બની રહે છે. કીટ્સ કલાકર્મનો આ ગૂઢાર્થ પ્રસ્તુત ઓડ દ્વારા સરસ રીતે નિષ્પન્ન કરે છે.

કીટ્સ જ્ઞાતમાં રસ લે છે, પરન્તુ અજ્ઞાતનું કૌતુક તેને ભારે છે. જે રાગદારીનો અનુભવ થયો છે. એનું પ્રમાણ તો પોતે પામ્યો જ છે, પણ જે રાગદારી હજુ શ્રવણેન્દ્રિય દ્વારા માણી શકાઈ નથી તેનુંયે આકર્ષણ અનેકગણું હોવાનું પોતાના માંહ્યલાની સાક્ષીએ તે પ્રમાણિત કરે છે. કવિ અવશેષ-પાત્રને અનુલક્ષતાં, જાણે ગ્રીક-કાલીન સમસ્ત સાંસ્કૃતિક કલાવારસાનેય ઉદ્બોધતા ન હોય, એ'વી ઉત્તાનતા, એ'વો ભાવોદ્રેક એમની વાગભિવ્યક્તિમાં ધસમસતો અનુભવાય છે. કવિ અવશેષપાત્રના કલાત્મક સૌન્દર્ય દ્વારા માનવીય જીવનમાં જે શાશ્વત છે, જે સત્યરૂપ છે તેની ઝાંખી કરવા પામે છે અને એ'વી ઝાંખી પણ પાછી તેમને અલૌકિક કલા સૌન્દર્યના નિરવધિ અવગાહન માટે પ્રેરે છે. એ રીતે આ કાવ્યમાં સૌન્દર્યદ્રષ્ટા કીટ્સની 'Beauty is truth, truth beauty' એ મન્ત્રવાણી સંસિદ્ધ થયેલી પ્રતીત થાય છે. કવિને આ જીવનની, આ પૃથ્વી પરના પોતાના અસ્તિત્વની સાર્થકતા કલાન્તર્ગત મૂલગામી જે રહસ્ય મર્મો છે તેને પ્રત્યક્ષ રૂપે પામી લેવામાં વરતાય છે. કલાસૌન્દર્યમાં ઊંડું અવગાહન કરી શકનાર મનુષ્ય-આત્મા સંવિતની-સંવેદનાની એક એ'વી સમુન્નત ભૂમિકાએ પહોંચે છે જ્યાં સ્નેહ, સત્ય, સૌન્દર્ય જેવાં જીવનનાં મહાન પરિબળો પર્યાયાત્મક રીતે એક અને અખણ્ડ એ'વી ચૈતન્યની આહ્લાદક અવસ્થાને ઉદ્ભાસિત કરે છે ને વેદના અને વેદનાજન્ય જ્ઞાનનો વિરોધ નહીં, બલકે સાગ્રહ અનુરોધ ઉદ્દિષ્ટ હોય છે.

'ઓડ ઑન મેલન્કલી'માં વેદનાનું ઋત પ્રગટ થયેલું જોઈ શકાય છે. કીટ્સ જીવનમાં વેદનાના વ્યાપ અને વર્ચસ્નો સ્વીકાર કરે છે, પરન્તુ એને નકારાત્મક વલણથી અવહેલવાને બદલે એનો ઉલટપૂર્વક સમાદાર કરે છે. તે જીવનમાં વેદનાની એક મહારાણીની – દેવીની રીતે પ્રતિષ્ઠા કરે છે. વેદનાના સન્દર્ભમાં ઉલ્લાસ આનન્દનું મૂલ્ય મહત્ત્વનું છે. વેદનાની અનુભવક્રિયામાં જીવનનો ખરો સાક્ષાત્કાર છે અને તેથી તેઓ વેદનાને સ્વીકારવાની, કહો કે પોંખવાની, જિન્દાદિલી દાખવીને રહે છે. વેદનામાં જીવનનું મધુ ને જીવનની વાસ્તવિકતાનું સૌન્દર્ય પ્રત્યક્ષ થાય છે જ્યાં દ્વૈત છે, ત્યાં સ્થિત્યન્તર રૂપાન્તર છે, વેદનાની પ્રક્રિયા છે, અનુભવ દ્વારા અભિજ્ઞાન છે અને એ દ્વૈતનું નિરસન થતાં જ એક એ'વી એકાકારતા અનુભવાય છે, જે અનિર્વચનીયતામાં – મૌનમાં પર્યવસાન પામે છે. કવિને વેદનાની પ્રક્રિયામાં આત્મચેતનાની સક્રિયતા ને સાર્થકતા પ્રતીત થાય છે.

'ઓડ ઑન ઇનડોલન્સ'માં વાસ્તવિકતા પ્રત્યેના કવિના એક જુદા જ અભિગમનો પરિચય મળે છે. આ ઓડમાં વેદનામાંથી છુટકારો પામવા માટે ચેતનાની નેતિમૂલક અવસ્થાની જિકર કરવામાં આવી છે. માનવીની એષણાઓ અને આવેગોને શાન્ત કરી દઈ એક આહ્લાદક ચૈતસિક અવસ્થા સુધી પહોંચવાના ઉપક્રમનો સઙ્કેત આ ઓડ દ્વારા મળે છે. દિમાગના તાર-તન્તુ એટલા ઢીલા કરી દેવા કે પછી સુખદુઃખના અનુકૂળ–પ્રતિકૂળ સંવેદનોની અથડામણ જ નિવારી શકાય ! માનવ-ચિત્તની આન્તરયાત્રાના જે ભાવાત્મક વળાંકો છે તે આ ઓડમાં સરસ રીતે બતાવાયા છે.

કીટ્સનું સર્વોત્તમ ઓડ, કેટલાકના મતે 'ઓડ ટુ ઑટમ' છે. અહીં કવિના ભાવાનુભવના વિવિધ સ્તરોનું કલામય નિરૂપણ છે. આ આ કાવ્યમાંની વિવિધ ભાવબિન્દુઓની કલાત્મક ગૂંથણી અને સમૃદ્ધિ ધ્યાનપાત્ર છે. ભાષા પણ અહીં કવિના ઉન્નત ભાવોને

ન્યાય આપે એ'વી રીતે પ્રયોજાય છે. પ્રસ્તુત ઓડમાં કવિ પોતાના વ્યક્તિત્વનું વિલોપન સાધી જે પ્રકારે વસ્તુલક્ષી કલાવિધાનને ઉજાગર કરે છે તે કેટલાક જૂના વિવેચકોને નોંધપાત્ર ઘટના લાગેલી તો આર્નોલ્ડ ડેવનપોર્ટ (Arnold Davenport) જેવા કેટલાક નવા વિવેચકોને આ કાવ્ય નવા પ્રકારની તલસ્પર્શી તપાસ માટે ખૂબ ક્ષમતાવાળું લાગ્યું છે. અહીં ઑટમ-પાનખર જીવનવિલયનું-મરણનું પ્રતીક બનીને આવે છે. જીવનમાંથી મરણમાં ને મરણમાંથી જીવનમાં જે આવાગમન ચાલે છે તેનો લય પકડીને કવિએ આ કાવ્યબન્ધ રચ્યો છે. રૂપાન્તર કે પરિવર્તનમાં વેદના હોય છે, પરન્તુ એનું હોવું આપણા અસ્તિત્વની સાથે જ નિર્મિત છે. તેથી પોતાના સ્વ-કેન્દ્રથી દશાકુલ ઉપર ઊઠીને જાતને જીવનને-જગતને જોતાં જ વાસ્તવિકતા અને ભ્રાન્તિ, શાશ્વતતા ને ક્ષણિકતા, સફળતા ને નિષ્ફળતા, સાર્થકતા ને નિરર્થકતા – આ'વાં દ્વન્દ્વમાં અનુસ્યૂત વેદનામય ઋતનું સૂત્ર કવિને હાથવગું થાય છે અને એ સૂત્રબળે આ સૌની વચ્ચે જે સંવાદ સુમેળની શક્યતા – અનિવાર્યતા છે તે અંગે અભિજ્ઞાત થવાય છે. કવિ પાનખરમાં વિસર્જનની વેદના સાથે નવસર્જનની આશા-ચેતનાયે જુએ છે. પાનખરનો પરિપક્વતા સાથેય સમ્બન્ધ છે તો પરિવર્તન સાથેય ખરો જ. કવિ ઓડના પ્રારમ્ભે જ પાનખરની નિસર્ગશ્રીનું અર્થપૂર્ણ ને રમ્ય ચિત્રણ કરે છે.

કવિએ આ ઓડની બીજી કડીમાં જીવનના શાશ્વત પ્રવાહની વાત કરતાં કરતાં એના અનુપણે જે કંઈ અવનવી ઘટનાઓ ઘટે છે તેનું સાઙ્કેતિક ચિત્ર આપ્યું છે. કવિની કલ્પનાશીલતા કવિની ચિન્તનાત્મક વૃત્તિને પ્રત્યક્ષતાના રસે રસી, કાવ્યની આસ્વાદ્યતા સુપેરે વધારી આપે છે. કવિએ આ કાવ્યમાં ઑટમને સજીવ રૂપે ચિત્રાઙ્કિત કરી છે. તેની શક્તિ ને સત્તા બેયનાં અહીં સમતાપૂર્વક દર્શન કરાવ્યાં છે. કવિએ ધરાદેવીનેય અહીં અવતાર્યાં છે અને તેનાં વિવિધ અવસ્થા-ચિત્રો આપ્યાં છે. વળી અહીં એક જ સત્ત્વ વિવિધ વેશોમાં પ્રત્યક્ષ થતું, જીવન-મરણને, સર્જન વિસર્જનને ઊંડાણમાં લેતું દેશકાલાબાધિત બ્રાહ્મી ચેતનાનું જે પ્રતિનિધાન કરે છે તે પણ ધ્યાનપૂર્વક જોવા જેવું છે. કવિએ અહીં ઓડની છેલ્લી કડીમાં વસન્તનાં ગાણાં ક્યાં છે એ'વો પ્રશ્ન છેડ્યો છે; પણ તે સાથે પાનખરે વસન્તના ગાણાની ચિન્તા ન કરતાં પોતાના જ આન્તરગાનની ખેવના કરવી ગનીમત છે એ પણ સૂચવ્યું છે. કવિ પાનખરને કહે છે : 'Think not of them, thou hast thy music too.' કવિએ આ કાવ્ય દ્વારા, પ્રકૃતિનું ઓઠું લઈ જીવનની શાશ્વત લીલાનું જે મર્મદર્શન કરાવ્યું છે તે અનન્ય છે.

આ કવિ ભારે મર્મી અને રહસ્યપ્રેમી છે. બધી વાત ખોલીને બતાવવી એની પ્રકૃતિમાં નથી. ક્યાંક કલ્પનથી, પ્રતીકથી, પુરાકલ્પનથી કે દશ્યાત્મક ચિત્રાઙ્કન કે રેખાઙ્કનથી, વાગ્વિરામ કે વાગ્વેગથી; પ્રાસ લય ને પદબન્ધથી ચિન્તગર્ભ એકોક્તિથી કે ચિત્તાવેગમય સમ્બોધનો કે ઉદ્‌બોધનોથી જીવન-કવિતાની નિગૂઢ સત્યલીલાને સૌન્દર્યાઙ્કિત કરતો વિલસે છે – વિકસે છે. આમ ઓવરટોનનો આદમી લાગે ને આમ અણ્ડર ટોનનો ! ક્યારે કઈ કાવ્યમુદ્રા ધારણ કરી તે પોતાના મનોગતને વાગ્ગત રમણીયતામાં ઢાળી આપણામાં સઙ્ક્રાન્ત કરશે તે કહેવું મુશ્કેલ છે. આ કવિ જ કોઈ ચોકઠામાં બન્ધ ન બેસે એ'વો, 'અનપ્રેડિક્ટેબલ કહેવાય એ'વી લીલાગતિ-વાળો છે. એનાં ઓડ એની આ'વી સમૃદ્ધ ને સપ્રાણ કવિ વ્યક્તિતાનો હૃદયઙ્ગમ પરચો કરાવીને રહે છે. ઓડ કાવ્યપ્રકારનું એનું અર્પણ એ'વું માતબર છે કે ઓડ અને કીટ્સને અલગ રીતે જોવાનુંયે આપણને ન ગમે !

['The Ode' by John D. Jump તથા 'John keats: His mind and Work' by Bhabatosh Chatterjeeને આધારે.]



# કીટ્સનું સૉનેટવિશ્વ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

૧૯મી સદીના બીજા દાયકાના ચાર સમર્થ અગ્રેજી કવિઓ બાયરન, શેલી, કોલરિજ અને વડ્ઝર્વર્થની સમાન્તર જૉન કીટ્સનું નામ છે. વડ્ઝર્વર્થની જેમ કીટ્સ પણ મહત્ત્વનો સૉનેટકાર છે. એના સુધી પહોંચેલું સૉનેટનું સ્વરૂપ અનેક ફેરફાર પામતું રહ્યું છે.

ઇટલીથી આવેલું આ સ્વરૂપ અનેક પ્રયોગ બાદ શેક્સ્પિયરને હાથે નવો ઘાટ પામે છે. પેટ્રાર્કની પ્રાસરચના અને અષ્ટક-ષટ્કની સઙ્ઘટનયોજનાને શેક્સપિયર ત્રણ ચતુષ્ક અને એક યુગ્મમાં પલટાવી દે છે, અને લગભગ ૧૫૪ જેટલાં સૉનેટ લખીને એ'ને દૃઢમૂલ કરે છે. ચૌદ પઙ્ક્તિમાં એક ભાવ કે વિચારને વિકસાવવાના નિરધાર સાથે જે કાવ્યવાણીનો સંશ્લેષ રચાય છે એનું મહત્ત્વ, અલબત્ત, સતત ચાલુ રહે છે. શેક્સ્પિયર પછી મિલ્ટન કાવ્યવાણીનો આ સંશ્લેષ ફરીને પેટ્રાર્ક તરેહ પર રચે છે; પણ અષ્ટક અને ષટ્ક વચ્ચેના દૃઢ વિરામને જતો કરે છે; અને છેલ્લે સુધી ભાવતરઙ્ગ વિસ્તારે છે એટલું જ નહીં, પણ સૉનેટમાં મુખ્યત્વે ઘૂંટાતા રહેતા પ્રણયભાવને સ્થાને આત્મકથાત્મક ક્ષણો અને જાહેર ઘટનાઓના વિશ્લેષણોને દાખલ કરે છે.

મિલ્ટન પછી લગભગ અદૃશ્ય થયેલું સૉનેટનું સ્વરૂપ રોમૅણ્ટિક આન્દોલન દ્વારા ફરી પુનર્જીવિત થાય છે. વડ્ઝર્વર્થ પણ મિલ્ટનની જેમ એકાદ અપવાદને બાદ કરતાં પેટ્રાર્ક તરેહનો સ્વીકાર કરી મુખ્યત્વે રાષ્ટ્રઘટનાઓથી નીપજતા ભાવવિશ્વને ધબકતું કરે છે. નેપોલિયનના આક્રમણની બીકે કચડાતા રાષ્ટ્રની વાચાને એમાં અભિવ્યક્તિ મળી છે. વડ્ઝર્વર્થના ૫૦૦ જેટલાં સૉનેટ સ્વરૂપઅન્તર્ગત ઊર્મિને તત્ત્વનિષ્ઠ કે ચિન્તનનિષ્ઠ કેવી રીતે બનાવવી એનાં નિદર્શન પૂરાં પાડે છે.

કીટ્સે પણ ૬૪ જેટલાં સૉનેટ આપ્યાં. એની અભિવ્યક્તિની મથામણ પ્રયોગરૂપે પણ સૉનેટ સ્વરૂપ સાથે રહી. એમના આંતરાઓનું ઘડતર પણ એણે સૉનેટના સ્વરૂપમાંથી કર્યું છે. પેટ્રાર્કશાઈ અને શેક્સ્પિયરશાઈ સૉનેટતરેહોને એકઠી કરીને ઓડમાં એણે कख कख गघच गघच જેવું માળખું મેળવ્યું છે.

કીટ્સની પહેલી પ્રકાશિત રચના જ સૉનેટ હતી. આ, 'ઓ એકાન્ત' (O Solitude) સૉનેટ કીટ્સના કાવ્યવિશ્વને સમજવાની કૂંચી છે. અન્ધારિયાં મકાનોના અસ્તવ્યસ્ત ખણ્ડેરમાંથી બહાર નીકળી કોઈ પર્વત-ટોચે ચઢવાનું એમાં નિમન્ત્રણ છે. જ્યાંથી ફૂલોના ઢાળ, નદીનો પારદર્શી પટ જોઈ શકાય. પણ કીટ્સ ખરો આનન્દ તો નિર્દોષ ચિત્તના મધુર સંવાદને ગણે છે, જેના શબ્દો પરિષ્કૃત વિચારનાં કલ્પન હોય. 'એકાન્ત'નું આ સૉનેટ કીટ્સના માનસને પ્રતિબિમ્બિત કરે છે. કીટ્સ કહે છે : 'મ્હારા મિત્રો આગળ હું નમ્ર થઉં, મ્હને નમ્ર બનાવવામાં મિત્રોનો આભારી છું, પણ લોકોના ટોળા સામે હું ઝૂકવાની ઇચ્છા ધરાવતો નથી. એમના પરત્વેની નમ્રતાને હું ધિક્કારું છું. માફ કરજો ત્હમને પરેશાન કરું છું અને આ બાબતના પ્રશ્ન અઙ્ગે તેમજ મ્હારે અઙ્ગે રાઈનો પર્વત બનાવું છું પણ ત્હમને કહેવામાં મ્હને કરાર વળે છે કે મ્હારા મિત્રોના પ્રેમ વગર હું જીવી જ ન શકું. હું લોકહિત માટે ઍટના (પર્વત)પરથી છલાઙ્ગ લગાવવા તૈયાર છું પણ બીભત્સ લોકપ્રિયતાને હું ધિક્કારું છું' અને પછી ઉમેરે છે : 'થોડો સરખો યે લોકોનો વિચાર કરીને કાવ્યની એકાદ પઙ્ક્તિ પણ મ્હેં લખી નથી.' (રેનલ્ડ પરનો પત્ર, ૯ એપ્રિલ, ૧૮૧૮). આમ, કીટ્સ અન્ધારિયાં મકાનોના અસ્તવ્યસ્ત ખણ્ડેરોથી મુક્ત નિસર્ગમાં, અને ત્યાંથી પણ મુક્ત ચિત્તપ્રદેશમાં જવાનું પસન્દ કરે એ સ્વાભાવિક છે. અને ચિત્તપ્રદેશમાં પણ માત્ર વિચારો નહીં, 'પરિષ્કૃત

વિચારોનાં કલ્પન' એ ઇચ્છે છે. કીટ્સે વિચારોના નહીં પણ સંવેગોના જીવનની હિમાયત અન્યત્ર પણ કરેલી છે. (બેયલી પરનો પત્ર, ૨૨ નવેમ્બર, ૧૮૧૭)

એટલે કે કીટ્સ સૌન્દર્ય – સમ્પ્રદાયનો પુરષ્કર્તા છે. એ કહે છે કે 'હું એટલા સુકુમાર ઇન્દ્રિયાનુરાગ સાથે હવામાં ઓગળ્યા કરું છું કે મ્હને એકાકી હોવાનો સન્તોષ છે' (જ્યોર્જ અને જ્યોર્જિઆનો કીટ્સ પરનો પત્ર, ૧૪/૧૫ ઑક્ટોબર ૧૮૧૮). આથી જ એ સંવેગને દૂરવર્તી કે અમૂર્તની જગ્યાએ પ્રત્યક્ષ અને મૂર્તમાં કેન્દ્રિત કરે છે. તર્કના કે દલીલના સત્યની સામે એ કલ્પનાના સત્ય પર પસન્દગી ઉતારે છે. એને ખબર છે કે કલ્પના જેને સૌન્દર્ય તરીકે ઝાલે છે તે સત્ય હોવું જોઈએ. કીટ્સે આ'વું સૌન્દર્ય એના સૉનેટ 'ચૅપમનના હોમરમાં પહેલીવાર ડોકિયું કરતાં' (On first looking into Chapman's Homer)માં ઉતાર્યું છે. આ સૉનેટ અङ્ગ્રેજી ભાષાનું અતિ પ્રસિદ્ધ અને સમર્થ સૉનેટ છે. મિત્ર કાઉડન કલાર્ક સાથે આખી રાત જાગીને ચૅપમને કરેલા હોમરના 'ઇલિયડ'ના અનુવાદના કેટલાક ભાગ કીટ્સ વાંચે છે અને ગ્રીકનો કક્કો ન જાણનાર ગ્રીકપ્રેમી કીટ્સને હોમર હાથ લાગે છે. હોમરના આ પ્રભાવને એણે સૉનેટમાં ઝીલ્યો છે. અષ્ટકમાં પ્રવાસનું રૂપક અને ષટ્કમાં બે દૃષ્ટાન્તોની ચમત્કૃતિ આ બે દ્વારા કીટ્સે સમતુલન સાધ્યું છે. સાહિત્યક્ષેત્ર અને નવા જગતની વ્યાપકતાનું સાદૃશ્ય એમાં નવું નથી પણ એ જે રીતે વિસ્તારે છે, એમાં એક વૈશ્વિક અપીલ છે. અષ્ટકમાં કવિ કહે છે કે ઘણાં સુવર્ણક્ષેત્રો, રાજ્યો અને દ્વીપોની સફર કરેલી. ઘણીવાર હોમરના ભવ્ય સામ્રાજ્યનું પણ સાંભળેલું, પણ જ્યાં સુધી ચૅપમનને સાંભળ્યો નહોતો ત્યાં સુધી હોમરના સામ્રાજ્યની નિતાન્ત પ્રાસાદિકતા શ્વસી નહોતી. આ અનુભવ કેવો હતો ? ષટ્કમાં પ્રવેશીને કવિ કહે છે કે જાણે કોઈ ખગોળવિદ આકાશમાં જોતો હોય અને એની દૃષ્ટિસીમામાં કોઈ નવો ગ્રહ ઓચિન્તો પ્રવેશી જાય, કે પછી પડછન્દ કોર્ટેઝ (ખરેખર તો બાલ્બોઆ જોઈએ. કીટ્સની આ ભૂલ નોંધાયેલી છે) ડેરીએન પ્રદેશમાં પર્વતશિખર પરથી તાકે અને પ્રશાન્ત પેસિફિક પહેલીવાર દેખાય એ'વો આ અનુભવ હતો. નવા ગ્રહ સાથે કે નવા વિસ્તાર સાથે જોડાતા હોમરને મેળવ્યાનો સંવેગ, પદ્યની સૂક્ષ્મતા, કલ્પનોની સહજતા અને એકાગ્ર શૈલી સાથે મહાકાવ્યની ઘનતા રચે એમાં કોઈ શङ્કા નથી.

કીટ્સને માટે એકાગ્ર શૈલી શક્ય બની છે, કારણ કીટ્સને સમજ સાથેના અને સમજ વગરના તીવ્ર સંવેદનો વચ્ચેનો ભેદ ખબર છે. કીટ્સ કહે છે : પહેલા કિસ્સામાં આપણા ખભા પાંખવાળા છે અને આપણે હવામાં નિર્ભીક ઊડીએ છીએ; જ્યારે બીજા કિસ્સામાં આપણે દશ હજાર ફૂટ ઊંડે એકધારા પડ્યે જઈએ છીએ અને અડવા ખભાઓની ભયાનકતા સાથે પાંખ વગર પાછા ઉપર ફેંકાઈએ છીએ (રૅનલ્ડ પરનો પત્ર ૩ મે ૧૮૧૮) આ'નો અર્થ એ કે તીવ્ર સંવેગનું છેવટે શિલ્પ રચાવું જોઈએ; અને આ શિલ્પ સમજ સાથેના સંવેગમાં જ શક્ય છે. આ જ કારણે કીટ્સ સૉનેટ સ્વરૂપ કે એનું શિલ્પ જેવું છે તેવું એકધારું સ્વીકારી શક્યો નથી. પ્રારમ્ભમાં પેટ્રાર્કશાઈ અનેક સૉનેટ લખ્યા પછી કીટ્સ શેક્સ્પિયરશાઈ સૉનેટ તરફ વળે છે. 'મ્હને જ્યારે છે આ ભય' (When I have fears) કદાચ એનું પહેલું શેક્સ્પિયર-શાઈ સૉનેટ છે. યુવાવયે ક્ષયથી અવસાન પામેલા કીટ્સની મૃત્યુસભાનતા પણ પહેલીવાર એમાં ઊતરી છે. ઊભરાતા ચિત્તને કલમ સઞ્ચિત કરે એ પહેલાં રાત્રિના તારકાङ્કિત મુખને જોવા છતાં એના વાદળિયા સङ્કેતો ઉકેલાય એ પહેલાં પોતાનો અન્ત હશે એનો ભય કવિને વિશાળ જગતમાં એકલો છોડી દે છે. ત્રણ ચતુષ્કમાં ઉત્તરોત્તર ઉદાહરણથી આગળ વધતો સંવેગ છેલ્લા યુગ્મમાં શૂન્યતા સુધી સહજતાથી પહોંચે છે. આ સૉનેટ કવિ તર્કવિદ કે યન્ત્ર કરતાં કોઈ છોડ જેવો છે અને કવિતા જીવન્ત પુદ્‌ગલ છે એ'વી રોમૅણ્ટિક યુગની માન્યતાને પુષ્ટિ આપે છે. કીટ્સની તો માન્યતા હતી કે કવિતા જો સહજ રીતે

ન આવે તો બહેતર છે કે આવે જ નહિ.

કીટ્સે ૬૪ જેટલાં સૉનેટ લખ્યાં. એમાં શેક્સ્પિયરશાઈ સૉનેટની સઙ્ખ્યા ૧૮ જેટલી છે. ફેની બ્રોન પરત્વેનું એનું આકર્ષણ લગભગ ઉન્માદ કક્ષાએ પહોંચે છે ત્યારે જીવનના અન્તભાગમાં એણે અફલિત પ્રણયભાવને ઘૂંટતાં સૉનેટ શેક્સ્પિયરની તરેહને અનુસરીને લખ્યાં છે. એક સૉનેટમાં પ્રેયસી પોતાને એનું સમસ્ત સમર્પી દે, એનો અણુનોય અણુ એની પાસે ન રાખે એ'વી પ્રણયયાચના કરે છે તો અન્ય સૉનેટમાં ગયેલા દિવસની મધુરતા સાથે ગૌરદેહ, સ્વર – શ્વાસનું સ્વર્ગ લુપ્ત થયાં છે એની વેદનામાં પૂરો દિવસ પ્રેમગ્રન્થ વાંચ્યો છે, તો પ્રેમ એને ચેનની નિદ્રા આપશે એ'વી આશા પ્રગટ કરે છે. શેક્સ્પિયરશાઈ તરેહમાં જ ફેની પરનું કીટ્સનું કદાચ છેલ્લું સૉનેટ લખાયું છે; જેમાં કવિએ દીપ્ત તારકને સમ્બોધ્યો છે. એની જેમ સ્થિર રહીને સમુદ્ર અને બરફને જોવાને બદલે કવિ પ્રિયાના સુગૌર સ્તનનું ઉશીકું રચી, એની પડતી-ઊપડતી છાતી પર સ્થિર અને નિશ્ચલ રહેવા માગે છે. કવિ માટે એ જ કદાચ જીવન અને મરણ બન્નેની અડોઅડ ક્ષણ હોય એ'વું એ અનુભવે છે.

આ સૉનેટો સ્પષ્ટ કરે છે કે કલા જો વેદનાને અભિવ્યક્ત કરે છે, તો કલા વેદનાના અભિજ્ઞાન માટે મનુષ્યને સક્ષમ પણ કરે છે અને વેદનાથી ઉપર ઊઠીને વેદનાને જોતાં પણ શીખવે છે. આ દૂરત્વને કીટ્સે 'નિષેધાત્મક ક્ષમતા' (Negative Capability) તરીકે ઓળખાવ્યું છે. આ નિષેધાત્મક ક્ષમતા જ હકીકત કે તર્કની સંક્ષુબ્ધકર દરમ્યાનગીરી વગર અનિશ્ચિતતા, રહસ્યો, શઙ્કાઓ વચ્ચે જીવવાનું મનુષ્ય માટે શક્ય બનાવે છે; એને સૌન્દર્યની અપાર્થિવતા પરત્વે ખુલ્લો કરે છે; પોતાના અહમ્‌ને વિગલિત કરી અન્યની ચેતનામાં ગોપાવાની તત્પરતા આપે છે. આમ, અન્ય વસ્તુઓ માટે અને અન્ય વસ્તુઓમાં ઢળ્યા કરતા કવિની કોઈ ઓળખ નથી. કીટ્સને મન કવિ સૌથી વધુ આત્મઘાતક છે; પણ એ જ એની ખરેખરી ઓળખ છે. આ ઓળખ વગર કવિમાં ગમે એટલી ચિનગારી હોય પણ બધું વ્યર્થ છે. આ ઓળખ 'આત્મરચના' (soul-making) છે.

આ 'આત્મરચના'ની મથામણ કીટ્સને ઠરીને બેસવા દે એમ નહોતી: પોતાના સંવેગોને દૂરત્વ આપવા જે સૉનેટ સ્વરૂપ સ્વીકાર્યું એમાં પણ એ સતત મથતો રહ્યો. પેટ્રાર્કશાઈ તરેહથી કણ્ટાળી શેક્સ્પિયરશાઈ તરેહમાં કીટ્સે ૧૮ જેટલી સૉનેટરચનાઓ કરી. પણ કીટ્સ સતત કોઈ સારા સૉનેટ-શ્લોકની શોધમાં રહ્યો. આક્રમક પ્રાસરચના (pouncing rhymes)ને કારણે કીટ્સને પેટ્રાર્કશાઈ તરેહ પસન્દ નહોતી: તો શેક્સ્પિયરશાઈ તરેહને એ કરુણ (elegiac) તરીકે ઓળખાવે છે. અને યુગ્મ ક્યારેય પ્રસન્ન પ્રભાવ જન્માવી શકતું નથી એ'વું માને છે. આ બધાની વચ્ચે કીટ્સે સૉનેટમાં અનેકવાર પ્રયોગ કર્યા. 'નિદ્રાને' (To Sleep) સૉનેટમાં બે શ્લોક (૮ પઙ્ક્તિ)માં શેક્સ્પિયરશાઈ પ્રાસરચના (કખ કખ ગઘગઘ)ને અનુસરી એને એ પટ્કથી તોડે છે. અને ખગચ છચ્છ પેટ્રાર્કશાઈ પ્રાસરચના દાખલ કરે છે; સાથે સાથે યુગ્મને જતું કરે છે. આમ કરવાથી અષ્ટક અને ષટ્કની પ્રાસરચના જોડાઈને વધુ પ્રવાહિતા દાખલ કરે છે. 'કીર્તિ-૨' (Fame II) સૉનેટમાં શેક્સ્પિયરશાઈ તરેહને પેટ્રાર્કશાઈ ષટ્કથી તોડી છે. અલબત્ત, અહીં અષ્ટકની પ્રાસરચનાને ષટ્ક સાથે જોડી નથી. 'શાન્તિને' (On Peace) શેક્સ્પિયરશાઈ સૉનેટ છે. એમાં કખ કખ ગઘ ગઘ પછી ત્રીજા ચતુષ્કમાં – ચ – ચ નવમી અને અગિયારમી પઙ્ક્તિને પ્રાસમુક્ત રાખી છે. 'સૉનેટ અંગે સૉનેટ' (Sonnet on the Sonnet)માં પ્રાસરચનાને અત્યન્ત સઙ્કુલ કરી છે કખગક ખઘગક ખકઘ ચઘચ. અહીં દશ પઙ્ક્તિ સુધી પ્રાસનાં અનિયમિત આવર્તનો છેલ્લી ચાર પઙ્ક્તિમાં વૈકલ્પિક નિયમિતતા ધારણ કરી નવા પ્રકારની પ્રવાહિતા ઊભી કરે છે. તો 'સારિકાએ શું કહ્યું' (What the Thrush Said) સળઙ્ગ પ્રાસહીન સૉનેટ છે. એમાં સમાન્તર વાક્યવિન્યાસોથી ક્યાંક

ક્યાંક કામ લીધું છે.

કીટ્સનાં સૉનેટો પાછળ સમર્થ સઞ્ચલનોની એક ગુઞ્જ (The hum of mighty workings) હંમેશાં રહી છે. કીટ્સ મ્હોટો વાચક હતો. શબ્દકોશો અને સન્દર્ભગ્રન્થોમાંથી પ્રવેશેલી પુરાકથાઓ અને ઇતિહાસકથાઓના ઉલ્લેખો ઍનાં સૉનેટને નવા સન્દર્ભોથી જીવન્ત કરે છે. લી હણ્ટે કીટ્સને છન્દશાસ્ત્રના પાઠ આપ્યા તો હેઝલિટે ઍને પ્રાચીન કવિતાની સમ્મુખ કર્યો. સ્પેન્સર અને શેક્સ્પિયર પાસેથી ઍને શબ્દની સંમોહનશક્તિ મળી છે. ચિત્રકાર મિત્ર હેયૂડન પાસેથી એ સ્થિર ચિત્રકલા શું આપી શકે તે શીખ્યો છે અને તેથી કાલગત વિકાસ અને સ્થલગત તરેહને ઍનાં સૉનેટોમાં એ વારંવાર અનુસરે છે. 'તીતીઘોડો અને કંસારી' (On the Grasshopper and Cricket) સૉનેટમાં કે સમુદ્રને (On the Sea) સૉનેટમાં કાલગત વિકાસ ધ્યાન ખેંચે છે, તો 'બેન નેવિસના શિખરે લખેલું સૉનેટ' (Sonnet writen upon the top of Ben Nevis)માં સ્થલગત તરેહ ઊપસી આવે છે.

કાલગત વિકાસ અને સ્થલગત તરેહમાં વૈશ્વિક ઇન્દ્રિયસંવેદ્યતા (universal sensuousness) ઉમેરાતાં કીટ્સનાં કેટલાંક સૉનેટો ક્યારેય અન્ત પામતાં નથી, પણ આપણને સતત સાંભળતા રાખી મૌનમાં શમી જાય છે. આથી જ, અન્ધરાતા અવસાદમાંથી ઊંચે ઊઠી પૂર્વપ્રકાશને ચીરતું જતું રૂપેરી કબૂતર, સવારની આંખને ભરી દેતાં આંસુઓને ચૂમતો સૂર્ય, કોઈ પલ્લવિત સમ્પન્નતા, તાજા સળગેલા કોલસાની લપકતી ઝાળ અને છવાયેલા મૌનમાં સરકી આવતી ઍની પાછી તડતડ, સ્વચ્છ આકાશમાંથી શાન્ત ટપકતાં ફરિસ્તાના આંસુનો માર્ગ, ફરિસ્તાની પાંખમાંથી ઝલાતી તાજગી, મધ્યરાત્રિમાં પાંગરતી આવતી કાલ — આ બધું વાચકચિત્તની સ્થાયી સામગ્રી બન્યા વગર રહેતું નથી.

કીટ્સના આ'વા સૉનેટવિશ્વનો પ્રભાવ ગુજરાતી સાહિત્યમાં પ્રચછન્નપણે ઝિલાયો ન હોય એ'વું ભાગ્યે જ બને. બ. ક. ઠાકોરનું અત્યન્ત પ્રસિદ્ધ કાવ્ય 'સર્જક કવિ અને લોકપ્રિયતા'નું મૂળ કીટ્સના 'કીર્તિ – ૧' (Fame-I) સૉનેટમાં પડેલું છે. આ સૉનેટમાં કીટ્સ કહે છે કે કીર્તિને 'આવજો' કહો અને પછી એ ઇચ્છશે તો ત્હમને અનુસરશે. આ વિષયબીજ બ. ક. ઠાકોરે વિકસાવ્યું છે; ઍમાં કોઈ શઙ્કા નથી. એ જ રીતે બ.ક. ઠાકોરના 'રેવા' સૉનેટની 'ઊંચાંનીચાં સ્તનધડક શાં હાલતાં સુપ્ત વારિ / એમાં મેળે તલ સમ પડે-ઊપડે નાવ મ્હારી' જેવી પઙ્ક્તિઓનાં મૂળ પણ કીટ્સના છેલ્લા સૉનેટમાં પડેલાં છે. સૉનેટની 'સૂતો રહું પ્રિયા સુગૌર સ્તનનું ઉશીકું રચી/ધીમેક પડતી અને ઊપડતી હું છાતી લહું ('pillowed upon my fair love's ripening breast to feel for ever its soft fall and swell) જેવી પઙ્ક્તિઓનો સીધો પડઘો બ.ક.ઠાકોરની પઙ્ક્તિઓમાં સમ્ભળાય છે. એ જ રીતે રા. વિ. પાઠકના સૉનેટ 'ઉદધિને'માં મહાગર્જનથી દુનિયા ખળભળાવી નાખતો સમુદ્ર સૌકુમાર્યથી હલકી નાવને ઉરે ધારી રાખે છે એ ચિત્રનો સાદૃશ્ય સઙ્કેત કીટ્સના 'સમુદ્રને' ('On the Sea') સૉનેટમાં જડે છે. કીટ્સના સૉનેટમાં દશ હજાર ગુફાઓને હડપ કરી દેતો સમુદ્ર તળે બેઠેલી લઘુ છીપને દિવસો સુધી ત્યાંની ત્યાં રાખે છે. બ.ક. ઠાકોર અને રા.વિ. પાઠક કીટ્સના સૉનેટોથી અજાણ હોવાની સમ્ભાવના બહુ ઓછી છે.

ટૂંકમાં, કીટ્સે તો ઉચ્ચારેલું કે મ્હારા મૃત્યુ પછી હું અઙ્ગ્રેજી કવિઓની વચ્ચે હોઈશ (જ્યૉર્જ અને જ્યૉર્જિઆનો કીટ્સ પરનો પત્ર, ઑક્ટોબર, ૧૮૧૮), આજે કીટ્સનું માત્ર અઙ્ગ્રેજી કવિઓની વચ્ચે જ નહીં, જગતના કવિઓની વચ્ચે સ્થાન છે.

# લૅમિઆ



## (કથાકાવ્યનું-એક અધ્યયન)



સુરેશ શુક્લ

જ્હૉન કીટ્સ શેલીની માફક કાવ્યદેવીનું લાડીલું બાળક ગણાય. બાયરન, શેલી અને કીટ્સની ત્રિપુટીએ અઙ્ગ્રેજી કવિતાને વિશિષ્ટ બળ આપ્યું. બાયરને ઍમના પદ્યમાં સમાનતા, સ્વતન્ત્રતા અને સાહચર્યની ભાવના આલેખી, રૂઢિચુસ્ત રિવાજોની સામે જેહાદ ઉઠાવી. શેલીએ સૌને પ્રેમની અગત્ય સમજાવવા પ્રયત્ન કર્યો અને કહ્યું :

"Poetry turns all things to loveliness; it exalts the beauty of that which is most beautiful..." શેલી ઍમની કલ્પનાઓમાં વિહરતાં દુન્યવી વાસ્તવિકતાને સહજ રીતે વિસારે પાડે છે; અને એ પાછા ફરે છે ત્યારે આખુંય વિશ્વ ઍમને શુષ્ક લાગે છે. આથી ઍમના કાવ્યોમાં નિરાશાનો સૂર સમ્ભળાય છે. પણ કીટ્સ જાણે સાબદા બનીને સમાજના બન્ધનથી દૂર રહેવા પ્રયત્નશીલ રહ્યા. ઍમણે સુધારણાની ઝુમ્બેશમાં રૂઢિચુસ્ત પ્રણાલિકાઓને પડકારવાનું વિચાર્યું નહીં. એ સૌન્દર્યના ઉપાસક તરીકે મહદંશે અળગા રહેવાનું પસન્દ કરતા — "રમ્યતા એ સત્યછે, અને સત્ય એ જ રમ્યતા' આ ઍમની કવિતાનો મુખ્ય સૂર રહ્યો. 'લૅમિઆ' 'La Belle Dame Sans Merci' ('દયાહીન સુન્દરી') કાવ્યની વધુ મ્હોટી પ્રતિકૃતિ (Replica) કહી શકાય. ગ્રીક દન્તકથા પર આધારિત બે વિભાગમાં વહેંચાયેલા આ કથાકાવ્યની રજૂઆત સાતસો પઙ્ક્તિઓમાં છે. અઙ્ગ્રેજી વિવેચક સિડની કોલવીનના મન્તવ્ય પ્રમાણે આ કાવ્ય રૉબર્ટ બર્ટનની 'ઍનેટોમી ઑફ મેલનકલી' (૩.૨)ની અસર હેઠળ તૈયાર થયું છે. કીટ્સે ઍમનાં બીજાં કથાકાવ્યોમાં અનેક પ્રેમીયુગલોનો ચિતાર આપ્યો છે. સિન્થિયા-ફિબા, એડોનિસ-વિનસ, ગ્લૉક્સ-સ્સિલ, મેડલીન-પોરફિરોઇજબેલ-લોરેન્ઝો પણ આ બધાંની સરખામણીમાં લૅમિઆ-લિસિયસનો પ્રેમસમ્બન્ધ કાંઈક નવીન ભાત પાડે છે. અહીંયાં પ્રથમ દૃષ્ટિએ વિચારીએ તો ભારતના વિભાવ કે સ્થાયીભાવ નથી. અહીંયાં કીટ્સે કપોલ કલ્પિત સુન્દર શબ્દચિત્રો આપ્યાં છે. કોરિન્થિયન લિસિયસના સૂક્ષ્મ મનોભાવ માયાવી... કામાતુર નારીના હૃદયમાં છુપાવેલો ઉન્માદ લૅમિઆના પરિભ્રમણમાં દેખાય છે.

શરૂઆતમાં ગ્રીક દેવ હમીઝની વ્યથાની વાત છે. ક્રીટના દરિયાકિનારેથી હમીઝ ફરતાં ફરતાં નજદીકના જઙ્ગલમાં એ ઍમની નવી પ્રેયસીની શોધમાં ભટક્યા કરે છે. અચાનક ઍમને કોઈ સ્ત્રીનું આક્રન્દ સમ્ભળાય છે. એ અવાજની દિશામાં તપાસ કરતાં નવાઈ લાગે એ'વી ચળકતી ચામડીવાળી સર્પિણી જુએ છે, ઍનું મુખારવિન્દ મોહિનીનું છે. એ લેમિયા – હમીઝને તૅના પ્રીતિપાત્રને તાત્કાલિક શોધવામાં શરતી મદદ કરે છે, અને હમીઝ તૅની પ્રેયસી મળ્યા બાદ લૅમિઆને ખૂબસૂરત નારીદેહ બક્ષીને વિદાય થાય છે. હવે આપણે નાયિકાનું વર્ણન કવિના શબ્દોમાં જોઈએ :

*'Lamia, now a lady bright.*
*A full born beauty now and exquisite "*
*There she stood*
*About a young bird's flutter from a wood!*
*Fair, on a sloping green of mossy tread,*
*By a clear pool, wherein she passioned*
*To see herself escap'd from so sore ills,*
*While her robes flaunted with daffodils*

અહીંયાં કવિના ગ્રીક માનસનો શૃઙ્ગારી ઝોક ઢાંક્યો રહેતો નથી. હમીઝે લૅમિઆને જોબન છલકાવતી નારી બનાવ્યા બાદ તેના આન્તરમનમાં પડેલી ઝઙ્ખનાના સૂરનો પરિચય કરીએ :

*'And in the air her new voice luting soft.*
*Cried. 'Lycius ! gentle Lycius ! born aloft*
*With the bright mists about the mountains hoar*
*These words dissolv'd :*
*Cretes forests heard no more*

*(Part I – 165-170)*

'લૅમિઆ'નું બીજું આકર્ષક તત્ત્વ ઍ'નાં મોહક 'કલ્પનાચિત્રો છે. કવિ કલ્પનાશીલ ચિત્ર આ પ્રમાણે આપે છે, તે જોઈએ:

*And once, while among the mortals*
*dreaming thus,*
*She saw the young Corinthian Lycius*
*Charioting foremost in the envious race*
*Like a young Jove with calm uneager face,*
*And fell into a swooning love of him.*
*Lamia beheld him coming, near, more near–*
*Close to her passing, in indiference drear...*

(Part I – 215-219, 237-238)

કીટ્સનાં બીજાં કથાકાવ્યોની સરખામણીમાં 'લૅમિઆ'નું ક્ષેત્ર ખૂબ જ મર્યાદિત હોવાથી કવિને વધુ તક મળી નથી ઍમ અનુમાન કરી શકાય. આમ છતાં તેમણે ધ્વન્યાત્મક સૂચકતા વાપરી વાચકના મન પર અસરકારક રીતે તે અઙ્કિત થાય એ'વો પ્રયત્ન કર્યો છે. દા.ત. :

*The glowing banquet–room shone*
*with wide–arched grace.*
*A haunting music sole perhaps and lone,*
*Supportress of the faery-roof, made moan*
*Throughout, as fearful the whole charm*
*might fade.*

*(Part II – 120-124)*

ત્રીજું આકર્ષક તત્ત્વ ઍમાં કાર્યકારણની શૃઙ્ખલાથી સતત સચેત અને તરવરતી કીટ્સની ભાવમયતા છે. આ પ્રવાહબળને સમુચિત રીતે કવિએ આચવ્યોછે, તે તપાસીએ :

*'Why do you sigh, fair creature ?'*
*whisperd he :*
*'Why do you think !'*
*return'd she tenderly.*
*'You have deserted me; –*
*where am I now ?'*
*'Not in your heart while care*
*weighs on your brow :*
*No, no, You've dismiss'd me. and I go :*
*From your breast houseless: ay it must be so :*

*(Part II – 40-60)*

લૅમિઆ-લિસિયસના સંવાદ દ્વારા કવિ સૌ વાચકમિત્રોને કથાકાવ્યના કરુણ અન્તનો સ્પષ્ટ સઙ્કેત કરે છે. આ પહેલાં પણ કવિએ ખૂબ જ થોડા શબ્દોમાં કહ્યું છે :

'For all this came a ruin...' લૅમિઆ લિસિયસથી કાંઈક છુપાવવા પ્રયત્ન કરે છે. લિસિયસના આગ્રહને વશ થઈને લૅમિઆ કોરિન્થ શહેરમાં જઈને સગાસમ્બન્ધીઓને લગ્નની મિજબાની આપવા તૈયાર થાય છે. લિસિયસની દરખાસ્ત સાંભળતાં પહેલાં લૅમિઆએ ખૂબ જ અગત્યની વાતની સ્પષ્ટતા કરેલી :

*I have no friends, said Lamia*
*No, not one...*

આમ છતાં લૅમિઆએ પોતાની માયાવી

શક્તિથી કેવો ભવ્ય મણ્ડપ તૈયાર કર્યો એ અંગે કવિનું શબ્દચિત્ર જોઈએ:

*'At Venus temple porch, mid baskets heap'd*
*Of amorous herbs and flowers., newly reap'd*
*Late on that eve, as 'twas night before*
*The Adonian feast...*

*(Part II 317-320)*

*'My presnce in wide corinth hardly known :*
*My parents' bones are in their dusty urns...'*

નારી પ્રેમનું પ્રતીક બને અને આત્માનું પ્રતીક બની શકે. નારી પ્રેમ માટે પુરુષે અનેક પ્રકારના સંઘર્ષો વેઠ્યા છે. લિસિયસ લગ્નની ઉત્તમ પળે લેમિઆ માટે જે કાંઈ કરવું જોઈએ તે અચૂક કરે છે. લેમિઆના કહેવાથી તે તેના આદરણીય શિક્ષક એપોલિયસને નિમન્ત્રણ આપવા જતો નથી. પણ એપોલિયસ શિષ્ય માટેના અપાર પ્રેમથી લિસિયસના શ્રેયાર્થે મિજબાનીમાં આવી પહોંચે છે. કીટ્સે રોમાચ્ચક પળને ખૂબ જ સરસ રીતે રજૂ કરી છે:

*The bald-head philosopher*
*Had fix'd his eye without a twinkle or stir*
*Full on the alarmed beauty of the bride,*
*Brow-beating her fair form, and touching her sweet pride...*

અહીંયાં કીટ્સના ફેની બ્રોન સાથેના પ્રેમ-સમ્બન્ધનું સ્મરણ કરવું જરૂરી છે. લિસિયસ લેમિઆના પ્રેમરસના દ્રાવણમાં ઓગળી જવાનો હતો. આ વાંચતાં કીટ્સનાં સૌ ચાહકોને 'ઓડ ટુ ધ નાઇટિંગેલ' કાવ્યનું સ્મરણ થાય એ સ્વાભાવિક છે.

*'My heart aches and a*
*drowsy numbness pains*
*My sense, as though of hemlock*
*I had drunk...*

કીટ્સે મૃત્યુની વાત કરતાં ક્યાંય હીચકીચાટ અનુભવ્યો નથી. લેમિઆમાં નિરૂપણ માયાવતીનું છે.

'લેમિઆ' સૌ વાચકોને ગ્રીસની મનોહર સૃષ્ટિમાં સેર કરાવે છે. અહીંયાં પાત્રસૃષ્ટિ મર્યાદિત છે. લેમિઆ લિસિયસની કથા વાચકોના હૃદયમાં તીવ્ર સ્પન્દનો જગાવે એ'વી રસપ્રદ વાત છે.

### સન્દર્ભગ્રન્થો


૧ Keats, Poetry and Prose 1960 (oxford)

૨ Keats by Sidney Colvin

3 Keats Narrative Poems (Case Book Series)
Edited by John Spener Hill
MacMillan Press 1983 London.






# ચેતોવિસ્તારનાં પદચિહ્નો

## (કીટ્સના પત્રો)



**ભરત મહેતા**

વર્ડ્ઝવર્થે કોલરિજને એમ લખ્યું કે '૧૯મી સદીની કવિતા નાટ્યાત્મક નથી પણ કથનાત્મક (Narrative) છે[1] ત્યારે એમના મનમાં એ ગાળાની કવિતા કવિના સ્વજીવનથી અત્યન્ત પ્રભાવિત કવિતા હતી; આત્મકથનાત્મક કવિતા હતી એમ જ કહેવું હતું. શેલી, કીટ્સ, બાયરન અને ખુદ વર્ડ્ઝવર્થની કવિતા માટે આ સાચું જ છે. એમાંય શેલી, કીટ્સની જીવનલીલા પણ બહુ જ ઝડપથી સકેલાઈ ગઈ. કીટ્સની એક કવિતામાં છે :

*"Heard melodies are sweet, but those unheard*
*Are sweeter; therefore ye soft pipes, play on;"*

કવિતામાં પ્રગટવી બાકી રહી ગયેલી અનેક ક્ષણો કીટ્સના પત્રો છે. એના સર્જનાત્મક ઉદ્રેકોની ધગધગતી રગ એના પત્રોમાં પ્રગટી છે. જીવનના અન્તિમ પાંચ-છ વર્ષ જ કવિતા લખી અને કીટ્સ જગખ્યાત કવિ શી રીતે બન્યો હશે ? એની ચેતનાના આન્તરવિકાસનો સજીવ આલેખ એના પત્રોમાં છે. જેમ ઉર્દુ સાહિત્યમાં ગાલિબની ખ્યાતિ એમની કવિતા ઉપરાન્ત પત્રોના કારણે છે તેવું જ જગતસાહિત્યમાં કીટ્સની કવિતા અને પત્રો માટે છે. લૉર્ડ હગ્ટને કીટ્સની રસિક જીવનકથા એના પત્રોના આધારે લખી છે.[2] પરન્તુ એમાં ફેની બ્રાઉની સાથેના એના પ્રણયસમ્બન્ધને, ફેની પર લખેલા કીટ્સના પત્રોને ટાળ્યાં છે. એ તો મરણાસન્ન પ્રેમીનો ચિત્કાર છે. કીટ્સ કરતાંય મનુષ્યસ્વભાવ વિશે આપણી સમજમાં એ પત્રો ઉમેરો કરે છે. કોઈપણ સર્જકના મૂલ્યાઙ્કન માટે એ બાહ્ય પરિસ્થિતિમાં કેવું જીવ્યું તેના કરતાં એણે કેવું સર્જન કર્યું એ જ મહત્ત્વનું લેખાતું હતું. કીટ્સ જેવા સર્જકે એના સર્જનની જેમ જીવનમાં પણ ભાવકોને રમમાણ કર્યા છે એમાં એના પત્રોની ભૂમિકા નિ:શઙ્ક ઘણી મોટી છે. એણે લખેલાં પત્રોમાંથી એની સૂચનાના કારણે કેટલાક પત્રો એના અન્તેવાસી મિત્ર સેવર્ને (ચિત્રકાર) એની કબરમાં મૂકી દીધેલા ! બચેલા ૩૨૦ પત્રોમાંથી કીટ્સના-આન્તર જીવનનો કેવો દસ્તાવેજ પ્રાપ્ત થાય છે તે જોઈએ.

ગુજરાતી ભાવકોને કીટ્સના જીવનમાંથી પસાર થતાં, અકાળ અવસાન પામેલા રાવજી અને કલાપી યાદ આવે તે સ્વાભાવિક છે. રાવજીને ક્ષયના કારણે થયેલી વેદના અને કલાપીની પ્રણયવિચ્છિન્નતાનો સરવાળો કીટ્સના જીવનમાં મળે છે. એના જીવનમાંથી પસાર થનાર અનુભવી શકશે કે જીવનના અન્તિમ વર્ષોમાં ક્ષયના કારણે એનું મરણોન્મુખ હોવું અને પ્રિયપાત્રને પામી ન શકવાની ઘટના જ માત્ર કીટ્સના પ્રત્યે સહાનુભૂતિ જગવે એ'વું નથી. એની સંવેદનશીલતા, પરિવારજનો પરત્વેની મમતા, કળા પ્રત્યેની ઊંચી નિસ્બત એ'વું ઘણું જ છે જે કીટ્સ પરત્વે આદર પ્રેરે.

કીટ્સનું ન્હાનકડું જીવન (૧૭૯૫-૧૮૨૧) ભારે ઉત્પાતોથી ભર્યું હતું. નવમા વર્ષે પિતાનું ખૂન થયું. પન્દરમા વર્ષે મા ગુમાવી. ભાભી-ભાઈ વિદેશ. બહેન દૂર. બચેલો બીમાર ભાઈ કીટ્સના મૃત્યુ પૂર્વે બે વર્ષે જ મૃત્યુ પામ્યો; ક્ષયમાં જ કવિતા અને મિત્રો વડે જ સચવાયો છે. બાળપણમાં આખી નિશાળ રમવામાં પડી હોય ત્યારે અનુવાદો કરતો છતાં

કવિતાના કુમળા પ્રદેશના બદલે લશ્કરમાં જોડાવાની ઇચ્છા હતી. દાક્તરીની તાલીમ પામ્યો હતો. પરણવાનો વિચાર ફેનીને જોયા પહેલાં આવેલો જ નહીં. ફેની ન મળે તો ક્યાંય જોડાવાની જરાય ઇચ્છા નહીં. ફેની ઍના માટે ઈશ્વર કરતાંય વિશેષ હતી. ઇંગ્લૅણ્ડ કરતાં ઇંગ્લૅણ્ડની બહાર વિશેષ ફર્યો છે. જ્યાં જ્યાં ફરે ત્યાં સસ્તામાં સસ્તી જગાએ રહેવાનું પસન્દ કરવું પડતું. મધ્યમવર્ગીય સ્થિતિની રિબામણી ઍના ભાઈ–ભાભીના પત્રોમાં વ્યક્ત થઈ છે.[3]

કફમાં લોહી પડવા માંડ્યું ત્યારે મોતની પડઘમ સાંભળી લીધી. દુઃસ્વપ્નોય આવતા. લખે છે : "સઞ્જોગો તો વાદળો જેવા હોય છે. સતત ભેગા થાય અને વિખેરાય. જ્યારે આપણે હસતા હોઈએ છીએ ત્યારે યે એ આપણી અન્દર દુઃખનો દાણો (કોઈક) રોપી જાય છે. એક દિવસ ઍને વિષમય ફળ બેસે છે. એ આપણે તોડી નાખવું જોઈએ."[4]

કીટ્સ પત્તા ટીચવાનો શોખીન હતો. મિત્રતાનો શોખીન હતો. સ્પેન્સરના અનુકરણમાં કવિતા શરૂ કરી, પછી વિકસતો ગયો. લી હણ્ટ જેવા તો ઍના ખાસ પ્રોત્સાહક હતા.

૧૮૧૯માં ૨૩મા વર્ષે ઍને પોતાના હાથ પચાસ વર્ષના માણસના હોય તેવા લાગતા. નવેમ્બર ૧૮૨૦ પછી તો પત્ર લખવુંય મુશ્કેલ થઈ ગયું. હોજરી એટલી બધી બગડી ગઈ કે ચોપડી ઉઘાડવાનુંય મન થતું નહીં. મિત્રોના હસ્તાક્ષરવાળા પત્રો જોતો તો ય ઢીલો પડી જતો. ઍના અન્તિમ દિવસોમાં ઍની સેવાચાકરી કરનાર મિત્ર સેવર્ન પોતાના કારણે નીરસ જીવન જીવે છે એ ઍને ગમતું નથી. અન્તિમ દિવસોની દર્દનાક યાતનાનું હૃદયસ્પર્શી વર્ણન સેવર્ને કર્યું છે. પૈસાની તઙ્ગીના કારણે ઍને અન્તિમ દિવસોમાં સામાન્ય સુવિધા પોતે પૂરી પાડી શકતો નથી ઍનો સેવર્નને વસવસો હતો. સેવર્નને થતું કે જો પોતે દિવસ દરમ્યાન થોડો સમય પણ બહાર જાય તો ચિત્રો દ્વારા થોડા પૈસા કમાઈ શકે પણ કીટ્સ ઍના વિના એક ક્ષણ પણ રહેવા તૈયાર નથી. 'પૈસા નથી' એ'વું સેવર્ન કીટ્સને કહી શકતો નથી. ઍને ખબર છે કે આ શબ્દો જ કીટ્સને મારી નાખશે. સેવર્ન જીભ કચરીને મરી જવા તૈયાર હતો પણ મરણપથારી પડેલા મિત્રને આ વાત કરવા તૈયાર ન હતો. કીટ્સની રિબામણી જોઈને સેવર્નની આંખમાં આંસુ આવી જતાં. કીટ્સે સેવર્નને પોતાની કબર પર લખવા આ વિધાન આપેલું – જેનું લખાયું હતું નામ તે અહીં સૂતો છે, [આપણે જાણીએ છીએ કે કીટ્સના ન્હાના જીવનનો મોટો પ્રભાવ પડ્યો. કીટ્સને કીર્તિ તો મૃત્યુ પછી જ મળી ગણાય. ઍના કાવ્યસઙ્ગ્રહો ઍના મૃત્યુ પછી વીસ વર્ષે પુનઃ મુદ્રણ પામ્યા ! પછીથી મ્હોટાભાગના વિવેચકોએ ઍને શેક્સ્પિયર અને મિલ્ટન પછીનો ખૂબ મહત્ત્વનો અઙ્ગ્રેજ કવિ લેખ્યો.]

ઍના મૃત્યુ પછી ડૉક્ટરોને એ વાતનું આશ્ચર્ય હતું કે એ અન્તિમ બે મહિના શી રીતે જીવ્યો ? ઍનાં ફેફસાં સમ્પૂર્ણ નકામાં હતાં. ૨૭મી ફેબ્રુ '૨૧ના રોજ એ મૃત્યુ પામ્યો. લી હણ્ટ જેવા નજીકના મિત્રને પણ ઘણા દિવસે ખબર પડી. ઍને જીવતો માની ૭-૩-૧૯૨૧ના રોજ સેવર્ન પર લખાયેલો ભાવસભર પત્ર ખૂબ મહત્ત્વનો છે. ઍને કહેજો-ના શબ્દને પુનરાવૃત્ત કરતો પત્ર મહત્ત્વનો છે. "એને કહેજો કે હંમેશ એ બધી બાબતોમાં આપણી આગળ નીકળી જતો ઍમ મૃત્યુપથ પર આગળ નીકળી ગયો છે... આપણે ઍની પાછળ આવી જ રહ્યા છીએ... એ મહાન કવિ અને ઉદારહૃદયી મહાનુભાવને કહેજો કે ઍની યાદ તો આપણા કાળજા કેરા મોંઘા કટકા પર અઙ્કિત રહેશે. જગત ઍને નમશે. "કીટ્સની કબર પછી તો રોમ જતા બ્રિટનવાસી માટે યાત્રાધામ બની ગઈ. શેલીએ તો એ જગા પર કાવ્ય લખ્યું છે. એ જગા જોઈને શેલીએ પત્રમાં લખ્યું : "મોત સાથે મહોબ્બત કરનારાને આ'વી પ્યારી જગાએ દફનાવાય."[5] પોતાના મોતની

એને ખાતરી થઈ ગઈ હતી. મોત પહેલાના પાંચ મહિને બ્રાઉનને લખે છે : "હું એ'વું અનુભવું છું કે જાણે આ મ્હારો અન્તિમ પત્ર હોય"[૭] એ જ પત્રમાં એ કેવો વલોવાયો છે જુઓ: "દર્દમાંથી મુક્ત થવા હું રાતદિવસ મોતને ઝન્નુ છું. વળી એ'વું થાય છે કે દર્દ વડે તો હું જીવનથી અલગ પડી ગયો છું જ્યારે મોત તો જીવનથી મ્હને હંમેશા છૂટ્ટો પાડી દેશે તેથી મોત ન આવે ઍમ ઇચ્છું છું" "કીટસ્ ઍની એક કવિતામાં [On seeing elgin marbles'] મૃત્યુ-ઇચ્છાનું આ'વું રૂપક આપે છે તે યાદ આવે.

*"I must die*
*Like a sick eagle looking at the sky"*

ઉડ્ડયનના બાદશાહને ઊડવાના ઑરતા અધૂરા રહી ગયા. પોતાના મોત પૂર્વે જુવાનજોધ ભાઈ ગુમાવ્યો તે વેળા લખે છે ત્યારે મોત વિશેના વિચારો કેડ નથી મૂકતા : "હું ટૉમના મોત વિશે કશું જ નહીં કહું." સામાન્યમાં સામાન્ય લોકોના મોત વિશેના સામાન્ય નિરીક્ષણો ઍમની કહેવતો જેટલાં જ સાચાં હોય છે."

આ'વી પરિસ્થિતિમાં રહેંસાતી સ્થિતિમાં ઍણે કવિતાને છેહ નથી દીધો. કવિપદની તૈયારી માંહ્યલો મજબૂત રાખીને કરી છે. હયડન, રૅનોલ્ડસ્ અને હણ્ટને લખેલા પત્રો આ સન્દર્ભે ખૂબ મહત્ત્વનાં છે. હેઝલિટની વ્યખ્યાનમાળામાં નિયમિત વિદ્યાર્થી તરીકે જાય છે. ચર્ચાસ્પદ મુદ્દા ઉઠાવે છે. રૅનોલ્ડસને લખે છે : "હું શાશ્વત કવિતાના સાથ વિના જીવી શકીશ નહીં"[૧૦] હયડનને લખે છે. "હું દિવસમાં સાતથી આઠ કલાક વાંચું છું. એક કહેવત છે ને કે ધરમના કામમાં ઢીલ નહીં. એ બરાબર નથી. ટીપે ટીપે સરોવર ભરાય એ બરાબર છે તેથી હજુ તૈયારી વિના કવિતા લખી નથી." "હું શેકસ્પિયર વાંચું છું. ઍમની ચોપડીઓ હું જેટલીવાર વાંચું છું તેટલી બીજા કોઈની નથી વાંચી. હું હેઝલિટ સાથે એ બાબતે પૂરેપૂરો સહમત છું કે એકલો શેકસ્પિયર જ આપણા ગુરુ તરીકે પૂરતો છે,[૧૨] હણ્ટને લખે છે : "મ્હેં મ્હારી જાતને વારંવાર એ સવાલ પૂછ્યો છે કે મ્હેં બીજું કંઈ બનવા કરતાં કવિ બનવાનું કૅમ પસન્દ કર્યું ?"[૧૩] કીટ્સની પ્રારમ્ભિક કવિતાનું અવલોકન 'બ્લેકવૂડ' સામયિકમાં નરી હાસ્યાસ્પદ ઠઠ્ઠામશ્કરી વડે થયું. (ઑગસ્ટ ૧૮૧૮) 'ક્વાર્ટર્લી રિવ્યુ' (એપ્રિલ ૧૮૧૮)માં કીટ્સને હણ્ટનો નકલખોર ગણાવી તુલના કરી કે કીટ્સે હણ્ટથી બમણો ઝાંખો અને દસ ગણો કણ્ટાળાજનક ! શેલીએ આ અવલોકનોને 'ખૂની હૂમલા' તરીકે ઓળખાવેલા. થોડો સમય અસ્વસ્થ થઈને કીટ્સે પત્રમાં એ અવલોકનકારોને 'મૂર્ખ ખલનાયકો'[૧૪] કહેલા. થોડા સમય પછી સ્વસ્થ થઈ જાય છે. "જે પોતાનો જ વિવેચક છે એ'વા સૌન્દર્યપ્રેમી માટે વખાણ કે નિન્દા ક્ષણિક છે. 'બ્લેકવૂડ' કે 'ક્વાર્ટલી'ની તુલના કર્યા વિના મ્હેં પોતે જ મ્હારું વિવેચન કર્યું છે. જ્યારે મ્હને એ'વી લાગણી થઈ કે હું સાચો છું ત્યારે બહારના વખાણની શી જરૂર ?"[૧૫] નિષ્ફળતાને એ માણે છે. એ માને છે કે એ આપણને આપણા સ્તરનું ભાન કરાવે છે.[૧૬] ઉતાવળે આંબા ન પાકે ઍની ઍને ખબર છે.[૧૭] પોતાના ભાઈ જ્યોર્જને લખે છે. "હણ્ટ મ્હને પૂછે છે આ લાંબી કવિતા પછી હવે શું ? તો હું જવાબ આપું છું કે કવિતાના રસિયાઓને ભમવા માટે ન્હાની ગલીઓ ફાવતી નથી."[૧૮] પોતાની કવિતા 'ઍન્ડીમીઓન' માટેનો આ ઉદ્ગાર સૂચક છે. ઍને પોતાની નબળાઈનું પૂરેપૂરું ભાન હતું. શેલીને પણ એ કવિતા બહુ ગમી ન હતી પણ ઍણે કહેલું "હવે આવનારી કવિતા ઉત્કૃષ્ટ હશે ઍની પૂરી ખાતરી આપતી રચના છે."[૧૯] આમ, એ અણસારા પામી ગયો હતો. કીટ્સનો પોતાનો અવાજ રચાતો જતો હતો. રૅનોલ્ડસ્‌ને લખે છે : "હું જ્યારે ઍમ કહું છું કે કવિ તરીકે મ્હારે વડ્‌ર્ઝવર્થ કે હણ્ટ સાથે ઝાઝી લેવાદેવા નથી ત્યારે હું ઍમની ટીકા નથી કરતો... જ્યારે આપણે

ગરુડ જ બની શકીએ તેમ હોઈએ ત્યારે ઘૂવડ કાં બનવું ?''[20] ઉત્કૃષ્ટ સર્જન માટે ધીરેધીરે પરિપક્વ થતી જતી બૌદ્ધિકતાથી વિશેષ કશું જ નથી એની ખાતરી થતી જાય છે.[21] હેઝલિટના વ્યાખ્યાનો ધ્યાનથી સાંભળી લખે છે ''છેલ્લું ગ્રે, કોલિન્સ, યજ્ઞ વગેરે પર હતું. સ્વીફ્ટ, વોલ્તેરનું પૃથક્કરણ પણ સારું કર્યું. જો કે ચેટર્ટન વિશેની એમની સમજથી'' હું નિરાશ થયો છું.[22] આમ, બધામાંથી શીખે છે કોઈનાથી અજ્ઞાતો નથી. તેથી જ એની કાવ્યસમજ સઘનતા પામે છે. ટેલરને લખે છે. ''કવિતાના સૌન્દર્યસ્પર્શો કદી અધૂરાં ન હોવા જોઈએ. વાચકને અદ્ધરશ્વાસ કરી દે તેવા હોવા જોઈએ. કલ્પનશ્રેણીનો ઉદય, પરાકાષ્ટા અને શમન સૂર્ય સમાણાં સહજ હોય. સહજતાની નિકટ આવે, પ્રકાશિત કરી દે, આનન્દની ભવ્યતામાં છોડી દે... ઝાડને પાન આવે એટલી સહજતાથી જો કવિતા ન આવે તો વધુ સારું એ છે કે એ ક્યારેય ન આવે.''[23] આ'વી કાવ્યસમજના આધારે ફૂટેલાં કીટ્સના કાવ્યફળો એને ખાતરી અપાવે છે કે મૃત્યુ પછી અંગ્રેજ કવિઓમાં એની નામના હશે.[24] (કાન્તનો 'વસન્તવિજય' રચ્યા પછીનો અભિપ્રાય યાદ આવે.) એની કલ્પનાશક્તિ એટલી ઉત્તેજિત થતી જાય છે કે એને લાગે છે કે પોતાને એક જ જગત ન્હાનું પડશે ! 'મ્હારે ઘણી દુનિયાઓ જોઈએ.'[25] થોડી કવિતાઓ લખ્યા પછી જ્યારે કીટ્સે વિરામ લીધો ત્યારે ઘણા કીટ્સનો કાવ્યાગ્નિ ઠરી ગયો તેમ માનતા ત્યારે એ લખે છે : ''કેટલાક એ'વું માને છે કે મ્હારામાં કાવ્યાગ્નિ પહેલા જેવો જવલન્ત નથી. પણ હકીકતે એ'વું નથી. મ્હારે વાંચવું અને વિચારવું છે વધુ ને વધુ. જેથી હું પહેલા કરતાં વધારે સારા કાવ્યો લખી શકું''[26] કળાના સત્ય વિશેની એની રૂપકાત્મક સમજ કેટલી સચોટ છે તે જુઓ : ''આપણે કવિઓએ અહીંથી તહીં મધમાખીઓની પેઠે આવી પડેલા જ્ઞાન પર ઉતાવળે ધસી જઈને એને એકઠું નથી કરવાનું. આપણે તો આપણા પાંદડાં પુષ્પની જેમ ઉઘાડાં રાખવાનાં, શાન્ત સત્કારી બનવાનું.''[27] પોતાના ભાઈ જ્યોર્જને લખે છે કે ''મ્હારો અન્દરનો ઝરો સાબૂત છે.''[28] આમ, કવિપદની તૈયારી દરમ્યાન એનાં આંખ, કાન અને નાક ખુલ્લાં હતાં. એ કંઈપણ ચલાવી લેવા તૈયાર ન હતો. જાણીતી કહેવતના સત્યનેય ચકાસીને જ ગ્રહણ કરવા ઇચ્છતો.[29] એની આ પ્રકારની ગ્રહણશીલતાના કારણે પરમ્પરા સાથેનો એની વૈયક્તિક પ્રતિભાએ માંડેલો મોરચો માણવા જેવો પત્રમાં સચ્ચિત છે. આ રોમેન્ટિક કવિને ક્લાસિકલ કવિઓ પરત્વે ખૂબ આદર છે. મિલ્ટનના 'પેરેડાઇઝ લૉસ્ટ'ને પોતાની ભાષાનો અપૂર્વ નમૂનો લેખીને એ'વું કહે છે કે પોતે એના માર્ગે ચાલે તો મિલ્ટન જીવતો રહેશે પણ પોતાનું મોત છે. પોતે બીજે માર્ગે જ આગળ વધશે.[30] નમ્રતાની સાથોસાથ રહેલી વિદ્રોહશીલતા એ કોઈપણ સાચા કવિનું લક્ષણ છે.

રેનોલ્ડ્સને લખે છે ''શેક્સ્પિયરની કવિતાઓ'નું પુસ્તક મ્હારી સાથે છે. મ્હેં કદી આ'વું સૌન્દર્ય સૉનેટમાં જોયું નથી. સરસ, સહજ અને સઘન એણે કોઈ બાબત કે ન-બાબત વિશે કંઈ પણ કહેવાનું બાકી રાખ્યું નથી.''[31] (વ્યાસની જેમ ?)

બેલીને લખે છે. ''ગઈકાલે જ 'કીંગ લીઅર' પૂરું કર્યું. નાટ્યવસ્તુની મહાનતાએ મ્હને એ'વો તો ખેંચ્યો કે એના વિશે એક સૉનેટ લખ્યું છે. આવતા પત્રમાં મોકલીશ'[32] આમ, પત્રોમાં જોઈ શકાય છે કે કીટ્સ શેક્સ્પિયર પર ઓળઘોળ છે. સ્પેન્સરના અનુકરણમાં કવિ થવા નીકળેલા છોકરાનો આમ વિકાસ જોઈ શકાય છે. ''ગુણવત્તાપૂર્ણ સિદ્ધિ, ખાસ કરીને સાહિત્યના ક્ષેત્રમાં કોને મળી એમ કોઈ કહે તો તે શેક્સ્પિયરને જ એમ હું કહીશ.[33] શ્રીમતી હણ્ટને શેક્સ્પિયરના જન્મદિને પાર્ટી રાખવાનું કહે છે.[34] સ્કૉટલેણ્ડ ફરવા જાય છે ત્યારે બર્ન્સના જન્મસ્થળે ફરતાં થતી અનુભૂતિને બે સૉનેટમાં મૂકે

છે. વળી એ સૉનેટો પણ પત્રમાં મિત્રને મોકલે છે. એના ઘણા પત્રોમાં કવિતાઓ મોકલાવાઈ છે. બર્ન્સની કમનસીબી સાથે એ સમસંવેદન અનુભવે છે."[૩૫]

વૉલ્તેર અને દાન્તે અનુવાદો દ્વારા વાંચ્યા છે. દાન્તેને વાંચતાં વાંચતાં રમમાણ થઈ જાય અને એ કૃતિના દશ્યો સ્વપ્નમાં આવે છે! "એ સ્વપ્ને મ્હને ખૂબ આનન્દ આપ્યો. જીવનમાં આ'વાં સ્વપ્ન બહુ જ ઓછાં આવ્યાં છે. ઝાડની ટોચ પર બેસતો, વાદળમાં વિહાર કરતો, પવનથી ફૂંકાતો હતો. એ અનુભવનું એક સૉનેટ લખવાનો પ્રયાસ કર્યો છે પણ એ સૉનેટમાં મ્હેં જે અનુભવ્યું એમાંનું કંઈપણ ન આવી શક્યું? એ સ્વપ્ન મ્હને રોજ આવે તો કેવું સારું!"[૩૬] "મહાન કવિતા વાંચવાનો પ્રારમ્ભ કરવો એ જ મહા આનન્દની વાત છે. જેમકે દાન્તે કે 'હેમ્લેટ'માં પ્રથમ પગલું મૂકતાં જ મ્હને એ'વો અનુભવ થાય છે.[૩૭] મિત્ર બૈલીને લખે છે. "હું ઉત્તરોત્તર એ માન્યતામાં દૃઢ થઈ ગયો છું કે સારો લેખક આ જગતનું સૌથી પ્રામાણિક અસ્તિત્વ છે. શેક્સ્પિયર અને 'પેરેડાઇઝ લૉસ્ટ' દિવસે દિવસે મ્હને મહાન જાદુ લાગે છે. એ કૃતિના ઉદ્ગારો પ્રતિ હું પ્રેમીની માફક જોયા કરું છું." "હું દિવસે દિવસે વધુ ને વધુ માનતો થયો છું કે 'પેરેડાઇઝ લૉસ્ટ' ઉત્કૃષ્ટ છે.[૩૮] ચેટર્ટન એને સૌથી વધુ શુદ્ધ ઇંગ્લીશ કવિ લાગે છે. ચૉસરની માફક એનામાં ફ્રેંચ શબ્દકણો ભમતા નથી.[૪૦] લેમ્બ, કોલરિજ, લોક, વાંચ્યા છે. વર્ડ્ઝવર્થથી એ પ્રભાવિત નથી. એમની કવિ તરીકેની કોઈ 'સ્વકીય ઓળખ' નથી એવું કીટ્સને લાગે છે.[૪૧] પુરોગામી પાસેથી આમ સઘન થવાની તાલીમ પામે છે. બાયરન એની આ સૌષ્ઠવપ્રિયતાના કારણે જ કદાચ કીટ્સને 'ગ્રીક' કહીને નવાજતો હશે.

આ સિવાય કીટ્સના એક વ્યક્તિ તરીકેના ગુણવિશેષો તરફ પણ આ પત્રો ધ્યાન ખેંચે છે. કેટલાક પત્રોમાં એનું આ'વું અન્તરમન ઝડપાયું છે. રમત રમવા જતાં તન્દુરસ્ત હેઝલિટને જોતાં એ બીમાર ભાઈ ટૉમના વિચારોમાં ગરકાવ થઈ ગયેલો તે લખ્યું છે. પ્રકાશન સમ્બન્ધી ચિન્તાઓ રાબેતા મુજબની હોય છે[૪૨] તેવી છે. કેટલાક યુદ્ધપ્રિય સમ્પાદકો હોય છે તેવું પણ નોંધે છે 'ક્વાર્ટર્લી'એ આકરી ટીકા કરી તો એ એટલું જ લખે છે કે 'મ્હને આશ્ચર્ય થાય છે કે આ સામયિક પોતાનું ગળું રહેંસે છે.'[૪૩] દમ્ભી માણસો એને ગમતા નથી.[૪૪] ક્યારેક પોતાનો ઉત્સાહ ઓછો હોય તો મિત્રની ક્ષમા પણ માગે છે "પ્રિય બૈલી, ત્હને મ્હારામાં કંઈ ટાઢાપણું જણાયું હોય તો એને મ્હારી હૃદયહીનતા ન માનતો. ક્યારેક હું મૂડમાં નથી હોતો."[૪૫] "હું જ્યારે શાળામાં હતો ત્યારે રૂપાળી સ્ત્રીઓને વિશુદ્ધ દેવીઓ માનતો. મ્હારા ચિત્તના નાજુક માળામાં કેટલીક રહેતી પણ ખરી જો કે તે જાણતી ન હતી."[૪૬] "પુરુષની વચાળે હું બધા પાસેથી કંઈ શીખું. હું મુક્તિ અનુભવું. સ્ત્રીઓને જોતાં જ ક્યારે ભાગી છૂટું તેમ થતું."[૪૭] આ'વો શરમાળ કીટ્સ રાવણની માફક સભ્યતાની કુંવરીને બહુ સાચવી શકતો નથી. એ લખે છે "મ્હને પાર્ટીઓમાં જતાં ખૂબ દુઃખ થાય છે. હું મૂર્ખ જેવો લાગું છું. સામાજિક અભિમાન માટેનો જરૂરી શિરસ્તો પાળી શકતો નથી. હું સહજપણે વર્તું તો બધા મ્હને આશ્ચર્યવત્ જોઈ રહે છે."[૪૮] કોઈ મિત્રને કીટ્સ બદલાઈ ગયેલો લાગે છે તો ખોટું ન લગાડવા કહે છે. એ કહે છે. "સાત વરસની અન્દર આપણું આખું શરીર બદલાઈ જતું હોય છે. સાત વર્ષ પૂર્વે કોઈની સાથે મેળવેલો હાથ પણ સાત વર્ષ પછી એનો એ નથી રહેતો."[૪૯] અનુભવને પણ ખૂબ મહત્ત્વ આપે છે. "કશું પણ અનુભવ્યા વિના સત્ય ઠરતું નથી. એક કહેવત સુદ્ધાં પણ આપણી જિન્દગીના અનુભવથી સાચી ઠરે તો જ સાચી"[૫૦] લોકપ્રિયતાને ગણકારતો નથી. "હું વિશ્વાસપૂર્વક કહી શકું છું કે જો હું બનવા ધારું તો ચોક્કસ લોકપ્રિય લેખક બની શકું. એ ક્યારેય બનવાનું નથી. મ્હને સ્ત્રીનો પ્રેમ અને લોકપ્રિયતા બન્ને

સરખાં ગમતાં નથી. સ્વતન્ત્રતાની પાંખો એ કચડી નાખે છે.[51] મ્હને પડછાયા જેવાં સ્ત્રીપુરુષોના ટોળાનું રજવાડું ગમતું નથી. લોકપ્રિય શું થવાનું ? આત્મા પોતે જ એક જગત છે. એટલે અન્દર જ એટલું બધું કરવાનું છે કે બહાર જવાની નવરાશ નથી. મ્હારા માટે માનવજાત એક સ્વપ્ન છે.''[52]

કીટ્સના કેટલાક પત્રોમાં રમૂજ પણ સરસ છે. હણ્ટને લખે છે. ''શું શેલી હજુ રાજાઓના મોતની વિચિત્ર વાર્તાઓ કહી રહ્યો છે ? એને કહેજો કે એ'વી જ વાર્તાઓ કવિઓના મોતની પણ હોય છે. ઘણાય કવિઓ જન્મતા પહેલાં જ મૃત્યુ પામે છે.''[53] રાઇસ, રૅનોલ્ડ્સ અને રિચર્ડ્ઝ જેવા ત્રણ મિત્રોની અત્યન્ત રમૂજભરી દીર્ઘતુલના કરી છે.[54] ડીલ્કે નામના મિત્રને લખે છે ''ત્હારે ત્હારા અક્ષરો સુધારવા જોઈએ. ત્હારા અક્ષરો ત્રણ વર્ષના બાળકના શબ્દો જેવા છે, જેને એનો બાપ જ સમજી શકે ! બૅલીના અક્ષરો પણ એ'વા જ પણ કમસે કમ વાંચી શકાય. જ્યારે ત્હારા તો...''[55] પ્રિય મિત્ર શેલી એના ઘેર બોલાવે છે ત્યારે એને અનુકૂળતા ન હોવાથી જતો નથી પણ કારણ રમૂજી આપે છે ! ''મ્હારે ત્યાં નહીં આવવું જોઈએ. નહિતર વિવેચકો ત્હારા ઉપર મ્હારો અથવા મ્હારા ઉપર ત્હારો પ્રભાવ ખોળી કાઢશે !''[56] કીટ્સના અત્યન્ત રસપ્રદ પત્રો છે એની પ્રેમિકા ફેની બ્રાઉની પરના. કીટ્સના જીવનમાં એની પૂર્વે ઇઝાબેલા જોન્સ કે જેની કોક્ષ જેવી સ્ત્રીઓ આવી છે. સ્ત્રીઓથી એ પોતે આકર્ષાયો પણ હતો છતાં ભાઈ-ભાભીને પત્રમાં લખે છે કે પોતે પ્રેમ તો નથી જ અનુભવ્યો. ઇઝાબેલાને કેટલાક કાવ્યોમાં વિવેચકોએ જોઈ છે. અભ્યાસીઓ રોબર્ટ ગીટીંગ્ઝનું 'ધ માસ્ક ઑફ કીટ્સ' જોઈ શકે. કીટ્સ ફેનીને મળ્યો ઈ.૧૮૧૮માં. ફેની સાડાસત્તર વર્ષની અને કીટ્સ ત્રેવીસનો. ફેની પૂર્વે કે પછી કીટ્સ કોઈના પ્રેમમાં પડ્યો નથી. સર સિડની કોલ્વિન જેવા તો ત્યાં સુધી કહે છે કે કીટ્સે ત્હેની સાથે પ્રેમ કર્યો એ જ એના જીવનની સૌથી મોટી કમનસીબી ગણાય.

પણ એટલું નક્કી કે કીટ્સે એની મહાન કવિતાઓ ફેનીના સમ્પર્ક પછી જ લખી છે. મ્હોટા ભાગના કવિઓ બાળપણમાંથી જ કવિતા કરતા હોય છે; કિશોરાવસ્થામાં પ્રેમમાં પડતા હોય છે. કીટ્સની કવિતા એની અઢારવર્ષની વયે શરૂ થઈ. પ્રેમમાં તો તે ૨૩મા વર્ષે પડ્યો. પ્રેમિકા પરત્વેની શઙ્કા, શ્રદ્ધા, ઇર્ષ્યા, રોમાઞ્ચના ભાવોથી એ પત્રો તરબતર છે. એ લખે છે. ''હું ત્હારા વિના જીવી શકું તેમ નથી પણ માત્ર ત્હારા વિના નહીં 'પુનિત' અને 'ગુણવન્તી' ફેની વિના''[57] આ પાવિત્ર્યની અપેક્ષા રાખ્યા પછી લખે છે કે એ અપેક્ષાનો ભઙ્ગ થશે એ રાત પોતાની અન્તિમ રાત હશે. પ્રેમીસહજ અધિકારભાવ પણ એટલો જ છે. પોતાના મૃત્યુ પહેલાના વર્ષે મિત્ર બ્રાઉનને લખે છે. ''મ્હારા મૃત્યુ પછી તું મ્હારા ખાતર એનો મિત્ર બનજે. તું માને છે કે એનામાં ઘણા દુર્ગુણો છે પણ એનામાં એક પણ નથી. ફેનીને છોડીને જવાનો વિચાર જ મ્હને આંખે અન્ધારાં લાવી દે છે. વેણ્ટવર્થમાં મ્હારી ચાકરી કરતાં કરતાં બોલાયેલા એના ખણ્ડિત ઉદ્ગારો મ્હારા કાનમાં હજુય રણક્યા કરે છે.''[58] ફેનીને લખે છે. ''તું મ્હને હંમેશ નૂતન લાગી છે. ત્હારાં છેલ્લાં ચુમ્બનો મધુરતમ. ત્હારું છેલ્લું સ્મિત તેજવન્તુ... તું ગઈકાલે બારી પાસેથી પસાર થઈ ત્યારે ત્હને પહેલીવાર જ જોતો હોઉં તેમ જોયું''[59] 'To' નામની એની કવિતા આ પત્રના સન્દર્ભે જોઈ શકાય.

*'What can I do drive away*
*Remembrance from my eyes ?' For*
*they have seen*
*Aye, an hour ago my brilliant Queen '*
*...*
*Give me those lips again*
*Enough ! enough ! it is enough for me*
*To dream of thee !*

મિત્ર બ્રાઉનને લખે છે "હું ફેનીને જોઈ નહીં શકું એ લાગણી જ મ્હને વિશેષ મૃત્યુ તરફ ધકેલી રહી છે. મ્હારાથી મોત સહન થશે પણ ઍનાથી છુટ્ટા પડવાનું સહન થવાનું નથી."[૬૦] ઉન્મત્ત કરી મૂકતા પ્રલાપી પત્રાચાર અહીં છે. "મ્હારી ઍના વિશેની કલ્પના ભયઙ્કર ઉત્તેજિત થતી જાય છે. આ જગતમાં એવું કંઈ જ નથી કે મ્હને એક ક્ષણ માટે પણ ઍના વિચારોમાંથી વિચલિત કરી શકે. હું ઍને પત્ર લખવાનુંય કહેતાં ડરું છું કારણ કે ઍના અક્ષરો જોતાં જ કદાચ મ્હારું હૃદય ભાંગી પડે... પ્રિય મિત્ર બ્રાઉન હું શું કરું ? કદાચ મ્હારા બચવાની જરા પણ આશા હોય તો પણ ફેની પ્રત્યેની ઉત્કટતા જ હવે મ્હને મારી નાખશે."[૬૧] "પ્રિય બ્રાઉન, તું હંમેશાં ઍનો વકીલ બની રહેજે. નેપલ્સના સૌન્દર્ય વિશે હું ત્હને એક પણ શબ્દ નહીં લખી શકું. મ્હારી આજુબાજુની હજ્જારો નવીનતા મ્હને સ્પર્શતી નથી. હું ઍને જણાવવા માગું છું કે હું ઍને નહીં ભૂલી શકું. બ્રાઉન, મ્હારી છાતીમાં તીવ્ર બળતરા થાય છે... આ'વા અન્ત માટે જ મ્હારો જન્મ થયો હશે ?"[૬૨]

એ ફેનીને વહેલી સવારે પત્ર લખતો. મૃત્યુ અને પ્રિયતમાને ઍણે વારંવાર પત્રોમાં જોડાજોડ મૂક્યા છે. ફેની પરત્વેનો કીટ્સનો પ્રેમ 'છિન્નપત્ર'ના અજયની પણ એ રીતે યાદ આપે છે. અમૃતા પ્રીતમના પત્રોય યાદ આવે. જુલિયટ પર લખેલા વિક્ટર હ્યુગોના પ્રેમપત્રો પણ આ'ની સાથે સરખાવી શકાય.

પત્રોની સમ્બોધન શૈલી પણ સૂચક છે. શૅલી પર લખેલા પત્રોમાં કીટ્સ હંમેશા 'બિચારો શૅલી' લખતો અને શૅલીએ કીટ્સના મિત્રને કીટ્સના અવસાન પછી લખાયેલા પત્રમાં એ જ સમ્બોધન કર્યું છે. જગતથી તરછોડાયાના ભાવમાં આ સમ્બોધન એ સહતારકો (twin-star) માટે સૂચક છે. મુદ્દા પરથી વાર્તા લખતો હોય તેમ પત્રો લખાયા છે, કેટલાક. ભાષા સ્નિગ્ધ છે.

સમકાલીન જીવનરજ્જો નથી ઝિલાયા. ઑક્સફર્ડનું વર્ણન સરસ છે. અનેક સ્થળોએ ફર્યો હોવા છતાં મરણાસન્ન અને ફેનીમય હોઈને 'બહાર'નું બહુ ઝિલાયું નથી. પત્રોમાંથી કહેવાનું તો એટલું જ રહે કે–

'They learn in suffering what they teach in song.'

પાદટીપ

૧. Introduction to Keats: William Walsh, પૃ. ૧૧૬. ૨, Life and Letters of John Keats : Lord Houghton. ૩. એજન, પૃ. ૯૮. ૪, ૯૧. ૫, એજન, ૨૨૩. ૬, એજન, ૨૨૪. ૭, એજન, પૃ. ૨૧૨. ૮, એજન, ૨૧૧. ૯, I.K, પૃ. ૨૯. ૧૦, એજન, પૃ. ૫૭. ૧૧, એજન, ૩૦. ૧૨, એજન, ૩૨. ૧૩, એજન, ૩૩. ૧૪, L.L.J.K., પૃ. ૧૫૭. ૧૫, એજન પૃ. ૧૨૯. ૧૬, એજન, ૪૦. ૧૭, એજન, ૪૩. ૧૮, એજન, ૪૪. ૧૯, એજન, ૫૮. ૨૦, એજન ૫૭. ૨૧, એજન ૬૩. ૨૨, એજન ૬૭. ૨૩, એજન ૭૦. ૨૪, એજન ૧૩૬. ૨૫, એજન ૧૪૧. ૨૬, એજન ૧૯૧. ૨૭, I.K. ૪૭. ૨૮, એજન ૮૮. ૨૯, એજન-૯૬. ૩૦, એજન-૯૬. ૩૧, L.L.J.K.-૪૮. ૩૨, એજન-૫૪. ૩૩, એજન-૬૨. ૩૪, એજન-૬૪. ૩૫, એજન-૯૯. ૩૬, એજન-૧૬૦. ૩૭, એજન ૧૬૩. ૩૮, એજન-૧૭૬. ૩૯, એજન-૧૭૮. ૪૦, એજન ૧૮૪. ૪૧, I.K.-૪૭. ૪૨, એજન-૮૬. ૪૩, એજન-૮૮. ૪૪, એજન-૧૦૧. ૪૫, L.L.J.K-૪૭. ૪૬, એજન-૧૦૭. ૪૭, એજન-૧૦૮. ૪૮, એજન-૧૫૦. ૪૯, IK-૧૦૨. ૫૦. LLJK ૧૫૯. ૫૧, એજન ૧૭૭. ૫૨, એજન-૧૭૮. ૫૩, એજન પૃ. ૩૪. ૫૪, એજન-૧૯૭. ૫૫, એજન-૨૦૨. ૫૬, I.K, પૃ.૪૮. ૫૭, એજન, ૧૧૧. ૫૮. એજન, ૧૧૩. ૫૯. L.L.J.K. પ્રસ્તાવના. ૬૦, LLJK, ૨૧૩. ૬૧, એજન-૨૧૪. ૬૨, એજન ૨૧૫. ૬૩, I.K. પૃ. ૩૩.

# કીટ્સના પત્રોમાંથી

## અનુવાદક : જયન્ત પંડ્યા

૧૩૪ ફેની બ્રૉનને ગુરુવાર ૧ જુલાઈ, ૧૮૧૯ સરનામું : મિસ બ્રૉન, વેન્ટવર્થ પ્લેઇસ, હૅમ્પસ્ટીડ, મિડ્લસેક્સ ટપાલની છાપ : ન્યૂપૉર્ટ અને ૩ જુલાઈ, ૧૮૧૯

શૅન્કલીન,
આઇલ ઑફ વાઇટ, ગુરુવાર

પ્રિયતમે,

મઙ્ગળવારે રાત્રે ત્હને લખેલો પત્ર મ્હેં રવાના ન કર્યો તેનો મ્હને આનન્દ છે. એ કંઈક વધારે પડતો રૂસોના હેલિયૉસમાંથી ઊતરી આવ્યો હોય તેવો હતો. આજના પ્રભાતે હું વધારે શાણો છું. જેને હું ખૂબ જ ચાહતો હોઉં તે રૂપાળી કન્યાને લખવા માટે સવાર જ યોગ્ય સમય છે કેમ કે રાત્રિની વેળાએ, એકલવાયો દિવસ જ્યારે આટવાઈ ગયો હોય અને એકાકી, શાન્ત, સઙ્ગીતવિહીન શયનખણ્ડ કબરની જેમ મ્હને આવકારવા રાહ જોઈ રહ્યો હોય ત્યારે મ્હારો ભાવોદ્રેક રમણે ચઢે છે. એ વેળાનાં ઉદ્રેકગાન જેને હું અશક્ય માનતો અને હસી કાઢતો, તે તું ન જુએ એમ હું ઇચ્છતો, કારણ કે તું મ્હને અત્યન્ત દુ:ખી અથવા કદાચ થોડો પાગલ માની બેસે એ'વો ભય લાગતો. અત્યારે હું મ્હારા કૉટેજની અત્યન્ત પ્રસન્નકર બારીએ બેસીને, સમુદ્રની ઝાંખી કરતો, સુન્દર ટેકરિયાળ પ્રદેશને જોયા કરું છું; સવાર પણ ખૂબ સરસ છે. ત્હારા સ્મરણનો આટલો બધો ભાર મ્હારા હૈયે ન હોત તો મ્હારો હૈયાનો ઉછાળ, અહીંનો મ્હારો વસવાટ અને શ્વાસોચ્છ્વાસ તથા સાગરકાંઠે સાબરના ભ્રમણ જેવો મુક્ત વિહાર કેવો હોત ત્હેની મ્હને ખબર પડતી નથી. આટલા બધા દિવસો સુધી નિર્ભેળ સુખનો અનુભવ મ્હેં જાણ્યો નથી: કોઈકના મૃત્યુએ કે કોઈકની માંદગીએ હંમેશાં મ્હારા કલાકો બગાડ્યા છે અને હવે જ્યારે આ'વી કોઈ મુસીબત મ્હને કનડતી નથી ત્યારે બીજી એક વેદના મ્હને પીડ્યા કરે છે ત્હેનો એકરાર કરવો અઘરો લાગે છે. પ્રિયે, ત્હારી જાતને જરાક પૂછી તો જો કે આ'વી રીતે ફાંસલામાં નાખીને, મ્હારા સ્વાતન્ત્ર્યને બન્ધનમાં નાખીને, તું મ્હારા પર ક્રૂરતા ગુજારી રહી નથીને ! મ્હને તરત લખવાના પત્રમાં તું આ'નો એકરાર કરી, શક્ય હોય તે કરી છૂટી, મ્હને આશ્વાસન આપજે, અને એ પત્રને ખસખસના ફૂંડવાની માદક સુગન્ધ લાવતા પવન જેવો સમૃદ્ધ બનાવજે, ત્હેમાં અત્યન્ત મૃદુ શબ્દો આલેખી તેમની ઉપર ચુમ્બન ચોઢજે કે જેથી, કંઈ નહીં તો, ત્હારા હોઠ જ્યાં ફર્યા હોય ત્યાં મ્હારા હોઠથી તેનો સ્પર્શ કરું. એક રમણીય મૂર્તિ પ્રત્યે મ્હારો ભક્તિભાવ કેમ વ્યક્ત કરવો તેની મ્હને ખબર નથી : મ્હારે તો ઉજ્જ્વલથી અધિક ઉજ્જ્વલ, સુન્દરથીય વધારે સુન્દર શબ્દ જોઈએ છે. મ્હને થાય છે કે આપણે પતઙ્ગિયાં હોત અને ઉનાળાના ફક્ત ત્રણ જ દિવસ સાથે જીવ્યાં હોત, એ'વા ત્રણ દિવસ કે જેમાં એ'વી પ્રસન્નતા હું ભરી દઉં જે પચાસ સામાન્ય વર્ષોમાંય સમાવી ન શકાતી હોય. સ્વાર્થની ગમે તેવી લાગણી હોય તોપણ, મ્હને ખબર છે કે હું સ્વાર્થી થઈને કદી વર્તી શકું તેમ નથી. હૅમ્પસ્ટીડ છોડતાં પહેલાં મ્હેં તહને કહેલું કે મ્હારું પ્રારબ્ધ ફુલ્લીના ગુલામને હુકમનું પાનું બનાવીને ખુલ્લું ન કરે ત્યાં સુધી હું લણ્ડન પાછો આવવાનો નથી. હું મ્હારું સુખ ત્હારામાં કેન્દ્રિત કરું તો પણ ત્હારું હૃદય પૂરેપૂરું ઓળઘોળ થઈ જાય એ'વી આશા રાખી ન શકું. આ ક્ષણે, ત્હારે માટે, ખરેખર જે લાગણી હું ધરાવું છું તેવી જ તું પણ ધરાવતી હો તો મ્હને લાગે છે કે આવતી કાલે ત્હને મળતાં આલિઙ્ગનના આનન્દથી મ્હારી જાતને હું રોકી નહીં શકું. મ્હારે તો આશા અને અવસર ઉપર જ જીવવું રહ્યું. ક્યારેક કશું અઘટિત બને ત્યારે પણ તહને હું ચાહતો રહીશ પણ અન્ય માટેનો મ્હારો ધિક્કાર કેવો હશે ! હમણાં વાંચેલી કેટલાંક પઙ્ક્તિઓ સતત મ્હારા કાનમાં રણકયા કરે છે–

*જે આંખોને સવાઈ ગણી મ્હારી આંખોથી*
*તેની કૃપા ફણોળાતી જોવી અન્યની ઉપર*
*અને (નિત્યના અમૃત સ્રવતા) પેલા હોઠ*
*મૃદુતાથી ચમ્પાતા જોવા*
*મ્હારા સિવાય અન્યના અધરે*

*કલ્પના તો કર ફ્રાન્સિસ્કા[1], કેવો એ અભિશાપ*
*અભિવ્યક્તિનીય પારના પ્રદેશનો !*

જે.

જવાબ જલદી લખજે. ટપાલની અહીં સગવડ નથી તેથી ત્હારે પોસ્ટ અફિસ, ન્યૂપોર્ટ, આઇલ ઑફ વાઇટનું સરનામું કરવું પડશે. રાત પડતાં સુધીમાં તો આ'વો ઠણ્ડોગાર પત્ર મોકલવા માટે હું મ્હને ભાંડતો; તૅમ છતાં શક્ય હોય તેટલી સમજપૂર્વક વર્તવું વધારે સારું છે. અન્તર ત્હને રજા આપે એટલો હદે દયાળુ બનજે.

જે. કીટ્સ

ત્હારી માતાને અભિવાદન, માગરિટને પ્રેમ અને ઠીક લાગે તો ત્હારા ભાઈને મ્હારું સ્મરણ પાઠવજે.



૨૨૭. પર્સીબાયશી શેલીને. બુધવાર ૧૬ ઑગ ૧૮૨૦
ટપાલ છાપ નથી.

હેમ્પસ્ટીડ ઑગસ્ટ ૧૬

પ્રિય શેલી,

પરદેશમાં વ્યસ્તતાથી છલકાતું ચિત્ત હોવા છતાં મ્હારી બાજુમાં પડેલા પત્રને ત્હમે જે રીતે લખ્યો તૅનો મ્હને અનહદ આનન્દ છે. ત્હમારા નિમન્ત્રણનો લાભ જો હું નહીં લઉં તો મ્હારા હૃદયમાં ભાવિનો સઙ્કેત પડેલો છે તે સઙ્જોગ મ્હને અટકાવશે. ઇઙ્ગ્લૅણ્ડનો શિયાળો મ્હારો અન્ત લાવશે અને તે પણ ઘૃણાજનક રીતે લમ્બાવીને, તે વિશે કોઈ શઙ્કા નથી, તેથી સૈનિક ત્હેની ટુકડી તરફ કૂચ કરી જાય તે રીતે મ્હારે ઇટાલી ભણી જવું પડશે. મ્હારા જ્ઞાનતન્તુઓ એ અત્યારે મ્હારો કનિષ્ટ ભાગ છે પરન્તુ કોઈ એક સ્થળે, મ્હારા પલઙ્ગના પાયા ધિક્કારવા માંડે ત્યાં સુધી રહેવા હું નિર્માયો નથી એ વિચારથી મનને શાતા વળે છે. મ્હારી રાંક કવિતામાં ત્હમને કંઈકે રસ પડ્યો તૅની મ્હને ખુશી છે; જેને અણલખી કરવાની તસ્દી હું રાજીખુશીથી લઈશ, જૅમ મારી ખ્યાતી વિશે કાળજી રાખી છે તૅમ. ત્હમારી વતી 'ચેન્ચી'ની નકલ મ્હને હણ્ટ મારફતે મળી છે. ઍમાં એક જ ભાગનો કાજી હું તો થઈ શકું; કવિતા અને નાટ્યાત્મક અસર કે જેને આજના જીવો ધનદેવતા (મેમન) ગણે છે, કહેવાય છે કે આધુનિક કૃતિને ઉદ્દેશ હોવો જોઈએ તે કદાચ ઈશ્વર હોઈ શકે. કલાકારે તો ધનદેવતાને જ સેવવા રહ્યા ત્હેનામાં 'આત્મા એકાગ્રતા', કદાચ, સ્વાર્થવૃત્તિ હોવી જોઈએ. ત્હમે મ્હને અવશ્ય માફ કરશો, જો સહૃદયતાથી ઍમ કહું કે ત્હમે સમુદારતાને અટકાવી વિશેષત: કલાકાર થાઓ અને ત્હમારા વિષયની 'પ્રત્યેક તિરાડને ધાતુથી ભરી દો.' ('load every rift' of your subject with ore[1]) ત્હમારા જેવા, એક સામટા છ માસ પાંખો વાળીને ન બેસનારા માટે આ'વી શિસ્તનો વિચાર હિમની બેડીઓ જેવો લાગશે. અને 'એન્ડીમિયન'ના લેખકની આ'વી વાત શું અસાધારણ ન ગણાય ! જેનું ચિત્ત એકઠાં કરેલાં છૂટાં પત્તાં જેવું હતું તેવા મ્હને વિખેરી નાખી હતાશાને હવાલે કરી દેવામાં આવ્યો છે. મ્હારી કલ્પના એ છે મ્હારો મઠ અને હું ત્હેનો મહન્ત છું. મ્હારું તત્ત્વજ્ઞાન ત્હમારે ત્હમારી જાતને સમજાવવું જોઈએ. પ્રૉમીથિયસ'ની રાહ હું રોજેરોજ જોઉં છું. ઍના અવતારમાં મ્હારા રસની વાત કરું તો હજુય તે ત્હમારી પાસે હસ્તપ્રતરૂપે હશે અથવા તો ઍનો બીજો અઙ્ક સમાપ્ત થવામાં હશે. મ્હને યાદ છે કે હૅમ્પસ્ટીડ હીથ વિશે મ્હારા પહેલ વહેલા વાંધાઓને પ્રગટ કરવાની ત્હમે મ્હને ના પાડી હતી એ સલાહને ત્હમારા હાથમાં હું પાછી વાળું છું. જે સઙ્ગ્રહ હું ત્હમને મોકલી રહ્યો છું ત્હેની મ્હોટા ભાગની કવિતાઓ,[2] બે વર્ષ પહેલાં લખાઈ હતી અને કશી પ્રાપ્તિની આશા ન હોત તો તે પ્રસિદ્ધ ન થઈ હોત; તેથી ત્હમે જોઈ શકશો કે ત્હમારી સલાહ માનવાનું મ્હારું વલણ છે. ત્હમારી ઉદારતા માટે મ્હારા હૃદયની ઊંડી ભાવના મ્હારે વ્યક્ત કરવી જ રહી, શ્રીમતી શેલી માટે આદર અને આભાર ઉમેરીને ત્હમને જલદીથી મળવાની આશા સાથે

અત્યન્ત સહૃદયી
જ્હૉન કીટ્સ

અનુવાદકની નોંધ : કીટ્સના આ પત્રમાં કેટલાંક વાક્યોનો અર્થબોધ સ્પષ્ટ થતો નથી. એ'વા વાક્યોનો અનુવાદ સમગ્ર પત્રના પરિવેશને ખ્યાલમાં રાખીને કર્યો છે. ઍમાં વિસઙ્ગતિનો દોષ જણાય તો તે અનુવાદકનો ગણવો.

૧. સ્પેન્સર 'ફેરી ક્વીન' II VII, ૨૮, ૧.૫
૨. લૅમિઆ, ઇસાબેલા આદિ





# કીટ્સ - રોમમાં



ભોળાભાઈ પટેલ

રોમમાં ટાઇબરને કાંઠે ચાલતાં ચાલતાં અમે વીયાદેલ કોર્સો ભણી જવા ઇચ્છતાં હતાં. દીપ્તિએ નકશો ખોલ્યો અને નકશાની મદદથી અમે વીયા દેલ કોર્સોથી જાણીતા એ રાજમાર્ગ તરફ વળ્યાં. આ લાંબો રાજમાર્ગ આજના રોમનો વેપારવણજથી ધમધમતો માર્ગ છે. આ માર્ગ પર મ્હોટી મ્હોટી ઇમારતો અને મહોલાતો છે. મધ્યયુગની ઢળતી અવસ્થાએ જ્યારે બેરોક કલાશૈલીનો સુવર્ણયુગ ચાલતો હતો ત્યારે આ વિસ્તારમાં અશ્વદોડ યોજાતી આ કોર્સો અંગ્રેજી કોર્સનો ઇટાલિયન પર્યાય.(વીયા = માર્ગ, કોર્સો = કોર્સ રેસકોર્સ રોડ એવું અંગ્રેજી નામકરણ કરી શકીએ.)

કવિ નિરઞ્જન ભગતે કહેલું કે વીયા ડેલ કોર્સોથી ડેબી બાજુની એક ગલી વીયાડાલ કોણ્ટોડીમાં જર્મન કવિ ગેટે રહેલા. એટલે વીયાડેલ કોર્સો ઓળઞી અમારે એ ગલીમાં ગેટે જે મકાનમાં રહેતા હતા, એ જોવા જવું હતું. જર્મન કવિ ગેટેનો ઇટલીનિવાસ એમના સર્જનમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. અમે વીયા ડેલ કોન્ટોડીમાં જવા માગતાં હતાં, પણ એ માર્ગ પર અમને કાફે ગ્રીકો દેખાઈ, જ્યાં લખેલું, 'કવિ ગેટે અહીં જમવા આવતા.' ચલો, ગેટેનું ઇટાલીનું નિવાસસ્થાન નહિ, તો એમની સ્મૃતિવાળી એક જગ્યા તો જોઈ. અનેક યુરોપીય લેખકોએ આ કાફે ગ્રીકોનો ઉલ્લેખ પોતાનાં સંસ્મરણોમાં કરેલો છે. અમે ત્યાંથી આગળ ચાલ્યાં તો એકદમ પાલાઝા દ સ્પાન્યા – સ્પૅનિશ ચૉકમાં આવી પહોંચ્યાં. સત્તરમી સદીમાં એક સ્પૅનિશ રાજદૂત આ ચૉક વિસ્તારના એક આવાસમાં રહેલા, ત્યારથી આ ચૉકનું એ નામ પડી ગયું છે.

પણ આ વિસ્તાર સ્પૅનિશ ચૉકમાં માત્ર ગેટે કે પેલા રાજદૂત રહી ગયેલા એ'વું નથી, અંગ્રેજ કવિઓમાં કૉલરિજ, શેલી, બાયરન, બ્રાઉનિઙ્ગ દમ્પતી, જેમ્સ જોય્યસ વગેરે પણ રહી ગયેલા, અને અલબત્ત કવિ જોન કીટ્સ. રોમની હૃદયકુઞ્જ જેવો આ વિસ્તાર યુવાન કવિઓ, લેખકો, સંગીતકારો, કલાકારોને ઘણો પ્રિય હતો.

હા, કીટ્સે જે ઘરમાં અન્તિમ શ્વાસ છોડેલા, એ ઘર પણ આ સ્પૅનિશ ચૉકમાં છે; અહીં એક ઊંચે જતી સોપાનમાલા છે, જે પણ સ્પૅનિશ સ્ટેપ્સને નામે ઓળખાય છે. ખુલ્લો ચૉક અને ખાસ્સી લમ્બાઈ ધરાવતાં ઊંચે જતાં ૧૩૭ પગથિયાં ચઢો એટલે આવે ટ્રિનિટા દાઈ મોન્ટીનું ચર્ચ. ફ્રેન્ચ રાજવી ચાર્લ્સ આઠમાએ ૧૪૯૪માં બન્ધાવેલું. અમે ચર્ચમાં તો ન ગયાં, પણ એ સહજ આરોહણક્ષમ સોપાનમાલા ચઢી ત્યાંથી રોમ શહેરને નવી રીતે જોયું.

આ જગ્યા નિરાંતે બેસવા જેવી છે. દુનિયાભરના પ્રવાસીઓ તો જોવા મળે, નિરાંતે સુસ્તાવા મળે એ'વી ખુલ્લાશ છે. રોમમાં રહેતાં હોત તો મિત્રોને રોજ સાંજે આ સ્થળે મળવાનું ગમે.

આ સોપાનમાલાની બરાબર જમણી બાજુએ લાલ રઙ્ગનું ન્હાનું ચાર માળનું એક મકાન છે — કાસીના રોઝા. એના ત્રીજા માળની એક ઓરડીમાં આરોગ્ય–લાભ માટે રોમ આવેલા ક્ષયગ્રસ્ત કવિ કીટ્સે ૧૮૨૦ના સપ્ટેમ્બરથી તેમના ૨૩ ફેબ્રુઆરી ૧૮૨૧ના રોજ થયેલા કરુણ મૃત્યુ સુધીના દિવસો વિતાવેલા. એ મકાનને 'કીટ્સશેલી મેમોરિયલ હાઉસ' હવે તો કહે છે. શેલી અહીં કદી રહ્યા નહોતા, પણ પોતાના રોગશય્યામાં પડેલા મિત્ર કીટ્સને મળવા અહીં આવતા.

નિરઞ્જનભાઈએ કહેલું — એ ઓરડાની

અવશ્ય મુલાકાત લેજો. કદાચ એમણે ન કહ્યું હોત તો સ્પૅનિશ સોપાનમાલા જોઈ અમે સીધા ટ્રેવાઈ ફુવારા ભણી નીકળી ગયાં હોત. એટલે પહેલેથી એ સ્થળનાં દર્શન અમારી યોજનામાં હતાં. અમારાં ત્રણ સાથીઓ રૂપા, દીપ્તિ અને નિરૂપમાને તો સોપાનમાલા જ ગમી ગઈ. મ્હેં અને ડૉ. અનિલા દલાલે ૩૫૦૦ લીરા પ્રવેશ ફી આપીને મેમૉરિયલ હાઉસમાં પ્રવેશ કર્યો.

એની સાથે જાણે સૌન્દર્યપ્રેમી કવિ કીટ્સનો કાવ્યલોક ઊઘડતો ગયો; સાથે અકાળે અસ્તમિત કીટ્સના જીવનની કરુણ કહાણીનાં પૃષ્ઠો ખૂલતાં ગયાં.

કીટ્સનું નામ શાળાના દિવસોમાં સૌપહેલાં કવિ કલાપીના સન્દર્ભમાં સાંભળેલું. કવિ કલાપીની જેમ આ અઙ્ગ્રેજ કવિ પૂરાં છવ્વીસ વર્ષ (૧૭૯૫-૧૮૨૧)નું આયુષ્ય લઈને પણ નહીં આવેલા. કલાપી અમને ગમતા કવિ. એટલે જ્યારે અમારા શિક્ષકે બન્નેની વયની સરખામણી કરતાં કહેલું કે કવિ તરીકે કીટ્સ કલાપી કરતાં ચઢિયાતા ત્યારે અમારી ગુજરાતી અસ્મિતા ઘવાયેલી, પણ પછી કીટ્સની કવિતાઓનો અભ્યાસ કરવાની તક મળી અને પ્રમાણ્યું કે અમારા શિક્ષકની વાત ખરી હતી. કલાપીની જેમ કીટ્સ પણ પ્રેમના અને સૌન્દર્યના કવિ છે અને એ પણ કલાપીની જેમ કહી શકે કે–

*મ્હેં પ્રેમમાં તડપતાં મમ શાન્તિ ખોઈ...*

આ બન્ને કવિઓમાં બીજી એક સમાનતા જોયેલી અને તે બન્નેના પત્રો. કલાપીના અને કીટ્સના પત્રો તેમની આન્તરિક વ્યથાવેદનાની અભિવ્યક્તિ છે. તેમાં કીટ્સના પોતાની વાગ્દત્તા ફેની બ્રોઉનને લખેલા પત્રો તો જગતમાં પ્રેમપત્રોના સાહિત્યમાં માન મુકાવે એ'વા છે.

કીટ્સનું જીવન કરુણતાઓથી ભરેલું છે. તે આઠ વર્ષના હતા અને પિતા ઘોડેસવારીના અકસ્માતમાં મૃત્યુ પામ્યા. (કીટ્સ સમ્પન્ન સૂત-કોચવાન પરિવારમાં જન્મેલા), તે ચૌદ વર્ષના થયા કે ક્ષયમાં માતાનું મૃત્યુ થયું. વારસામાં એમને પણ ક્ષય મળેલો, છતાં એ મ્હોટા થયા, અલબત્ત, ઊંચાઈ પાંચ ફૂટ સુધી સીમિત રહી. પછી ભાઈ કરતાં વિશેષ એ'વો ભાઈ ટોમસ ક્ષયમાં મૃત્યુ પામ્યો. કીટ્સને મર્માન્તિક આઘાત કરનાર તો તરુણ કવિની કવિતાના વિવેચકો હતા. ૧૮૧૭માં પ્રકટ કીટ્સના પ્રથમ કાવ્યસઙ્ગ્રહની સખત ટીકાઓ થઈ, જે સહન કરવાની આ ઊગતા કવિની શક્તિ નહોતી.

૧૯૧૮માં પહેલી વાર ફેની બ્રાઉનને મળવાનું થયેલું અને પછી બ્રાઉન પરિવારના વેણ્ટવર્થના ઘરની બાજુની કૉટેજમાં એ રહેવા જાય છે. એ ઘરના બગીચામાં જ બુલબુલનું ગાન સાંભળીને એનું પ્રસિદ્ધ સમ્બોધન કાવ્ય 'ઓડ ટુ અ નાઇટિઙ્ગેલ' લખેલું. ફેની સાથે એ વર્ષે એની સગાઈ થાય છે. એ અને પછીના વર્ષે ૧૮૧૯માં કીટ્સની સર્જકતા પરાકાષ્ઠાએ પહોંચે છે, પણ એ દરમ્યાન સ્કૉટલૅણ્ડની એક યાત્રા દરમ્યાન એને ક્ષયરોગનો પહેલો હુમલો પણ થાય છે.

કીટ્સ અને એની વાગ્દત્તા વચ્ચેના પત્ર-વ્યવહારની શરૂઆત ૧૮૧૯ના ૧લી જુલાઈએ કીટ્સે લખેલા પ્રથમ પત્રથી થાય છે. કોઈ પણ પ્રેમીની પહેલા પત્રમાં જે મૂંઝવણ હોય તેવી મૂંઝવણ કીટ્સની છે અને પહેલા પ્રેમપત્રમાં હોય તેવો રોમૅન્ટિક ભાવોચ્છ્વાસ પણ છે; એણે લખ્યું હતું :

I know not how to express my devotion to so fair a form : I want a brighter word *than bright*, a fairer word than fair. I almost wish we were butterflies and lived but three summer days...

બન્ને જણ પતઙ્ગિયાં બની ત્રણ વાસન્તી દિનોની જિન્દગીને સાથે માણે એ કલ્પના કેટલી રોમાઞ્ચક છતાં તરુણ પ્રેમીઓ માટે કેટલી સહજ છે! ફેની

બ્રાઉનનો પ્રેમ એની સર્જકતાનો પર્યાય હોય એમ શ્રેષ્ઠ કવિતાઓ રચાતી ગઈ અને એની સાથે ફેનીને પત્રો લખાતા ગયા. એ સાથે ક્ષય પણ વૃદ્ધિ પામતો ગયો અને પરિણામે ૧૮૨૦ના મેમાં કીટ્સ અને ફેનીનો વિવાહ ફોક થયો. કીટ્સના જીવનમાં ક્ષય કરતાં પણ એ ભયંકર આઘાત હતો. વિવાહ ફોક થયા પછી એના ફેની પરના પત્રોમાંના છેલ્લા પત્રમાં લખેલું :

*My dearest Girl,*
*I wish you could invent some means to make me at all happy without you...*
*I do not think my health will impove much while I am separated from you...*
*I hate men and women more. I see nothing but the thorns in future.*

કીટ્સ એટલો વ્યથિત હતો કે એ પત્રમાં એણે લખેલું કે દુનિયામાં કબર જેવી ચીજ છે, તે માટે મ્હારે ખુશીની વાત છે, કેમકે I am sure I shall never have any rest till I get there.

અને રોમનું ખ્રિસ્તી કબ્રગાહ જાણે કીટ્સની રાહ જોતું હતું — કીટ્સ ઇંગ્લૅણ્ડના કરડા શિયાળાથી બચવા અને કંઈક સ્વાસ્થ્યલાભની આશાથી ચિત્રકાર મિત્ર જોસેફ સેવર્ન સાથે ઇટલીના ભૂરા આકાશની આશા લઈ ૧૮૨૦ના ૧૮મી સપ્ટેમ્બરે જહાજમાં રોમ જવા નીકળ્યા હતા. અનેક વિટમ્બણાઓ સહી વરસતા વરસાદમાં નેપલ્સ ઊતરી ત્યાં ક્વારન્ટાઇનમાં થોડા દિવસ રહી છેવટે ૧૮૨૦ના નવેમ્બરની ૨૦ તારીખે રોમ પહોંચ્યા ત્યારે સ્વાસ્થ્ય વધારે લથડ્યું હતું. સ્પૅનિશ ચોક પાસેના કાસીના રોઝા ઘરમાં બે ઓરડા ભાડે રાખેલા.

પગથિયાં ચઢતાં કીટ્સની કવિતાની સાથે એમના ફેની માટેના અચરિતાર્થ રહેવા જન્મેલા પ્રેમની વાતો યાદ આવતી હતી. કલાપીની પેલી પંક્તિ જ કીટ્સના એ પ્રેમજીવનનો સમારોપ કરી શકે એમ છે

'મેં પ્રેમમાં તડપતાં મમ શાન્તિ ખોઈ.'

ઉપર ઓરડામાં અમે પ્રવેશ કર્યો. આ ઓરડાની એક બારી બાજુના સ્પૅનિશ ચોકમાં પડતી હતી. એ જ બારી પાસે બીમાર કવિની પથારી રહેતી.

રોમ અથવા ઇટલી તો રોમૅન્ટિક કવિઓના પિયર જેવું હતું. પણ આ રોમમાં આવ્યા પછી કીટ્સ કવિતાની એક પણ લીટી લખી શક્યા નહોતા. કીટ્સને બે પ્રિયતમાઓ હતી; જાણે, એક કવિતા અને બીજી ફેની. અહીં આવ્યા પછી કવિતા નહિ, પણ ફેનીના નામનો જાપ જપતા. અને ફેની તો હતી દૂર સાગર-પાર. ઇટલીમાં નેપલ્સમાં ઊતર્યા પછી ત્યાંથી એક મિત્ર ચાર્લ્સ બ્રાઉનને લખેલું કે ફેનીને હવે કદી નહિ જોઈ શકું એ બીક જ મને ખતમ કરી દેશે. I can bear to die, but I cannot bear to leave her. તેમાં વળી વિદાયવેળાએ ફેનીએ આપેલા ચીજોની હાજરી તેને ભાલાની જેમ વીંધે છે, એની કલ્પનામાં એ ફેનીને જોયા કરે છે : I see her, I hear her.

કીટ્સને ખબર પડી ગઈ હતી કે હવે પોતે અહીંથી પાછો ઇંગ્લૅન્ડ જઈ શકવાનો નથી. મિત્ર જોન બ્રાઉનને એણે ૩૦ નવેમ્બર ૧૮૨૦ના (પોતાના બે છેલ્લા) પત્રમાં લખી દીધું હતું કે હું હવે મરણોત્તર જીવન જીવું છું (I am leading a posthu'nas existance.)

રોમમાં કીટ્સની સારવાર એક ડૉ. ક્લાર્ક કરતા. એમણે જ સ્પૅનિશ ચોકનું આ મકાન અપાવેલું. આ મકાનમાં અત્યારે કીટ્સના અન્તિમ દિવસોનાં કેટલાંક સ્મૃતિચિહ્નો સાચવી રાખવામાં આવ્યાં છે. એક અલ્પસાધન મરણાસન્ન કવિના વિદેશવાસનો આ ઓરડો. કોલસા સળગાવવાની ચીમની જોડેલી ભઠ્ઠી એમની એમ છે. શકે ચીંકોમાંથી કવિનું ખાવાનું આવતું, તે અહીં ગરમ કરી લેવાનું એવી નોંધ છે છેલ્લા દિવસોમાં જીવલેણ ક્ષય કરતાં આન્તરડાંની પીડા કવિને વધારે દમતી હતી.

ઓરડાની ભીંતો પર કેટલીક તસવીરો અને રેખાઙ્કનો લટકાવેલાં છે. તેમાં એક રેખાઙ્કનમાં કીટ્સની પ્રિય એક મુદ્રા છે : આરામ ખુરશીમાં એક પગના ઢીંચણ પર બીજો પગ ચઢાવી પોતાને પ્રિય મ્હોટું થોથું વાંચતા કવિની. કીટ્સના મિત્રોએ તેમને આ 'પોઝ'માં ઘણીવાર જોયેલા. એક શો કેસમાં 'જીવન ક્ષણભઙ્ગુર ઝાકળબિન્દુ જેવું છે' કંઈક એ'વા ભાવની પઙ્ક્તિઓ કીટ્સની શરૂઆતની એક કવિતા 'સ્લીપ ઍન્ડ પોએટ્રી'માંથી લખેલી છે. ત્યાં એક ગ્રીક વાઝ – કુમ્ભનું રેખાઙ્કન જોયું. કીટ્સે સ્વયં દોરેલું. કીટ્સની કવિતાના કોઈ પણ ચાહકને તરત જ એ વિચિત્ર કુમ્ભ જોતાં એની પ્રસિદ્ધ કવિતા 'ઓડ ઑન અ ગ્રીશ્યન અર્ન' અને એની અન્તે આવતી પેલી મન્ત્રોચ્ચાર જેવી પઙ્ક્તિઓ યાદ આવી જાય :

*Beauty is truth; truth beauty, – that is all*
*Ye know on earth, and all ye need to*
*know.*

રૂમમાં સામેની ભીંત પર કવિના અન્તિમ દિનોના સાથી ચિત્રકાર મિત્ર જોસેફે દોરેલું મૃત્યુ–શય્યાપર પડેલા કીટ્સનું આલેખન જોતાં મન વિષાદથી ભરાઈ ગયું. એ ચિત્ર પર જોસેફે લખેલું છે : '28th January 3 O'clock mng. Drawn to keep me awake.' રાતરાતભર જાગતા રહેતા એ મિત્રે કીટ્સની અન્તિમ ક્ષણોની નોંધ પોતાની ડાયરીમાં કરી છે :

"He is gone – he died with the most perfect ease – he seemed to go to sleep. On 23rd, about 4 the approaches of death came on. 'Severn – I – lift me up – I am dying – I shall die easy – don't be frightened – be firm, and thank god it has come !' I lifted him up in my arms. The phlegm seemed boiling in his throat, and increased untill 11, when he gradually sunk into death – so quiet – that I still thought he slept. I cannot say now – I am broken down from four night's watching, and no sleep since, and my poor Keats gone."

ઓરડામાં એ દિવસની ઘટનાને મ્હોટા અક્ષરે અઙ્કિત કરતી પઙ્ક્તિઓ છે :

*In this room*
*On the 23rd Febru. 1821*
*Died*
*John Keats*

હા, આ ઓરડામાં જૉન કીટ્સ માત્ર ૨૫ વર્ષ ૪ માસની વયે મૃત્યુ પામેલા, હૃદયમાં પ્રિયતમા ફેની બ્રાઉનની સ્મૃતઓ ભણ્ડારીને. આ ઓરડાની બારી આગળ થોડી શાન્ત ક્ષણો પસાર થવા દીધી, પછી બારીમાંથી નીચે સ્પૅનિશ સ્ટેપ્સ પર મ્હેં નજર કરી. એ'વું લાગ્યું કે એ પ્રસન્નમન પ્રવાસીઓને કદાચ ખબર પણ નહિ હોય કે બાજુની ઇમારતના ત્રીજા માળના ઓરડામાં એક વિપન્નમન કવિએ છેલ્લા શ્વાસ લીધા હતા.

આ ઓરડામાં અનેક કવિતાપ્રેમીઓ આવે છે, આ યુવાન કવિને અઞ્જલિ આપવા. રિલ્કે અહીં આવ્યા હતા. મૃત્યુશય્યા પર પડેલા કીટ્સના જોસેફે કરેલા રેખાઙ્કન ઉપર એક કવિતા રચી છે. અહીં આવનાર સામાન્ય સહૃદયનું હૈયું ભારેખમ બની જાય, કવિજનની તો વાત જ શી ? સિઙ્કલેર લેવીએ તો કહેલું કે 'It was the only time he cried.'

મિત્ર જોસેફ સેવર્ન આગળ મૃત્યુ પહેલાં કીટ્સે એ'વી ઇચ્છા વ્યક્ત કરેલી કે એની કબર ઉપર કોઈ નામ કે તારીખ ન લખવામાં આવે. માત્ર આટલા જ શબ્દો હોય:

'Here lies one whose name was writ

in water.'

(ના કવિ, ત્હમારું નામ જલે લિખિતમ્ અક્ષરમ્ નથી, અપિતુ શિલાલિખિતમ્ અક્ષરમ્ છે – અક્ષર છે.)

કીટ્સે કહેલું કે એ શબ્દો સાથે એક ગ્રીક લાયર (તન્તુવાદ્ય) અઙ્કિત હોય, જેના આઠમાંથી ચાર તાર તૂટેલા હોય, એમ સૂચવવા કે પોતાની પ્રશિષ્ટ પ્રતિભા સોળે કળાએ પ્રકટે એ પહેલાં મોતે એને વિચ્છિન્ન કરી દીધી.

આ રોમ શહેરમાં ઓલ્ડ પ્રોટેસ્ટણ્ટ સેમેટરીમાં કવિ કીટ્સની કબર છે, અને એની ઇચ્છા પ્રમાણે કબર પરની સ્મરણશિલા પર ચાર તારવાળું ગ્રીક લાયર અને પછી આ પ્રમાણે શબ્દો અઙ્કિત છે :

*This Grave*
*Contains all that was mortal*
*of a*
YOUNG ENGLISH POET
*who*
*on his deathbed*
*in a Bitterness of his Heart*
*at the Melicious Power of his Enimies*
*Desired*
*these words to be engraved on his*
*Tomb Stone*
*'Here lies One*
*Whose Name was writ in Water'*
*Feb. 24th 1821*





# રોમૅણ્ટિક પુનરુત્થાન અને કવિ કીટ્સ



અનિલા દલાલ

અઙ્ગ્રેજી સાહિત્યના રોમૅણ્ટિક પુનરુત્થાનના યુગને (Romantic Revival ૧૭૯૮-૧૮૩૨) કેટલાક 'ઉત્કટ સંવેદનોની અભિવ્યક્તિ' તરીકે, તો કેટલાક 'પ્રકૃતિ તરફના પુનર્ગમન' તરીકે ઓળખાવે છે. બીજા વળી તેને 'વિસ્મયની નવજાગૃતિ' કે 'સૌન્દર્યવાદનો પુનર્જન્મ' તરીકે મૂલવે છે. આ વર્ણનોમાંનું દરેક તત્ત્વ રોમૅણ્ટિક આન્દોલનના કોઈ ને કોઈ મહત્ત્વના લક્ષણને ઉપસાવે છે, પછી તે સંવેદનશીલતા હોય કે વિસ્મય કે પ્રકૃતિપ્રેમ હોય. આમ તો અઙ્ગ્રેજી સાહિત્યમાં એલિઝાબેથન યુગ (૧૫૭૮-૧૬૨૫) એ પહેલો રોમૅણ્ટિક યુગ છે, જ્યારે 'ઊર્મિકવિતા ચોપાસના પરિવેશમાં લહેરાતી' ઍમ કહેવાયું છે. ૧૯મી સદીના પૂર્વાર્ધના સાહિત્યમાં એ બધાં વલણોનું પુનરુત્થાન (Revival) થાય છે. કવિઓની ભૂતકાળની સભાનતા, ઍમના વિસ્મયનું સંશોધન, ઍમનો અતીતરાગ, ઍમનામાં રહેલી રઙ્ગદર્શિતાને પૂર્ણપણે ઉદ્ઘાટિત કરે છે.

વડ્ઝ્વર્થ અને કૉલરિજના 'Lyrical Ballads'ના પ્રકાશન વર્ષ ૧૭૯૮થી આ યુગ શરૂ થયો ઍમ સામાન્ય રીતે ગણાવવામાં આવે છે. પણ આપણે જાણીએ છીએ તેમ સાહિત્યના ઇતિહાસમાં એકાએક તો કોઈ ક્રાન્તિ કે ભારે પરિવર્તનો આવતાં નથી; એ એક ક્રમિક પ્રક્રિયા છે. ૧૮મી સદીના ઉત્તરાર્ધમાં રોમૅણ્ટિક પુનરુત્થાન માટેનાં બી રોપાઈ ગયાં હતાં. જોકે, આ પુરોગામીઓમાં (Precursors of Romantic Revival) રોમૅણ્ટિક ઉદ્રેકનાં ઘણાં ઍંધાણો હોવા છતાં તેઓ પોતાના સમય સાથે પૂરેપૂરો વિચ્છેદ સાધી શક્યા નહોતા. એ પરમ્પરાને તદ્દન ઉવેખી દેનારા કવિઓ તે રોમૅણ્ટિક કવિઓની પહેલી પેઢી — વડ્ઝ્વર્થ અને કૉલરિજ, તેમ જ બીજી પેઢી બાયરન, શેલી, કીટ્સ વગેરે.

પુરોગામી કવિઓ કાઉપર, કૉલીન્સ, બર્ન્સ, બ્લેઇક વગેરેમાં જે નવા વળાંકો આવે છે તેમાં તેમનો સાચુકલો પ્રકૃતિપ્રેમ અને માનવજીવનની આદિમ સહજતા પ્રત્યેની અભિમુખતા મુખ્ય છે. ગોલ્ડસ્મીથના 'The Deserted Village' (૧૭૭૦)માં નિખાલસ ગ્રામજીવનની યશોગાથા છે, તો કાઉપરના 'The Task' (૧૭૮૫)નાં કાવ્યો ગ્રામજીવન અને નગરજીવનનો વિરોધ આલેખી, 'God made the Country and Man (devil) made the Town' જેવી ઉક્તિ આપે છે. બ્લેઇકના 'Songs of Innocence' (૧૭૮૯)માં શૈશવની ગૌરવગાથા છે. અહીં વડ્ઝ્વર્થનું સ્મરણ થાય. કવિ એલેકઝાણ્ડર પોપમાં જે ઊર્મિતત્ત્વનો અભાવ હતો તે જ તત્ત્વ આ પુરોગામીઓમાં પ્રધાનપણે પ્રકટે છે. બ્લેઇક તો મ્હોટો ઊર્મિકવિ છે, તેનાં કાવ્યોમાં તીવ્ર લાગણી અને સહજસ્ફુરણા (spontaneity) છે. બર્ન્સનાં ઊર્મિકાવ્યોમાં ગામડું, ખેતર, તેનાં પ્રાણીઓ પ્રત્યેનો નર્યો ઉલ્લાસ નીતરે છે. કૉલીન્સનાં ઓડ કાવ્યો (odes)ની સઙ્ગીતાત્મકતા સ્પર્શી જાય છે. આ ઉપરાન્ત આ બધા કવિઓની કવિતામાં પ્રાણી પ્રત્યેની અનુકમ્પા અને સમાજનાં કચડાયેલાં લોકો પ્રત્યેની ઊંડી હમદર્દી વ્યક્ત થઈ છે. મધ્યકાલીન સાહિત્ય માટેનો તેમનો રસ, પર્સીના 'રેલિક્સ' જેવી કૃતિઓનાં પુરાણાં અઙ્ગ્રેજી બેલાડ (ballads) (કથનાત્મક) કાવ્યોને નવે રૂપે પ્રકાશિત કરવામાં પ્રકટે છે.

રોમૅણ્ટિક પુનરુત્થાન માટે કારણભૂત પરિબળોમાં ૧૮મી સદીની પ્રશિષ્ટવાદી રૂઢિચુસ્તતા,

કૃતકતા, ભાષાની રૂઢતા સામેનો વિદ્રોહ તો છે જ, પણ વિધાયક પરિબળ છે ચૉસરથી સ્પેન્સર, શેક્સપિયર અને મિલ્ટન સુધીના ભૂતકાળના સર્જકો પ્રત્યેની ઉન્મુખતા. કવિ કીટ્સની સર્જકતા અને એના ભાવોદ્રેકને સ્પન્દિત કરવામાં એલિઝાબેથન યુગના કવિ સ્પેન્સરનો મ્હોટો ફાળો છે. વિદેશી પ્રભાવોમાં સૌથી મ્હોટું પરિબળ ફ્રેન્ચ ક્રાન્તિ અને રુસો. ક્રાન્તિના પહેલા તબક્કાનાં વર્ણનોથી ગદ્યલેખકો એડમન્ડ બર્ક કે વિલિયમ ગોડ્વિન જેવા પ્રભાવિત થયા હતા. બીજા તબક્કા દરમ્યાન રોમૅણ્ટિક કવિઓની બન્ને પેઢી એક યા અન્ય રીતે પ્રભાવિત થઈ. વિશેષે તો રુસોની સ્વાતન્ત્ર્યભાવના, પ્રકૃતિનું માહાત્મ્ય, 'noble savage'ની વિભાવના, પ્રેમભરી સામાજિક ક્રાન્તિની વિચારણા વગેરે આ કવિઓને પ્રેરણા આપે છે. જર્મન કવિઓ ગેટે, શિલરની રૂઢદર્શિતા અને ચિન્તન, તેમ જ કાન્ટ અને હેગલનો વ્યક્તિવાદ, અને અનુભવાતીત- વાદ (transcendentalism)ની પણ અસર પડી છે. બીજી પેઢીના કવિઓ ગ્રીસ અને ઇટલીનાં સાહિત્ય અને કલાઓથી મુગ્ધ બન્યા હતા — કીટ્સને તો 'He was a Greek' એમ કહેવામાં આવ્યું છે. તો શેલીની દિવ્ય પ્રેમની ફિલસૂફી પ્લેટોની પ્રેમ વિભાવનાથી પ્રભાવિત છે. દાન્તે, બોકેશિયોએ કીટ્સને દીર્ઘ કાવ્યોની વસ્તુ આપી છે. ખરેખર તો બાયરન, શેલી, કીટ્સને ઇટલીનું તીવ્ર આકર્ષણ. કીટ્સ અને શેલીએ તો અન્તિમ શ્વાસ ત્યાં છોડીને એ રીતે પણ ઇટલીને વહાલું કર્યું.

રોમૅણ્ટિક પુનરુત્થાનની આગવી લાક્ષણિકતાઓનો વિચાર કરીએ ત્યારે તે સમયની કવિતામાં ઊભરતું કાવ્યાત્મક સંવેદન અને કલ્પનાનો વૈભવ સૌ પ્રથમ દૃષ્ટિગોચર થાય છે. આગલી સદીના કવિ પોપની કવિતા ઉપદેશાત્મક, વ્યઙ્ગ્યાત્મક, તથ્યાત્મક હતી, જ્યારે રોમૅણ્ટિક કવિઓનો કાવ્યત્વનો ઉદ્રેક 'Lyrical Ballads' (૧૭૯૮)નાં કાવ્યોમાં પહેલવહેલો અનુભવાય છે. વર્ડ્ઝવર્થ કે શેલી કે કીટ્સ પ્રકૃતિસૌન્દર્યથી વિસ્મિત થઈ કાલ્પનિક વિશ્વમાં ઉડ્ડયન કરે છે; તેમનો પક્ષીઓ અને પ્રાણીઓ પ્રત્યેનો સમભાવ પણ એટલો જ હૃદયસ્પર્શી છે. બ્લેઇકનું 'The Tiger' કે વર્ડ્ઝવર્થ-શેલીનાં 'The Cuckoo' કાવ્યો યાદ આવે. માનવીય સૌન્દર્ય તો તેમને આહ્લાદની ચરમ અનુભૂતિ કરાવે છે. આ'વી લાગણીપ્રધાનતા સાથે તેમનું બીજું આકર્ષણ છે ગૂઢતા માટે, દૂરત્વ — અપરિચિતતા માટે. રોમૅણ્ટિક કવિ એ રીતે કાલ્પનિક દુનિયાનો નિવાસી છે. તેની શિશુ જેવી વિસ્મયભરી દૃષ્ટિને બધું અર્થસભર ભાસે છે. વર્ડ્ઝવર્થ કુદરતની સામાન્યતામાં આધિભૌતિકતાને નિહાળે છે, તો કોલરિજ આધિભૌતિકને ભૌતિક દુનિયામાં લઈ આવે છે. વર્ડ્ઝવર્થને માટે પ્રકૃતિ અધ્યાત્મની સન્દેશવાહક છે. શેલીની સર્વેશ્વરવાદી દૃષ્ટિમાં (pantheism) અને કીટ્સની સૌન્દર્યોપાસનામાં આ જ તત્ત્વ સમાયેલું છે. જોકે તેમના ગુરુ રુસોનો નિસર્ગવાદ શુદ્ધ પ્રકૃતિપ્રેમનું નિરૂપણ છે; તેમાં રહસ્યનું તત્ત્વ સઙ્કળાયેલું નથી. રુસોની વિચારધારા રોમૅણ્ટિક કવિઓને માનવીનું એક નવું દર્શન બક્ષે છે — 'noble savage' માનવીનો મૂળભૂત ગુણવાન સ્વભાવ, અને માનવીનું માનવી તરીકે ગૌરવ. વર્ડ્ઝવર્થની કવિતામાં માનવસ્વાતન્ત્ર્યનું મહત્ત્વ નિરૂપિત થયું છે; શેલી અને બાયરન આ બાબતમાં ક્રાન્તિકારીઓ છે. જ્યાં દાર્શનિકોનું જ આધિપત્ય હોય, એ'વા આદર્શ વિશ્વની શેલીની કલ્પના જાણીતી છે.

અતીત માટેની પ્રીતિ અને સામ્પ્રત માટેનો અસન્તોષ આ કવિઓનાં ઘણાં કાવ્યોમાં પ્રકટ થાય છે. અતિ દૂર માટેની, અ-ગમ્ય, ગૂઢ માટેની તેમની ચાહના શેલીના 'desire of the moth for the star, of the night for the morrow' શબ્દોમાં આલેખાઈ છે. મધ્યયુગીન ભાવનાઓ અને સાહિત્યમાં

રસ અને રુચિ તો ૧૮મી સદીના ઉત્તરાર્ધથી જોવા મળે છે. 'Percy's Reliques' (૧૭૬૫) જૂનાં કથનાત્મક કાવ્યોનો સઙ્ગ્રહ છે; 'લીરિકલ બેલાડ્ઝ'માંની કૉલરિજની રચનાઓ આ'નાથી પ્રભાવિત થયેલી છે. 'Macpherson's Ossian Poems' (૧૭૬૨-૬૩) અને 'Chatterton's Rowley Poems' (૧૭૬૯-૭૦) એમાં રહેલી રોમાઞ્ચકતાને કારણે લોકપ્રિય પણ બને છે. બન્ને પેઢીના રોમૅણ્ટિક કવિઓની રચનાઓમાં મધ્યકાળની રોમાઞ્ચકતા આવિષ્કાર પામી છે. મધ્યકાળ કે તેનાં સાહિત્યની રુચિ એ આ કવિઓનું મૂળભૂત લક્ષણ નથી, તેમને તે સાહિત્યમાં રસ નથી, પણ તેનું દૂરત્વ, તેની ગૂઢતા, અને તેની અ-પ્રાપ્તિ તેમને આકર્ષે છે. આ કવિઓમાં કલ્પના અને સંવેદન સાથે બૌદ્ધિક કુતૂહલ (intellectual curiosity)નો આવિર્ભાવ થાય છે. પ્રશિષ્ટવાદી મિજાજ સ્વસ્થતા અને શાન્તિનો દ્યોતક છે, રોમૅણ્ટિક કૌતુકપ્રિય મિજાજ નવી ઉત્તેજના અને નવાં સંશોધનોમાં કુતૂહલ દાખવે છે. રોમૅણ્ટિક કવિઓનું આ બૌદ્ધિક કુતૂહલ કોઈ ને કોઈ તત્ત્વચિન્તનમાં પ્રકટ થાય છે. તેઓ તર્કબદ્ધતાથી નહીં પણ લાગણીઓ દ્વારા જીવનનું આકલન કરે છે, તેથી તે બધા એક રીતે રહસ્યવાદી ચિન્તકો છે. વર્ડ્ઝવર્થ પ્રકૃતિનો મર્મી કવિ છે તો શેલી પ્રેમનો, અને કીટ્સ સૌન્દર્યનો મર્મી છે. બ્લેઇક ધર્મનો મર્મી છે. કવિતાક્ષેત્રની એક કમનસીબી છે કે કૉલરિજ તત્ત્વચિન્તક બની જતાં તેનામાં રહેલા 'કવિ'ને ગુમાવે છે. (વિવેચન, નવલકથા વગેરેમાં આ કુતૂહલ જુદે જુદે સ્વરૂપે નિરૂપિત થાય છે.)

વ્યક્તિવાદ અને આત્માભિમુખતા રોમૅણ્ટિક મિજાજની પાયાની વિશિષ્ટતા છે. પ્રશિષ્ટવાદની રૂઢિચુસ્તતાને પરમ્પરાના વિરોધમાં રોમૅણ્ટિક કવિ વ્યક્તિની સ્થાપના કરે છે. મૅથ્યુ આર્નોલ્ડે આ ભેદ દર્શાવવા Hellenism (Hellasમાંથી) અને Hebraism (Hebrm પરથી) સંજ્ઞાઓ પ્રયોજી છે. હેબ્રેઇઝમ પરમ્પરા, ધર્મશ્રદ્ધા અને સુ-ચારિત્ર્યને પ્રાધાન્ય આપે છે, જ્યારે હેલેનિઝમ જ્ઞાન અને સૌન્દર્ય માટેની ગ્રીક વિભાવના પર ભાર મૂકી સ્વતન્ત્રતા અને 'સ્વ'નું લક્ષ્ય તાકે છે. 'સ્વ'ના વર્ચસ્વના પરિણામે રોમૅણ્ટિક યુગમાં ઊર્મિકવિતા અને લલિત નિબન્ધનાં સાહિત્યસ્વરૂપો પૂર્ણકળાએ ખીલે છે.

રોમૅણ્ટિક પુનરુત્થાનની બીજી પેઢીના કવિઓ બાયરન, શેલી, કીટ્સમાં, લેઇક સ્કૂલના કવિઓથી ભિન્ન એવું જે સામ્ય દેખાય છે તેની પશ્ચાદ્ભૂમિમાં યુરોપનાં આન્દોલનો — પ્રગતિવાદ, ઉપયોગિતાવાદ, ક્રાન્તિના પરિણામે અશાન્તિ અને ઉત્તેજના રહેલાં છે તથા સ્વતન્ત્રતા માટેનાં પ્રચાર-પ્રસાર રહેલાં છે. તેથી શેલીના લોકશાહી આદર્શવાદ અને બાયરનના ઉમરાવશાહી વ્યક્તિવાદ જેવી વિરોધી વિચારસરણી વચ્ચે પણ છૂપા સમ્બન્ધની કડી છે. લેઇક કવિઓ તીવ્ર ભાવોદ્રેક પછી સમતુલન તરફ ગતિ કરે છે પણ ઊર્મિઓનો ઉછાળ બીજી પેઢીના કવિઓમાં સ્વતન્ત્ર માર્ગે અભિવ્યક્ત થવા તત્પર બને છે. તે ઊર્મિઓ બાયરનની અ-નૈતિક વક્રદર્શિતા, શેલીની સર્વેશ્વરવાદિતા — માનવતાવાદિતા અને કીટ્સની ઐન્દ્રિકતામાં પરિણત થાય છે. શેલી અને બાયરન સાથે કીટ્સની ઘણી સમરસતા છતાં ધાર્મિક ચિન્તનમાં તે આત્યન્તિક વિચારો ધરાવે છે. બાયરન ક્યારેય પોતાને ખ્રિસ્તીધર્મની મોહિનીમાંથી પૂરેપૂરો મુક્ત કરી શક્યો નહોતો, તો શેલીનો અનુભવાતીત ગૂઢ ચિન્તન માટેનો જુસ્સો ક્યારેય પ્રકટ થયા વિના રહેતો નથી. કીટ્સને સૌન્દર્યોપાસના સિવાયનો બીજો ધર્મ કદી ખપ્યો નથી; તે હંમેશાં ગ્રામીણ નિસર્ગદેવના પૅનનો (Pan) ઉપાસક રહ્યો છે. ધરતી અને પ્રકૃતિ માટેનો એનો પ્રેમ શેલી કે વર્ડ્ઝવર્થ કરતાં વધારે સ્વકીય અને મૂર્ત છે. ગમે તે રાજકીય વલણો સાથે તે સહાનુભૂતિ ધરાવતો હશે, પણ તે વિચારોએ એની

કવિતાને કોઈ રંગ ચઢાવ્યો નથી. શેલીમાં વ્યક્ત થતો આદર્શવાદ ક્રાન્તિકારી ઉષ્માથી સતત રંગાતો રહ્યો છે. કીટ્સ તેના સ્વપ્નીલ વિશ્વમાં ચાલી જઈ, એ એકાન્ત સૌન્દર્યવિશ્વને સજવા ગ્રીક સંસ્કૃતિ, જીવન અને સાહિત્ય, તથા મધ્યકાલીન રોમાન્સ-કથાઓ-દન્તકથાઓનું પરિશીલન કરે છે. તેમાંયે તેને ઇન્દ્રિયગ્રાહ્ય ઇપોદિક જડ્યો છે, કોઈ નીતિવાદી પ્રેરકબળ નહીં.

કીટ્સની રંગદર્શિતા વ્યક્તિવાદી હતી. છતાં તેની પ્રતિભા તો સારગ્રાહી હતી. તેને જે કંઈ ઉમદા અને સુન્દર ભાસ્યું તેમાંથી, ઉદાર વૃત્તિથી, તેણે પોતાની કવિતામાં સમાવી લીધું છે. ગ્રીક સંસ્કૃતિમાંથી તે માનવ-માહાત્મ્ય અને સૌન્દર્યોપાસના શીખ્યો; સ્પેન્સરના રૂપકાત્મક કાવ્ય 'ફૅરી કવીને' એને માટે પરીઓની ઐન્દ્રિક જાદુઈ દુનિયા ઉઘાડી; મધ્યયુગીન રોમાન્ચકથાઓએ સ્ત્રીદાક્ષિણ્ય અર્પ્યું, શેક્સ્પિયરે વિશ્વનાં વિસ્મય અને ઉલ્લાસ તો બતાવ્યાં પણ સાથે જીવનમાં વ્યાપ્ત દુરિતના રહસ્યની ઓળખ પણ કરાવી; મિલ્ટને માનવીય આદર્શવાદનો પરિચય કરાવ્યો. આ રીતે સજ્જતા પામેલો કીટ્સ પોતે કવિ પાસેથી ઘણી ઊંચી અપેક્ષા રાખે છે. તેને મન કવિ કેવળ સ્વપ્નોમાં રાચનાર કે ગીતો ગાનાર નથી. કવિએ ધરતી સાથે તાદાત્મ્ય કેળવી, જીવનની વિષમતા અને વ્યથા પ્રત્યે કરુણા દાખવવાની છે : 'The fall of Hyperion' માં એક સ્થળે કહે છે :

*The poet and the dreamer are distinct*
*The one pours out a balm upon the world*
*The other vexes it...*

કીટ્સની કવિતાની આ ઉમદા વિભાવના આપણને તેનાં ઓડ કાવ્યોમાં, Hyperionના ભવ્ય ખણ્ડોમાં, તેનાં પ્રસિદ્ધ સૉનેટ્સમાં, દીર્ઘ કથનાત્મક રચના Eve of St. Agnesમાં નિરૂપિત થયેલી જોવા મળે છે. તે માને છે કે આ'વી કવિતા અન્તઃસ્ફુરણા અને પ્રેરણા દ્વારા રચાય છે. સહજ સ્ફુરણા (spontaneity) મહાન કવિતાનું પ્રધાન લક્ષણ છે. એક પત્રમાં તેણે લખ્યું છે : "unless, poetry came like the leaves to the tree, it had better not come at all" આ'વી ઉન્નત ક્ષણો વિરલ હોય છે; તે કહે છે કે કાવ્યરચનાનો આ'વો પરમ આનન્દ સૌન્દર્યોપાસના, પ્રકૃતિપ્રેમ, માનવજીવનનું ગૌરવ સાધતાં સાધતાં સિદ્ધ થાય છે.

કીટ્સની કવિતાસૃષ્ટિનું મુખ્ય લક્ષણ તેની ઐન્દ્રિકતા છે. કવિ સ્પેન્સરના 'ફેરી ક્વીન'ના વાચને ન્હાની વયે જ કીટ્સને ઐન્દ્રિકતા અને લયબદ્ધતાની મોહિની લગાડી હતી. એક પત્રમાં તે લખે છે : 'O for a life of sensations rather than thoughts' — કવિનો આ આન્તરનાદ છે. કોઈ પણ કવિ માટે લાગણીયુક્ત ઇન્દ્રિયજન્ય અનુભવો અને પ્રતિભાવો કાવ્યસર્જનનું મ્હોટું નિમિત્ત બને છે પણ શેલી કે વર્ડ્ઝવર્થમાં જોઈએ છીએ તેમ તેમના પ્રતિભાવો કે સિદ્ધાન્તો અધ્યાત્મમાં પરિવર્તિત થાય છે. કીટ્સની કવિતા નક્કર સઘન કલ્પનોથી વ્યાપ્ત છે; ત્યાં વિચારો નથી એ'વું નથી, – ઓડ્ઝ કાવ્યો એનો પુરાવો છે પણ તે અમૂર્ત ભાવનાઓને નિરૂપવાને બદલે એ ભાવનાઓને મૂર્ત રૂપ આપે છે, અને સ્પર્શ, દર્શન, શ્રવણ, ઘ્રાણ, સ્વાદ એ પાંચેય ઇન્દ્રિયોની જાદુઈ દુનિયા સર્જે છે. 'Ode to Autumn' પાનખર-ઋતુના વૈભવ અને ઉષ્માનું ચિત્ર છે; કાવ્યની અન્તર્ગત કે પશ્ચાદ્‌ભૂમાં કોઈ ચિન્તન નથી. 'vines loaded with fruits' કે 'ripe apples' કે 'bleating lambs', કે 'whistling robin' ઇન્દ્રિયગમ્ય ચિત્રો છે. 'Ode to a Nightingale'ની આરમ્ભની પઙ્ક્તિમાં ઉદાસીનતા, જડતાના ભાવને મૂર્ત કરે છે :

*"My heart aches, and a drowsy*
*numbness pains*

*My sense, as though of hemlock I had drunk...*"

એ દિવસે પૂજાવિધિ કરનાર કન્યા ભાવિ પતિનાં સ્વપ્ન અને મિલનને પામે એ મધ્યકાલીન દન્તકથા પર 'Eve of St. Agnes' તો ચિત્રાત્મક કાવ્ય જ છે, જેમાં સુન્દર, બારીકાઈથી આલેખેલાં દૃશ્ય-શ્રાવ્ય ચિત્રોની ઐન્દ્રિકતાનાં અને ભાવનાઓનાં ચિત્રો છે. મેડેલિનની બારી અને બારસાખનું વર્ણન, મેડેલિન ઘૂંટણિયે પડી પ્રાર્થના કરે છે ત્યારનું ચિત્ર, અને આરમ્ભની પઙ્ક્તિઓમાં શિયાળાની ઠરડીનું વર્ણન... કોઈ વસ્તુ કે લાગણીને આલેખવા કીટ્સ ચિત્રકારની જેમ શબ્દોના લસરકા પર લસરકા, અર્થચ્છાયા પર અર્થચ્છાયા ભરતા જાય છે. ભાષાનું આ પ્રાચુર્ય એલિઝાબેથન યુગની કાવ્યબાનીના ભવ્ય વૈભવની યાદ આપે.

ગ્રીક જીવન અને સંસ્કૃતિ પ્રત્યક્ષ કરવાનો કીટ્સનો જાણે આદર્શ હતો. મિલ્ટન કે પછીથી આર્નોલ્ડની જેમ તે ગ્રીક શીખ્યો નહોતો; મૂળ રચનાઓને સીધો જ પામવાનો અવસર તેને મળ્યો નહોતો, તેથી તેણે ગ્રીક સાહિત્યનો પરિચય અન્ય માધ્યમો દ્વારા ઉત્તમ રીતે કરી લીધો. સ્પેન્સર પછી કીટ્સને મન્ત્રમુગ્ધ કરનાર બીજા કવિ હોમર. ચૅપમેને કરેલા હોમરના અનુવાદના વાચન પછીનો કીટ્સનો હર્ષોલ્લાસ 'On First Looking into Chapman's Homer' સૉનેટમાં વ્યક્ત થતો જોઈએ :

*Then felt I like some wateher of the sfies*
*When a new planet swims into his ken*
*Or like a stout Cortez when with eagle eyes*
*He stared at the pacific...*

ગ્રીક સર્જકો અને કલાકારો તથા કીટ્સ વચ્ચેની એકવાક્યતા અન્તર્નિહિત લાગે છે. એટલે તો શેલીએ કહેલું, 'He was a Greek !' ગ્રીક પુરાણકથાઓ, ગ્રીક સૌન્દર્યભાવના, ગ્રીક ચિત્ર અને શિલ્પ, તેમ જ ગ્રીક પ્રજાનો પ્રકૃતિ માટેનો આદિમ રાગ આ યુવાન કવિના ચિત્તને જકડી લે છે. આદર્શ સૌન્દર્યના રહસ્યને આલેખતી દીર્ઘ કવિતા 'Endymion' ગ્રીક પુરાણકથાના સુન્દર યુવાન Endymion પર આધારિત છે; મિલ્ટનને અનુસરી લખવા ધારેલા 'Hyperion'માં પુરાણ ગ્રીકદેવતાઓના ઑલિમ્પિયન દેવતાઓ દ્વારા થતા પરાજયનું નિરૂપણ છે. 'Ode on a Grecian Urn'માં ગ્રીસનો કુમ્ભ કેન્દ્રમાં રાખી વાત તો કરી છે ગ્રીક સૌન્દર્યભાવનાની. ગ્રીક દન્તકથાની 'માનસ સુન્દરી' (Goddess of Psyche)ના પ્રેમમાં Eros (God of Love) બન્ધાય છે તે 'Ode to Psyche'ની કથાવસ્તુ છે, જેમાં ગ્રીક નિસર્ગદેવતા અને વિધિઓમાં કવિનો આનન્દ અને ગ્રીક સ્થાપત્યકલાનો કવિનો લગાવ પ્રકટ થાય છે. કીટ્સની ઇટાલિયન સાહિત્યની અને મધ્યયુગીન રોમાન્ચકથાઓની પ્રીતિ જાણીતી છે. 'ઇઝાબેલા'ના મૂળમાં બોકેશિયોની 'ડેકામેરોન'ની કથાઓ પશ્ચાદ્ભૂમાં રહેલી છે, તો 'ઇવ ઑફ સેન્ટ ઍગ્નીસ' સેન્ટ ઍગ્નીસ વિશેની મધ્યકાલીન દન્તકથા પર આધારિત છે; નિષ્ઠુર સુન્દરી વિશેનું કાવ્ય 'લા બેલ દામ સાઁ મર્સી' પણ મધ્યકાલીન સ્ત્રીદાક્ષિણ્યની કથાવસ્તુ લઈ રચાયેલી એક ઉત્તમ રચના છે. પણ સમગ્રપણે જોતાં કીટ્સની કવિતામાં ગ્રીક જુસ્સો અને સત્ત્વ એક યા અન્ય રૂપે વ્યાપ્ત છે.

રોમૅણ્ટિક આન્દોલનના બધા કવિઓ સૌન્દર્યરાગના એક સર્વસાધારણ મિજાજથી સ્પન્દિત થયા હતા, છતાં દરેકનાં સર્જનમાં ચિન્તનનો વ્યક્તિવાદી વિશેષ છે : વર્ડ્ઝવર્થ કુદરતનો પૂજારી, કૉલરિજ આધિભૌતિકનો ઉપાસક, બાયરન સ્વતન્ત્રતાનો ચાહક, શેલી પ્રેમવિભાવનાનો વિશિષ્ટ

દાર્શનિક, કીટ્સ સૌન્દર્યનો પુરસ્કર્તા, દૂત. કીટ્સ માટે સૌન્દર્ય એ વિશ્વનું અનન્ત તત્ત્વ છે. જ્યારે એ કહે છે 'A Thing of Beauty is a joy for ever' (Endymion), અથવા 'Beauty is Tuth, Truth Beauty' (Ode on a Grecian urn) ત્યારે તે પોતાના અસ્તિત્વની સાચી શ્રદ્ધા પ્રકટ કરે છે. તેને માટે એક માત્ર સત્ય તે સૌન્દર્ય છે : તે કહે છે : 'what the imagination seizes as Beauty must be Truth' સૌન્દર્યની આ વિભાવના સર્વગ્રાહી છે — પ્રકૃતિ-સૌન્દર્ય, માનવજીવનનું સૌન્દર્ય, કલાનું સૌન્દર્ય; પ્રકૃતિ અને જીવનની સુન્દરતાની મર્મવેધકતા અન્ય કલાઓ — શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર સુધી વિસ્તરે છે.

સૌન્દર્યનો પ્રત્યેક ઉન્મેષ કીટ્સની સંવેદનશીલતાને સ્પર્શી જાય છે. તેમાં મિત્ર હેડને કહ્યું છે તેમ 'the humming of a bee, the sight of a flower, the glitter of the sun seemed to make his nature tremble : then his eyes flashed, his cheek glowed, and his mouth quivered...' કીટ્સને મન સુન્દરતા તેનાં સઘળાં સ્વરૂપોમાં અર્થપૂર્ણ છે, પછી ફૂલ હોય કે વાદળ, પક્ષીનું ગાન હોય કે સુન્દરીનું વદન, કલાકૃતિ હોય કે પુરાણકથા. એક રીતે 'Endymion'થી 'Hyperion' સુધીની કવિની કાવ્યયાત્રામાં એક જ કથાવસ્તુ 'સૌન્દર્ય' ગૂંથાયેલું છે. ખરેખર તો કીટ્સની ઐન્દ્રિકતા અને વર્ણનોની સઘનતા તેના સૌન્દર્યપ્રેમનાં જ દ્યોતક છે, અને એની પરિમિતિ પણ છે. કવિનો આ પ્રેમ શુદ્ધ અને નિર્મળ છે; તેમાં કોઈ ચિન્તન કે આધ્યાત્મિકતાનું સંશોધન નથી. એમ કહેવાયું છે કે કીટ્સ 'thrills us with a sense of mystery and awe, which underlies the common things of earth...'

'Hyperion'માં દેવતા Oceanus એક સ્થળે કહે છે '...it is the law that, the first in Beauty should be first in might...' કીટ્સ જણાવવા માગે છે કે સૌન્દર્ય કેવળ સત્ય જ નથી, એ સામર્થ્ય પણ છે 'Apollo is the great god,' અને 'Beauty, the great goddess', છે. અહીં કીટ્સ ગ્રીક પુરાણકથા, જેમાં 'Apollo is inferior to Jupiter' છે, તેનાથી પણ આગળ જઈ સૌન્દર્યની મહત્તા સ્થાપે છે. આમ છતાં આ કવિ કુદરતનાં જઙ્ગલી અને હિંસક તત્ત્વનું આલેખન કરતો નથી; શેલીની જેમ તે 'Ode to the West Wind' ના લખી શકે. કુદરતના કવિ તરીકે તે 'Poet of repose'ના કવિ છે : વાદળોની સૌમ્યતા કે વનોની રહસ્યમયતા, રાત્રિની ગહનતા કે બપોરની સ્તબ્ધતા એનાં કાવ્યોમાં આલેખાઈ છે. વળી કવિની આ વિભાવનામાં વેદનાનો સૂર ભળેલો છે. 'Ode to Melancholy'માં કવિ Melancholy વિશે કહે છે : 'She dwells with Beauty.' જીવન અને વિશ્વની વિષમતામાંથી આ વ્યથા ઉદ્ભવેલી છે. 'Endymion' 'ઓડ કાવ્યો' અને 'લા બેલ...'માં સુન્દરતા અને વેદના એ બન્ને તત્ત્વોની સહોપસ્થિતિ વિશિષ્ટ ભાવવિશ્વ સર્જે છે. ગ્રીસના પાર્થેનોનમાંથી ઇઙ્ગલૅણ્ડના મ્યૂઝીઅમમાં લાવેલાં સુન્દર Elgin Marbles નિહાળી કવિ-હૃદયમાં ઉદ્ભવેલા સંવેદનોનું જીવન્ત સ્મારક તે 'Ode on a Grecian urn'. પ્રેમિકા ફેની બ્રોઉન અને તેની સુન્દરતા કવિની ઘણી ઉત્તમ રચનાઓનું પ્રેરક બળ છે. 'Ode on a Grecian urn'માં કુમ્ભ પરનાં સુન્દર કલાત્મક દૃશ્યોની ચિરન્તનતા સામે વાસ્તવિક જીવનની ક્ષણભઙ્ગુરતા દર્શાવી કવિ ઊંડી વેદના પ્રકટ કરે છે, તો 'Ode to a Nightingale'માં પક્ષીના ગાનના શાશ્વત આનન્દને આલેખી માનવીનાં વાસ્તવિક જીવનની વ્યથા અને વિહ્વળતા પ્રકટ કરે છે.

આમ, કલ્પનપ્રધાન રચનાશૈલી અને ઇન્દ્રિય-સંવેદ્ય કવિતાના સર્જક કીટ્સના સમકાલીનોમાં શેલી

એ'નો ચાહક હતો. શેલીએ કીટ્સના સાચા સ્મારક સમી પ્રસિદ્ધ કરુણ પ્રશિસ્ત 'Adonais'ની રચના કરી. મેથ્યુ આર્નલ્ડે સૌપ્રથમ કહેલું કે, 'He (Keats) is with Shakespeare'. અને એની કવિતા વિશે ઉમેર્યું, 'Shakespearean work it is' મિડલટન મરેએ 'Keats and Shakespeare' શીર્ષકથી એક ગ્રન્થ પ્રકટ કર્યો છે; કીટ્સની કાવ્યપ્રતિભા અને કાવ્યગુણે સમૃદ્ધ એ'વી એની કવિતાને તેમણે શેક્સપિયરની કાવ્યપ્રતિભાની સમકક્ષ મૂકી છે. તેમાં ઔચિત્ય જોઈ શકાય છે. વીસમી સદીના દુરારાધ્ય સમીક્ષક એફ. આર. લેવીસની સઘન કૃતિનિષ્ઠ સમીક્ષામાંથી કીટ્સની કવિતા શેલીની તુલનામાં સોળે કલાએ પાર ઊતરી છે. કીટ્સ જેટલી જ અલ્પવયનું જીવન જીવી જનાર કવિ કલાપી સન્દર્ભે આપણે ગુજરાતીમાં કીટ્સને યાદ કરીએ છીએ, પણ જો આપણા કોઈ કવિની કવિતા કીટ્સની કવિતાની નિકટ આવતી હોય તો તે કાન્તની છે. બસો વર્ષ પછી એના અ-મ્લાન સૌન્દર્યથી કીટ્સની કવિતા આજે પણ જે કોઈ વાંચે છે તેને પ્રભાવિત અને પ્રફુલ્લિત કરે છે.





# જૉન કીટ્સ – વિશિષ્ટ સૌન્દર્યબોધનો કવિ



રજનીકાન્ત પંચોળી

જૉન કીટ્સના જન્મને (૧૭૯૫-૧૮૨૧) બસો વર્ષ વીત્યાં અને બીજા ઘણા રોમૅણ્ટિકયુગના કવિઓની કવિપ્રતિભા પાછળના યુગમાં ઝાંખી પડવા લાગી, પરન્તુ કીટ્સની કવિતા તો તેના પછીના વિક્ટોરિયન યુગમાં, વીસમી સદીના અર્વાચીન યુગમાં અને ત્યારબાદ બીજા વિશ્વયુદ્ધ પછીના આધુનિક યુગમાં પણ સરખીજ પ્રતિભાયુક્ત રહી છે. આ'નું મુખ્ય કારણ એ છે કે કીટ્સની કવિતામાંથી રોમૅણ્ટિક યુગની કવિતાનાં મુખ્ય તત્ત્વોના સૌન્દર્યબોધમાં બાધા ઉત્પન્ન કરતી આત્મરતિ ગળાઈ ગઈ છે. આ સિદ્ધિ તેને કવિ તરીકે ઉચ્ચતમ સ્થાને, ઘણાના મતે તો શેક્સપિયર સાથે મૂકે છે.

કીટ્સના અલ્પકાલીન જીવનમાં કવિતાનું મહોરી ઊઠવું એ પણ એક સદ્ય ન સમજી શકાય તેવી ઘટના છે. રોમૅણ્ટિક યુગના કીટ્સના પૂર્વ કવિ હતા વર્ડ્ઝવર્થ અને કોલરિજ. વર્ડ્ઝવર્થે ગહન તત્ત્વજ્ઞાન અથવા નિસર્ગ સૌન્દર્યની કવિતા જનજીવનની નજીકની ભાષામાં લખવાની નેમ રાખેલી. કોલરિજ તેથી ઊલટી રીતે જનસાધારણ અનુભવ ભવ્યવાણીમાં રજૂ કરવાની નેમ સાથે કવિતા કરવામાં માનતો. તેમની કવિતા નવ્ય કવિતા લેખાતી; અઢારમી સદીની કવિતા માટે દૃઢ થએલી શૈલીથી આ શૈલીઓ જુદી હતી. કીટ્સનો પ્રથમ સંગ્રહ 'એન્ડિમિઅન અને બીજાં કાવ્યો' પ્રગટ થયો ત્યારે તેની નવ્ય લેખન-શૈલીને સારો આવકાર ન સાંપડ્યો. તેના મિત્ર લી'હન્ટની સાહિત્ય પ્રવૃત્તિથી દુશ્મન થએલા 'બ્લેકવુડ મેગેઝિને' તથા 'એડિનબરો રિવ્યૂ'ના વિવેચકોએ કીટ્સને 'કોક્ની પોએટ', લંડનની હલકાવર્ણના લોકોની બોલીના કવિ તરીકે ખોટી રીતે ભાંડ્યો. લી હન્ટના હિતશત્રુઓ બિચારા કીટ્સ ઉપર તૂટી પડ્યા.

કીટ્સ આમ તો લંડનના ધમાલિયા જીવનમાં 'સ્વોન ઍન્ડ હૂપ'ની સરાઈ ખાતે તેની અશ્વશાળાના અશ્વપાળનો પુત્ર હતો અશુદ્ધ દૂષિત વાતાવરણના કારણે આખા કીટ્સ કુટુમ્બ ઉપર તે વખતે જીવનભક્ષી લેખાતા ક્ષયરોગની છાયા હતી. માતા બેઠા ઘાટની સુન્દર, નાજુક બાળા હતી અને જીવનમાં ચાર સન્તાનોને ઉપરાઉપરી જન્મ આપી ક્ષયરોગમાં સપડાઈને મૃત્યુ પામી. પિતા દૃઢ બાંધાનો હતો પણ કહેવાય છે કે મદિરાપાનના શોખ સાથે ઘોડા દોડાવવાનો પણ તેને શોખ હતો. આમાં તે દોડતા ઘોડે પડી જવાથી ડોક ભાંગીને મૃત્યુ પામ્યો. ન્હાની વિધવા માતાએ તો પુનર્લગ્ન પણ કર્યું. બાળકો માતા-મહીની છાયામાં ઊછર્યાં. પછી તેમના માટે ટ્રસ્ટ થયું અને બૉર્ડિંગ સ્કૂલમાં ગયાં. એક ન્હાની બહેન માતામહી પાસે રહી. માતાથી તજાએલાં ન્હાનાં ભાણ્ડુ ઉપર કીટ્સે માતા જેવો જ સ્નેહ વરસાવ્યો. સૌથી ન્હાના ભાઈ, ક્ષયથી પિડાતા અને મરણ પથારીએ પડેલા ટૉમની કીટ્સે માતાથી પણ વધારે પ્રેમથી અન્ત સુધી સારવાર કરી ન્હાની બહેન ફેનીને લાડ લડાવતો; તેના માટે તેણે જોડકણાં પણ કરેલાં. પોતાનાથી ન્હાનો જ્યૉર્જ નસીબ અજમાવવા અમેરિકા ગયો ત્યારે એકલો પડેલો અને પોતે ક્ષયથી બીમાર હતો છતાં હસતે મોંએ તેને વિદાય આપી. માતાએ કરેલું પુનર્લગ્ન સુખી ન થયું અને તેનું ત્યાર પછી મૃત્યુ નિપજ્યું. તેની વ્યથા પણ કીટ્સે મૂક બનીને સહન કરી. આ એની માતાના કટુજીવનનો તેણે ક્યાંય ઉલ્લેખ નથી કર્યો કે નથી કોઈ ફરિયાદ કરી. જીવનમાં કરુણા ને કરુણા જ ભરેલી હતી. ક્ષયરોગથી પિડાતો

કવિ પડોશણ 'નટ બ્રાઉન' વાળ વાળી ફેની બ્રૉનના પ્રેમમાં પડ્યો. પરન્તુ આવા ક્ષયપીડિત પ્રેમીને પતિ કૉણ બનાવે ? માત્ર તેની નિવાસીશાળાના આચાર્ય રેવરન્ડ જૉન ક્લાર્કના પુત્ર કાઉડન ક્લાર્કે જ તેને છેવટની ઘડી સુધી, તે ઇટલિ-રોમમાં મૃત્યુ પામ્યો ત્યાં સુધી, સઙ્ગાથ આપ્યો. મિત્રપ્રેમની આ એક અદ્ભુત કથા છે.

આ કરુણામૂર્તિ કીટ્સ કવિ તરીકે આત્મરતિથી ઉપર ઊઠીને વિશ્વના પરમ સૌન્દર્યનો ઉદ્ગાતા કવિ બને છે. પ્રેમભઙ્ગ, માતૃપ્રેમની વઞ્ચના, જીવલેણ ક્ષયરોગની બીમારી, કૌટુમ્બિક વિશૃઙ્ખલતા – આ બધું જીવનેમાં ઘેરો રઙ્ગ પૂરે છે. પરન્તુ કવિ કીટ્સ આ દુઃખને કલ્પના-મિશ્રિત જીવનાનન્દના રસાયણમાં રસી દે છે.

ગુજરાતી કાવ્યસાહિત્યના ઇતિહાસમાં પણ કીટ્સનું વિશિષ્ટ સ્થાન છે. ઇઙ્ગ્લણ્ડના રોમૅણ્ટિક યુગની ત્રિપુટી વર્ડ્ઝવર્થ, શેલિ અને કીટ્સની ઊંડી અસર આપણા નવ-ઉત્થાનના કવિઓ, નર્મદ, નરસિંહરાવ ઉપર દેખીતી વરતાય છે. આ અસર તળે ગુજરાતી કવિતામાં નવીન વિષયો અને કાવ્યરૂપો સૉનેટ વગેરે આવ્યાં; આત્મલક્ષી કાવ્યકૃતિઓ રચાઈ; જીવન-ફિલસૂફી, નિસર્ગ અને સમાજ વિશેના અભિગમો બદલાયા; નવું સૌન્દર્યદર્શન આવ્યું. કીટ્સની કવિતાની પ્રમુખ અસર ખાસ તો નરસિંહરાવ દિવેટિયા, કલાપી અને કાન્ત ઉપર છે.

કીટ્સની કવિતાનાં ત્રણ અલગ અલગ ભાવવિશ્વ છે. (૧) ગ્રીકો-રોમન પુરાણકથા વિશ્વ (૨) કલ્પનાસર્જિત મધ્યયુગીન વિશ્વ (૩) નિસર્ગ – સૃષ્ટિ.

કીટ્સ ગ્રીક કે લૅટિનનો વિદ્વાન ન હતો. તબીબી વસાયના વિદ્યાર્થી તરીકે લૅટિન ડિક્ષનરીમાં આવતાં ક દેવદેવીનાં પુરાણ કથાનકોએ તેની કલ્પના ઉત્તેજિત કરી. પછી ચૅપમેનનું હોમરના 'ઇલિયડ'નું પદ્ય – ભાષાન્તર તેણે વાંચ્યું. આ નવીન વિશ્વસૃષ્ટિમાં આમ તેણે પ્રવેશ મેળવ્યો. 'ઍણ્ડિમિયન' અને 'હાઇપેરિઅન'ની કાવ્ય-કથાઓ, 'ઓડ ટુ સાઇકી' વગેરે આ ભાવવિશ્વમાં રમતી કૃતિઓ છે. આ ત્રણેય પ્રેમ, સૌન્દર્ય અને શક્તિની ખોજની રૂપકકથાઓ છે.

અઙ્ગ્રેજ રોમૅણ્ટિક કવિઓનું બીજું પ્રિય ભાવવિશ્વ તે યુરોપનો મધ્યયુગ. સત્તરમી સદીના અઙ્ગ્રેજ કવિ સ્પેન્સરની કૃતિ 'ફેઅરિ ક્વીન'ની કીટ્સ ઉપર સારી અસર રહી. આ કૃતિ જેવું જ ભાવવિશ્વ તેણે 'ઇવ ઓવ્ સેન્ટ ઍગ્નીસ', 'ઇઝાબેલા ઑર ધ પૉટ ઑવ્ બેઝ્લ', 'લા બેલ દામ સાં મેર્સિ'માં રચ્યું છે. 'લેમિઆ' પણ આવી જ કૃતિ છે. અત્યાર સુધીનાં આ બે ભાવવિશ્વમાં તેને પોતાનું સ્વત્વ ન મળ્યું. તે પોતાનો આગવો ઉક્તિપ્રકાર 'વૉઇસ' પામી ન શક્યો. કીટ્સને પોતાનો યોગ્ય ઉક્તિપ્રકાર તેનાં ચાર ઓડ સમ્બોધન કાવ્યોમાં લાધ્યો. સ્તોત્ર પ્રકારના આ સમ્બોધન કાવ્યોમાં કીટ્સ સ્વભૂમિના નિસર્ગ સૌન્દર્યમાંથી પોતાની આગવી કલાસૃષ્ટિ ઊભી કરી શક્યો.

કીટ્સનો યુગ અઙ્ગ્રેજી ઇતિહાસમાં રિજન્સીયુગ તરીકે ઓળખાય છે. ગાંડા થએલા રાજા જ્યૉર્જ ત્રીજાના સ્થાને તેનો જ્યેષ્ઠ પુત્ર પ્રિન્સ ઑવ્ વેલ્સ, જે પછીથી જ્યૉર્જ ચોથા તરીકે તખ્તનશીન થયો તે રિજન્ટ, કાર્યકારી રાજવી, તરીકે રાજ્ય કરતો હતો. સમાજમાં વર્ગભેદ તીવ્ર હતો. રાજ્યસત્તા ઉમરાવોના હાથમાં હતી. ડેમોક્રેટિક રિફૉર્મ્ઝ હજી થયા ન હતા. આ'વા ઑલિગાર્કિક ઉમરાવ જેવા ઉચ્ચવર્ગના શાસનકાળમાં કોઈ કવિ સાહિત્યકાર સરાઇના અશ્વ-પાળનો પુત્ર હોઈ શકે ? તેના પ્રથમ કાવ્ય સઙ્ગ્રહ 'ઍણ્ડિમિઅન અને બીજાં કાવ્યો'નું 'બ્લેકવુડ મેગેઝિન' અને 'એડિનબરો રિવ્યૂ'એ ખૂબ જ ઉતારી પાડતું વિવેચન પ્રગટ કર્યું. વિવેચન નનામું હતું. એમ પણ લખાયું કે લણ્ડનના અભદ્રવર્ગનો કોકની બોલી બોલતો છોકરો વળી કવિ કેમ થઈ શકે ! જાઓ, સર્જનના આસિસ્ટન્ટ તરીકે પાટાપિંડી કરો અને લોહીના ડાઘવાળાં કપડાં ધૂઓ. કવિતા તમારું કામ

નહીં. ઘણા એમ માનતા થયા કે આ કટુવિવેચનના કારમા ઘાથી કીટ્સ મૃત્યુશરણ થયો. જોકે આ વાત સત્ય નથી કેમ કે ક્ષયરોગની છૂતાછૂતની બીમારી તેને વારસાગત મળી હતી. પછીથી છતું થયું કે આ'વું વિવેચન કીટ્સના વડીલ મિત્ર કવિ લી હન્ટના દ્વેષીઓનું પરાક્રમ હતું. લી હન્ટના મિત્ર તરીકે કીટ્સની અવહેલના કરવામાં આવી હતી. બાયરને તો તેનો જવાબ પણ આપ્યો એક કટાક્ષ કાવ્યમાં – ઇંગ્લિશ બાર્ડ્ઝ ઍન્ડ સ્કોચ રિવ્યૂઅર્સ'માં.

કીટ્સ બીજા રોમૅન્ટિક કવિઓ પેઠે માનતો કે કવિતાની સ્ફુરણા સહજ, અનાયાસે થાય તે જ ખરું. કૃત્રિમતા, સમ્માર્જન કાવ્યસ્રોતને ડહોળે છે. "વૃક્ષને જેમ સાહજિકતાથી કૂંપળો ફૂટે છે તેમ જો કવિને કવિતા ન સ્ફુરે તો બહેતર છે કે કવિતા ભલે ઉદ્ભવે જ નહીં.'

કીટ્સની કવિ તરીકેની સભાનતા તેણે તેના ભાઈ જ્યૉર્જ અને બીજા મિત્રો વગેરેને લખેલા પત્રોમાંથી મળી આવે છે. તેનાં સૌથી ઉત્તમ કાવ્યો, ચાર ઓડ, વિશે લખતાં પહેલાં તેના એક અસ્ફુટ સિદ્ધાન્ત 'નેગેટિવ કેપેબિલિટી' વિશે વાત કરવી જરૂરી છે.

'હાઈપેરિઅન'ના લેખન વખતના મનોમન્થનમાંથી આ વિચાર સ્ફુરેલો જણાય છે. હાઈપેરિઅનનું કથાવસ્તુ પ્રાચીન ગ્રીક પુરાણકથામાં આવતા ટાઈટન નામના દેવગણો અને તેમના વીરનાયક હાઈપેરિઅન (સૂર્યદેવતા) વિરુદ્ધ ઓલિમ્પિયન દેવગણો અને તેમના વીરનાયક અપોલોના યુદ્ધ વિશેનું છે. આ માટે કીટ્સે મિલ્ટનના પૅરેડાઇઝ લૉસ્ટની ઉર્જસ્વી વર્ણનશૈલીનું અનુકરણ કરવાનું ધાર્યું. પરન્તુ તેને કૃતિનું કાવ્યત્વ સિદ્ધ થતું જણાયું નહીં. તેણે લખ્યું : 'ધેર ઇઝ ડેથ ઇન મિલ્ટન- મિલ્ટનમાં મૃત્યુ છે !' (પૅરેડાઇઝ લૉસ્ટમાં ડેથ નામનો પલિત મિલ્ટને નરકમાં રહેતો વર્ણવ્યો છે. મિલ્ટનનું ઉર્જસ્વી વ્યક્તિત્વ પૅરેડાઇઝ લૉસ્ટની દરેક લીટીમાં છતું થાય છે. તે જ વ્યક્તિત્વની છાયા તેણે રચેલાં પાત્રો – સેતાન, ગૉડ, આદમ વગેરેમાં પણ ઊપસી આવે છે. મિલ્ટને જાણે પોતાના અહમ્‌માંથી આ પાત્રો ઉપજાવ્યાં ન હોય ! મિલ્ટનને અંજલિ આપતાં વર્ડ્ઝવર્થે કહેલું : "ગૉડ-ગિફ્ટેડ ઑરગન વૉઇસ ઑવ્ ઇંગ્લૅન્ડ" આ'વો ઉચ્ચ ઉક્તિ પ્રકાર કીટ્સ સિદ્ધ ન કરી શક્યો. આત્મખોજ કરતાં તેને આ પોઝિટિવ કેપેબિલિટીથી વિરુદ્ધનો 'નેગેટિવ કેપેબિલિટી'નો સિદ્ધાન્ત લાધ્યો. આ'નો અર્થ અને આ'ની વ્યાખ્યા પણ તે એક પત્રમાં સમજાવે છે. કવિના વ્યક્તિત્વનું, તેના અહં-તત્ત્વનું તેની કવિતામાંથી સાવ નિર્ગલન થવું ઘટે તો જ પાત્રો આગવાં વ્યક્તિત્વવાળાં સર્જાય, અને કવિને નાટ્યાત્મક ઉક્તિપ્રકાર – લાધે. દરેક માનવીય અનુભૂતિને બે પાસાં હોય છે. એક પાસું સર્વદેશીય હોય છે, અને બીજું પાસું સ્થળ, કાળ અને વ્યક્તિથી પરિમિત હોય છે. રોમૅન્ટિક યુગના કવિઓ આત્મકથાત્મક કવિતા કરતા. કીટ્સ શરૂઆત તો આમ જ કરે છે. 'ઑન લુકિંગ ઇન્ટુ ચૅપમેન્સ હોમર,' 'આઇ ક્રાય ફૉર મર્સિ, પિટી લવ, આઈ લવ' વગેરે આ'વાં કાવ્યો છે. પરન્તુ હવે છેલ્લે તેની કલા અનુભૂતિના સર્વદેશીયત્વ તરફ ઢળે છે. આથી આત્મનિમજ્જન કરીને નવી જ કલ્પનાસૃષ્ટિ રચી શકે છે.

'એણ્ડિમિઅન' આદર્શ પ્રેમની ખોજની રૂપકકથા છે. 'ઓડ ટુ સાઈકી'માં પ્રણયના આદર્શને રજૂ કર્યો છે. 'હાઈપેરિઅન' જૂની અને નવી સંસ્કૃતિ વચ્ચેના સંઘર્ષની કથા છે. ઘણા નવ્ય ભારતીય વિવેચકોને 'હાઈપેરિઅન'માં ભારત ઉપર પોતાનાં બળ, બુદ્ધિ અને સુન્દરતાથી વિજય પામતા ઓલિમ્પિયન – અંગ્રેજોની પુરાણા દિગ્ગજકાય ટાઈટન રૂપી ભારતીયો ઉપરના વિજયની રૂપકકથા દેખાય છે. વિજય પછી ઓલિમ્પિયન દેવ અપોલો પાપણોમાંથી આંસુ પણ સારે છે !

'ઇઝાબેલા ઑર ધ પૉટ ઑવ્ બેઝલ'નું કથાનક મધ્યયુગીન ઇટાલિયન કથાકાર બોકાશિયોના 'ડિકામેરન'માંથી લીધું છે. બે સમૃદ્ધ વેપારી ભાઈઓ

પોતાની સુન્દર ન્હાની બહેન તેમના ગુમાસ્તાના પ્રેમમાં પડી તે ન સાંખી શક્યા. તે ગુમાસ્તાને કોઈ બહાને શહેર બહાર લઈ જઈને મારી નાંખીને વનમાં દાટી દે છે. તે યુવાન લૉરેન્ઝો સ્વપ્નમાં આવીને ઇઝાબેલાને પોતાના અપમૃત્યુની વિગત કહી જાય છે. યુવતી ગુપ્ત રીતે તેની દાસી સાથે જઈને વનમાં દાટેલા યુવાનનું મસ્તક કાપી લાવી મ્હોટા કુણ્ડામાં માટી નીચે દાટી તેમાં બેઝલ – મરવા–નો છોડ ઉગાડે છે આંસુથી તે સીંચે છે અને આખરે મૃત્યુ વહાલું કરે છે. આમાં મધ્યયુગીન કથાતત્ત્વ લક્ષણ 'મોટિફ' એ છે કે મરેલો માણસ સ્વપ્નમાં આવીને આપવીતી કહી જાય છે.

'ઇવ ઓવ્ સેન્ટ ઍગ્નિસ'માં પણ આ'વું જ મધ્યયુગીન કથાતત્ત્વ લક્ષણ (મોટિફ) છે. સેન્ટ ઍગ્નિસના ઉત્સવના દિવસે જો કન્યા આખો દિવસ પ્રાર્થના કરી ઉપવાસ કરે તો તેને તે રાત્રિએ સપનામાં તેના ભાવિ પતિનાં દર્શન થાય એ'વી માન્યતા પ્રવર્તતી. અહીં સૂતેલી કન્યાને તેનો ખરો પ્રેમી મળે છે અને બન્ને કૌટુમ્બિક કલહથી દૂર પ્રેમપ્રદેશમાં પ્રયાણ કરે છે. લૅમિઆ પણ મધ્યયુગીન ઇચ્છાધારી નાગણ વિશેની માન્યતા ઉપર આધારિત છે. ઇચ્છાધારી નાગણ લૅમિઆ સુન્દર યુવતીનું શરીર ધારણ કરી એક યુવાનને પરણવા માગે છે, પરન્તુ તે યુવાનના ધર્માચાર્યને ખબર પડતાં તે પોતાના દૃષ્ટિબળથી તેને ફરી નાગણ બનાવી કાઢી મૂકે છે અને યુવાનને નાગણના પાશમાંથી મુક્ત કરે છે. આ બધાં કથાનક તો સાદાં છે પણ તેમની વર્ણનશૈલીમાં કીટ્સની કવિપ્રતિભા ખીલી ઊઠે છે. અમૂર્ત અતિમાનવીય સૃષ્ટિને તે મૂર્ત સ્વરૂપ આપે છે.

કીટ્સની સર્વોચ્ચ સિદ્ધિ તો તેનાં ચાર ઓડ, સમ્બોધન કાવ્યો, (૧) ઓડ ટુ અ નાઇટિંગેલ (૨) ઓડ ઑન અ ગ્રીશ્યન અર્ન (૩) ઓડ ટુ મેલનકલિ અને (૪) ઓડ ટુ ઑટમ છે. આ કાવ્યોમાં કીટ્સને પોતાનો આગવો ઉક્તિપ્રકાર સાંપડે છે. ટી.એસ. એલિયટ તેના 'થ્રી વોઇસિઝ આવ્ પોએટ્રી'માં જે ત્રીજા ઉક્તિપ્રકારનો ઉલ્લેખ કરે છે તે નાટ્યાત્મક ઉક્તિપ્રકાર છે. આ પર-કાયા-પ્રવેશના ઉક્તિપ્રકારના પ્રભુત્વથી શેક્સપિયર ઑથેલો, લીયર, ક્લિઓપાટ્રા, ફોલ્સ્ટાફ, લેડી મૅકબેથ, જુલિયટની નર્સ જેવાં પોતાનાં આગવાં જીવવાળાં પાત્રો સરજી શકે છે. આ ચાર ઓડ-સમ્બોધન કાવ્યોમાં આ ઉક્તિપ્રકાર દેખાય છે.

રામેણ્ટિક અંગ્રેજ કવિઓનાં પોતાનાં પ્રીતિપાત્ર પક્ષીઓ છે. આ પ્રિય પક્ષીઓ પણ તે કવિઓની લાક્ષણિકતાઓનાં દ્યોતક છે. વર્ડ્ઝવર્થની કવિતામાં કુકુ, કોકિલસદૃશ પક્ષી વારંવાર આવે છે. ઇંગ્લણ્ડમાં વસન્ત બેસતાં આ પક્ષી દક્ષિણમાંથી ગાતું ગાતું ઊડી આવે છે. તે વસન્તનું વૈતાલિક લેખાય છે. શેલીનું પ્રિય પક્ષી ચણ્ડોળ સદૃશ લાર્ક છે. તે શાન્ત બેસે જ નહીં. સવારથી સાંજ ઊડ્યા જ કરે અને ઊડે પણ હેલિકોપ્ટર પેઠે સીધું ઊંચે ! વળી થાકીને સીધું નીચે; વળી ઉપર. શેલીની આદર્શ ભાવના અને કલ્પનાના ઉડ્ડયનનું દ્યોતક લાર્ક છે. કીટ્સનું પ્રિય પક્ષી છે સન્તાતું ફરતું બુલબુલ સદૃશ નાઇટિંગેલ. ગ્રીક પુરાણકથામાં ફિલોમિલા નામની યૌવના ઉપર રાજા તેરિયુસે બળાત્કાર કર્યો અને તે લજ્જિત કન્યા દુઃખમાં રુદન કરતી કાળી, નાઇટીંગેલ, ફિલોમિલા, બની ગઈ. તેનું ગાન કારુણ્યસભર છે. કીટ્સના જીવન ઉપર પણ મૃત્યુના ઓળા તો શરૂઆતથી પડતા આવેલા. પિતાનું મૃત્યુ, ક્ષયમાં ક્ષીણ માતાનું મૃત્યુ, તે જ જીવલેણ રોગથી ન્હાના ભાઈ ટૉમનું મૃત્યુ તથા પોતાના સદ્ય અવશ્ય ભાવિ મૃત્યુનો લોહીની ઊલટીમાં અણસાર, આ'વાં દુઃખનું ઓસડ શું ? રક્તવર્ણી મદિરા, અફીણનો અર્ક, હેમલોક ? ના, કલ્પનાની પાંખે નવીન ભૂમિમાં ઉડ્ડયન. આકાશની તારિકાઓની સૃષ્ટિમાં ગમન. પ્રોસર્પિનાના હેડીઝના બાગમાં મૃત્યુ પહેલાં કલ્પનાની પાંખે લટાર. દૂરની ભૂમિમાં પરીઓના પ્રદેશમાં એક બારીમાંથી છુપાઈને જતા રહેવું. આ'વી

અસર કવિ ઉપર બુલબુલના ગીતની થાય છે: પરન્તુ ગીત તો પૂરું થયું. પછડાટ સાથે પાછા ફરીને હવે તો દુ:ખની દુનિયામાં જ વસવાનું છે, જ્યાં માનવી સામસામાં બેસીને એકબીજાનાં દુ:ખ રુએ છે. 'ઓડ ટુ અ નાઇટિંગેલ' એક સક્ષમ કરુણ કૃતિ છે.

'ઓડ ઑન અ ગ્રીશ્યન અર્ન' માં કલાની અમરતા સિદ્ધ કરે છે. અને આ કલાથી જ માનવી પણ અમરત્વ પામે છે. સત્ય વિના સૌન્દર્યનિર્માણ થાય જ નહીં; વળી, સૌન્દર્ય વિશ્વનું સનાતન સત્ય છે આ'વું દર્શન એક ગ્રીક ધાતુ-પાત્ર ઉપર જુદા જુદા આળખેલાં દશ્યો જોતાં કીટ્સને થયેલું. આ કાવ્ય સમ્બોધન કાવ્ય કરતાં ચિન્તનપ્રધાન કાવ્ય વધુ છે. આળખેલાં દશ્યો કવિને કલ્પના વડે પૌરાણિક ગ્રીક – જીવનમાં ડોકિયું કરવા પ્રેરે છે. સાંભળેલું સઙ્ગીત તો કર્ણપ્રિય હોય પરન્તુ આ ચિત્રમાંના સઙ્ગીતકારોનું સઙ્ગીત વધારે કર્ણપ્રિય હોવું જોઈએ કેમ કે આપણે તે સાંભળી શકતા નથી ! પ્રેમીનો પાશ છોડાવવા દોડતી રૂપગર્વિતા દોડતી જ રહેશે અને પ્રેમી પણ તેની પાછળ દોડતો જ રહેશે પણ તેમના પ્રેમમાં ઓટ આવશે નહીં ! આમ, આ'વી કલા જ જીવનને સૌન્દર્ય બક્ષે છે. જીવનનું પરમ તત્ત્વ સત્ય છે અને સુન્દર પણ છે, અને તે સત્ય છે તેથી સુન્દર છે. સત્યની સુન્દરતા અને સુન્દરતાનું સત્ય પિછાણવું તે જ જીવનનું ધ્યેય હોઈ શકે.

'ઓડ ટુ મેલનકલિ'માં કવિ જીવનના કારુણ્ય વચ્ચે પણ જીવનનો ઉલ્લાસ માણવાની કલાની વાત કરે છે. આનન્દના ભવ્યમન્દિરનો મધ્યસ્થિત દેવતા તો અસિતવર્ણ દેવ મેલનકલિ જ છે !

'ઓડ ટુ ઑટમ' કીટ્સે લખેલાં કાવ્યોમાં;નું સર્વોત્તમ કાવ્ય છે અને તે સમગ્ર અઙ્ગ્રેજી સાહિત્યના ઉત્તમોત્તમ કાવ્યોમાંનું એક છે. અહીં ઇઙ્ગ્લણ્ડની નિસર્ગસુન્દર શરદ ઋતુને કવિ દેવીરૂપ આપે છે. આ અન્નદાત્રી દેવી તેના મિત્ર સૂર્યદેવ સાથે મળી સુવર્ણરઙ્ગી ધાન્ય પકવે છે, ફળફળાદિમાં રસ ભરે છે. પુષ્પોને ઘેરા રઙ્ગ આપે છે અને તેમના ઉપર ભ્રમરો ભમતા ફરે છે. જીવનમાં એવી ઉષ્મા ઊઠે છે કે હવે આ'વા દિવસો જાણે કાયમ રહે તો કેવું સારું. ધાન ઊપણતા ખેડૂતો વસ્ત્ર હલાવી દાણાફોતરાં જુદાં કરે છે અને તેમાંથી ઊઠતા પવનથી આ શરદદેવીની સોનેરી લટો અસ્તવ્યસ્ત ઊડે છે. ક્યારા ઉપર કામ કરીને થાકેલી શરદદેવી ત્યાં ને ત્યાં ખળી ઉપર જ નિદ્રાધીન થઈ જાય છે. આથમતા સૂર્યની ઉષ્મામાં આખું વિશ્વ નાહી રહે છે. રોબિન રેડબ્રેસ્ટ પોતાના ગાનમાં મસ્ત થઈને ઊડે છે, અને ચકલાચકલી, સ્વૉલોઝ, ચારો ચણીને, તૃપ્ત થઈને પોતાના માળા ભણી ઊડી આવે છે. ઇઙ્ગ્લણ્ડની શરદઋતુના પરમ સૌન્દર્યનું આ ચિત્રણ છે.

કીટ્સ આ'વા વિશિષ્ટ સૌન્દર્યબોધનો કવિ છે.

(કીટ્સની દ્વિશતાબ્દી નિમિત્તે ઉત્તર ગુજરાત યુનિવર્સિટીમાં યોજાયેલા અખિલ ભારતીય સેમિનારમાં 'ફ્રૉમ ધ વર્નલ બ્લૂમ ટુ ધ ઑટમ્નલ ફ્રુટફુલનેસ-મૅચ્યોરિંગ ઑવ્ જૉન કીટ્સ, એ ભાષણનો સંક્ષેપ.)





# કીટ્સની કવિતામાં પ્રકૃતિ



હેમન્ત દેસાઈ

રોમૅણ્ટિક કવિઓમાં છેલ્લો પણ સહુથી સમર્થ અને સમ્પૂર્ણ કવિ જ્હૉન કીટ્સ સાચો સૌન્દર્યલુબ્ધ કવિ છે. ઍના 'Endymion'ના આરમ્ભની નીચેની પઙ્ક્તિઓ ઍની સૌન્દર્યભાવના વ્યક્ત કરે છે :

*A thing of beauty is joy for ever;*
*Its loveliness increases, it will never*
*Pass into nothingness; but still will keep*
*A bower quiet for us and a sleep*
*Full of sweet dreams, and health and*
*quiet breathig.*

સુન્દરને એ આનન્દ સાથે સાંકળે છે; સત્ય સાથે પણ સાંકળે છે. ઍણે કહ્યું છે :

*Beauty is truth, truth beauty. that is all*
*Ye know on earth and all ye need to know.*

પ્રસ્તુત બન્ને અવતરણો વિશે પોતાનો પ્રતિભાવ આપતાં મૅથ્યુ આર્નાલ્ડ નોંધે છે : 'It is no small thing to have so loved the principle of beauty as to perceive the nesessary relation of beauty with truth and of both with joy.'[1]

આર્નાલ્ડ કીટ્સને શેક્સ્પિયરની જોડે મૂકે છે તે સૂચક છે. કીટ્સની ઉત્કૃષ્ટ અને પ્રસિદ્ધ કૃતિ છે 'Ode to a Nightingale'. ઍના અભ્યાસીને આટલાં કવિલક્ષણોનો તરત જ ખ્યાલ આવે છે — ઇન્દ્રિગ્રાહ્ય સૌન્દર્યપ્રીતિ, કંઈક નિરાશાવાદી વલણ, પ્રકૃતિ પ્રત્યેનો શુદ્ધ ઉપાસકનો અભિગમ અને સબળ વ્યક્તિતા. કવિની આ લાક્ષણિક કૃતિ 'જાણે કે મ્હેં હળાહળ પીધું છે...' એ'વા ઉદ્ગારથી આરમ્ભાય છે અને 'હું જાગું છું કે સુષુપ્તિમાં છું ?' એ'વા પ્રશ્ન સાથે વિરમે છે. વાસ્તવ જગતના બુલબુલના ગાનથી શરૂ થયેલી સ્વપ્નયાત્રા; જાગૃતિ, જીવન, મૃત્યુ ને સમયનો જાણે કે તાગ લે છે; અમર પક્ષીના અવલમ્બને કવિ જીવનની ભઙ્ગુરતાનો સાક્ષાત્કાર કરી રહે છે. સાતમી ટૂંકનો છેલ્લો શબ્દ forlorn કવિને પોતાનું – પોતાની યથાર્થ સ્થિતિનું ભાન કરાવે છે :

Forlorn ! the very word is like a bell
To toll me back from thee to my sole self.

આ પુન: વાસ્તવપ્રવેશ કવિની યાત્રાને પરિક્રમાનું રૂપ આપે છે.

વસ્તુત: કીટ્સ પોતાનાં ઓડ કાવ્યોમાં, કલ્પના દ્વારા ઍને આ વાસ્તવિક વિશ્વની પેલે પાર લઈ જાય ઍ'વા કોઈ પદાર્થ સાથે એકતા સાધવા મથે છે. આ કાવ્યમાં પણ કવિની ઉચ્ચતર સુન્દરતર દુનિયાની તીવ્ર ઝઙ્ખના વ્યક્ત થઈ છે. એ વિશે Allan Rodwayનો અભિપ્રાય નોંધવા જેવો છે : "The 'Ode to a Nightingale' had it been written two hundred years earlier, would almost certainly have been an ode to the Holy Spirit for it expresses a yearning to be translated to a better and more blissful world. So this nightingale is a theological rather than an ornithological one and the poem is a typically romantic in the use of Nature."[2]

પ્રકૃતિને કવિ તેનાં રૂપ, રસ, શબ્દ અને સ્પર્શના સૌન્દર્ય ખાતર ચાહે છે; ઍમાંથી માનવજીવન માટેના સદુપદેશોની શોધ ઍને કરવી નથી. ('he finds no sermons in its stones or books in its running brooks') કવિની સર્જકદૃષ્ટિથી જોતાં આપણને પ્રકૃતિ અધિકતર સુન્દર લાગે છે. પ્રસ્તુત કાવ્યની પાંચમી ટૂંક નિરપેક્ષ પ્રકૃતિવર્ણનનું ઉદાહરણ છે. ઍમાંનાં નિરીક્ષણપૂર્વકનાં ચિત્રાઙ્કનો કેવાં સચોટ સન્તર્પક છે !–

*I cannot see what floweres are at my feet,*

*No what soft incnce hangs upon the boughs.*

*But, in embalme'd darkness, guess each sweet*
*Wherewith the seasonable month endows*
*The garss, the thicket, and the fruit-tree wild*
*White hawthorn and the pastorale glantine;*
*Fast-fading violets cover'd up in leaves;*
*And mid-May's eldest child*
*The coming musk-rose, full of dewy wine,*
*The murmurous haunt of flies on summer eves.*

પ્રકૃતિનાં ઇન્દ્રિયસન્તર્પક વર્ણનોમાં કીટ્સની તોલે ભાગ્યે જ કોઈ અંગ્રેજી કવિ આવી શકે એમ હડસન કહે છે તે યથાર્થ છે. એનાં વર્ણનો ચોકસાઈપૂર્ણ અને તાદૃશ પણ છે. વર્ણન તરીકે સુન્દર પણ કથાના પાત્રના સન્દર્ભમાં હેતુપૂર્વક આવેલું 'Hyperion'માંનું આ નિરૂપણ ખાસ નોંધવું જોઈએ :

*Deep in the shady sadness of a vale*
*Far sunken from the healthy breath of morn,*
*Far from the fiery noon, and eve's one star,*
*Sat grey-hair'd Saturn, quiet as a stone,*
*Still as the silence round about his lair,*
*Forest on forest hung about his head*
*Like cloud on cloud. No stir of air was there,*
*Not so much life as on a summer's day*
*Robs not one light seed from the feather'd grass,*
*But where the dead leaf fell, there did it rest.*[3]

અહીં પહાડનો પરિવેશ, સેટર્નની ભવ્યતા તેમ જ તેની એકલતાને સૂચવવા માટે યોજાયો છે. વર્ણનની ઝીણવટથી ચિત્ર સુરેખ બને છે. વનનાં વન અને વાદળનાં વાદળની નિબિડતા એક જ લસરકે કવિ કેવી છતી કરે છે ! પ્રકૃતિ દ્વારા નિષ્ફળ પ્રણયભાવનું સૂચન 'La Belle Dame Sans Marci'માં થયું છે :

*The sedge has wither'd from the Lake,*
*And no birds sing.*

*I see a lily on thy brow*
*With anguish moist and fever dew,*
*And on the cheeks a fading rose*
*Fast withereth too.*

પ્રકૃતિ અહીં અજ્ઞાત વ્યથાની વ્યઞ્જના પ્રગટાવે છે તે ઉપરાન્ત રહસ્યહીન સૌન્દર્યદર્શનના નમૂના તરીકે આ પઙ્ક્તિઓ મહત્ત્વની છે. શ્રી નલિન રાવળે યોગ્ય રીતે જ નોંધ્યું છે કે 'પ્રણયવૈફલ્યને પ્રકૃતિના આટલા વિશાળ પરિપ્રેક્ષ્યમાં માત્ર બાર શ્લોકની ૪૮ પઙ્ક્તિઓ દ્વારા રજૂ કરીને કીટ્સે પ્રશિષ્ટ કવિનો અદ્ભુત કલાસંયમ અને રહસ્યદર્શી કવિની અપૂર્વ કલ્પના-શક્તિનો ઉન્મેષ દાખવ્યો છે.'[૪] કવિ તરીકેની તેની વિશિષ્ટતાને લીધે કીટ્સ પ્રકૃતિકવિ તરીકે પણ જુદો તરી આવે છે.

## સંદર્ભનોંધ

1 'Essays in Criticism' Second series 1970 Macmillan & co. calcutta P.70

2 'The Romantic Conflict' Allan Rodway, 1963, Chatto & Windus, London. p. 239.

3 આ અવતરણ માટે તેમ જ વિશેષ અભ્યાસ માટે ઉપયોગમાં લીધેલા સઙ્ગ્રહો છે: The poet's Tongue' W.H. Auden and Jhon Gurrettee, 1935 G. Bell and Sons, Ltd; London. (ii) 'A Book of Poetry from Spenser to Bridges'. A. Watson Bain 1928, Cambridge University Press અને (iii) 'Treasures of English Verse, Herbert Stang, 1933 Oxford University Press.

૪. 'પાશ્ચાત્ય કવિતા' : પ્રથમ આવૃત્તિ ૧૯૭૩, યુનિવર્સિટી ગ્રન્થનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ - ૬, પૃ. ૧૭૩.

['અર્વાચીન કવિતામાં પ્રકૃતિ નિરૂપણ' (૧૯૮૨) શોધપ્રબન્ધમાંથી]

□



# કીટ્સનું કાવ્યસૌન્દર્ય



ધીરુ પરીખ

'A Thing of beauty is a joy for ever'

કીટ્સની પ્રારમ્ભની અને પરિપક્વ નહિ એવી દીર્ઘ કાવ્યરચના 'એણ્ડિમિઅન'ની આ પ્રથમ પઙ્ક્તિએ કીટ્સની સૌન્દર્ય-મીમાંસાને અને એ નાતે કીટ્સને જગપ્રસિદ્ધ કર્યા છે. કે પછી 'ઓડ ટુ અ ગ્રીશ્યન અર્ન'ની આ ઉપાન્ત્ય પઙ્ક્તિ 'Beauty is truth, truth beauty' પણ એમની એ ખ્યાતિ દૃઢાવે છે. જો કે 'એણ્ડિમિઅન'ની અપૂર્ણતા એમને ખટકતી હતી, અને એથી પોતે ખસૂસ ખિન્ન પણ હતા. આ ખટક વિશે સ્વયં એમણે જ લખ્યું છે : 'There is not a fiercer hell than the failure in a great object.' (મહાન લક્ષ્યની નિષ્ફળતા જેવું વધુ ભયાનક નરક બીજું નથી.) એક લબરમૂછિયા યુવાન કવિની મહાન ભાવના, તેમનું મહાન લક્ષ્ય અને તેમાં મળતી નિષ્ફળતાથી અસુખ જન્માવતી સભાનતા છતાં 'સૌન્દર્ય' વિષેનો પોતાનો ખયાલ અને અનુભવ આમ મૂકવામાં એમની નિતાન્ત નિષ્ફળતા નહિ પણ સરિયામ સફળતા છે.

પરન્તુ આ તો થઈ સૌન્દર્ય વિષેની એમની પ્રતીતિ, એમની વિચારણા. પરન્તુ સૌન્દર્યની સદૈવ સરાહના કરનાર આ કવિનું કાવ્યસૌન્દર્ય શામાં ? એમની કવિતાનાં સૌન્દર્યસ્થાનો કયાં ? આ મુદ્દાનો ઉત્તર છે એમની સ્વલ્પ સમયાવધિમાં રચાયેલી ચિરસ્થાયી કવિતાનું કલાસૌન્દર્ય.

આમ તો રોમેન્ટિક પ્રવાહના તેઓ તરવૈયા છે. આમ છતાંય એક પ્રશિષ્ટ કલાકારને છાજે તેવો કલાસંયમ તેમણે દાખવ્યો છે. આનું એક ઉદાહરણ છે 'લા બેલ દામ સાં મેર્સિ' કથાકાવ્યની આ પઙ્ક્તિ.

*'She took me to her elfin grot,*
*And there she wept, and sigh'd full sore,*
*And I shut her wild wild eyes*
*with kisses four.'*

એક વાચના પ્રમાણે અહીં ચોથી પઙ્ક્તિ 'With kisses score' હતી. અહીં 'score'ને સ્થાને 'four' કરવામાં કીટ્સનો રોમેન્ટિક મિજાજ પ્રશિષ્ટતામાં પરિણમે છે. score–વીસ–માંથી four–ચાર–નું પ્રમાણ રત્યાવેગનો સંયમ સૂચવે છે, અને એ રીતે આ અભિવ્યક્તિમાં કવિનો કલાસંયમ પ્રકટ થાય છે, જે એમની પ્રશિષ્ટતાનો દ્યોતક છે. એમનામાંનું આ છે ગ્રીકપણું. આવો કલાસંયમ એમની કવિતાની આસ્વાદ્ય સૌન્દર્યસ્થિતિ છે. આ જ રીતે પૂર્વોક્ત પઙ્ક્તિ 'A Thing of beauty is a joy for ever'નો પૂર્વાવતાર હતો : 'A Thing of beauty is a constant joy. આમાં પણ અર્થની દૃષ્ટિએ 'a constant joy' એટલે કે 'આનન્દનું સાતત્ય' કરતાં 'a joy for ever' કરવાથી 'સનાતન આનન્દ' કહેવામાં છન્દોલયગત સૌન્દર્ય તો સિદ્ધ થાય જ છે, પણ એનું અર્થસૌન્દર્ય પણ વિશેષ રૂપ ધારણ કરે છે. કારણ કે 'a constant joy' એટલે કે 'આનન્દનું સાતત્ય' ખરું, પરન્તુ એ સાતત્ય સનાતન ના પણ હોઈ શકે, એ કોઈ ચોક્કસ સમયાવધિમાંનું સાતત્ય હોઈ શકે. જ્યારે 'a joy for ever' એટલે કે 'સનાતન આનન્દ' કહેવામાં 'સાતત્ય તો છે જ, પણ એ 'સાતત્ય' સનાતન છે એમ કહી અર્થનો વિસ્તાર, વ્યાપ સધાય છે. આ સભાનતા જ એની ગ્રીક રુચિ અને મિજાજની દ્યોતક છે. વળી, એમનું ગ્રીકપણું એમની કવિતાના નૈસર્ગિક આવિષ્કારમાં છે. એક પત્રમાં એઓ

આવી ચિત્તાવસ્થાને આશ્વાસક કોણ બને છે ?

'Tasting of flora and the country green,' પુષ્પાચ્છાદિત ગ્રામપ્રકૃતિની હરિયાળી તો આંખનો વિષય છે. એને 'tasting' કૃદન્ત વાપરી સ્વાદેન્દ્રિયનો વિષય બનાવી આપી છે. આમ, ઇન્દ્રિયવ્યત્યય પણ કીટ્સની કવિતામાંની ઇન્દ્રિય-ગ્રાહ્યતાનો એક વિશેષ છે. કીટ્સની ઇન્દ્રિયગ્રાહ્યતાના બીજાં બે સુન્દર દૃષ્ટાન્તો માણીએ. 'ધી ઇવ ઑવ્ સેન્ટ ઍગ્નિસ'માં સૂતેલી નાયિકાનું એ વર્ણન કરે છે :

*'And still she slept an azure-lidded sleep*
*In blanched linen, smooth and lavender'd'*

અહીં 'smooth' અને 'lavender'd' દ્વારા લિનન-વસ્ત્રની સુંવાળપ અને સુગન્ધ એટલે કે એ કાપડનો સ્પર્શ્ય અને ઘ્રાણ્ય અનુભવ કરાવી રહે છે. તો 'લૅમિઆ' નામક એમની કથાકાવ્યકૃતિમાં લૅમિઆ હજુ તો સર્પસ્વરૂપે છે તેનું કેવું ઇન્દ્રિયગ્રાહ્ય વર્ણન આપ્યું છે !

*'She was a gordian shape of dazzling hue,*
*Vermilion – spotted, golden, green, and blue*
*Striped like a zebra, freckled like a pard,*
*Eyed like a peacock, and all crimson barr'd,*
*And full of silver moons that, as she breathed,*
*Dissolved, or brighter shone, or in terwreathed*
*Their lustres with the gloomier tapestries.*

અહીં સૂતેલી સર્પિણી લૅમિઆનું રઙ્ગરેખાભર્યું અને અંઙ્ગાગનું ઝીણવટભર્યું અને કલ્પનારમ્ય ચિત્ર આપ્યું છે તે નેત્ર-સ્પર્શેન્દ્રિયને સન્તર્પક બની રહે છે. 'હાઇપેરીઅન'ના બીજા ખણ્ડમાંની આ વર્ણનાત્મક પઙ્ક્તિઓ પણ ઇન્દ્રિયગ્રાહ્યતાનો સારો નમૂનો બની રહે તેમ છે :

*'Scarce images of life, one here, one there,*
*Lay vast and edgeways, like a dismal cirque*
*Of Druid stones, upon a forlorn moor,*
*When the chill rain begins at shut of eve,*
*In dull November, and their chancel vault,*
*The Heaven itself, is blinded throughout night.'*

'ઓડ ટુ ધ ગ્રીશ્યન અર્ન'માં તે પાત્ર પરની ચિત્રાવલિને એક સુદીર્ઘ પ્રશ્નાવલિ દ્વારા કેવી ઇન્દ્રિયપ્રત્યક્ષ કરી આપી છે !

*'What leaf-fringed legend haunts about thy shape*
*Of deities or mortals, or of both,*
*In tempe of the dales of Arcady ?*
*What men or gods are these? What strugle to escape ?*
*What pipes and timbrels ? What wild ecstasy ?'*

'Leaf-fringed' દ્વારા આકાર' 'pursuit' અને 'esca e' જેવાં ક્રિયાપદોથી ગતિ' 'pipes' અને 'timbrels દ્વારા નાદ – એમ નેત્ર અને શ્રોત્રને પ્રત્યક્ષ કરી આપતા ચિત્રો અહીં પ્રશ્નશૈલીએ સર્જાયાં છે તે કીટ્સનો શૈલીવિશેષ પણ એમની કવિતામાં સૌન્દર્ય-નિર્મિતિ કરે છે. તો વળી, અહીં પ્રસ્તુત અવતરણોમાં જોઈ શકાશે કે છન્દોલય અને પ્રાસાનુપ્રાસ દ્વારા એમણે કેવી કર્ણરઞ્જકતા સિદ્ધ કરી છે !

'A Thing of beauty is a joy for ever' એમાં સૌન્દર્ય દ્વારા આનન્દનો સદૈવ સાક્ષાત્કાર કરનાર વસ્તુની જેમ કવિ કીટ્સની પોતાની કવનસૃષ્ટિ અનેક સૌન્દર્યસ્થાનો દ્વારા તેના ભાવક માટે સદૈવ આનન્દની જણસ બની રહી છે.



# કીટ્સની છન્દ પ્રતિભા



## નિરઞ્જન ભગત

કવિતામાં અરધોઅરધ – ક્યારેક તો અધઝાઝેરો અર્થ અવાજ દ્વારા પ્રગટ થાય છે. કવિતામાં અર્થ જેટલો જ અવાજનો મહિમા છે. કવિતામાં અવાજનો જેટલો મહિમા કરીએ એટલો ઓછો છે. બલવન્તરાયે કવિતાનું પદ્ય એ પ્રવાહી પદ્ય હોવું જોઈએ, અર્થાનુસારી પદ્ય હોવું જોઈએ એમ આગ્રહ કર્યો છે. એમાં એ'વું સૂચન છે કે પદ્ય અર્થાનુસારી ન હોય તો અર્થને હાનિ થાય, બલકે અર્થ પ્રગટ જ ન થાય. આમ, બલન્તરાયે કવિતામાં પ્રવાહી પદ્યનો, કવિતાના છન્દનો, લયનો, અવાજનો મહિમા કર્યો છે; અલબત્ત, ભલે અર્થને ખાતર કર્યો હોય પણ મહિમા અવશ્ય કર્યો છે. ઉમાશઙ્કરે કહ્યું છે, 'કાવ્યમાં તેમની (વિશ્વના સકલ માધુર્ય, કરુણા, ઉલ્લાસની) ઉપસ્થિતિ અઙ્કે સીધાં કવિવચનોનો ન કરું તેટલો વિશ્વાસ હું લયનો કરું. લય જૂઠું બોલે નહીં. લય એ કવિની શિરાઓમાં વહેતા લોહીની વસ્તુ છે.' આ પૂર્વે ઑડને નવોદિત કવિની કવિતાના સન્દર્ભમાં એ'વું વિધાન કર્યું છે કે નવોદિત કવિ શું કહે છે એનું અગત્ય નથી પણ એ છન્દમાં, લયમાં વિચારે છે કે નહિ એનું અગત્ય છે. નવોદિત કવિ એ છન્દમાં, લયમાં વિચારે તો સમજવું કે એ ભવિષ્યમાં કવિતા રચી શકશે. કવિતામાં છન્દના ધનુષ્યના અવાજની જ્યા પણછ તૂટી ન જાય ત્યાં સુધી જેટલી વધુમાં વધુ ખેંચાય એટલું શબ્દના અર્થનું શર વધુમાં વધુ દૂર જાય. આમ, કવિતામાં logos અને melosનો, meaning અને musicનો બન્નેનો એકસમાન મહિમા છે; અર્થ અને અવાજનો સમ્પૂર્ણ સંવાદ, તેની સમ્પૂર્ણ એકરૂપતા, એકરસતા; તેનું સમ્પૂર્ણ સાયુજ્ય અનિવાર્ય છે.

એટલું જ નહિ પણ પ્રત્યેક કવિને એનો આગવો અવાજ હોય એ પણ એટલું જ અનિવાર્ય છે. પ્રત્યેક કવિને એનું વિરલ વ્યક્તિત્વ હોય છે, એનું વિશિષ્ટ દર્શન હોય છે, એનો આગવો અર્થ હોય છે, કંઈક બિન-વિવાદાસ્પદ અથવા તો ઓછો વિવાદાસ્પદ શબ્દ યોજીએ તો એનો આગવો અનુભવ હોય છે એથી એનો આગવો અવાજ હોય એ અનિવાર્ય છે. કવિનો પ્રત્યેક શબ્દ અર્થ અને અવાજ સમેતનો શબ્દ એના વ્યક્તિત્વની મુદ્રાથી અઙ્કિત હોય એ અનિવાર્ય છે. કવિનો આગવો અવાજ એ જ એની ઓળખ છે. કવિનો પ્રત્યેક શબ્દ એની કવિપ્રતિભાનો સાક્ષી છે. કવિની પ્રત્યેક પઙ્ક્તિ એ કવિનો હસ્તાક્ષર છે. જે કવિને આ'વો આગવો અવાજ અને આગવો અર્થ નથી તે કવિ નામને ભાગ્યે જ પાત્ર હોય !

અર્વાચીન ગુજરાતી કવિતાના દોઢ સદીના ઇતિહાસમાં બાલાશઙ્કર, મણિશઙ્કર, બલવન્તરાય અને ન્હાનાલાલ એમની છન્દ–પ્રતિભા માટે પ્રસિદ્ધ છે. એમની એક પરમ્પરા છે. આ પરમ્પરામાં પછીના અનુકાલીન કવિઓ સુન્દરમ્, ઉમાશઙ્કર અને રાજેન્દ્રનું પ્રથમ પઙ્ક્તિમાં સ્થાન છે. અઙ્ગ્રેજી કવિતાના પાંચ સદીના ઇતિહાસમાં પણ કેટલાક મહાન કવિઓ એમની છન્દ-પ્રતિભા માટે પ્રસિદ્ધ છે. એમની પણ એક પરમ્પરા છે. આ પરમ્પરામાં સ્પેન્સર, મિલ્ટન, પોપ અને ટેનીસનની સાથે કીટ્સનું પણ પ્રથમ પઙ્ક્તિમાં સ્થાન છે.

કીટ્સે ૧૮૦૩-૧૮૧૧ના સમયમાં એનફીલ્ડ-માં ક્લાર્ક સ્કૂલમાં અભ્યાસ કર્યો હતો. ત્યારે સ્કૂલના હેડમાસ્ટરના પુત્ર ચાર્લ્સ કાઉડન ક્લાર્ક સાથે એની જીવનભરની મૈત્રી હતી. ૧૮૧૧-૧૮૧૫ના સમયમાં એડ્મન્ટનમાં ટૉમસ હેમન્ડના માર્ગદર્શનથી તબીબ-

એપોથેકરી – સર્જન તરીકે તાલીમ પ્રાપ્ત કરી હતી. પછી ૧૮૧૫માં લણ્ડન ગાઇસ અને સેન્ટ ટોમસીસ ઍમ બે હૉસ્પિટલોમાં તબીબી શાસ્ત્રનો વધુ અભ્યાસ કર્યો હતો અને ૧૮૧૬માં આ હૉસ્પિટલોમાંથી પરીક્ષા પસાર કરીને પ્રમાણપત્ર પ્રાપ્ત કર્યું હતું. આમ, ઍણે તબીબ તરીકેની કારકિર્દીની તૈયારી કરી હતી. પણ આ સમયમાં જ ૧૮૧૨માં એક દિવસ મિત્ર કલાર્કે ઍની સમક્ષ સ્પેન્સરના 'Epithalamion'નું વાચન કર્યું. આ હતો કીટ્સનો કવિતા પ્રત્યેનો પ્રથમ પ્રત્યાઘાત. ઍની જાદુઈ અસર અનુભવીને ઍણે સ્પેન્સરનું 'The Faerie Queene' વાંચવા માટે કલાર્ક પાસે માગ્યું, વાંચ્યું. તરત જ ૧૮૧૩માં ઍણે ઍનું પ્રથમ કાવ્ય 'Imitation of Spenser' રચ્યું. ૧૮૧૭માં ઍણે ઍનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'Poems' પ્રગટ કર્યો અને કહ્યું, 'I find I cannot exist without poetry – without eternal poetry – half the day will not do.' (મ્હને લાગે છે કે હું કવિતા વિના – શાશ્વત કવિતા વિના–નહિ જીવી શકું – અરધો દિવસ પણ નહિ.) આ હતી સ્પેન્સર દ્વારા કીટ્સની કાવ્યદીક્ષા. પછી ૧૮૧૮માં ઍણે મિલ્ટનની કવિતાની 'મિજબાની' ('Feasting upon Milton') માણી હતી. અને તરત જ ૧૮૧૮-૧૮૧૯માં ઍણે મિલ્ટનના 'Paradise Lost'ની પરમ્પરામાં બ્લૅઙ્ક વર્સમાં ઍનું સૌથી વધુ મહત્વાકાંક્ષી કાવ્ય 'Hyperion' રચ્યું હતું. આ લઘુલેખના વિષયના સન્દર્ભમાં કીટ્સનો આ અનુભવ, કીટ્સના કવિજીવનની આ ઘટનાઓ અત્યન્ત સૂચક છે.

કીટ્સની છન્દ–પ્રતિભા વિશે આમ તો સ્વતન્ત્ર ગ્રન્થ – બલકે ગ્રન્થો રચી શકાય. Ridleyના 'Keats' craftsmanship' જેવા એકાધિક ગ્રન્થો રચાયા પણ છે. કીટ્સની છન્દ–પ્રતિભાના નવનવોન્મેષોનાં અસઙ્ખ્ય ઉદાહરણો આપીં શકાય. આ લઘુલેખમાં બે જ ઉદાહરણ બસ છે. એ પરથી પણ કીટ્સની છન્દ–પ્રતિભાનો અણસાર આવી શકે છે.

૧૮૧૭માં કીટ્સે પઞ્ચગણ યુગ્મો (five-foot-couplets)માં ઍનું પ્રથમ દીર્ઘ કથાકાવ્ય 'Endymion' રચ્યું. ઍની પ્રથમ પઙ્ક્તિનો અસલ પાઠ આ પ્રમાણે હતો :

A thing of beauty is a constant joy.

પછી ૧૮૧૮માં કીટ્સે જ્યારે આ કાવ્યનું પ્રકાશન કર્યું ત્યારે એમાં આ પ્રમાણે પાઠાન્તર, પાઠપરિવર્તન કર્યું :

A thing of beauty is a joy for ever.

કીટ્સે આ પાઠાન્તર શા માટે કર્યું એ વિશે કોઈ ઉલ્લેખ કર્યો નથી, કોઈ ખુલાસો કર્યો નથી. (અહીં નોંધવું જોઈએ કે કીટ્સે ઍના પત્રોમાં 'Hyperion'નું પુર્નલેખન શા માટે કર્યુ એ વિશે ઉલ્લેખો કર્યા છે, ખુલાસા કર્યા છે. હમણાં જ જોયું તેમ ૧૮૧૮-૧૮૧૯માં ઍણે મિલ્ટનના 'Paradise Lost'ની પરમ્પરામાં બ્લૅઙ્કક વર્સમાં 'Hyperion' રચ્યું. પણ પછી તરત જ ૧૮૧૯માં ઍણે ડૅન્ટિના 'The Divine Comedy'ની પરમ્પરામાં બ્લૅઙ્ક વર્સમાં ઍનું 'The Fall of Hyperion'માં પુર્નલેખન કર્યું હતું. આ બે કાવ્યોની સરખામણી કરવાથી વસ્તુવિષય અને શૈલીસ્વરૂપ બન્નેના સન્દર્ભમાં ઍણે આ પુર્નલેખન કર્યું હતું એ સ્પષ્ટ થાય છે. આમ, આ પુર્નલેખન શા માટે કર્યું એના અનેક કારણો હશે, પણ ઍમાંના એક કારણ વિશે ઍણે ઍના પત્રોમાં ઉલ્લેખો કર્યા છે, ખુલાસા કર્યા છે. મિલ્ટન અઙ્ગ્રેજી ભાષામાં અઙ્ગ્રેજી ભાષા જાણે કે લૅટિન ભાષા ન હોય એમ લૅટિન ભાષાના વ્યાકરણની વ્યુત્ક્રમયુક્ત વાક્યરચના યોજે છે. લૅટિન ભાષામાં વિભક્તિના પ્રત્યયો છે. એથી ઍનું વિશિષ્ટ વ્યાકરણ છે, ઍમાં વ્યુત્ક્રમયુક્ત વાક્યરચના છે. અઙ્ગ્રેજી ભાષામાં વિભક્તિના પ્રત્યયો નથી. એથી ઍના વ્યાકરણમાં લૅટિન ભાષામાં હોય એ'વી વ્યુત્ક્રમયુક્ત વાક્યરચના ન હોય. છતાં મિલ્ટન અઙ્ગ્રેજી ભાષામાં લૅટિન ભાષામાં હોય એવી વ્યુત્ક્રમયુક્ત વાક્યરચના

યોજે છે. એને Miltonism અથવા Latinism કહેવાય છે. કીટ્સે 'Hyperion'માં આ Miltonism અથવા Latinism વારંવાર યોજ્યા હતા. પરિણામે 'Hyperion'માં અઙ્ગ્રેજી ભાષાના સ્વરૂપનો કંઈક હ્રાસ થયો હોય એ'વું એણે અનુભવ્યું હતું. એથી એને આ Miltonism અથવા Lalinismનો પરિહાર કરવો હતો. આ કારણે એણે 'The Fall of Hyperion'માં 'Hyperion'નું પુર્નલેખન કર્યું હતું. એક પત્રમાં એણે લખ્યું છે, 'I have given up 'Hyperion' – there were too many Miltonic inversions in it – Miltonic verse cannot be written but in an artful, or rather artist's humour. I wish to give myself up to other sensations. English ought to be kept up.' (મ્હેં 'હાઇપેરિઅન' ત્યજી દીધું છે – એમાં ઘણા બધા મિલ્ટનશાઈ વ્યુત્ક્રમો હતા. કલાત્મક-કલાકારની વિનોદવૃત્તિ વિના મિલ્ટનશાઈ પદ્ય રચી ન શકાય. મ્હને અન્ય પ્રકારનાં સંવેદનોનો અનુભવ કરવાની ઇચ્છા છે. અઙ્ગ્રેજી ભાષાનું સ્વરૂપ સચવાવું જોઈએ.) પછીથી એક પત્રમાં તો એ ચીખી ઊઠ્યો છે, 'There is death in Milton' (મિલ્ટનમાં મૃત્યુ છે.) આપણા યુગમાં પાઉન્ડ અને એલિયટે પણ નોંધ્યું છે કે મિલ્ટને અઙ્ગ્રેજી ભાષા લખી નથી. તો ભલે કીટ્સે આ પાઠાન્તર શા માટે કર્યું એ વિશે કોઈ ઉલ્લેખ ન કર્યો હોય, કોઈ ખુલાસો ન કર્યો હોય, પણ એણે આ પાઠાન્તર કર્યું એનું કોઈ કારણ તો અવશ્ય હોવું જ જોઈએ. નહિ તો એણે આ પાઠાન્તર કર્યું જ ન હોત. પાઠાન્તર કર્યું એનો અર્થ જ એ કે એને અસલ પાઠથી સન્તોષ નહિ થયો હોય, એને અસલ પાઠ અપર્યાપ્ત લાગ્યો હશે, અસફળ લાગ્યો હશે.

કીટ્સે અસલ પાઠમાં જે પઙ્ક્તિ છે એના પૂર્વાર્ધમાં કોઈ પાઠાન્તર કર્યું નથી. પણ એના ઉત્તરાર્ધમાં 'constant joy'નું 'joy for ever' એ'વું પાઠાન્તર કર્યું છે. અસલ પાઠમાં અને પાઠાન્તરમાં બન્નેમાં શબ્દોનો અર્થ, વાચ્યાર્થ, શબ્દકોશના અર્થ પ્રમાણેનો અર્થ, logos, logical meaning તો એકસમાન છે. તો પછી કીટ્સે આ પાઠાન્તર શા માટે કર્યું હશે ! કાવ્યનું ઉપાદાન શબ્દ અને શબ્દના બે ગુણ અર્થ અને અવાજ. અસલ પાઠમાં અને પાઠાન્તરમાં શબ્દોનો અર્થ ભલે એકસમાન છે પણ અવાજ એકસમાન નથી. એથી હમણાં જ જોઈશું તેમ અસલ પાઠમાં અને પાઠાન્તરમાં શબ્દોના અર્થ, અવાજના સન્દર્ભમાં શબ્દોનો અર્થ, ધ્વન્યાર્થ, અવાજમાં જે અર્થ છે તે અર્થ, melos, musical meaning એકસમાન નથી. અન્ય શબ્દોમાં કહેવું હોય તો અસલ પાઠના શબ્દોમાં અર્થ અને અવાજ એકરૂપ એકરસ નથી, એમનો સમ્પૂર્ણ સંવાદ નથી, એમનું સમ્પૂર્ણ સાયુજ્ય નથી. જ્યારે પાઠાન્તરના શબ્દોમાં અર્થ અને અવાજ એકરૂપ એકરસ છે, એમનો સમ્પૂર્ણ સંવાદ છે, એમનું સમ્પૂર્ણ સાયુજ્ય છે. અસલ પાઠમાં શબ્દોના અવાજ દ્વારા શબ્દોમાં જે અર્થ છે તે અર્થ પ્રગટ થતો નથી – બલકે એથી વિરોધી અર્થ પ્રગટ થાય છે. પાઠાન્તરમાં શબ્દોના અવાજ દ્વારા શબ્દોમાં જે અર્થ છે તે અર્થ પ્રગટ થાય છે.

અસલ પાઠમાં જે પઙ્ક્તિ છે અને પાઠાન્તરમાં જે પઙ્ક્તિ છે એ બન્ને પઙ્ક્તિમાં એકનો એક છન્દ છે. iambic pentameter – પાંચ આયમ્બ (x/) ગણનો છન્દ. અસલ પાઠમાં જે પઙ્ક્તિ છે એનું છન્દવિશ્લેષણ (scansion), એનો પદવિન્યાસ આ પ્રમાણે થાય :

*A thing | of beau | ty is | a con | stant joy*

પાઠાન્તરમાં જે પઙ્ક્તિ છે એનું છન્દવિશ્લેષણ આ પ્રમાણે થાય :

*A thing | of beau | ty is | a joy | for ever*

અસલ પાઠની પઙ્ક્તિમાં 'constant' શબ્દ છે.

પાઠાન્તરની પઙ્ક્તિમાં એને સ્થાને એ જ અર્થના 'for ever' શબ્દો છે. અસલ પાઠની પઙ્ક્તિ 'joy'ની પહેલાં 'constant' શબ્દ છે. પાઠાન્તરમાં પછી 'for ever' શબ્દો છે. આમ કીટ્સે પાઠાન્તરમાં શબ્દપરિવર્તન અને શબ્દક્રમનું પરિવર્તન કર્યું છે. પરિણામે પૂર્વોક્ત છન્દવિશ્લેષણથી સ્પષ્ટ થાય છે તેમ પાઠાન્તરની પઙ્ક્તિમાં ગણવિકલ્પ (modulation) છે. (અઙ્ગ્રેજી ભાષાના પિઙ્ગળમાં આ ગણવિકલ્પને અવકાશ છે. અહીં માત્ર એટલું જ નોંધવું પ્રસ્તુત છે. એથી વિશેષ નોંધવું હોય તો ગણવિકલ્પ એ ભાષાના પિઙ્ગળનો આત્મા છે, એથી એ પિઙ્ગળના સમગ્ર ઇતિહાસનું આલેખન કરવાનું થાય.) અસલ પાઠની પઙ્ક્તિને અન્તે, છન્દને અન્તે આયમ્બ ગણ છે. ઍમાં બે શ્રુતિ (syllable) હોય છે. ઍમાં પહેલી શ્રુતિ પર ભાર (accent, stress) હોતો નથી અને બીજી શ્રુતિ પર ભાર હોય છે. એથી અસલ પાઠની પઙ્ક્તિના પઠનમાં પઙ્ક્તિને અન્તે, છન્દને અન્તે શ્રુતિ પર ભાર છે ઍને કારણે અવાજનો જાણે કે અન્ત આવે છે, અવાજ જાણે કે સાન્ત છે, અનન્ત નથી, શાશ્વત નથી એવો અનુભવ થાય છે. આમ, અસલ પાઠની પઙ્ક્તિના શબ્દોમાં જે અર્થ છે કે સુન્દર વસ્તુ એ અનન્ત આનન્દ છે. શાશ્વત આનન્દ છે, એ અર્થ અવાજ દ્વારા પ્રગટ થતો નથી. ઊલટાનું સુન્દર વસ્તુ એ સાન્ત આનન્દ છે, ક્ષણિક આનન્દ છે. એ'વો વરોધી અર્થ અવાજ દ્વારા પ્રગટ થાય છે. પાઠાન્તરની પઙ્ક્તિમાં પઙ્ક્તિને અન્તે, છન્દને અન્તે એમ્ફિબ્રાક (amphi-brack) ગણ છે. ઍમાં ત્રણ શ્રુતિ હોય છે. ઍમાં પહેલી અને ત્રીજી શ્રુતિ પર ભાર હોતો નથી. બીજી શ્રુતિ પર ભાર હોય છે, એથી પાઠાન્તરની પઙ્ક્તિના પઠનમાં પઙ્ક્તિને અન્તે, છન્દને અન્તે શ્રુતિ પર ભાર નથી ઍને કારણે અવાજ fade out થાય છે. અવાજ જાણે કે, કાળમાં, અનન્ત કાળમાં શાશ્વત કાળમાં વહ્યે જાય છે, અવાજ જાણે કે અનન્ત છે, શાશ્વત છે એ'વો અનુભવ થાય છે. આમ, પાઠાન્તરની પઙ્ક્તિના શબ્દોમાં જે અર્થ છે કે સુન્દર વસ્તુ એ અનન્ત આનન્દ છે, શાશ્વત આનન્દ છે એ અવાજ દ્વારા પ્રગટ થાય છે. અસલ પાઠની પઙ્ક્તિ રચ્યા પછી કીટ્સને એ પઙ્ક્તિમાં અર્થ અને અવાજમાં જે વિસંવાદ છે, વિસઙ્ગતિ છે એથી અસન્તોષ થયો હશે અને પાઠાન્તર કર્યું હશે. પાઠાન્તરની પઙ્ક્તિમાં અર્થ અને અવાજ એકરૂપ એકરસ છે, ઍમનો સમ્પૂર્ણ સંવાદ છે ઍમનું સમ્પૂર્ણ સાયુજ્ય છે. આ પાઠાન્તર એ કીટ્સની છન્દ-પ્રતિભાનું દ્યોતક છે, આ પાઠાન્તરમાં કીટ્સની છન્દ-પ્રતિભાની પ્રતીતિ થાય છે.

૧૮૧૯માં કીટ્સે બૅલડ છન્દ (ballad meter)માં ઍનું એક માત્ર 'સાહિત્યિક બૅલડ' (literary ballad) 'La Belle Dame Sans Mercie' રચ્યું (અઙ્ગ્રેજી ભાષાની કવિતામાં બૅલડ એ મધ્યકાલીન લોકવૃત્તની પરમ્પરાનું કાવ્યસ્વરૂપ છે. બૅલડ એ કોઈ એક અનામી કવિની કૃતિ હોય અથવા સમગ્ર સમાજની સામૂહિક કૃતિ હોય. પણ કોઈ કવિવિશેષ બૅલડ રચે ત્યારે ઍને Literary ballad – સાહિત્યિક બૅલડ કહેવાય છે.) ઍમાં જે છન્દ છે તે પરમ્પરાગત બૅલડનો છન્દ – ballad meter છે. બૅલડ છન્દનું સ્વરૂપ આ પ્રમાણે છે : ઍમાં ચાર પઙ્ક્તિનો શ્લોક હોય છે. ઍમાં પહેલી અને ત્રીજી પઙ્ક્તિમાં ચાર આયમ્બ ગણ (iambic tetrameter) હોય છે; બીજી અને ચોથી પઙ્ક્તિમાં ત્રણ આયમ્બ ગણ (iambic trimeter) હોય છે. આમ, ઍમાં કુલ ચૌદ આયમ્બ ગણ હોય છે. ઍમાં પહેલી અને ત્રીજી પઙ્ક્તિમાં પ્રાસ હોતો નથી, બીજી અને ચોથી પઙ્ક્તિમાં પ્રાસ હોય છે. ગણ માટે આંકડા અને પ્રાસ માટે અક્ષરની સંજ્ઞામાં ઍનું સ્વરૂપ આ પ્રમાણે છે :

૪A, ૩B, ૪C, ૩B

'લા બેલ દામ સાં મેર્સિ'માં કીટ્સે બૅલડ છન્દના પરમ્પરાગત સ્વરૂપમાં પરિવર્તન કર્યું છે, બૅલડ છન્દની પુનઃ રચના કરી છે. કીટ્સે આ પરિવર્તન શા

માટે કર્યું, આ પુનઃરચના શા માટે કરી એ વિશે કોઈ ઉલ્લેખ કર્યો નથી, કોઈ ખુલાસો કર્યો નથી. પણ એણે આ પરિવર્તન કર્યું, આ પુનઃ રચના કરી એ'નું કોઈ કારણ તો હોવું જ જોઈએ. નહિ તો એણે આ પરિવર્તન કર્યું જ ન હોત ! આ પુનઃ રચના કરી જ ન હોત !

'લા બેલ દામ સાં મેર્સિ'નો પ્રથમ શ્લોક આ પ્રમાણે છે :

'O what can ail thee, knight-at-arms,
Alone and palely loitering?
The sedge has withered from the lake,
And no birds sing.'

આ શ્લોકમાં પહેલી અને ત્રીજી પઙ્ક્તિમાં ચાર આયમ્બ ગણ છે. પણ બીજી પઙ્ક્તિમાં પણ ચાર ગણ છે અને ચોથી પઙ્ક્તિમાં બે ગણ છે. પહેલી અને ત્રીજી પઙ્ક્તિમાં પ્રાસ નથી, બીજી અને ચોથી પઙ્ક્તિમાં પ્રાસ છે. આમ, આ શ્લોકમાં કીટ્સે પ્રાસરચનામાં કોઈ પરિવર્તન કર્યું નથી. પહેલી અને ત્રીજી પઙ્ક્તિમાં પણ કોઈ પરિવર્તન કર્યું નથી. પણ બીજી અને ચોથી પઙ્ક્તિમાં પરિવર્તન કર્યું છે. બીજી અને ચોથી પઙ્ક્તિનું છન્દવિશ્લેષણ આ પ્રમાણે છે :

x / | x / | x / | x x
*Alone | and pale | ly loi | tering*

x / | / /
*And no | birds sing*

બીજી પઙ્ક્તિમાં ચાર ગણ (tetrameter) છે અને ચોથી પઙ્ક્તિમાં બે ગણ છે (dimeter) છે. ગણ માટે આંકડા અને પ્રાસ માટે અક્ષરની સંજ્ઞામાં આ શ્લોકનું સ્વરૂપ આ પ્રમાણે છે.

૪A, ૪B, ૪C, ૨B

એનો અર્થ એ કે કીટ્સે બીજી અને ચોથી પઙ્ક્તિમાં પરિવર્તન કર્યું છે. બીજી પઙ્ક્તિમાં એક ગણની વૃદ્ધિ છે અને ચોથી પઙ્ક્તિમાં એક ગણની અપવૃદ્ધિ છે. શ્લોકમાં કુલ ચાર પઙ્ક્તિ અને ચૌદ ગણ છે. આમ, કીટ્સે પઙ્ક્તિ સઙ્ખ્યા અને ગણસઙ્ખ્યામાં કોઈ પરિવર્તન કર્યું નથી. સમગ્ર શ્લોકની સંવાદિતામાં કોઈ પરિવર્તન કર્યું નથી. કીટ્સે શ્લોક સમગ્રની સંવાદિતા તો સિદ્ધ કરી જ છે. માત્ર બીજી અને ચોથી પઙ્ક્તિની ગણસઙ્ખ્યામાં પરિવર્તન કર્યું છે, શ્લોકમાં આન્તરિક પરિવર્તન કર્યું છે એટલે કે ચોથી પઙ્ક્તિમાંથી એક ગણનું બીજી પઙ્ક્તિમાં સ્થળાન્તર કર્યું છે. આ શ્લોકના પઠનમાં ચોથી પઙ્ક્તિમાં ત્રણ ગણને સ્થાને બે ગણ છે એથી ત્રીજા ગણની અપેક્ષા રહે છે. પણ ત્રીજા ગણનું અનસ્તિત્વ છે, એની અનુપસ્થિતિ છે, એથી એમાં અવાજના અભાવનો અનુભવ થાય છે. ચોથી પઙ્ક્તિના શબ્દોમાં જે અર્થ છે કે કોઈ પક્ષી ગાતાં નથી એટલે કે અરવતા, નીરવતા, મૌન, શાન્તિ છે એ આ અવાજના અભાવ દ્વારા પ્રગટ થાય છે. આમ, ચોથી પઙ્ક્તિમાં શબ્દોનો અર્થ અવાજ દ્વારા – અવાજના અભાવ દ્વારા પ્રગટ થાય છે. આમ, શ્લોકના આ પરિવર્તન, છન્દની આ પુનઃરચનાને કારણે શ્લોકની ચોથી પઙ્ક્તિમાં અર્થ અને અવાજ એકરૂપ, એકરસ છે, એમનો સમ્પૂર્ણ સંવાદ છે, એમનું સમ્પૂર્ણ સાયુજ્ય છે. આ પરિવર્તન એ કીટ્સની છન્દ-પ્રતિભાનું દ્યોતક છે, આ પરિવર્તનમાં કીટ્સની છન્દ-પ્રતિભાની પ્રતીતિ થાય છે.

આમ, આ પાઠાન્તર અને આ પરિવર્તન એ કીટ્સની છન્દ-પ્રતિભાનો ચમત્કાર છે !





# કીટ્સ અને 'કલાપી'

## 'સુખમય અજ્ઞાન'નો એક કિસ્સો



દિગીશ મહેતા

આમ તો કલાપીનું element, તેમનો મિજાજ, એ કીટ્સનો નથી. વિસ્મરણ અને મૃત્યુ એ બે અવસ્થાઓ પ્રત્યેનું આકર્ષણ બન્નેમાં છે, પણ જે રીતે કીટ્સને એનું આકર્ષણ છે તે જ રીતે કલાપીમાં નથી. કીટ્સ એ આમેય ચિત્તાવસ્થાઓ 'states of sensuousness'ના કવિ છે. એમના ઉદ્ગાર એ ભાગ્યે જ સહજ ઉદ્ગાર હોય છે, જ્યારે કલાપી સહજ ઉદ્ગારના કવિ છે. આ'નો અર્થ એમ નથી કે કલાપીમાં બૌદ્ધિક પ્રક્રિયા, જેને એલિયટ thinking કહે છે, તે ઓછી છે. કીટ્સમાં તો આ જાતની પ્રક્રિયા, ખાસ કરીને તેમની શ્રેષ્ઠતમ કૃતિઓ જેમ કે odesમાં, પઙ્ક્તિએ પઙ્ક્તિએ રસાયલી છે. પણ એ પ્રક્રિયા જે રીતે ચાલે છે, જે રીતે શબ્દ, પઙ્ક્તિ, કણ્ડિકા, કાવ્ય સમગ્ર એમ આખીય કૃતિના દેહને ઘાટ આપે છે, તે જ રીતે કલાપીમાં નથી બનતું, જુદી રીતે બને છે. કલાપીનાં લાંબાં કાવ્યોમાં પણ આવર્તનો આવે છે, જેમ કીટ્સમાં પણ કલાપીનો મુખ્ય તન્તુ કથનાત્મક narrativeનો હોય છે, એક પ્રકારના ઊંડે ઊંડે ચાલતા ચિન્તનનો નહીં. કલાપી છન્દોલયની મદદથી આવર્તનો સાધે છે, જ્યારે કીટ્સ તાર્કિક સાંકળીથી.

કલાપીનું 'જન્મદિવસ શીર્ષકનું એક કાવ્ય છે. 'ત્રેવીસ વર્ષ મહીં સ્વપ્ન અનેક વીત્યાં,' — એમ શરૂ થતું. પાછું ફરીને જોવાની એમાં મુદ્રા છે. અને આમ પાછા ફરી, પાછળ વળી જોવું, જોયા કરવું, તે ભઙ્ગિ પર જ રોમેણ્ટિક કવિકર્મની મહોર છે. વર્ડ્ઝવર્થ એનો મુખ્ય પ્રયોજક છે. કદાચ એમ કહી શકાય કે ગુજરાતી સંવેદનાએ રોમેણ્ટિક કવિઓ પાસેથી શીખેલી એ શૈલી છે. પણ કલાપી સુધી આવતાં એ પાછા ફરી જોવાની આખીય ચેષ્ટામાં કંઈ કેટલાય બધા સંસ્કારગત નવા પહલૂઓ ઉમેરાય છે. આ બધી દૃષ્ટિએ 'જન્મદિવસ' 'કાવ્ય જરા વધુ ધ્યાનથી જોવા જેવું છે. પણ આપણને અત્યારે તો કીટ્સ સાથે નિસ્બત છે તો તેમાં કલાપી એક સ્થળે લખે છે :

*આ ઝિન્દગી દુખભરી મુજને મળી કાં ?*
*માગી હતી નવ અને નવ રાખવી છે !*
*શ્રદ્ધા રહી રસ મહીંય કશી મ્હને ના !*
*અન્ધાર મૃત્યુ મધુરૂં મધુરૂં દિસે છે !*

આ આખાય શ્લોકની શૈલી, ખાસ કરીને ચોથી પઙ્ક્તિનું 'અન્ધાર મૃત્યુ', એ તરત જ કીટ્સ, તેની મૃત્યુ વાઞ્છના, મૃત્યુખેવના તરફ લઈ જાય. પણ આખરે, આખરે કલાપી માટે આ પઙ્ક્તિઓ લખતાં, મૃત્યુ એ સર્વજન માટે નિર્માયલી એક વૈશ્વિક સ્થિતિ અને સ્થિતિ માત્ર – છે. એ નાડીના ધબકાર પર ઝીલેલો બોજ નથી, જેમ કીટ્સમાં છે. આથી કલાપીનો કાવ્યોદ્ગાર ઓછો તીવ્ર કે ઓછો ઊર્મિશીલ છે એમ કહેવું નથી. માત્ર એટલું કે ઉપરથી એટલું બધું સામ્ય દેખાવા છતાં કલાપીનું મૃત્યુસંવેદન અલગ છે. અલબત્ત, આ વાતને અને બન્ને કવિઓની જીવનકહાનીઓને, તેમની આપવીતીઓને સમ્બન્ધ છે.

કીટ્સની બાજુમાં મૂકતાં કલાપીમાં જે દેખાય છે તે તેમની શારીરિક તાજગી, તેમનામાં શારીરિક રીતે ગતિ કરવાની ઉત્તેજનાનો આનન્દ, ખુલ્લા ઊઘડતા આકાશની લહેરખી, એની સુરખી — એ બધું છે. કીટ્સમાં ઇન્દ્રિય સંવેદનોના ઘૂંટાયલા સ્પર્શો, સુગન્ધો એમ અનેક ઇજનો છે, પણ એ બધા પર એ અસ્થાયી હોવાની કાલિમા છે, ફેર છે :

*નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં,*
*હૃદય મુજ ઘડાયું અન્ય કો વિશ્વ માટે !*

કલાપીની આ જાણીતી પઙ્ક્તિઓ છે, જે નિર્વેદ, વિફલતાના પડઘા કીટ્સમાં પણ એકથી વધારે વખત પડઘાયા છે.

શું કલાપીને કે કીટ્સને આ વિશ્વ અકારું લાગ્યું છે ? પણ એ નિર્વેદ કે દુ:ખનો સ્વાદ — કે આસ્વાદ — લેવાના બન્નેના નિયમો જુદા છે. બન્ને ઊર્મિકાવ્ય લખતા હોવા છતાં, કીટ્સનો ઉદ્ગાર જાણે વધુ તીવ્ર, વધુ અજંત, વધુ પોતીકો છે. કલાપીનો ઉદ્ગાર પોતાની રીતે સાચો હોવા છતાં વધુ શૈલીના અંશોવાળો, નમનીય, પ્રશિષ્ટ, ઓછો રોમૅણ્ટિક રીતિનો છે. આ ભેદમાં ઇંગ્લિશ અને ગુજરાતી કાવ્યપ્રણાલીના ભેદ છતા થાય છે.

કલાપીનું એક 'વિષપાન' શીર્ષકનું કાવ્ય છે :

*અહો ઘોળી પીધું મધુર વિષપ્યાલું પ્રિય સખા !*
*હવે હું ભૂલું છું જગત સઘળું તે લહરીમાં !*
*ધીમે ધીમે મૂર્ચ્છા મુજ મગજને ચુમ્બન કરે,*
અહા ! હું ગાતો તે અનુભવી શકું છું સુખ હવે. દેખીતી રીતે કીટ્સની Ode to a Nightingaleનું સ્મરણ થાય, જેમાં નાઇટિંગેલનું ગીત સાંભળી થતા સઘન આનન્દના સંવેદનને ઝીલવા જતાં કવિને સુરાપાન, વિષપાન, મૃત્યુ એ'વા તીવ્રતમ અનુભવોની ઝાંખી થાય છે. લાગણીની આ'વી તીવ્રતમ અવસ્થાઓને સ્મરવાની, સેવવાની, celebrate કરવાની વૃત્તિ એટલે જ રોમૅણ્ટિસિઝમ, કૌતુકવાદ એ'વું ઝડપથી સમીકરણ કરવા લલચાઈએ પણ શબ્દના, ઉદ્ગારના, લયના અને છેલ્લે તો આ બધામાં ઘોળાતા સંસ્કારના ભેદોને સાંભળીએ તો આ'વા કોઈ પણ તત્કાલના સમીકરણને તોડી, ખોલી, એની અન્દરના સાંધા — પૂર્જાની મેળવણી — ગોઠવણી કરી જોઈ જવાની ઇચ્છા થાય. કાવ્યપદાર્થને પામવાની આ રીત પણ કાયદેસરની છે.

અહીં જે અપૂર્વ રમણીય કિસ્સા તરફ ધ્યાન દોરવાનો પ્રયત્ન છે તે એ છે કે આમ તો કલાપીને કીટ્સનું એટલું વળગણ નથી જેટલું વર્ડ્ઝવર્થનું છે. બીજી રીતે જોઈએ તો એ શૈલીની વધુ નજીક છે, કીટ્સની નહીં. અને છતાં જ્યારે કલાપી કીટ્સમાંથી ભાષાન્તર કરવા સુધીની અસર ઝીલ્યાની સાબિતી આપે છે, ત્યારે કીટ્સનું એક ખૂબ જ વિલક્ષણ કાવ્ય પસન્દ કરે છે જેથી આપણને તાજુબ થાય કે કંઈ નહીં ને કીટ્સનું આ કાવ્ય ક્યાંથી તેમની નજરે ચઢ્યું ? કવિ-કવિ વચ્ચે કેવી આપ-લે ચાલતી હોય છે તેનું આ વિચારપ્રેરક ઉદાહરણ છે.

કીટ્સનું 'In a Drear Nighted December' નામક કાવ્ય છે. કીટ્સ એમાં બહુ બહુ વિલક્ષણ વાત મૂકે છે. એ કહે છે કે ચેતન કરતાં જડની સ્થિતિ સારી છે. ડિસેમ્બરની વેરાન રાતમાં સુકાઈ જઈ બળી બેઠેલા વૃક્ષની ડાળીને એટલું સુખ તો છે કે તેને વસન્તની યાદ જ નથી, તેને સ્મૃતિ જ નથી. તે જે પળે જે કાંઈ છે, તે છે. અને આ'વું જ વહેતા ઝરણાનું. શિશિરમાં બરફ થઈ થીજી જતા ઝરણાને સૂર્યની આંચ અડે અને એ હૂંફાળા સ્પર્શે પોતે પીગળી અને વહી રહે, એ અવસ્થાની સ્મૃતિ જ નથી. એ એક શક્યતા તરીકે પણ તેને સતાવતી નથી, કેમ કે એ અ-ભાવઅવસ્થા જ એની સામાન્ય સહજ અવસ્થા છે.

નિસર્ગનું આ અ-ભાનપણું જોઈ કીટ્સને પોતાનું માનવી તરીકે સભાનપણું રંજાડી જાય છે. આ'વું અભાનપણું માનવીને પણ વરદાનમાં મળ્યું હોત તો ? કેટકેટલી દુ:ખાવસ્થાઓમાંથી બચી રહેત ? પણ છે કોઈ એ'વું જેને વિગત આનન્દનાં સ્મરણ ન સતાવતાં હોય ? એ'વું સ્મરણ એ જ તો શિક્ષા છે. એ માનવ-પણાનો... અને કીટ્સ એને The feel of not to feel it – એ ન અનુભવવાનો અનુભવ, એ ન feel કર્યાનો feel એ અ-ભાવના ભાવ — એમ એક અનન્ય પઙ્ક્તિમાં એક સફુલ સંવેદન કહેડારી આપે છે.

આ કાવ્યને વાંચી કલાપીએ તેના કરેલા ભાષાન્તર તરફ ફરતાં શિખરિણીનો જાદુ જડી આવે. એનાથી કાવ્ય અને તેમાંનું વિલક્ષણ સંવેદન જે મૂળ કીટ્સમાંથી કવિએ ઝીલ્યું છે તેના પર જાણે કે એક સમગ્ર પ્રશિષ્ટ ઢોળ ચઢ્યા જેવું લાગે. લય છે, માધુર્ય છે, ચમત્કૃતિ છે, કલાપી છે એટલે ઊર્મિની વેધકતા છે, આખાય તર્કની વ્યાપક સર્વગ્રાહી પકડ છે, બૌદ્ધિક ધાર ચઢાવેલી છે -- બધું જ છે પણ કીટ્સના 'In a Drear Nighted Deember'ના કરતાં કંઈક જુદી જ કૃતિ લખાઈ ગઈ છે.

કીટ્સનું diction એટલું જ સંસ્કૃત છે, જેટલું કલાપીનું. કીટ્સ અપોલોનો ઉલ્લેખ કરે છે તો કલાપી પ્રભુનો. કીટ્સ કાવ્યાત્મક અને હવે સમકાલીન ભાષાથી દૂર વસતા વિશિષ્ટ પ્રયોગો કરે છે; budding at the prime તો કલાપી પણ તરુ, વૃક્ષ, ઝળહળિત કાન્તિ એમ કહે છે. બન્ને કવિકર્મને પ્રધાન ગણી વિશિષ્ટ વાણીનો આશ્રય મુક્ત મનથી લે છે છતાં પણ કીટ્સનું કાવ્ય તેની પ્રણાલીમાં પણ ઊંડું ચાલતું કાવ્ય છે, અને The feel of not to feel it -- સુધી આવતાં તો એક અનન્ય દાર્શનિક અનુભૂતિને પ્રથમ વાર જ વાચા આપવાનું શ્રેય, તે રીતના શેક્સ્પિયર પ્રકારના સાહસની ધાર પર રમવા માંડે છે. આ'ની સરખામણીમાં, કલાપી માટે આ કાવ્ય લખવું એ એક મજાનું હોમ-વર્ક જ રહે છે, જે જરા ફરીથી વાંચી જવાથી અનેક ભેદો છતા થતા રહે છે.

કીટ્સનું તો જે થવાનું હોય તે થાય પણ આપણને કલાપી વિશે કુતૂહલ થાય કે એમનું સંવેદન-તન્ત્ર કેવી રીતે ચાલતું હશે. જરા ઝડપથી જોઈએ તો એ કેર્પુ, ગોલ્ડસ્મીથ, ગટે, ન્યૂમેન, ટેનીસન, ટૉમ-મૂર, શેલી, આર્નલ્ડ, મિસિસ બ્રાઉનિંગ, વર્ડ્ઝવર્થ એમ કેટલીય જગ્યાએથી પ્રેરણા લે છે, કંઈ ને કંઈ અસરો ઝીલે છે. આ બધા વચ્ચે કીટ્સ, અને કીટ્સનું In a Drear Nighted December જેવું કાવ્ય ? કોઈ તાળો મળે છે ? તુલનાત્મક સાહિત્યના અભ્યાસીને એમ થાય કે કદાચ સુખમય અજ્ઞાન એ જ સર્વોત્તમ અવસ્થા છે !





# કાવ્યાનુવાદ

અનુ. રાજેન્દ્ર શાહ



## Ode to a Nightingale

## એક બુલબુલને

(લાવણી)

હૃદય સોંસરી એક વેદના અને ચેતનાબધિર સર્વ મુજ ભાવ,
કેમ ન જાણે ઘેન ચડવતું તેજ ન કોઈ ઓસડ લીધું હમણાં,
અથવા તો મ્હેં ઘડી પહેલાં અફીણ હળવું દીધ રેડી રગરગમાં,
જે થકી વિસ્મૃતિ-વૈતરણીમાં ગયો ઊતરી હોઉં ન એમ જણાય !
ત્હારાં સુખને સહું ન, એ'વા કોઈ કારણે દશા નહીં આ મ્હારી.
પરન્તુ હે મૃદુ-પક્ષ પરી આ ત્હારી
      નીલ ભૂર્જ તરુવરની
અગણિત છાયામય સુરીલ આ સ્થળની
મોકળે કણ્ઠ ફાલ્ગુની રત રેલન્તી હોંશે,
એ તવ સુખમાં લહું મ્હારું હું પરમ સૌખ્ય તે તોપે.

રે એક ઘૂંટ અફૂરી ! જેને કરેલ શીતલ
ધરા તણા ઊંડાણ ગર્તમાં દીર્ઘ કાલ રાખી, આસ્વાદન જેનું
વનસ્પતિનું, હરિયાળીનું વળી ભોમનાં નૃત્ય ગાન વાદનનું
      અને હોય જે તાપ-તામ્ર ઉલ્લાસ સમુચ્છલ...
રે એક ચષક પરિપૂર્ણ, પ્રાણ જે દિયે ઉષ્મ દક્ષિણનો,
      ભર્યો ભર્યો સાચે જ લલિમાસભર વહત નિર્ઝરનો,
બિન્દુ બિન્દુએ ગ્રથિત એહવા પલક-તરલ પરપોટા જ્યહીં કિનારે
      જામ્બુ રઙ્ગથી રંજિત એ'વી ધારે,
જેનું કરી શકું હું પાન, અને મેલું જગને વણ જોયું,
અને હું થાઉં સઙ્ગ તવ લુપ્ત, મન્દપ્રભ વને, એવું મન મોહ્યું.

દૂર દૂર તું લુપ્ત થા. તું થા વિલીન, સચમુચ ભૂલી,
જે જાણ્યું નથી ત્હેં કદીય કશુંયે પર્ણ-પુઞ્જમાં રહીને–
      થકન વ્યગ્રતા ખીજ મુશીબત સહીને :
જ્યાં અહીં માનવી કરે પરસ્પર આહ-કરાહની વાત જ એક અટૂલી,
જ્યાં લકવાગ્રસ્ત કંઈક કમ્પતા ખિન્ન શ્વેત પળિયામાં,
જ્યાં યૌવન તેજવિહીન થતું, છાયા-નબળું મરવામાં,
જ્યાં વિચાર કંઈ કરવાનો તો તે કેવળ દુઃખ વ્યથાનો
ને બઙ્ગભારમય લોચનમાંની એક હતાશ કથાનો:
જ્યાં રાખી શકે સૌન્દર્ય નહીં નિજના દ્યુતિ-દીપ્ત નયનને
      કે પ્રેમ નવ્ય એ કાજ તરસતો ટકે ન ક્ષણના અયને.

દૂર દૂર ! હું ત્વરિત ઊડતો આવું ત્હારે કારણ,
ના વ્યાઘ્ર-જોતર્યા મદદેવના રથમાં સવાર થઈને,
તન્દ્રાળુ મન મ્હારું કરે વ્યાકુળ, રોકતું, તો પણ,
આવીશ દશ્ય ન એ'વી કલ્પના-પાંખ તણા ઉડ્ડયને.
આ હવે હું ત્હારી સઙ્ગ ' સદય છે રાત્રી:
ને ભાગ્ય કશું ! સિંહાસન પર છે ચન્દા ઉજ્જ્વલ ગાત્રી,
એ'ની ચારેઓર ચળકતી કશી મોહિનીમાયા !
રે અહીં પરન્તુ તેજ ન કંઈ વરતાયાં !
સિવાય કે નભમાંથી આવે કંઈ વાયુની લહર લહરની સઙ્ગ
આ હરાભરા અન્ધાર અને જામેલ લીલના ઘુમાવનો લઈ પન્થ.

હું નથી નીરખી શકતો મ્હારા ચરણ કને જે પડ્યાં હોય તે પુષ્પો,
      કે ડાળ તણે અવલમ્બન કેવી રુચિર રહેલ સુગન્ધ;
છતાં મહકમય અન્ધારે પ્રત્યેક મધુરની અટકળ અહીં કરન્ત,
જે વડે સુસજ્જિત ઋતુ-સમ્પન્ન થતાં તૃણ, ઝાંખર અને વન્ય-ફળ-
વૃક્ષો–.
      કાંટાળી બદરિકા, ગ્રામ્ય જાસુન્દ
અને પર્ણનાં આવરણે તે શીઘ્ર વિલાતાં નીલ-અરુણ ગુલવૃન્દ,
અને મધ્ય વૈશાખનું પ્રથમ-જ બાળ
      આગામી ધવલ ગુલાબ
      છલોછલ તુષાર-સિક્ત મદિરાએ.
જ્યાં આવજાવ ગુનગુની ભ્રમરની વસન્તની સન્ધ્યાએ.

અન્ધકારમાં શ્રવણ: અને કંઈ વાર
સરલ નિધનની સઙ્ગ કર્યો મ્હેં આંશિક પ્રેમ ઉમઙ્ગે,
હું શાન્ત પ્રાણને હવામહીં બહલાવું મનોમય છન્દે,
ને વધાવતો લઈ નામ ઘણાંયે મધુર મધુર સમુદાર.
હવે પરમ આનન્દમયી તું જ્યારે
      સર્વત્ર વહાવી રહી હૃદયને ત્યારે
ક્યારેય ચહું તે થકી અધિક વૈભવનું મૃત્યુ છે આજે,
કોઈ પીડ નહિ, નહીં વેદના, શમી જવું મધરાતે.

અચલ રહી ગાયા કરશે તું, અને વ્યર્થ મુજ કર્ણ:
તવ શોક-શાન્તિને ઉચ્ચગાન હું સચુક રોઉં-તૃણપર્ણ.

પ્રભવ નહીં તવ નિધન કાજ, પર છો તું, અમર્ત્ય વિહઙ્ગ !
નહીં કોઈ પણ ભુખાળ પેઢી ત્હને દબાવી શકશે.
ક્ષણે ક્ષણે આ સરતી રાતે રહું સુણી જે કણ્ઠ...
    સુણ્યો હતો પ્રાચીન સમે નૃપ-સમ્રાટે જન-જગતે.
એમ કદાચિત એ જ ગાનને માર્ગ સાંપડ્યો સીધો.
જ્યારે ઘર-વિરહે અતિ વ્યાકુળ રુથ જે હૃદય-દાહતા ક્લેશે.
    ખડી હતી નીતરતે લોચન કોઈ પરાયા દેશે,
એ જ ખરેખર એણે જાદુ ઘણી વાર છે કીધો–
    બારી પર જે ફેનીલ ભીપણ અબ્ધિ ભણી ઊઘડેલ.
    દાખવતી જે પરીલોક પરિત્યક્ત ઉદાસ અકેલ.

અકેલ ' રે એક શબ્દ તે મૃત્યુ-ઘણ્ટ સમાન,
    ત્હારી કનેથી પરત મ્હને લઈ ધરત આત્મને સ્થાન.
વિદાય ! લલિત કલ્પના, વઞ્ચના પરી,
    કીર્તિ નામના ત્હારી જેમાં, શકીશ ના તે કરી.
વિદાય વિહઙ્ગ વિદાય, ત્હારું આ કરુણ ગાન આછરતું,
    શીઘ્ર નિકટ હરિયાળીમાં ને અરવ નદીના પટમાં
    ટેકરીઓના ઢાળ પરે ને હવે જાય ઊતરતું
    તરત પછીની ખીણમહીં — વનપથમાં...
હતું અતીન્દ્રિય દર્શન કે એ હતું જાગૃતિ સ્વપ્ન ?
દૂર દૂર ગત નાદમાધુરી, છું જાગ્રત કે સુપુપ્ત ?

## La Belle Dame Sans Merci

## એક સુન્દર નિર્દય નારી

(પૃથ્વી)

'ત્હને હૃદય-પીડ કેવી રણશૂર સામન્તને ?
અકેલ મુખથી વિવર્ણ ભમવું અવારા સમું !
સરોવર સમીપની લહું વિલાઈ દુર્વા અહીં
અને વિહગનું ન કૂજન કંઈ...

'ત્હને હૃદય-પીડ કેવી રણશૂર સામન્તને ?
કશે મૃત સમાન આમ ગમગીન શોકાર્ત તું?
ભર્યોભર હજીય તે ચમરપુચ્છ[1] ભણ્ડાર છે,
અને ન લણણી, ન મોસમ...

'હું જોઉં તવ ભાલ-ભ્રૂ પરની પોયણી પાણ્ડુર,
મનોગત વ્યથા અને જ્વર-તુષારભીની થઈ.
અને તવ કપોલનું કુસુમ લાલ ફીકું થતું,
વળી શિથિલ, શીઘ્ર એમ કરમાતું...'

'મ્હને હરિત રાનભૂમિ પર એક નારી મળી,
નિતાન્ત રમણીય, કોઈક પરીની હો કન્યકા.
પ્રલમ્બ અતિ કેશ, શી ચપલ ચાલ ! ધીરી ગતિ !
અને નયન વ્યગ્ર, ઉત્સુક...

'તદર્થ કબરી અલઙ્કૃત કરન્ત વેણી રચી :
કીધેલ કર-કઙ્કને, કટિય તેમ સૌગન્ધિક :
મ્હને પ્રણય-કોડની નજરથી નિહાળી રહી.
અને મધુર નિઃશ્વસન...

'રવાલ-ગત મન્દ-વેગ તુરગે લઈ લીધ મ્હેં,
પ્રલમ્બ દિન, અન્ય ક્યાય નહિ દૃષ્ટિ મ્હારી વળી.
અપાઙ્ગ[2] કરી એય તે નજર, ઝૂકતી, ગુઞ્જતી
લયોચ્છલ પરીનું ગાન...

'મ્હને કંઈક કન્દમૂળ રુચિ મિષ્ટ આપેલ ને
વનેલ મધુ સઙ્ગ દિવ્ય શુચિ આર્દ્ર તે અન્નને.
અવશ્ય મુજને કહ્યું'તું અનભિજ્ઞ વાણી મહીં
"ખરે, હું ચહું છું ત્હને..."

"સુશોભનથી યુક્ત ગહ્વર મહીં મ્હને આણતી,
વિલાપ કરતી ત્યહીં દુખદ આહ-ઉચ્છ્વાસથી
ત્યહીં કરું છું બન્ધ એ નયન ઉગ્ર ઉચ્છૃઙ્ખલ
હું ચાર મુજ ચુમ્બને...

'અને ત્યહીં પ્રસાન્ત્વનાથી સુખ-સુપ્ત કીધો મ્હને.
અને હું ત્યહીં સ્વપ્ન કોઈ લહું, — રે વ્યથા
લાવતું.
હતું ચરમ સ્વપ્ન એ ક્વચિત નીરખેલાં મહીં,
ત્યહીં અમિત શીત પર્વત પરે...

'કંઈક નૃપ, રાજપુત્ર પણ પાણ્ડુવર્ણા લહ્યા,
વિવર્ણ ત્યમ યોધ મૃત્યુ-સિત સર્વ આક્રન્દતા
કહ્યા કરત "એક નિર્દય હિ સુન્દરીએ ત્હને
કરેલ નિજ દાસ..."

'ઉઘાડમુખ સર્વનાં અધર ભૂખથી શુષ્ક તે
ભયઙ્કર ધરન્ત ચેતવણી ધૂંધળા તેજમાં.
અને તરત જાગતાં હું મુજને નિહાળી રહું
અહીં અમિત-શીત પર્વત પરે...

'અહીં મુજ નિવાસનું સહજ એક આ કારણ,
અંકેલ મુડદાલ જેમ ભમતો રહું છું અહીં.
સરોવર સમીપની ગઈ વિલાઈ દુર્વા અને
નહીં વિહગનુંય કૂજન છતાં...'

*On First Lording Into Chapman's Homer*

## ચૅપમૅનના હોમરના પ્રથમ અવલોકને

(વસન્તતિલકા)

કીધી ઘણી સફર સ્વર્ણપ્રદેશની મહેં,
જોયાં સુરાજ્ય બહુ તેમ જ આધિપત્ય;
જે સૂર્યલોક સમ ચારણ-ભક્તિ સેવ્ય-
યાત્રા કરી કંઈક પશ્ચિમ દ્વીપની તે.
કૈં વેળ વાત સુણી વિસ્તૃત ક્ષેત્રની યે
જ્યાં છે ગભીરમુખ હોમરનું પ્રભુત્વ;
ને તો ય ચૅપમન-વેણ પ્રગલ્ભ તીવ્ર
સુણ્યાં ન, ત્યાં લગી ન શુદ્ધ હવા શ્વસી મહેં.

ને તે પછી, ગ્રહગતિજ્ઞ સમાન જાણે
હું; કોઈ નવ્ય ગ્રહ જ્યાં સરતો જણાય.
કે શક્ત કોર્ટિઝ, પ્રશાન્ત સમુદ્ર સામે
તાકી રહ્યો ગરુડદૃષ્ટિ તણે વિભાવ: —
શૃઙ્ગે ઊભો, અરવ, ડેર્યનમાંહિ, — સાથી
જ્યાં ચણ્ડ વિસ્મિત પરસ્પર નેત્ર માંડી.

શરદ

(કટાવ)

૧

ધુમ્મસને મબલખ રસમધુરાં ફળફળની છે મોસમ,
દિલોજાન દોસ્તી માંડી છે પ્રૌઢ ફલોન્મુખ પૂષન્;
એની સાથે મળી જઈને – અઙ્કુરના વેલાને,
તૃણ-છાજે ફેલાયા ત્હેને, ભારસુખી કરવાને;
સફરજનોથી કુટીર તરુને નીચે લગ ઝૂકવવા,
અને સર્વને ગર્ભ સુધીની પૂર્ણ પક્વતા ધરવા;
કોળાને મસ મ્હોટું, તેવું પીન ક્વચ હેન્ઝલનું
મધુર મીંજથી ભર્યું કરીને ઝાઝેરું ખીલવવું,
અને હજી વધુ, — પાછળનાં પુષ્પોને અલિગણ કાજે.
જ્યાં અન્ત નહીં હૂંફાળ સમયનો એ'વું એમને લાગે,
કાં જે ગ્રીષ્મે છલકાવ્યો છે શીતળ મધપૂડાને.

૨

ત્હને જોઈ ના કોણે વારંવાર સહારે બેઠી ?
ચોમેર અવારનવાર લહે જે કોઈ શકે તે પેખી.
ત્હને નફિકરી બેઠેલીને ભોંય ઉપર કોઠારે,
સહજ હલ્યા તવ કેશ ઉપણવે હલી હવા-હેલારે;
અગર ગાઢ નિદ્રામાં સૂતી અર્ધ લણેલા ચાસે,
ઘેનમહીં ખસખસની, એની ગન્ધ લીધેલા શ્વાસે.
(જ્યારે) ધરા બાજુની ને ફૂલ એનાં ચડ્યાં નહીં દાતરડે;
અને કદી કણકણ ભેગા કરનારી આંખે ચડે
નદી પાર, માથે લીધેલો ભાર છતાં સ્થિર પગની,
અથવા એપલનો આસવ નીકળે ત્યાં ધીર નયનની,
તું રહે જોઈ આખરનું ઝમવું, સાન ભુલેલ સમયની.

૩

ગીત વસન્ત તણાં ક્યાં છે ? હા, ક્યાં સઘળાં અટવાણાં ?
નહીં વિચાર હવે એનો, છે ત્હારી કને તવ ગાણાં.
આડ-વાદળાં ખીલવે હળવે અસ્ત થનાર દિવસને.
અને ખૂંપરાવાળાં મેદાનોને પાટલ વરણે :
પછી નદીનાં વેત્ર — પવનની લહર ચડે કે શમતી
તે રીતે ઊંચકાતાં કિંવા જાત રહેતી ઢળતી.
એમાં દુખને સૂર ડાંસ મચ્છર કૈં વિલાપ કરતા:
અને પુખ્ત મેંઢાં ડુઙ્ગરનાં વહેણથી બેં બેં લવતાં.
વાડ-ઝિલ્લિની ઝમઝમ. ને અવ ત્રિગુણિત માર્દવ સાથે
રોબિનની ઉપવન-વાડીથી ઝીણી સિસોટી વાગે:
અને એકઠાં થયેલ ચકલાં ચીંચીં કરતાં આભે.

## કલ્પના

(મિશ્રોપજાતિ)

ભલે રહેતી ચર નિત્ય, કલ્પના.
આનન્દની સંસ્થિતિ ના, નહીં ઘરે.
એકાદ કૈં સ્પર્શ થતાં વિલુપ્ત તે
જેવાં થતાં બુદ્‌બુદ વૃષ્ટિધારથી.
તો છો ભમે એમ સપક્ષ કલ્પના,
વિચાર-વ્યાપાર અતીક્રમી કહીં;
ઉઘાડીને પિઞ્જર પૂર્ણ ચિત્તનું
વેગે જતી તીર-શી અભ્રની ભણી.
હે કલ્પના મિષ્ટ !

કરો વિમુક્ત તે.
નિદાઘ-કેલી થતી નષ્ટ ભોગથી;
પ્રમોદ સન્તોષ વસન્તનો યે
વિશીર્ણ, પુષ્પે જ્યમ હો વિવર્ણતા.
રક્તોષ્ઠ જે કૈં ફલ શારદીય.
ધરે હિમે સ્વીય કપોલ-રાગ, જે
કરન્ત આસ્વાદન-તૃપ્ત, તે ય, - તો ?
— તો અગ્નિકુણ્ડે જઈ બેસવું, જ્યાં
સૂકાં જલે કાષ્ઠ, પ્રકાશપૂર્ણ જે
છે તત્ત્વ શીતર્તુની યામિનીનું.
ને શાન્ત જ્યાં વેષ્ટિત થાય યામિની,
ઘિઙ્ગા પગે ખેડૂત બાળથી જ્યાં
કરાય આઘા અહીં ત્યાં કરા બધા;
–જ્યાં રાત્રિ મધ્યાહ્ન મળી રહેલાં
નિગૂઢ કોઈ કપટ-પ્રબન્ધે
નિ:સારણે વ્યોમથી સન્ધિકાના.
ત્યાં સમ્ભ્રમે આકુલચિત્ત બેસ તું
ને કલ્પના મોકલ દૂર ધામમાં:
નિયોજીને ઉચ્ચપદે, તું મોકલ :
એની કને સંશ્રિત કૈં સહાયમાં
નીહારનો રોધ ઉવેખી આણશે
સૌન્દર્ય ઉર્વીતણું જે વિલુપ્ત તે.
—ને લાવશે ત્હારી કને સમસ્તને
બધાં મુદા-મઙ્ગલ ગ્રીષ્મ કાલનાં,
બધાંય મે-પલ્લવ, ઘણ્ટનાદને,
કાંટાળી કે ઓસિલ બીડઘાસથી
નિગૂઢ ને નીરવ ચૂપકીથી
બધીય તે શારદ-રિદ્ધિ સઞ્ચિત.
રે'શે કરી મિશ્રિત આ વિલાસ તે
જેવી થતી રે' ચષકે સુરા ત્રણ
ને ઘૂંટ લેશે તું; — સુણી રહેશે
સુસ્પષ્ટ શરદોત્સવગાન દૂરનાં;
લણાયલાં ધાન્યકણોની મર્મર;
વિહઙ્ગની રમ્ય પ્રભાત-સંસ્તુતિ;
ને એ જ તે વેળ મહીં, તું સાંભળે
ચણ્ડૂલને આગત ચૈત્ર માસના,
–કે કાગ કૉ કૉ મહીં વ્યસ્ત, ખોજતા
રહેલ કાંઈ કણસાં — પરાળને.
તું એક તિર્યઙ્ નજરે નિહાળશે
ડેઝી, હજારીગુલ, પાંદડીનાં
સહસ્ત્ર તે અમ્બુજ શ્વેત, ને હજી
તાજાં જ વાડે પ્રિમરોઝ ઊઘડ્યાં:
હેસિન્થ નાનાવિધ ઝાંયની સદા
જે નીલ રાજ્ઞી-શી વસન્ત મધ્યની :
—ને પૂર્ણ પ્રત્યેક, હરેક પુષ્પ જે
છે મૌક્તિકી વર્ષણધારથી નિજ.
— નિદ્રાળ એના દરમાંથી ડોકિયું
જરા કરે ખેતર-ઘૂસ, પેખશે.
— ને સર્પ જે સાવ શિયાળુ, પાતળો
ઉતારતો તેજલ-તીર કાંચળી;
— માળામહીં અણ્ડ બદામી કૈંક
સેવાયલું કણ્ટક ગુલ્મને વિશે
જોશે તું, પાંખો જવ લીલવાળા
નીડે વિરામી રહી, પક્ષિમણીની;

— પછી, ત્વરા ને ભય સાવધાની
ઊઠે બધે જ્યાં મધુકોપ – ઝુણ્ડ :
ને જ્યાં શરદ્-વાયુની ગુનગુની હો-
પાકાં પડે ધબ્ધબ વક્ષુનાં ફળ.
હે કલ્પના મિષ્ટ !

કરો વિમુક્ત તે.
જે કાંઈ હો તે બધું નષ્ટ ભોગથી.
ક્યાં છે નિહાળ્યા કીધ તે કપોલ
થયા વિના વર્ણવિહીન ? — કન્યકા
ક્યાં, હોઠ જે પુખ્ત સદાય કોરા ?
ક્યાં નેત્ર તે શ્યામલ સાવ તો યે
લહે નહીં ક્લાન્તિ ? મુખ તે કહીં છે
જેને નિહાળી શકીએ સ્થલે સ્થલે ?
તે વેણ ક્યાં છે, મૃદુ-મઞ્જુ સાવ
ફરી ફરી જે શ્રુતિસૌખ્ય અર્પતાં ?
એકાદ કૈં સ્પર્શ, વિલુપ્ત શર્મ...
જેવાં થતાં બુદ્‌બુદ વૃષ્ટિધારથી.

પઞ્જાળ, તો તો મર, કલ્પના હો
ત્વદીય તે ચિત્તની વલ્લભા સમી.
— શીખી લીધાં દેવથી યાતનાનાં
કેવી રીતે ભર્ત્સન, ભ્રૂવિકાર;
તે પૂર્વ, સેરેનીસુતા સુલોચના,
કટીથી ને ગાત્રની બાજુએથી
જે શ્વેત હીબીસમ; કાચ્ચિ જેની
સરી ગઈ સોનલ હૂકથી, ને
નીચે પડ્યો પાયની પાસ ઘાઘરો,
જ્યારે મધુપાત્ર ધરેલ ઓણે,
ને સુસ્ત જ્યાં જોવ. વિદીર્ણ પાશ હો,
હો હીરદોરી ગત કલ્પનાની:
દે તોડી ઝટ્ બન્ધન-ઘેર એનો...
આહ્‌લાદ આ'વા અતિ આણશે એ.
છો કલ્પના સઞ્ચરતી ઇતસ્તતઃ
આનન્દની સંસ્થિતિ ના, નહીં ઘરે.



## સાલવારી

૧૭૯૫. લણ્ડનમાં પેવમેન્ટ ફિન્સબરી ખાતે 'સ્વૉન ઍન્ડ હૂપ' અશ્વશાળામાં ઑક્ટોબરની ૨૯ કે ૩૧મીએ જન્મ.

૧૮૦૪. પિતાનું અવસાન.
માતાનું વિલિયમ રૉલિન્ઝ્સ સાથે ૨૭મી જૂને પુનર્લગ્ન.
એડમન્ટન ખાતે દાદીમા જેનિન્ઝઝને ત્યાં રહેવા ગયા.

૧૮૦૩-૧૧. રેવરન્ડ જૉન કલાર્કની શાળામાં એનફીલ્ડ ખાતે અભ્યાસ. વર્જિલના મહાકાવ્ય 'ઇનીડ'ના ભાષાન્તરનો આરમ્ભ.

૧૮૧૦. માતાનું માર્ચ માસમાં અવસાન

૧૮૧૧. સર્જન ટૉમસ હેમોણ્ડને ત્યાં અભ્યાસ.
'ઇનીડ'નું ભાષાન્તર પૂરું કર્યું.

૧૮૧૪. હેમોણ્ડને ત્યાંથી છૂટા થઈ સેણ્ટ ટૉમસ ઍન્ડ ગાઇઝ હૉસ્પિટલમાં અભ્યાસ.

૧૮૧૨. 'ઇમિટેશન ઑવ્ સ્પેન્સર' લખ્યું.

૧૮૧૩. ચિત્રકાર સેવર્ન સાથે મુલાકાત.

૧૮૧૫. પ્રસિદ્ધ સૉનેટ 'ઑન ફર્સ્ટ લૂકિંઝ ઇનટુ ચૅપમૅન્સ હોમર' રચ્યું.

૧૮૧૬. 'એક્ઝામિનર'માં સૌપ્રથમ રચનાનું પ્રકાશન – 'ઓ સૉલિટ્યૂડ' નામક સૉનેટ.
ગાઇઝ ખાતે 'ડ્રેસર' તરીકે નિયુક્તિ.
લી હન્ટ સાથે મુલાકાત, ઑક્ટોબરમાં
હેડન સાથે મુલાકાત, નવેમ્બરમાં.

૧૮૧૭. પ્રથમ કાવ્યસઙ્ગ્રહનું માર્ચમાં પ્રકાશન.
વસન્તમાં 'એણ્ડિમિઅન'નો આરમ્ભ કર્યો. નવેમ્બરમાં પૂરું કર્યું.
એપ્રિલમાં વાઇટ ટાપુ પર અને મેમાં માર્ગેટ ટાપુ પર રહ્યા.
સપ્ટેમ્બરમાં ઑક્સફર્ડ ખાતે બેઇલિને મળ્યા. તેમની સાથે સ્ટ્રેટફર્ડ ઑન એવનની મુલાકાત લીધી.

૧૮૧૮. 'એણ્ડિમિઅન' પ્રકટ કર્યું.
'ઇઝાબેલા' એપ્રિલમાં પૂરું કર્યું.
જુલાઈમાં, મુલ ટાપુ ખાતે શરદીનો સખત હુમલો.
'બ્લૅકવૂડ્ઝ મૅગેઝીન'માં 'કૉકનિ સ્કૂલ'નો નિન્દાત્મક હેવાલ.
સપ્ટેમ્બરમાં ગળાનો દુખાવો.
સપ્ટેમ્બરમાં 'ક્વાર્ટર્લિ રિવ્યૂ'માં ટીકાત્મક લખાણ.
સપ્ટેમ્બરમાં ફેનિ બ્રોન સાથે પ્રથમ મુલાકાત.

૧૮૧૮-૧૯. 'હાઇપેરીઅન'નો આરમ્ભ.

૧૮૧૯. 'ઇવ ઑવ્ સેન્ટ ઍગ્નિસ'નો આરમ્ભ.
'ઓડ ટુ સાઇકિ' અને 'લા બેલ દામ સાં મેર્સિ' (એપ્રિલ-મેમાં) લખાયાં. જુલાઈમાં 'ઓડ ટુ નાઇટિઙ્ગેલ' પ્રકટ થયું.
'લેમિઆ' રચ્યું
'હાઇપેરિઅન'નું લેખન પડતું મૂક્યું
'ટુ ઑટમ' લખાયું.
સપ્ટેમ્બરમાં લણ્ડનની ઊડતી મુલાકાત.
ડિસેમ્બરમાં ગળાનો દુખાવો તીવ્ર બન્યો.

૧૯૨૦. 'ઓડ ઑન ગ્રીશ્યન અર્ન' જાન્યુઆરીમાં પ્રકટ કર્યું.
ફેબ્રુઆરીની ૩જીથી બીમારી જીવલેણ બનવા માંડી.
૭મીએ કીટ્સ અને બ્રોન જુદાં પડ્યાં.
જૂન-જુલાઈમાં હણ્ટ સાથે કેણ્ટિશ ટાઉન પાસે રહ્યા.
જૂનની ૨૨મીએ લોહીની ઊલટીઓ થઈ.
ઑગસ્ટમાં શ્રીમતી અને કુમારી બ્રોનની સારવારમાં વેણ્ટવર્થ પ્લેસમાં રહ્યા.
સપ્ટેમ્બરમાં ચિત્રકાર મિત્ર સેવર્ન સાથે ઇટલી ઊપડ્યા.

૧૯૨૧. ૨૩મી ફેબ્રુઆરીએ રોમમાં અવસાન
૨૬મી ફેબ્રુઆરીએ દફનવિધિ

